શ્રી મોતીચંદ કાપડીઆ ગ્રંથમાળા ગ્રંથાંક-૩

# શ્રી આનંદઘનજીનાં પદો

( પચાસ પદનો શબ્દાર્થ, ભાવાર્થ અને તે પર વિસ્તૃત વિવેચન )

: લેખક :

સ્વ. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ

બી. એ., એલ-એલ બી. સોલિસિટર

योगः सर्वविपद्वल्ली विताने परशुः शितः ।
अमूलमंत्रतंत्रं च कार्मणं निर्वृतिश्रियः ॥

શ્રી હેમચંદ્રાચાર્ય

· પ્રકાશક ·

શ્રી મહાવીર જૈન વિદ્યાલય

ગોવાળીઆ ટૅંક રોડ

મુંબઈ ૨૬

*

આવૃત્તિ બીજી : પ્રત ૧૦૦૦

વિ. સં. ૨૦૧૨ સને ૧૯૫૬ વીર સં. ૨૪૮૨

મૂલ્ય રૂા. ૭-૮-૦

## સારંગ

કંત બીનુ કહો કોન ગતિ નારી

સુમતી સખી જઇ વેગી મનાવો, કહે ચેતન સુન પ્યારી. કંત૦ ૧
ધન કન કંચન મહેલ માલીએ, પિયુ બિન સબહી ઉજારી,
નિંદ્રા જોગ લહું સુખ નાહી, પિયુ વિયોગ તનુ જારી. કંત૦ ૨
તોરે પીત પરાઇ દુરિજન અછત દોષ પુકારી,
ઘરભંજન કે દરસન ન દીજે દીજે કાજ વિચારી કંત૦ ૩
વિષમ ચાંદ મહા મદ બિજુરી માયા રૈન અંધારી,
ગર્જિત આરતિ લવે જત દાદુર, કામકી વાઇ અસવારી. કંત૦ ૪
પિઉ મિતવે, મુજ મન તરફે, મેં પિઉ ખિજમતગારી;
ભુરકી દેઇ ભયે પિઉ મુજકુ ન લહે પીર પીયારી કંત૦ ૫
સંદેશ સુની આપે પિઉ ઉત્તમ ભઇ બહુત મનુહારી,
ચિદાનંદઘન સુજસ વિનોદ રમે રંગ અનુસારી. કંત૦ ૬

યશોવિજય

મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર

# પ્રકાશકનું નિવેદન



સ્વ. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ શ્રી મહાવીર જૈન વિદ્યાલયના એક આદ્ય સંસ્થાપક હતા. આ સંસ્થાની સ્થાપના ઈ સ ૧૯૧૫ મા થઈ ત્યારથી તે જીવનના અંત સુધી તેમણે મંત્રી અને ટ્રસ્ટી તરીકે અનુપમ સેવાઓ અર્પી હતી તેમની દીર્ઘકાળની અનેકવિધ સેવાના સન્માનાર્થે શ્રી મહાવીર જૈન વિદ્યાલયના તેમના સહકાર્યકર્તાઓ અને શુભેચ્છકોએ તા. ૨૦–૩–૧૯૪૯ ના રોજ રૂા ૭૦,૦૦૧) ની પર્સ તેમને અર્પણ કરી હતી. આ રકમમા શ્રી મોતીચદભાઇએ રૂા ૫૦૦૦) ઉમેરી જૈન સાહિત્યના પુસ્તક પ્રકાશનો માટે ખરચવાની ભલામણ સાથે રૂા. ૭૫,૦૦૧)ની રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સુપ્રત કરી, જે અનુસાર સ્વ શ્રી મોતીચંદભાઈએ લખેલ "**અધ્યાત્મકલ્પદ્રુમ**"ની ચોથી આવૃત્તિ અને "**જૈન દૃષ્ટિએ યોગ**"ની બીજી આવૃત્તિ અગાઉ પ્રગટ કરવામા આવેલ છે.

આ ગ્રંથમાળાના ત્રીજા પુસ્તક તરીકે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ સં. ૧૯૭૧ (સને ૧૯૧૪)મા પ્રગટ કરેલ "**આનંદઘનજીનાં પદો**" પ્રગટ કરતા અમને અત્યત આનંદ થાય છે. આ પુસ્તક પુન પ્રકટ કરવાની અનુમતિ આપવા માટે અમે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના કાર્યકર્તાઓનો આભાર માનીએ છીએ

શ્રી આનંદઘનજીનાં પદો સાદાં તેમજ સરળ હોવા છતા સમજવા માટે ગહન છે આ દૃષ્ટિએ શબ્દાર્થ, ભાવાર્થ ઉપરાત અક્ષરાર્થ આપવામા આવેલ છે આ પદોમા દાન, દયા, જ્ઞાન, માનવસેવા, પરોપકાર, તપશ્ચર્યા, જિનભક્તિ, સ્વાર્થત્યાગ વિગેરે મહાન્ ગુણોનું દર્શન થાય છે. પદના શબ્દે શબ્દે શ્રી આનંદઘનજીની યોગ–સાધનાના ભવ્ય દર્શન થવા ઉપરાત તેમની અધ્યાત્મદૃષ્ટિનો પયગામ જાણવા મળે છે પદો સર્વ દર્શન માટે ઉપયોગી છે. સગીતના શોખીનોને આ પદો ઉપયોગી છે શ્રી આનદઘનજીનો સમય, જન્મભૂમિ, સાહિત્ય પ્રવૃત્તિ અંગે ગ્રંથની શરૂઆતમા વિસ્તૃત વર્ણન કરવામા આવેલ છે. શ્રી આનંદઘનજીના પદો આજે બહુ લોકપ્રિય છે ત્યારે આ ગ્રંથનું પુન પ્રકાશન સર્વને ઉપયોગી થઈ પડશે એવી અમને આશા છે.

ગોવાળીઆ ટેક રોડ
મુંબઈ ૨૬
તા ૨૬–૧–૫૬



ચંદુલાલ સારાભાઈ મોદી
ચંદુલાલ વર્ધમાન શાહ
મંત્રીઓ શ્રી મહાવીર જૈન વિદ્યાલય.

# શ્રી આનંદઘનજીનાં પદો

## અ....નુ....ક્ર....મ

# શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન

શ્રી સુપાસજિન વંદીએ, સુખ સંપત્તિનો હેતુ લલના;
શાંત સુધારસ જલનિધિ, ભવસાગરમાં સેતુ લલના. શ્રી સુપાસ૦ (ટેક) ૧

સાત મહાભય ટાળતો, સપ્તમ જિનવર દેવ લલના;
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ લલના. શ્રી સુપાસ૦ ૨

શિવશંકર જગદીશ્વર, ચિદાનંદ ભગવાન લલના;
જિન અરિહા તીર્થંકરુ, જ્યોતિસ્વરૂપ અસમાન લલના. શ્રી સુપાસ૦ ૩

અલખ નિરંજન વચ્છલુ, સકળ જંતુ વિશરામ લલના,
અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ લલના. શ્રી સુપાસ૦ ૪

વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય સોગ લલના,
નિદ્રા તંદ્રા દુરંદશા, રહિત અબાધિત યોગ લલના શ્રી સુપાસ૦ ૫

પરમપુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન લલના;
પરમ પદારથ પરમેષ્ઠી, પરમ દેવ પરમાન લલના. શ્રી સુપાસ૦ ૬

વિધિવિરંચિ વિશ્વંભરુ, હૃષીકેશ જગનાથ લલના;
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ લલના શ્રી સુપાસ૦ ૭

એમ અનેક અભિધા ધરે, અનુભવગમ્ય વિચાર લલના;
જે જાણે તેહને કરે, **આનંદઘન** અવતાર લલના. શ્રી સુપાસ૦ ૮



## શ્રી અનંતનાથ જિન સ્તવન

ધાર તરવારની સોહલી દોહલી, ચૌદમા જિનતણી ચરણસેવા;
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા. ધાર૦ ૧

એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે;
ફળ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાંહે લેખે. ધાર૦ ૨

ગચ્છના ભેદ બહુ નયણ નીહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડિયા કલિકાળ રાજે. ધાર૦ ૩

વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસારફલ, સાંભળી આદરી કાંઈ રાચો. ધાર૦ ૪

દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે, કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ ક્રિયા કરે, છાર પર લીંપણું તેહ જાણો. ધાર૦ ૫

પાપ નહીં કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો, ધર્મ નહીં કોઈ જગ સૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો. ધાર૦ ૬

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી, જે નરા ચિત્તમાં નિત્ય ધ્યાવે
તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ પાવે. ધાર૦ ૭

(પ્રથમ આવૃત્તિની)

# પ્રસ્તાવના

આનંદઘનજી મહારાજનાં પદો તરફ બહુ જ માનની લાગણીથી જોવામા આવે છે. જૈન અને જૈનેતરો તેને બહુ આનંદથી ગાય છે અને તે પદો ગાતી વખત અપૂર્વ માનસિક સુખ અનુભવે છે તે અનેક પ્રસંગે જોવામાં આવ્યું હતું. આ પદો જિનમંદિરમાં અન્ય ધાર્મિક પ્રસગે ગવાતાં સાંભળ્યા હતા, પરંતુ એક પ્રસગે તે વાચવાનો પ્રસગ પ્રાપ્ત થતાં જણાયુ કે તે પદો સામાન્ય રીતે સમજી શકાય તેવા નથી. તે સમજવા માટે શાસ્ત્રશૈલીનું ઘણુ સ્પષ્ટ જ્ઞાન હોય અને શ્રી આનદઘનજીની ભાષા સમજતા હોય તેવા અભ્યાસી વિદ્વાનની મદદની ખાસ આવશ્યકતા છે એમ લાગ્યું. અધ્યાત્મકલ્પદ્રુમનું મૂળ સંસ્કૃતમા છે તેનો લાભ લેનારા કરતા પણ આવા પદોનો શ્રવણ મનન દ્વારા લાભ લેનારા વિશેષ મળવા સંભવિત ધારી તેની અર્થગવેષણા કરવા માડી. દરમિયાન સંવત ૧૯૬૭ ના ચૈત્ર-વૈશાખની ઉનાળાની રજાના વખતમા શ્રી ભાવનગર જવાનું થતા ત્યાં શાતમૂર્તિ શ્રીમદ્ વૃદ્ધિચંદજી મહારાજના શિષ્ય પન્યાસજી શ્રી ગભીરવિજય ગણિ જેઓનું આગમનુ જ્ઞાન અનુભવસિદ્ધ અનેક પ્રસગે થયુ હતુ તેઓને આ પદના અર્થો સભળાવવાની વિજ્ઞપ્તિ કરી. તેઓએ જરા ઇચ્છા બતાવી તેથી બીજે દિવસે છાપેલ પુસ્તકની બે કોપી લઈ તેઓ પાસે ગયો તેઓએ પ્રથમ ત્રણ પદ સમજાવ્યા તેમા બહુ જ આનંદ થયો. શાસ્ત્રશૈલીના જ્ઞાન સાથે વાત ઉપરથી જણાયું કે આનદઘનજી મહારાજે જે દેશમાં બોલાતી ભાષા વાપરી છે તે દેશના પોતે પણ સંસારીપણામા વતની હતા, એ હકીકતથી અને ખુલાસા સતોષકારક થતા હોવાથી બીજા દિવસે સવારનો ટાઇમ મુકરર કરી પદ પરનુ વિવેચન આગળ ચલાવવા વિજ્ઞપ્તિ કરી, જે તેઓએ બહુ કૃપા કરી સ્વીકારી. તેનો લાભ લેવામા મારી સાથે મારા મિત્રો અને સ્નેહીઓ જોડાયા અને લગભગ પંદર જિજ્ઞાસુઓનો નિયમિત વર્ગ ત્રીજા દિવસથી શરૂ થઈ ગયો મહારાજશ્રી જેટલું બોલતા હતા તે સર્વ ત્યા જ લખી લેવાનો મેં નિયમ રાખ્યો હતો અને ઘેર જઇ વિસ્તારથી વિવેચન નિર્દિષ્ટ અર્થાનુસાર નોટમા લખવાનો પ્રયત્ન શરૂ કર્યો હતો મારી સાથેના સહાધ્યાયીઓ પણ બનતી નોટ લખી લેતા હતા અને મારી નોટ ઉતારી લેવાની ઇચ્છા રાખતા હતા અને કેટલાકે તેમ કર્યું પણ હતુ. તે નોટોમાથી એક નોટ મુનિરાજ બુદ્ધિસાગરજીને

મળી અને તેને જોઇને તેઓએ શ્રીમદ્‌ના પદોનો ભાવાર્થ લખ્યો છે એમ તેઓશ્રીના લેખથી જણાઈ આવે છે આ પ્રમાણે ૧૭ દિવસ સુધી નિયમિત અર્થ વિવેચનનું કામ ચાલ્યું, અનેક શંકાઓ પૂછાણી, તેના સવિસ્તર ખુલાસા ઉક્ત મહાત્માએ આપ્યા અને તેઓએ જે જે બતાવ્યું તે સર્વ ત્યાં બેસીને જ લખી લીધું ત્યારે તો માત્ર ૫૦ પદ કર્યા હતા; પછીના પદો શેઠ નરોત્તમદાસ ભાણજી કાપડીઆએ પોતાને બંગલે પં ગંભીરવિજયજીને પધરાવી બાકી લીધા, નોટ કરી તે નોટ મળી છે અને બાકીના પદો તદનુસાર છે મહારાજશ્રી પાસે બેસીને લખી લીધેલ નોટ મારી પાસે હજુ પણ જાળવી રાખેલી છે એ રીતે પચાસ પદના અને આગમના અર્થવિવેચનનું જ્ઞાન પ્રાપ્ત થયું તેનું પરિણામ આ પુસ્તક છે ત્યાર પછી મારે મુંબઈ આવવાનું થતા વર્ગવ્યવસ્થા બંધ પડી ગઈ, પણ ત્યારપછી એક બીજે પ્રસંગે ઉપર જણાવ્યું તેમ મારા મિત્ર શ્રી નરોત્તમદાસ ભાણજીએ બાકીના પદોનો અર્થ મહારાજશ્રી પાસે સાંભળી લખી લીધો છે તેમની નોટ મને મળી શકે તેમ છે જેનો ઉપયોગ તે પચાસ પછીના પદમાં કરેલ છે, અને સામે પદો મેળવવાની શોધખોળ પણ લેખકે કરી છે

ઉપર જણાવ્યું તે પ્રમાણે પંન્યાસજી મહારાજ શ્રી ગંભીરવિજયજી જે અર્થ બતાવતા હતા અને વિવેચન કરતા હતા તેના પર સંપૂર્ણ વિવેચન-ભાવાર્થ તે જ દિવસે પૂરતો વખત મેળવી લખી લેવાની પદ્ધતિ રાખી હતી અને તે વિવેચન લખતા જો કાંઈ શંકા રહી જાય તો પૂછવાનું કામ બીજે દિવસે શરૂઆતમાં વર્ગશિક્ષણ વખતે થતું હતું ગરમીની રજાનો આવો સારો ઉપયોગ થવાથી મનમાં બહુ આહ્લાદ થતો હતો અને મારા સર્વ સહાધ્યાયીઓ પણ મહારાજશ્રીના અર્થ બતાવવાના ચાતુર્ય અને વિચારબળને માટે બહુ વખાણ કરતા હતા. અભ્યાસીમાંના ઘણાખરા પોતાની શંકાઓ પૂછીને વિષયનો એટલો નિર્ણય કરતા હતા અને મહારાજશ્રી દરેક પ્રશ્નની બાબતમાં એવા સુંદર ખુલાસા કરતા હતા કે જિજ્ઞાસુઓને આ વિવેચનમાં કાંઈ અપૂર્વતા જણાય તો તે તેનું પરિણામ માની, તેમાં આશ્ચર્ય પામવાનું નથી. જે મહાત્મા પુરુષે પોતાનું આખું જીવન ધર્મવિચારણામાં ગાળ્યું હતું, જેમનો આગમબોધ તે કાળમાં એકમતે અતિ ઉચ્ચ મનાતો હતો અને જેઓનું ચારિત્ર વિશુદ્ધ અને ક્રિયાજ્ઞાનયુક્ત મનાતું હતું તેઓના એક એક શબ્દ મહા અર્થઘટના યુક્ત નીકળે એ સહજ સમજી શકાય તેવી હકીકત છે

સંવત્ ૧૯૬૭ ના ગરમીના સમય પછી મુંબઈ આવી પદના અર્થ વિવેચન પર વધારે વિસ્તારથી વિવેચન લખી રાખવા ઇચ્છા થઈ આવા મહાન્ અર્થગૌરવવાળા પદો ઉપર વિવેચન કરવા માટે યોગ અને અધ્યાત્મ સંબંધી બહુ વિશાળ અભ્યાસ કરવાની આવશ્યકતા લાગી, તેથી એક બાજુએ વાચન અને બીજી બાજુએ મનન કરવાનું શરૂ કર્યું અર્થવિચારણા કરવા સાથે શ્રી હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર શુભચંદ્રાચાર્યનો જ્ઞાનાર્ણવ, પાત

જલનું યોગદર્શન, વિવેકાનંદનો રાજયોગ, ઉપાધ્યાયજીની દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, હરિભદ્રસૂરિનાં યોગદૃષ્ટિસમુચ્ચય અને યોગબિન્દુ વિગેરે યોગ તથા અધ્યાત્મના પુસ્તકો જે પૂર્વે સામાન્ય રીતે જોયા હતા તેનું સવિશેષ અવલોકન કર્યું, તે પર વિચાર કર્યો, જૈનયોગ અને અન્ય યોગની તુલના કરી, ઉપરોક્ત યોગદૃષ્ટિસમુચ્ચયાદિ ગ્રન્થ તથા તેને અનુસારે લખાયેલી યોગદૃષ્ટિની સજ્ઝાય વિગેરે જોયા અને વચ્ચે વચ્ચે પદોનુ અર્થચિંતવન કરી કાંઈક લેખનની પ્રવૃત્તિ ચાલુ રાખી એકેક પદ પર બની શકતો વિચાર કરી તેને માટે ગ્રન્થો વાચવાયોગ્ય લાગે તે વાચી જ્યારે મનમા સંતોષ થાય ત્યારે જ વિવેચન લખવાનુ કાર્ય કરવાની ધારણા-ને બનતે અંશે આખા પુસ્તકલેખન દરમ્યાન સ્વીકારી છે અને તેથી અસ્તવ્યસ્ત વિચારોને બનતાં સુધી આ પુસ્તકવિવેચનમા સ્થાન આપ્યું નથી. બાર તેર પદ 'શ્રી જૈન ધર્મ પ્રકાશ'મા છાપ્યા તે અત્ર લીધા છે પણ તેમા વાચકને અન્યાય થતો લાગવાથી પદો મારી પાસે અર્થ સહિત હતા તે અને શ્રી નરોત્તમદાસભાઈ ભાણજીની મહેનતનો મારી બુદ્ધિ સાથે ઉપયોગ કર્યો છે.

આવી રીતે જેટલુ બની શકે તેટલુ ઉપયોગી વિવેચન કરવાની ઇચ્છા રાખી હતી, જેને પાર પાડવા બનતી કોશીશ કરવામાં આવી છે તૈયાર કરેલ છેવટનું વિવેચન તપાસી જોવા માટે મારા કાકા શ્રીયુત કુંવરજી આણંદજીને સોપવામા આવતુ હતું. તેઓ શાસ્ત્ર-શૈલી તથા ભાષાના જાણકાર હોવાથી વિવેચનવિભાગમા કાંઈક ફેરફાર સૂચવતા હતા. તેવી રીતે તૈયાર થયેલ કોપી પંન્યાસજી શ્રીમદ્ આનંદસાગરજીને તેઓ જ્યાં સ્થિત હોય ત્યા પોસ્ટ દ્વારા મોકલવામા આવતી હતી શાસ્ત્રશૈલીના પૂર્ણ વેત્તા અને આગમ તથા ન્યાયના પ્રથમ પંક્તિના વિદ્વાનના હાથમાથી વિવેચન પસાર કરાવવાની ખાસ જરૂર હતી, કારણ કે યોગ કે અધ્યાત્મના વિષયમાં શાસ્ત્રશૈલીને બાધ કરનાર એક પણ વચન નીકળે તો મહાહાનિ કરનાર થઇ પડે એ વાતનો મનમા નિર્ણય હતો પરોપકારબુદ્ધિથી તે મહા-ત્માએ પોતાનો અમૂલ્ય વખત કાઢી અનેક જગ્યા પર સુધારણા કરી આપી વિવેચનને શાસ્ત્રાનુસાર કરી આપવા કૃપા કરી છે તે માટે તેઓશ્રીનો અને મારા પૂજ્ય કાકાશ્રીનો આ પ્રસંગે ખાસ ઉપકાર માનવાની તક લેવામા આવે છે. મારો એવો અંગત અભિપ્રાય છે કે શાસ્ત્રવિરુદ્ધ લખાયલુ એક વચન પણ અત્યંત નુકસાન કરે છે. કેટલાક વિદ્વાનોનુ એવુ માનવું છે કે સો પૃષ્ઠમા નેવુ પૃષ્ઠ ઉપયોગી હોય તો તેટલા પૂરતો તો લાભ થાય, એ વાત મને યોગ્ય લાગતી નથી મારા નમ્ર વિચાર પ્રમાણે શૈલી વિરુદ્ધના દશ પૃષ્ઠો નેવુ પૃષ્ઠો કરતા વધારે નુકસાન કરે છે અને એવા પુસ્તકથી લાભનો સંભવ જ રહેતો નથી. ગમે તે પ્રકારે પ્રેસમા પુસ્તક મોકલી આપનાર અવ્યવસ્થિત વિચારના લેખકોને અને તેવા પુસ્તકો વાચનારને કદાચ આ વાત પસંદ ન આવે એ બનવાજોગ છે, પરંતુ બનતી રીતે શાસ્ત્રગ્રંથોનુ યોગ્ય દોહન થવુ જોઇએ એ સંબંધમા તો કોઇનો જૂદો મત પડે એમ સંભવ લાગતો નથી આવી રીતે તૈયાર કરેલ વિવેચન છપાવી જાહેર પ્રજાના

ઉપયોગ માટે બહાર પાડ્યુ છે તે કરેલ ધારણામાં કેટલે અંશે ફલીભૂત થયેલ છે તે વિચારવાનુ કાર્ય વાચનારાઓનુ અથવા ટીકાકારોનુ છે

અર્થવિવેચન વિભાગમા કોઈ કોઈ પ્રસંગે બહુ વિસ્તાર કરવામા આવ્યો છે નય નિક્ષેપ પર પાંચમા પદમા, યોગસબંધમા છઠ્ઠા પદમાં અને દર્શન સંપ્રદાયો પર સત્તાવીશમા પદમા ખાસ વિવેચન તે તે વિષયોનો અભ્યાસ કરીને લખવામા આવ્યુ છે એમ કર વાનો હેતુ એટલો છે કે જે અપૂર્ણ ગ્રંથોમા તે વિષય ચર્ચેલા છે તે વાચવા વિચારવાનો સમય ઘણા વાચકોને મળી શકતો નથી અને આધુનિક ગુજરાતી ભાષામાં તેનુ વિવેચન હોય તો શાસ્ત્રાવગાહનરુચિ થવી સંભવિત છે; તેથી ટૂંકામા પણ મુદ્દાસર વિવેચન એ એ વિષયો પર કર્યુ છે એવા ગહન વિષયોની રેખા માત્ર પણ ચીતરી શકાય, તે પુસ્તકના કદના પ્રમાણમા બનવુ મુશ્કેલ છે, પરંતુ જે દિગ્દર્શન કરાવવા પ્રયત્ન કરવામા આવ્યો છે તે શાસ્ત્રમનનની જિજ્ઞાસા થવાના ઉદ્દેશથી જ કરવામા આવ્યો છે અને તે કાર્ય એ અલ્પાંશે પણ થયુ હોય તો તે આનંદપ્રદ છે ઘણા પ્રાણીઓ એવા વિષયના પુસ્તકો વાંચી શકે પણ નહિ તેઓને આવુ દિગ્દર્શન જેટલુ વિવેચન પણ લાભ કરનારુ થાય એમ લાગે છે આવા મહાન્ અર્થગૌરવવાળા પદો ઉપર સારી રીતે વિવેચન કરવાની આવશ્યકતા એટલા માટે છે કે અપૂર્વ વિદ્વાનના એક એક વાક્યમા અર્થચમત્કૃતિ રહેલી હોય છે ભાવપૂર્ણ પદોના પ્રત્યેક વાક્ય પર એટલુ વિવેચન થઈ શકે તેમ છે કે અત્ર જેટલું લખાણ કર્યુ છે તે અત્યંત અલ્પ છે એમ કહેવામાં અતિશયોક્તિ જરા પણ નથી. એક પાચમા કે છઠ્ઠા પદ પર જ જો સંપૂર્ણ વિવેચન કરવામા આવે તો આવા અનેક પુસ્તકો ભરાય તેમ છે આવા અપૂર્વ અર્થઘટનાવાળા પદોના વિવેચનમા જેમ જેમ શાંતિથી વિચાર કરવામા આવે તેમ તેમ વધારે અર્થસ્ફુરણા થાય તેમ છે

આ વિવેચનમાં શબ્દાર્થ, અક્ષરાર્થ અને ભાવાર્થનો ક્રમ જાળવવામા આવ્યો છે જેઓને વિવેચન વાચવાની જરૂર, અવકાશ કે અપેક્ષા ન હોય તે અર્થવિચારણા કરી શકે તેથી માત્ર શબ્દાર્થ પણ નોટમા આપ્યા છે અને તેમ કરવાનો હેતુ એટલો છે કે કેટલાક સ્વતંત્ર વિચાર કરી શકે તેવા પ્રાજ્ઞ પુરુષોને વિવેચન વાંચવાની જરૂર ન હોય તો તેઓ તેમ કરી શકે વળી એકલુ ગાન કરવાની ઇચ્છા હોય તેને એક ગાથા પછી બીજી ગાથા પ્રાપ્ત કરતા વચ્ચે પૃષ્ઠો મૂકી દેવાં પડે અને ગાવાના લયમાં ભંગ પડે એ સ્થિતિ વિવેચન છપાઈ ગયા પછી જણાઈ અને એમ થતાં કર્તાના મૂળ ઉદ્દેશને ખામી આવે એમ લાગ્યુ તેથી પુસ્તકને છેડે સર્વ પદો મૂળ સ્વરૂપે પણ આપી દીધાં છે કે જેનો ઉપયોગ ગાનાર બહુ સારી રીતે કરી શકશે. આથી પુસ્તકમા થોડા પૃષ્ઠોનો વધારો થયો છે અને તેથી કાંઈક પુનરાવર્તન જેવું પણ થયુ છે પરંતુ તેમ કરવું ઉપર્યુક્ત કારણથી આવશ્યક છે એમ એક વિદ્વાન્ મિત્રનો સ્વાધીન મત હોવાથી તેમ જ લક્ષમાં લાવી

ટીકાવાળા ગ્રંથ માટે પણ તેમ કરવાની પદ્ધતિ શરૂ થયેલ હોવાથી અત્ર તેમ કરવાનું ચોગ્ય ધારવામા આવ્યું છે એ ખાસ વધારામાં મૂળમા જે પાઠ સ્વીકાર્યો છે તે જ દાખલ કરવામા આવ્યો છે તેથી પાઠાતર માટે તો વિવેચન તરફ જ જોવાની જરૂર રહેશે.

મુંબઇનિવાસી અને જૈન ગ્રથો છપાવવાની બાબતમા પહેલ કરનાર શ્રાવક ભીમશી માણેકે 'આનંદઘન અને ચિદાનંદ બહુંતેરી'ના નામથી એક બુક છપાવેલ છે. એ પુસ્તક બહુ સુંદર રીતે છાપ્યું છે પણ તેમા બહુ અશુદ્ધિ જોવામા આવી. આથી એ પદોની ચાર પ્રતો મેળવી. એક બહુ શુદ્ધ પ્રત મુનિરાજશ્રી ભક્તિવિજયજી (શ્રી આત્મારામજી મહારાજના પ્રશિષ્ય) તરફથી મળી હતી અને બે પ્રતો શ્રી લક્ષ્મીચંદ ઘેલાભાઇએ શ્રી પાલીતાણાના અબાલાલજીના ભંડારમાંથી લઇને મોકલી આપી હતી. એક ચોથી પ્રત પુસ્તકના આકારમા લખેલ એક યતિ પાસેથી મળી હતી. એ ચાર પ્રતો ઉપરથી મૂળ પાઠ તૈયાર કરવામા આવેલ છે. એમાં જ્યા જ્યાં પાઠાંતરો મૂકવા ચોગ્ય લાગ્યા ત્યાં ત્યા મૂક્યા છે. પાઠાંતરો નોટમા લખવાનું ખાસ કારણ એ છે કે આ પદો ગાન કરવાચોગ્ય છે. અને ગાન કરતા એકાદ અક્ષર વધવા ઘટવાથી લય ત્રુટી જાય તો કર્ત્તાને જ જાણે લયનું પૂર્ણ જ્ઞાન નહોતું એવો આક્ષેપ આવી જાય. આથી જ્યા લયને આઘાત અથવા અસર કરે એવા પાઠાંતર પ્રાપ્ત થયા છે ત્યાં તેને બનતા સુધી નોટની અંદર જ લખવામા આવ્યા છે. અર્થવિચારણામા પણ પાઠાતરનો મોટો ઉપયોગ છે અને કેટલાક પાઠાંતરો તો અર્થમા મોટો ફેરફાર કરે છે. કેટલાક પાઠાતરોનો અર્થ ન બેસવાથી લોકો તેને ફેંકી દે છે તેથી ભવિષ્યમા બહુ નુકસાન થાય છે, તેથી બનતા સુધી સર્વ પાઠાતરો નોટમા લખવામા આવ્યા છે. જો કે આ સ્થળે આનદઘનજીના હસ્તે લખેલી કે તેઓના સેવકોની લખેલી પ્રતિ મળી હોત તો કંઈ પણ કહેવાનુ રહેત નહીં, પણ તે ન મળવાથી આ પ્રયત્ન કરવાચોગ્ય અને ઉપયોગી લાગ્યો છે.

ખુદ આનંદઘનજીની કૃતિ, ગાન, પદનો ઉચ્ચ આશય વગેરે મૂળ પુસ્તકને અંગે પ્રાપ્ત થતી હકીકત પર ઉપોદ્ઘાતમા વિવેચન કરવામાં આવ્યુ છે તેથી અત્ર તે પર ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી. વિવેચનને અગે મને જે મદદ મળી છે તેમા બે ટબાવાળી પ્રતો છે. એક પ્રતમા પચીશ પદનો ટબો લખેલો છે જેમાના આ પચાસ પદમાથી *સત્તર પદ આવેલા છે આ પ્રત બહુ શુદ્ધ છે. જો કે તેની ભાષા મારવાડીને મળતી છે પણ પ્રયાસ કરવાથી સમજી શકાય તેવી છે ટબો લખનાર કોણ છે તે સમજાતું નથી કારણ કે ટબાકારનું નામ પ્રાપ્ત થતુ નથી અને મારી પાસે જે પ્રત આવી તેમા

* પદ ૯, ૧૧, ૧૭, ૨૩, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૨, ૪૧, ૪૩, ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૫૦ એ સત્તર પદ પર ટબો આ પ્રતમા છે

માત્ર ૧૭ પાના હતા અને પ્રત અપૂર્ણ હતી. પ્રાય પ્રતના છેવટના ભાગમા ટબો કરનારનુ નામ આપવામા આવ્યુ હોય તો મને માલુમ નથી. જે જે પદો પર ટબો આપવામા આવ્યો છે ત્યા તેની મદદ સપૂર્ણ રીતે લીધી છે અને ટબાકારનો આશય વિવેચનમા સર્વ જગ્યા પર બનતી રીતે બતાવવામા આવ્યો છે બાકીના પદો પરના ટબાની કોપી પણ કરાવી રાખી છે જે હવે પછી આ પુસ્તકના દ્વિતીય વિભાગમા ઉપયોગમા લેવામા આવશે. બીજી ટબાવાળી પ્રત સપૂર્ણ છે એમા આ પચાસ પદોમાથી માત્ર ૯, ૧૭, ૩૨ અને ૫૦ મા પદ પર જ ટબો છે એ પ્રતનો ટબો લખનાર અને પ્રથમ જણાવેલી પ્રતનો ટબો લખનાર એક જ પુરુષ હોય તેમ જણાય છે કારણ કે અર્થ વિવરણમા જે જે શબ્દો વપરાયા છે તે લગભગ સરખા છે, છતા આ પ્રત વિશેષ શુદ્ધ અને કાંઈક વધારે વિસ્તારવાળી આ પ્રતની પણ કોપી કરાવી રાખી છે પ્રથમ પ્રતમાંહેના બાકીના આઠ પદોનો ઉપયોગ પુસ્તકના દ્વિતીય વિભાગમા થશે. ભાષાના અને શૈલીના જાણનાર કોઈ મહાત્માએ આ ટબો લખેલો છે તેથી તે બહુ ઉપયોગી છે ટબાકારને પણ કોઈ કોઈ જગ્યાએ લખવુ પડ્યુ છે કે 'આનદઘન મહારાજનો આશય તેઓ સમજી શક્યા નથી.'

વિવેચનને અગે આ ઉપરાત સારતુ ટબા અનુસારે લગભગ ટબા જેટલા જ પદોનુ વિવેચન લખેલુ મારા જોવામા આવ્યુ હતુ અને પ્રાયે તે ટબા અનુસાર હોવાથી અને ટબાકાર તરફથી થયેલ પ્રયત્નનો ઓછો લાભ મને મળેલો હોવાથી તેનો બહુ ઉપયોગ કરવો પડ્યો નથી. આ ઉપરાત દરેક પદ વાચતી વખતે જે જે ભાવ મને સ્ફુરતા હતા તે બતાવવા માટે અન્ય પુસ્તકો વાચી વિદ્વાનો સાથે ચર્ચા કરી અને પત્ર દ્વારા માહિતી મેળવી વિવેચનને બને તેટલુ ઉપયોગી કરવા પ્રયત્ન કરવામા આવ્યો છે

આનદઘનજી મહારાજનો આશય કેટલો બધો વિશાળ, ગભીર અને વિસ્તૃત છે તે બતાવવા માટે એક જ દાખલો પૂરતો થઈ પડશે. જ્ઞાનસારજી જેઓ પોતે પણ યોગાભ્યાસી હતા તેઓ આનદઘનજીની ચોવીશી પર ચાળીશ વરસ સુધી વિચાર કર્યા પછી છેવટે જ્યારે શરીરસ્થિતિ ટકવાની અસ્થિરતા જણાણી ત્યારે વિચારનુ પરિણામ લખી ગયા અને તે પ્રમાણે તે ચોવીશીના અર્થ છપાઈને બહાર પડેલ છે આવા ત્યાગવૈરાગ્યવાળા અને યોગના અભ્યાસી ચાળીશ વરસની વિચારણા પછી લખેલા ચોવીશીના ભાવાર્થના ઉપોદ્ઘાતમા લખે છે કે—

બાળક બાહ પસારીને કહે ઉદધિ વિસ્તાર
આશય આનદઘનતણો અતિ ગભીર ઉદાર

આવા અસાધારણ શબ્દોમા આનદઘનજીના આશય માટે વૈરાગ્યરસમા લીન થયેલા જ્ઞાનસારજી લખે છે એ ઉપરથી સાર એ જ નીકળે છે કે, જ્યારે ચાળીશ વરસની

સતત વિચારણા પછી અને વૈરાગી જીવન પછી પણ જ્ઞાનસારજીને તેઓશ્રીની કૃતિના અર્થને કાગળ ઉપર લખવાની વાતમાં એક પ્રકારની ધૃષ્ટતા લાગી અને તે પ્રયત્નને **बालोऽपि किं न निजबाहुयुगं वितत्य, विस्तीर्णतां कथयति स्वधियाम्बुराशेः** બાળક પોતાના બાહુને પસારીને કહે કે ' સમુદ્ર આવડો મોટો છે ' એના જેવો લાગ્યો ત્યારે પછી અતિ ગંભીર આશયવાળા તેમના કરેલા પદોનું સંસારના અનેક બંધનમા રચેલપચેલ મારા જેવો એક સામાન્ય માણુસ વિવેચન લખે તેને માટે શું કહેવુ તે વિચારવા યોગ્ય છે. ધંધા તથા સસારને અગે અનેક પ્રકારની વિચિત્ર વિકારમય જિંદગીમા દિવસનો મોટો ભાગ ગાળનાર આવા ઉત્તમ પદ પર વિવેચન કરવાને અધિકારી પણ ગણી શકાય કે નહિ ? એ પ્રશ્ન અનેક વાર મારા મનમાં ઉદ્ભભવ્યો હતો અને હજી તે શકાનું સતોષકારક સમાધાન થયું નથી; છતા ગુરુમહારાજે કૃપા કરી જે અર્થવિચારણા બતાવી છે તે અતિ ઉપયોગી જણાયાથી અને જાહેર પ્રજાને તેનો લાભ મળે તો પ્રયાસનું એક રીતે પણ સાર્થક્ય છે એમ ધારી આ પદ પર વિવેચન ગુરુદર્શિત માર્ગ પર કરવા પ્રયત્ન કર્યો છે અને તેને જાહેરમા મૂકવાની લાલચ સ્વપર લાભના હેતુએ કરી છે. એમા જે જે સ્ખલનાઓ થઇ હોય તેને માટે જવાબદારી પોતાની છે, કારણ કે નયગર્ભિત વચનને એકાતમા ખેંચી જવાના પ્રસગો બહુ આવે છે સામાન્ય રીતે આ પદોમાનુ કોઇ પણ વચન લેતા તે વાત જણાઇ આવે તેમ છે. વળી એવી સ્ખલનાઓ થવી પણ સંભવિત છે કોઈ વખત આનદ-ઘનજી મહારાજના આશયને બતાવવાનો પ્રયત્ન કરવા જતા તેમના અગિત વિચારોથી તદ્દન ઊલટી બાજુએ પણ ચાલ્યા જવાનુ બને, પરંતુ એમ ન બને તેટલા માટે ઉપરોક્ત સ્વીકારાયલા વિદ્વાનોને આ વિવેચન બતાવી બનતી સ્ખલનાઓ દૂર કરવા તત્પરતા રાખી છે, છતા આશય સમજવાની અસમર્થતાને લીધે અને વિષય ઝળકાવવાની અશક્તિને લીધે પ્રમાદ થયો હોય તો તે ક્ષતવ્ય ગણવા અત્ર વિજ્ઞાપ્તિ છે.

વિવેચન સપૂર્ણ હોવાનો દાવો તો કોઇ રીતે થઈ શકે તેમ છે જ નહિ, કારણ કે આવા મહાન્ પુરુષોના એકેક વાક્યના ગર્ભમા બહુ હકીકત સમાયલી હોય છે સામાન્ય અને વિશિષ્ટ લેખકો વચ્ચે તફાવત મુખ્યત્વે કરીને એ જ હોય છે કે જ્યારે સામાન્ય લેખકો એકને એક વાતનુ પીજણુ નકામુ કર્યા કરે છે અને જ્યારે તેના લખેલા મોટા પચીશ પાનાના લેખનો કે બે કલાકના ભાષણનો નિષ્કર્ષ કાઢવામા આવે ત્યારે તે માત્ર એક કે બે પંક્તિમા સમાઇ જાય છે અથવા એક કે બે મિનિટથી વધારે વખત બોલવામા લેતા નથી, ત્યારે વિશિષ્ટ લેખક અથવા વક્તાના એક વાક્યમા એટલુ બધુ અર્થગૌરવ અને ગૂઢાર્થનું તત્ત્વ રહેલ હોય છે કે તે સામાન્ય દૃષ્ટિએ સાધારણ વાક્ય જેવું લાગે પણ તે પર જેમ જેમ વધારે પરામર્શ થાય તેમ તેમ અનેક નવીન વાતો સ્ફુરી આવે અને તે કહેતા અથવા લખતા પુષ્કળ વખતનો વ્યય કરવો પડે આ પદોની વિચારણા કરતા

સહૃદય વાચકને એમ થવુ સભવિત છે તેથી તેવી કોઈ નવી સ્ફુરણા થાય તો તે મને જણાવવા કૃપા કરવી. આયદે તેનો ઉપયોગ કરવાની સાવધાનતા રાખવામા આવશે.

દરરોજ સવારના સામાયિક કરવાના નિયમનુ આ પરિણામ છે મારા અતિ વ્યવસાયી ધંધામા મને તે પદ પર વિવેચન લખવાનો કે તે પર વિચાર કરવાનો અવકાશ બહુધા મળ્યો નથી. તે ઉપરાત પદને અગે મારે ઘણા પુસ્તકોનો નિયમસર અભ્યાસ કરવાની જરૂર પડી છે અને તેથી મને લાભ ઘણો થયો છે, પણ પદને બહાર પાડવાનુ જાહેર કર્યા પછી વખત તે જ કારણથી વિશેષ થયો છે

યોગના વિષયોનો હુ અધિકારી નથી, અભ્યાસી પણ નથી, યોગપ્રક્રિયા કરી જાણતો પણ નથી અને યોગને અગે પુરાણા પુસ્તકોમાથી હકીકત મેળવવા ઉપરાત સીધી રીતે હુ કાઇ પ્રકાશ પાડી શકુ એવો મારો દાવો પણ નથી. આ પદો બહુધા યોગના જ છે અને તેથી મહાત્મા પુરુષોએ બતાવેલ યોગના વિષય પર અભ્યાસ કરી પ્રકાશ પાડવા યત્ન કર્યો છે તેના અભ્યાસી મને વિશેષ માલૂમ ન પડવાથી બહુ સતોષકારક રીતે લેખ લખી શકાયો નથી છતા જે કાઇ પ્રયત્ન થયો છે તે જાહેર પ્રજા સન્મુખ રજૂ કરવા ધૃષ્ટતા કરુ છુ એમ જ્ઞાનસારજીના સહરહુ શબ્દોમા કહી શકાય તેમ છે

આ પદો સગીતના શોખીનને અતિ ઉપયોગી છે પ્રભાત કે રાત્રિના શાત સમય હોય તે વખતે આ પદોને મનનપૂર્વક ગાવાથી બહુ આનદ થાય તેમ છે એ પદના અર્થગૌરવ અને પદલાલિત્ય પર જેમ જેમ વિચારણા કરવામા આવશે તેમ તેમ પદની અદર રહેલ આત્માનુભવ પ્રકટ થશે. એને વારવાર પુનરાવર્તન કરી વાચવાની, મનન કરવાની જરૂર છે વાર્તાનાં પુસ્તક અથવા વર્તમાન સમાચારના લેખો પેઠે ઉપર ઉપરથી વાચી જવાથી કાઇ લાભ પ્રાપ્ત થવો સભવિત નથી એમ તો કહી શકાય નહિ, પણ જે મહાન્ લાભ તેના ગર્ભમા રહ્યો છે તેનો અશ પણ મળશે નહિ એમ કહેવુ પડ્યુ છે ગાન ગાવી વખત પણ તેની યોગ્ય સામગ્રી સાથે હોય તો બહુ આનદ થાય તેમ છે શાસ્ત્રકાર દ્રવ્યપૂજાના અધિકારીને ગીત વાજિત્રમા અનતગણુ પુણ્ય કહે છે તેનુ કારણ એમ જણાય છે કે તે વખતે આત્મધ્યાનમા એકતા અને આગળ વધતાં લય થવા સભવ છે આવા હેતુથી આ પદના દરેક લયના નોટેશન સાથે આપવા ઇચ્છા હતી અને તે માટે કુશળ ગાયકો સાથે ગોઠવણ કરી હતી, પરતુ કેટલાક સયોગોને લઇને એ ઇચ્છા પાર પડી નથી. લગભગ મોટા ભાગના પદો અમુક રાગ અને રાગિણીમાં હોવાથી સગીત શાસ્ત્રના અભ્યાસીને તેમા બહુ આનદ આવે તેમ છે એની સાથે જ્યારે અર્થવિચારણા કરવાનુ સાધન પ્રાપ્ત થયુ હોય ત્યારે ગાન વખતે અપૂર્વ લય થવા સભવ છે ગાન ગાતી વખતે તો અર્થ વાચવાનુ બને નહિ પણ એક વાર અર્થવિચારણા કરી ગાન

સંગીતના સાજ સાથે ગાવાનો પ્રબંધ કરવામાં આવશે તો આનંદઘનજીનાં પદોમાં એવું શ્રુતિપટુત્વ છે કે તે શબ્દોનો ધ્વનિ કર્ણમાં નિરંતર થયા કરશે. આ ક્રમ પ્રમાણે અર્થ-વિચારણા અને સંગીતનો ઉપયોગ કરી એક વખત પદ પર અવગાહના કરી જવા ખાસ વિજ્ઞપ્તિ છે. આ પદોમાં એવો ચમત્કાર છે કે એ પર વિચાર કરવામાં આવશે તો આત્માનુભવથી જ એની મહત્તા સમજાઇ જશે. આ વિષય પર વિશેષ વિવેચના ઉપોદ્‌ઘાતમાં કરવામાં આવી છે અને પદોમાં પણ વિવેચન પ્રસંગે અવારનવાર એના ચમત્કારનું દર્શન કરવામાં આવ્યું છે. વળી પદને મથાળે બતાવેલ રાગ ઉપરાંત ઉસ્તાદ ગાયનકુશળ મનુષ્યો તેને બીજા અનેક લયોમાં ગાઇ શકે છે તેથી નોટેશન બહુ ઉપયોગી થઇ શકશે નહિ એમ સૂચના થવાથી તે પર વિશેષ લક્ષ અપાયું નથી.

આ પદના ગૌરવને સમજાવવા માટે પંન્યાસજી શ્રીમદ્ ગંભીરવિજયજી મહારાજે જો પ્રયાસ લીધો ન હોત તો આ પદો સમજી શકાય તેવી સ્થિતિ નહોતી, કારણ કે આનંદઘનજી મહારાજની ભાષાના જાણનાર મને હજુ સુધી કોઇ મળી શકયા નથી. આવા ઉપકારી મહાત્માનો ફોટોગ્રાફ આ પુસ્તકની શરૂઆતમાં આપ્યો છે તેઓશ્રીની હૈયાતીમાં આ પુસ્તક બહાર પાડી શકાયું નહિ એટલો ખેદ થાય છે આનંદઘનજી મહારાજનો ફોટોગ્રાફ લભ્ય થઈ શકયો હોત તો પ્રથમ દાખલ કરવો યોગ્ય હતો, પરંતુ જે દશામાં જીવન ગાળ્યું છે અને જે પર હવે પછી વિવેચન કરવાનું છે તે દશામાં તેમ જ ફોટોગ્રાફની પ્રસિદ્ધિના કાળમાં તેઓશ્રીનું જીવન ન હોવાથી તેઓનો ફોટો લભ્ય થઈ શકે એ અસંભવિત છે તેથી તેને માટે ખેદ બતાવી વિરમવું પડે છે વિવેચન કરવામાં એટલું ખાસ લક્ષ રાખવામાં આવ્યું છે કે આ પુસ્તક જેમ બને તેમ સર્વ પંક્તિના વાચનારાઓને ઉપયોગી થઇ શકે જૈન જૈનેતર, અભ્યાસી અને સામાન્ય વાચનાર સમજી વિચારી શકે એવા શબ્દોમાં ગહન વિષયનો વિચાર કરવામાં આવ્યો છે, તેમાં પણ બનતા સુધી પારિભાષિક શબ્દો ઓછા વપરાય અથવા ખુલાસા સાથે વપરાય એમ કરવામાં પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં વિષયની ગંભીરતાને અંગે તદ્દન સામાન્ય વાચનાર પણ આ પુસ્તકના અધિકારી થઇ શકે એ શંકાસ્પદ છે.

જુદી જુદી જાતની ત્રણ અનુક્રમણિકા, વિષયસંક્ષેપ અને સામાન્ય વિષયાનુક્રમણિકા પુસ્તકને ખાસ ઉપયોગી બનાવવાના હેતુથી તૈયાર કરવામાં આવેલ છે. અન્વેષણ-(Reference)ને અંગે એ સર્વ બહુ ઉપયોગી થઇ પડે છે એ ઘણા પુસ્તકો જેમને વારંવાર જોવા પડે તે જાણી શકે તેમ છે

પુસ્તકને પ્રેસમાંથી પસાર કરાવવામાં તથા પ્રૂફ જોવામાં મારા મિત્ર શ્રી ઉજમશી દયાળજીએ મદદ કરી છે તે માટે તેમનો ઉપકાર માનું છું અને ખાસ કરીને મારા

કાકાશ્રી અને પન્યાસજી શ્રી આનંદસાગરજીએ જે દીર્ઘ પ્રયાસ કરી આ પુસ્તકને સતત વાચી આપી ઉપકાર કર્યો છે તેની આ પ્રસંગે ખાસ નોધ લેવી ઉચિત ધારુ છુ આ પુસ્તકમા શાસ્ત્રવિરુદ્ધ, સંપ્રદાયવિરુદ્ધ, કર્તાના આશયવિરુદ્ધ જે કાંઇ લખાયુ હોય, લખાઇ ગયુ હોય, વિવેચનમા ગ્રામ્ય પ્રયોગ થઇ ગયા હોય તે સર્વ માટે ક્ષમા યાચી પુસ્તક જાહેર પ્રજાના હાથમા તેના પર યોગ્ય વિચારણા માટે મૂકુ છુ

મુંબાઇ પ્રીન્સેસ સ્ટ્રીટ
મનહર બીલ્ડીંગ
સંવત્ ૧૯૭૧ જ્ઞાનપંચમી

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ

# શ્રીમદ્ આનંદઘનજી અને તેમનો સમય



## ઐતિહાસિક વિષયમાં આપણી સ્થિતિ

ઐતિહાસિક વિષયમા સમસ્ત ભારતવર્ષની સ્થિતિ અનેક કારણોને લઇને બહુ વિચારણીય છે એમ અનેક પ્રસંગે જણાવવામાં આવ્યુ છે મહાન્ આચાર્યો, ગ્રંથકર્તાઓ અને બીજા સ્મરણીય પુરુષો નામકીર્તનની અપેક્ષા કરતા આત્મોન્નતિ તરફ વિશેષ લક્ષ આપતા હોવાથી, નામની ચિરસ્મરણીયતા રહેવી અશકય છે, એ રહસ્ય તેઓને સમજાઈ ગયેલ હોવાથી તેમજ ધર્મ કે દેશના સમષ્ટિ ઉદ્ભવ ઉપર તેમનું વિશેષ લક્ષ્ય હોવાથી અને તેમા વ્યક્તિનિમજ્જન થઇ જવાનો આશય હોવાથી અથવા એવા એવા એક કે અનેક કારણોને લઇને આર્યાવર્તમા મહાત્મા પુરુષોના ઇતિહાસનો લગભગ અભાવ છે એમ કહેવામા આવે તો તે બહુધા ખોટુ નથી. અન્ય પ્રસગે કહેવામા આવ્યું છે તેમ આર્યાવર્તને માટે આ હકીકત સત્ય છે પરંતુ જૈન કોમના ઇતિહાસને માટે સ્થિતિ સરખામણીમા કાઇક સતોષકારક છે આ પ્રમાણે હકીકત છે છતા તેમા આ વિષયમા જૈન ગ્રથોમાથી જે હકીકત મળી આવે છે તે વસ્તુત ઘણી અપૂર્ણ હોય છે અને ખાસ કરીને જેને વિજ્ઞાનની દૃષ્ટિથી ઇતિહાસ તપાસવો હોય અને માત્ર સાલવારી લખી જવાનો અથવા બનાવોના નામનિર્દેશ કરી જવાનો જ આશય ન હોય તેમને નિર્ણય કરવા માટે જોઇએ તેવા સાધનો પૂરા પાડે તેવી હોતી નથી. અત્યાર સુધી કેટલાક રાજા તથા મુખ્ય પાટે થયેલા આચાર્યો સબંધી કેટલીએક માહિતી આપનારી ઐતિહાસિક હકીકત મળી આવે છે અને આ સ્થિતિ પણ સવત્ એક હજાર પછીને માટે છે એમ કહીએ તો ચાલી શકે. તે પહેલાનો ઇતિહાસ વિશેષ અધકારમા છે ઐતિહાસિક વિષય પર પ્રકાશ નાખે તેવી દૃષ્ટિથી હજુ વાચન કરનારા અને શોધખોળ કરનારા ખતીલા જૈનો ઓછા છે. પુસ્તકોના મંગળાચણ તથા અંતિમ પ્રશસ્તિ ઉપરથી, તામ્રપત્રો ઉપરથી, સિક્કાઓ ઉપરથી, પુરાણા લેખો ઉપરથી તેમજ તત્સમયના બીજા લેખો ઉપરથી ઐતિહાસિક બાબતમા શોધખોળ કરવા માટે સારી રીતે કામ કરનારની હજુ ઘણી જ આવશ્યકતા છે અને એવી રીતે જો કાર્ય કરવામા આવે તો ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી થઈ શકે એવા અનેક સાધનો લભ્ય છે. મારવાડ–મેવાડના પ્રાચીન તીર્થોમા અનેક લેખો છે, તામ્રપત્રની અનેક પ્રતો હજુ મોજુદ છે અને સાપ્રદાયિક જ્ઞાનવાળા વિદ્વાનો પાસે અનેક દતકથાઓ છે–તે સર્વનો સારી રીતે અભ્યાસ કરી ઉપયોગ કરવામા આવે તે વિક્રમ સંવત્ હજાર પછી લગભગ નિયમસર ઇતિહાસ મળી શકે તેમ છે એમ કહેવાય છે અને તત્પૂર્વના ઇતિહાસ પર

પણ ઘણો પ્રકાશ નાખી શકાય તેમ પણ સૂચવાય છે અર્થ અને પરિણામ વગરના ઝઘડાઓમાં જીવનશક્તિ અને ધનનો મોટો વ્યય કરવા આવી દિશાઓમાં શક્તિને વખતસર રોકવાથી બહુ લાભ થાય તેમ છે અને ખાસ કરીને અનેક પ્રાપ્ય સાધનોનો નાશ થાય તે પહેલા તેનો ઉપયોગ કરી લેવાની ખાસ જરૂર છે

## ઇતિહાસની આવશ્યકતા

વિજ્ઞાનની દૃષ્ટિથી જ્યારે ઇતિહાસને તપાસવામા આવે ત્યારે બહુ જ લાભ થાય છે સામાન્ય રીતે હકીકતો કહી જવી, બનાવો નોંધી જવા અથવા વર્ણનો આપવા અને વિજ્ઞાનની નજરથી તે સર્વનું પૃથક્કરણ કરી તેમાના સારભૂત રહસ્યો ખુલ્લાં કરવા એ વચ્ચે બહુ મોટુ અંતર છે અમુક કવિના સમયમા સમાજનુ બંધારણ કેવા પ્રકારનુ હતુ, રાજ્યસ્થિતિ, રાજ્યનીતિ અને રાજ્યક્રાન્તિ કેવા પ્રકારની હતી, લોકસ્થિતિ કેવી હતી, સાધુ અને ગૃહસ્થવર્ગ વચ્ચે સંબંધ કેવા પ્રકારનો હતો વિગેરે વિગેરે હકીકત જણાયા પછી અમુક ગ્રંથકર્તાનો ગ્રંથ વાચવામા આવે અને તે પર વિચાર કરવામા આવે તો તે ગ્રંથનો લગભગ દરેક વિભાગ શા આશયથી અને કોને ઉદ્દેશીને લખવામા આવ્યો છે તે સારી રીતે સમજાઇ જવાનો સંભવ છે સ્યાદ્વાદ શૈલીની એક ખાસ ઉત્તમતા એ છે કે, તત્ત્વજ્ઞાનને અનુસરીને દરેક જમાનાને અનુસરતો જરૂરનો બોધ કરવા માટે આચાર્યો હંમેશ રહેતા અને તદનુસાર તેઓની ઉપદેશધારા ચાલતી તેથી અમુક સમાજની સમયસ્થિતિ ગ્રંથકર્તાનો આશય સમજવા માટે બહુ ઉપયોગી છે આવી દૃષ્ટિથી ગ્રંથો સમજવા માટે જે ઇતિહાસના જ્ઞાનની આવશ્યકતા છે તેવો ઇતિહાસ તૈયાર કરવાને હજુ આપણે જરૂર પૂરતો પ્રયાસ કર્યો હોય એમ જણાતુ નથી જૈન કોમને માથે અનેક પ્રકારની ખાસ જવાબદારીઓ છે અને તે જવાબદારીઓ પૂરી પાડવા માટે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે એમ સ્પષ્ટ સમજાયા છતા આવા અગત્યના વિષયમા હજુ ધ્યાન અપાયું નથી તે અતિ ખેદનો વિષય છે એથી પણ વધારે ખેદનો વિષય એ છે કે જે અનેક બાબતોની જવાબદારી છે તે સ્વીકારવા અને તેને માટે પ્રયત્ન કરવા જેટલી શક્તિ ધરાવનાર, પ્રકાશ નાખનાર અને વિચારની આપ-લે કરે તેવી ઐતિહાસિક કે સાહિત્યના વિષયની એક મંડળી હજુ હસ્તી ધરાવતી નથી એક બાજુએ પાશ્ચાત્ય વિચાર જોસથી રેલાય બીજી બાજુએ કોમને માથે અનેક તીર્થોની જવાબદારી હોય, અનેક મંદિરો સાચવવાના હોય અનેક પુસ્તકોના ઉદ્ધાર કરવાના હોય અને સાથે અનેક ભેદ વિભેદ અને તેના ભેદો અને તે ભેદના પણ ભેદોમા રહી તદ્દન નાના વર્તુળમા કામ કરવાનુ હોય સાથે નકામી શક્તિ ધન અને મગજનો ક્ષય કરનાર કજીયાનો પ્રવાહ ચાલ્યા કરતો હોય અને તેવા અગત્યના પ્રસંગને પહોંચી વળે અને પોતાને અનુસરનાર સમુદાયને સામુદાયિક શક્તિવડે ખરા ઉપયોગી માર્ગે

દોરનાર મજબૂત વિચારશક્તિનું બળ ધરાવનાર એક વા અનેક પુરુષો કોમમાં ન હોય—ત્યારે કોમની શી સ્થિતિ થાય તે વિચારી લેવા યોગ્ય છે અહીં મૂળ વિષયથી કાંઇક આપણે વિશેષ દૂર થતા જઇએ છીએ તેથી તે બાબતમા માત્ર દિગ્દર્શન કરી જવાબદાર પુરુષોનુ તે તરફ ધ્યાન ખેંચી મૂળ વિષય ઉપર આવતા એટલું જણાવી દેવાની જરૂર છે કે ઇતિહાસની બાબતમા આપણે બહુ પછાત છીએ અને જે સાધનો આપણને ઉપલબ્ધ છે તેનો પણ પૂરતો લાભ લેતા નથી કેળવણીની બાબતમા આપણી કોમ ઘણી પછાત હોવાને લીધે, શોધખોળ કરનારને ઉત્તેજનનો અભાવ હોવાને લીધે, સાધારણ દ્રવ્ય અલ્પ હોવાને લીધે, નકામા ખરચોમા ઘસડાઇ જઇ જરૂરી ઉદ્ધારના ધર્મકૃત્યો કે કોમસેવાના કાર્યોમા કૃપણતા હોવાને લીધે, તેવા વિશિષ્ટ કાર્યોમા ધનવ્યય કરવાની ફરજના જ્ઞાનના અલ્પ ભાવને લીધે, જ્ઞાનદ્રવ્યના આશય, અર્થ અને લક્ષણનિદર્શનમા અતિ સકુચિત દૃષ્ટિ હોવાને લીધે, કેળવાયલા વર્ગને યોગ્ય સાહાય્ય મળતી ન હોવાને લીધે અને તે વર્ગ ઉપર ઉપરના કામમા લાગી ગયેલ હોવાને લીધે ભય રહે છે કે ઇતિહાસના અતિ અગત્યના વિષયમા પ્રગતિ કરતા હજુ ઘણો વખત લાગશે અને દરમ્યાન કોમની સ્થિતિ કેવા પ્રકારની હશે તે કહી શકાય નહિ તેમજ લભ્ય સાધનો ત્યા સુધી જળવાઇ રહેશે કે નહિ તે પણ કહી શકાય નહિ ઇતિહાસ સબધમા આવી સ્થિતિ હોવાને લીધે, કોઈ પણ ગ્રથ સમજવા માટે જે ખાસ ઉપયોગી સાધન છે તેના દ્વાર હજુ આપણે માટે લગભગ બધ છે એમ કહી શકાય સામાન્ય દૃષ્ટિથી અમુક શબ્દોના અર્થ તેમજ ગ્રંથનું રહસ્ય સમજનાર આ ઐતિહાસિક દૃષ્ટિની અગત્ય સમજી ન શકે અને તેથી કદાચ ઉપરની સર્વ હકીકત અપ્રાસગિક ગણી નાખે એવો સકારણ ભય રહે છે, પરતુ તેઓને આ હકીકત જણાવવાની જરૂર લાગે છે કે અમુક ગ્રથ સમજવા માટે તે ગ્રંથના શબ્દાર્થની જેટલી જરૂરીઆત તે ગ્રથકર્ત્તા સબધી અને રાજ્ય સંબધી હકીકતો જાણવાની તથા બીજી તેને લગતી ઉપલબ્ધ હકીકતો જાણી લેવાની છે અને એક રીતે જોઇએ તો આ બાબત વિશેષ અગત્યની છે, કારણ કે ગ્રથનો અર્થ સમજવામા તે ઉપયોગી થાય છે અને બહુ પ્રકાશ પાડે છે જે ગ્રથોના અર્થ વિવેચન આ નિયમાનુસાર લખાયલા હોય તે વાચવામા કેટલો આનદ આવે છે તે અનુભવ્યાથી ઉપર જણાવેલ હકીકતનુ સત્ય લક્ષ્યમા આવશે

---

## ચરિત્રનાયકના ઇતિહાસની સ્થિતિ

આ પદોના કર્ત્તા શ્રીમાન્ આનદઘનજીના ઇતિહાસની શોધ કરતા જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે વાચનારને અતિ ખેદ કરાવે તેવી છે. તેઓ સસારી અવસ્થામા કોણ હતા? અથવા તેઓના ગુરુ કોણ હતા? તેઓએ કઈ સાલમા જન્મ લીધો? ક્યારે તેમનો

દેહોત્સર્ગ થયો અને તેઓએ ક્યારે ક્યા ગુરુ પાસે ક્યા દીક્ષા ગ્રહણ કરી? કેટલો અભ્યાસ કર્યો? ક્યા ક્યા વિચર્યા? વિગેરે તદ્દન સામાન્ય બાબતમા એક પણ આધારભૂત હકીકત પ્રાપ્ત થઇ શકી નથી. આત્મજ્ઞાનમાં અતિ પ્રગતિ પામેલા અને જૈન અને જૈનેતરમા એકઠરે એક સરખી રીતે અતિ માન પામેલા તથા ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજી જેવા સમર્થ પુરુષથી સ્તવના પામેલા મહાત્માના સબંધમા આવી સ્થિતિ પ્રાપ્ત થાય તે અતિ ખેદનો વિષય છે, પરંતુ જેઓ આ શરીરને સાધનમાત્ર ગણે છે, નામને અધવગરનુ ગણે છે અને માનમતગજ પર તેને કાબૂમા લેવા સારુ સ્વારી કરે છે, તેઓને આ બાબતમાં પણી દરકાર રહેતી નથી. આથી આનંદઘનજી પોતે પોતાનુ ચરિત્ર લખે એ તો બનવાજોગ જ હતુ નહિ અને અન્ય કોઇએ લખવા પ્રયત્ન કર્યો નહિ હોય અથવા તે સબધમાં કાંઇ લખાયુ હશે તો હજુ તે પ્રાપ્ત થયુ નથી; પરિણામે જેમ દરેક મહાપુરુષના નામ ફરતી અનેક દંતકથાઓ જોડાઈ જાય છે તેમ આ મહાત્માના સબંધમા પણ બન્યુ છે તેઓના સબધમા બહુ વાતો સપ્રદાયથી ચાલ્યા કરે છે અને તેમાની ઘણીખરી એવા પ્રકારની છે કે તેમાથી સત્ય હકીકતને શોધી કાઢવી તે પણ મુશ્કેલ પડે તેમ છે અનેક દંતકથાઓ અને વાર્તાઓ જે નામની આસપાસ ફરી વળે અને જનહૃદયમા ઘર કરે તે વાતમા મોટે ભાગે અતિશયોક્તિ અથવા કલ્પનાનો અશ ભળેલો સભવિત ધારી શકાય, પણ એટલુ તો એ સાથે એક અવાજે કહી શકાય કે જે નામની ફરતી અનેક દંતકથાઓ ચાલતી હોય અને જે વાતને લોકો આટલા વરસો થયા પણ ભૂલી શક્યા ન હોય તે વાતના અધિષ્ઠાતા પુરુષ પ્રાકૃત જનસમાજથી સારી ભૂમિકા ઉપર કોઇ પણ કારણથી આરૂઢ થયેલા હોવા જોઇએ સાધારણ માણસની આજુબાજુ અતિ મહત્ત્વવાળી અર્થગૌરવથી ભરપૂર દંતકથાઓ ફરી વળતી નથી. આ મહાત્મા સબંધી કાંઇક પ્રાપ્ય હકીકત લખી તેઓનુ સમાજમા કયુ સ્થાન છે અને હોવુ જોઇએ તે પર લોકોના વિચાર જાણશુ અને આપણે પણ તત્સબંધી વિચાર કરશુ એ બધુ જાણવા પહેલાં આ મહાત્મા સબંધી જે જે હકીકતો અમને પૂછવાથી મળી આવી છે તેમાની આધારભૂત જણાતી વાતોનુ સ્પષ્ટીકરણ કરી લઇએ.

---

## વિક્રમનો સત્તરમો સૈકો

વિક્રમનો સત્તરમો સૈકો જૈન કોમને માટે બહુ અગત્યનો છે મુસલમાનોના ત્રાસથી ધાર્મિક પુસ્તકોની તથા મંદિરોની થયેલી પાયમાલી તથા જાનમાલની અસ્થિરતાને લીધે લગભગ ચારસો પાચસો વરસ થયા સ્થિર બેસવાનો સમય નહોતો સત્તરમા સૈકામાં ગુજરાઇ રાજ્યમા કાંઇક સારી સ્થિતિ રહી, છત્રપતિ શિવાજીની આણ પ્રવર્તી અને જનસમાજમાં એક પ્રકારના સામાન્ય શાંતિનો પ્રવાહ પ્રસર્યો આ પહેલાના સોળમા સૈકામા

વિચારશીલ જૈનોને એમ સ્ફુરણા થઈ હોય એમ જણાય છે કે ખરા વિદ્વાનો અને ધુરંધર શાસનપ્રેમીઓ ઉત્પન્ન કરવા માટે સારાં સાધનો તૈયાર કરવાની જરૂર છે અને તેટલા માટે તેઓએ ઘણા ગ્રંથોની શુદ્ધ પ્રતો લખાવી તેને માટે મોટા ભંડારો (લાઇબ્રેરી) સ્થાપિત કર્યા. અત્યારે મોટે ભાગે ગ્રંથ મેળવવા હોય તો કાગળ ઉપર લખાયલા સારા ગ્રંથોની નકલ સંવત ૧૫૦૦ થી ૧૭૫૦ સુધીની મળી આવે છે. તેમા પણ સોળમા સૈકાએ મોટો અગત્યનો ભાગ બજાવ્યો છે. આવી રીતે સાધનો તૈયાર થયા એટલે એનો લાભ લેનાર સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમા અને અઢારમાની શરૂઆતમાં ઘણા શાસનરક્ષકો નીકળી આવ્યા અને એમ કહેવાય છે કે સત્તરમા સૈકામા બાવન પંડિતો જૈનમા થયા અને તેઓ લગભગ એક સાથે થયેલા જણાય છે. આ સબંધી વિશેષ હકીકત આગળ વિચારવામા આવશે. અત્ર કહેવાનુ તાત્પર્ય એ છે કે, વિક્રમનો સત્તરમો સૈકો જૈન કોમને માટે તેની પૂર્વના ૪૦૦ વરસના પ્રમાણમા બહુ સારો થયો. આપણા ચરિત્રનાયક એ જ સમયમા થયા છે એમ જ્યારે હવે પછીની હકીકત પરથી જણાશે ત્યારે આનદ થાય તેવી બીજી ઘણી હકીકત તેમાથી મળી આવશે આ બાવન પડિતોના નામમાથી કેટલાકની હકીકત કાંઈ કાઈ મળી આવે છે તે સમયમા ઘણા બનાવો બન્યા છે જે જૈન કોમે નોધી રાખ્યા છે. આથી આપણા ચરિત્રનાયકના સમયનો ઇતિહાસ જાણવાની કેટલીક જિજ્ઞાસા તૃપ્ત થવાનો સભવ છે. અહીં ઐતિહાસિક દૃષ્ટિએ જોતા જે હકીકત કહી તે પરથી એક રહસ્ય પણ પ્રાપ્ત થાય છે અને તે એ છે કે, અત્યારે સારા સાધનો તૈયાર કરાવ્યા હોય તો ભવિષ્યમા તેનો લાભ લેનારા જરૂર નીકળી આવશે એમ ઇતિહાસ સાબિત કરે છે. અત્યારે સુંદર છપાતા પુસ્તકો વાચનાર ન હોય તો તેથી ખેદ પામવાનુ નથી, એવા અનેક સાધનો તૈયાર કરી ભવિષ્યની પ્રજાને સાધનો યોજી આપવાની આપણી ફરજ છે. એનો લાભ લેનારા જરૂર નીકળશે એમ પૂર્વનો ઇતિહાસ સૂચવે છે

## શ્રી આનંદઘનજીનો સમય

આપણા ચરિત્રનાયક શ્રીમદ્ આનદઘનજીના સબધમા પ્રકીર્ણ વાતો મળે છે તે પર વિચાર કરીએ તે પહેલા તેમનો સમય નિર્ણય કરવાના સાધનો આપણે ઐતિહાસિક દૃષ્ટિથી વિચારીએ તેઓના માતાપિતા કોણ હતા? તેઓ કયા શહેરમા રહેનારા હતા? તેમણે ક્યારે દીક્ષા લીધી? તેઓનો કયારે દેહોત્સર્ગ થયો? વિગેરે સબંધી કાંઈ આધારભૂત હકીકત મળતી નથી આપણે સંયોગો વિચારીને તેઓના જન્મસ્થાન અને સમય સબંધી વિચાર કરીએ, આવા વિચારો નિર્ણયાત્મક તો કદાપિ હોઈ શકે જ નહિ, કારણ કે અનુમાનના આધાર પર જ રહેવાનુ જ્યા હોય છે ત્યા વિશેષ સાધન મળતાં અનુમાન કરવાના કારણો ફરી જાય છે અને કેટલીક વાર પૃથક્કરણ કરવાની જૂદી જૂદી

પદ્ધતિથી એક જ બાબતો જુદા જુદા અનુમાન પર લાવી મૂકે છે આવા અનુમાનોને નિર્ણયાત્મક માની લેવાની અને તેને સિદ્ધાન્ત જણાવી દેવાની સ્ખલના ઘણા લખનારાઓ કરી નાખે છે તે સંબંધમાં વિશેષ સમાજસરી રીતે કામ લેવાની જરૂરિયાત અનેક પ્રસંગોને લઈને જણાય છે શ્રી આનંદઘનજીનો સમય વિચારતા નીચેની હકીકતો ખાસ ધ્યાન ખેંચનારી જણાય છે

આપણા ચરિત્રનાયક શ્રી આનંદઘનજીનો સમય શોધવાના સાધનોમાં સૌથી અગત્યનું લેખિત સાધન શ્રીમદ્યશોવિજયજીએ રચેલી અષ્ટપદી છે એ અષ્ટપદી પરથી જણાશે કે તે અષ્ટપદી ઉપાધ્યાયજીએ આનંદઘનજીના મેળાપસમયે કરેલી સ્તુતિરૂપ છે એમાં વપરાયેલી ભાષા અને માનના શબ્દોથી અનુમાન કરવા યોગ્ય ઘણી સીધી હકીકત પ્રાપ્ત થાય છે ઉક્ત ઉપાધ્યાયજી અને આનંદઘનજીનો સંબંધ વિચારતા આ અષ્ટપદી પર આપણે ફરી વાર વિવેચન કરવું પડશે, પરંતુ અત્ર પ્રસંગોપાત્ત તે વિચારી લઈએ. એ નૂતન પ્રકારની ઉપાધ્યાયજીની કૃતિ બહુ વિચારીને સમજવા યોગ્ય છે અષ્ટપદી આ પ્રમાણે છે (શ્રી યશોવિજયજીના સજ્ઝાયપદ સ્તવન સંગ્રહ-પ્રકાશક શેઠ વીરચંદ દીપચંદ સી. આઈ. ઈ. પૃષ્ઠ ૨૮૧, દ્વિતીય વિભાગ.)

૧ (રાગ-કાનડો)

મારગ ચલત ચલત ગાત, આનંદઘન પ્યારે, રહત આનંદ ભરપૂર. મા૦
તાકો સરૂપ ભૂપ, ત્રિહું લોકથૈ ન્યારો, બરખત મુખ પર નૂર. મા૦ ૧
સુમતિ સખીકે સંગ નિત નિત દોરત, કબહુ ન હોતહી દૂર;
જસવિજય કહે સુનોહી આનંદઘન, હમ તુમ મિલે હજૂર. મા૦ ૨

૨

આનંદકો આનંદ, સુજસકી ગાવત, રહત આનંદ સુમતા સંગ. આ૦
સુમતિ સખી ઓર નવલ આનંદઘન, મિલ રહે ગંગ તરંગ. આ૦ ૧
મનમંજન કરકે નિર્મળ કિયો હૈ ચિત્ત, તાપર લગાયો હૈ અવિહડ રંગ;
જસવિજય કહે સુનતહી દેખો, સુખ પાયો હૈ બોત અભંગ. આ૦ ૨

૩ (નાયકી તાલ રૂપક)

આનંદ કોઉ નહીં પાવે જોઈ પાવે સોઈ આનંદઘન ધ્યાવે; આ૦
આનંદ કૌનરૂપ કૌન આનંદઘન આનંદ ગુણ કૌન લખાવે. આ૦ ૧
સહજ સંતોષ આનંદ ગુણ પ્રગટત, સબ દુવિધા મિટ જાવે; આ૦
જસ કહે સોહી આનંદઘન પાવત અંતર જ્યોત જગાવે. આ૦ ૨

૪ (રાગ-તાલ રૂપક)

આનંદ ઠોર ઠોર નહીં પાયા આનંદ આનંદ આનંદમેં સમાયા. આ૦
રતિ અરતિ દોઉ સંગ લીય વરજિત, અરથને હાથ તપાયા; આ૦ ૧
કોઉ આનંદઘન છિદ્ર હી પેખત, જસરાય સંગ ચઢી આયા. આ૦
આનંદઘન આનંદરસ ઝીલત, દેખતહી જસ ગુણ ગાયા; આ૦ ૨

૫ ( રાગ નાયકી )

આનન્દ કોઉ હમ દેખલાવો આ
કહા ઢુંઢત તુ મુરખ પછી, આનન્દ હાટ ન બેકાવો; આ ૧
એસી દશા આનદ સમ પ્રગટત, તા સુખ અલખ લખાવો; આ
જોઇ પાવે સોઈ કછુ ન કહાવત, સુજસ ગાવત તાકો વધાવો; આ ૨

૬ ( રાગ કાનડો–તાલ રૂપક )

આનન્દકી ગત આનન્દઘન જાણે. આ
વાઇ સુખ સહજ અચલ અલખપદ વા સુખ સુજસ વખાણે આ ૧
સુજસ વિલાસ જબ પ્રગટે આનદરસ આનદ અક્ષય ખજાને;
એસી દશા પ્રગટે ચિત્ત અતર સોહિ આનદઘન પિછાને. આ ૨

૭

એરી આ આનદ ભયો મેરે તેરો મુખ નિરખ.
નિરખ રોમ રોમ શીતલ ભયો અગો અગ એ,
શુદ્ધ સમજણ સમતા રસ ઝીલત, આનંદ ભયો અનત રંગ એ ૧
એસી આનદ દશા પ્રગટી ચિત્ત અતર, તાકો પ્રભાવ ચલત નિર્મળ ગંગ;
વાઠી ગગ સમત દોઉ મિલ રહે, જસવિજય ઝીલત તાકે સંગ એ. ૨

૮ ( રાગ કાનડો )

આનંદઘનકે સગ સુજસ હી મિલે જબ, તબ આનંદ સમ ભયો સુજસ,
પારસ સગ લોહા જો ફરસત, કચન હોત હી તાકે કસ આ ૧
ખીર નીર જો મીલ રહે આનદ, જસ સુમતિ સખી કે સગ ભયો હે એકરસ;
ભવ ખપાઈ સુજસ વિલાસ, ભયે સિદ્ધ સ્વરૂપ લીયે ધસમસ આ ૨

શ્રી આનદઘનજીનો સમયનિર્ણય કરવા માટે અષ્ટપદી એક અગત્યનુ સાધન છે એ અષ્ટપદી બહુ જ ઉપયોગી હોવાથી તે આખી અત્ર ઉતારવામા આવી છે, તેની ઉપયોગિતા હવે પછી જણાશે. આ ઉપરાત દ્વાત્રિશદ્દ્વાત્રિશિકા નામનુ યોગ વિગેરે વિષયનુ પુસ્તક શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયે બનાવ્યુ છે તેને સાદી ભાષામા કહીએ તો બત્રીશ વિષયો પૈકી પ્રત્યેક પર બત્રીશ શ્લોકની રચના કરીને એવી બત્રીશ બત્રીશીઓ બનાવી છે એ મૂળ ગ્રથ ટીકા સાથે છપાવીને શ્રી જૈ ધ પ્ર સભાએ બહાર પાડ્યો છે એનો વિષય યોગનો હોવાથી એને ‘ યોગબત્રીશી ’ પણ કહેવામા આવે છે એની પ્રત્યેક બત્રીશીની છેવટે કર્તાએ ‘ પરમાનદ ’ શબ્દ વાપર્યો છે જે આનદઘનજીનો અને યશોવિજયજીનો સબંધ બતાવવા વાપર્યો હોય એમ સભવે છે અને પોતા ઉપર આનંદઘનજીનો

ઉપકારસૂચક હોય એમ લાગે છે વળી જ્ઞાનસારની પ્રશસ્તિમા **पूर्णानन्दघनं पुर प्रविशति** આવુ વાક્ય છે તે આનંદઘનજીનો અને યશોવિજયજીનો અત્યન્ત સ્પષ્ટ રીતે ગાઢ સબંધ સૂચવે છે આ હકીક્ત પરથી એટલુ સ્પષ્ટ થાય છે કે આ બન્ને મહાત્માઓ એક કાળે સાથે પૃથ્વીતળને પાવન કરતા હતા. આનંદઘનજીની યોગમા પ્રવૃત્તિ અને અધ્યાત્મરસિકતા સવિશેષ હતી એમ યશોવિજયજીએ અષ્ટપદીમા વાપરેલ પ્રત્યેક શબ્દ બતાવી આપે છે આનંદઘનજીનો સમય યશોવિજયજી કરતા કાંઈક પૂર્વનો હોવાનો સભવ છે યોગપ્રવૃત્તિમાં સ્થિર થવુ, તે માટે લોકોનુ ધ્યાન ખેચવુ અને ઉપાધ્યાયજી જેવા મહાપ્રજ્ઞ તે માટે તેમને માન આપે એટલી હદ સુધી પહોચવુ—એ નાની વયમાં અથવા અધૂરા યોગમા બનવુ સભવિત નથી, તેથી ઉપાધ્યાયજીએ જ્યારે આ કૃતિ સ્તુતિરૂપે કરી હોય ત્યારે આનંદઘનજી સપૂર્ણ વયોવૃદ્ધ હોય એમ અનુમાન સભવિત છે

આ મુદ્દા ઉપરથી વિશેષ અનુમાન કરવા પહેલા આપણે શ્રીમદ્યશોવિજયજીનો સમય વિચારી જઈએ. ઉપાધ્યાયજી જેઓ જૈન ઇતિહાસમા છેલ્લા મહાવિદ્વાન્ થઈ ગયા છે અને જેઓના વચન માટે એકસરખી રીતે તેમના પોતાના તથા પરકીય ગચ્છના સર્વને-સકળ સમને-સર્વ જૈન પ્રજાને માને છે તેઓનો ઇતિહાસ પણ તેઓના વખતમા અથવા ત્યાર પછી લખાયો નથી, છતા તેઓ સબધી કેટલીક હકીક્ત લભ્ય છે તેઓશ્રીનો દેહોત્સર્ગ શ્રી ડભોઈ શહેરમા વિક્રમ સવત્ ૧૭૪૫ ના માગશર સુદિ અગિયારસે થયો એમ તેઓશ્રીની પાદુકા પરના ડભોઈ ગામમા આવેલા લેખથી જણાય છે આથી તેઓનો દેહોત્સર્ગકાળ નિર્ણીત છે આટલો જ નિર્ણય તેઓના જન્મસમય માટે નથી, છતાં બધી હકીકત એકઠી વિચારતા તેઓનો જન્મસમય સવત્ ૧૬૭૦ થી ૧૬૮૦ સુધીમા હોવાનુ અનુમાન થાય છે તપગચ્છનાયક શ્રી વિજયસિંહસૂરિએ સત્યવિજયજીને ક્રિયાઉદ્ધાર કરવાનો હુકમ આપ્યો હતો તેઓનો દેહોત્સર્ગ સવત્ ૧૭૦૮ મા થયેલ હોવાથી અને ક્રિયાઉદ્ધાર વખતે શ્રીમદ્યશોવિજયજી સત્યવિજયજીની સાથે હોવાથી તેઓની વય પણ તે વખતે મોટી હોવી જોઈએ એમ અનુમાન થાય છે અને ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજીએ બાર વરસ કાશીમા અભ્યાસ કર્યો હતો તેથી એકદરે તેઓશ્રીનો જન્મ સવત્ ૧૬૭૦ લગભગ હોવાનુ બહુ રીતે સભવે છે આ સર્વ હકીક્ત ઉપરથી શ્રીમદ્યશોવિજયજીનો સમય આપણે ૧૬૭૦ થી ૧૭૪૫ વિક્રમ સવત્ મૂકીએ તો જન્મસમયમા બહુ જ થોડો ફેર પડવાનો સભવ રહે છે અને દેહોત્સર્ગ સમયમા તો શકા જેવુ રહેતુ જ નથી. ડભોઈમા સ્તૂપમા બિરાજિત તેઓની પાદુકા પરના લેખ પરથી તે નિશ્ચિત જણાય છે શ્રી સત્યવિજય પન્યાસનો સ્વર્ગગમનનો સમય પણ નિશ્ચિત છે, કારણ કે તેઓનો નિર્વાણરાસ તેમના સ્વર્ગગમન પછી એક માસમા શ્રીજિનહર્ષે બનાવ્યો છે તે માટેનો જે લેખ છે, તે પ્રમાણે તેઓ સવત્ ૧૭૫૬ ના પોષ સુદિ ૧૨ શનિવારે કાળધર્મ પામ્યા એમ જણાય છે ( જૈન રાસમાળા-પ્રથમ ભાગ, પૃષ્ઠ ૧૧૬ ) ઉપરાત જો કે વિજયસિંહસૂરિએ સત્ય

વિજયને ક્રિયાઉદ્ધાર કરવાની આજ્ઞા આપી હતી એમ તે જ રાસ પરથી જણાય છે; પરંતુ ક્રિયાઉદ્ધારની આજ્ઞા થયા પછી થોડા વરસ રહીને તે કર્યો જણાય છે. સત્યવિજયજીએ પોતે સૂરિ–આચાર્યની પાટ ન સ્વીકારતા શ્રી વિજયસિંહસૂરિની પાટ પર શ્રીવિજયપ્રભસૂરિની સ્થાપના કરી અને તેમની આજ્ઞામા પોતે રહી સવત્ ૧૭૨૯મા તેમની પાસે પન્યાસ-પદવી સોજત ગામમા લીધી (પૃષ્ઠ ૧૧૪ સદરહુ રાસ) પંન્યાસ પદ લીધા પછી ક્રિયા-ઉદ્ધાર કર્યો હોય એમ મારું માનવું છે. આ સબંધમા વિશેષ હકીકતનો હવે પછી વિચાર કરવામા આવશે અત્ર આટલી હકીકત પરથી શ્રીમદ્યશોવિજયજી તથા સત્યવિજયનો સમય નિર્ણય કરવાની જરૂર હતી તે સંબંધી મળી શકતી હકીકતો પરથી કાઇક પ્રકાશ પાડ્યો છે. ઉપાધ્યાયજી જેવા સમર્થ વિદ્વાન્ આનંદઘનજીને અતિ મહત્ત્વપૂર્ણ માન આપે તેથી એમ અનુમાન સહજ કરી શકાય છે કે તેઓનો સમય અને વય ઉપાધ્યાયજીનો સહકાળ હોવા સાથે કાઇક પૂર્વ પણ હોવો જોઇએ. આનદઘનજીના અલૌકિક વૃત્તિ, વિશિષ્ટ વર્તન અને યોગાભ્યાસ જોતાં તથા તેઓના સબંધમા ચાલતી હકીકતો પર વિચાર કરતાં તેઓ વિક્રમ સંવત્ ૧૬૬૦ લગભગ જન્મ્યા હોય અને તેઓનો દેહોત્સર્ગ ૧૭૨૦ થી ૧૭૩૦ સુધીમા થયો હોય એમ માનવાનો બહુ સભવ રહે છે સત્યવિજય ક્રિયાઉદ્ધાર કરી ઘણા વરસ સુધી આનદઘનજી સાથે વનવાસમા રહ્યા એમ શ્રી આત્મારામજી મહારાજ તેઓના બનાવેલા જૈન તત્ત્વાદર્શ ગ્રથમા જણાવે છે. એ હકીકત પરથી એમ અનુમાન થાય છે કે ક્રિયાઉદ્ધાર પંન્યાસપદપ્રાપ્તિ પહેલા સત્યવિજયજીએ કર્યો હોય. ક્રિયાઉદ્ધાર કર્યા પછી મૂળ પાટના સૂરીશ્વર સાથે સત્યવિજયજીને બહુ સારો સબંધ રહ્યો નથી અને રહ્યો હોય એમ સંભવિત પણ નથી તેથી તેમને પન્યાસપદ ક્રિયાઉદ્ધાર કર્યા પછી વિજયપ્રભસૂરિ પાસેથી મળે એ સભવિત ન ગણાય અને ક્રિયાઉદ્ધાર પન્યાસપદની પછી કરેલ હોય તો તે સવત્ ૧૭૩૦ પછી થાય તો પછી આનંદઘનજીનો દેહોત્સર્ગકાળ ૧૭૩૦ ને બદલે ૧૭૩૫ લગ-ભગમા મૂકવાની જરૂર પડે છે આટલી હકીકત ઉપરથી એમ અનુમાન થાય છે કે આનંદ-ઘનજીનો સમય સવત્ ૧૬૬૦ અને ૧૭૩૦ લગભગમા હતો અને તેમા આ બાજુએ કે બીજી બાજુએ પાચ દશ વરસથી વધારે ફેર પડવાનો સભવ નથી આથી તેઓશ્રી ઇસ્વીસન ૧૬૦૬ થી ૧૬૭૪ સુધીમા થયા હતા એવા અનુમાન પર આવવાનું થાય છે સહકારી ઐતિહાસિક બનાવ સમજવા માટે આ ઇસ્વીસનનો કાળ પણ બહુ ઉપયોગી છે તે હવે પછી જાણવામાં આવશે

## જન્મભૂમિ વગેરે

શ્રી આનદઘનજીની જન્મભૂમિ ક્યા દેશમા હતી, તેઓ સસારી અવસ્થામાં કોના પુત્ર હતા, કઇ જ્ઞાતિના હતા, કઇ ઉમરે તેઓએ દીક્ષા અગીકાર કરી, કોની પાસે અગી-કાર કરી, કેવી સ્થિતિમા અને વેશમા તેઓ રહેતા હતા તે સબંધી કાઇ પણ સીધી

હકીકત પ્રાપ્ત થઈ શકતી નથી. આપણા ચરિત્રનાયક સંબંધી હકીકત રાસરૂપે કે ચરિત્રરૂપે કોઈએ લખી નથી તેથી આ સંબંધી ઘણુંખરું અંધારામાં જ રહેવાનું થાય છે. તેઓના સંબંધમાં લોકોમાં અનેક વાતો ચાલે છે તે પણ એટલી બધી અવ્યવસ્થિત આકારમાં મળે છે, અને તેની તે જ વાતો હેમચંદ્રાચાર્ય તથા બીજા સમર્થ વિદ્વાનોના સંબંધમાં પણ કહેવામાં આવતી હોવાથી તે વ્યવસ્થિત વાતોમાં પણ સત્ય કેટલું છે, અતિશયોક્તિનું અને અસત્યારોપનું મિશ્રણ કેટલું છે તે તપાસી કાઢવું લગભગ અશક્ય જેવું થઈ પડે છે. ચરિત્ર સંબંધમાં આ મુશ્કેલી તો કાયમ છે અને તેને માટે શરૂઆતમાં જ ફરિયાદ કરવાની જરૂર પડી છે. આ મહાત્મા સંબંધી જે હકીકત મળી આવી છે તેમાંની કંઈક અંશે આધારભૂત હકીકત વિચારીએ તો એટલું જણાય છે કે તેઓશ્રીનું સાધુ અવસ્થામાં નામ લાભાનંદજી હતું. જેમ કપૂરવિજયજીએ સર્વ પદોમાં પોતાનો લેખ દર્શિત કરવા 'ચિદાનંદ' એવું ઉપનામ ધારણ કર્યું છે તેમ આ મહાત્માએ 'આનંદઘન' એવું ઉપનામ ધારણ કર્યું જણાય છે. તેઓનો વિહાર મેડતા શહેરમાં અને તેની આસ-પાસ વિશેષ હતો. મેડતા મોટી મારવાડમાં એક જીલ્લાનું શહેર છે. હાલ તો તે જોધપુર તાબે છે, પરંતુ અસલ ત્યાંના રાણા હતા અને અત્યારે શહેરના જુનું દુર્ગ અને ખંડેરો જોતાં તે પૂર્વે બહુ મોટું શહેર હશે એમ જણાય છે. અત્યારે પણ ત્યાં ૧૮ જૈન પ્રાસાદ છે. લગભગ સર્વે પ્રાસાદ મોટા છે. ગામમાં વચ્ચે એક વિશાળ જૈન મંદિર છે. ગામની બહાર એક ચૈત્ય છે. બીજી બાજુએ એક પડી ગયેલ ખંડેરના વિભાગને આનંદઘનજીનો ઉપાશ્રય કહેવામાં આવે છે. જેમ આગ્રામાં શ્રી હીરવિજયસૂરિનો ઉપાશ્રય બતાવવામાં આવે છે તેમ અહીં શ્રી આનંદઘનજીનો ઉપાશ્રય બતાવવામાં આવે છે અને પાટણમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો ઉપાશ્રય અને મસીકુંડ બતાવવામાં આવે છે. આવા મહાત્માઓ એક સ્થાનકે રહે અને અમુક ઉપાશ્રય તેઓનો કહેવાય એમ તો જૈન આમ્નાય પ્રમાણે બને નહિ, પરંતુ આટલી હકીકત જ્યારે હજુ સુધી તત્રવાસ્તવ્ય લોકો ચીવટથી જાળવી રાખી શક્યા છે અને હોંશથી બહારના આવનારને સંભારીને જણાવે છે ત્યારે તે ઉપરથી એક અનુમાન થઈ શકે તેવું છે અને તે એ કે એ મહાત્માઓ ઉપરોક્ત ગામોમાં અવારનવાર સવિશેષપણે આવેલા હોવા જોઈએ અને તે ગામના લોકો પર તેનો ખાસ ઉપકાર હોવો જોઈએ. આ ઉપરાંત મેડતામાં આનંદઘનજીનો સ્તૂપ (દેરી) પણ હતો, પરંતુ હાલ તેની નિશાની મળતી નથી એમ ત્યાંના લોકો કહે છે. મેડતા પૂર્ણ જાહોજલાલી-વાળું શહેર તે કાળમાં હતું અને ત્યાંના લોકો બહુ ધાર્મિક ધનવાન અને ઉત્સાહી હતા એમ તે વખતની હકીકત વાંચતા બહુ જગ્યાએ મળી આવે છે. મેડતામાં અનેક મહાત્માઓનો દેહોત્સર્ગ થયો છે. ઘણા આચાર્યો અને ઉપાધ્યાયોને પદવીદાન થયું છે અને ત્યાં વિહાર પણ ઘણા આચાર્યોએ કર્યો હોય એમ નોંધાયું છે. આટલા ઉપરથી મારવાડના અગત્યના એક શહેરના સંબંધમાં આપણા ચરિત્રનાયક વિશેષ આવ્યા હોય એમ અનુમાન થાય છે.

પૂજ્યપાદ પન્યાસ શ્રી ગંભીરવિજયજીએ મને આનંદઘનજીના સંબંધમા કેટલીક વાતો કહી હતી તેમણે સંપ્રદાયથી સાંભળેલી હકીકત પ્રમાણે આનંદઘનજીનુ સાધુઅવસ્થામા 'લાભાનદ' નામ હતુ, તેમની દીક્ષા તપગચ્છમા થઈ હતી.* તેમનો જન્મ બુદેલખડના એક શહેરમા થયો હતો તેઓનો વિહાર પાલણપુર તરફ વિશેષ હતો. તેઓ યાત્રાનિમિત્તે શ્રીશત્રુંજય તરફ એક વખત આવ્યા હતા સર્વથી વિશેષ સમય તેમણે પાલણપુર અને તેની ઉત્તરના વિભાગમાં અને બહુધા મારવાડમા ગાળ્યો હતો. તેઓ ગચ્છની સાથે બહુ સંબંધમા રહેનાર ન હતા, અસાધારણ યોગબળ ધરાવનાર અને તદ્દન નિસ્પૃહી હતા શ્રાવકની કે રાજાની આકાક્ષા કે દરકાર કરનારા નહોતા, (આ સબધી બે વાત તેમણે કહી છે તે હવે પછી નોધી લેવામા આવેલી માલૂમ પડશે) અને તેઓની ભાષામા તેઓની જન્મભૂમિની ભાષાની અસર સર્વત્ર જોવામાં આવે છે. આનદઘનજી જેઓનું નામ લાભાનદ અથવા લાભનદી હતું તેઓનો મેડતામા યશોવિજય ઉપાધ્યાય સાથે મેળાપ થયો હતો અને તેઓને સત્યવિજય પન્યાસ સાથે બહુ સારો પરિચય હતો બને મહાત્માઓ સાથે ઘણો વખત રહ્યા હતા અને છેલ્લું ચોમાસું સાથે શ્રી પાલણપુર શહેરમા કર્યું હતું. આનંદઘનજીનો જન્મ બુદેલખંડમા થયો હતો છતા તેઓએ પદમા તથા સ્તવનોમા જે ભાષા વાપરી છે તેમા ફેરફાર ઘણો જણાય છે. પરંતુ બુદેલખડમા હિદી અને મારવાડીના સંકર જેવી જે ભાષા હાલ પણ વપરાય છે તેનો મોટો ભાગ પદોમા દેખાઈ આવે છે અને સ્તવનોમા પણ તેની છાયા સ્પષ્ટપણે પ્રગટ જણાય છે આટલી હકીકત અને બીજી ત્રણ ચાર હકીકત મને પં. શ્રીગભીરવિજય ગણિએ આનંદઘનજીના સબધમા કરી હતી. તેમનો આનદઘનજી માટે ઘણો ઊંચો અભિપ્રાય હતો તેઓનો અભિપ્રાય તથા તેમણે કહેલી વાતો હવે પછી લખી લીધી છે તે પરથી જણાશે કે આનદઘનજી એક પ્રબળ પ્રતાપી યોગી થઈ ગયા છે. પં. ગભીરવિજયજી પોતે બુદેલખડના જ એક ગામમા જન્મેલા હતા તેથી તેઓ આનદઘનજીની ભાષા બહુ સારી રીતે સમજી શકતા હતા, તેમ જ સપ્રદાયથી ચાલી આવતી હકીકત તેઓના જાણવામા તથા સાભળવામા બહુ સારી રીતે આવી હતી. આ સર્વ વિચારોનુ પૃથક્કરણ અહીં કરવામા આવ્યુ છે તે સુજ્ઞોએ વિચારવા યોગ્ય છે.

---

* કૃપાચદજી તેમને ખરતરગચ્છમા થયેલ હોવાનુ જણાવે છે અને તેના ચેલાઓ (ગોરજીઓ) હાલ હૈયાત છે એમ કહે છે તપગચ્છમા આ મહાત્મા થયેલા હોવાના ઘણા કારણો જણાય છે તે આપ્યા છે ખરતરગચ્છ સબધી આધારભૂત હકીકત મળશે તો વિચારવામા કોઈ પ્રકારનો આગ્રહ નથી હજુ સુધી કૃપાચદજીના કથન સિવાય બીજુ એક પણ સાધન ખરતરગચ્છના અનુમાનને મજબૂત કરે તેવુ જણાયુ નથી ગચ્છ માટે આનદઘનજીને જ આગ્રહ નહોતો તો પછી તેના સંબધના લેખમા આગ્રહ ન જ હોવો જોઇએ, તો પણ હકીકત તો જે સત્ય સમજાણી હોય તે જ પ્રકટ કરવી જોઇએ વિ. ક

હકીકત પ્રાપ્ત થઇ શકતી નથી. આપણા ચરિત્રનાયક સબંધી હકીકત પાસરૂપે કે ચરિત્ર રૂપે કોઇએ લખી નથી તેથી આ સબંધી ઘણુખરુ અધારામા જ રહેવાનુ થાય છે તેઓના સબધમા લોકોમા અનેક વાતો ચાલે છે તે પણ એટલી બધી અવ્યવસ્થિત આકાર મા મળે છે, અને તેની તે જ વાતો હેમચદ્રાચાર્ય તથા બીજા સમર્થ વિદ્વાનોના સબધ મા પણ કહેવામા આવતી હોવાથી તે વ્યવસ્થિત વાતોમા પણ સત્ય કેટલુ છે, અતિશ યોક્તિનુ અને અસત્યારોપનુ મિશ્રણ કેટલુ છે તે તપાસી કાઢવુ લગભગ અશક્ય જેવુ થઇ પડે છે ચરિત્ર સબધમા આ મુશ્કેલી તો કાયમ છે અને તેને માટે શરૂઆતમા જ હુશિયાર કરવાની જરૂર પડી છે આ મહાત્મા સબધી જે હકીકત મળી આવી છે તેમાની કઇક અશે આધારભૂત હકીકત વિચારીએ તો એટલુ જણાય છે કે તેઓશ્રીનુ સાધ્વ વસ્થામા નામ લાભાનદજી હતુ જેમ કપૂરવિજયજીએ સર્વ પદોમા પોતાનો લેખ દર્શિત કરવા ‘ચિદાનદ’ એવુ ઉપનામ ધારણ કર્યું છે તેમ આ મહાત્માએ ‘આનદઘન એવુ ઉપનામ ધારણ કર્યું જણાય છે તેઓનો વિહાર મેડતા શહેરમા અને તેની આસ-પાસ વિશેષ હતો મેડતા મોટી મારવાડમા એક જીલ્લાનુ શહેર છે હાલ તો તે જોધપુર તાબે છે, પરતુ અસલ ત્યાના રાણા હતા અને અત્યારે શહેરના જીર્ણ દુર્ગ અને ખડેરો જોતા તે પૂર્વે બહુ મોટુ શહેર હશે એમ જણાય છે અત્યારે પણ ત્યા ૧૯ જૈન પ્રાસાદ છે લગભગ સર્વે પ્રાસાદ મોટા છે ગામમા વચ્ચે એક વિશાળ જૈન મંદિર છે ગામની બહાર એક ચૈત્ય છે બીજી બાજુએ એક પડી ગયેલ ખડેરના વિભાગને આનદઘનજીનો ઉપાશ્રય કહેવામા આવે છે જેમ ગધારમા શ્રી હીરવિજયસૂરિનો ઉપાશ્રય બતાવવામા આવે છે તેમ અહીં શ્રી આનદઘનજીનો ઉપાશ્રય બતાવવામા આવે છે અને પાટણમા શ્રીમદ્ હેમચદ્રાચાર્યનો ઉપાશ્રય અને મસીકુડ બતાવવામા આવે છે આવા મહાત્માઓ એક સ્થાનકે રહે અને અમુક ઉપાશ્રય તેઓનો કહેવાય એમ તો જૈન આમ્નાય પ્રમાણે બને નહિ, પરતુ આટલી હકીકત જ્યારે હજુ સુધી તત્રવાસ્તવ્ય લોકો પીવટથી જાળવી રાખી શક્યા છે અને હોશથી બહારના આવનારને સભારીને જણાવે છે ત્યારે તે ઉપરથી એક અનુમાન થઇ શકે તેવુ છે અને તે એ કે એ મહાત્માઓ ઉપરોક્ત ગામોમા અવારનવાર સવિશેષપણે આવેલા હોવા જોઇએ અને તે ગામના લોકો પર તેનો ખાસ ઉપકાર હોવો જોઇએ. આ ઉપરાત મેડતામા આનદઘનજીનો સ્તૂપ( દેરી ) પણ હતો, પરતુ હાલ તેની નિશાની મળતી નથી એમ ત્યાના લોકો કહે છે મેડતા પૂર્ણ જાહોજલાલી-વાળુ શહેર તે કાળમા હતુ અને ત્યાના લોકો બહુ ધર્મિષ્ઠ ધનવાન અને ઉત્સાહી હતા એમ તે વખતની હકીકત વાચતા બહુ જગ્યાએ મળી આવે છે મેડતામા અનેક મહાત્માઓનો દેહોત્સર્ગ થયો છે ઘણા આચાર્યો અને ઉપાધ્યાયોને પદવીદાન થયુ છે અને ત્યા વિહાર પણ ઘણા આચાર્યોએ કર્યો હોય એમ નોધાયુ છે આટલા ઉપરથી મારવાડના ગજબના એક શહેરના સબધમા આપણા ચરિત્રનાયક વિશેષ આવ્યા હોય એમ અનુમાન થાય છે

પૂજ્યપાદ પંન્યાસ શ્રી ગંભીરવિજયજીએ મને આનંદઘનજીના સંબંધમા કેટલીક વાતો કહી હતી તેમણે સંપ્રદાયથી સાભળેલી હકીકત પ્રમાણે આનંદઘનજીનુ સાધુઅવસ્થામા 'લાભાનદ' નામ હતુ, તેમની દીક્ષા તપગચ્છમા થઈ હતી * તેમનો જન્મ બુદેલખડના એક શહેરમા થયો હતો તેઓનો વિહાર પાલણપુર તરફ વિશેષ હતો. તેઓ યાત્રાનિમિત્તે શ્રીશત્રુંજય તરફ એક વખત આવ્યા હતા સર્વથી વિશેષ સમય તેમણે પાલણપુર અને તેની ઉત્તરના વિભાગમા અને બહુધા મારવાડમા ગાળ્યો હતો. તેઓ ગચ્છની સાથે બહુ સંબંધમા રહેનાર ન હતા, અસાધારણ યોગબળ ધરાવનાર અને તદ્દન નિસ્પૃહી હતા શ્રાવકની કે રાજાની આકાક્ષા કે દરકાર કરનારા નહોતા, (આ સંબધી બે વાત તેમણે કહી છે તે હવે પછી નોધી લેવામા આવેલી માલૂમ પડશે) અને તેઓની ભાષામા તેઓની જન્મભૂમિની ભાષાની અસર સર્વત્ર જોવામાં આવે છે આનંદઘનજી જેઓનુ નામ લાભાનદ અથવા લાભનદી હતું તેઓનો મેડતામા યશોવિજય ઉપાધ્યાય સાથે મેળાપ થયો હતો અને તેઓને સત્યવિજય પંન્યાસ સાથે બહુ સારો પરિચય હતો બને મહાત્માઓ સાથે ઘણો વખત રહ્યા હતા અને છેલ્લુ ચોમાસું સાથે શ્રી પાલણપુર શહેરમા કર્યું હતુ આનદઘનજીનો જન્મ બુદેલખડમા થયો હતો છતા તેઓએ પદમા તથા સ્તવનોમા જે ભાષા વાપરી છે તેમા ફેરફાર ઘણો જણાય છે. પરંતુ બુદેલખંડમા હિદી અને મારવાડીના સંકર જેવી જે ભાષા હાલ પણ વપરાય છે તેનો મોટો ભાગ પદોમા દેખાઈ આવે છે અને સ્તવનોમા પણ તેની છાયા સ્પષ્ટપણે પ્રગટ જણાય છે આટલી હકીકત અને બીજી ત્રણ ચાર હકીકત મને પં શ્રીગભીરવિજય ગણિએ આનદઘનજીના સબધમા કરી હતી. તેમનો આનંદઘનજી માટે ઘણો ઊંચો અભિપ્રાય હતો તેઓનો અભિપ્રાય તથા તેમણે કહેલી વાતો હવે પછી લખી લીધી છે તે પરથી જણાશે કે આનદઘનજી એક પ્રબળ પ્રતાપી યોગી થઈ ગયા છે પં ગભીરવિજયજી પોતે બુદેલખડના જ એક ગામમા જન્મેલા હતા તેથી તેઓ આનદઘનજીની ભાષા બહુ સારી રીતે સમજી શકતા હતા, તેમ જ સપ્રદાયથી ચાલી આવતી હકીકત તેઓના જાણવામાં તથા સાભળવામા બહુ સારી રીતે આવી હતી આ સર્વ વિચારોનુ પૃથક્કરણ અહીં કરવામા આવ્યુ છે તે સુજ્ઞોએ વિચારવા યોગ્ય છે.

---

* કૃપાચદજી તેમને ખરતરગચ્છમા થયેલ હોવાનુ જણાવે છે અને તેના ચેલાઓ (ગોરજીઓ) હાલ હૈયાત છે એમ કહે છે તપગચ્છમા આ મહાત્મા થયેલા હોવાના ઘણા કારણો જણાય છે તે આપ્યા છે ખરતરગચ્છ સબધી આધારભૂત હકીકત મળશે તો વિચારવામા કોઈ પ્રકારનો આગ્રહ નથી હજુ સુધી કૃપાચદજીના કથન સિવાય બીજુ એક પણ સાધન ખરતરગચ્છના અનુમાનને મજબૂત કરે તેવુ જણાયુ નથી ગચ્છ માટે આનદઘનજીને જ આગ્રહ નહોતો તો પછી તેના સબધના લેખમા આગ્રહ ન જ હોવો જોઇએ, તો પણ હકીકત તો જે સત્ય સમજાણી હોય તે જ પ્રકટ કરવી જોઇએ વિ. ક

## આનંદઘનજી સંબંધી કેટલીક હકીકત ચરિત્રવિચારણાનાં દૃષ્ટિબિન્દુઃ

આ નિસ્પૃહી મહાત્માનું જીવન વિચારતા પ્રથમ એક ખાસ હકીકત પર અહીં વિચાર કરવો પ્રાસંગિક જણાય છે એક મહાત્મા સંબંધી હકીકત વિચારતા કેવળ પોતાને અનુકૂળ આવે તેટલી અથવા તેવા આકારવાળી હકીકત બતાવવાની લાલચમાં પડી જવામા ન આવે એ પ્રામાણિક લેખકની ખાસ ફરજ છે ઘણી વખત પોતાને અનુકૂળ આકારમા વાતને જોડી દેવાની ટેવ લેખકને પડી જાય છે ત્યારે તે વાસ્તવિક સ્વરૂપ બતાવવામા પાછો પડી જાય છે અને આવા પૂર્વગ્રહાહિત લેખકના અનુમાનો પણ એવાં વિચિત્ર, અપૂર્ણ અને આડે માર્ગે દોરનારા હોય છે કે તે સંબધમા વાચનારાઓએ બહુ સંભાળ રાખી તેનો સ્વીકાર કરવાની જરૂર પડે છે આવી સ્થિતિ ઘણી વખત થઈ ગએલી જોવામા આવે છે તે ઐતિહાસિક અને પારમાર્થિક દૃષ્ટિએ બહુ હાનિ કરનાર થઇ પડે છે આનંદઘનજી મહારાજના જીવનચરિત્રને આપણે બરાબર પૃથક્કરણ કરીને સમજવાની અને જોવાની બહુ જરૂર છે, કારણ કે એથી વ્યવહારના બહુ અગત્યના કેટલાક સવાલોનો નિર્ણય થઈ શકે તેમ છે અતિ વિશુદ્ધ જીવન વહન કરનાર, નિસ્પૃહી, આશાનો ત્યાગ કરી ઉદાસીન ભાવે વર્તનાર, જનસમાજમા એકી વખતે માન અપમાન પામનાર અને બન્નેમાંથી એકની પણ દરકાર ન કરનાર મહાત્માનું લેખિત જીવન તે કાળના લેખકથી લખાયેલું જો પ્રાપ્ત થઇ શક્યું હોત, ચરિત્રનો વિભાગ આધારભૂત સ્થાનકેથી મળી આવ્યો હોત તો બહુ ઉપયોગી થઇ પડત એ ખરી વાત છે પણ તેમ ન હોવાથી સંપ્રદાયથી જે હકીકત મળે છે તેને બરાબર જાળવવી એ આપણું ખાસ કર્તવ્ય છે અને એના સાચા અને ખરા રહસ્યને વિચારી તદનુસાર આપણી ભાવના કરવી અથવા તેને માટે ખાસ નિર્ણયો કરવા એ વિચારણાનો સાર છે ઐતિહાસિક અને પારમાર્થિક દૃષ્ટિથી આપણા ગ્રંથકર્તાના સમય, વિહાર, વતન અને લેખો પર વિચાર કરવો અતિ આવશ્યક છે વિશુદ્ધ દૃષ્ટિથી શોધખોળ કરવાના ઇરાદાથી અને રહસ્ય પ્રાપ્ત કરવાની પ્રબળ સાત્ત્વિક ઇચ્છાથી ચરિત્રનાયકના વર્તન પર વિચારણા ચલાવવામા આવે એ ખાસ ઇષ્ટ છે, તેને બદલે પોતાના પૂર્વબદ્ધ વિચાર અનુસાર ચરિત્રને ખેંચી લેવામા આવે અથવા તેવા પ્રયત્નો કરવામાં આવે તો તે બહુ રીતે નુકસાન કરનાર થાય છે પ્રામાણિક લેખકે જે હકીકતો મુદ્દાસર મળી હોય તે વાસ્તવિક આકારમા સ્પષ્ટ કરી દેવી જોઇએ એવી તેની ખાસ ફરજ છે આ બાબતમાં બહુ પ્રમાદ જોવામા આવે છે અને તેને પરિણામે કેટલીક વાર અજાણપણે મહાપુરુષોને અને ઐતિહાસિક દૃષ્ટિથી તેમજ પારમાર્થિક દૃષ્ટિથી વાચનારાઓને મોટો અન્યાય થાય છે એમ જોવામા આવ્યુ છે આ નિયમ ખાસ ધ્યાનમા રાખી નીચેની હકીકત લખવા વિચાર કર્યો છે છતાં પણ કોઇ વખત દોરવાઇ જવાનો પ્રસંગ બની આવે તો વિદ્વાન્ વાચકે પ્રયત્ન કરી તેને શોધી કહેવો અને તત્ત્વરૂપે તેને સમજી લેવો.

## આનંદઘનજીની દીક્ષા-ગચ્છ

શ્રી આનદઘનજી મહારાજના સંબંધમાં મને જે હકીકત મળી આવી તે પર વિચાર કરતાં તેઓએ દીક્ષા તપગચ્છમા લીધી હોય એમ જણાય છે. તેમના કોઇ કોઈ પદો પર જ્ઞાનસાર નામના એક વૈરાગ્યવાસિત યતિએ ટબો પૂર્યો છે તે ટબામા લખે છે કે ‘આનંદઘનજી સાધુવેશે રહેતા હતા.’ સંપ્રદાયમા ચાલી આવતી હકીકત પણ એ વાતની સાક્ષી પૂરે છે. તેઓએ દીક્ષા તપગચ્છમા લીધી હતી એમ માનવાને ઘણા કારણો મળી આવે છે. તેઓને યશોવિજય ઉપાધ્યાયજી તથા સત્યવિજય પંન્યાસ સાથે સંબંધ અને તે કાળમાં તપગચ્છનુ ખાસ કરીને મારવાડ તથા ગુજરાતમાં અસાધારણ પરિબળ જોતા આનંદઘનજી જેવા ખપી જીવ તેનો આશ્રય લે એમ ધારવું યોગ્ય છે. આ સત્તરમો સૈકો અનેક વિદ્વાનોથી ભરપૂર છે અને તે વિદ્વાનોની કૃતિઓ આનંદ આપે તેવી હાલ પણ મોજુદ છે. ગચ્છપરંપરાને અંગે શ્રી યશોવિજયજીના વિચારો અને સત્યવિજય પન્યાસનો ક્રિયાઉદ્ધાર, તેઓનો આનદઘનજી સાથેનો સબંધ, ખાસ કરીને અષ્ટપદીમા બતાવેલા અદ્‌ભૂત વિચારો અને તેમનુ ગુણાનુરાગીપણું એ સર્વ આનંદઘનજીનો તપગચ્છ તરફ આદર સૂચવે છે સપ્રદાયને સવિશેષપણે માન આપનાર, વ્યવહારતા બાહ્યાકારની પણ અતિ આવશ્યકતા સમજનાર અને નિયત્રણા માર્ગની ઉપયોગિતા સમજીને અન્યને સમજાવનાર યશોવિજય ઉપાધ્યાય જેવા પ્રખર વક્તા અને સ્થિતપ્રજ્ઞ લેખક તેમજ વિચારક વિશુદ્ધ મહાત્મા આનંદઘનજીને જે અસાધારણ માન આપે છે તે જેમ આનંદઘનજીનો અસાધારણ માનસિક અને આધ્યાત્મિક યોગ બતાવે છે તેમ તેઓમા રહેલ વિશુદ્ધ વર્તનનો અને વ્યવહારનો એકત્રિત યોગ પણ બતાવે છે વ્યવહાર અને નિશ્ચયમા સપાટી ઉપરથી દેખાતા ભેદના હાર્દમા રહેલ અભેદ જે સાધારણ રીતે સમજી શકાય તેવો નથી તેના ખાસ સારભૂત રહસ્યને સમજનાર ઉપાધ્યાયજી જેવા વિદ્વાનો આનંદઘનજીને માન આપતા પહેલા બહુ પ્રકારે વિચાર કરે એમા નવાઈ નથી. વ્યવહારનો લોપ ન થાય એ જોવાની ખાસ કાળજી તેઓને હોવી જોઇએ એમ માનવામા જરા પણ આચકો લાગતો નથી અને ખાસ કરીને પૂર્વ વયમા જ્યારે વ્યવહાર માટે બહુ મક્કમ વિચારો શ્રી યશોવિજયજીના હતા અને હોવા જોઇએ તે પ્રસગે તેઓ આનદઘનજીને અત્યત માન આપે એ બતાવી આપે છે કે, આનંદઘનજીએ વ્યવહારિક રીતે તપગચ્છમા દીક્ષા લીધી હોવી જોઇએ ઉપાધ્યાયજીના સવાસો તથા સાડાત્રણસેં ગાથાના સ્તવનો પૂર્વ વયમા રચવામા આવ્યા હોવાનો આતરિક પૂરાવો જણાઇ આવે છે અને તેઓનો આનદઘનજી સાથે મેળાપ પણ પૂર્વ વયમાં થવો સભવિત લાગે છે આટલું છતા આનંદઘનજીના વિચારો જોતા તેઓને ગચ્છનો મોહ હોય એમ તો લાગતું નથી ચૌદમા શ્રી અનતનાથજીના સ્તવનમા તેઓ લખે છે કે—

> ગચ્છના ભેદ બહુ નયણ નીહાલતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે,
> ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડીઆ કલિકાલ રાજે.

વળી આડત્રીશમા પદમાં 'રામ ભણી રહેમાન ભણાવી, અરિહંત પાઠ પઢાઈ;
ઘર ઘરને હું ધંધે વિલગી, અળગી જીવ સગાઈ'

આવા દઢ વિચાર જણાવનાર પોતે અમુક ગચ્છના મોહમા દોરવાઈ જઈ અન્યનો તિરસ્કાર કરે એ તો સમીચીન લાગતુ નથી, પણ સાથે તેઓ એટલા જ મક્કમપણે શ્રીનેમિનાથના સ્તવનમા જણાવે છે કે —

ચૂરણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે;
સમયપુરુષના અંગ કહ્યા એ, જે છેદે તે દુર્ભવ રે.

અહીં સૂત્રના–સમયપુરુષના અંગની વિચારણામા પૂર્વધરકૃત છૂટક પદવ્યાખ્યા તે નિર્યુક્તિ, સૂત્ર ઉક્ત અર્થ તે ભાષ્ય, સૂત્ર પોતે, માગધીમા પૂર્વધરકૃત સૂત્રની ટીકા તે ચૂર્ણિ અને સંસ્કૃત ટીકા તે વૃત્તિ એ સમયપુરુષના પાંચ અંગ ઉપરાંત તેઓ પરંપરા અનુભવને–સંપ્રદાયાગત જ્ઞાનને પણ એટલી જ અગત્ય આપે છે, આ ઘણી અર્થસૂચક વાત છે તેઓ આમાના એક પણ અંગને લોપ કરનાર–તેને નહિ માનનાર અથવા તદનુસાર ન વર્તનારને દુર્ભવ્ય કહે છે એ હકીકત ખાસ ધ્યાન ખેંચનારી છે ગચ્છવિચાર ણાને અંગે તેવા કથનથી અહીં સ્વાભાવિક રીતે એમ લાગે છે કે તેઓએ એકલા નિશ્ચય કે એકલા વ્યવહાર ઉપર વિચાર રાખ્યો નહિ હોય. તેઓ શ્રી અનંતનાથજીના સ્તવનમા જણાવે છે કે —

વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો વચન સાપેક્ષ વ્યવહાર સાચો,
વચન નિરપેક્ષ વ્યવહાર સંસારફલ, સાંભળી આદરી કાંઈ રાચો

આવી રીતે એક બાજુએ સંપ્રદાયને અને પરંપરાને અતિ માન આપનાર મહાત્મા પુરુષ અપેક્ષા વગરના વ્યવહારવચનની દરકાર કરનાર ન હોય અને તેવા વચનને સંસારવૃદ્ધિનુ કારણ ગણતા હોય અને તેનો આદર કરવાની ના કહેતા હોય તો તેના પરિણામે બહુ સુંદર એકત્રકરણ થઈ જાય છે એને પરિણામે ઉપરના છોતરાં કઢાય છે અને અંદરનુ તત્ત્વ શું છે તે પૃથક્કરણ કરવાની વિશુદ્ધ બુદ્ધિ જાગ્રત થતા પરંપરાને યોગ્ય રીતે સમજી તેની અપેક્ષા વિચારી યથાઘટિત વર્તન કરતા હોય એમ વિચારતા તેઓએ ગચ્છની તદ્દન ઉપેક્ષા કરી હોય એમ માની શકાતુ નથી. પરંપરાએ એથી બહુ હાનિ થાય. મધ્યમ ઉત્ક્રાન્તિના જીવો પર એથી બહુ નુકસાનકારક અસર થાય અને માર્ગમા અનેક પ્રત્યવાયો આવે એવુ વિચારનાર મહાત્મા ગચ્છના મોહમા ન પડે એ જેટલુ સ્વાભાવિક છે તેટલુ જ સાધુવેશધારણ વિગેરે ક્રિયાકલાપની જરૂરીઆત સ્વીકારે એમ માનવુ તે પણ સ્વાભાવિક છે વ્યવહારનો લોપ કર્યા વગર અને તેની અણુમાત્રવી ભિન્નતામા ઉતર્યા વગર વિશુદ્ધ માર્ગ પર ચાલવાના નિર્ણય પર તેઓ આવ્યા હોય એમ ધારી શકાય છે ચાલી આવતી વાતો પ્રમાણે તેઓ સાધુ હતા, દીક્ષિત હતા એમ જ

જણાય છે, સંભળાય છે; પરંતુ કોઈ વાર કફની પહેરીને પણ નીકળી પડતા એવી વાતો ચાલે છે. આટલા ઉપરથી એમ જણાય છે કે તેઓ ગચ્છની તકરારમા ઊતર્યા નહિ હોય પણ દીક્ષિત જરૂર હતા અને સાધુનો વેશ ધારણ કરતા. સંપ્રદાયમોહમા ઊતર્યા વગર વ્યવહાર અને નિશ્ચયને એકત્રપણે ગોઠવી, વિશુદ્ધ વર્તન કરી, સાધુજીવન ગાળી શકાય છે એવો દાખલો તેઓએ બેસાડ્યો હોય એમ જણાય છે.

## શ્રી આનંદઘનજી સંબંધી કેટલીક વાતો

શ્રી આનંદઘનજી સંબંધી કેટલીક વાતો બહુ સંક્ષેપમા અત્ર બતાવી દઈએ. તેમાં પણ જે માનવા લાયક વાતો ન હોય તેને લખીને લોકપ્રવાહમાં ચાલુ કરવી એ એકંદરે બહુ નુકસાન કરનાર છે. વળી કેટલીક વાતો દરેક મોટા માણસના સંબંધમા આવે છે તેથી તેને કબૂલ કરવા પહેલા ઘણો વિચાર કરવો પડે છે અને સ્વીકારતાં આંચકો આવે છે. રાજાના મેળાપ પ્રસંગે તાવને કપડામાં ઉતારી બાજુ પર મૂકવાની અને કપડો ધ્રૂજતો દેખી એ સંબંધમા રાજા તરફથી થતી પૃચ્છા સંબંધી વાત શ્રીમાન્ હેમચંદ્રાચાર્યના સંબંધમા તેમજ હરિભદ્રસૂરિ અને હીરવિજયસૂરિના સંબંધમા પણ કહેવામા આવે છે આવી વાતને કોઈ પણ મહાત્માની સાથે જોડી દેવાનો વિચાર સ્વાભાવિક છે તેથી એવી વાત સ્વીકારતા પહેલા યોગ્ય વિચાર કરવો જોઈએ કેટલીક વાતો લોકવિચારની તે વખતની સ્થિતિ બતાવી આપે છે અને કેટલીક વાત વિશિષ્ટ સ્થિતિનું યૌગિક રહસ્ય સમજવાની લોકોની અશક્તિ બતાવી આપે છે. તેથી પ્રથમ કેટલીક આધારવાળી અને વજુદવાળા માણસો પાસેથી સાંભળેલી હકીકતો સંક્ષેપમા વિચારી જઈએ. પં. શ્રી ગંભીરવિજયજીએ તપાસ કરીને એકઠી કરેલી અને મને **જાતે** કહેલી વાતને અહીં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

## મેડતા શહેર અને આનંદઘનજી

લાભાનંદ અથવા લાભાનંદી જેમને આપણે આ પ્રસંગમા શ્રી આનંદઘનજીના નામથી ઓળખશું તેઓના સંબંધમા ઘણીખરી વાતો **મેડતા** શહેરને અંગે આવે છે. મેડતાનો પ્રાચીન ઇતિહાસ વિચારતા તે એક બહુ મોટું શહેર હોવુ જોઈએ એમ જણાય છે. ત્યાં અનેક લડાઈઓ થઈ છે. ત્યાના રાજા જોધપુર રાજ્યથી સ્વતંત્ર રજપૂત હતા એમ મારવાડનો પૂર્વ ઇતિહાસ તપાસતા જણાય છે. એ શહેરના અત્યારના ખંડેરો જોતા અને જીર્ણ દુર્ગની સ્થિતિ વિચારતા જણાય છે કે અગાઉ જણાવ્યુ તે પ્રમાણે પ્રાચીન કાળમા એ ઘણુ મોટુ શહેર હશે આ શહેરમા એક બહુ મોટી મસ્જીદ છે જેના બુરજ દૂરથી દેખાય છે, તે પરથી જણાય છે કે મુસલમાન પાદશાહના વખતમા એ શહેર પર ઘણા હલ્લાઓ થયા હશે જોધપુરના પુરાણા રજપૂત રાજ્યના તાબામા તે બહુ થોડા વખત પહેલા આવી પડ્યુ હોય એમ જણાય છે આ શહેર અત્યાર તો ગિસ્માર હાલતમા છે તો પણ હાલ ત્યા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોના ત્રણસો ઉપર ઘર છે અને ત્યાના શ્રાવકો

બાજુના ફલોધી તીર્થની દેખરેખ રાખે છે અને પોષ દશમ જેવા માંગલિક પ્રસંગે શ્રીફલોધી તીર્થમાં દર્શન-પૂજા કરવા માટે મોટી સંખ્યામાં ઊતરી પડે છે ફલોધી તીર્થને મેડતા રોડ (Merta Road) સ્ટેશનના નામથી ઓળખવામાં આવે છે, જ્યાંથી એક ટ્રેન મેડતા માટે ખાસ જાય છે પોષ દશમને દિવસે થતી પૂજાનો મહોત્સવ જોવાનો પ્રસંગ મને મળ્યો હતો. તે વખતે મેડતાનો હાકેમ પણ ફલોધી આવે છે આ મેડતા શહેરની પૂર્વની જાહોજલાલી સાંભળતાં અને જૈનોની આધુનિક અને પ્રાચીન સ્થિતિની સરખામણી કરતાં બહુ ખેદ થાય છે મેડતા શહેરમાં પૂર્વે સેંકડો લક્ષાધિપતિ જૈનો હતા, કેટલાક કોટિધ્વજો પણ હતા, અનેક આચાર્યોનો ત્યાં વિહાર થયો હતો, અનેક પ્રકારના મહોત્સવો વારંવાર ત્યાં થતા હતા, ત્યાં ઘણા જ્ઞાનભંડારો હતા અને હાલ જે દેરાસરો મોજુદ છે તે પૂર્વકાળની જૈન જાહોજલાલીનો સંપૂર્ણ ખ્યાલ કરાવે તેવાં છે સ્થિતિ એવી છે કે અત્યારે ત્યાં સર્વ દેરાસરોમાં પૂજા કરનાર જૈન સંખ્ય નથી અને પરિણામે વંશપરંપરાના પૂજારીઓ પર આધાર રાખવો પડે છે આ મેડતા શહેરમાં ખાસ ઉદ્યોગ કોઈ પ્રકારનો નથી, માત્ર ત્યાં કેટલીક દુકાનો હાથીદાંતના રમકડાંની જોવામાં આવે છે. તે શહેરની વર્તમાન સ્થિતિનું એક કારણ વ્યાપારની ગેરહાજરી હોવી જોઈએ એમ સહજ અનુમાન થાય છે આ શહેરમાં અનેક રાસો બન્યા છે, પૂજા બનાવાઈ છે, ટીકાઓ લખાઈ છે અને દર્શન તથા જ્ઞાનનો ઉદ્યોત થયો છે એમ અનેક ગ્રંથોની પ્રશસ્તિ પરથી જણાય છે આ શહેર સાથે આનંદઘનજી મહારાજનો સંબંધ વિશેષ હોય એમ ત્યાં ચાલતી દંતકથા પરથી જણાય છે તેમનો દેહોત્સર્ગ પણ અહીં જ થયો છે એમ ત્યાંના લોકો કહે છે

## પ્રતિબન્ધ ત્યાગવૃત્તિ : નિસ્પૃહતાનું દૃષ્ટાંત

એ મેડતા શહેરમાં એક શેઠ હતા જેઓ આનંદઘનજી મહારાજને અતિ આગ્રહ કરીને ચોમાસું કરવા લઈ આવ્યા હતા અને શરૂઆતથી પોતે જાતે મહારાજશ્રીની સેવામાં હાજર રહેતા હતા અનેક પ્રકારે આનંદઘનજીની સેવાચાકરી કરવા ઉપરાંત તે મહારાજશ્રીને પોતાને ઘેર આહાર વહોરાવવા લઈ જતા, કપડાં વહોરાવતા અને વારંવાર મહારાજશ્રીની પાસે હાજર રહેતા હતા પર્યુષણના વ્યાખ્યાનો સંપૂર્ણ સાંભળવાની ઇચ્છા સ્વાભાવિક રીતે સર્વને વધારે હોય છે અને બની શકે તો કલ્પસૂત્ર અવિચ્છિન્ન સાંભળવાની ઇચ્છા મહાજનોને વધારે રહે છે એ ગામનો રિવાજ કાંઈક એવો હતો કે શેઠ આવ્યા પછી જ વ્યાખ્યાનવિધાન સાધુ વ્યાખ્યાન વંચાવાનું શરૂ કરે. નિસ્પૃહી આનંદઘનજીને તો કોઈની દરકાર નહોતી અને એ શેઠ ઉપર કાંઈ ખાસ રાગ પણ નહોતો. આગાઉથી મુકરર કરેલા વખતે તેઓએ વ્યાખ્યાન શરૂ કરવાની તજવીજ કરી ત્યારે કોઈ શ્રાવકે જણાવ્યું કે અમુક શેઠ પૂજામાં છે તે જલદી આવી પહોંચશે, માટે ત્યાં સુધી રાહ જોવી યોગ્ય છે. આ પ્રમાણે રાહ જોવા માટે કહેલી હકીકત પર લક્ષ ન આપી આનંદઘનજી

મહારાજે વ્યાખ્યાન વાંચવાનું શરૂ કર્યું. શેઠ થોડા વખત પછી આવી પહોંચ્યા, પણ મોડા થયા. વ્યાખ્યાન પૂરું થતા જેમ ઘણા શ્રાવકો વ્યાખ્યાતાની વૈયાવચ્ચ કરવા જાય છે તેમ આ શેઠ પણ ગયા અને પ્રસંગે બોલ્યા કે 'સેવક પર દયા કરી વ્યાખ્યાન જરા થોભાવવું હતું.' બીજી વાર વળી તે જ વાત કરી, પણ કાંઇ પ્રત્યુત્તર મળ્યો નહિ. શેઠ જરા બોલી ગયા 'સાહેબ! કપડા વહોરાવું છું, આહાર વહોરાવું છું, પરિચર્યા કરું છું તેનો ખ્યાલ કરીને પણ મારા ઉપર જરા કૃપા કરવી હતી.' આટલો ઉચ્ચાર સાંભળી તેના ઉપર જરા પણ ગુસ્સે થયા વગર આનંદઘનજી બોલ્યા 'ભાઇ, આહાર તો ખાઈ ગયા અને લે આ તારા કપડા-' એમ કહી તેના કપડાં છોડી દઈ જંગલમાં ચાલ્યા ગયા અને ત્યા **'આશા ઓરનકી કયા કીજે'** એ પદ બનાવ્યું. (જુઓ પદ અઠ્ઠાવીશમું. ઉપાશ્રય પણ શેઠનો હતો તેથી તેનો પણ ત્યાગ કરી દીધો આ પ્રમાણે વાત ચાલે છે એમ મને પં. ગંભીરવિજયજીએ કહ્યું હતું અને મેડતામા પણ આને મળતી વાત અત્યપર્યંત ચાલતી જણાય છે. આ વાત સત્ય હોય તો તે પરથી બહુ બોધ મળે તેમ છે. અપ્રમત્ત અવસ્થાના ખપી સર્વવિરતિ ધારણ કરનાર મુનિ અમુક શ્રાવકના રાગી થઇને પોતાની જે સ્થિતિ નીપજાવે છે તેનો જેને અનુભવ થયો છે તે આ વાતમા બતાવેલી નમૂનેદાર નિસ્પૃહતાની વાસ્તવિક કિમત બહુ સારી રીતે સમજી શકશે. સાધુજીવન ગાળવાનો નિયમ કરનાર મુનિ ગૃહસ્થના સંયોગોમા આવી કેવા કેવા પ્રતિબંધમા પડી જાય છે તે જૈન સાધુઓ સંબંધી વર્તમાન દુર્દશા જોનારને સમજી શકાય તેમ છે, તેનુ અવલોકન કરનારને નવીન જાણવાનું રહેતું નથી અને ખાસ કરીને આગેવાન શેઠ અને ઉપાશ્રયના માલેક માટે સહજ વાટ જોવી એ સાધારણ રીતે જોતા સામાન્ય છે છતા એવી બાબતમાં પણ દરકાર ન કરનાર, સાધ્ય સિવાય અન્ય બાબતમા જરા પણ વિચાર કરવાની જરૂરીયાત પણ ન સ્વીકારનાર, નિસ્પૃહ મહાપુરુષના વિશુદ્ધ વર્તન પર આપણને સહજ આકર્ષણ થઇ આવે છે અને આપણા મનમા તેમને માટે પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. પર્યુષણમા શહેર છોડી ચાલ્યા ગયા હશે અને જે અવસ્થા આનંદઘનજીએ ધારણ કરી હશે એ વાતમાં કદાચ સંપ્રદાયથી શંકા આવે તેવુ રહે છે, પણ ઊંચી હદના પુરુષો પોતાને યોગ્ય વર્તન શું છે તે બહુ સારી રીતે વિચારી શકે છે અને તેમનું વર્તન પ્રસંગાનુસાર, આત્માને ઉન્નત કરનાર અને સાધ્ય તરફ પ્રયાણ કરાવનાર જ હોય છે વાત કેમ બની હશે અને તેમા સત્યના અંશો કેટલા હશે તે કહેવુ લગભગ અશક્ય જેવુ છે, પણ એક વાત જે એમાથી તારવી શકાય તેવી છે તે એ છે કે, આપણા ચરિત્રનાયક તદ્દન નિસ્પૃહી હતા, પારકી આશા કરનાર કે અન્યથી દબાઇને કે તેની શરમથી વર્તન કરનાર નહોતા. આવી વૃત્તિ થવી એ આત્માની અતિ ઉદાત્ત દશા સૂચવે છે

## નિસ્પૃહતાનું એક વિશેષ દૃષ્ટાન્ત

નિઃસ્પૃહ દશા બતાવનારી એક બીજી પણ વાત સંપ્રદાયથી આનંદઘનજીના સંબંધમા ચાલી આવે છે એમ મને પં. ગંભીરવિજયજીએ કહ્યુ હતું. વાત એમ બની કહેવાય છે

કે મેડતા શહેરમાં એક વખત આનંદઘનજી ચાતુર્માસ સ્થિત થયેલા હતા તેવામાં ત્યાંના રાજાની એક અણુમાનીતી રાણીએ આનંદઘનજીની યોગી—અવધૂત જેવી અવસ્થાનો દેખાવ સાંભળી તેમના તરફ આકર્ષણ પામી અને ગુરુમહારાજ પાસે આવી. સુખશાતા પૂછ્યા પછી તેણે આનંદઘનજીને બહુ સંક્ષેપમાં જણાવી દીધું કે પોતે ત્યાંના રાજાની રાણી છે અને હાલ અણુમાનીતી થઈ પડી છે અને કોઈ ઉપાયે રાજા તેને વશ થાય એવું ગુરુકૃપાથી થવું જોઈએ. ગુરુમહારાજની જગજાહેર નિસ્પૃહ વૃત્તિને લઈને આટલી વાત બહુ સંક્ષેપમાં પણ મુદ્દાસર રીતે રાણીએ કહી. તેને પ્રેરનાર યોગીઓ પાસે સિદ્ધિઓ હોવી જોઈએ એમ અનુમાન થાય છે તે વાત સાંભળતી વખતે આનંદઘનજી કાંઈ લહેરમાં હતા તેથી એક કાગળનો ટુકડો લઈ તે પર કાંઈ લખ્યું અને રાણીને કાંઈ પણ બોલ્યા વગર તે કાગળ આપ્યો. રાણી સમજી કે ગુરુમહારાજે કાંઈ યંત્ર (જંતર) કરી આપ્યું અને તે વાંચવાની સ્વાભાવિક રીતે જ મના હોય છે તેથી તેણે એક સોનાનું તાવીજ તુરત બનાવી તેમાં પેલો કાગળ મૂકી પોતાને હાથે તેને રક્ષાબંધન તરીકે બાંધ્યું અકસ્માત્ સંયોગ એવો બન્યો કે સાત દિવસમાં રાજા તે અણુમાનીતી રાણીને વશ થઈ ગયો, તેના તરફ અપૂર્વ પ્રેમ બતાવવા લાગ્યો અને તેને મંદિરે આવવા લાગ્યો. થોડા દિવસ પછી તે માનીતી થયેલી રાણી હર્ષમાં આવી રાજા પાસે પેલી વાત બોલી ગઈ તેથી અથવા બીજી પદચ્યુત થઈ ગયેલી રાણીઓના જણાવવાથી રાજાને ખબર પડી કે પોતામાં જે ફેરફાર છે તેનું કારણ લોકચર્ચા પ્રમાણે આનંદઘનજીનો મંત્રપ્રયોગ છે રાજા આ વાત સાંભળી આનંદઘનજી પાસે આવી તેને કહેવા લાગ્યો કે 'તમે આવા વશીકરણના કામ કરો છો તે સાધુ તરીકે કઈ રીતે ઉચિત ગણાય ?' સાધારણ રીતે આવા ઉદ્ધત સવાલનો જવાબ આપે એવી તેઓશ્રીની પદ્ધતિ નહોતી, પણ તે દિવસે કાંઈ તેઓ ફરી વાર લહેરમાં હતા તેથી રાજાને કહ્યું કે—રાણીને બોલાવી જેને યંત્ર કહેવામાં આવે છે તે ઉઘાડી વાંચી જુઓ. રાજાએ તુરત તેમ કર્યું રાણીને બોલાવી, સુવર્ણતાવીજ ખોલ્યું અને અંદર રહેલ ચીઠ્ઠી વાંચવા તેમાં લખેલું માલૂમ પડ્યું કેઃ—

તેરા પતિ વશ હોવે, ઉસમેં આનંદઘનકો ક્યા
તેરા પતિ વશ ન હોવે, ઉસમેં આનંદઘનકો ક્યા ?

આ શબ્દો વાંચતા રાજા દિગ્મૂઢ થઈ ગયો અને ગુરુચરણે નમી પડ્યો. આનંદઘનજી અથવા લાભાનંદનું વર્તન કે એને રાજા નમી પડે કે એના ઉપર રૂઠમાન થાય તેની તેમને દરકાર હતી જ નહિ. એમના મનમાં આ બન્નેમાંના એક પણ બનાવથી કાંઈ પણ અસર થઈ નહીં એવી ઊંચી હદ સુધી વધેલા મહાત્માના સંબંધમાં અનેક આવી વાતો લોકોના હૃદયમાં કોતરાઈ રહે એ તદ્દન સ્વાભાવિક છે જનસમૂહનો મોટો ભાગ મધ્યમ પ્રવાહ પર કે ચાલુ પ્રવાહ પર હોય છે પરંતુ તેઓને વિશિષ્ટ પ્રવાહ પર પ્રગતિ કરનાર માટે હૃદયમાં માન બહુ હોય છે અને તેવા પ્રસંગો જ્યારે જ્યારે બને છે ત્યારે ત્યારે તે તેને જાળવી રાખે છે, નોંધી રાખે છે અથવા તે સંબંધી બહુ હોંશથી તે વાતો કરે છે આનંદઘનજીએ

લખી આપેલ મત્રનો વિશિષ્ટ આધ્યાત્મિક ભાવ પણ વિચારવા યોગ્ય છે અને કદાચ અણુમાનીતી અને માનીતીનો પ્રસગ સુમતિ અને કુમતિનો અથવા શ્રદ્ધા અને માયામમતાનો અલંકારિક ભાષામા થયો હોય તો પણ ઘટતી વાત છે.

આનંદઘનજીના પદોમા આવા પ્રસગો બહુ આવે છે તે વાત અહીં સામાન્ય રીતે લક્ષ્ય પર આવે છે અને તેનો પ્રતિભાસ અત્ર બહુ આનદકારક રીતે થાય છે. આઠમા પદમા 'અનુભવ નાથકું ક્યું ન જગાવે,' દશમા પદમા 'ચેતન ગાત મનાત ન એંતે,' તેરમા પદમા 'અનુભવ હમ તો રાવરી દાસી,' સોળમા પદમા 'નિશદિન જોઉં તારી વાટડી, ઘરે આવોને ઢોલા,' અઢારમા પદમા 'રિસાની આપ મનાવો રે,' પચીશમા પદમા 'ક્યારે મુને મિલશ્યે માહરો સત સનેહી,' તેત્રીશમા પદમા 'મિલાપી આન મિલાવો રે, મેરે અનુભવ મીઠડે મિત્ત' વિગેરે જે વિચારો બતાવ્યા છે તેમા સુમતિની વિરહદશા અને માયામમતાને વિવશ પતિ વિભાવમા રમણ કરતા બતાવ્યા છે. એ ચેતનપતિની વર્તમાન દશા અતિ ખેદ કરાવનાર છે, બહુ વિચાર કરવા યોગ્ય છે, અને તેમા ઘટતો ફેરફાર અનુભવદ્વારા કરાવવાની આવશ્યકતા છે, એવું રહસ્ય બતાવનાર બહુ પદો આ વિભાગમા આવે છે. એને માટે ખાસ વિવેચન દરેક પદમા કરેલું છે, પણ એ સર્વ પદોમાથી જે ખાસ ધ્વનિ કેદ્રસ્થ રહેલ જણાઈ આવે છે તે બહુ વિચાર કરવા યોગ્ય છે. એનું લક્ષ્ય એ છે કે માયામમતાને પરવશ પડી આત્મધન ગુમાવનાર અને સસારમા રખડનાર ચેતનજીની અસ્તવ્યસ્ત સ્થિતિ પર ખાસ વિચારણા કરી એનો સુમતિ સાથે સંયોગ કરાવી આપી એને માર્ગ પર લઇ આવવા અને એની ઉત્ક્રાન્તિ બહુ સારી રીતે થાય, એની પ્રગતિમા બહુ વધારો થાય અને વિભાવદશા દુર્લક્ષ્ય પામી સ્વભાવ તરફ એનુ સાધ્ય થાય એવી તેની સ્થિતિ કરાવી આપવી એ માટે અનેક પ્રકારે સુમતિનું સ્વરૂપ અને માયામમતાનુ સ્વરૂપ બતાવવામા આવ્યુ છે, સુમતિને બોલતી કરી તેની મારફત, અનુભવ દ્વારા અને કોઇ વાર રૂબરૂ સદેશા મોકલ્યા છે, આપ્યા છે અને અનેક વિરહાલાપ કરાવ્યા છે, તેમજ તે દ્વારા પતિને વશ કરવાની રીત અને જરૂરીયાત સ્પષ્ટ રીતે બતાવી આપે છે. આ વિષમ પદોની ભાષારચના તથા વિષયને અગે ફરી વાર પણ વિચારાશે, પણ અહીં વક્તવ્ય એ છે કે આનદઘનજી મહારાજે રાણીને જે વિચાર લખી આપ્યા તેમા પદોમા બતાવેલા વિચારોથી પણ વિશિષ્ટ યોગની વાસ આવે છે સુમતિનો માર્ગ લઇ સ્વભાવરમણતા થવા માડ્યા પછી એવી વિશિષ્ટ સ્થિતિ પ્રાપ્ત થાય છે કે જેમા કોઇ પણ પૌદ્‌ગલિક વસ્તુઓ પર પ્રેમ રહેતો નથી, અને પ્રાપ્ત કરવાની ઇચ્છા રહેતી નથી અને એ પ્રાપ્ત થવાથી કોઈ પણ પ્રકારનો સતોષ થતો નથી આવો ઇચ્છારોધ થયા પછી આગળ વધતા એને મુક્તિ અને સસાર સરખા લાગે છે, વિશિષ્ટ ગુણો એની મેળે સ્વત આવી જાય એવી તેની દશા થયેલી હોય છે અને તેથી મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ તેને રહેતી નથી અને પરિણામે મોક્ષને અને સસારને પણ

સરખા ગણે છે. મુક્તિ અને સંસારને સરખા ગણે છે એટલે બન્ને વચ્ચે ગુણસ્વભાવ અને તત્પ્રાપ્તિસાધનામાં સ્પષ્ટ રહેતો તફાવત તેના લક્ષ્ય બહાર જાય છે અથવા રહે છે, એમ તો કદિ બનતું જ નથી, પણ એને જે ઇચ્છારોધ થાય છે તે પૌદ્ગલિક વસ્તુને અંગે થવા ઉપરાંત તે સર્વત્ર પ્રચાર પામી એના આત્માને અથવા વાસ્તવિક શબ્દોમાં બોલીએ તો એને પોતાને અસર કરનાર થાય છે અને તેથી કોઈ પણ પ્રકારની ઇચ્છા તેને રહેતી નથી. શ્રી શાંતિનાથજીના સ્તવનમાં શાંતિસ્વરૂપ બતાવતાં આ જ યોગીરાજ કહે છે કે—

માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે. શાંતિ.
સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવ રે;
મુક્તિ સંસાર બેઉ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે.
શાંતિ જિન એક મુજ વિનતિ.

અહીં જે ભાવ બતાવ્યો છે તે બરાબર વિચારવો. અહીં પૌદ્ગલિક ઇચ્છાઓનો રોધ કરવા ઉપરાંત આત્મિક અથવા આત્મા સંબંધી ઇચ્છા ઉપર પણ અંકુશ આવી જવાની જે ભાવના બતાવી છે તે વાત રાણીના તાવીજને ઉદ્દેશીને મહારાજશ્રીએ લખી હોય એમ અમ વિચારવા થાય છે પ્રથમ સુમતિ વિરહાલાપ કરી, અનુભવ દ્વારા સંદેશા મોકલી, શ્રદ્ધા પાસે દૂતીકાર્ય કરાવી, પતિને પોતાને મંદિરે લઈ આવી તેને યોગમાર્ગમાં આગળ કરે છે, પરંતુ આગળ વધતા તેની સર્વ ઇચ્છા નાશ પામે છે—એ યોગક્રમ છે તે આપણે યોગદર્શનના ખાસ વિષયમાં વિચારશું. અત્ર આનંદઘનજી મહારાજ સુમતિને ઉદ્દેશીને કહે છે કે તારી પાસે પતિ આવે અને તારે વશ થાય એમાં આનંદઘનને–વિશિષ્ટ યોગમાં પ્રગતિમાં પામેલા વિશુદ્ધ આત્મરાજને શું લેવાદેવા છે? અને કદાચ તે તારી પાસે ન આવે અને માયામમતાના પ્રસંગમાં પડ્યો રહે તો તેમાં આનંદઘનજીને શું છે? બન્ને દશા આનંદઘનને સમાન છે એને એક તરફ વ્યામોહ નથી, અન્ય તરફ આકર્ષણ નથી. આવી આત્માની વિપુલ દશા થવી, મુક્તિ અને સંસારને સરખા લેવા, વસ્તુસ્વરૂપને યથાસ્થિત આકારમાં સમજી જવા અને તેના પર રાગદ્વેષ ન કરવા એ બહુ વિશુદ્ધ આત્મદશાના વિચારો સૂચવે છે અને એવો આધ્યાત્મિક ભાવ સદરહુ તાવીજમાં અધ્યાત્મરસિક મહાત્માએ લખ્યો હોય એમ અનુમાન થાય છે સામાન્ય રીતે આનંદઘનજી જેવા યોગમાં આગળ વધેલા મહાસત્ત્વો રાજાની રાણીના પ્રસંગમાં આવે કે તેમની પાસે વશીકરણની વાત પણ ઉચ્ચારી શકાય એ જેમ બહુ સંભવિત લાગતું નથી તેમ આવા દુનિયાથી ન્યારા અને ન્યારી રીતે વર્તન કરનારા મહાસત્ત્વોના સંબંધમાં તેઓ અમુક અવસ્થામાં કઈ લાઈન પર કામ લેશે તે ધારી લેવું એ પણ મુશ્કેલ છે. પોતાના આત્મધનને અભ્યાસ ન આવે, તેની પ્રગતિમાં જરા પણ પ્રત્યવાય ન આવે અને તેની આગળ વધતી ગતિ સમાન ભાવે ચાલી જાય એ વાત લક્ષ્યમાં રાખી તેઓ વિશિષ્ટ

લાભની દૃષ્ટિથી કોઇ કાર્યો એવા પણ કરે છે કે જેનો ખુલાસો સામાન્ય જનકલ્પનામાં કેટલીક વાર આવી શકે નહિ. આવા કારણોથી સાધારણ સત્ત્વોના સંબંધમા બહુ બારીકીથી અભ્યાસ કરવાની અને તેની જીવનચર્યાને પૃથક્કરણ કરીને બરાબર સમજવાની ખાસ આવશ્યકતા રહે છે. તાવીજમા લખેલા અક્ષરો કોઈ ખાસ આધ્યાત્મિક ભાવ બતાવે છે તેનું અત્ર ઝાંખું દર્શન થયું હશે.

## આદિનાથ સ્તવનરચના

'આશા ઓરનકી ક્યા કીજે' એ પદ રચના કરવાના પ્રસંગને અંગે ચાલતી વાત ઉપર જણાવી, તેવી જ રીતે ચોવીસ પૈકી બાવીશ સ્તવનો શ્રીઆનંદઘનજીએ બનાવેલાં કહેવાય છે. તેમા પ્રથમ સ્તવનને અંગે એક એવી વાત ચાલે છે કે તેઓ એક વખત મેડતાની પાસેના જંગલમા ફરતા હતા ત્યા એક શેઠની છોડી જે તરતમા વિધવા થઇ હતી તેને અગ્નિમા બળી મરી સતી થવાને ઉદ્યુક્ત થયેલી જોઇ આ પ્રસગે તે સ્ત્રીને ઉદ્દેશીને આત્માનો ખરો પતિ કોણ છે, પ્રીતિનું વાસ્તવિક લક્ષણ શું છે તે બતાવતાં આનંદઘનજીએ ઉપદેશ આપ્યો એમ સભળાય છે. તેઓએ તે સ્ત્રીને સમજાવ્યું કે સાસારિક પ્રાણીઓ જે પ્રીતિ કરે છે તે વાસ્તવિક પ્રીતિ નથી, કારણ કે એ પ્રીતિ લાંબો વખત ટકતી નથી અને પ્રીતિને અગે પાછો જ્યારે વિરહ થાય છે ત્યારે મનમા અતિ ખેદ થાય છે, માટે પ્રીતિ કરવી હોય તો એવી કરવી કે અનંતકાળ સુધી પ્રીતિના પાત્ર સાથે કદિ વિરહ થાય નહિ. સ્થૂળ પ્રીતિમા આ વાતની ગંધ પણ હોતી નથી. એ ચાલતી હોય ત્યારે અનેક પ્રકારની ઉપાધિ કરાવે છે, અતે વિરહદુઃખ આપે છે અને મનને શંકિત કર્યા કરે છે અને છેવટે એનો નાશ થાય છે. એવા પ્રકારની પ્રીતિ કરવી એ કોઇ પણ રીતે ઇષ્ટ ગણી શકય નહિ. સસારરસિક સ્ત્રીઓ પતિને વશ કરવા અથવા તેની પ્રીતિ સંપાદન કરવા વટસાવિત્રી આદિ વ્રતો કરે છે, કોઈ ભવાતરમા એ જ પતિને પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી અગ્નિમા પડે છે, પણ સ્વકર્મવિપાકાનુસાર પતિ ક્યાં (કઈ ગતિમા) ગયા હશે અને ત્યા જવાને પ્રાયોગ્ય પોતાને કર્મ છે કે નહિ તેની કાઇ ખબર હોતી નથી. આવી રીતે પતિરંજન કરવા માટે અનેક ઉપાધિ વહોરવી અને મરણાત કષ્ટ સહન કરવું એ કોઈ પણ રીતે કર્તવ્ય નથી, પરિણામ વગરનુ અને અતિ દારુણ ફળ આપનારું છે. આ પ્રમાણે હકીકત હોવાથી ખરેખરા પતિ કોણ છે તે વિચારવુ, પ્રીતિનું સ્વરૂપ સમજવું, તે કેવી ઉચિત ગણાય તેની વિચારણા કરવી અને તે કરીને શુ મેળવવુ છે તેનું ખાસ લક્ષ્ય રાખવુ. આવી રીતે નિર્ણય કરતા અથવા નિર્ણય કરવા માટેના વિચાર કરતા સ્થૂળ દશામા થતી સાસારિક પ્રીતિનુ સ્વરૂપ સમજાશે કે ખરી પ્રીતિ તો વિશુદ્ધ આત્મા સાથે જ કરવા યોગ્ય છે કે જે કરવાથી પોતામા વિશુદ્ધ ગુણ પ્રગટી આવે અને ભવાતરમાં થતી પીડાઓ અટકી સર્વથા નિવૃત્તિસ્થાન આનદ સાથે પ્રાપ્ત થાય. પરમાત્મદશા પ્રાપ્ત થયેલ શ્રી જિનેશ્વર દેવને પતિ તરીકે કલ્પી તેઓની અનન્ય ભાવથી પૂજા કરતા પૂજામા ચિત્તની અતિ

સરખા ગણે છે મુક્તિ અને સંસારને સરખા ગણે છે એટલે બંને વચ્ચે ગુણસદ્ભાવ અને તત્પ્રાપ્તિસંભાવનામાં સ્પષ્ટ રહેતો તફાવત તેના લક્ષ્ય બહાર જાય છે અથવા રહે છે, એમ તો કદિ બનતું જ નથી, પણ એને જે ઇચ્છારોધ થાય છે તે પૌદ્ગલિક વસ્તુને અંગે થવા ઉપરાંત તે સર્વત્ર પ્રચાર પામી એના આત્માને અથવા વાસ્તવિક શબ્દોમાં કહીએ તો એને પોતાને અસર કરનાર થાય છે અને તેથી કોઈ પણ પ્રકારની ઇચ્છા તેને રહેતી નથી શ્રી શાંતિનાથજીના સ્તવનમાં શાંતિસ્વરૂપ બતાવતાં આ જ યોગીરાજ કહે છે કે—

માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે,
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે. શાંતિ.
સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવ રે,
મુક્તિ સંસાર બેઉ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે.
શાંતિ જિન એક મુજ વિનતિ.

અહીં જે ભાવ બતાવ્યો છે તે બરાબર વિચારવો. અહીં પૌદ્ગલિક ઇચ્છાઓનો રોધ કરવા ઉપરાંત આત્મિક અથવા આત્મા સંબંધી ઇચ્છા ઉપર પણ અંકુશ આવી જવાની જે ભાવના બતાવી છે તે વાત રાણીના તાવીજને ઉદ્દેશીને મહારાજશ્રીએ લખી હોય એમ અથ વિચારતાં થાય છે પ્રથમ સુમતિ વિરહાલાપ કરી, અનુભવ દ્વારા સંદેશા મોકલી, શ્રદ્ધા પાસે દૂતીકાર્ય કરાવી, પતિને પોતાને મંદિરે લઈ આવી તેને યોગમાર્ગમાં આગળ કરે છે, પરંતુ આગળ વધતાં તેની સર્વ ઇચ્છા નાશ પામે છે—એ યોગકાર્ય છે, તે આપણે યોગદર્શનના ખાસ વિષયમાં વિચારશું અત્ર આનંદઘનજી મહારાજ સુમતિને ઉદ્દેશીને કહે છે કે તારી પાસે પતિ આવે અને તારે વશ થાય એમાં આનંદઘનને—વિશિષ્ટ યોગમાં પ્રગતિમાં પામેલા વિશુદ્ધ આત્મરાજને શું લેવાદેવા છે? અને કદાચ તે તારી પાસે ન આવે અને માયામમતાના પ્રસંગમાં પડ્યો રહે તો તેમાં આનંદઘનજીને શું છે? બંને દશા આનંદઘનને સમાન છે એને એક તરફ આમોદ નથી, અન્ય તરફ આકર્ષણ નથી. આવી આત્માની વિપુલ દશા થવી, મુક્તિ અને સંસારને સરખા ગણવા, વસ્તુસ્વરૂપને યથાસ્થિત આકારમાં સમજી જવા અને તેના પર રાગદ્વેષ ન કરવા એ બહુ વિશુદ્ધ આત્મદશાના વિચારો સૂચવે છે અને એવો આધ્યાત્મિક ભાવ સારુ તાવીજમાં અધ્યાત્મરસિક મહાત્માએ લખ્યો હોય એમ અનુમાન થાય છે સામાન્ય રીતે આનંદઘનજી જેવા યોગમાં આગળ વધેલા મહાસત્ત્વો રાજાની રાણીના પ્રસંગમાં આવે કે તેમની પાસે વશીકરણની વાત પણ ઉચ્ચારી શકાય એ જેમ બહુ સંભવિત લાગતું નથી તેમ આવા દુનિયાથી ન્યારા અને ન્યારી રીતે વર્તન કરનારા મહાસત્ત્વોના સંબંધમાં તેઓ અમુક અવસ્થામાં કંઈ લાઇન પર કામ લેશે તે ધારી લેવું એ પણ મુશ્કેલ છે પોતાના આત્મધનને અડચણ ન આવે, તેની પ્રગતિમાં જરા પણ પ્રત્યવાય ન આવે અને તેની આગળ વધતી ગતિ સમાન ભાવે થતી જાય એ વાત લક્ષ્યમાં રાખી તેઓ વિશિષ્ટ

લાભની દૃષ્ટિથી કોઇ કાર્યો એવાં પણ કરે છે કે જેનો ખુલાસો સામાન્ય જનકલ્પનામાં કેટલીક વાર આવી શકે નહિ. આવા કારણોથી સાધારણ સત્ત્વોના સંબંધમા બહુ બારીકીથી અભ્યાસ કરવાની અને તેની જીવનચર્યાને પૃથક્કરણ કરીને બરાબર સમજવાની ખાસ આવશ્યકતા રહે છે. તાવીજમાં લખેલા અક્ષરો કોઈ ખાસ આધ્યાત્મિક ભાવ બતાવે છે તેનું અત્ર ઝાંખું દર્શન થયું હશે.

## આદિનાથ સ્તવનરચના

'આશા ઓરનકી ક્યા કીજે' એ પદ રચના કરવાના પ્રસંગને અંગે ચાલતી વાત ઉપર જણાવી, તેવી જ રીતે ચોવીસ પૈકી બાવીશ સ્તવનો શ્રીઆનંદઘનજીએ બનાવેલાં કહેવાય છે. તેમા પ્રથમ સ્તવનને અંગે એક એવી વાત ચાલે છે કે તેઓ એક વખત મેડતાની પાસેના જંગલમાં ફરતા હતા ત્યા એક શેઠની છોડી જે તરતમાં વિધવા થઇ હતી તેને અગ્નિમા બળી મરી સતી થવાને ઉદ્યુકત થયેલી જોઇ આ પ્રસંગે તે સ્ત્રીને ઉદ્દેશીને આત્માનો ખરો પતિ કોણ છે, પ્રીતિનું વાસ્તવિક લક્ષણ શું છે તે બતાવતાં આનંદઘનજીએ ઉપદેશ આપ્યો એમ સભળાય છે. તેઓએ તે સ્ત્રીને સમજાવ્યુ કે સાસારિક પ્રાણીઓ જે પ્રીતિ કરે છે તે વાસ્તવિક પ્રીતિ નથી, કારણ કે એ પ્રીતિ લાંબો વખત ટકતી નથી અને પ્રીતિને અગે પાછો જ્યારે વિરહ થાય છે ત્યારે મનમા અતિ ખેદ થાય છે, માટે પ્રીતિ કરવી હોય તો એવી કરવી કે અનતકાળ સુધી પ્રીતિના પાત્ર સાથે કદિ વિરહ થાય નહિ. સ્થૂળ પ્રીતિમા આ વાતની ગંધ પણ હોતી નથી. એ ચાલતી હોય ત્યારે અનેક પ્રકારની ઉપાધિ કરાવે છે, અતે વિરહદુખ આપે છે અને મનને શકિત કર્યા કરે છે અને છેવટે એનો નાશ થાય છે. એવા પ્રકારની પ્રીતિ કરવી એ કોઇ પણ રીતે ઈષ્ટ ગણી શકય નહિ. સસારરસિક સ્ત્રીઓ પતિને વશ કરવા અથવા તેની પ્રીતિ સપાદન કરવા વટસાવિત્રી આદિ વ્રતો કરે છે, કોઈ ભવાંતરમા એ જ પતિને પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી અગ્નિમા પડે છે, પણ સ્વકર્મવિપાકાનુસાર પતિ ક્યા ( કઈ ગતિમા ) ગયા હશે અને ત્યા જવાને પ્રાયોગ્ય પોતાને કર્મ છે કે નહિ તેની કાઇ ખબર હોતી નથી આવી રીતે પતિ-રંજન કરવા માટે અનેક ઉપાધિ વહોરવી અને મરણાત કષ્ટ સહન કરવું એ કોઈ પણ રીતે કર્તવ્ય નથી, પરિણામ વગરનુ અને અતિ દારુણ ફળ આપનારું છે આ પ્રમાણે હકીકત હોવાથી ખરેખરા પતિ કોણ છે તે વિચારવુ, પ્રીતિનુ સ્વરૂપ સમજવુ, તે કેવી ઉચિત ગણાય તેની વિચારણા કરવી અને તે કરીને શું મેળવવુ છે તેનું ખાસ લક્ષ્ય રાખવુ. આવી રીતે નિર્ણય કરતા અથવા નિર્ણય કરવા માટેના વિચાર કરતાં સ્થૂળ દશામા થતી સાંસારિક પ્રીતિનું સ્વરૂપ સમજાશે કે ખરી પ્રીતિ તો વિશુદ્ધ આત્મા સાથે જ કરવા ચોગ્ય છે કે જે કરવાથી પોતામા વિશુદ્ધ ગુણ પ્રગટી આવે અને ભવાતરમાં થતી પીડાઓ અટકી સર્વથા નિવૃત્તિસ્થાન આનદ સાથે પ્રાપ્ત થાય પરમાત્મદશા પ્રાપ્ત થયેલ શ્રી જિનેશ્વર દેવને પતિ તરીકે કલ્પી તેઓની અનન્ય ભાવથી પૂજા કરતા પૂજામા ચિત્તની અતિ

પ્રસન્નતા થાય એવી અખંડિતપણે તે પૂજા કરવા અને તેમાં વળી કપટ રહિત આત્મ અર્પણા થઈ જાય એવી રીતે પૂજા કરતા ચિદ્ઘનાનંદ સ્વરૂપ પ્રાપ્ત થાય છે, વસ્તુવિવેક પ્રાપ્ત થાય છે અને એવા પતિને પ્રાપ્ત કરવાના પ્રયાસમાં સ્વયં પતિરૂપ થઈ જવાય છે, પતિ જેવા થઈ જવાય છે અને પતિ સાથે થયેલો મેળાપ કદિ પણ છૂટતો નથી વિરહ કાળ પ્રાપ્ત થતો નથી અને આનંદદશામાં ફેરફાર થતો નથી. આવા પતિને પ્રાપ્ત કરવા માટે પ્રયાસ કરવો ઉચિત છે આવી અર્થસૂચક વાત સાંભળી તે શેઠની છોડી સતી થતી અટકી વિશુદ્ધ માર્ગ પર જોડાઈ, તેણે સર્વવિરતિ માર્ગ આદર્યો અને નિજ અંતરમાં રહેલ પતિને સંતોષ આપી, પ્રસન્ન કરી તેને વશ કરવાના માર્ગમાં લાગી ગઈ આ પ્રથમ સ્તવનની નોટ તથા તે પરનું વિવેચન જોવા વિજ્ઞપ્તિ છે

આ પ્રસંગે તે સતીને બોધ આપવા માટે 'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત એ સ્તવનની રચના આનંદઘનજીએ કરી. એ સ્તવનનો અર્થ વિચારતાં કરતા ઉપરોક્ત શેઠપુત્રીની ભ્રાંતિ ટળી ગઈ અને તે માર્ગ પર આવી ગઈ આ પ્રમાણે વાત ચાલે છે હવે અહીં એક ગંભીર પ્રશ્ન પર વિચારણા થઈ આવે છે હાલમાં ઘણા લેખકો ખ્રીસ્તી ધર્મનો પાયો પ્રેમ (Love) ઉપર થયેલો કહે છે તેને અને આ પ્રીતિને કોઈ જાતનો સંબંધ છે કે નહિ તે બરાબર વિચારીએ તો તે વિષય પર આખો લેખ થઈ જાય, જેમ કરવું અત્ર સ્થળસંકોચથી બની શકે તેમ નથી, પણ ખ્રીસ્તી પ્રજાનો પ્રેમનો સિદ્ધાન્ત બહુ ઊંચી હદે લેતા પણ મનુષ્યથી તો આગળ વધી શકતો જ નથી. જૈનની દયા-પતિ પ્રસન્ન કરવાની કૂંચી પ્રેમ-પ્રીતિ પશુ પક્ષી જળચર અને કીડી મંકોડ સુધી જવા ઉપરાંત વનસ્પતિ અને જળ કે અગ્નિ સુધી પણ આગળ વધે છે બીજું આ પ્રેમના તત્ત્વમાં સ્વાર્થનો અંશ પણ નથી અને ત્રીજું પરમાત્મભાવ પ્રાપ્ત કરી અવ્યાબાધપણે જે સામ્ય પ્રાપ્ત કરવાની તેના અંતરમાં ભાવના રહેલી છે તેની ગંધ પણ ખ્રીસ્તી પ્રેમના તત્ત્વમાં નથી. બીજી વિચારણા 'ચિત્ત પ્રસન્ને રે પૂજનનું ફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ, કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ' ને અંગે થાય છે એમાં જે પ્રકારની પૂજા કરવાની ભાવના બતાવવામાં આવી છે તે બહુ વિચારીને ધ્યાનમાં લેવા યોગ્ય છે આખી જિંદગી સુધી પૂજા કરવામાં આવે, પણ જો ચિત્તપ્રસન્નતા થાય નહિ તો હજુ પોતે એકડા જ ઘૂંટે છે એમ સમજવું જેમ સાંસારિક કાર્યો કરવામાં રસ આવે છે સગાઓના વેધ અને મિત્રોનો વિવેક જાળવવામાં ચીવટ રાખવામાં આવે છે સ્ત્રી પુત્રને સારું કપડું પહેરાવી લાવવામાં આનંદ આવે છે, તેવા પ્રકારની આતર વૃત્તિથી પ્રભુ પર ચિત્તની પ્રસન્નતા ન થાય, તેમાં એકાન્ત આનંદ ન આવે અને ત્યાં સ્થિરતા ન થાય ત્યાં સુધી વિશિષ્ટ પ્રકારની પૂજા થતી નથી એમ ખાસ ધ્યાનમાં રહેવું જોઈએ, એ સ્થિતિએ પહોંચવાનું લક્ષ્ય હોવું જોઈએ એટલે પછી કારણકાર્ય ભાવમાં વિપર્યાસ ન થઈ જાય એ સ્થિતિએ પહોંચવામાં અડચણ પડતી હોય તો તે

દૂર કરવા માટે પ્રયાસ કરવો, પરંતુ વસ્તુસ્વરૂપ બરાબર ઓળખી રાખવું એટલે તત્ત્વનું અને ઉપરના છોલાનું ભાન રહે, જેથી વિવેકભ્રષ્ટ ન થવાય. સતી થવાના પ્રસંગને અંગે આટલી વાત કહી દીધી તે આપણા ચરિત્રનાયકનો ખાસ વિષય હોવાથી જણાવવા લાયક ગણવામા આવી છે. તે બન્ને વાતને અંગે ઘણો ભૂલભરેલો ખ્યાલ હાલ જોવામા આવે છે. કેટલાક વિદ્વાનો એમ માને છે—મનાવે છે કે ખીસ્તી ધર્મનો પ્રેમનો વિષય અન્યત્ર ચર્ચાયો જ નથી અથવા તેવા આકારમા કોઇએ બનાવ્યો જ નથી. જૈનની દયા, તેનું સ્વરૂપ, તેનો ભેદો અને તેમા રહેલ ભાવ વિચારવામા આવે તો આ ભૂલભરેલા વિચારો તુરત દૂર થઇ જાય તેમ છે. તેવી જ રીતે દ્રવ્યક્રિયાના મોહમા પડી જઈ જેઓ તેમાં સંપૂર્ણતા માને છે અને જેઓ દ્રવ્ય ક્રિયાની આવશ્યકતા જ માનતા નથી એ બન્ને ભૂલ કરે છે. પ્રથમ પંક્તિના પ્રાણીઓ કારણને કાર્ય સમજે છે, બીજી પંક્તિવાળા પગથિયાં છોડી દઇ દાદરને મથાળે ઠેકડો મારી ચઢી જવા ઇચ્છે છે. આનદઘનજી મહારાજ એ બન્ને વાતનો પ્રથમ સ્તવનમા જ ખુલાસો બહુ સૂક્ષ્મ રીતે આપી દે છે અને તે પર જેમ જેમ વિચારણા થાય છે તેમ તેમ એમા રહેલ વિશિષ્ટ ભાવનો અર્થ ખ્યાલમા આવે છે. આ સંબધી સદર સ્તવનને અગે વધુ વિચારો અન્યત્ર લખ્યા છે તે વિચારવા.

## શ્રી યશોવિજયજી સાથે પ્રસંગ

ઉપર જે વાતો લખી છે તે સર્વ મેડતા શહેરમા અથવા તેની નજીકના જંગલમા બની કહેવાય છે. તે ઉપરાત આનંદઘનજીનો શ્રી યશોવિજય ઉપાધ્યાય સાથે પ્રસંગ થયો અને તે વખતે ઉપાધ્યાયજીએ અષ્ટપદી બનાવી તે મેળાપ પણ સાપ્રદાયિક વાતો પ્રમાણે મેડતા શહેરમા થયાનુ કહેવામા આવે છે. કોઇ આ મેળાપ આબુ પર્વત પર થયો એમ પણ કહે છે. મેળાપ થયાની વાતમા મતભેદ નથી પણ સ્થાન માટે એક નિર્ણય નથી. ઉપાધ્યાયજી સાથે થયેલા પ્રસગને અંગે બે ત્રણ વાતો અત્ર જરા વક્તવ્ય છે તે પણ વિચારી લઇએ કારણ કે તે પણ સંપ્રદાયથી ચાલી આવે છે. બનારસમા તથા આગ્રામા વિકટ સચેગોમા અભ્યાસ કરી ન્યાયના વિષયમા ખાસ નિષ્ણાત ( specialist ) થવાને લીધે 'ન્યાયવિશારદ અને ન્યાયાચાર્ય'નુ બિરુદ મેળવનાર આ મહાત્માનો પ્રસંગ શ્રી આનંદ ઘનજીનો સમયનિર્ણય કરતી વખતે સહજ વિચારી ગયા છીએ. જૈન કોમના આ છેલ્લા સમર્થ વિદ્વાન્ મહાત્મા અને આપણા ચરિત્રનાયકના સબંધમા આગળ પણ કેટલીક વાત આવશે. ચરિત્રપ્રસંગે તેઓના અને આનદઘનજીના મેળાપની વાતો કરવાની છે. ત્યા કેટલાકના કહેવા પ્રમાણે આનદઘનજીનો અને તેમનો મેળાપ શ્રી મેડતા શહેરમા થયો હતો અને પ્રથમ મેળાપ વખતે જ યશોવિજયજીએ અષ્ટપદી બનાવી હતી કેટલાકના કહેવા પ્રમાણે આ મેળાપ મેડતાની બાજુના જગલોમા થયો હતો અને રસ્તે ચાલતા ચાલતા ઉપાધ્યાયજીએ અષ્ટપદી તાત્કાળિક ઉદ્દગારરૂપે બનાવી હતી ત્રીજી વાત એમ છે કે આબૂ ઉપર ગુફામા

આનંદઘનજી યોગસાધના કરતા હતા તે પ્રસંગે યશોવિજયજી તેમને શોધતા શોધતા ત્યાં ગયા હતા અને ત્યાં મેળાપ થયો હતો આ સર્વમાં મને મેડતા શહેરમાં મેળાપ થયેલો હોવાનું વધારે બંધબેસતું લાગે છે જૈનપુરી તરીકે સુવિખ્યાત થયેલા મેડતામાં આનંદઘનજીના અનેક પ્રસંગો થયેલા છે અને તેઓ ત્યાં જીવનનો મોટો ભાગ રહ્યા હોય એમ ત્યાં ચાલતી વાતો પરથી પણ જણાય છે અને વ્યાખ્યાન પ્રસંગે બન્ને મહાત્માઓ મળ્યા એમ જે વાત ચાલે છે તે જોતાં તે મેડતા શહેરમાં બનેલ હોય એમ સંભવિત વધારે લાગે છે એ હકીકત એમ છે કે આનંદઘનજીએ એક વખત મેડતા શહેરમાં ઉપાધ્યાયજી વ્યાખ્યાન બહુ સારા પ્રકારનું ભાવાત્મક વાંચે છે એમ હકીકત સાંભળી હતી તે વાત પ્રત્યક્ષ જોવા તથા સાંભળવા ઉપાધ્યાયજીના વ્યાખ્યાન વખતે તેઓ ઉપાશ્રયમાં ગયા અને ઉપાધ્યાયજીની વ્યાખ્યાનકળા જોઈ બહુ રાજી થયા. પછી ઉપાધ્યાયજીની વિજ્ઞપ્તિ ઉપરથી પોતે પણ યોગના વિષય પર સારી રીતે બોલ્યા (વ્યાખ્યાન આપ્યું) તે અનુભવયુક્ત વચન હોવાથી શ્રોતા પર સારી અસર કરનારું થયું ઉપાધ્યાયજીનો અને તેમનો મેળ બહુ સારો હતો. ખાસ વ્યાખ્યાન શૈલી, તેમાં મધુરતા અને વક્તૃત્વ આવવું એ અભ્યાસથી અલગ વિષય છે ખુદ યશોવિજયજી અને રામવિજયજીના પ્રસંગ માટે પણ એવું કહેવાય છે કે ઉપાધ્યાયજી જેવા સમર્થ વક્તાની સભા કરતા રામવિજયના વ્યાખ્યાનમાં બહુ શ્રોતાઓની હાજરી રહેતી અને તેનું કારણ તપાસવા યશોવિજયજી એક વખત જાતે ગયા હતા. શિષ્ટાચાર પ્રમાણે રામવિજયજીએ ઊભા થઈ તેઓને ઉચિત આસન આપ્યું અને વ્યાખ્યાન ચલાવવા વિજ્ઞપ્તિ કરી. પણ ઉપાધ્યાયજીના અતિ આગ્રહથી જ્યારે રામવિજયજીએ વ્યાખ્યાન વાંચ્યું ત્યારે તેમની દૃષ્ટાંત આપવાની ઢબ, કહેવાની શૈલી અને વાક્યરચના તથા શબ્દોનું રહસ્ય સાંભળતા રામવિજયજીની વક્તૃત્વકળાનો વિશિષ્ટ ખ્યાલ ઉપાધ્યાયજીને પણ થઈ ગયો. આ પ્રસંગ ઉપરથી ઉપાધ્યાયજીનો કર્મયોગ અને આનંદઘનજીની યોગપ્રક્રિયા કેટલા આગળ વધેલા હતાં તે જણાય છે આટલા ઉપરથી બન્ને મહાત્માઓનો મેળાપ મેડતા શહેરમાં થયેલો વધારે સંભવિત લાગે છે આ સિવાય એક વાત એવી કહેવામાં આવે છે કે જેવી રીતે ઉપાધ્યાયજીએ આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી બનાવી છે તેવી અષ્ટપદી આનંદઘનજીએ ઉપાધ્યાયજીની સ્તુતિરૂપ બનાવી છે આ બાબતનો કંઈ પણ પુરાવો ન મળવાથી એ વાત કોઈએ પોતાના મગજમાંથી બહાર પાડી હોય એમ મને લાગે છે અને એમ બનવાના ઘણાં કારણો છે આનંદઘનજી સંબંધી કલ્પિત વાતો બહાર પાડવાનું અને તેમને નવનવા ખ્યાલી આકારમાં ચિતરવાનું કેટલાકને પસંદ આવે છે તેઓની આ કલ્પના હોવાનો સંભવ છે, કારણ કે પૂજ્ય કદિ પૂજક હોઈ શકે નહિ. સ્થિતિ તર એવા રૂપમાં સમજાયથી કે શિષ્ટાચાર પ્રમાણે સંભવે નહિ અને આનંદઘનજી અને ઉપાધ્યાયજીની વય વિચારતા અને યોગવિષયમાં આનંદઘનજીની પ્રક્રિયા અને અભ્યાસ તથા વર્તન લક્ષમાં લેતા એ હકીકત અસંભવિત માનવામાં આવે છે, તે છતાં કદાચ કોઈએ એવી

અષ્ટપદી જોઈ હોય તો તે દ્રવ્યાનુયોગ આદિના વિશિષ્ટ જ્ઞાનને અંગે ઉપાધ્યાયજીની પ્રશંસારૂપ હોવાનો સંભવ વધારે છે. મે એવી અષ્ટપદી સંબંધી બહુ બારીક તપાસ ચલાવી છે, પરંતુ હજુ સુધી તો તે સંબંધી પત્તો લાગ્યો નથી અને કોઇએ તે વાંચી કે સાભળી હોય એમ કહેનાર પણ મને મળ્યું નથી આયંદે પણ જો તે સંબંધી વધારે હકીકત પ્રાપ્ત થશે તો તે પર ખુલ્લા મનથી વિચારણા કરવાનો પ્રસગ લેવામાં આવશે. આવી અષ્ટપદી જો ઉપાધ્યાયજીને પોતાના પૂજ્ય તરીકે ગણીને કરેલી હોય તો તેથી આનંદઘનજીના ચરિત્રને અંગે મોટા ફેરફાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તેવું હોવાથી એ સંબંધી ખાસ ઊહાપોહ કરવાની જરૂર અહીં જણાઇ છે. મારો પોતાનો અભિપ્રાય આવી અષ્ટપદી હોઇ શકે નહિ એમ છે અને તેવી અષ્ટપદીની હયાતી માટે પણ એક બે માણસના મોઢાના વચન સિવાય અન્ય આધારભૂત કાઈ પૂરાવો મળી શકયો નથી. ગુજરાતી રાસોમા પ્રવીણ ઘણા વાંચનવાળા જૈન વિદ્વાનોને પૂછતા તેવી અષ્ટપદી કોઇએ જોઈ હોય એમ જણાતું નથી. સીધો પુરાવો અને આધારભૂત હકીકત ન મળે ત્યા સુધી આવી અષ્ટપદીની હકીકત સ્વીકારવા યોગ્ય મને લાગતી નથી.

ઉપાધ્યાયજી યશોવિજયજી સાથે એક વધારે પ્રસંગ થયાની વાત પણ સંપ્રદાયથી ચાલ્યા કરે છે. હકીકત એમ બની કહેવાય છે કે આનંદઘનજી મહારાજે પોતાનો દેહવિલયકાળ નજીક જાણી યશોવિજયજીને કેટલીક હકીકત કહેવા સારુ પોતાની પાસે બોલાવ્યા. ઉપાધ્યાયજી આવ્યા. તેમને આવી ગયાને બે પાચ દિવસો થઈ ગયા છતાં આનંદઘનજી કાંઇ બોલ્યા નહિ. આથી યશોવિજયજીના મનમા એમ સહજ શંકા થઈ કે કદાચ આનંદઘનજી પોતાને બોલવાની વાત ભૂલી ગયા હશે તેથી એક દિવસ સવારમા વિજ્ઞપ્તિ કરી, પોતાને તેડાવવાની વાત યાદ આપી. આનંદઘનજીએ એના જવાબમાં કહ્યું કે "હવે કાઇ કહેવાનું રહ્યું નથી મને ખેદ એટલો થાય છે કે તમારામા હજુ જોઇએ તેટલી સ્થિરતા આવી નથી. તમારે એટલુ અવશ્ય વિચારવુ હતુ કે જેણે તમને ખાસ તેડાવેલ છે તેને અધિકાર પ્રમાણે અવસર જોઇ કાઈ આપવું જ હશે અને તે યથાયોગ્ય વખતે આપત જ, પણ જ્યા સુધી જોઇએ તેવી સ્થિરતા અને ધૈર્ય આવ્યા ન હોય ત્યાં સુધી હુ યોગના મહાન્ તત્ત્વો બતાવવાનો પ્રસંગ જોતો નથી તમને તેના અધિકારી સમજતો નથી યોગની વિશિષ્ટ વાતો અને પ્રક્રિયાઓ હાલ તો મારી સાથે જ કાળધર્મ પામી જશે" આવી મતલબનો જવાબ મળ્યો ત્યાર પછી યોગ્ય પરિચર્યા કરી ઉપાધ્યાયજી ત્યાથી વિદાય થયા એમ કહેવાય છે કે આ બનાવ બન્યા પછી ઉપાધ્યાયજીના મન પર બહુ અસર થઈ, તેઓમા બહુ સ્થિરતા આવી ગઈ અને તેઓના ગ્રંથના વિષયો અને તેની શૈલીમા પણ તેથી મોટો ફેરફાર થઈ ગયો. જ્ઞાનસાર જેવા અમૃતમહોદધિમાથી સાર તત્ત્વનું પાન કરનાર ગ્રથ ત્યાર પછીની વયમા બનાવેલ હોય અને જસવિલાસની આધ્યાત્મિક વાણી પણ ત્યાર પછી નીકળી હોય એમ ઘણા-

વિદ્વાનોનુ માનવુ છે પ્રત્યેકનુ જીવન વિચારતા આવો બનાવ બનવો મને વધુ અસંભવિત લાગે છે; પરંતુ આનંદઘનજીનો પ્રસંગ શ્રી યશોવિજયજીને સારી રીતે હોવો જોઈએ એમ ધારવાને તો ઘણા પ્રબળ પુરાવા મળી આવે છે બત્રીશ બત્રીશીઓના દરેક પ્રકરણને છેડે ધારાપૂર્વક ‘પરમાનંદ’ શબ્દ લાવવામા આવ્યો છે તે ખાસ અર્થસૂચક છે અને અષ્ટપદીની અખીર ભાષા તે જ બાબત સવિશેષપણે બતાવે છે આ ઉપરાંત આનંદઘનજી પાસે ઉપાધ્યાયજી સુવર્ણસિદ્ધિ લેવા ગયા અને આનંદઘનજીએ તે તેમને આપી નહિ, કારણ કે તેમની યોગ્યતા ન જોઈ એ વાતને એ કે શાસનઅભ્યુદયના મહાન્ હેતુથી બચાવી લેવાનો અથવા નરમ પાડવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે, પણ મને તે વાત બન્ને મહાત્માઓના પ્રસંગ, વય, સ્થાન અને વર્તનને જોઈને વધુ કલ્પિત લાગે છે યોગસિદ્ધિ જાણતા હોય અથવા યોગબળથી તે પ્રાપ્ત થઈ ગઈ હોય તો તેનો ઉપયોગ આરંભ પરિગ્રહ કારણે કરવો એ પ્રમાદ છે અને તેથી જ નિધાન બતાવવાનો શ્રીસ્થૂલભદ્રનો અભિપ્રાય શાસ્ત્રદૃષ્ટિએ નિષેધેલો હોય એમ મને જણાય છે, તેથી યોગભ્રષ્ટ થઈ જવાય છે અને તેમા રાચી જવુ એ પૌદ્ગલિક હોવાથી તે માર્ગને અયોગ્ય ગણ્યો છે આપણે યોગના ખાસ વિષયમા આ બાબત સારી રીતે વિચારશુ આ ઉપરાંત ઉપાધ્યાયજી જેવા સ્થિતપ્રજ્ઞ મહાપુરુષ લેવી અથવા કોઈ વસ્તુની પ્રબળપણે ઇચ્છા કરે એ પણ બનવાજોગ નથી. એકંદરે આ સુવર્ણસિદ્ધિની વાત કોઈના મગજમાંથી નીકળી હોય એમ ધારવુ વિશેષ યોગ્ય લાગે છે

## આનંદઘનજીનો દેહોત્સર્ગ

હાલ મેડતામા આનંદઘનજીનો સ્તૂપ છે તે ઉપરથી અને તે શહેરમાં તેમના સંબંધી ચાલતી વાતો ઉપરથી આ મહાત્માનો દેહવિલય મેડતામા થયો હોય એમ જણાય છે દેહોત્સર્ગનો કાળ સંવત્ ૧૭૩૦ ની આસપાસ જણાય છે મરણ પહેલા તેમને શ્રી સત્યવિજય પંન્યાસ સાથે પ્રસંગ થયો હોય એમ પણ વાતો ચાલે છે સત્યવિજયજીએ કેટલોક સમય તેમની સાથે જંગલમા કાઢ્યો એમ આત્મારામજી મહારાજશ્રી જૈન તત્ત્વાદર્શ ગ્રંથમા કહે છે આ ઉપરાંત આનંદઘનજીના સંબંધમાં કેટલીક બીજી વાતો ચાલે છે તેને બીલકુલ આધાર વગર ચાલુ કરવી એમાં બહુ જોખમ છે કેટલીક વાર મહાત્મા પુરુષોને એથી અન્યાય આપવા જેવુ થાય છે, કોઈ કોઈ વાતો જોડી કાઢી પરમ મહાપુરુષોને હાસ્યપાત્ર બનાવાય છે અને કેટલીક વાર તેમનુ મહત્ત્વ હોય તે કરતાં અઘટતુ વધારી દેવાય છે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ચાલી આવતી વાતોમાં આધારભૂત અથવા વજનદાર માણસો પાસેથી જે વાત સાંભળી હોય અને તેને બહુ જણાએથી ટેકો મળેલો હોય તે જ વાત યોગ્ય શબ્દોમા પૃથક્કરણ કરીને અને તે ઉપર ચાલુ અભિપ્રાય બન્ને બાજુના બતાવીને દાખલ કરવાની અને તેના સત્યાસત્ય નિર્ણય માટે યોગ્ય દલીલો સંભવાસંભવ માટે બતાવવાની લેખકની ફરજ છે અવ્યવસ્થિતપણે આડંબરસ

વિરોધ આવે તેવી વાતો દાખલ કરવામા કોઈ પણ પ્રકારનો લાભ હોય એમ મને લાગતું નથી. મને બહુ વિગતથી તપાસ કરતા જેટલી વાતો લક્ષ્ય થઇ છે તેમાથી આધારભૂત વાતો જ અહીં દાખલ કરી છે અને તે પર વિવેચક દૃષ્ટિએ વિચાર કર્યો છે. આ ઉપરાત ખાસ મહત્ત્વની બાબતો હજુ પ્રાપ્ત થશે તો ઉપરની બાબતોમાં ફેરફાર અથવા વધારો કરવામા આવશે. ઇતિહાસની બાબતમા આપણે હજુ એટલી પછાત સ્થિતિમા છીએ કે આવી બાબતમા વારંવાર ફેરફાર થયા કરે એમા નવાઈ જેવું નથી અને એ નિયમ મારે શ્રીમુનિસુંદરસૂરિના સંબંધમા અન્યત્ર પણ જાળવવો પડ્યો છે. ઇતિહાસના અભ્યાસીએ આગ્રહી પ્રકૃતિ ન રાખતા જેમ બને તેમ ખુલ્લા દિલથી કામ લેવું, કોઇ વાતને પોતાના પક્ષ, મત કે સંપ્રદાયમાં ખેંચી જવા પ્રયત્ન કરવો નહિ અને વધારે આધારભૂત હકીકત પ્રાપ્ત થતા પોતાની જાતને સુધારણા માટે ખુલ્લી (open) રાખવી. આવા નિયમથી ઐતિહાસિક બાબતમા શોધખોળ ચલાવવામા આવે તો એકંદરે સારગ્રાહી બુદ્ધિવાળા માણસો બહુ લાભ કરી ઘણો નવીન પ્રકાશ નાખી શકે એમ મારું માનવું છે અને તે નિયમ વિસારી દેવાથી ઐતિહાસિક ચર્ચામા બહુ નુકસાન થયું છે અને આયંદે પણ થશે એવો ભય રહે છે. અત્યાર સુધીમા આનદઘનજીના ચરિત્ર સબંધી મોટા પાયા ઉપર પ્રયત્ન મુનિ શ્રી બુદ્ધિસાગરજીએ કરેલો જોવામા આવે છે, પરંતુ કમનસીબે તેઓએ પૃથક્કરણ દૃષ્ટિએ અને વૈજ્ઞાનિક ઐતિહાસિક રીતિનો માર્ગ લેવાને બદલે તેઓએ પોતાના વિચાર પ્રમાણે આનદઘનજી કેવા હોવા જોઇએ એ વાત પર લક્ષ્ય આપી ચરિત્ર નિરૂપણ કર્યું છે અને ઘણીખરી જગ્યાએ જાણે ચરિત્રલેખક બનાવો બન્યા તે વખતે હાજર હોય અને અભિપ્રાયો સાભળ્યા હોય અથવા વાતો નજરે જોઇ હોય એવી એકાતિક ભાષામા લેખ લખ્યો છે. પૃથક્કરણ કરવાની તેમને રુચિ ન હોવાને લીધે બહુ વાતો અવ્યવસ્થિતપણે દાખલ થઇ ગઇ છે અવ્યવસ્થિત અભિપ્રાયોનો એકત્ર સમૂહ કરવાની પદ્ધતિને બદલે જરા વિશેષ સંભાળભરી તપાસ ચલાવવામા આવી હોત અને વ્યવસ્થાસર હકીકત દાખલ થઇ હોત તથા તેમાથી આધારભૂત અને આધાર વગરની તેમ જ પ્રશસાસ્પદ કે નિંદાસ્પદ હકીકતનો વિવેક કરવામા આવ્યો હોત તો તેમણે જે પ્રયત્ન કર્યો છે તે વિશેષ ઉપયોગી બની શકત એમ મને લાગે છે. બધી કિંવદંતીઓને અવ્યવસ્થિતપણે પસાર કરવામાં સમાયલું જોખમ બહુ વિચારવા યોગ્ય છે અને ખાસ કરીને આનંદઘનજી જેવા મહાત્મા પુરુષના સબધમા વિચાર કરવા માટે જેમ સાધનો પૂરા પાડવાની જરૂર છે તેમ તે પર કા તો વ્યવસ્થાસર વિચાર બતાવવા જોઇએ અથવા વાતો નોધી લેવી જ જોઇએ. દરેક હકીકત પર વિચારો બતાવવા જતા ખરા ખોટાનુ પૃથક્કરણ કરવાની બહુ જરૂર છે અને એ વાત ખાસ લક્ષ્યમા ન રહે તો તેનો ગેરલાભ બહુ નીકળી આવે છે. બનતા સુધી ઉપરોક્ત નિયમ સાચવવા અત્ર યત્ન કર્યો છે અને ખાસ કરીને અમુક સંપ્રદાય કે પક્ષ તરફના વાજિત્ર તરીકે આનંદઘનજીના વિશુદ્ધ જીવનનો

ઉપયોગ ન થાય એ જેવા ખાસ સભાળ રાખી છે એ મહાત્માના શિક્ષણ પર હવે પછી વિચારણા કરો ત્યારે પણ આ નિયમ ઉપર લક્ષ રાખશો.

### મેડતા

આનંદઘનજી મહારાજના પ્રસંગો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે તેઓનો વિહાર મેડતા અને તેની આજુબાજુમા વધારે થયો હોય એમ જણાય છે સંપ્રદાય પ્રમાણે તેઓ મારવાડમા બહુ વિચર્યા જણાય છે અને જિંદગીનો કેટલોક કાળ તેઓએ પાલણપુર તરફના ગામોમા ગાળ્યો જણાય છે મેડતાની આજુબાજુના મોટા જંગલોમાં અને આબુ ઉપરની ગુફામા તેઓ વિશેષ રહ્યા હોય એમ જણાય છે અને શ્રી સિદ્ધાચળને ભેટવા માટે કાઠિયાવાડમાં આવી ગયા હોય એ સંભવિત છે તેઓશ્રીનો જન્મ બુંદેલખંડમાં થયો હોય એમ તેઓની ભાષા અને તે સબંધી ચાલતી દંતકથા ઉપરથી જણાય છે તેઓની ભાષા પર હવે વિચાર કરવા માટે એ અગત્યની વિચારણા કરવાના સાધનો પર આપણે લક્ષ આપીએ. તેઓના સંબંધમા ચાલતી સાંપ્રદાયિક વાતો, દંતકથાઓ અને હકીકતો એક સરખી રીતે તેઓનો મારવાડમા વિહાર બતાવી આપે છે આપણે ગુજરાતના હોઈએ તેથી તેમને ગુજરાતી કહેવા, કાઠિયાવાડી હોઈએ તેથી કાઠિયાવાડી બતાવવા પ્રયાસ કરવો અથવા બંગાળી હોઈએ તો બંગાળી બતાવવા યત્ન કરવો એમ કરવા લલચાઈ જવાય તેવુ છે; પરંતુ વાસ્તવિક રીતે એ વસ્તુસ્વરૂપ પર આંખો મીંચવાનો અથવા મીંચાવવાનો પ્રયત્ન છે આથી આપણે હવે આનંદઘનજીની ભાષા પર વિચાર કરીએ.

### આનંદઘનજીની ભાષા

સાંપ્રદાયિક હકીકત એ બહારનો પૂરાવો (extrinsic evidence) છે આનંદઘનજીના ચરિત્રને અંગે આપણે સહજ ઉહાપોહ તે રીતે કરી ગયા. હવે આપણે ગ્રંથકર્તાના સંબંધમા અને ખાસ કરીને તેમની ભાષાના સંબધમાં તેઓની જાણીતી કૃતિઓમાથી શુ હકીકત પ્રાપ્ત થાય છે તે પર વિચાર કરીએ. આ આતરિક પૂરાવા (intrinsic evidence) જેમ એક રીતે સમય, જન્મ, વિહાર આદિનો નિર્ણય કરવામા ઉપયોગી જણાય છે તેમ અમુક સંયોગોના પુરુષો માટે તેનો બહુ ઉપયોગ કરવામા આવે તો આડે રસ્તે પણ દોરી જાય છે શેક્સપિયર જેવા એક સ્થાનકે રહી જીવન પૂરુ કરનારના જન્મ અને વ્યવહારના નિર્ણયમા અમુક અંશે તેના ગ્રંથોમાં વપરાયેલી ભાષા બહુ ઉપયોગી ગણાય, પરંતુ એક સ્થાનકેથી બીજે સ્થાનકે વિહાર કરનાર સાધુઓના સંબધમાં એ જ ભાષા વિચારણા કદાચ ખોટા અનુમાનનુ કારણ થઇ પડે તો તે તદ્દન સંભવિત છે સામાન્ય રીતે અમુક ભાષા ઉપરથી કોઈ પણ નિર્ણય ઉપર અમુક વ્યક્તિના સંબંધમાં આવવુ અથવા તે પરથી તેમનો જન્મ, વ્યવહાર નિર્ણય કરવા એ પણ જોખમભરેલુ છે તેનુ કારણ એ છે કે મનુષ્યો પોતાની ભાષા સંયોગ પ્રમાણે ફેરવી શકે છે સ્વામી વિવેકાનંદનો ઇંગ્લિશ ભાષા પરનો કાબૂ વિચારતા તેમને ભારતભૂમિથી અન્યત્ર જ મેલા ધારવામા આવા અનુમાનો

કેવી રીતે ઉપયોગી થાય તે વિચારવા જેવું છે. કાઠિયાવાડમાં જન્મેલ અને પૂર્વ અવસ્થામા શુદ્ધ ગુજરાતીમાં લેખ લખેલ માણસ દક્ષિણના પ્રદેશોમાં વિચરે અને હિંદુસ્તાની ભાષા પર અસાધારણ કાબૂ ધરાવે એવા દાખલા મોજુદ છે. મારવાડના જન્મેલા અને કાઠિયાવાડમા વિચરેલા સંસ્કારી ગુજરાતી લખે છે અને તેમા મારવાડની ગંધ પણ ન આવે અને ગુજરાતમા જન્મેલા છતા થોડો વખત પંજાબમા ફરેલા શુદ્ધ ગુજરાતી લખે અને હિંદુસ્તાનીમા ભાષણ કરે તથા ગુજરાતી ભાષા બોલતા પણ ન આવડે એવા દાખલા આપણે હાલ નજરે જોઇએ છીએ. એથી ભાષાને અંગે અમુક પ્રદેશમા વધારે વિહાર હતો અથવા પરિચય વિશેષ હતો અથવા જન્મ તે પ્રદેશમા હતો એમ ચોક્કસ ધારી લેવું તે ખાસ કરીને સાધુઓના સબંધમા બહુ જોખમ ભરેલું છે અને સાધારણ રીતે એવા અસ્થિર પાયા ઉપર કોઇ પણ લેખક કે ગ્રંથકારના સંબંધમા ઇમારત ચણવી જરૂર બહુ અચોક્કસ અવસ્થામા રહે છે. શ્રી મનસુખલાલ રવજીભાઈ મહેતા જૈન કાવ્યદોહન પ્રથમ ભાગના ઉપોદ્ઘાતમાં જે અનુમાનો ઉપર આનદઘનજીના સંબધમા દોરવાઈ ગયા છે તે બધબેસતા નથી. તેનાં કારણોમા પ્રથમ અગત્યનુ કારણ એ છે કે સંપ્રદાયથી તેઓના અનુમાનો અસત્ય માલૂમ પડે છે અને તેઓ જે ભાષાને વિશેષ કાઠિયાવાડી સંસ્કારવાળી કહે છે અને મુનિ બુદ્ધિસાગર જેને ગુજરાતી કહે છે તે બન્ને વાત બહારના તેમ જ અંદરના પૂરાવાથી પણ ખોટી માલૂમ પડી આવે છે. અગાઉ જણાવ્યું છે તેમ આ સબંધમા માત્ર ભાષા ઉપર આધાર રાખવો પડ્યો હોત તો એકાત અનુમાન ઉપર આવવું લગભગ અશક્ય જેવું જ હતું પણ તે સાથે મેડતામા ચાલતી વાતો, સંપ્રદાયથી ચાલી આવેલી હકીકતો, મેડતામા ઉપાશ્રયના ખંડેરો અને તે સર્વની સાથે આનંદઘનજીની ભાષાને વિચારતા આપણે આનદઘનજીના જન્મ અને વિહાર વિશેષ કરીને મેડતા તરફના પ્રદેશમા એટલે મારવાડમા હતો એમ બતાવવા પ્રયત્ન કરશુ. સંપ્રદાયથી ચાલી આવતી વાતો ઉપર જણાવી છે અને તે વાતને પં. ગંભીરવિજયજી જેઓનો જન્મ પણ બુદેલખંડમા હતો તેઓએ તેઓના જીવનનો પ્રથમ ભાગ યતિપણે મારવાડમા ગાળ્યો હતો તે વખત દરમ્યાન આનંદઘનજી સંબધી ઘણી હકીકત મેળવી હતી તેમણે ટેકો આપ્યો છે તેથી હવે આપણે આનદઘનજીની ભાષામા વિશેષ તત્ત્વ કઇ ભાષાનુ આવે છે તે વિચારીએ ત્યા ભાષાવિચારણાને અગે એક વાત ખાસ લક્ષ્યમા રાખવા યોગ્ય છે અને તે એ છે કે અમુક લેખક ગુજરાતીમા લખે છતા પણ જો તેનો મૂળ પ્રદેશ મારવાડ હોય તો તે અવારનવાર મારવાડી શબ્દો તથા વાક્યોનો ઉપયોગ કરી નાખે છે તેથી ગુજરાતી ભાષાના બહારના શણગારમા બીજી કોઇ ભાષાનો સયોગ અથવા સહયોગ થયો છે એ પર બરાબર વિચાર ચલાવવામા આવે તો ગ્રથકર્ત્તાના સંબધમા આતરિક હકીકત વધારે ચોક્કસ આકારમા મળે એમ સંભવ રહે છે. દાખલા તરીકે શ્રી આનદઘનજીના સંબંધમા મારવાડી શબ્દો

આવી રીતે લખવા જઈએ તો લગભગ દરેક પદના ઘણા શબ્દો લખવા પડે, કારણ કે સામાન્ય ગુજરાતી બોધ હોય તે પણ કહી શકે તેમ છે કે આ પદોની એકદમ ગુજરાતી ભાષા કહેવી એ અયોગ્ય છે. એ દરેક પદોમાથી એકાદ શબ્દ ગુજરાતીમાં પણ વપરાતો હોય તેને તેવા આકારમા બતાવી તે પરથી પદની ભાષા ગુજરાતી કહેવી એ તાણીને પોતાના વિચાર પ્રમાણે શબ્દોને લઈ આવવા જેવો પ્રયત્ન લાગે છે. આવી રીતે સર્વ પદોમાથી લગભગ મારવાડી ભાષાના અને હિંદુસ્તાનીના પ્રયોગો વિચારતા પદની ભાષા ગુજરાતી અથવા ગુજરાત અને કાઠિયાવાડમા બોલાતી મિશ્ર ગુજરાતી ભાષા કહેવી એ ઘટતું નથી. આને માટે આપણે બીજી રીતે કેટલાક ખાસ શબ્દપ્રયોગો વિચારીએ તો તેથી પણ એ વાત સ્પષ્ટ થશે. પદોમા અવારનવાર ગુજરાતી ભાષાના સંસ્કાર છે પણ વિશેષ સસ્કાર તો ઉત્તર હિદ અને મારવાડના છે એમ વધારે વિચારણાપૂર્વક નિરીક્ષણ કરવાથી જણાશે. ગુજરાતી ભાષામા નીચેના પ્રયોગો કદિ કોઈએ વાપર્યા હોય એવું વાચવામાં કે સાભળવામા આવ્યું નથી. તે દરેક પ્રયોગો વિચારવા યોગ્ય છે. નમૂના સારુ ખાસ ચૂંટણી કરીને એવા થોડા જ પ્રયોગો અહીં બતાવવામા આવ્યા છે.

'ખોટો ખાતો ખતાસી' (પદ-૯). ગુજરાતી ગમે ત્યા બોલાતી હશે ત્યા 'ખોટું ખાતુ' એવો પ્રયોગ જ વપરાશે, પરતુ એક મારવાડીને તમે બોલતો સાંભળશો તો તે 'ખાતો' બોલશે, કારણ કે લિગવ્યત્યય મારવાડીમા બહુ થઇ ગયા છે અને તે દક્ષિણી અથવા મારવાડી શબ્દપ્રયોગમા અથવા વાક્યપ્રયોગમા વારંવાર જોવામા આવશે.

'જાયે કાઢ્યા ડેણ' (પદ-૧૭) આ આખો વાકયપ્રયોગ ખાસ મારવાડી ભાષાનો છે. એવો પ્રયોગ ગુજરાતીમા થતો નથી ટબાકાર વગેરેએ કરેલા તેના અર્થ માટે વિવેચન જુઓ (પૃષ્ઠ ૧૫૪ અને ૧૫૮) એવો વાક્યપ્રયોગ મારવાડી સિવાય બીજી કોઈ ભાષામા આવતો નથી.

એ જ પદમા 'લેઈ લકુટિયા ચાલણ લાગ્યો,' 'સુધા વેણ,' 'જનમ જનમકે સેથ,' 'ફુટા છે નેણ,' 'મરણ સિરાણે સુતો,' 'રોટી દેસી કોણ,' એ સર્વ પ્રયોગ વિચારવાથી જણાશે કે ગુજરાતીમા એવો અથવા એવા આકારવાળો એક પણ પ્રયોગ હજુ સુધી જોવામા આવ્યો નથી. આવા એકદમ સમજી પણ ન શકાય એવા પદમા કોણ, વેણ, બોલે અને છે—એવા શબ્દો આવે છે તેને ગુજરાતી કહેવા એ તદ્દન બેહુદું છે અને પછી તે ઉપરથી અનુમાન કાઢવુ કે આનંદઘનજીની ભાષા ગુજરાતી છે એ ઠીક નથી, કારણ કે એ ત્રણે શબ્દો એ જ આકારમા મારવાડી ભાષામા વપરાય છે માત્ર હિદુસ્તાનીમા 'બોલે છે' ને બદલે 'બોલતે હૈ' એમ વપરાય છે આ આખુ પદ આનદઘનજીની પદની ભાષા સવિશેષપણે ગુજરાતી કરતા મારવાડીના સંસ્કારવાળી અને મારવાડી તથા હિદુસ્તાનીના મિશ્રણવાળી

વધારે હોય એમ સ્પષ્ટ બતાવે છે આવા શબ્દો તથા વાક્યપ્રયોગવાળી ભાષા હાલ પણ બુંદેલખંડમા વપરાય છે એમ તપાસ કરવાથી જણાયુ છે

'એક ઠેક દીન ઘેરી' (પદ ૨૩)નો વાક્યપ્રયોગ idiomatic છે તેવા અર્થમા એક દોઢ દિવસ એમ ગુજરાતીમાં કદિ બોલાતુ ન હોતુ પણ 'એક બે' દિવસ બોલાતુ હતુ અને તેવો જ પ્રયોગ હાલ પણ થાય છે સોળમા પદમા 'ઢોલા' શબ્દનો પ્રયોગ બરાબર અર્થસૂચક છે ઢોલા શબ્દ પતિના અર્થમા અત્યાર સુધી કોઇ પણ જગ્યાએ કોઇ ગુજરાતી કવિએ વાપર્યો હોય એમ જોવામાં આવ્યુ નથી આ સોળમા પદમાં 'ઉસકે પટતર કો નહિ, ઉસકા ક્યા મોલા' એ વાક્યપ્રયોગ જેમ અલંકારિક રીતે હિંદુસ્તાની ભાષા બતાવી આપે છે તેવી જ રીતે 'સેજડી રંગ રોલા' એ વાક્યનો પ્રયોગ પણ મારવાડી ભાષાને ઓપે છે મારે કહેવાની મતલબ અહીં વિશેષ સ્પષ્ટ રીતે કહેવાની જરૂર છે એ આખુ પદ તો હિંદી ભાષામાં જ છે અને કોઇ કોઈ જગ્યાએ મારવાડી ભાષાની તેમા વાસ આવે છે એ જણાઈ આવે તેવુ છે, પરંતુ તેની સાથે એમા વાક્યોના જે પ્રયોગો કરવામા આવ્યા છે અને તેને જે આલંકારિક અર્થમા વાપરવામા આવ્યા છે તે બરાબર મારવાડી છે 'તેરે મુખ દીઠે ટલે, મેરે મનકા ચોલા,' અથવા 'સેજડી રંગ રોલા'ના જેવા પ્રયોગો ગુજરાતીમાં થતા નથી અને મારવાડીમા બહુ સાધારણ છે આવા શબ્દ અને વાક્યપ્રયોગ ઉપરથી જ્યારે એક ગ્રંથકર્તા કે કવિના સમય અથવા વિહારક્ષેત્ર પર વિચાર કરવાનો હોય ત્યારે તે પ્રદેશના ખાસ સબંધમાં આવવાની જરૂર રહે છે અને તે સમયના કવિઓના લેખો વાચી જવાની જરૂર છે અને તેમ કરવાનુ અને તે પ્રમાણે જેમણે કર્યું હોય તેમના વિચારો અને પ્રયોગ જાણવા સાંભળવાનુ મને બનેલ હોવાથી અને તે પ્રદેશમા જઈ કેટલીક તપાસ જાતે કરેલી હોવાથી એ સબંધમા આ પ્રમાણે થયેલો મારો નિર્ણય જાહેરના હિત ખાતર પ્રકટ કરવાની આવશ્યકતા ધારવામા આવી છે સવિશેષ આધારભૂત હકીકત પ્રાપ્ત થતાં મારા અભિપ્રાય માટે મને આગ્રહ નથી એ ઉપર જણાવ્યુ છે અને ફરી પણ જણાવવાની રજા લઉં છુ

આ ઉપરાંત બીજા પણ અનેક પ્રયોગો આવી રીતે બતાવી શકાશે. તેનો ઉપયોગ મારવાડ અને ઉત્તર હિંદુસ્તાનને સ્પષ્ટ બતાવી આપે છે તે તરફ આંખ મીંચામણી કરવી એ તદ્દન બનવુ અશક્ય છે 'તુમ્હો રાંડ ભાંડકી જાઇ' (પદ ૧૪) એમાં ભાંડની દીકરીને બદલે ગુજરાતી પ્રયોગ થયો હોત તો ઢેડની દીકરી એવો જ પ્રયોગ થઇ શકત, તેમ જ તે જ પદમાં પૃષ્ઠ ૧૩૯ માં 'વાજે જીત નગારો' એ વાક્યપ્રયોગને બદલે ગુજરાતીમા 'વિજયડંકો' એવો શબ્દસમૂહ વપરાત. અહીં જે પ્રયોગ કરવામા આવ્યા છે તે ખાસ માતૃભાષાને અનુલક્ષીને અને અલંકારિક રીતે થયા છે એ ખાસ લક્ષમા રાખવાનુ છે એક સમર્થ અભ્યાસી લેખક પોતાના લેખો ગુજરાતી આદિ ઘણી ભાષામા લખી શકે એ સ્પષ્ટ સમજાય તેવી હકીકત છે, પરંતુ જ્યારે ભાષાના ઉપયોગને અંગે idioms—ખાસ

વાક્યપ્રયોગો વાપરવાના પ્રસંગો આવે ત્યારે માતૃભાષામાં અથવા દેશી ભાષામા જેવી છૂટથી તેનો ઉપયોગ થાય છે તેવો અને તેટલો ઉપયોગ અન્ય ભાષામા થતો નથી અને આ મોટો તફાવત પદની અને ચોવીશીની ભાષામા ખાસ લક્ષ્યમા રાખવાની જરૂર છે. ચોવીશી પૈકીના ૨૨ સ્તવનો* આનંદઘનજીના બનાવેલા છે. તેની ભાષા પ્રૌઢ છે, છતા જે છૂટ અને સ્પષ્ટતાથી ખાસ વાક્યપ્રયોગો અને અલંકારો પદમા વપરાયા છે તેટલી છૂટ અને સ્પષ્ટતા સ્તવનોમા જોવામા આવશે નહિ આ મુદ્દા પર આપણે ખાસ વિચાર કરવા યોગ્ય છે. તેને માટે સૂક્ષ્મ અવલોકનદૃષ્ટિથી પદની અને સ્તવનોની ભાષા વિચારવા વિજ્ઞપ્તિ છે. સ્તવનોના વિચારો વધારે ઉચ્ચ છતા અલકાર અને વાક્યપ્રયોગો પદમા વિશેષ દૃઢ રીતે વપરાયલા જોવામા આવશે.

ગમે તે પદ વાંચવાથી અને ખાસ કરીને તેના પ્રયોગો પર વિચાર કરવાથી આનંદઘનજી મહારાજની ભાષામા દૃઢ સંસ્કાર ઉત્તર હિંદુસ્તાન અને મધ્ય પ્રદેશ વચ્ચે બુદેલખડમાં વપરાતી મિશ્ર મારવાડી–હિંદુસ્તાનીના જણાઈ આવે તેવુ છે. આપણે એવા પ્રયોગો પર જરા વધારે વિચાર કરીએ. દાખલા તરીકે ‘ કબ મિલશે મનમેલુ ’ (પદ ૨૪) ત્યાર પછીની ગાથામા ‘ લેલૂ ’ શબ્દપ્રયોગ અને ખાસ કરીને ‘ કો નવિ વિલગે ચેલુ ’ એવો એ જ પદમાં શબ્દ અને વાક્યપ્રયોગ કર્યો છે તે આ પદોના બનાવનારનું વિહારક્ષેત્ર સ્પષ્ટપણે મારવાડ તરફ બતાવે છે. લેલૂનો અર્થ મારવાડીમાં પથ્થરનો કટકો અથવા નાનો પથ્થર થાય છે અને ‘ ચેલુ વિલગે ’ એટલે ચેલો ગુરુમહારાજ સાથે રહેવાને લલચાય એ જ અર્થમાં હાલ પણ તે વાક્યપ્રયોગ મારવાડી ભાષામા થાય છે અને કોઈ મારવાડી સાથે વાત કરવાથી પણ એ હકીકત જણાઇ આવે તેમ છે. ‘ આપ મિલ્યાથી અંતર રાખે ’ એને મળતો ગુજરાતીમા પણ પ્રયોગ થાય છે પરંતુ એમા પણ ‘ મિલ્યાથી ’ શબ્દ એવી રીતે વપરાયો છે કે એ મારવાડી તરફ આખા પ્રયોગને ખેંચી જાય છે ‘ આપણા મળે ત્યારે આંતરો રાખે તે ગાડો સમજવો ’ એમ ગુજરાતીમા પ્રયોગ થાય છે પણ ‘ મિલ્યાથી ’ એવો ભાષાપ્રયોગ કે વાક્યરચના ગુજરાતીમા કદી જોવામાં આવતા નથી. આ એક વાક્ય જ મિશ્ર મારવાડી–હિંદુસ્તાનીના પ્રયોગોનો જે છૂટથી અહીં ઉપયોગ થયો છે તે બતાવી આપે છે અને ભાષાના નિર્ણયને અંગે બહુ મદદ કરે અને ઉપયોગી થાય તેવો આતરિક પૂરાવો રજૂ કરે છે

આવા ખાસ વાક્યપ્રયોગના થોડાક દાખલા રજૂ કરીએ. ત્રેવીશમા પદમા ‘ દે ઢવકાય ન વા ગમેં ’ એ ખાસ મિશ્ર પ્રયોગ છે અને એના જેવો પ્રયોગ ગુજરાતીમા જોવામા

* મારા વિચાર પ્રમાણે ૨૧ તેમના બનાવેલા છે જે પર વિચારણા હવે પછી કરવામા આવી છે. ચાલુ માન્યતા પ્રમાણે ૨૨ સ્તવન ( ૧ થી ૨૨ ) તેમના બનાવેલા કહેવાય છે આ ૨૨ સ્તવનો માટે ઉપોદ્ઘાત જુઓ મે તે સ્તવનો પર વિસ્તારથી વિવેચન લખવા માડ્યુ છે. વિ ક

આવતો નથી છવીશમા પદમાં વેદ સાથે 'કિતાબ' શબ્દ વાપર્યો છે તેનો ત્યાં અર્થ વિચારતાં તે કુરાનના અર્થમા સમજાય છે ત્યારે તે જ શબ્દ પાછો સુમાલીશમા પદમા કુરાન સાથે વાપર્યો છે ત્યા તે મહમદ પેગબર પછીના ગ્રંથકારોએ બનાવેલ મુસલમાની ધર્મપુસ્તકો બતાવે છે એવો તે શબ્દનો પ્રયોગ ગુજરાતીમાં કદિ થતો નથી જ્યારે તે અર્થમાં સદરહુ શબ્દ હિંદુસ્તાનીમાં છૂટથી વપરાતો હતો અને અત્યારે પણ વપરાય છે સુમાળીશમા પદમા 'કરવત કાશી જાઈ મુકુરી' (પૃ ૪૬૮) એ ખાસ મારવાડી વાક્યપ્રયોગ બતાવે છે ગુજરાતીમાં તેને બદલે 'કાશીએ જઈને કરવત મૂકાવુ' એવો પ્રયોગ થઈ શકત. 'કરવત મુકુ' એવો વાક્યપ્રયોગ ગુજરાતીમા કદી થતો નથી. બેંતાળીશમા પદમા 'અપની ગતિ પકરેંગે' એ વાક્યપ્રયોગ શુદ્ધ હિંદુસ્તાની છે, એનો એ જ વિચાર ગુજરાતીમા ખાસ પ્રયોગથી બતાવવો હોય તો 'મારો રસ્તો લઈ લઈશ' એમ વપરાય છે પરંતુ 'પકડ' ધાતુ ગતિ સાથે કદિ વપરાતો નથી આડત્રીશમા પદમા 'વાત કરત હૈ ચોરી' એમા વાતની સાથે ચોરી વિશેષણ લગાડ્યુ છે તે ગુજરાતીમાં કદિ વપરાતુ નથી. આ સર્વ દાખલાઓ આડાઅવળા લઈને બતાવ્યા છે એ વિષય ઉપર ખાસ લેખ લખવો હોય કે ચર્ચા કરવી હોય તો તે પર પાનાઓ ભરાય તેમ છે, પરંતુ એવા મોટા ઉલ્લેખ માટે ઉપોદ્ઘાતમા અવકાશ નથી. ખાસ વિચાર કરીને જરા નિર્ણય કરવામાં આવશે તો એકદમ સમજી શકાય તેવુ છે કે પદમા જે ભાષા વપરાણી છે તેમા મિશ્ર મારવાડી-હિંદુસ્તાનીના સસ્કારો વિશેષ છે અને તેમાં ગુજરાતી ભાષાનો પ્રયોગ ક્વચિત્ થયો છે ત્યાં પણ હિંદુસ્તાની સસ્કારો અને તેના વાક્યપ્રયોગોનો સારી રીતે ઉપયોગ થયો છે ગુજરાતનો પરિચય હોવાથી ગુજરાતીની છાયા પદમાં પણ અવારનવાર જોવામા આવે છે છતા પદની ભાષામા મોટો ભાગ મારવાડી-હિંદુસ્તાનીના સસ્કારવાળો છે અને ગુજરાતી પ્રયોગો કોઈ કોઈ થયા હોય ત્યાં પણ અસલ ભાષાના સસ્કારો સ્પષ્ટ જણાઈ આવે તેમ છે

હવે આ સબંધમાં એક બીજી વાત પણ વિચારી લઈએ. ચોપનમા પદમાં માણેકચોક શબ્દ આવે છે અને ત્યાં હાટડુ માડવાની વાત કરી છે તે પરથી આનંદઘનજીનો અમદાવાદમા વિહાર હતો એમ કેટલાક માનવા લલચાઈ જાય તો તે સબંધમા બે અનુમાન છે એક તો ઉત્તર હિંદુસ્તાનના ઘણા શહેરોમા વ્યાપારના કેન્દ્રસ્થાનને માણેકચોક કહેવાનો રિવાજ છે એટલે શહેરના મધ્યભાગમા જ્યા સર્વ વસ્તુ મળી શકતી હોય અને ચોક જેવો આકાર હોય તેને માણેકચોક કહેવાનો રિવાજ છે અમદાવાદમાં તેને માણેકચોક કહેવામાં આવે છે તેથી ગુજરાતની છાયા પદોમા ધારી લેવાનુ કારણ નથી. દિલ્હીમા ચાંદનીચોક છે તેવી રીતે બીજા ઘણા મારવાડ અને ઉત્તર હિંદુસ્તાનના શહેરોમા માણેકચોક હાલ પણ છે મારી યાદ પ્રમાણે ખુદ મેરતામા મધ્ય ચોકને માણેકચોક કહેવામા આવે છે ચોપનમા પદની ભાષામા ગુજરાતીને મળતા કોઈ કોઈ પ્રયોગો છે તેથી

પદ ગુજરાત તરફના વિહાર દરમ્યાન લખાયેલ હોય તો તેમ ધારવામાં અડચણ નથી, પણ એ ઉપરથી પદોની ભાષા ગુજરાતી કહી શકાય નહિ સુનિ બુદ્ધિસાગર પદોમા જે ગુજરાતી શબ્દો હોવાનું લીસ્ટ આપે છે તે લગભગ તેઓ બતાવવા માગે છે તેથી ઉલટી વાત સાબિત કરે છે. ઘણાખરા ગુજરાતી પ્રયોગો તેઓ ધારે છે તેમ વપરાયા જ નથી. આપણે તેમનુ લીસ્ટ પ્રથમ તપાસી જઇએ. છઠ્ઠા પદમા ' માહરો ' અને ' બાલુડા ' એ બન્ને શબ્દો બરાબર હિંદુસ્તાનીના પ્રયોગો છે. સોળમા પદમા ' પ્રભુ ' શબ્દ હિંદુસ્તાની છે અને જે અર્થમા તે ત્યા વપરાયો છે તે ગુજરાતીને બદલે હિંદુસ્તાની અર્થ ખાસ બતાવે છે. તે જ પદમા ' આવશે ' શબ્દ જે રીતે ત્યા વપરાયો છે તે જ પ્રમાણે મારવાડી ભાષામાં હાલ પણ વપરાય છે, તે કોઇ ભણેલા મારવાડીને પૂછવાથી પણ જણાઇ આવશે. સત્તરમા પદમાં ' કોણુ, વેણુ, બોલે છે ' એ ત્રણે શબ્દો મારવાડી પ્રયોગો બતાવે છે અને ખાસ કરીને વેણુ શબ્દ તો ત્યા એટલો બધો ઘરગથ્થુ છે કે તેને ગુજરાતી કહેવો એ તદ્દન ભૂલભરેલું છે. ' કોય, હોય ' (૧૮) બન્ને મારવાડી પ્રયોગ છે અને તે બરાબર સાબિત થઇ શકે તેમ છે, જ્યા તે વપરાયા છે ત્યા જરા વાંચવાથી પણ સમજાય તેવું છે. ' સનાતન જો કહુ રે ' ખાસ હિંદુસ્તાની પ્રયોગ છે. સનાતન શબ્દનો ઉપયોગ ગુજરાતી ભાષામા હજુ હાલમાં જ થવા લાગ્યો છે. તે શબ્દનો ઇતિહાસ વિચારવા યોગ્ય છે. આનંદઘનજીના વખતમા એ શબ્દ ઉત્તર હિંદમા બહુ વપરાતો હતો અને હાલ પણ તેનો બહોળો ઉપયોગ ત્યા જ થાય છે. ' અંતરગતની, વાતલડી ' (પદ-૨૫) એ પ્રયોગ મારવાડી છે. ગુજરાતીમા ' વાતડી ' પ્રયોગ થાય છે, કોઈ પણ કેવળ ગુજરાતી કવિ કે ગ્રથકારે ગુજરાતીમા ' વાતલડી ' શબ્દ વાપર્યો હોય એવુ બતાવવામા ન આવે ત્યા સુધી આ વાત સાબિત થઈ શકે તેમ નથી પડિત વીરવિજયજીએ એક જગ્યાએ વાતલડી શબ્દપ્રયોગ કર્યો છે, પરતુ ત્યા તે કેવળ ગુજરાતી પ્રયોગ નથી, ' વાત ' અક્ષરનું એ પ્રેમદર્શક નાનું રૂપ છે અને તે કદાચ ગુજરાતીમાં વપરાતુ હોય તો તે જ અર્થમા તે મારવાડીમા વપરાય છે એમ ધ્યાનમા રહેવુ જોઇએ. એવા બન્ને ભાષાને સાધારણ પ્રયોગો એક એકાત હકીકત સિદ્ધ કરી શકતા નથી ' રહુ ' (પદ-૩૩) એ જ રીતે મારવાડી પ્રયોગ છે અને તેની પછીનો ' ફિરુ ' શબ્દ બતાવી આપે છે અડતાળીશમા પદમા, ' એક પખો મે કોઇ ન દેખ્યો, કોઇનું જે જે કરાવ્યું ' એ સર્વ મારવાડી પ્રયોગ છે. એ સામાન્ય રીતે પણ સમજી શકાય તેવુ છે. આવી રીતે પ્રયોગો માટે બતાવી શકાય તેમ છે. સ્થલસંકોચથી વધારે લખવાની જરૂર લાગતી નથી, પણ મારા ધારવા પ્રમાણે મારે જે વાત કહેવાની છે તે મેં બની શકતી રીતે સ્પષ્ટ કરી છે. અહીં મારે એટલુ બતાવવાની જરૂર છે કે મે પચાસ પદની ભાષા પર વિશેષ ઊહાપોહ કર્યો છે, કારણ કે ત્યા સુધીના પદો બહુ વાર વાચવાની મને જરૂર પડી છે ભાષાવિચારને અગે આ જ પુસ્તકના બીજા ભાગમા વિચાર કરવાનું કારણ રહેશે અથવા અભિપ્રાય ફેરફાર કરવાનો પ્રસગ પ્રાપ્ત થશે તો ખુલ્લા દિલથી તે

આવતો નથી. છત્રીશમા પદમાં વેદ સાથે ‘ કિતાબ ’ શબ્દ વાપર્યો છે તેનો ત્યાં અર્થ વિચારતા તે કુરાનના અર્થમા સમજાય છે ત્યારે તે જ શબ્દ પાછો ચુમાલીશમા પદમા કુરાન સાથે વાપર્યો છે ત્યા તે મહમદ પેગંબર પછીના ધર્મકારોએ બનાવેલ મુસલમાની ધર્મપુસ્તકો બતાવે છે એવો તે શબ્દનો પ્રયોગ ગુજરાતીમાં કદિ થતો નથી. જ્યારે તે અર્થમા સહરુ શબ્દ હિંદુસ્તાનીમા છૂટથી વપરાતો હતો અને અત્યારે પણ વપરાય છે ચુમાળીશમા પદમાં કરવત કાશી જાઈ મઢુરી’ (પૃ ૪૬૮) એ ખાસ મારવાડી વાક્યપ્રયોગ બતાવે છે ગુજરાતીમા તેને બદલે ‘ કાશીએ જઈને કરવત મૂકાવુ ’ એવો પ્રયોગ થઈ શકત. ‘ કરવત મઢુ ’ એવો વાક્યપ્રયોગ ગુજરાતીમાં કદી થતો નથી. બેંતાળીશમા પદમા ‘ અપની ગતિ પકરેંગે ’ એ વાક્યપ્રયોગ શુદ્ધ હિંદુસ્તાની છે, એનો એ જ વિચાર ગુજરાતીમા ખાસ પ્રયોગથી બતાવવો હોય તો ‘ મારો રસ્તો લઈ લઈશ ’ એમ વપરાય છે પરંતુ ‘ પકડ ’ ધાતુ ગતિ સાથે કદિ વપરાતો નથી આડત્રીશમા પદમા ‘ વાત કરત હૈ ચોરી ’ એમ વાતની સાથે ચોરી વિશેષણ લગાડ્યુ છે તે ગુજરાતીમા કદિ વપરાતુ નથી. આ સર્વ દાખલાઓ આડાઅવળા લઈને બતાવ્યા છે એ વિષય ઉપર ખાસ લેખ લખવો હોય કે ચર્ચા કરવી હોય તો તે પર પાનાઓ ભરાય તેમ છે, પરંતુ એવા મોટા ઉલ્લેખ માટે ઉપોદ્ઘાતમા અવકાશ નથી. ખાસ વિચાર કરીને જરા નિર્ણય કરવામા આવશે તો એકદમ સમજી શકાય તેવુ છે કે પદમાં જે ભાષા વપરાણી છે તેમા મિશ્ર મારવાડી-હિંદુસ્તાનીના સંસ્કારો વિશેષ છે અને તેમાં ગુજરાતી ભાષાનો પ્રયોગ ક્વચિત્ થયો છે ત્યાં પણ હિંદુસ્તાની સંસ્કારો અને તેના વાક્યપ્રયોગોનો સારી રીતે ઉપયોગ થયો છે ગુજરાતનો પરિચય હોવાથી ગુજરાતીની છાયા પદમા પણ અવારનવાર જોવામા આવે છે, છતા પદની ભાષામા મોટો ભાગ મારવાડી-હિંદુસ્તાનીના સંસ્કારવાળો છે અને ગુજરાતી પ્રયોગો કોઈ કોઈ થયા હોય ત્યા પણ અસલ ભાષાના સંસ્કારો સ્પષ્ટ જણાઈ આવે તેમ છે

હવે આ સંબંધમા એક બીજી વાત પણ વિચારી લઈએ. ચોપનમા પદમા ‘ માણેકચોક શબ્દ આવે છે અને ત્યાં હાટડુ માંડવાની વાત કરી છે તે પરથી આનંદઘનજીનો અમદાવાદમા વિહાર હતો એમ કેટલાક માનવા લલચાઈ જાય તો તે સંબંધમાં બે અનુમાન છે એક તો ઉત્તર હિંદુસ્તાનના ઘણા શહેરોમા વ્યાપારના કેન્દ્રસ્થાનને માણેકચોક કહેવાનો રિવાજ છે એટલે શહેરના મધ્યભાગમા જ્યા સર્વ વસ્તુ મળી શકતી હોય અને ચોક જેવો આકાર હોય તેને માણેકચોક કહેવાનો રિવાજ છે અમદાવાદમા તેને માણેકચોક કહેવામા આવે છે તેથી ગુજરાતની છાયા પદોમા ધારી લેવાનુ કારણ નથી. દિલ્હીમા ચાંદનીચોક છે તેવી રીતે બીજા ઘણા મારવાડ અને ઉત્તર હિંદુસ્તાનનાં શહેરોમા માણેકચોક હાલ પણ છે મારી યાદ પ્રમાણે ખુદ મેડતામા મધ્ય ચોકને માણેકચોક કહેવામા આવે છે ચોપનમા પદની ભાષામા ગુજરાતીને મળતા કોઈ કોઈ પ્રયોગો છે તેથી

પદ ગુજરાત તરફના વિહાર દરમ્યાન લખાયેલ હોય તો તેમ ધારવામા અડચણ નથી, પણ એ ઉપરથી પદોની ભાષા ગુજરાતી કહી શકાય નહિ. મુનિ બુદ્ધિસાગર પદોમાં જે ગુજરાતી શબ્દો હોવાનું લીસ્ટ આપે છે તે લગભગ તેઓ બતાવવા માગે છે તેથી ઉલટી વાત સાબિત કરે છે. ઘણાખરા ગુજરાતી પ્રયોગો તેઓ ધારે છે તેમ વપરાયા જ નથી. આપણે તેમનું લીસ્ટ પ્રથમ તપાસી જઇએ. છઠ્ઠા પદમા ‘ માહરો ’ અને ‘ બાલુડો ’ એ બન્ને શબ્દો બરાબર હિંદુસ્તાનીના પ્રયોગો છે. સોળમા પદમાં ‘ પ્રભુ ’ શબ્દ હિંદુસ્તાની છે અને જે અર્થમા તે ત્યા વપરાયો છે તે ગુજરાતીને બદલે હિંદુસ્તાની અર્થ ખાસ બતાવે છે. તે જ પદમા ‘ આવશે ’ શબ્દ જે રીતે ત્યા વપરાયો છે તે જ પ્રમાણે મારવાડી ભાષામાં હાલ પણ વપરાય છે, તે કોઇ ભણેલા મારવાડીને પૂછવાથી પણ જણાઇ આવશે. સત્તરમા પદમાં ‘ કોણ, વેણ, બોલે છે ’ એ ત્રણે શબ્દો મારવાડી પ્રયોગો બતાવે છે અને ખાસ કરીને વેણ શબ્દ તો ત્યા એટલો બધો ઘરગથ્થુ છે કે તેને ગુજરાતી કહેવો એ તદ્દન ભૂલભરેલું છે. ‘ કોય, હોય ’ (૧૮) બન્ને મારવાઠી પ્રયોગ છે અને તે બરાબર સાબિત થઇ શકે તેમ છે, જ્યા તે વપરાયા છે ત્યા જરા વાચવાથી પણ સમજાય તેવું છે. ‘ સનાતન જો કહું રે ’ ખાસ હિંદુસ્તાની પ્રયોગ છે. સનાતન શબ્દનો ઉપયોગ ગુજરાતી ભાષામા હજુ હાલમા જ થવા લાગ્યો છે. તે શબ્દનો ઇતિહાસ વિચારવા યોગ્ય છે આનંદઘનજીના વખતમા એ શબ્દ ઉત્તર હિંદમા બહુ વપરાતો હતો અને હાલ પણ તેનો બહોળો ઉપયોગ ત્યા જ થાય છે. ‘ અંતરગતની, વાતલડી ’ (પદ-૨૫) એ પ્રયોગ મારવાડી છે. ગુજરાતીમા ‘ વાતડી ’ પ્રયોગ થાય છે, કોઈ પણ કેવળ ગુજરાતી કવિ કે ગ્રંથકારે ગુજરાતીમા ‘ વાતલડી ’ શબ્દ વાપર્યો હોય એવું બતાવવામા ન આવે ત્યા સુધી આ વાત સાબિત થઈ શકે તેમ નથી પંડિત વીરવિજયજીએ એક જગ્યાએ વાતલડી શબ્દપ્રયોગ કર્યો છે, પરતુ ત્યા તે કેવળ ગુજરાતી પ્રયોગ નથી, ‘ વાત ’ અક્ષરનુ એ પ્રેમદર્શક નાનું રૂપ છે અને તે કદાચ ગુજરાતીમા વપરાતુ હોય તો તે જ અર્થમા તે મારવાડીમા વપરાય છે એમ ધ્યાનમાં રહેવુ જોઇએ. એવા બન્ને ભાષાને સાધારણ પ્રયોગો એક એકાત હકીકત સિદ્ધ કરી શકતા નથી ‘ રહુ ’ (પદ-૩૩) એ જ રીતે મારવાડી પ્રયોગ છે અને તેની પછીનો ‘ ફિરુ ’ શબ્દ બતાવી આપે છે. અડતાળીશમા પદમા, ‘ એક પખો મે કોઇ ન દેખ્યો, કોઇનું જે જે કરાવ્યુ ’ એ સર્વ મારવાડી પ્રયોગ છે. એ સામાન્ય રીતે પણ સમજી શકાય તેવુ છે. આવી રીતે પ્રયોગો માટે બતાવી શકાય તેમ છે. સ્થલસંકોચથી વધારે લખવાની જરૂર લાગતી નથી, પણ મારા ધારવા પ્રમાણે મારે જે વાત કહેવાની છે તે મેં બની શકતી રીતે સ્પષ્ટ કરી છે. અહીં મારે એટલુ બતાવવાની જરૂર છે કે મે પચાસ પદની ભાષા પર વિશેષ ઊહાપોહ કર્યો છે, કારણ કે ત્યા સુધીના પદો બહુ વાર વાચવાની મને જરૂર પડી છે. ભાષાવિચારને અગે આ જ પુસ્તકના બીજા ભાગમા વિચાર કરવાનું કારણ રહેશે અથવા અભિપ્રાય ફેરફાર કરવાનો પ્રસગ પ્રાપ્ત થશે તો ખુલ્લા દિલથી તે

વિષયને ફરી વાર હાથ ધરવામા આવશે. કોઈ પણ લેખકે પોતાના નિર્ણયાત્મક વિચારો આવી બાબતમા જાહેર કરવાની કે અન્ય પર ઠસાવવાની ધૃષ્ટતા કરવા વિચાર કરવો તે અયોગ્ય છે માત્ર વિચાર કરનારને વિચાર કરવાનાં સાધનો યોજી આપી પોતે પોતાના અભિપ્રાય બતાવવા સાથે તટસ્થ રહેવુ એ જ ઉચિત માર્ગ છે અને તે સાથે પોતે જે નિર્ણય પર આવેલ હોય તે માર્ગદર્શક તરીકે બતાવવો અને તેને માટે યોગ્ય ભાષા વાપરવી. આક્ષેપક અથવા નિર્ણયાત્મક શૈલી આવી બાબતમા લેખક અને વાચનાર બન્નેને લાભ કરનાર થતી નથી. આવા ભાષાશૈલી વિગેરેના ખાસ વિષયોમાં પ્રતિપાદક શૈલી યોગ્ય ભાષામા જાળવી રાખવાની બહુ જરૂર છે. પાછા આપણા મુદ્દા પર આવતા આપણે હવે આનંદઘનજીનાં સ્તવનોની ભાષા પણ વિચારી લઈએ

આનંદઘનજી મહારાજે ચોવીશી પૈકી બાવીશ સ્તવનો બનાવ્યાં એમ કહેવાય છે બાકીના બે સ્તવનો બનાવવા બે જુદા જુદા પ્રયાસ થયા છે, પણ આનંદઘનજીની ભાષા કે રહસ્યની ખૂબી કોઈ લાવી શક્યુ નથી. આનંદઘનજીના સ્તવનોની ભાષામાં ગુજરાતીનુ તત્ત્વ સારુ છે અને તે સ્તવનો ગુજરાત કાઠિયાવાડના વિહાર પછી લખાયલાં હોય એવુ સહજ અનુમાન થાય છે એ સ્તવનોમાં મારવાડી અને હિંદુસ્તાનીના સસ્કારો બહુ છે, એ બતાવે છે કે ભાષા ગમે તેટલી ગુજરાતી લખવાનો પ્રયત્ન કરવા છતા જ મભૂમિ તરફની ભાષાના સસ્કારો જવા બહુ મુશ્કેલ છે એ ઉપરાંત એક બીજી વાત તરફ અહીં ખાસ લક્ષ્ય દોરાય છે અને તે એ છે કે જે પ્રૌઢ અલકારિક ભાષા પદમાં આવી શકી છે તેવી ભાષા સ્તવનોમા આવી શકી નથી. આ વાત પ્રથમ દષ્ટિએ ચોકાવનારી લાગે તેમ છે, કારણ કે આનંદઘનજીના પદો કરતા સ્તવનો વિશેષ પ્રસિદ્ધ છે પરતુ બરાબર વિવેચન કરી પરીક્ષા કરવામા આવશે તો આ વાતનુ સત્ય સમજાશે. કુદરતી માતૃભાષામાં જે ખાસ પ્રયોગો વાપરી શકાય છે તેવા પ્રહણ કરેલી ભાષામા વપરાતા નથી અને એક પદ અને એક સ્તવન હાથમા લઈ બંનેની ભાષા પર વિચાર કરવાથી આ વાતનુ મારુ વક્તવ્ય બરાબર સમજાઈ જશે. સાથે એટલુ પણ યાદ આપવાની જરૂર જણાય છે કે સ્તવનોનુ મહત્ત્વ ભાષાપ્રયોગને લઈને નથી, પણ નૈસર્ગિક ઉચ્ચ વિચારો, આદર્શમય જીવનના ઊંડા હૃદયપ્રદેશમાંથી નીકળેલ ભાવ અને વ્યવહાર નિશ્ચયને એક સરખી રીતે પોષક તત્ત્વ આપનાર સ્તવનો બહુ અલ્પ હોવાથી આનંદઘનજીના સ્તવનોનુ બહુ મહત્ત્વ છે બાકી વાક્યપ્રયોગના સસ્કારીપણાને અંગે, વસ્તુગ્રહણ અને નિદર્શનની દઢતાને અંગે અને કાવ્યમાધુર્યને અંગે પદોની ભાષાશૈલી સ્તવનની ભાષા કરતા ચઢી જાય તેમ છે જે ઉચ્ચ આશય જાળવી રાખીને મહાન્ સત્યો સ્તવનોમા પ્રગટ કરે છે તેની આથી ઓછી કિંમત થતી નથી. વક્તવ્ય એટલુ છે કે ગુજરાતી ભાષાનો છૂટથી ઉપયોગ કરવા જતા પદો જેવી વિશિષ્ટ ભાષા સ્તવનોમાં આવી શકી નથી કાવ્યરસિકતા પણ પદોમા સ્પષ્ટ માલૂમ પડે છે અને સરખામણીમાં તે વધારે ભાવાત્મક છે એમ જણાઈ આવે છે આ

એક જૂદી હકીકત છે ભાષાને અંગે વિચારણા કરતાં અહીં કહેવાની એક બીજી વાત એ પ્રાપ્ત થાય છે કે સ્તવનોની ગુજરાતી ભાષામા પણ ઉત્તર હિંદુસ્તાનના સંસ્કારો બહુ દૃઢ રહી ગયા છે. આપણે કેટલાક દાખલા આ સંબંધમાં બતાવી આપણા ચરિત્રનાયકના સ્તવનોની ભાષાવિચારણા કરીએ.

'સમજે ન માહરો સાલો.' (સ્તવન ૧૭-૬) અહીં માહરો સાલો એ શબ્દોનો પ્રયોગ કાઠિયાવાડી છે એમ બતાવવા પ્રયત્ન થયો છે. એ પ્રયોગ કાઠિયાવાડ કરતા સુરતમા વધારે થાય છે અને તેથી વધારે મારવાડમા થાય છે. એ ઉપરાત એમા ખાસ લક્ષ્યમાં લેવા જેવું તો લિંગવ્યત્યયનું સ્વરૂપ છે. એ કુંથુનાથજીના સ્તવનમા મનની વાત ચાલે છે અને કોઇ પણ સાધારણ ગુજરાતી બોલનાર મનને 'સાળો' કહે નહીં પણ 'સાળું' કહે એ ભાષાપરિચયથી જણાય તેવું છે. 'મન' નાન્યતર જાતિનો શબ્દ હોવાથી સાળા શબ્દનું વિકારી રૂપ તત્પ્રાયોગ્ય નાન્યતર વિકાર ગ્રહણ કરે છે. મારવાડના લોકો ઉપર બતાવ્યુ તેમ 'ખોટો ખાતો' શબ્દ બોલે છે તેમ મન માટે પુલ્લિંગ વાપરે છે. પદ ૯ અને તે પર ભાષાવિચારણા ઉપર થઇ છે તે અત્ર પ્રસ્તુત છે. આવી રીતે લિંગવ્યત્યય મારવાડીમાં બહુ થયા કરે છે આવો જ લિંગવ્યત્યય 'મુજ મન તુજ પદપંકજે રે, લીનો ગુણ મકરંદ' (૧૩-૩) વાળા વાક્યમા થયો છે. મન અને મકરંદ બન્ને માટે 'લીનો' શબ્દ લાગુ પડે તેમ નથી, કારણ કે મન નાન્યતર લિંગે છે અને મકરંદ પુલ્લિંગે છે, છતા લિંગ સબધી ફેરફાર મારવાડમા અગત્યનો નથી અને મનને તો બહુ વાર નરજાતિમા વાપરવામા આવે છે તેથી 'સમજે ન માહરો સાળો' એવા ઉપરોક્ત પ્રયોગ પેઠે જ આ પ્રયોગ થયો છે જે સ્તવનની ભૂમિકા મારવાડી-હિંદુસ્તાનીમા બતાવે છે, તેના ફળફૂલને ગુજરાતીમા કહેવાઇ શકાશે, પણ વેલો તાણુતા તે થડ તરફ જ જશે એવું સ્વરૂપ સ્તવનોમા બહુ વાર જોવામા આવશે

આ લિંગવ્યત્યયના બીજા પણ ઘણા દાખલાઓ છે. જેમકે 'પાપ નહિ કોઇ ઉત્સૂત્રભાસણ જિસ્યો, ધર્મ નહિ કોઇ જગ સૂત્ર સરિખો' એ ચતુર્દશ પ્રભુના એકદમ ગુજરાતી લાગતા સ્તવનમા **પાપ** અને **ધર્મ** શબ્દ નરજાતિમા વાપર્યા છે તેવા પ્રયોગ ગુજરાતી ભાષાના સાક્ષરને તદ્દન ન સમજાય તેવા લાગે છે, જ્યારે મારવાડીમા તેમ થવું તે દરરોજનો બનાવ છે

અઢારમા અરનાથજીના સ્તવનમા 'કનક' માટે ચોથી ગાથામા વાત ચાલી છે ત્યા તેને માટે 'ભારી, પીલો અને ચીકણો' એવા વિશેષણ મૂક્યા છે એ ત્રણેમા અને ખાસ કરીને છેલ્લા બેમા સ્પષ્ટ રીતે લિંગવ્યત્યય થયો છે તમે કોઇ મારવાડીને ગુજરાતી બોલતા સાંભળશો તો તે બરાબર આવી જ રીતે ગુજરાતી ભાષાના વિશેષણોનો ઉપયોગ કરશે. વળી આવા લિંગવ્યત્યયો અજાણતા થઇ ગયા છે એમ પણ નથી, કારણ કે કુંથુનાથજીના સ્તવનની છટ્ઠી ગાથામા મનને **સાળો** અને **કાળો** કહીને તુરત જ કહે છે કે 'મેં જાણ્યુ

એ લિંગ નપુંસક ’ વિગેરે. આટલા ઉપરથી મનનું નપુંસકલિંગત્વ સિદ્ધપણે કર્તાના જાણવામાં છે છતાં તેને માટે નરજાતિનાં વિશેષણ અને ઉપનામ વપરાય તે સ્પષ્ટ રીતે મારવાડી ભાષાના પ્રયોગ બતાવી આપે છે આવી રીતે ‘ પ્રેમ કલ્પતરુ છેદીઓ રે ’ (૨૨–૫) મા ‘ તરુ ’ શબ્દને જે નરજાતિમા વાપરેલ છે તે સસ્કૃતિને અનુરૂપ છે, પણ ગુજરાતીમાં તે શબ્દ નપુંસકલિંગમા જ વપરાય છે મારવાડીમા તો ઝાડને પણ નરજાતિમા જ વાપરવામા આવે છે તેથી આ પ્રયોગ તે ભાષાને અનુરૂપ છે

સત્તરમા સ્તવનમા ‘ સાપ ખાય ને મુખડુ થોથુ ’ એ ઉખાણુ આપ્યુ છે તે માર-વાડ દેશની પ્રચલિત જાણીતી કહેવત છે, જ્યારે ગુજરાતમા તેવુ કોઈ ઉખાણુ હોય એમ જણાતુ નથી. આ ઉપરાત ‘ વ્યાલ તણી પરે વાકુ ’ તેને કહેવુ, ‘ સકળ મરદને ઠેલે ’ એવો વાક્યપ્રયોગ કરવો અને ‘ એ કહિ વાત છે મોટી ’ એમા ‘ કહિ ’ શબ્દનો ખાસ વાક્યપ્રયોગ કરવો એ સર્વ અર્થસૂચક છે એમા ‘ કહિ ’ શબ્દનો અર્થ ‘ કાઈ ’ એમ થાય છે ‘ એ તો કાઇ બહુ મોટી વાત કરી ’ એવા અર્થમા ‘ કહિ ’ શબ્દ ગુજરાતીમાં વપરાતો નથી, પણ બરાબર તે જ અર્થમા હાલ પણ મારવાડી ભાષામા તે શબ્દ વપરાય છે

સુમતિનાથના સ્તવનમા ‘ વીસરે ’ ( ૫–૨ ) એ ત્રીજાના અર્થમા વપરાયેલ શબ્દ હિંદુસ્તાની જાણનાર ગુજરાતી બોલનારના જેવી જ ભાષા બતાવે છે ગુજરાતીમાં તો ‘ વીસરે ’ શબ્દ જ વપરાતો નથી એ કહેવાની જરૂર નથી. આદીશ્વર ભગવાનના સ્તવનમા ‘ ઓર ’ શબ્દ બીજાના અર્થમા વપરાયેલ છે તે શુદ્ધ હિંદુસ્તાની શબ્દપ્રયોગ છે અને તે સામાન્ય ભાષાબોધથી પણ ગ્રાહ્ય થાય તેમ છે એ ઉપરાત નીચેના શબ્દપ્રયોગ આનંદઘનજી મહારાજની સ્તવનની ભાષામા મિશ્ર મારવાડ તથા ઉત્તર હિંદની ભાષાનુ તત્ત્વ બતાવે છે તે વિચારવા યોગ્ય છે નીચે ઉલ્લેખ કરેલ છે તે સ્તવનનો નબર અને ગાથાનો નબર છે

| | | |
|---|---|---|
| સીરૂ ( ૩ ૪ ) | પીજે ( ૨૧–૪ ) | પ્રેમ ( ૧૯–૬ ) |
| પુરે ( ૩–૧ ) | મતિનથી ( ૧૯–૫ ) | મહિર નગર ( ૫–૧૧ ) |
| પુરિ ( ૫–૨ ) | લાજ ( ૧૯–૧ ) | ફિર ( ૨૦–૯ ) |
| ,, ( ૧૯–૩ ) | ષરે ( ૧૯–૧૧ ) | પીઅઉ ( ૪–૪ ) |
| ઠોર ( ૯–૪ ) | કહિયે ( ૧૦–૧ ) | પિપાસા લાગે ( ૪–૫ ) |
| ,, ( ૨૧–૩ ) | લહિયે ( ,, ) | ઘર ( ૫–૫ ) |
| પચુ ( ૯–૩ ) | મારે ( ૨૦–૯ ) | સખીએ ( ૫–૬ ) |
| કુમેત ( ૧૧ ૧ ) | ભીજે ( ૨૧–૪ ) | ચાખી ( ૬–૬ ) |
| કુવિધ ( ૧૮–૭ ) | વખાણે ( ૨૧–૯ ) | દેખણ દે ( ૮–૧ ) |
| તુરિય ( ૯–૭ ) | દૈયો ( ૨૨–૨ ) | નિકસી રે ( ૧૧–૨ ) |
| ,, ( ૧૯–૩ ) | મિલિયે ( ૨૧–૫ ) | મહત ( ૧૯–૮ ) |
| પાવે ગઈ સીન ( ૭ ૧ ) | જાસી ( ૨૨–૬ ) | અનામી ( ૧૧–૨ ) |
| નેપ ( ૧૩–૫ ) | પેડ ( ૧–૬ ) | ,, ( ૧૭–૨ ) |
| અરદાસ ( ૧૫–૮ ) | ભમ ( ૨–૬ ) | કેણ ( ૧૫–૮ ) |
| નેઠ ( ૭–૧ ) | બાર ( ૩–૫ ) | ઉમાહે ( ૧૦–૨ ) |
| અપાયત ( ૧૧–૨ ) | ઉમાર ( ૩–૫ ) | બાપડી ( ૧૯–૭ ) |

| | | |
|---|---|---|
| પ્રતિભાસ (૧૬–૨) | દેજો યાચના (૩–૬) | એકમના (૯–૨) |
| સાત્વિકી શાલ (૧૬–૫) | ઘણુદિહા (૮–૩) | ગાઢી સગાઈ (૧૯–૪) |
| લખાસી (૧૧–૬) | રઢ મડો (૧૧–૪) | કરસાલી (૧૯–૫) |
| દોહગ (૯–૬) | મોહે ફદીઓ (૧૫–૫) | પોષ (૨૨–૯) |
| વઙ્‌છ્જુ (૭–૪) | સધિ (૧૬–૬) | પરિકર (૧૬–૧૧) |
| નિદાન (૧૬–૮) | સુચિ (૯–૨) | સાજન (૨૨–૨) |
| નયણ (૨–૨) | કાણુ (૧૯–૨) | ઇદ્રિયરામી (૧૧–૨) |
| ,, (૨–૫) | આકુ (૧૭–૪) | મૂલ (૧૯–૧) |
| ,, (૧૪–૩) | કીસડી (૨૨–૬) | સહી (૨૦–૬) |
| અમ (૧૫–૧) | ઇશો (૧૬–૯) | મનરાવાલા (૨૨–૧) |
| કુણ (૨૦–૨) | નિસપતિ (૨૨–૮) | ભારી (૮–૧૪) |
| કુણ (૨૨–૪) | નરખેટ (૧૩–૧) | મતવાસી (૧૧–૬) |
| વરે પડે (૧૫–૫) | ધીંગ (૧૩–૧) | ચતુરાઈરો(૨૨–૫) |
| મુણે (૧૬–૧૦) | સીઝે (૧૦–૩) | તીક્ષણતા (૧૦–૧) |
| નિસ્તર્યો (૧૬–૧૧) | ફિરે–. (૧૫–૧) | પરખાય (૧૬–૧) |
| નમો મુજ (૧૬–૧૩) | જલલિહા (૮–૩) | પરખડી છાહડી (૧૮–૨) |
| ભાજે (૧૭–૧) | ચિત્તમે (૧૪–૭) | કચુ (૨૦–૧) |
| હટકુ (૧૭–૪) | રગશુ (૧૫–૧) | તરસ (૪–૬) |
| ઠેલે (૧૭–૭) | જેતી (૧૫–૪) | ક્રિસ્યુ (૨–૧) |
| જેલે (૧૭–૭) | અવલે પાસે (૧૭–૩) | |
| પીજીએ (૧૮–૫) | અખ (૧૯–૧) | |

અહીં ધુર, હુ, પણુ-શબ્દોનો અર્થ વિચારવામાં આવશે અથવા બીજા શબ્દોનો ઉપયોગ અથવા અર્થ કે પ્રત્યયો વિચારવામા આવશે તો તેઓનું મૂળ મારવાડ અથવા ખાસ કરીને બુદેલખડ અને ઉત્તર હિદમાં જતુ જણાઈ આવશે. સેગૂ કે ઘણુદિહા, ધીંગ કે ખેટ, લખાસી કે રઢ એવા શબ્દોને ગુજરાતી બોલતા કોઈ પણુ વિભાગના કહી શકાય, કોઇ પ્રાતને ઉદ્દેશી શકાય એમ મને લાગતુ નથી. ઉપરના દરેક શબ્દ પર વિસ્તારભયથી ટીકા કરી નથી, પણુ સુજ્ઞ વાચકો તે વિચારી લેશે અને કોઇ શબ્દનો અર્થ ન સમજાય તો ટબા સાથે વિચારશે તો જે વિચાર હુ અહીં બતાવવા માગુ છું તે જણાઇ આવશે.

હવે સ્તવનોમા આપણે કેટલાક વાક્યપ્રયોગો વિચારીએ જે પણુ એ જ હકીકતને વધારે સ્પષ્ટ આકારમા બતાવવા ઉપયોગી થાય છે 'પ્રીત સગાઈ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય' (૧–૨) એમા વાક્યપ્રયોગ અને શબ્દરચના બરાબર હિદી છે તે ત્રેવીશમા પદની ત્રીજી ગાથામા 'કેવળ અચળ અનાદિ અબાધિત, શિવશકરકા ભેટા' બતાવેલા ભાવ સાથે વિચારવાથી સહજ માલૂમ પડે તેમ છે એમા 'સગાઈ' શબ્દ કાઠિયાવાડમા વધારે વપરાય છે એમ ધારી લેવુ બરાબર નથી કાઠયાવાડમા સગાઇ કરતા 'સગપણુ' શબ્દ જ વધારે વપરાય છે અને તે વાત કાઠિયાવાડના પરિચયથી

ણાય તેવી છે સજાઈ શબ્દ મારવાડી ભાષામાં બહુ છૂટથી વપરાય છે અને તે જે ાથમાં આનંદઘનજીએ વાપર્યો છે તે જ અર્થમાં વપરાય છે આથી બન્ને રીતે 'સજાઈ' બ્દ પર આધાર રચના તૂટી પડે છે અને તેથી તો ઊલટું હિંદુસ્તાની-મારવાડીના મિશ્ર યોગોનો ઉપયોગ સ્તવનમાં પણ વિશેષ થયો છે એ વાત સાબિત થાય છે

'અલખ' શબ્દનો ઉપયોગ (૧-૫) જેવો આદીશ્વર ભગવાનના સ્તવનમાં થયો છે વો જ મિશ્ર મારવાડીના પ્રયોગવાળા ત્રેવીસમા પદની છેલ્લી ગાથામાં થયો છે (પૃ ૨૧૬) લખ શબ્દનો ઉપયોગ ગુજરાતીમાં ભાગ્યે થતો તો બહુ જવલ્લે જ થતો, પણ હિંદીમાં વારંવાર બહુ સારી રીતે થયા કરે છે અને આગાઉ પણ થતો હતો તે ગજવાસી વિઓનાં પદો તથા કબીરના પદો વાંચવાથી જણાય તેવું છે

આવી જ રીતે 'વસ્તુવિચારે દિવ્ય નયણતણો વિરહ પડ્યો નિરધાર' એવા પદ્યની ાળી વાક્યરચના (૨-૫), એમાં તથા બીજી ગાથામાં 'નયણ' શબ્દનો આંખના અર્થમાં પયોગ થાય—એ સર્વ ઉત્તર હિંદના સંસ્કારો મજબૂતપણે બતાવે છે એમ મને લાગે છે એવી જ રીતે 'લખ પૂરે મન આશ' (૧-૫) અને 'અપો અંધ ઘુલાય' (૨-૩) ના અર્થ વિચારતાં તુરત વાક્યરચનાનું મૂળ ઉત્તર હિંદમાં જણાઈ આવે તેવું છે આવી જાતના અનેક વાક્યપ્રયોગો બતાવી શકાય તેવું છે અને એ બાબત ઉપર ઘણી ગેર સમજુતી થયેલી છે તેથી આપણે તે મુદ્દો જરા વધારે સ્પષ્ટ કરવો પડશે. બાકી તો આ તે વાક્યપ્રયોગ વિચારણાપૂર્વક નિષ્પક્ષપણે લક્ષ્યમાં લેવામાં આવશે તો તેની રચના હિંદુસ્તાનના ઉત્તર વિભાગ તરફ જ જશે. આવી બાબતમાં ઉપર ઉપરથી વાંચી અભિપ્રાય આપી જનારના અંદર વિચારો ઉપર આધાર બાંધી શકાય તેમ નથી. આપણે આ જ મુદ્દો સાબિત કરનાર ઘોતક ખાસ પ્રયોગો હજુ પણ વિચારીએ.

'ધરણ ધરણ નહિ ઠાય' (૨-૩) એ હિંદીનો ખાસ પ્રયોગ છે ગુજરાતીમાં એને માટે 'પગ મૂકવાનું પણ નથી' એવો પ્રયોગ થાય. 'પંથ નિહાલણું' (૨-૧) એવો વાક્યપ્રયોગ અહીં કર્યો છે તે સોળમા પદની ત્રીજી ગાથામાં 'પંથ નિહારત લોયણે દગ લાગી અડોલા' એ વાક્યપ્રયોગ સાથે બરાબર મળતો આવે છે રસ્તા પર નજર કરીને જોવું એને માટે પંથ નિહારવો અથવા નિહાળવો એ વાક્યપ્રયોગ મારવાડી અને હિંદીમાં થાય છે એમાં ભાષાસંસ્કારમાં નિહારવાને બદલે સ્તવનમાં નિહાળવો એમ પ્રયોગ થયો છે તે ખાસ વિચારવા યોગ્ય છે એ મારવાડમાંથી ગુજરાત તરફ પ્રયાણ સૂચવે છે પણ વાક્યપ્રયોગ ગુજરાતમાં રહેવા છતાં તેનું મૂળ ઉત્તર હિંદ તરફ બતાવે છે

હવે આપણે લિખ ધાતુથી પ્રયોગ પર જરા વિચાર કરીએ તો ઉત્તર હિંદની ભાષાનો સ્તવનમાં ઉપયોગ વધારે સ્પષ્ટ રીતે જણાશે. સ્તવનમાં 'દોષ અંગોષ લખાવ' (૩-૨) ત્યાં લખાવ એટલે લખવું તે. એટલે માલુમ પ વાના જાણવાના અર્થમાં તે ધાતુ વપ

રાયો છે. 'રવિ શશિ રૂપ વિલેખ' (૪-૨) ત્યા લિખ્ ધાતુનો ગુણ કરી સાથે વિ ઉપસર્ગ લગાડી સ્પષ્ટ દર્શન એ અર્થમા એ શબ્દ ત્યાં વપરાયો છે, અને 'વ્યવહારે લખે દોહિલા' (૧૮-૭) તથા 'એકપખી લખી પ્રીતની' (૧૮-૮) ત્યા લખે એટલે શીખે, જાણે એ અર્થમા તે ધાતુ વપરાયો છે આવા અર્થમા ગુજરાતીમા કદિ લખ કે લિખ્ ધાતુ વપરાતો નથી. હવે એ જ આનદઘનજીએ મારવાડી-હિંદુસ્તાનીમાં લખેલ છે એમ સ્વીકારાયલા પદોમા તે ધાતુ કેવી રીતે વાપર્યો છે તેના ત્રણ દષ્ટાતો જોઇએ. 'નિરપખ હોય લખે કોય વિરલા' (૫-૩) ત્યાં લખે એટલે જાણે સમજે-દેખે એ અર્થમા તે જ ધાતુ વાપર્યો છે, ત્યાર પછી 'મેરી વૈર ઐસે નિઠુર લિખાવે' (૧૦-૧) લિખાવે એટલે જાણે એવો જ અર્થ ટબાકાર કરે છે તે શ્રી સંભવનાથના સ્તવનમા લિખ ધાતુનું પ્રેરક રૂપ જે અર્થમાં વાપર્યું છે તે જ અર્થમા ત્યા પણ એ રૂપ વાપરેલ છે. 'વિરલા અલખ લખાવે' (૨૭-૧) અહીં લખાવે શબ્દ જાણવાના અર્થમાં બરાબર વપરાયેલ છે. [પૃષ્ઠ ૨૩૮-૫૨ છાપવામા 'લગાવે' છપાયુ છે તે પ્રેસની ભૂલ છે જે તે જ પૃષ્ઠ પરની નોટ જોવાથી જણાશે. ત્યા લખાવે શબ્દનો જ અર્થ આપવામા આવ્યો છે.] આ લિખ્ ધાતુના શબ્દપ્રયોગ અને તેને જે અર્થમા વાપરવામા આવ્યો છે તે મારવાડી અને હિંદુસ્તાનીના થયેલા અનેક પ્રયોગોને એકદમ સ્પષ્ટ રીતે બતાવી આપનાર હોય એમ મને લાગે છે. અત્યાર સુધીના જૈનના રાસો અને અન્ય કેવળ ગુજરાતી કવિઓએ બનાવેલા પદ્ય ગદ્ય ગ્રંથોમા લિખ્ અથવા 'લખ્' ધાતુનો આવો ઉપયોગ થયેલો મારા વાંચવામા આવ્યો નથી.

અગિયારમા સ્તવનની ત્રીજી ગાથામા 'સાધે' ક્રિયાપદ બે વખત વાપરેલ છે; 'નિજ સ્વરૂપ જે કિરિયા સાધે' અને 'જે કિરિયા કરી ચઉ ગતિ સાધે' અહીં સાધે ક્રિયાપદના અર્થ અને કર્મ વિચારતા તેના બન્ને અર્થો બહુ જ વિચારણીય છે પ્રથમ ક્રિયાપદનું કર્મ કિરિયા છે જ્યારે બીજી વાર ચઉ ગતિ છે. એ બન્ને જગ્યાએ તેનો અર્થ અને પ્રયોગ ઉત્તર હિંદુસ્તાનનો 'સાધ્' ધાતુનો પ્રયોગ બતાવે છે સાધ્ ધાતુ ગુજરાતીમાં વપરાય છે ત્યા તેનો અર્થ મેળવવું થાય છે, તેનાથી આ તદ્દન જુદો જ અર્થ છે. આની સાથે વળી ૨૧ મા પ્રભુના સ્તવનમા તેનો અર્થ વિચારવામા આવશે તો તે તદ્દન નવીન અર્થ બતાવશે એ અર્થમા પણ ગુજરાતીમા સાધ્ ધાતુનો ઉપયોગ થતો નથી.

શ્રી વિમળનાથજીના સ્તવનમા **આતમચો** આધાર (ગાથા ૪ થી) અને પાંચમી ગાથામા 'દરિશણ દીઠે જિનતણો રે,' એમા દરિશણ શબ્દનો નરજાતિમા પ્રયોગ, વેધ શબ્દનો ગુજરાતીમા ઉપયોગ, દિનકર-સૂર્ય સાથે 'કરભર' એટલે કિરણસમૂહનો પ્રયોગ અને પસરતા શબ્દનો ઊગવાનો અર્થ એ સર્વ એક જ વાત બતાવી આપે છે અને ધાર તરવારવાળા ચૌદમા શ્રી અનતનાથજીના ઉપર ઉપરથી ગુજરાતી દેખાતા સ્તવનની છઠ્ઠી

ગાથામાં પાય અને ધર્મનો નરજાતિમાં લિંગવ્યત્યય, 'આણ્યો' શબ્દનો અવધારણ કરવાના અર્થમાં ઉપયોગ અને લીપણુંને બદલે 'લીપણો' એવો જે અસલ પ્રયોગ પ્રતોમાં દેખાય છે તે જરા વિવેચક દૃષ્ટિએ વિચારવાથી આ વાત હસ્તામલકવત્ જણાય તેવી છે એ જ સ્તવનની સાતમી ગાથામાં ઉપદેશનો સાર એમ છપાયેલી બુકોમાં છાપેલ છે ત્યાં 'ઉપદેશનુ સાર' એમ પ્રતમાં લખેલ છે એ સર્વ લિંગવ્યત્યયો અને શબ્દપ્રયોગ આવા શુદ્ધ ગુજરાતી લાગતા સ્તવનમાં જોવા પછી કોઈ વિદ્વાન્ માણસ કાઠિયાવાડી અથવા ગુજરાતીના શબ્દ કે અર્થપ્રયોગો સ્તવનમાં મુખ્યતાએ થયા છે એમ કહેવાની બાબતમાં લલચાઈ જાય અથવા તે સિદ્ધાંત (Theory)માં મક્કમ રહી શકે એમ જણાતું નથી. સેવના ધાર પર રહે ન દેવા એ પ્રયોગ ચોદમા સ્તવનની પ્રથમ ગાથામાં છે અને 'અપીઅધ પુલાય' (૧૫-૬) એ બન્ને પ્રયોગો શું બતાવે છે? એવા ગુજરાતી પ્રયોગો કદિ જાણવામાં, સાંભળવામાં કે વાંચવામાં આવ્યા નથી. એનો અન્વય કરવાથી આ બાબત સ્પષ્ટ થઈ જાય તેવી છે આ આંતરિક પુરાવો ઘણો સ્પષ્ટ અને વિચારણીય છે એમ મારા કહેવાની મતલબ છે આ વિષય પર હજુ ઘણા વધારે દૃષ્ટાંતો સ્તવનોમાંથી આપી સ્તવનની રચના ગુજરાતી હોવા છતાં તેની ભૂમિકા ઉત્તર હિંદમાં છે એમ બતાવી શકાય તેવું છે, પરંતુ આટલાં દૃષ્ટાંતો મારા ધારવા પ્રમાણે પૂરતાં છે સોળમા શ્રી શાંતિનાથના અતિ ઉદાત્ત લાંબા સ્તવનની દરેક વાક્યરચના મારવાડ તરફની છે એમ બતાવાય તેવું છે 'સકળ નયવાદ વ્યાપી રહ્યો,' (ગાથા ૬) 'શિવસાધન સંધિ રે' (એ જ ગાથા) 'ભાવ.. તે તેમ અવિતથ્ય સદ્દહે' (ગાથા ૩) 'તામસી વૃત્તિ પરિહરી ભજે સાત્વિકી' (ગાથા ૫) વિગેરે શબ્દ તથા વાક્યપ્રયોગ સર્વ એક સરખી રીતે મારવાડીના પ્રયોગ બતાવે છે અને મારવાડ કરતાં પણ ઉત્તર હિંદના સંસ્કારોનું ગુજરાતી સાથે સંમિશ્રણ તત્ત્વ બતાવે છે આવાં બીજાં દૃષ્ટાંતો આપી હું હવે આ વિષય લંબાવવા ઇચ્છતો નથી. સ્થળના પ્રમાણમાં ઘણું લખાઈ ગયું છે છતાં ખાસ જરૂર રહેશે તો આ જ પુસ્તકના આગળના ભાગમાં આ વિષયને ફરી વાર હાથ ધરવામાં આવશે.

સ્તવનમાં વપરાયેલી ભાષા પર કેટલોક ઊહાપોહ કરી તે પરથી શ્રી મહેતા આનંદઘનજી વિશેષ ક્યા પ્રદેશમાં રહ્યા હોવા જોઈએ એ પર કેટલાક નિર્ણયો બતાવવા તરફ દોરવાયા છે તેમના વિચારો બહુ સુંદર અને ભાષાવિચારણાને અંગે અભ્યાસ હોય એમ તો તેઓના પોતાના ઉલ્લેખ પરથી પણ જણાય છે પ્રાચીન શોધખોળની કિંમત આંકવાનો વિચાર કરનાર અને તે પર અનેક પ્રકારે અસ્તવ્યસ્ત ટીકા કરનાર આ મહાશયે એક પણ પ્રત ઉપાડી પોતાની વસ્તુની નિરૂપણા કરી હોય, તપાસી હોય કે જૂની ગુજરાતી તેના યથાસ્થિત આકારમાં બતાવવા પ્રયત્ન પોતાના પ્રગટ કરેલા ગ્રંથમાં કર્યો હોય એમ બન્યું નથી તે અતિ ખેદકારક બાબત છે તદ્દન અશુદ્ધ પ્રત કોઈના છાપેલ પરથી છપાવી તેમના શબ્દો પર ટીકા કરવાની જે લાલચમાં તેઓ પડી ગયા છે તે ટીકા કરવાની

તેમની પદ્ધતિને યોગ્ય હોય એમ ભાગ્યે જ ગણી શકાશે. તેઓએ શ્રી આનંદઘનજીના પદો કે સ્તવનોની એક પણ પ્રત જોઈ હોય એમ સ્પષ્ટ જણાતું નથી અને તેઓએ જે છપાવ્યુ છે તે ભીમશી માણેકની કોપી સિવાય જરા પણ વધારે નથી એમ બરાબર સાબિત કરી શકાય તેમ છે. આથી 'ઈમ' અને 'એમ' તથા 'કરીઆ' અને 'ક્રિયા' સબંધી ફેરફાર માટે તેઓ કોને ઉદ્દેશીને બોલે છે તે સમજાતુ નથી

પ્રાતિક ગુજરાતીના ફેરફારને અંગે તેઓએ જે દાખલા આપ્યા છે તે બિલકુલ બંધબેસતા નથી. 'ચા' ગુજરાતમા નારીજાતિમા વપરાય છે અને કાઠિયાવાડમા નર-જાતિમા વપરાય છે એમ તેઓનુ ધારવું તદ્દન ખોટુ છે રાજકોટ તરફના લોકો અને અમદાવાદ તરફ 'ચા પીધો' એવુ શ્રતિકટુ રૂપ વાપરે છે, પરતુ કાઠિયાવાડનો મોટો ભાગ ગોહિલવાડ અને ઝાલાવાડમા તેમ જ મોટા ભાગે ગુજરાતમા 'ચા પીધો' એમ કોઇ બોલતું નથી ગોહિલવાડમા 'સોપારી' નરજાતિમા વપરાય છે એમ તેઓ કહે છે એ પણ તદ્દન ગલત જણાય છે 'સોપારી ખાધો' એવુ તો મારા ગોહિલવાડના ત્રીશ વરસના વસવાટ દરમ્યાન સાભળ્યું નથી 'મળશુ' માનો શ દત્ય જેવો કાઠિયાવાડમા કદિ વપરાતો નથી. અને ગુજરાતમા 'મલશુ' એવુ રૂપ વપરાતુ નથી. કાઠયાવાડની ભાષાને અગે તેઓએ નિર્ણય બતાવવામા સજ્જડ થાપ ખાધી છે એમ લાગે છે. શ્રી આનદઘનજીની ભાષામા દંત્યનો પ્રયોગ વધારે છે એમ તેઓ 'મલશુ' એવા પ્રયોગ પરથી બતાવવા જાય છે પ્રથમ તો કોઇ પણ પ્રતમા એવો શબ્દપ્રયોગ છે જ નહિ, સર્વત્ર 'મળશુ' એવો જ પ્રયોગ છે, માત્ર બાળબોધ લખવામા ળને બદલે લ લખાય છે તેથી 'મલશુ' એવો પ્રયોગ પ્રતોમા લખાય છે કાઠિયાવાડમા આવી જગ્યાએ શને બદલે સનો ઉપયોગ કદિ થતો નથી. શુદ્ધ ગુજ-રાતીના ઉચ્ચાર બરાબર આ બાબતમા કાઠિયાવાડમા થાય છે અને તે શ્રી મહેતાના સાભળવામા આવ્યા નથી એ ખાસ નવાઇ જેવું લાગે છે કદાચ દત્ય સને બદલે ગ્રામ્ય કાઠિયાવાડી પ્રયોગમા હ વપરાય છે એમ બતાવ્યુ હોત તો કાઠયાવાડી ભાષાપ્રયોગને અનુરૂપ થઇ શકત. 'દરસણ' એવો પ્રયોગ કોઇ પ્રતમા નથી તેથી તે પરથી બતાવેલો નિર્ણય આડે માર્ગે દોરનાર છે મલ્લિનાથજીના સ્તવનની ચોથી ગાથામાના 'ગાઢી' અને 'કાઢી' શબ્દો પર ચર્ચા કરી તેઓએ પદના અર્થની સમજણમા જવાને પણ તસ્દી લીધી નથી એમ બતાવી આપ્યું છે. 'ગાઢી' એ ક્રિયાપદ નથી પણ વિશેષણ છે અને તે તો સ્પષ્ટ મારવાડી શબ્દ તેને બદલે 'ગાહાડી' જેવુ રૂપ આપવાનુ બતાવી તે પર વિવેચન કરવું એ વાસ્તવિક નથી. 'કાહાઢી' એવો પ્રયોગ કોઇ જગ્યાએ જોવામા આવતો નથી 'રિસાણી' શબ્દને કાઠિ-યાવાડી કહેતા પહેલા અઢારમા પદનો પ્રથમ શબ્દ 'રિસાણી આપ મનાવો રે' જોઈ લેવાની જરૂર હતી આ ઉપરાત 'સગાઇ' શબ્દ ઝાલાવાડમા વપરાય છે એમ ધારી લેવામા તેઓએ સજ્જડ થાપ ખાધી છે ઝાલાવાડમા વેશવાળ માટે 'સગપણ' શબ્દ જ વપરાય છે, સગાઈ શબ્દ મારવાડનો છે. એને માટે ઝાલાવાડની જ્ઞાતિના બધારણના કાયદાઓ

ગાથામા પાપ અને ધર્મનો નરજાતિમા લિંગવ્યત્યય, 'આપ્યો' શબ્દનો અવધારણ કરવાના અર્થમા ઉપયોગ અને લીપણને બદલે 'લીપણો' એવો જે અસલ પ્રયોગ પ્રતોમા દેખાય છે તે જરા વિવેચક દૃષ્ટિએ વિચારવાથી આ વાત હસ્તામલકવત્ જણાય તેવી છે એ જ સ્તવનની સાતમી ગાથામા ઉપદેશનો સાર એમ છાપેલી બુકોમા છાપેલ છે ત્યા 'ઉપદેશનુ સાર' એમ પ્રતમા લખેલ છે એ સર્વ લિંગવ્યત્યયો અને શબ્દપ્રયોગ આવા શુદ્ધ ગુજરાતી લાગતા સ્તવનમા જોવા પછી કોઈ વિદ્વાન્ માણસ કાઠિયાવાડી અથવા ગુજરાતીના શબ્દ કે અર્થપ્રયોગો સ્તવનમા મુખ્યતાએ થયા છે એમ કહેવાની બાબતમા લલચાઇ જાય અથવા તે સિદ્ધાંત (Theory )મા મક્કમ રહી શકે એમ જણાતુ નથી. સેવનના ધાર પર રહે ન દેવા એ પ્રયોગ ચૌદમા સ્તવનની પ્રથમ ગાથામા છે અને 'અપીઆણ પુલાય' (૧૫-૬) એ બન્ને પ્રયોગો શુ બતાવે છે ? એવા ગુજરાતી પ્રયોગો કદિ જાણવામા, સાભળવામાં કે વાચવામા આવ્યા નથી. એનો અન્વય કરવાથી આ બાબત સ્પષ્ટ થઈ જાય તેવી છે આ આતરિક પૂરાવો ઘણો સ્પષ્ટ અને વિચારણીય છે એમ મારા કહેવાની મતલબ છે આ વિષય પર હજુ ઘણા વધારે દૃષ્ટાંતો સ્તવનોમાથી આપી સ્તવનની રચના ગુજરાતી હોવા છતા તેની ભૂમિકા ઉત્તર હિંદમા છે એમ બતાવી શકાય તેવુ છે, પરતુ આટલા દૃષ્ટાંતો મારા ધારવા પ્રમાણે પૂરતા છે સોળમા શ્રી શાતિનાથના અતિ ઉદાત્ત લાબા સ્તવનની દરેક વાક્યરચના મારવાડ તરફની છે એમ બતાવાય તેવુ છે 'સકળ નયવાદ વ્યાપી રહ્યો,' (ગાથા ૬) 'શિવસાધન સધિ રે (એ જ ગાથા) 'ભાવ તે તેમ અવિતથ્ય સદ્દહે' (ગાથા ૩) 'તામસી વૃત્તિ પરિહરી ભજે સાત્વિકી' (ગાથા ૫) વિગેરે શબ્દ તથા વાક્યપ્રયોગ સર્વ એક સરખી રીતે મારવાડીના પ્રયોગ બતાવે છે અને મારવાડ કરતાં પણ ઉત્તર હિંદના સસ્કારોનુ ગુજરાતી સાથે સંમિશ્રણ તત્ત્વ બતાવે છે આવા બીજા દૃષ્ટાંતો આપી હુ હવે આ વિષય લબાવવા ઇચ્છતો નથી સ્થળના પ્રમાણમા ઘણુ લખાઈ ગયુ છે છતા ખાસ જરૂર રહેશે તો આ જ પુસ્તકના આગળના ભાગમા આ વિષયને ફરી વાર હાથ ધરવામા આવશે.

સ્તવનમાં વપરાયલી ભાષા પર કેટલોક ઊહાપોહ કરી તે પરથી શ્રી મહેતા આનંદઘનજી વિશેષ ક્યા પ્રદેશમા રહ્યા હોવા જોઈએ એ પર કેટલાક નિર્ણયો બતાવવા તરફ દોરવાયા છે તેમના વિચારો બહુ અદ્ધર અને ભાષાવિચારણાને અગે અચોક્કસ હોય એમ તો તેઓના પોતાના ઉલ્લેખ પરથી પણ જણાય છે પ્રાચીન શોધખોળની કિંમત અકાવવાનો વિચાર કરનાર અને તે પર અનેક પ્રકારે અસ્તવ્યસ્ત ટીકા કરનાર આ મહાશયે એક પણ પ્રત ઉપાડી પોતાની વસ્તુની નિરૂપણા કરી હોય તપાસી હોય કે જૂની ગુજરાતી તેના યથાસ્થિત આકારમા બતાવવા પ્રયત્ન પોતાના પ્રગટ કરેલા ગ્રંથમા કર્યો હોય એમ બન્યુ નથી તે અતિ ખેદકારક બાબત છે તદ્દન અશુદ્ધ ગ્રંથ કોઇના છાપેલ પરથી છપાવી તેમના શબ્દો પર ટીકા કરવાની જે લાલચમાં તેઓ પડી ગયા છે તે ટીકા કરવાની

તેમની પદ્ધતિને યોગ્ય હોય એમ ભાગ્યે જ ગણી શકાશે. તેઓએ શ્રી આનંદઘનજીના પદો કે સ્તવનોની એક પણ પ્રત જોઈ હોય એમ સ્પષ્ટ જણાતુ નથી અને તેઓએ જે છપાવ્યું છે તે ભીમશી માણેકની કોપી સિવાય જરા પણ વધારે નથી એમ બરાબર સાબિત કરી શકાય તેમ છે. આથી 'ઈમ' અને 'એમ' તથા 'કરીઆ' અને 'ક્રિયા' સબંધી ફેરફાર માટે તેઓ કોને ઉદ્દેશીને બોલે છે તે સમજાતું નથી

પ્રાતિક ગુજરાતીના ફેરફારને અગે તેઓએ જે દાખલા આપ્યા છે તે બિલકૂલ બંધબેસતા નથી. 'ચા' ગુજરાતમા નારીજાતિમા વપરાય છે અને કાઠિયાવાડમા નર-જાતિમા વપરાય છે એમ તેઓનુ ધારવું તદ્દન ખોટુ છે રાજકોટ તરફના લોકો અને અમદાવાદ તરફ 'ચા પીધો' એવું શ્રતિકટુ રૂપ વાપરે છે, પરતુ કાઠિયાવાડનો મોટો ભાગ ગોહિલવાડ અને ઝાલાવાડમા તેમ જ મોટા ભાગે ગુજરાતમા 'ચા પીધો' એમ કોઇ બોલતું નથી. ગોહિલવાડમા 'સોપારી' નરજાતિમા વપરાય છે એમ તેઓ કહે છે એ પણ તદ્દન ગલત જણાય છે 'સોપારી ખાધો' એવુ તો મારા ગોહિલવાડના ત્રીશ વરસના વસવાટ દરમ્યાન સાભળ્યુ નથી 'મળશુ' માનો શ દત્ય જેવો કાઠિયાવાડમા કદિ વપરાતો નથી. અને ગુજરાતમા 'મલશુ' એવુ રૂપ વપરાતું નથી. કાઠયાવાડની ભાષાને અગે તેઓએ નિર્ણય બતાવવામા સજ્જડ થાપ ખાધી છે એમ લાગે છે. શ્રી આનંદઘનજીની ભાષામાં દંત્યનો પ્રયોગ વધારે છે એમ તેઓ 'મલશુ' એવા પ્રયોગ પરથી બતાવવા જાય છે. પ્રથમ તો કોઇ પણ પ્રતમા એવો શબ્દપ્રયોગ છે જ નહિ, સર્વત્ર 'મળશુ' એવો જ પ્રયોગ છે, માત્ર બાળબોધ લખવામા ળને બદલે લ લખાય છે તેથી 'મલશુ' એવો પ્રયોગ પ્રતોમા લખાય છે. કાઠિયાવાડમા આવી જગ્યાએ શને બદલે સનો ઉપયોગ કદિ થતો નથી. શુદ્ધ ગુજ-રાતીના ઉચ્ચાર બરાબર આ બાબતમા કાઠિયાવાડમા થાય છે અને તે શ્રી મહેતાના સાભળવામા આવ્યા નથી એ ખાસ નવાઇ જેવુ લાગે છે કદાચ દંત્ય સને બદલે ગ્રામ્ય કાઠિયાવાડી પ્રયોગમા હ વપરાય છે એમ બતાવ્યુ હોત તો કાઠયાવાડી ભાષાપ્રયોગને અનુ રૂપ થઇ શકત 'દરસણુ' એવો પ્રયોગ કોઇ પ્રતમા નથી તેથી તે પરથી બતાવેલો નિર્ણય આડે માર્ગે દોરનાર છે મલ્લિનાથજીના સ્તવનની ચોથી ગાથામાના 'ગાઢી' અને 'કાઢી' શબ્દો પર ચર્ચા કરી તેઓએ પદના અર્થની સમજણમા જવાને પણ તસ્દી લીધી નથી એમ બતાવી આપ્યુ છે. 'ગાઢી' એ ક્રિયાપદ નથી પણ વિશેષણ છે અને તે તો સ્પષ્ટ મારવાડી શબ્દ તેને બદલે 'ગાહાડી' જેવુ રૂપ આપવાનુ બતાવી તે પર વિવેચન કરવુ એ વાસ્તવિક નથી. 'કાહાઢી' એવો પ્રયોગ કોઇ જગ્યાએ જોવામા આવતો નથી. 'રિસાણી' શબ્દને કાઠિ-યાવાડી કહેતા પહેલા અઢારમા પદનો પ્રથમ શબ્દ 'રિસાણી આપ મનાવો રે' જોઈ લેવાની જરૂર હતી આ ઉપરાત 'સગાઇ' શબ્દ ઝાલાવાડમા વપરાય છે એમ ધારી લેવામા તેઓએ સજ્જડ થાપ ખાધી છે ઝાલાવાડમા વેશવાળ માટે 'સગપણુ' શબ્દ જ વપરાય છે, સગાઈ શબ્દ મારવાડનો છે એને માટે ઝાલાવાડની જ્ઞાતિના બધારણુના કાયદાઓ

છપાઈ ગયા છે તે જોવાથી કે વાંચવાથી અથવા કોઈ પણ ઝાલાવાડના રહેવાશી સાથે વાત કરવાથી 'સગપણ' શબ્દનો પ્રયોગ બરાબર સમજાય તેમ છે આવા બે ચાર શબ્દો અહીં વહીંથી કાઠિયાવાડના બતાવવા તેઓએ પ્રયત્ન કર્યો છે તે ભૂલભરેલો જણાય છે અને તે પરિણામ વગરનો કોઈ આડે રસ્તે દોરવનારો છે 'મારે સાલો' એ પ્રયોગ કાઠિયાવાડી નથી એમ કાઠિયાવાડના રહેનારને સમજાય તેવુ છે, ત્યાં આવા શબ્દને માટે 'સસરો' શબ્દનો વિશેષ ઉપયોગ થાય છે અને મનને 'મારો સાળો' એમ નસ્વાતિમા બોલાવવામા આવે અને તેને માટે ઉપર 'કાલો' એવુ વિશેષણ વાપરવામા આવે છતા તેને કાઠિયાવાડી અથવા ગુજરાતી પ્રયોગ કહેવો એ અમે તે વાતને પોતાના આગ્રહ પ્રમાણે ખેચી જવાનાં પ્રયત્ન જેવુ લાગે છે 'કીધી' ના પ્રયોગમા તેમને જે ગુચવણ પડી છે તે જો મારવાડી પ્રયોગ તેમણે વિચારવા તસ્દી લીધી હોત તો જરા પણ રહેત નહિ.

આટલા ઉપરથી ગુજરાતી સ્તવનોમા કાઠિયાવાડી તત્ત્વ વિશેષ છે એમ બતાવવા તેઓએ પ્રયત્ન કર્યો છે તે બરાબર નથી એમ જણાયુ હશે અને એ મૂળ પાયો કાચો પડવાથી આનંદઘનજીનો વિહાર કાઠિયાવાડમા વધારે હશે એમ જે અનુમાન કરવા તેઓ લલચાઈ ગયા છે એ પણ અયોગ્ય જણાશે. હવે એ સબધમા આપણે વિશેષ ચર્ચા કરવા જેવુ રહ્યુ જણાતુ નથી, ખાસ કારણ ઉપસ્થિત થશે તો આ પુસ્તકના આગળના ભાગમા આ વિષયને હજુ પણ વધારે વિસ્તારથી ચર્ચવામાં આવશે. ભાષાપ્રયોજના વિષય પર અભ્યાસ કરી ચર્ચા કરવામા આવે અને તેમા પણ પોતાનો કોઈ ગુપ્ત ઉદ્દેશ ન રાખતાં શુદ્ધ ભાષાબોધ અને ભાષાસેવા અથવા સાહિત્યસેવાની શુદ્ધ દૃષ્ટિથી એ વિષયને હાથ ધરવામા આવે તો તેથી સ્વને અને જાહેર પ્રજાને ઘણો લાભ થાય એમ મારુ માનવુ છે નહિ તો થાંશુ પ્રેમ બન્યો છે રાજ' (૧૫–૧) એવો એકાદ વાક્યપ્રયોગ બતાવી શ્રી યશોવિજયજી મારવાડી હતા અથવા પચકલ્યાણકની પૂજામાં સોના રૂપાકે સોગઠે સૈંયા ખેલત બાજી' અથવા ધમ્મિલ રાસના બીજા ખડની–ચોથી ઢાળ વાચીને તેના લેખક વીરવિજયજી હિંદુસ્તાની હતા અથવા તે બન્નેનો વિહાર અનુક્રમે મારવાડ કે ઉત્તર હિંદમાં વિશેષ હતો એમ કહેવાને પણ શુ કોઈ લલચાઇ નહિ જાય? જે વાત ઐતિહાસિક રીતે સાચી નથી એમ આપણે જાણીએ છીએ, છતાં મરડીને દલીલ કરનાર એવી રીતે દોરવવા યત્ન કરી શકે લોકોમા ચાલતી વાતો, ચરિત્રનાયકના રહેલા અવશેષો, સ્તૂપો, આંતરિક પૂરાવા અને ભાષાપ્રયોગો એ સર્વ બરાબર વિચારવા, તેમની તુલના કરવી અને તેનુ પૃથક્કરણ નિષ્પક્ષપાતપણે કરવુ આ નિયમ ધ્યાનમા રાખી આનંદઘનજીના સ્તવનો ને પદો પર વિચાર કરવામાં આવશે તો તેઓનુ કેન્દ્ર મધ્ય હિંદ સિવાય અન્યત્ર આવવુ મુશ્કેલ છે ઉપરઉપરનો વિચાર કરનારને જે સ્પષ્ટ ગુજરાતી લાગે તેવા સ્તવન કે પદમાં ઉત્તર હિંદની ભાષાના પ્રયોગો ભરપૂરપણે બતાવી શકાય તેમ છે શબ્દોની રચના શબ્દોનો ભાવાર્થ, શબ્દોની વિભક્તિ, શબ્દોની જોડણી વાક્યમાં સકર પ્રયોગ, પ્રયોગમા ખાસ

પ્રયોગ, અર્થમા શબ્દનું સ્થાન અને તેની સાથે કવિઓનું નિરંકુશત્વ–આ સર્વ વાત ધ્યાનમાં રાખી જોવામા આવશે તો ઉપર બતાવેલો નિર્ણય લગભગ શંકા વગર સ્વીકારવામાં અડચણ નહિ આવે એમ મારી માન્યતા છે. અત્ર આ વિષય પર વિશેષ વિસ્તાર કરવાનું બની શકે તેમ નથી, કારણ ગ્રંથગૌરવ થઇ જાય તેમ છે, પરંતુ જે મુદ્દો મેં ઉપર જણાવ્યો છે તે માટે ચર્ચા ચલાવવી હોય તો આનંદઘનજીની ભાષા સંબંધમા તેઓના પદ અને સ્તવનોમાથી હજુ ઘણા આતરિક પૂરાવા આપી શકાય તેમ છે અને તેમ કરીને તેઓની ભાષાનું બંધારણ મિશ્ર મારવાડી–હિંદી છે એમ અનેક રીતે સિદ્ધ કરી શકાય તેમ છે. હજુ વિશેષ પૂરાવાની આવશ્યકતા રહેશે તો ભવિષ્યમા એ વિચારણા કરવાના પ્રસંગ જરૂર હાથ ધરવામા આવશે.

## આનંદઘનજીનો વિહાર વિગેરે

આનંદઘનજી મહારાજે જે ભાષા પદોમા વાપરી છે તે પરથી તેઓના મૂળ પ્રદેશ અને વિશેષ વિહાર ઉત્તર હિંદમા હોય એમ જણાય છે તેઓ બુંદેલખંડમા જન્મ્યા હતા એમ બતાવવા માટે નીચેના મુદ્દાઓ આપણે હવે સંગ્રહિત કરી શકીએ.

૧ મારવાડમા તેઓશ્રી સંબંધી ચાલતી દંતકથાઓ.

૨ મેડતામાં તેઓના ઉપાશ્રયના નામથી ઓળખાતુ ખંડિયેર.

૩ પદોની કવચિત્ શુદ્ધ હિન્દુસ્તાની અને કવચિત્ મિશ્ર હિન્દી ભાષા.

૪ સ્તવનોની ભાષામા અનેક મારવાડી–હિન્દુસ્તાની શબ્દોનો છૂટથી ઉપયોગ.

૫ પદની ભાષામા સાહજિક રૂપ, વિષયનુ પ્રૌઢ દર્શન અને મજબૂત રીતે નિરૂપણ.

૬ સ્તવનોમા મિશ્ર પ્રયોગ અને ખાસ વાક્યપ્રયોગો

૭ વાક્યાન્વય કરતા મારવાડ અને ઉત્તર હિંદ તરફ થતુ સ્તવનભાષાનુ મંડાણ.

૮ ઉખાણા તથા ઘરગથ્થુ શબ્દોનો સ્તવનોમા અલ્પ ઉપયોગ અને તેનુ જ પદોમા થયેલુ સવિશેષ પ્રાકટ્ય.

૯ સ્તવનોની ગુજરાતી ભાષામા થયેલ અનેક લિંગવ્યત્યયો.

આ મુદ્દાઓ પર વિચાર કરવાથી જણાશે કે જ્યા જ્યા ગુજરાતીની છાયા પદોમાં કે સ્તવનોમા આવે છે ત્યા પણ ઉક્ત દિશા બતાવનાર આતરિક પૂરાવા મોજુદ છે. આટલા ઉપરથી અને ચાલી આવતી દંતકથા, લોકકથા અને કિંવદંતી પરથી તેઓનો જન્મ બુંદેલખંડમા થયો હોય એમ અનુમાન થાય છે ઘણા વરસ સુધી આત્મધ્યાનમા

મસ્ત થઈ, સંસારથી ઉદ્વિગ્ન દશામાં ફરતા તેઓ અવારનવાર ઉદ્‌ગારરૂપે પદો બનાવતા હોવા જોઈએ અને તે પદ તે વખતે પણ બહુ લોકપ્રિય હોવા જોઈએ એમ સહજ અનુમાન થાય છે. આગળ વધતા તેઓ શત્રુંજય યાત્રાનિમિત્ત એકાદ વખત ગુજરાતમાં આવ્યા હોય એમ વાત ચાલે છે. પાલણપુરમાં બે અથવા તેથી વધારે ચાતુર્માસ કરવાની વાતો ત્યાં પણ ચાલે છે. આવે પ્રસંગે જીવનના છેવટના ભાગમાં ચોવીશ પૈકીના બાવીશ સ્તવનો બનાવ્યા હોય એમ જણાય છે. (એકવીશ સ્તવન તેઓના બનાવેલાં જણાય છે. બાવીશમાની ભાષા અને તેનું વિષયનિરૂપણ અને તેના વાક્યપ્રયોગો જોતાં તે આનંદઘનજીનું બનાવેલ હોય એમ મને લાગતું નથી.) શરૂઆતમાં સ્તવનો બનાવ્યા હોય એમ ધારવું એ તો તદ્દન બેહુદું છે, કારણ કે સ્તવનોમાં વિચારની પ્રૌઢતા અતિ વિકસ્વર થયેલી સ્પષ્ટ જણાઈ આવે છે અને બાવીશ સ્તવનો બનાવી બાકીના બે સ્તવનો બનાવવા રહેવા દે એ વાત બનવાજોગ નથી. ગમે તે કારણથી છેવટના બે સ્તવનો બનાવવા રહી ગયા અને ત્યારપછી બે કવિઓએ તે સ્તવનો પૂરા કરવા તેમની વતી પ્રયાસ કર્યો, પણ જે આધ્યાત્મિક અથવા યૌગિક વિચારોની ધારા તેઓ બાવીશ સ્તવનોમાં લાવી શક્યા છે તેની ગંધ પણ પછવાડેના બે સ્તવનોમાં આવી શકી નથી. પ્રબળ આત્મજ્ઞાનથી પુનીતવને પાવન કરનાર અને હૃદયજ્ઞાનથી અન્યના મસ્તકને જ નહિ પણ હૃદયને અસર કરનાર આધ્યાત્મરસિક મહાત્માની કૃતેહ બાકી રહેલા વિષયને અપૂર્ણ સ્થિતિમાં રહેવા દેવો પડ્યો છે એ જ હકીકત પૂરતી રીતે બતાવી આપે છે. તેઓશ્રી કાઠિયાવાડમાં અથવા ગુજરાતમાં જન્મ્યા હોય એમ બતાવવાનો એક પણ બાહ્ય કે આતરિક પૂરાવો ખાત્રી લાયક મળ્યો નથી. માત્ર આપણી અમુક લાગણીને તૃપ્ત કરે એવા એ અનુમાન પર દોરવાઈ જવા જેવું નથી. તેઓનો પ્રદેશ ઉત્તર હિંદમાં હોવાના બીજા બહારના ઘણાં કારણો છે. જૈન કોમમાં તે વખતે સાધુઅવસ્થાની જે સ્થિતિ થઈ રહી હતી જેને માટે મુનિસુંદરસૂરિ મહારાજ બસો વરસ પહેલા આગાહી કરી ગયા હતા અને જેને માટે સત્યવિજય પન્યાસને ક્રિયાઉદ્ધાર કરવો પડ્યો અને શ્રીમદ્ યશોવિજયજીને સીમંધર સ્વામીની વિજ્ઞપ્તિરૂપ ભાવના કરવી પડી—એવા મહામોહથી નીકળી જવા માટે, અથવા તે સર્વ હૃદય પર અસર ન કરે અને સાધુજીવનનો તેના લોકમાન્યતાવાળા નહિ પણ આત્મહિતમય માર્ગે ઉપયોગ થઈ શકે તે માટે બહારની ખુલ્લી હવાની જરૂર હતી અને તેનો લાભ ગુજરાતની બહાર મળે તેવું હતું એ વખતની શાસનની સ્થિતિ પર આગળ વિચાર કરવામાં આવશે. પરંતુ જે હૃદયવિશાળતા તેઓમાં હતી તે ઉત્તર હિંદના જન્મ, વસવાટ અને વિહારને લઈને હતી એવા અમારા અનુમાન પર ધણે ભાગે આવી જવાય છે. આ ઉપરાંત આબુ તરફનો આનંદઘનજીનો વિહાર ત્યાં અમુક ગુફાને આનંદઘનજીની ગુફા તરીકે બતાવવામાં આવતી રૂઢિ અને તેઓનો અને યશોવિજયજીનો કહેવાતો આબુ પર મેળાપ એ સર્વ એકંદર રીતે આનંદઘનજીનો જન્મ ઉત્તર હિંદ તરફ અને તેઓનો

વિશેષ વિહાર પણ એ પ્રદેશ તરફ બતાવે છે એમ મારું માનવું છે. અને તે હકીકતના પૂરાવા માટે ઉપર બહુ મુદ્દાઓ પર લક્ષ્ય ખેંચવામા આવ્યું છે તે ખાસ વિચારણીય છે.

## આનંદઘનજીની કૃતિઓ

**૧. બહોંતેરી :** આ મહાત્મા યોગીની કૃતિઓમા હાલ આપણને પદસંગ્રહ અને સ્તવનો મળી આવે છે. પદને વધારે સારી રીતે લોકો આનંદઘનજીની **બહોંતેરી**ના નામથી ઓળખે છે. બહોતેરીમા મૂળ આશયે તો બહોંતેર પદો હોવા જોઈએ, પણ ભર્તૃહરિ શતકમા જેમ દરેક શતકમાં સોને બદલે સવાસોથી પણ વધારે વધારે શ્લોકો જણાય છે તેમ અહીં પણ થયું છે. એમ થવાના કારણોમા એમ જણાવવામા આવે છે કે કોઇ કોઇ પદો પછવાડેના કવિઓએ બનાવ્યાં હોય છતા તેમાં આનંદઘનજીનું નામ દાખલ કર્યું હોય એમ બનવાજોગ છે. આ વાતમા રહેલુ સત્ય શોધવામા મુશ્કેલી ઘણી છે, પરંતુ યોગ અને આત્મજ્ઞાનમા તેઓશ્રી એટલા આગળ વધી ગયેલા હતા અને તેઓ ખાસ કરીને પદમા ભાષાને એટલી મજબૂત રીતે પકડી શકયા છે અને વિચારો એવી પ્રખર ભાષામા બતાવી શકયા છે કે બહુધા એવી રીતે બહારના દાખલ થઇ ગયેલા પદો જુદા પાડી શકાય તેવું છે. એટલું તો ચોક્કસ જણાઈ આવે છે કે પદોની સંખ્યા બહોતરની રહી શકી નથી અને જૂનામા જૂની પ્રતો તપાસતા પણ એ સંખ્યા ૯૦ ઉપર તો થવા જાય છે. કયા કયા પદો એમના બનાવેલા ન પણ હોઈ શકે એમ ભાષા ઉપરથી તારવણી કાઢી તથા અન્ય રીતે તેનું પૃથક્કરણ કરી એક વિગતવાર લેખ એ સબધમા હવે પછીના વિભાગમાં લખાશે ત્યારે આ બાબત પર પણ પ્રસગે ચર્ચા થશે, પરતુ આ પ્રમાણે હકીકત હોવાથી બહોતેરી નામ મે મુખપૃષ્ઠ પર રાખ્યું નથી તેનો ખુલાસો થઈ જાય છે. આ ઉપરાત કોઇ કોઈ બહારના પદને અતે તેના બનાવનાર કવિનું નામ ફેરવી આનંદઘનજીનું નામ દાખલ કરવામા આવ્યું છે–આ પ્રમાણે થતો આક્ષેપ પુરવાર થાય એવુ મને હજુ કાઇ માલૂમ પડયુ નથી. આનદઘનજીની પોતાની વૃત્તિ જોતા તેઓ એવુ કરે નહિ એ તો સ્પષ્ટ છે અને કર્ત્તા સિવાય અન્ય આ પ્રમાણે કરે એનો પૂરાવો શું ? આ અનુમાનને અથવા આક્ષેપને વિચારપથમાથી દૂર કરવાની જરૂર છે, કારણ કે હજુ સુધી એ અનુમાનને સાબિત કરે એવો એક પણ સીધો પૂરાવો મને મળ્યો નથી. આ સંબધમા તપાસ ચાલે છે અને તેનું પરિણામ આ જ પુસ્તકના હવે પછીના ભાગમા દાખલ કરવામા આવશે. જુદે જુદે પ્રસગે બનેલા પદોના વિભાગો નીચે પ્રમાણે પડી શકે તેમ છે.

૧ તત્ત્વજ્ઞાનના પદો

૨ યોગ વિષયક પદો.

૩ અધ્યાત્મજ્ઞાનના પદો

૪ વૈરાગ્ય ઉપદેશક પદો.
૫ જનપ્રકૃતિદર્શન પદો.
૬ સુમતિ શ્રદ્ધાની પરસ્પર ઉક્તિનાં પદો.
૭ સુમતિના વિરહાલાપનાં પદો.
૮ સુમતિની અનુભવ પ્રતિ ઉક્તિ.
૯ સુમતિની શુદ્ધ ચેતન પ્રતિ ઉક્તિ.
૧૦ સ્વાનુભવદર્શક પદો.
૧૧ પરમતસહિષ્ણુતા વિચારદર્શક પદો.

આવી રીતે વિષય અને ઉક્તિને અંગે પદોના ભેદો પાડવા હોય તો પડી શકે તેમ છે, પરંતુ અનુક્રમે પદો આવ્યાં કરે તો પણ તેમા વિષય ફરતા રહેવાથી વાંચવામાં આનંદ આવે છે મુખ્ય ત્રણ વિભાગ પદોના પાડવા યોગ્ય છે આધ્યાત્મિક, યોગવિષયક અને વૈરાગ્યને લગતા આવા વિભાગો પાડી જુદા જુદા વિષયના રસિક અથવા ખપી જીવોને ઉપયોગી થાય તેમ પદોનુ પૃથક્કરણ કરવાની જરૂર છે તે હવે પછી બનશે. અહીં તો ક્રમ એક સરખો છાપેલી બુક પ્રમાણે રાખ્યો છે જેથી અરસ્પરસ સરખામણી, અર્થવિચારણા અને વિવેચન માટે ઉપયોગી થઇ પડે. પદનો ક્રમ અરસ્પરસ સબંધવાળો છે અને જ્યારે લખાયાં હશે, સગ્રહિત થયાં હશે અથવા ગોઠવાયા હશે ત્યારે તેમા કાંઈ પોરણ હોવાનો સભવ રહે છે આવો સબધ બતાવવા પદોના વિવેચન પ્રસગે પ્રયાસ કર્યો છે અને તેવો પ્રયાસ ખાસ કરવા યોગ્ય છે એમ બતાવવાની જરૂર રહેતી નથી. પદો એકી વખતે લખાયા હોય એમ તો ધારી શકાય તેમ છે જ નહિ, પરંતુ જ્યારે લખાયા હશે અથવા સગ્રહિત થયા હશે ત્યારે મુદ્દાસર વિષય પર વિચાર થયો હોવો જોઇએ અને તે તત્ત્વ શોધી કાઢવા પ્રયાસ કરવો બહુ રીતે ઉપયોગી જણાય એમા નવાઇ નથી.

૨ ચોવીશી: આનંદઘનજીની બીજી કૃતિ સ્તવનોની છે એમણે ‘ ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો ’ ત્યાંથી શરૂ કરી બાવીશમા નેમનાથ સુધી પ્રત્યેક તીર્થંકરના સ્તવનો બનાવી તે દ્વારા તત્ત્વજ્ઞાન, વૈરાગ્ય અને યોગના વિષયને સારી રીતે પોષણ આપી છે એમના સ્તવનોની ગોઠવણ તપાસવામા આવશે તો ત્યા પણ જણાશે કે પ્રથમ પરમાત્મ-સ્વરૂપ પતિને પોતાના તરીકે આદરવા વિચાર કરે છે અને તે માટે બીજા સ્તવનમાં તેનો પંથડો નીહાળે છે-માર્ગનિરીક્ષણ કરે છે અને સત્ય પ્રભુદશા-ઉન્નત પરમાત્મભાવ શોધવા અને તપાસવા વિચાર કરે છે ત્યાર પછી ત્રીજા સ્તવનમાં જ્યારે પરમાત્મદશાનો નિર્ણય થાય છે ત્યારે વિચાર બતાવે છે કે પ્રભુની સેવના કરવા માટે પ્રથમ તો ભૂમિકાની

શુદ્ધિ કરી તેને અભય, અદ્વેષ અને અખેદવાળી કરવાની જરૂર છે. યોગની પ્રથમ સેવામા ચેતનજીને યોગમા પ્રગતિ કરાવવા માટે આવી જ રીતે તૈયારી કરવાની જરૂર છે એ વિચાર ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજીએ બારમો બત્રીશીમાં બતાવ્યો છે અને તે પર મે "જૈન દૃષ્ટિએ યોગ"ના વિષયમા સ્પષ્ટીકરણ કર્યું છે. તે યોગભૂમિકા પર શુદ્ધ દૃષ્ટિએ વિચાર કરી યોગપ્રક્રિયા કરવા પહેલા યોગભૂમિકાના સ્થાન ચેતનજીમાંથી કચરો કાઢી નાખી તેને વિશુદ્ધ બનાવવાની આવશ્યકતા બતાવી છે. આગળ ચતુર્થ સ્તવનમાં પ્રભુના દર્શનની તૃષા થઈ હોય-અતિ ઉત્કટ ઇચ્છા થઈ હોય એ ભાવ યોગદૃષ્ટિએ બતાવેલ છે. પછી પંચમ સ્તવનમાં પરમાત્મભાવમાં આત્મઅર્પણ કરવાની ઇચ્છા બતાવી અસરકારક શબ્દોમા બાહ્ય આત્મભાવ, અંતરાત્મભાવ અને પરમાત્મભાવ બતાવી આત્માર્પણ કેમ થાય અને તેથી મતિના દોષો કેમ મટે તે બતાવી 'સમર્પણ'ના વૈષ્ણવીય સિદ્ધાન્તમા અને આ પરમાત્મદશાની વિચારણામા રહેલો આતરિક તફાવત આડકતરી રીતે બતાવી આપ્યો છે આવી રીતે પરમાત્મદશાનું સ્વરૂપ બતાવ્યા પછી પરમાત્મભાવ અને પોતાના વર્તમાન સ્વરૂપ વચ્ચે રહેલો મોટો આતરો સ્પષ્ટ જોવામા આવે છે ત્યારે એ અંતર કેવી રીતે ભાગી જાય, પરમાત્મદશા સાથે કેવી રીતે સમીપવર્તિત્વ પ્રાપ્ત થાય તે પર તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરે છે અને તેમાં એ અંતર ભાંગતી વખતે અને ભાગ્યા પછી કેવો આનદ થશે તે બતાવી પ્રભુ સન્મુખ-પરમાત્મભાવ સન્મુખ થવા આગળ વધે છે. સાતમા સ્તવનમા પ્રભુના-પરમાત્મભાવનાં અનેક નામો બતાવી, એને ગમે તે પ્રકારે ભજી, સ્વરૂપસાધન સ્વીકારવા અને પોતાના તે સ્વરૂપને પ્રગટ કરવા વિચારણા બતાવી છે અને એવુ શુદ્ધ સ્વરૂપ પોતાને જોવા મળે એવી ઇચ્છા આઠમા સ્તવનમા બતાવવામા આવી છે; તેમ જ એ પરમાત્મભાવ પોતાને અત્યાર સુધી દર્શનરૂપે પ્રાપ્ત થયો નથી એમ બતાવતા અનેક ગતિઓમા ચેતનજીની પ્રગતિ અને ગતિઆગતિ કેમ થાય છે તેનું રહસ્ય બતાવી આપ્યું છે હવે આટલા પ્રયાસ પછી બાહ્ય દૃષ્ટિએ પરમાત્મભાવનું દર્શન થાય છે ત્યારે નવમા સ્તવનમા બાહ્ય અને અંતરંગ પૂજા કરી પરમાત્મભાવ વિચારવા, તેની સન્મુખ જવા, તેને આદરવા અને પરંપરાએ તેથી થતી સાધ્યપ્રાપ્તિ તરફ લક્ષ્ય રાખવાની સૂચના કરી પછી પ્રભુ સન્મુખ થયેલ ચેતનજી દશમા સ્તવનમા કેટલીક ત્રિભંગીઓ વિચારે છે. અહીં તાત્ત્વિક દૃષ્ટિ કરતા ધાર્મિક દૃષ્ટિએ વિચારણા થાય છે તે ખાસ લક્ષ્યમા લેવા યોગ્ય છે અહીં સુધી બાહ્ય વિચારણા કરી, હવે અંતરાત્મદશાએ વસ્તુગત સ્વરૂપે, અધ્યાત્મમતની દૃષ્ટિએ પરમાત્મભાવની વિચારણા કરે છે ત્યારે તેમને બારમા સ્તવનમા પરમાત્મદશાના ઘણા નામો પ્રાપ્ત થાય છે, તેમાથી કેટલાક પર વિચાર કરી આત્મજ્ઞાનનુ અને દ્રવ્યલિંગનુ લક્ષણ બાંધી પ્રભુની ભેટ કરે છે. મતલબ પરમાત્મભાવનુ સ્વરૂપ અહીં કાઇક સાક્ષાત્કાર રૂપે થાય છે તેના જવાબમા તેરમા સ્તવનમા આનંદમા આવી હવે પોતાના સ્થૂળ દુખો દૂર ગયા એમ બતાવી

પ્રભુસ્વરૂપની સ્તુતિ કરે છે, તેમના નામનું રટણ કરે છે, તેમની પ્રતિમાના શાંત ભાવની વિચારણા કરે છે અને તેની સાથે જ ચૌદમા સ્તવનમા એ પરમાત્મભાવની સેવનાની મુશ્કેલીઓ પોતાના લક્ષ્યમાં છે એમ બતાવી આપે છે, કારણ કે પંદરમા સ્તવનમા તુરત જ જણાવે છે કે પ્રભુને ગાઉં છુ, પણ હજુ ધર્મનો-પરમાત્મભાવનો મર્મ પામી શકાયો હોય એમ જણાતું નથી અને તે સ્પષ્ટ કરવા ઘણા વિસ્તારથી શાંતિસ્વરૂપ સોળમા સ્તવનમા વર્ણવે છે અને ત્યાર પછી સત્તરમા સ્તવનમા જણાવે છે કે આટલી વાત કરવા છતાં, આવા ઉચ્ચ આધ્યાત્મિક પ્રદેશમા ઉડ્ડયન કરવાના વિચારો છતા મન હજુ સ્થિર રહેતુ નથી, તે ત્યા ત્યા રખડ્યા કરે છે મન પર અંકુશ પ્રાપ્ત થવો તે યોગમા અતિ આગળ વધ્યા પછી બનવાજોગ છે એમ જણાવી પરમાત્મભાવનો ધર્મ તેની ફરજો અને જવાબદારીઓ અને તેને અંગે પર્યાયદષ્ટિ તથા સ્વપરસમયની વિચારણા અનુભવ દ્વારા અઢારમા સ્તવનમા કરી ખાસ પરમાત્મભાવ સમજાવવા માટે ઓગણીશમા સ્તવનમાં અઢાર દૂષણ પર વિસ્તારથી ઉલ્લેખ કરી વીશમા સ્તવનમા આત્મતત્ત્વની વિચારણા અને એકવીશમા સ્તવનમા ષડ્દર્શનોનુ અરસપરસ સ્થાન કયુ છે અને તેના કારણો કેવા છે તે બહુ સ્પષ્ટ રીતે બતાવે છે આવી રીતે એકવીશ સ્તવનમા આત્માની ઉત્ક્રાંતિ બતાવનાર યોગિરાજે જો બાકીના સ્તવનો લખ્યા હોત તો અતિ વિશુદ્ધ આત્મદશાના ભાવ બતાવનાર અને ખાસ કરીને યોગની અતિ ઉત્કૃષ્ટ દશા સૂચવનાર ભાવનો પ્રકાશ તેઓ કરી આપત બાવીશમુ સ્તવન તેઓનુ બનાવેલુ કહેવાય છે તેની વસ્તુરચના, ભાષા અને વિષય એવા જુદા પડી જાય છે કે તેટલા ઉપરથી જ જો અનુમાન કરી શકાતુ હોય તો મારા વિચાર પ્રમાણે એ સ્તવન આનંદઘનજીનુ બનાવેલુ હોય એમ સંભવતુ નથી એકવીશ સ્તવન સુધી જે લય ચાલ્યો આવે છે તેનો ત્યા એકદમ ભંગ થઈ જાય છે અને તેમા લીધેલ વિષય સામાન્ય કવિને શોભે તેવો જ છે બાકીના સ્તવનો પૂર્ણ કરવા અન્ય કવિએ પ્રયાસ કર્યો છે તે આનંદઘનજીનાં સ્તવનો પાસે તદ્દન સામાન્ય અને પશ્ચાત્ ખાઇ આવે તેવો જણાય છે એમા વસ્તુસ્થાપન અને ભાષાગૌરવ એટલા ફેરફાર પામી જાય છે કે એ સ્તવનો જ બાકીના ઉપરોક્ત સ્તવનની વિશાળતા મહત્તા અને વિશેષતા બતાવવા માટે બસ થશે. એની વિચારણા યથાયોગ્ય સ્થાનકે કરવામાં આવશે.

કૃતિનો ક્રમ: પદ અને સ્તવનો બનાવવામાં ક્રમ શુ જળવાયો હશે એટલે કે પ્રથમ પદ બનાવ્યાં હશે કે સ્તવનો? એ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય એવો પ્રશ્ન છે મારા વિચાર પ્રમાણે પ્રથમ પદો બનેલાં હોવા જોઇએ અને તે સર્વ એકી વખતે નહિ પણ અવારનવાર બનેલા હોવાં જોઇએ. તેના કારણો નીચે મુજબ છે

૧ પદની ભાષામા કેટલીક જગ્યાએ મારવાડીનો, કેટલીક જગ્યાએ હિંદીનો અને કોઈ કોઇમા ગુજરાતીનો રંગ અવારનવાર જણાય છે તે જુદા જુદા વખતની અસર બતાવે છે,

૨. પદોની ગોઠવણ સ્તવન પેઠે એક સરખી નથી, ક્રમ ખાસ લીધેલો જણાતો નથી તે જુદો જુદો સમય બતાવે છે.

૩. સ્તવનની પેઠે એક વિચારને ક્રમસર વિકસ્વર કર્યો હોય એવો એક નિયમ પદોમાથી મળી આવતો નથી.

૪. વૈરાગ્ય અને યોગના પદો અવારનવાર ક્રમ વગર આવ્યા કરે છે તેમ જ વચ્ચે આલાપસલાપના પદો આવે છે અને આગળ વધતા હરિયાળી આવે છે તે વિયુક્ત પ્રસંગો સ્પષ્ટ બતાવી આપે છે

૫. જે વિચારપરિપક્વતા સ્તવનોમાં છે તે તેની ઉત્કૃષ્ટ સ્થિતિએ છે અને સ્તવનમા ખાસ કરીને પરંપરાને-વ્યવહારને જે સ્થાન આપવામા આવ્યું છે તે અનુભવનું પરિણામ હોવું જોઇએ એવું સહજ અનુમાન કરાવે છે.

**સ્તવનનો સમય** વિચારતા નીચેની ખાસ બાબતો ઉપર ધ્યાન ખેંચાય છે—

૧. એમાં ગુજરાતી ભાષાનુ તત્ત્વ પદોના પ્રમાણમા સવિશેષ છે.

૨. એમા વિષય અતિ ઉદાત્ત હોવા છતા ભાષા પર જે કાબૂ પદોમા છે તેવો અત્ર નથી, તે બાબત ખાસ વિચારીને સમજવા યોગ્ય છે.

૩. વિષય પ્રતિપાદન કરવાની વિશિષ્ટ શૈલી અહીં સ્પષ્ટ દેખાય છે પણ તત્પ્રાયોગ્ય ભાષાની ઉત્તમતા સ્તવનો કરતા પદોમા વિશેષ આવે છે

૪. ખાસ કરીને ખાસ વાક્યપ્રયોગો અને શબ્દરચના ઘરની ભાષા તરીકે પદોમા જે ભાવ ઉત્પન્ન કરે છે તે સ્તવનોમા આવી શકી નથી

૫ સ્તવનની મહત્તા તેના વિષયનિરૂપણને અંગે રહેલી છે જ્યારે પદની ભાષાશૈલી અતિ વિશાળ, આકર્ષક અને ઉન્નત છે તે બારીકીથી જોવાથી જણાઇ આવે તેમ છે.

૬. સ્તવનો અધૂરા રહી ગયા છે જેને માટે અવકાશ મળ્યો હોત તો આનદઘનજી જરૂર પૂરાં કરત અને તેથી તે તેમની ઉત્તરાવસ્થામા-લગભગ જીવનના છેવટના ભાગમા બનેલાં હોય એમ બતાવે છે

આટલા ઉપરથી પદોની રચના જીવનના પહેલા ભાગમા થઇ હોય એમ જણાય છે તેઓનું ચરિત્ર, તેઓનો વિહાર અને તેઓનો પ્રસગ ઘણોખરો ઉત્તર હિન્દુસ્તાન અને મારવાડમા હોવાથી ઘણાખરા પદો તત્રત્ય વિહારમા બનેલા હોય અને કોઇ કોઇ જીવનના પછવાડેના ભાગમા ગુજરાતના પરિચય વખતે લખાયા હોય એમ બનવાજોગ લાગે છે. અને પાલણપુર તરફના વિહાર-પ્રસંગે તથા શત્રુજયઆગમન-પ્રસગે જીવનના છેવટના

ભાગમાં સ્તવનો બનાવ્યા હોય અને ત્યાર પછી વિહાર કરી મેડતા જતાં આ મહાત્માનો દેહવિલય થઈ જતાં બાકીના બે અથવા ત્રણ સ્તવનો બનાવવા રહી ગયા હોય એમ મારુ અનુમાન છે સ્તવનોની અંદર રહેલ અતિ વિશાળ આશય અને તેને બતાવવાની દઢ ભાવના જોતાં એ પ્રાથમિક અવસ્થામાં બન્યા હોય એમ તો કોઈ રીતે માની શકાતુ નથી આ અનુમાન વિચારવા યોગ્ય છે અને એના સમર્થન માટે જે વિચારો અત્ર રજૂ કર્યાં છે તે પર લક્ષ્ય આપી નિર્ધાર કરવા યોગ્ય છે એકંદર રીતે જોતાં આ બાબતમા કોઈ ચોક્કસ નિર્ણય ઉપર આવવાનુ બની શકે તેમ નથી, કારણ કે આ સબંધમા કોઇ પણ પ્રકારનો સીધો પૂરાવો પ્રાપ્ત થતો નથી. આ ઉપરાંત કમનસીબે એવુ બન્યુ છે કે શ્રી આનંદઘનજી મહારાજે બનાવેલ પદો અને સ્તવનો ઉપરાંત તેઓની કોઈ પણ કૃતિ ઉપલબ્ધ થતી નથી અને જૂદી જૂદી પ્રતોમા પદોનો ક્રમ જૂદો બતાવ્યો છે તેથી એક નિયમ જળવાઇ રહેતો નથી અથવા તેને શોધી કાઢવો લગભગ અશક્ય થઇ પડે છે તેઓએ સ્તવનો અને પદો ઉપરાંત બીજુ કઈ બનાવ્યુ હોય એમ ધારવાનુ હાલ તો કાંઈ કારણ પણ નથી, પરંતુ તેઓએ નાનાં નાના પદોમા અને વિશાળ સ્તવનોમાં જે ભાવો બતાવ્યા છે અને તે બતાવવા માટે જે ગંભીર ભાષાવિલાસ કર્યો છે તે તેમનુ જ્ઞાનસામર્થ્ય બતાવી આપે છે અને તે રીતે જોતાં તેઓએ કોઈ કોઇ ઉપયોગી કવનો બનાવ્યાં હોય તો ના કહી શકાય નહિ યશોવિજયજીના ગ્રન્થોની થયેલી સ્થિતિ જોતાં આ સબંધમાં નિર્ણયાત્મક કાંઈ કહી શકાય તેવુ નથી. પદોનાં વસ્તુદર્શનશૈલી, વિષય નિરૂપણ આદિ પર આગળ વિચાર કરશુ અત્ર તે વિષય હાથ ધરવા પહેલા આ સત્તરમા શતકની આખરમાં અને અઢારની શરુઆતમા દેશની અને જૈન કોમની સ્થિતિ કેવી હતી અને તે વખતમા અન્ય કોમમાં તથા જૈનકોમમાં કેવા કેવા સાક્ષરો, કવિઓ અને વિદ્વાનો થઇ ગયા છે તે પર વિચાર કરવાથી આ મહાત્માનાં પદોની અર્થવિચારણામાં જમાનાની શી અસર થઇ હતી તે જાણવાનુ પ્રબળ સાધન પ્રાપ્ત થશે.

## કાળની અસર

કોઇ પણ જમાનાની અંદર જે પુરુષો ઉત્પન્ન થાય છે તેની અસર જરૂર તેના ઉપર થોડે ઘણે અંશે પણ થયા વગર રહેતી નથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પૈકી કાળ એ એવી વસ્તુ છે કે તેની અસર વિદ્વાનો ઉપર થોડી ઘણી જરૂર થાય છે જ્યારે સામાન્ય પંક્તિના પ્રાણીઓ કાળબળથી દબાઇ જાય છે ત્યારે પ્રભાવશાળી પુરુષો તેને પોતાના અંકુશમા અમુક દરજ્જે રાખી શકે છતા પણ તેની અસર થયા વગર રહી શકતી નથી. આથી અમુક મહાત્મા કે કવિના ગ્રન્થનો સમય અને તે સમયનો ઇતિહાસ જો ઉપલબ્ધ થઇ શકતો હોય તો તે ગ્રન્થની સમજણ માટે પ્રથમ સન્મુખ રાખવા યોગ્ય છે એથી ગ્રન્થના અર્થ સમજવામા અને ખાસ કરીને કર્તાનો ગૂઢ આશય સમજવામાં બહુ ઉપયોગી મદદ મળે તેમ છે તેથી આપણે વિક્રમના સત્તરમા શતકનો અંત અને

અઢારમાની શરૂઆતનો ભાગ અથવા ઇસ્વીસનના સત્તરમા શતકનો જૈનેતર અને જૈન ઇતિહાસ તપાસી જઇએ, જેથી તેની છાયા પદોમા કેટલી આવી છે તે વારંવાર પદોમા વિચારવાની આવશ્યકતા ન રહે.

## દેશસ્થિતિ

ખ્રીસ્તી પ્રજાના સત્તરમા સૈકાની આખરમા અથવા વિશેષ સ્પષ્ટ રીતે બોલીએ તો તેના ઉત્તરાર્ધમાં કુટુંબકલહ કરી **ઔરંગઝેબ** ગાદી પર આવેલ હતો. તેણે ધર્માંધપણે રાજ્યશાસન ચલાવી અનેક લડાઇઓ લડી હિંદુઓને પરાગમુખ કરવા સાથે મુગલાઇને હચમચાવી દીધી અને તેના વખતમાં જે સડો દાખલ થયો તેના પરિણામે મુગલાઇ સત્તાનો થોડા વખતમા નાશ થયો. નામની સત્તા થોડા વરસો સુધી ચાલી, પણ રાજતેજ ચાલ્યું ગયું અને તેનાં ધર્માંધપણાના પરિણામે **રામદાસ સ્વામીના ઉપદેશથી** છત્રપતિ શિવાજીએ હિંદુઓનો ઝંડો ઊચક્યો દક્ષિણમા ઔરંગઝેબ સામે અનેક રીતે લડાઇઓ જારી રાખી, નિઝામુલમુલ્ક જેવા સરદારો સ્વતંત્ર થઈ ગયા અને આખા દેશમા અનેક લડાઇઓ જાગી, સર્વત્ર દાવાનળ ઉઠ્યો અને જાનમાલની અને આબરુની અસ્થિરતા ઊઘાડી રીતે જણાઇ આવી. આવી રીતે દેશમા અનેક સ્થિતિ ચાલતી હતી, અવારનવાર રજપૂતો લાગ મળે મુગલાઈ દોર સામે માથુ ઉંચકતા હતા અને કોઇ વાર શરણે જઈ પુત્રીના લગ્ન પણ મુસલમાન સાથે કરી આપતા હતા. મરાઠા રાજ્ય સાથે પેશ્વાઇનો પગ-પેસારો પણ આ જ સમયમા શરૂ થઇ ગયો અને આંગ્લ પ્રજા પોતાના ભવિષ્યના રાજ્ય માટે પાદપ્રવેશ કરવાની શરૂઆત આ જ સમયમા કરી ચૂકી. ઇતિહાસના અનેક પ્રસંગોથી ભરપૂર આ સમયના સબંધમા હજારો પૃષ્ઠથી ભરેલા મોટા પુસ્તકો બહાર પડી ચૂક્યા છે એટલે એ સંબંધમા વિશેષ લખવાની આવશ્યકતા લાગતી નથી, પરંતુ રામદાસ સ્વામીનો પ્રસગ અને જાનમાલની અસ્થિરતા આ બે બાબત ઘણી ઉપયોગી છે, તે સબંધમા અહીં ખાસ લક્ષ્ય ખેચવામા આવે છે

## જનસ્થિતિ

આ સમય હિંદુસ્તાન માટે બહુ અગત્યનો હતો અને બહુ બારિક હતો. અકબર બાદશાહે જૂદી જૂદી કોમોને એકત્ર કરવાના બી વાવ્યા હતા, રજપૂતોની સાથે સબધ વધાર્યો હતે, તેઓને રાજ્યના મોટા હોદ્દાઓ આપી જવાબદાર બનાવ્યા હતા અને હિંદુઓના હિતને પોતાના હિત સાથે એકત્ર કરી બતાવ્યુ હતુ તેની આ રાજ્યનીતિને પરિણામે દેશની સમૃદ્ધિમા વધારો થયો અને જહાગીર અને શાહજહાનના સમયમા દેશ બાહ્ય દૃષ્ટિએ બહુ સમૃદ્ધિમા આવ્યો તેમજ આત્મ-ઉન્નતિના પ્રબળ સાધનો પણ વિસ્તૃત રીતે તે સમયે દેશમા વધતા ગયા ત્યારપછી કુટુબકલહ કરી ઝનૂની ઔરંગઝેબ રાજ્યાસન પર આવ્યો તે વખતે જાનમાલની અસ્થિરતા છતા દેશની આબાદી એકદરે સારી હતી હિંદુઓ અને મુસલમાન કોમ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરાવનાર કર ( જઝીઆવેરો ) નાખી,

તફાવત બતાવી હિંદુઓના દિલ દુઃખવનાર આ કુલાચાર આલમગીરે મુગલાઇના પાયા નબળા પાડી દીધા તે વખતે લોકોની સુખી સ્થિતિ દ્રવ્યની અપેક્ષાએ હતી, દેશનુ ધન દેશમા જ રહેતુ હોવાથી મોંઘવારી થવાના પ્રસંગો આવતા નહોતા, પરંતુ આ સર્વની સામે જાનમાલની અસ્થિરતા બહુ હતી, પ્રાપ્ત કરેલ ધન કે બીજા યોગ્ય પદાર્થો પોતાની પાસે કેટલો વખત રહેશે અથવા પોતે તેનો કદિ પણ ઉપયોગ કરી શકશે અથવા કરવા જેટલો સમય ટકી શકશે કે નહિ તે સર્વ અચોક્કસ હતુ સ્ત્રીઓ બહારમા નીકળવાની હિંમત કરી શકતી નહિ અને આ પ્રકારના સમયમા સ્ત્રીશિક્ષણની સંભાવના હોવાની તો વાત પણ ક્યાંથી હોઇ શકે ? જૂદા જૂદા પ્રાંતો ઉપર સત્તા ચલાવવા માટે સૂબાઓ મોકલવામા આવતા હતા, તેઓ પોતાના તરફથી અનેક પ્રકારનો જુલમ ગુજારતા હતા, શહેનશાહને નામે ત્રાસ આપતા હતા અને લાગ મળતાં સ્વતંત્ર બની જતા હતા વ્યાપારનાં દ્વારો બંધ નહોતા, પણ રાજ્યની અવ્યવસ્થાને લીધે બહોળા પાયા ઉપર લોકો વ્યાપાર કરી શકતા નહોતા.

ધાર્મિક બાબતમા આ સમય ખાસ વિચારવા લાયક સ્થિતિમા હતો. હમેશા આઘાત પ્રમાણે પ્રત્યાઘાત થાય છે એવો સામાન્ય નિયમ છે, તે પ્રમાણે ઓરંગઝેબની ધર્માંધ લાગણીએ જ્યારે અનેક હિંદુઓને મુસલમાન બનાવવાની અને તેઓના પૂજ્ય સ્થાનો તોડી નાખવાની પ્રેરણા કરી ત્યારે તેટલા જ જોરથી સંરક્ષણવૃત્તિ હિંદુઓમાં આવી અને તેઓએ બને તેટલા યોગે પોતાની પૂર્વકાળની જાહોજલાલી જાળવી રાખવા મહાપ્રયત્ન કર્યો અહીં જે વાત હિંદુઓને લાગુ પડે છે તે તેટલે જ અંશે જૈનોને લાગુ પડે છે તેઓએ પણ પોતાના પૂજ્ય મંદિરો અને જ્ઞાનભંડારો જાળવી રાખવા અને તેમ કરી ધર્મના મુખ્ય બાહ્ય સ્વરૂપો જાળવી રાખવા અલ્લાઉદ્દીનના સમયથી જે પ્રશસ્ત પ્રયાસ શરૂ કર્યો હતો તે ચાલુ રાખ્યો.

આ પ્રમાણે જનસ્થિતિ વિક્રમના સત્તરમા શતકની હતી. તે વખતે ધાર્મિક સ્થિતિ કેવી હતી તે તપાસવા માટે બહુ સાધનો મળી શકે છે તે વખતના આચાર્યોના ચરિત્રો વાંચતા શ્રાવકોની ગુરુભક્તિ બહુ સારી જણાઇ આવે છે લોકો ગુરુની ખાતર ગમે તેટલાં કષ્ટ વેઠી તેઓની આજ્ઞાને અનુસરતા હતા એમ જણાઈ આવે છે બીજી ખાસ અગત્યની વાત તે સમયમા એ બની કે સોળમા વિક્રમના શતકમા જૈન ગ્રંથોના ભંડાર કરી શુદ્ધ પ્રતો કરવાની અને તેને ભંડારોમા ગોઠવવાની વિશિષ્ટ વૃત્તિ જાગ્રત થઇ હોય એમ જણાય છે અને તેને પરિણામે અત્યારે પણ શુદ્ધ ગ્રંથ સંવત્ ૧૫૫૦ લગભગના બહુ મોટી સંખ્યામા મળી આવે છે આવી પુસ્તક ભંડારોની કરી આપેલી અનુકૂળતાનો લાભ લેનારા અનેક વિદ્વાનો સત્તરમા વિક્રમ શતકમા બહાર આવ્યા અને તેથી સત્તરમો શતક જૈન કોમના ઇતિહાસમા એક અતિ અગત્યનો સમય ગણાય છે તે સમયમાં જૈન કોમમા એટલા સારા વિદ્વાનો ઉત્પન્ન થયા છે કે અત્યારે તેઓનાં સર્વના નામો

પણ મેળવવાં મુશ્કેલ પડે છે. એમ કહેવાય છે કે આ સત્તરમા સૈકામાં એકલા તપગચ્છમાં બાવન પંડિતો થયા. આમાંના કોઇ કોઈના સંબંધમા નીચે હકીકત વિચારવામાં આવશે તે પરથી જણાશે કે આ શતક જૈન કોમ માટે જેમ અનેક પ્રકારની રાજકીય અગવડ ઉત્પન્ન કરનાર થયો, તેમ અનેક રીતે આધ્યાત્મિક અને શાસ્ત્રીય દૃષ્ટિએ ધ્યાન ખેંચનાર થયો.

આ સમયનો ઇતિહાસ વિચારવા માટે આપણે જરા **પૂર્વકાળની સ્થિતિ** વિચારી જઇએ. અધ્યાત્મકલ્પદ્રુમના ઉપોદ્ઘાતમા જણાવ્યું છે તેમ **મુનિસુંદરસૂરિ** મહારાજ તપગચ્છની મૂળ પાટ પર સંવત્ ૧૪૯૯ માં આવ્યા તે વખતે તેઓ અસાધારણ ઉન્નત દશા જોવાની સ્થિતિમાં હતા, છતા કોમમા પેઠેલો સડો તેઓ જોઇ શકયા હતા અને તે સંબંધી ગુર્વાવળીમા તેઓએ જે ઉલ્લેખ કર્યો છે તેની વિચારણા આપણે અન્યત્ર કરી છે. ત્યાર પછી કેટલાક વરસે **વિજયહીરસૂરિ** તપગચ્છની ૫૮ મી પાટે થયા. તેમણે અકબર બાદશાહને જૈન ધર્મનું સ્વરૂપ સમજાવ્યું અને તેમની પાસેથી છૂટો અને કેટલાક હકો મેળવી જૈન પ્રજાનુ અને જૈન ધર્મનુ માન વધાર્યું. બાદશાહે તેમને બહુ ઉત્તમ પ્રકારે માન આપ્યુ. તેમને જે મ્યાના પાલખીની વિનતિ થઈ તેથી તેઓ તો વ્યામોહિત થયા નહિ, પણ પરંપરામા તે પરિગ્રહને દાખલ કરનાર થઈ પડી. તેમના પછી ૫૯ મી પાટે શ્રી **વિજયસેનસૂરિ** આવ્યા. તેમને અકબર બાદશાહે 'કાલિ સરસ્વતી'નું બિરુદ આપ્યું અને તેઓએ પણ જૈન ધર્મની અનેક પ્રકારે પ્રભાવના કરી. છેવટે તેઓનો દેહવિલય સંવત્ ૧૬૭૧ મા થયો તે વખતે તેમની પાટે **વિજયદેવસૂરિ** આવ્યા. આ ૬૦ મા પટ્ટધરને જહાંગીર બાદશાહે **'મહાતપા'**નું બિરુદ આપ્યું. તેમની પાટે **વિજય-સિંહસૂરિ**ની સ્થાપના તેમણે કરી, પરંતુ તેઓ સંવત્ ૧૭૦૯ મા કાળધર્મ પામ્યા, જ્યારે દેવસૂરિ સંવત ૧૭૧૩ મા સ્વર્ગે સિધાવ્યા અને ત્યાર પછી તપગચ્છની પાટ પર **વિજયપ્રભસૂરિ** આવ્યા. આ દરેક આચાર્યોના સંબંધમા કિંવદન્તી વિગેરેને આધારે કરેલ રાસ વગેરેમા જે હકીકત જળવાઇ રહી છે તે જોતા અનેક જગ્યાએ તેઓએ પ્રતિષ્ઠાઓ કરાવી હોય, અઠ્ઠાઈમહોત્સવ કરાવ્યા હોય, એમ જણાઇ આવે છે અને એ સર્વ ઉપરથી જૈન પ્રજાની તે વખતે દ્રવ્ય સંબંધી બહુ સારી સ્થિતિ હશે એમ સહજ અનુમાન થાય છે. આ ઉપરાત એક ધ્યાન આપવા લાયક હકીકત એ પણ બની છે કે વિજયસેનસૂરિની પાટે વિજયદેવસૂરિ ઉપરાત **વિજયઆનંદસૂરિ** થયા કેટલાક કારણોને લઇને તે વખતે તપ-ગચ્છમા બે આચાર્યો કરવાની જરૂર જણાઇ અને બન્નેને ગચ્છાધિપતિ બનાવવામા આવ્યા, પણ એનું પરિણામ એ આવ્યું કે તત્ત્વ, ક્રિયા કે બીજી કોઈ બાબતમા જરા પણ ફેરફાર ન હોવા છતા શિષ્યપરંપરામા બે વિભાગ એક તપગચ્છમા તે વખતથી થઇ ગયા અને એક શાખા જ્યારે '**દેવસુર**' નામથી ઓળખાવા લાગી ત્યારે બીજી શાખા '**આણસુર**' નામથી આગળ ચાલી અને હજુ સુધી પણ એ હેતુ વગરના તફાવતો ચાલ્યા કરે છે.

આ જ સમયમા વિજયસિંહસૂરિના શિષ્ય શ્રીમદ્ સત્યવિજયજીના ક્રિયાઉદ્ધારની વાત આપણે સાભળીએ છીએ. તેને માટે આપણે હવે પછી વિચાર કરશુ

*ધાર્મિક સ્થિતિનો ઇતિહાસ : ક્રિયાઉદ્ધારની આવશ્યકતા :* આ સમયની ધાર્મિક સ્થિતિ તપાસવા માટે ખાસ વિગત પૂરી પાડે તેવી રીતે શ્રીમદ્ યશોવિજયજીએ ભાષામાં ૩૫૦ ગાથાનુ શ્રીસીમંધરસ્વામીની વિજ્ઞપ્તિરૂપ અને ૧૨૫ ગાથાનુ પણ તેવા જ આકાર-નુ સ્તવન તેમ જ બત્રીશ બત્રીશીની કેટલીક બત્રીશીઓ અને ગુરુતત્ત્વનિર્ણય વિગેરે મોટ ગ્રંથો બનાવીને તેમા અનેક વાતોનો સમાવેશ કર્યો છે તેમાની કેટલીક વાતો ખાસ ભવિષ્યની પ્રજાને શુદ્ધ માર્ગે ગમન કરાવવા માટે લખાયલી હોય એમ લાગે છે તો પણ એટલુ તો તે સ્તવનો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તત્કાલીન સાધુઓમા કેટલોક સડો સખ્ત રીતે પેસી ગયો હતો અને ક્રિયાશિથિલપણુ સાધારણ થઇ પડ્યુ હતુ ઉપર જણાવેલા બે સ્તવનો વિગેરેની અદ્ભુત રચના અને તેમા બતાવેલા લગભગ દરેક વિચારોનુ શાસ્ત્રપ્રમાણ બહુ ધ્યાન ખેચનારુ છે એ સ્તવનોમા તત્સમયના શિથિલાચાર પર વિચાર બતાવતા ચાલુ પ્રવાહ કેટલો ભૂલભરેલો છે તે શાસ્ત્રના પ્રબળ આધારથી બતાવી આપ્યુ છે બન્ને સ્તવનો શ્રી સીમંધરસ્વામીની વિજ્ઞપ્તિરૂપે ભરતક્ષેત્રની તે કાળની ધાર્મિક સ્થિતિ બતાવવા બનાવેલા છે અને તેના પર બાલાવબોધ સમર્થ વિદ્વાન શ્રી પદ્મવિજયજી-એ પૂરીને બહુ ઉપકાર કર્યો છે ભરતક્ષેત્રની (તત્કાલીન) વર્તમાન સ્થિતિ બતાવતાં કેટલાક પ્રાણીઓ ખોટા અવલંબનો આદરી પ્રાણીને કેવી રીતે કુમાર્ગ ઉપર લઇ જાય છે તે બતાવતાં મુખ્ય બે વાત બતાવી છે, તે આપણે તપાસી જોઇએ:—

> કામકુંભાદિક અધિકનુ, ધર્મનુ કો નવિ મૂલ રે,
> દોકડે કુગુરુ તે દાખવે, શુ થયુ એહ જગ શૂલ રે. (૧-૫)
>
> વિષયરસમા ગૃહી માચીયા, નાચીયા કુગુરુ મદ પૂર રે,
> ધૂમધામે ધમાધમ ચલી, જ્ઞાનમારગ રહ્યો દૂર રે. (૧-૭)

અહીં કુગુરુ અમૂલ્ય ધર્મને પૈસાથી વેચતા હતા એમ સવાસો ગાથાના સ્તવનમા બતાવી કુગુરુ ક્રિયામા શિથિલ થયા છે, પાચમા આરામા ઉત્તમ પ્રકારની ક્રિયા કરવાની જરૂર નથી અને ચાલે છે તેમ ચલાવી લઇએ એવી એવી તેઓ તરફથી કરવામાં આવતી ખોટા ઉપદેશની વાતો ઊભાડી પાડી તેના ગભમાં રહેલુ અસત્ય અને ક્રિયાભાવપણુ બતાવવા પ્રબળ પ્રયાસ કર્યો છે અને તે માટે જ લગભગ આખા ઢાળ ત્રણસો તથા સવાસો ગાથાના સ્તવનમા વાત કરી છે એ સર્વ વાતોનુ પૃથક્કરણ કરતાં એકલવિહારીપણુ, એક સ્થાનસેવન, ગૃહસ્થ ઉપર રાગ અને રાગી શ્રાવકો તરફથી પોતાની થતી પૂજાભક્તિમાં આસક્તિ—આ સર્વ વાત પર ખાસ લક્ષ ખેચાય છે અને તે ઉપરથી ક્રિયાશિથિલપણાનો રોષ ટાળવા માટે તેઓએ પ્રબળ પ્રયાસ કર્યો હોય એમ જણાય છે આ સર્વ બાબતોનો

નિર્ણય કરી સત્યવિજય પંન્યાસે આ સમયમા ક્રિયાઉદ્ધાર કર્યો. અતિ ક્રિયાશિથિલતાનું આ પરિણામ હોવુ જોઇએ એમ સહજ અનુમાન થાય છે. સત્યવિજયનો રાસ (જૈન રાસમાળા-પ્રથમ ભાગ-પૃ. ૧૦૮-૧૧૭) આ બાબતમાં સાક્ષી પૂરે છે તે વિચારીએ:—

શ્રી ગુરુચરણ નમી કરી, કર જોડી તે વારો રે;
અનુમતિ જો મુજને દિયો, તો કરું ક્રિયાઉદ્ધારો રે.
કાલ પ્રમાણે ખપ કરું, દોષી હલકર દલેવા રે,
તપ કરુ આલસ મૂકીને, માનવ ભવનું ફળ લેવા રે.
ગુણવંત ગુરુ ઇણિપરે કહે, યોગ્ય જાણીને સુવિચારો રે;
જિમ સુખ થાય તિમ કરો, નિજ સફળ અવતારો રે.
ધર્મમારગ દિપાવવા, પાંગરીઆ મુનિ એકાકી રે,
વિચરે ભારંડની પરે, શુદ્ધ સંયમશુ દિલ છાકી રે.
સહે પરિસહ આકરા, શોષે નિજ કોમળ કાયા રે,
ક્ષમતા સમતા આદરી, મેલી સહુ મમતા માયા રે

ક્રિયાઉદ્ધારમા તેઓએ માનસિક શું કર્યું અને બાહ્ય ત્યાગ કેવો કર્યો, પરિષહ કેવા સહન કર્યા અને તપસ્યા કેવી કરવા નિર્ણય કર્યો તે આ ઉપરથી જણાય છે. ક્રિયાઉદ્ધાર કરવા માટે શ્રી પૂજ્ય તપગચ્છનાયક શ્રી વિજયપ્રભસૂરિની તેઓએ આજ્ઞા મેળવી હતી અને તેમને તત્સંબંધી પ્રેરણા કરનાર અને સાથે રહેનાર શ્રી યશોવિજયજી ઉપાધ્યાય હતા. ક્રિયાઉદ્ધાર કરવા માટે આજ્ઞા આપવા છતાં છેવટે વિજયપ્રભસૂરિ સાથે જોડાયા નહિ, તેથી તફાવત પાડવા માટે સાધુના વસ્ત્રનો રંગ ફેરવવાની જરૂર જણાઇ આ સર્વ બાબતમા યશોવિજયજી સાથે હતા એમ અત્યાર સુધી ચાલી આવતી કિંવદંતિ પરથી જણાય છે. શ્રી વીરવિજયજી કવિ શ્રી ધમ્મિલના રાસની પ્રશસ્તિમા જણાવે છે કે વિજયસિંહસૂરિના શિષ્ય લક્ષણલક્ષિત દેહ વાળા સત્યવિજયે ગુરુ સૂરિપદવી આપતા છતા તે લેવા ના કહી, ક્રિયાઉદ્ધાર કરવાનુ જણાવ્યું અને ગુરુમહારાજે તેમ કરવા હા પાડી ત્યાર પછી સંઘને એ વાત જણાવી અને ગચ્છનો ભાર તેમના માથા પર રાખી ગુરુમહારાજ સ્વર્ગે સિધાવ્યા. સંઘ સાથે રહીને તેમની પાટે વિજયપ્રભસૂરિની સ્થાપના કરી તે આચાર્ય વિગેરે સર્વ આ ઉગ્ર વિહારીની સમક્ષ ઊભા રહેતા હતા અને ક્રિયાઉદ્ધારમાં 'વાચક જસ તસ પક્ષીજી' એમ કહ્યુ છે તેથી તે *સર્વ બતાવી આપે છે કે ઉપાધ્યાયજી ક્રિયાઉદ્ધારમા સંપૂર્ણ રીતે સામેલ હતા.

---

* આ આખી પ્રશસ્તિ વિચારમા લેવા લાયક છે. ચાલુ હકીકતનો ઉપયોગી ભાગ નીચે પ્રમાણે છે —

તપગચ્છ કાનન કલ્પતરુ સમ, વિજયદેવ સૂરિરાયાજી,
નામ દશોદિશ જેહનું ચાવુ, ગુણી જન વૃંદે ગવાયાજી;
વિજયસિંહસૂરિ તાસ પટધર, કુમતિ મતગજ સિંહોજી,
તાસ શિષ્ય સૂરિપદવી લાયક, લક્ષણ લક્ષિત દેહોજી. ૧

૩૫૦ ગાથાનાં સ્તવનના ટબામાં પ્રશસ્તિ પર વિવેચન કરતાં શ્રી પદ્મવિજય સંવત્ ૧૭૩૦ માં આ વાતને મજબૂત કરે છે (જુઓ સત્તરમી ઢાલની દશમી ગાથાનો બાલાવબોધ.) ત્યાં જણાવે છે કે–' સંવેગ માર્ગ તેમણે વિજયસિંહસૂરિની હિતશિક્ષાનુસાર આદર્યો એનો ભાવાર્થ એમ થાય છે કે શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે પણ તેઓની આજ્ઞા પામીને ક્રિયાઉદ્ધાર કર્યો ' આ સર્વ શબ્દો ઉક્ત પદ્મવિજયજીના છે આવી રીતે ક્રિયા ઉદ્ધાર કરી વિશુદ્ધ માર્ગ પર દૃષ્ટિ રખાવવા માટે બાહ્ય વેશના રંગમાં પણ ફેરફાર કરવો પડ્યો. એ ઉપરાંત પટ્ટાવલીઓના ક્રમમાં પણ ફેરફાર થયો અને તેવી લગભગ ૪૮૦ બાબતો ક્રિયાને લગતી ફેરવવી પડી છે એમ સાંભળ્યું છે એ બાબતોનું લીસ્ટ મને મળી શક્યું નથી, તેને માટે હાલ તપાસ ચાલે છે જૈન ધર્મમાં અને ખાસ કરીને તેના સ્યાદ્વાદ શૈલીએ ચાલતા શાસનમાં એ એક ખાસ તત્ત્વ સ્હેજ છે કે એના વિચારશીલ આગેવાનો જમાનાને અનુસરતા યોગ્ય ફેરફાર વખતોવખત કરી શકે છે અને આવા ફેરફારો ક્રિયામાર્ગને અંગે વારંવાર થાય છે

**દર્શનઉદ્યોતનો કાળ:** સાધુઓને અંગે આ ક્રિયાઉદ્ધાર જેમ ખાસ ધ્યાન આપવા યોગ્ય બનાવ આ કાળમાં બન્યો છે તેમ બીજી હકીકતો જોતાં જણાય છે કે દેશની આર્થિક સ્થિતિ સારી હતી તેથી દર્શનના ઉદ્યોત પ્રસંગો વારંવાર બનતા પણ તે એટલી હદ સુધી વધી ગયા હશે કે એ મોટા પ્રસંગે યશોવિજયજીને તે સંબંધમાં ફરિયાદ કરવી પડી છે એક તો ઉપર ટાંકેલાં વચન ગૃહસ્થો વિષયરસમાં રાચી રહ્યા છે ત્યાં ' ધુમધામે ધમાધમ ચલી ' એમ કહ્યું છે અને ત્યાર પછી એ જ સ્તવનમાં એકાંત ક્રિયાના રસિકને કેવી હાનિ થાય છે તે પર મોટો ઉલ્લેખ કર્યો છે આવી રીતે જ્ઞાનમાર્ગ દૂર રહ્યો છે અને ગૃહસ્થો પણ પૌદ્ગલિક મોહના સાધનોમાં રાચી રહ્યા છે એ પર વારંવાર ભાર મૂકીને કહેવાનું કારણ એ જણાય છે કે જ્ઞાનનો ઉપદેશ તે વખતે બહુ ચાલતો નહિ હોય,

---

સંઘ ચતુર્વિધ દેશ વિદેશી મલિયા તિહાં સહુ કેજી,
વિવિધ મહોત્સવ કરતાં દેખી, નિજ સૂરિપદને હેઠેજી;
સાધુ શિથિલપણું બહુ દેખી, ચિત્ત વૈરાગે વાસીજી,
સૂરિવર આગે વિનય વિશેષે, મનની વાત પ્રકાશીજી

સૂરિ પાટી નવી લેવા સ્વામી, કરશું કિરિયા ઉદ્ધારજી
કહે સૂરિ આ વાતિ છે તુમ ચિત્તતુમ વશ સહુ અણગારજી;'
એમ કહી સ્વયં સીધા વા સૂરિવર સંઘને વાત સુણાવીજી,
સત્યવિજય પંન્યાસની આણું, મુનિવણુમાં વરતાવીજી ૩

સંઘની સાખે તેણે નિજ હાથે, વિજયપ્રભસૂરિ થાપીજી
ગચ્છ નિશ્રાએ ક્રિયાધારી, સંવેગતા ગુણ વ્યાપીજી;
રંગિત ચેલ લહી જગ વંદે, ચૈત્ય પક્ષીયા નહીજી,
સૂરિ પાઠક રહે સંયુત વિહાર, વાચક જશ તસ પક્ષીજી ૪

તેની બુઝ અજ્ઞ અથવા નિરક્ષર લોકો સમજી શકતા નહિ હોય અને તેથી બાહ્ય આડંબર વધે તેવો ઉપદેશ થતો હશે અને તેવો ઉપદેશ સાભળવા મોટી મેદની મળતી નહિ. આ પ્રમાણે થવું એ દર્શનઉદ્યોતકાળમા તદ્દન બનવાજોગ છે. ગૃહસ્થ અને સાધુ-વર્ગની આ કાળમાં આવી દશા હતી એમ સામાન્ય રીતે કહી શકાય; વધારે વિસ્તારથી તેનો ખ્યાલ કરવા માટે સદરહુ બન્ને સ્તવનો વાંચવા ભલામણ છે. એમાં સાધુવેશ-ધારીઓ લોકોને કેવી રીતે છેતરતા હતા, કેવો મૃષા ઉપદેશ આપતા હતા, કેવી રીતે પોતાના માન-પૂજા વધારતા હતા, અને તેને લઇને શાસનની કેવી દશા થઈ હતી, તેનું તાદૃશ ચિત્ર આપવામાં આવ્યુ છે. આવી સ્થિતિ જ્યારે સામાન્ય જનસમૂહની હતી ત્યારે સાથે જ અસાધારણ જ્ઞાનબળ ધરાવનાર અનેક મહાત્માની રત્નાવળી હયાત હતી અને વિશિષ્ટ તત્ત્વજ્ઞાન, ન્યાય અને ક્રિયાકાડના ગ્રંથનો નિષ્કર્ષ કાઢી તેનું સ્વરૂપ લક્ષ્યમાં લઇ તે પ્રમાણે જનસમૂહને દોરવી શકે એવી અસાધારણ શક્તિવાળા મહાપુરુષો તે વખતે પૃથ્વીતળને પાવન કરતા હતા. આ કાળમાં ઉત્તમ વૈરાગ્યવાળા પુરુષો જૈન અને જૈનેતરમા બહુ મોટી સંખ્યામા થયા હતા અને તેઓ પ્રબળ શકિતવાળા અને જનસમૂહની પ્રકૃતિ અને પ્રવૃત્તિમા મોટો ફેરફાર કરાવી શકે તેવા હતા તે હવે પછી જોવામાં આવશે. બાકી સામાન્ય રીતે* તો ‘ કલહકારી કદાગ્રહ ભર્યા, થાપતા આપણા બોલ રે; જિનવચન અન્યથા દાખવે, આજ તો વાજતે ઢોલ રે. સ્વામી સીમંધરા વિનતિ.’ આવી ગુરુઓની સ્થિતિ થઇ પડી હતી અને તેથી ઉપાધ્યાયજીને એવા શબ્દો કાઢવા પડ્યા હતા કે—

જ્ઞાન દર્શન ચરણ ગુણ વિના, જે કરાવે કુલાચાર રે;
લૂટે તેણે જન દેખતાં, કિહા કરે લોક પોકાર રે.
સ્વામી સીમધરા વિનતિ+

આ બન્ને સ્તવનો સૂક્ષ્મ દૃષ્ટિએ વાચતા સામાન્ય અસર મન પર એવી થાય છે કે એ સમયમાં સાધુઓ શિથિલાચારી થઈ ગયા હતા, ગૃહસ્થો વિષયસેવામા જ્ઞાનશૂન્ય, આડંબરમા આસક્ત થયા હતા અને તેમને જ્ઞાનની મહત્તા શી છે તેની સારી રીતે સમજણ પાડવાની જરૂર હતી. બાહ્ય ભાવ ત્યાગ કરી આત્મિક દૃષ્ટિ જાગ્રત કરવાનો ઉપદેશ યશોવિજયજી મહારાજે તે જમાનાની વસ્તુસ્થિતિ જોઇને અને તેનું તાદૃશ ચિત્ર આપીને બતાવ્યો ને તેને આનંદઘનજીના ઉપદેશ સાથે બહુ સામ્ય છે અને તે પદોનો ભાવ હવે પછી વિચારવામા આવશે ત્યા બરાબર સ્પષ્ટ રીતે ગ્રાહ્યમા આવી શકશે. અહીં આપણે આ પ્રસંગે એ સમયનો ઇતિહાસ વિચારતા એક વાત બરાબર ધ્યાન પર લાવી

* સવા સો ગાથાનું સ્તવન-પ્રથમ ઢાળ-ગાથા આઠમી.
+ સદર ગાથા ત્રીજી

શકીએ તેવુ છે અને તે એ કે સાધુઓની તે વખતની સ્થિતિ જોતાં તેમના વ્યવહારમાં મોટો ફેરફાર કરી સત્ય આત્મવૃત્તિ સન્મુખ રહેનાર મહાપુરુષોને બાહ્યાડંબરથી જૂદા રહેવાની ખાસ જરૂર હતી અને તેને માટે પ્રબળ પુરુષાર્થ કરવાની શક્તિવાળા અને લોકસંજ્ઞાની દરકાર વગરના પ્રતિષ્ઠિત મહાપુરુષોની જરૂર હતી. આવા પુરુષોએ તે વખતે બહાર પડીને શાસનને ટકાવી રાખ્યુ હતુ, પોતાનાં માન અપમાનની દરકાર કરી નહોતી અને સાચી મર્યાદા બાંધી શાસનને મજબૂત કર્યું હતુ વ્યવહાર અને નિશ્ચયને અધિકાર પ્રમાણે સમજીને તે અનુસાર વર્તન કરાવવાની જરૂરીઆત બહુ હતી, તેને લઇને એકાંત વાત ઉપર ખેચી જનારને બરાબર માર્ગ દર્શાવવા માટે ઉપરના બન્ને સ્તવનો રચવામા આવ્યા હોય એમ જણાય છે પોતાના ખોટા બચાવ કરનારને માટે શાસ્ત્રના આધાર સાથે વસ્તુસ્વરૂપ ઉક્ત બન્ને સ્તવનોમા બતાવ્યુ છે અને ખાસ કરીને કેટલાક એકાંત ક્રિયાપક્ષી હોય અને ક્રિયા કરવામા જ સંપૂર્ણતા માનતા હોય તેમને અને કેટલાક માત્ર જ્ઞાનની વાતો કરવામા જ સંપૂર્ણતા માની ક્રિયાથી પરાઙ્મુખ થઇ બેઠા હોય તેમને યથાયોગ્ય વસ્તુસ્વરૂપ દર્શાવી જ્ઞાનયુક્ત ક્રિયાનો માર્ગ બતાવી—વ્યવહાર પાળવા સાથે નિશ્ચયનુ સાધ્ય રખાવવાનો શુદ્ધ સનાતન જૈન શૈલીનો ઉપદેશ આપનાર અને તેનો બરાબર વ્યવહાર કરવા સારુ ક્રિયાઉદ્ધાર કરવાની જરૂરીઆત સમજનાર અને સમજીને તેને અમલમાં મૂકનાર અને મૂકવામા મદદ કરનાર આ સમયના મહાત્મા પુરુષોના ચરિત્ર અને વર્તન ખાસ વિચારણીય છે એટલુ લક્ષમા લેવા માટે ઉપરોક્ત બન્ને સ્તવનો જેમાં સ્તવનોનાં નામ નીચે ક્રિયા અને તત્ત્વજ્ઞાનનો ભંડાર ભૂલ્યો મૂકવામા આવ્યો છે અને જેના દરેક વાક્યનુ શાસ્ત્રની શાહદત સાથે નિરૂપણ કરવામા આવ્યુ છે તે ખાસ વાંચીને વિચારવા યોગ્ય છે. આ હકીકતનુ રહસ્ય સમજવા માટે ઉક્ત બન્ને સ્તવનો સમજીને વાચવા વિજ્ઞપ્તિ છે આખા ક્રિયાઉદ્ધારમાં અને તત્કાલીન શિક્ષણમાં જે ખાસ મુદ્દો સમાવલો હતો તે ૩૫૦ ગાથાના સ્તવનની નીચેની ગાથા પરથી સ્પષ્ટ જણાય છે

> કોઈ કહે મુક્તિ છે વીણતાં ચીંથરાં,
> કોઈ કહે સહજ જમતાં ઘર દહીંથરાં;
> મૂઢ બિ તેવ તસ ભેદ જાણે નહી,
> જ્ઞાનયોગે ક્રિયા સાધતાં તે સહી. (૧૧–૧૪)

અહીં ચીંથરાં વીણવાં તે પડિલેહણાદિક બાહ્ય ક્રિયા સમજવી અને દહીંથરા જમવાં તે જ્ઞાનમા મસ્તતા બતાવી પુદ્ગલોનો આનંદ કરવાની વાત સમજવી. તાત્પર્ય એ છે કે એકાંત જ્ઞાન પગુ છે અને એકલી ક્રિયા અંધ છે આ મુખ્ય તત્ત્વનો ઉપદેશ ક્રિયાઉદ્ધાર વખતે ખાસ કરવામા આવ્યો હતો અને જ્યારે જ્યારે શિથિલાચાર વધી જાય છે, ગુરુઓનુ ગેરવાજબી દબાણ કોમ પર કે દર્શન પર અસર કરનાર દેખાઇ આવે છે અને અધિકાર વગર ક્રિયા કે અધ્યાત્મની વાતો કરવા મંડી જવાય છે ત્યારે આવા ઉપદેશની

અને એવા ઉપદેશનો નિર્વાહ કરી-કરાવી શકે એવા પ્રબળ પુરુષાર્થશાળી પુરુષોની આવશ્યકતા રહે છે. આ કાળમા જૈન કોમમાં પ્રબળ શક્તિવાળા પુરુષો થયા તેથી શાસનને માર્ગ પર લઇ આવ્યા હતા અને 'કુગુરુની વાસના પાસમા' જે લોકો પડી ગયા હતા તેઓને વાસ્તવિક રીતે સુમાર્ગ પર લઇ આવ્યા હતા * આ વખતે થયેલા કેટલાક મહાપુરુષો સંબંધી હકીકત આપણે હવે સંક્ષેપમા વિચારી જઇએ.

**યશોવિજય ઉપાધ્યાય :** આ સમયના જૈન કોમના સમકાલીન વિદ્વાનોમાં સર્વથી વધારે ધ્યાન ખેંચી રહેનાર પ્રબળ પુરુષાર્થશાળી, વિશિષ્ટ જ્ઞાની, દીર્ઘદર્શી, મહાત્મા ઉપાધ્યાય છે.

તેઓનો જન્મકાળ નિર્ણીત નથી પણ સવત્ ૧૬૭૦ થી ૮૦ સુધીમા હોવો જોઇએ. તેઓશ્રીનો દેહવિલય સવત્ ૧૭૪૬ ના માગશર સુદિ ૧૧ ડભોઇમા થયો હતો આ મહાત્મા કાશી તથા આગ્રામા ત્રણ વરસ અભ્યાસ કરી ન્યાયના ૧૦૦ ગ્રથો બનાવી ન્યાયાચાર્યનુ બિરુદ યથાર્થપણે મેળવી ગુજરાતમા આવ્યા ત્યારે અને ત્યાર પછી જૈન ધર્મની વિજય-પતાકા ફેલાવવામા અતિ ઉપયોગી થયા અને તે માટે અનેક માર્ગ તેઓએ લીધા. ન્યાયના અતિ અગમ્ય પ્રદેશમાં વિહાર કરનાર, પરમ પુરુષાર્થશીલ, અતિ વિશાળ દીર્ઘ દૃષ્ટિવાળા, યાદશક્તિ પર અસાધારણ કાબૂ ધરાવનાર, આ મહાત્મા પુરુષે જૈન ધર્મ સંબંધી ઘણું વાચ્યું, ઘણુ લખ્યું, ઘણું વિચાર્યું અને ઘણુ કર્યું. ન્યાયના સો પુસ્તકો તેઓએ ઇદ્રથી શરૂઆતવાળા કાશીમા લખ્યા છે તેમ જ 'રહસ્ય' પદઅકિત ૧૦૮ ગ્રંથો, મંગળવાદ વિગેરે ગ્રંથો લખ્યા છે તેમાથી બહુ થોડા જ હાલ લભ્ય છે કારણ કે તેમના સમયમા અને ત્યાર પછી જેમ જૈનેતરને તેમના તરફ દ્વેષ હતો તેમ જૈન કોમમા+ પણ તેમની વિરુદ્ધ કામ કરનારા ઘણા ઉત્પન્ન થયેલા હતા કારણ સત્ય હકીકત બતાવનાર તરફ ટૂકા ભંડોળવાળાઓનો અણગમો રહે છે અને તેવા માણસો વધારે સખ્યામા દરેક કાળમા હોય છે. ઉપાધ્યાયજીના વચનની મહત્તા એટલી બધી ગણાય છે કે કોઇ પણ વાત તેમણે કહી છે એમ બતાવવામા આવતા તેમના વચનને પૂર્વધરને યોગ્ય માન મળે છે. આવા

---

* વર્તમાન કાળમા સાધુવર્ગનુ જૈન કોમ સાથે વર્તન કેવા પ્રકારનું છે, તેમા ફેરફારની જરૂર છે કે નહિ અને કોઇ પ્રબળ શક્તિવાળા મહાત્માની જરૂર છે કે નહિ એ સર્વ સવાલો વિચારણીય છે અને તેવા વિચારમા મદદ મળી શકે એવું ઘણુ વાચન આ વિભાગમા થયુ છે તે પર ખાસ ધ્યાન ખેચવામા આવે છે

+ ખાસ કરીને મૂર્તિપૂજા નહિ સ્વીકારનાર વર્ગ, યતિઓનો મોટો ભાગ અને કાઇક અંશે શિથિલાચારમા પડી ગયેલા અથવા મહત્તા ન ખમી શકનાર તેમના ગચ્છવાળાઓ ઉપાધ્યાયજીથી વિરુદ્ધ પડ્યા હતા અને તેમના સમયમા તેમની જોઇએ તેટલી બુઝ થઇ નહોતી એમ જણાય છે એ દરેક વર્ગ ઉપાધ્યાયજી તરફ દ્વેષ શા માટે રાખતો હતો તેના કારણો વિચારવાથી સમજી શકાય તેવા છે.

ટંકશાળી વચનો બોલવાનુ અસાધારણ માન પ્રાપ્ત કરનાર મહાત્માનો વિષયપ્રવેશ વિશારદતા અસાધારણ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેમણે ન્યાયખંડનખાદ્ય અને અષ્ટસહસ્રી તથા શાસ્ત્રવાર્તાસમુચ્ચય વિગેરે ટીકામા ન્યાયનુ અસાધારણ જ્ઞાન બતાવ્યુ છે અને વિષય પરનો તેઓનો કાબૂ વિશારદતા મનમા સાનંદાશ્ચર્ય થાય છે એ ઉપરાત જૈન તર્કભાષા, નયપ્રદીપ, નયોપદેશ, નયરહસ્ય વિગેરે અનેક ન્યાયના ગ્રંથો તેઓએ બનાવ્યા છે તે અત્યારે લભ્ય છે અધ્યાત્મ અને યોગના વિષયના પણ અલૌકિક પુસ્તકો તેઓએ લખી તત્કાલીન અને ભવિષ્યત્ જૈન પ્રજા પર મોટો ઉપકાર કર્યો છે તેઓના ‘વૈરાગ્યકલ્પલતા’, ‘અધ્યાત્મસાર’ અને સર્વશિરોમણિ ‘જ્ઞાનબિંદુ’ જેવા ગ્રંથો વાચતા કર્તાની અસાધારણ વિષયગ્રહણ અને સ્પષ્ટ કરવાની શક્તિ ઉપર ખ્યાલ થવા સાથે વિષય સ્પષ્ટ થઈ જાય છે એ ઉપરાંત ‘બત્રીશ બત્રીશીઓ’ લખી યોગના વિષયના ઘણા પૂર્વ-રચિત વિષયને એકત્ર કર્યો છે અને તે જ યોગના વિષય પર ‘આઠ દૃષ્ટિની સઝ્ઝાયો’ ગુજરાતીમા બનાવી છે ચાલુ ઉપયોગમા ‘ગુરુતત્ત્વનિર્ણય’ અને ‘ભાષારહસ્ય’ બનાવી બહુ લાભ કર્યો છે અને અન્ય પક્ષ સબધમા ‘પ્રતિમાશતક’, ‘દેવધર્મપરીક્ષા’ અને ‘અધ્યાત્મમતખંડન’ જેવા પુસ્તકો લખ્યા છે જે તેઓની વિવિધતા બતાવે છે વળી એક ‘સિદ્ધાન્તતર્કપરિષ્કાર’ નામનો ગ્રંથ લખી તેમા સિદ્ધાન્ત સબધી લોકોના મનમા શકા આવે તેવા પ્રસગોનો નિર્ણય અસાધારણ રીતે કરી આપ્યો જણાય છે સમયાન્તર જ્ઞાનદર્શનના ઉપયોગ સબધી સિદ્ધાન્તિક મત અને ન્યાયકુશાગ્ર શ્રીસિદ્ધસેન દિવાકરના અભિપ્રાય ઉપર જે અસાધારણ યુક્તિવડે દલીલપુરઃસર વિચારો બતાવી નિર્ણય કર્યો છે તે વાચતા તેઓશ્રીના અદ્ભુત જ્ઞાનનો ખ્યાલ આવે તેમ છે સસ્કૃતમા અનેક ગ્રંથો બનાવવા ઉપરાત અતિ વિશિષ્ટ શબ્દભંડોળ સાથે ગુજરાતીમા સમકિતના ૬૭ બોલની સઝ્ઝાય, અઢાર પાપસ્થાનકની અઢાર સઝ્ઝાય, એકાદશીના ગરણાં, જબૂસ્વામીનો રાસ, ૪૨, ૧૨૫, ૧૫૦ અને ૩૫૦ ગાથાનાં સ્તવનો, ચોવીશીઓ વિગેરે અનેક પદ્યરચના કરી છે, ‘યશોવિલાસ’ના નામથી ઓળખાતો પદનો સગ્રહ બનાવ્યો છે અને તે પ્રત્યેકમા ગુજરાતી ભાષા ઉપર અસાધારણ કાબૂ બતાવ્યો છે ગુજરાતી કૃતિમાં તેઓએ જ્યાં જ્યાં સસ્કૃત શ્લોકોનાં ભાષાતરો મૂક્યાં છે ત્યા બરાબર શબ્દરચના કરી સમાન ભાવાર્થથી સરળપણે સસ્કૃતમાથી ગુજરાતીમા ઉલ્લેખ કરવાની અસાધારણ અવતરણશક્તિ બતાવી છે આવી સુદર રીતે સસ્કૃતને ગુજરાતી પદ્યમા બતાવી શકનાર મારા વાચવામાં કોઈ વિદ્વાન્-જૈન અથવા જૈનેતર-આવ્યા નથી મતલબ તેઓએ ગુજરાતીમા અવતરણ જ્યા જ્યા કર્યું છે ત્યા ત્યા મૂળ શ્લોકને ક્ષતિ આવવાને બદલે તેને વધારી સુધારી અતિ આકર્ષણીય ભાષામા ગુજરાતીમાં મૂકેલ છે તેઓએ ગુજરાતીમાં ‘દ્રવ્યગુણપર્યાયનો રાસ’ બનાવી બહુ ઉપકાર કર્યો છે અને તેમાં આશ્ચર્ય જેવુ એ થયુ છે કે જ્યારે સાધારણ રીતે સસ્કૃત ગ્રંથોનુ ગુજરાતી ભાષાંતર થવાનો ક્રમ છે

ત્યારે આ ગુજરાતી ગ્રંથનું '**દ્રવ્યાનુયોગતર્કણા**' નામક ગ્રંથથી ભોજસાગર મુનિરાજ દ્વારા સંસ્કૃતમા અવતરણ થયુ છે. એક અસાધારણ ન્યાયના ગ્રંથો લખનાર મહાત્મા પુરુષ 'જગજીવન જગવાલહો' અથવા 'પુખ્ખલવઇ વિજયે જયો રે' એવાં સુશિક્ષિત અને પ્રાકૃત મનુષ્યને આનંદ ઉપજાવે તેવાં સરળ પણ ઊંડા ભાવાર્થવાળા અલંકારિક ભાષાયુક્ત સ્તવનો પણ લખે તે તેઓનું ચિત્રવિચિત્ર બુદ્ધિસામર્થ્ય બતાવી આપે છે. અનેક સસ્કૃત ગ્રંથો પર વિસ્તૃત ટીકા લખનાર, કમ્મપયડી-શાસ્ત્રવાર્તાસમુચ્ચય જેવા ગ્રંથોનું રહસ્ય સમજાવનાર, અસાધારણ તર્ક અને અન્ય દ્રવ્યાનુયોગનો અભ્યાસ બતાવનાર તે જ વખતે વળી ચરણકરણાનુયોગના અનેક ગ્રંથો લખે, વળી પ્રસંગે શ્રીસીમંધરસ્વામીને વર્તમાન સ્થિતિ પર અપીલ કરે અને સાથે તેવા જ વિષયો પર સંસ્કૃત ગ્રથ લખે એ અસાધારણ બુદ્ધિવૈભવ બતાવવા માટે પૂરતા છે. આ તો તેમની એક ગ્રથકર્ત્તા તરીકે કેવી અદ્ભુત શકિત હતી તે આપણે જોયું, પરતુ તે ઉપરાત અભ્યાસ કરવા માટે બનારસમાં અને આગ્રામા પસાર કરેલ સમય, ત્યાર પછીની જિંદગી, તેમજ તે પહેલાની જિંદગી પર ઉપલબ્ધ સાધનો દ્વારા વિવેચન કરવામાં આવે તો તે વડે મોટું પુસ્તક ભરાય તેમ છે. તેઓએ તત્કાલીન ધર્મપ્રવૃત્તિ પર મોટી અસર કરી છે અને ક્રિયાઉદ્ધાર કરવાની જરૂરિયાત અને તેના સબધમા યોગ્ય નિર્ણયો કરવામાં તેઓનો મોટો હાથ હોવો જોઇએ એમ જણાય છે. તેઓશ્રીએ આનદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી તેઓના મેળાપ સમયે બનાવી અધ્યાત્મ યોગના ગહન વિષયમા પ્રગત થયેલા મહાપુરુષની બૂઝ કરી બતાવી છે અને તે એક જ હકીકત તેઓમા વ્યવહાર નિશ્ચયનું દૃઢ એકત્રીકરણ બતાવવા માટે પૂરતી છે સમકાલીન વિદ્વાન્ માટે તેઓના નામનિર્દેશથી વધારે વિવેચન અત્ર અપ્રાસંગિક ગણાય તેથી વિશેષ હકીકત અત્ર લખી શકાતી નથી, પરતુ આ સમયના અનેક પુરુષોમા તેઓ બહુ આગળ પડતી પદવી ભોગવે છે એમ નિસશય કહી શકાય તેમ છે તેઓના યોગવિષયના જ્ઞાનની પૂર્ણ માહિતી તેઓની બત્રીશ બત્રીશી ગ્રથ આપી શકે તેમ છે. તે ગ્રંથમા તેઓએ યોગના વિષયને લગભગ પરિપૂર્ણ દશાએ બતાવ્યો છે અને આ ગ્રથના એક ભાગ તરીકે યોજાયેલ 'જૈન દૃષ્ટિએ યોગ'નો મારો લઘુ લેખ તેઓના વિચારને પરિણામરૂપે થયેલ છે એમ ઘણે અશે કહી શકાય તેમ છે. શ્રીપાળનો રાસ શ્રીવિનયવિજયોપાધ્યાયનો દેહાત થવાના કારણથી અપૂર્ણ રહેલો તે તેઓએ પૂર્ણ કર્યો છે. તે વિભાગ વાચતા તેઓએ સિદ્ધચક્રની સ્થાપનાના યોગને કેવી ઉત્કૃષ્ટ રીતે બતાવ્યો છે તેનું સહજ ભાન થાય તેમ છે. આવા પૂર્ણ પ્રતિભાશાળી, ન્યાયદૃષ્ટિમાન્, નયનું રહસ્ય સમજાવનાર મહાત્મા સત્તરમી સદીમા થયા તે સમય કેવો ભાગ્યશાળી હશે તે થોડો વખત ડભોઇમા તેઓશ્રીના પાદુકાસ્થાન-સ્તૂપ પાસે અવકાશે બેસીને મનન કરવા યોગ્ય છે. ઉપાધ્યાયજીના મુખ્ય વિચારોમા વ્યવહારને મુખ્ય સ્થાન આપવાનું અને સાથે નિશ્ચયને આદરવાનું જણાઇ આવે છે અને બન્ને નયમા તથા દરેક બીજા સ્થળોએ પણ વિરોધ ટાળવાના પ્રસગો

સમજવા માટે રહસ્યજ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા તેઓએ વારંવાર બતાવી છે આનંદઘનજી સાથે તેઓને પ્રસંગ થયો હતો તે વિવાદ વગરની હકીકત છે આ સંબંધમાં વિચારો અગાઉ જણાવ્યા છે અને આગળ પણ તે સંબંધમાં સહજ ચર્ચા કરવામાં આવેલી જોવામાં આવશે.

## વિનયવિજય ઉપાધ્યાય

આ સમયના વિદ્વાનોમાં ત્યારપછી આપણે વિનયવિજયને માટે જરા વિચારણા કરીએ. ઉપાધ્યાયજી સાથે રહી કાશીમાં વ્યાકરણશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરનાર આ મહાત્મા પુરુષે 'સિદ્ધ( લઘુ )હૈમપ્રક્રિયા' વ્યાકરણ બનાવ્યું, એની ઉપર જ પોતે ૩૫૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા બનાવી. ઉપરાંત પર્યુષણમાં વંચાતી 'કલ્પસૂત્રની સુબોધિકા' ટીકા તેમણે લખી છે દ્રવ્યાનુયોગનો અતિ અદ્ભુત ગ્રંથ 'લોકપ્રકાશ' જેમાં દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાળલોક અને ભાવલોક સંબંધી ઘણી હકીકત એકત્ર કરી જ્ઞાનભંડાર જેવો ગ્રંથ બનાવી દીધો છે, તેમાં ૭૦૦ ગ્રંથોની સાક્ષીઓ બતાવી પોતાનું અતિ વિસ્તીર્ણ વાચન સિદ્ધ કરી આપ્યું છે દેશી રાગમાં સંસ્કૃત રચના કરી 'શાંત સુધારસ' ગ્રંથ અતિ રમ્ય રીતે હૃદય પર અસર કરે તેવો બનાવ્યો છે ગુજરાતીમાં અનેક કાવ્યો રચ્યાં છે તેમાં ખાસ નોંધી લેવા લાયક 'શ્રી શ્રીપાળનો રાસ' છે જે અધૂરો રહી ગયેલો તે તેમના સહાધ્યાયી ઉપરોક્ત શ્રી યશોવિજયજીએ પૂર્ણ કર્યો છે તે ઉપરાંત તેઓએ શ્રી પુણ્યપ્રકાશનું સ્તવન બનાવ્યું છે જે અંતઆરાધના માટે પ્રસિદ્ધ છે અને 'વિનયવિલાસ' ગ્રંથમાં વૈરાગ્ય વિષયક કેટલાંક પદો બનાવ્યાં છે આ ઉપરાંત બીજી નાની મોટી કેટલીક કૃતિઓ બનાવી તેઓશ્રી સંવત્ ૧૭૩૮માં કાળધર્મ પામ્યા છે તેઓના સંબંધમાં કાશીનિવાસ માટે અનેક લોકકથાઓ ચાલે છે આ વ્યાકરણનિધિ પણ જૈનના છેલ્લા મહાન્ યુગમાં એટલે કે વિક્રમની સત્તરમી સદીની આખરમાં અને ખાસ કરીને અઢારમીની શરૂઆતમાં જૈન કોમના અગ્રગણ્ય થયા. તેઓનો અને આપણા ચરિત્રનાયકનો ખાસ સંબંધ નોંધી રખાયલો નથી પણ આનંદઘનજીનો મેળાપ જોતાં આ મહાત્મા પણ આનંદઘનજીને મળ્યા હશે એમ જણાય છે અને તેઓએ જે પદો બનાવ્યાં છે તે તે કાળમાં આનંદઘનજીની વાસનાનું પરિણામ હોવું જોઈએ એમ જમાનાની મનુષ્ય પર થતી અસરને અંગે ધારી શકાય છે તેજપાલ અને રાજશ્રીના પુત્ર આ મહાત્મા વિજયહીરસૂરિના શિષ્ય કીર્તિવિજયના શિષ્ય થતા હતા શ્રીપાળનો રાસ પૂર્ણ કરતાં પ્રશસ્તિમાં યશોવિજયજી લખે છે કે—

> સૂરિ હીર ગુરુની બહુ કીર્તિ કીર્તિવિજય ઉવજ્ઝાયાજી;
> શિષ્ય તાસ શ્રી વિનયવિજયવર, વાચક સુગુણ સોહાયાજી;
> વિદ્યા વિનય વિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહાજી;
> સોભાગી ગીતારથ સારથ સંગત સખર સનેહાજી;
> સંવત સત્તર અડત્રીસા વરષે, રહી રાંદેર ચોમાસેજી;
> સંઘ તણા આગ્રહથી માંડ્યો, રાસ અધિક ઉલ્લાસેજી;

સાર્ધ સપ્તશત ગાથા વિરચી, પહોતા તે સુરલોકેજી;
તેહના ગુણ ગાવે છે ગોરી, મલી મલી થોકે થોકેજી;

પોતાનો અને તેમનો સંબંધ બતાવવા સારુ યશોવિજયજી કહે છે કે:—

તાસ વિશ્વાસભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયાજી;
શ્રી નયવિજય વિબુધપય સેવક, સુજસવિજય ઉવજ્ઝાયાજી.
ભાગ થાક તો પૂરણ કીધો, તાસ વચનસંકેતેજી,
તિણે વળી સમકિતદૃષ્ટિ જે નર, તેહ તણે હિતહેતેંજી.

મતલબ પોતે બાકીનો રાસ પૂર્ણ કર્યો, તેમા વિનયવિજયજી માટે કેટલું માન અને તેમનો અરસપરસ કેટલો સંબંધ હતો તે સમજવા યોગ્ય છે. પદવીધરો એક બીજાને જોઈ દાંત કચકચાવતા નહોતા એ આટલા ઉપરથી સ્પષ્ટ થાય છે અને તે ખાસ વિચારણીય અને અનુકરણીય બાબત છે. આ મહાત્માના ગ્રંથો વારંવાર એવા પ્રસંગે ઉપયોગમાં આવે છે, પર્યુષણમાં તેમની કલ્પસૂત્ર ટીકા અને અંત્યેષ્ટી સંસ્કારમા પુણ્યપ્રકાશનું સ્તવન એવા રસથી વચાય છે કે તેઓનું નામ એક વિદ્વાન અનુભવી તરીકે ઘણા વરસો સુધી જવલંત રહેશે. એમના વિશેષ ચરિત્ર માટે શાંતસુધારસ ભાગ બીજો જુઓ.

## વિજયદેવસૂરિ

તપગચ્છગગનમાં દિનમણિ તુલ્ય અકબર બાદશાહ પાસે ધર્મચર્ચા કરી જૈનો માટે અનેક પ્રકારના હકો મેળવનાર શ્રી હીરવિજયસૂરિ સુધર્માસ્વામીની ૫૮ મી પાટે થયા, તેમની પાટ પર વિજયસેનસૂરિ થયા, તેઓની પાટે આ મહાત્મા ૬૦ મી પાટે થયા. સંવત્ ૧૬૪૩ મા જન્મ, સૂરિપદ ૧૬૫૬. આ મહાત્માને જહાંગીર પાદશાહે **મહાતપાનું** બિરુદ આપ્યું હતું. તેમણે પોતાની હયાતીમા વિજયસિંહસૂરિને પટ્ટધર નીમ્યા હતા, પરંતુ તેમનો દેહવિલય સંવત્ ૧૭૧૦ મા થવાથી તેમના પછી વિજયપ્રભસૂરિની સ્થાપના કરી પોતે સવત્ ૧૭૧૨ મા ઉના ગામમા સ્વર્ગે સીધાવ્યા. એમના વખતમા જૈન શાસનની જાહોજલાલી એટલી બધી હતી કે તેઓ પાસે પાઠક પદ ધરાવનાર પચીસ શિષ્યો અને ૩૦૫ પંડિતપદ ધરાવનાર શિષ્યો હતા. તેઓના વખતમા શિથિલાચારને દાબવા માટે અનેક પ્રયત્નો થયા. તેઓએ કાઢેલા હુકમો હજુ પણ મળી શકે છે, પરંતુ તે સર્વથી પ્રતિકાર ન થવાથી અંતે ક્રિયાઉદ્ધારની જરૂરિયાત પડી હતી. તેઓએ કાઢેલ હુકમોની નકલ મારી પાસે છે જે દરેક સાધુએ ખાસ વિચારવા યોગ્ય છે.

## વિજયાનંદસૂરિ

વિજયદેવસૂરિના આ સમકાલીન ગચ્છાધિપતિ હતા. ગમે તે કારણથી વિજયસેનસૂરિના શિષ્ય વિજયતિલકસૂરિએ શિરોહી નગરમા સવત્ ૧૬૭૬ મા તેમને સૂરિપદવી આપી અને તે વખતથી તપગચ્છમા એક સાથે બે ગચ્છાધિપતિ થયા. વિજયદેવસૂરિના સતાનીય ‘દેવસૂર’ ગચ્છના કહેવાયા ત્યારે આ સૂરિના શિષ્ય ‘આણસૂર’ ના નામથી ઓળખાયા. આ વખતે તપગચ્છમાં બે મોટા ફાટા પડી ગયા તે માત્ર આચાર્યને અગે હતા, તેમની

ક્રિયા કે નિયંત્રણમાં વ્યક્તિને અંગે કોઇ ફેરફાર હોય તો ભલે બાકી તાત્વિક તફાવત શરૂઆતમાં કાંઈ હતો નહિ અને ત્યારપછી પણ કાંઇ થઇ શક્યો હોય એમ મારા સમજવામાં આવ્યું નથી. ગમે તેમ હોય પણ આવા અંગત કારણોને લીધે વિખવાદ પડવાથી જૈન શાસનનું જોર નરમ પડતું ગયું અને પરિણામે અત્યારે આપણે જે સ્થિતિ જોઇએ છીએ તેની શરૂઆત આ સમયમાં થઈ ગઇ અને બહારના અનેક નાશક તત્ત્વોની સામે થવામાં શક્તિનો વ્યય કરવાની જરૂરિયાત ઉપરાંત અંદરની બાબતોમાં ઘણું ધ્યાન આપવાની અને તેની મગ્નતામાં બહારનું ઘણું કામ વિસારી દેવાની જરૂર પડી. અથ વગરની ચર્ચાઓમાં અને અરસપરસ આક્ષેપમાં ત્યાર પછીથી તે અત્યાર સુધી અને ખાસ હાલના વખતમાં એટલો સમય વ્યતીત થાય છે કે શાસનહિતના જરૂરી કામો વિસારી દઇ બાજુએ મૂકવા પડે છે આ બાબતમાં દીર્ઘદૃષ્ટિ વાપરી મોટો ઉપયોગી ફેરફાર ક્રિયા અને વર્તનને અંગે કરવાની જરૂરિયાત કદાચ બહુ થોડા વખતમાં આવી પડે તો તેમાં બહુ નવાઇ જેવું લાગતું નથી

## વિજયસિંહસૂરિ

તપગચ્છની ૬૧ મી પાટે આ મહાત્મા થયા તેઓ શ્રી વિજયદેવસૂરિના પટ્ટધર હતા. તેઓનો જન્મ મેડતા શહેરમાં સંવત્ ૧૬૫૪ માં, દીક્ષા સં ૧૬૬૪ માં, વાચકપદ સં ૧૬૭૩ માં અને સૂરિપદ ૧૬૮૨ માં અને સ્વર્ગગમન સં ૧૭૧૦ માં થયું તેમના પછી તેમના ગચ્છાધિપતિ ગુરુ વિજયદેવસૂરિ ૧૭૧૨ માં કાળધર્મ પામ્યા જેમણે પોતાની પાટે વિજયપ્રભસૂરિની સ્થાપના કરી. ગચ્છાધિપતિના વખતમાં વિજયસિંહસૂરિએ કાળ કર્યો હતો, છતાં તેઓને કેટલાક ૬૧ મી પાટે ગણે છે તેનું કારણ સમજવામાં આવ્યું નથી.

## વિજયપ્રભસૂરિ

ઉપરોક્ત રીતે તપગચ્છના ૬૧ મા ગચ્છાધિપતિ તેઓના ગુરુ વિજયદેવસૂરિના વખતમાં કાળધર્મ પામ્યા હોવાથી કેટલાક વિજયપ્રભસૂરિને ૬૧ મી પાટે ગણે છે અને પ્રશસ્તિમાં પરંપરા જણાવતા ઉપાધ્યાયજીના ઉપરોક્ત ટાંચણમાં જોશો તો દેવસૂરિ પછી વિજયપ્રભ સૂરિને જ મૂકે છે તેઓનો જન્મ કચ્છમાં થયો હતો, દીક્ષા સં. ૧૬૮૬ માં, પન્યાસપદ ૧૭૦૧ માં, ગંધાર નગરમાં સૂરિપદ સં ૧૭૧૦ માં, સ્વર્ગગમન સં ૧૭૪૯ માં થયું આ બન્ને ગચ્છા ધિપતિ જબરજસ્ત હતા તેમણે સત્યવિજય પન્યાસને ક્રિયાઉદ્ધાર કરવાની રજા આપી હતી, પરંતુ વિજયપ્રભસૂરિ અંતે તે માર્ગ આદરી શક્યા નહિ. આ તેઓમાં કાંઇક નબળાઇનું રૂપ બતાવે છે ક્રિયાઉદ્ધાર સંબંધી હકીકત કાંઇક ઉપર લખી છે વિશેષ હવે પછી પણ આવશે.

## સત્યવિજય પન્યાસ

સમકાલીન મહાત્મા પુરુષોમાં સત્યવિજય પન્યાસનું નામ ખાસ સ્થાન લેવે છે. બાળવયમાં આચાર્ય વિજયસિંહસૂરિ પાસે દીક્ષા લઇ તેઓએ શાસ્ત્રાભ્યાસ કર્યો. તેઓએ વર્તમાન સ્થિતિ જોઈ ગુરુમહારાજને વિજ્ઞપ્તિ કરી કે 'હાલમાં ક્રિયાશિથિલતા બહુ વધી ગઇ છે અને તે સંબંધમાં મોટો ફેરફાર કરી શાસ્ત્રાનુસાર વિહાર, આહાર, તપસ્યા આદિ કરવાની જરૂર છે આથી આપની આજ્ઞા હોય તો હું ક્રિયાઉદ્ધાર કરુ

ગુરુમહારાજ વિજયસિંહસૂરિની રજા મેળવી તેઓએ ક્રિયાશિથિલતા દૂર કરી. તેઓનો વિહાર મોટે ભાગે મારવાડમા હતો એમ તેઓના રાસ પરથી જણાય છે. તેઓને પંન્યાસપદ સંવત્ ૧૭૨૯ માં સોજત ગામમા વિજયપ્રભસૂરિએ આપ્યું હતું. તેઓ વનવાસમા આનંદઘનજી સાથે ઘણા વરસ રહ્યા હતા એમ શ્રી તત્ત્વાદર્શમા આત્મારામજી મહારાજે બતાવ્યું છે. વીરવિજયે ધમ્મિલના રાસની જે પ્રશસ્તિ લખી છે અને જેનું ટાંચણ ઉપર થઈ ગયું છે તે પરથી જણાય છે કે તેઓએ પોતાના ગુરુ વિજયસિંહસૂરિને આચાર્યપદવી લેવાની ના પાડી અને ક્રિયાઉદ્ધાર કરવાની આવશ્યકતા જણાવી. સૂરિમહારાજે પાટ તેમને ભળાવી અને ગચ્છનો ભાર તેમના પર મૂક્યો. વિજયસિંહસૂરિ મહારાજના સ્વર્ગગમન પછી સંઘ સમક્ષ તેમણે વિજયપ્રભસૂરિની પટ્ટધર તરીકે સ્થાપના કરાવી, ત્યારપછી ક્રિયાઉદ્ધાર કરી પોતે વસ્ત્રમા ફેરફાર કર્યો અને ક્રિયાની બાબતમાં શિથિલતા દૂર કરી અનેક નાની મોટી બાબતમા ફેરફાર કરી સંવેગ પક્ષની સ્થાપના કરી. તેઓની શિષ્યપરંપરા બહુ સારી રીતે ચાલી અહીં જરા વિષયાંતર થાય છે પણ આ ઉપયોગી હકીકતને અંગે તેઓની સંતાનીય શિષ્યપરંપરાનું લિસ્ટ પણ અહીં આપી દઈએ

**સત્યવિજય પંન્યાસ**

સં ૧૭૫૬



આ ભાગમા રજૂ કરેલા પદના અર્થ સમજાવનાર પં. જશવિજયજીની પરંપરા આ ઉપરથી જણાઈ હશે. સત્યવિજય પન્યાસ સંવત્ ૧૭૫૬ મા સ્વર્ગવાસ પામ્યા. આ મહાપુરુષ અતિ ત્યાગી હોઈ મહાપ્રભાવશાળી હતા અને તેથી જ તેઓના ઉપર ગચ્છનો ભાર તેમના ગુરુએ મૂક્યો હતો. વળી ગચ્છમાં શિથિલતા જોઈ તે ચલાવી લે તેવી તેમની સાધારણ રીતે પ્રકૃતિ ન હોવાથી અને સત્ય બોલવામા તથા તે પ્રમાણે વર્તવામા નીડર હોવાથી તુરત જ તેઓ શુદ્ધ માર્ગ પર આવી ગયા અને તેનો ઉપદેશ મુક્તકંઠે કરી અસાધારણ મનોબળ બતાવી સંવેગ પક્ષનો આદર કર્યો ઘણી વખત વર્તમાન સ્થિતિમાં અસંતોષ થાય એવા પ્રસંગો બને છે, અને તેથી સત્યવિજય જેવા અસાધારણ ત્યાગવૈરાગ્ય અને મનોબળવાળા મહાપુરુષોના જન્મની અથવા પ્રાદુર્ભાવની રાહ જોવાય છે જમાનાને અંગે ઘટતા ફેરફાર થવા સાથે હવે ક્રિયાઉદ્ધારની નહીં પણ માનસિક દશાની સુધારણા અને ખાસ કરીને કષાયવિજયની આવશ્યકતા બહુ રહે છે દાખલ થયેલા સડાને વૃદ્ધિ પામવા દેવાથી તે ઘર કરી મૂકે છે અને તે બાબત દીર્ઘ દૃષ્ટિવાળા ગીતાર્થ અને ગચ્છનાયકોએ વિચારી વર્તમાન સમયમાં પણ સત્યવિજયનુ સ્વરૂપ ધારણ કરવાની આવશ્યકતા છે એમ કેટલોક વર્તમાન ઇતિહાસ જોવાથી અથવા તે પર ઐતિહાસિક નિષ્પક્ષ દૃષ્ટિએ વિચારવાથી જણાઈ આવે તેવુ છે, પરંતુ અહીં વિષયાંતર થઈ જાય છે તેથી વધારે લખવુ યોગ્ય લાગતુ નથી. સત્યવિજય પન્યાસે પોતાની ત્યાગદશાને અંગે આનંદઘનજીનો પ્રસંગ સારી રીતે પાડ્યો હોય એમ એમના સંબંધમાં ચાલતી લોકકથાથી જણાય છે અને તે તેઓના વિશિષ્ટ ત્યાગને અને દીર્ઘદર્શીપણાને અનુરૂપ છે

## માનવિજય ઉપાધ્યાય

વિજયાનંદસૂરિના શિષ્ય શાંતિવિજય થયા. તેમના શિષ્ય સુપ્રસિદ્ધ માનવિજયજી ઉપાધ્યાય થયા. તેમણે ધર્મસંગ્રહ' નામનો અતિ અદ્ભુત ગ્રંથ સંવત્ ૧૭૩૮ માં રચ્યો અને તે સમયના સમર્થ વિદ્વાન્ ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ તે ગ્રંથ સુધારી આપ્યો, એમ તે જ ગ્રંથની પ્રશસ્તિ ઉપરથી જણાઈ આવે છે આવી રીતે પોતાના ગ્રંથને ચાલુ સમયના સમર્થ વિદ્વાન્ પાસે અંકિત કરાવવો એ ખાસ જરૂરનુ છે એ પ્રમાણે કરવાથી ભૂલો રહેવાનો સંભવ બહુ ઓછો થઈ જાય છે આ માનવિજય ઉપાધ્યાયે ચોવીશી પણ બહુ સુંદર ગુજરાતી ભાષામા બનાવી છે 'ઋષભ જિણંદા પ્રથમ જિણંદા' એ આદિ નાથનુ તેઓનુ કરેલ પ્રથમ સ્તવન છે એમનાં સ્તવનોમા નિરખી નિરખી તુજ બિંબને' એ સુપાર્શ્વનાથનુ સ્તવન અતિ સુંદર છે, રૂપસ્થ ધ્યાન ઉપર દોરી જનાર છે અને મૂર્તિપૂજાને અત્યુત્તમ આકારમા દર્શાવનાર છે માનવિજયના બનાવેલ રાસમા ગજસિંહ કુમારનો રાસ અને નયવિચારનો રાસ પ્રસિદ્ધ છે એકમાં માનવિજયજી ગણિ એમ નામ લખ્યુ છે તે આ માનવિજય છે એમ જણાય છે

## રામવિજય

આ જ સમયમા અતિ મિષ્ટ ભાષામાં ચોવીશી સ્તવનાદિ લખનાર રામવિજયજી થયા.

શ્રી શાંતિનાથનો રાસ તેમણે રચ્યો છે જે બહુ જ સુંદર છે; તેમ જ તેમણે તેજપાળ રાસ બનાવ્યો છે તે પણ ખાસ વાચવા યોગ્ય છે. તેઓની આખી ચોવીશીના લગભગ પ્રત્યેક સ્તવનો ભક્તિ અને જ્ઞાન તથા કોઇ કોઇ યોગના વિષયથી ભરપૂર છે. તેઓનું પદલાલિત્ય પંચકલ્યાણકના સ્તવનાદિકમા અતિ આકર્ષક જણાઈ આવે છે. તેઓએ સાત નય ઉપર વિસ્તારથી સજ્ઝાયો લખી છે, જે ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. એ ઉપરાત તેઓની વ્યાખ્યાન શૈલી એવી લોકપ્રિય હતી કે કિંવદંતી પ્રમાણે જ્યારે ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના વ્યાખ્યાનમા વિદ્વાનો જ રસ લઇ શકતા ત્યારે તેમના વ્યાખ્યાનમાં સર્વ લોકો ટોળે મળીને જતા હતા. યશોવિજય ઉપધ્યાયજીને પોતાને એમની વ્યાખ્યાનશૈલી જોવાની ઇચ્છા થતા તેમના વ્યાખ્યાનમાં એક વાર પધાર્યા હતા અને તેમને વ્યાખ્યાન ચાલુ રાખવા આજ્ઞા કરતા તેમની લોકપ્રિય ભાષા, વિષયો ગોઠવવાની રીતિ અને વચ્ચે વચ્ચે મિષ્ટ દૃષ્ટાંતોથી હૃદયસરણ કરવાની શક્તિ જોઈ છક થઈ ગયા હતા. આ રામવિજયજી સુમતિવિજયના શિષ્ય થયા હતા.

## જ્ઞાનવિમલસૂરિ

તપગચ્છની વિમળ શાખામા આ જ્ઞાનવિમળસૂરિ આ જ સમયમા થઈ ગયા છે. ઉત્તમ જીવ હતા, આનદઘનજીના અત્યંત રાગી હતા, આનદઘનજીની ચોવીશી ઉપર તેમણે ટબો લખ્યો છે જે સુદર છે અને થોડા વખતમા બહાર પડવાનો છે તેઓએ 'જ્ઞાનવિલાસ' નામથી પ્રસિદ્ધ છૂટા છૂટા પદો લખ્યા છે, જે અન્યત્ર છપાઈ ગયા છે. તેઓએ 'સંયમતરંગ' પર સાડત્રીશ પદો લખ્યા છે તે પણ છપાઈ ગયા છે યશોવિજય ઉપાધ્યાયના ૩૫૦ ગાથાના સ્તવન ઉપર તેમણે ટબો પૂર્યો છે ત્રેવીશમા અને ચોવીશમા તીર્થંકરના સ્તવનો આનંદઘનજીની ચોવીશી પૂર્ણ કરવા માટે તેમણે બનાવ્યા છે, જે સુંદર છે, છતા આનદઘનજીની શૈલીથી જૂદા પડી જાય છે આ બાબત પર અગાઉ વિવેચન થઇ ગયુ છે.

## ધર્મસાગર ઉપાધ્યાય

આ ધર્મસાગરજી જેમણે કલ્પકિરણાવળી નામની કલ્પસૂત્રની ટીકા બનાવી છે અને જેઓની બુદ્ધિ તર્કના મુદ્દાઓ ઉઠાવવામા તીવ્ર જણાય છે તે પણ આ સમયમા થયા છે. તેઓને તત્કાલીન વિદ્વાનો સાથે સારી રીતે બનાવ નહોતો એમ હકીકત સભળાય છે. આ વિદ્વાન્ ઉપાધ્યાયની ઉપરોક્ત ટીકા પર 'સુબોધિકા' ટીકામા વિનયવિજયજીએ કેટલેક ઠેકાણે આક્ષેપો કર્યા છે તેનુ યોગ્યાયોગ્યપણુ વિચારવા યોગ્ય છે સસારીપણામા તેઓ વિજય-દેવસૂરિના સગા થતા હતા અને ગચ્છાધિપતિ બીજા નીમવાનું તે પણ એક કારણ હતુ એમ સાભળવામા આવ્યું છે એમણે નાની મોટી ઘણી રચનાઓ કરી છે તેઓ તપ ગચ્છનો ઝંડો ઉઠાવનાર અને શૂરવીર હતા શાસ્ત્રાનુસારે દરેક કુમતનું ખંડન કરવું અને કોઇથી કોઈ પ્રકારે ડરવુ નહિ એ તેમનો મુદ્રાલેખ હતો.

આ ઉપરાંત તે સમયમાં લાવણ્યસુંદર જેમણે અનેક સજ્ઝાયો તથા ગ્રન્થસમૃદ્ધિ બનાવી છે, ધર્મમંદિર ગણિ, સમયસુંદર અને બીજા અનેક વિદ્વાનો થઈ ગયા છે આ કાળમાં લગભગ બાવન પંડિતો માત્ર જૈન ધર્મમાં થયા છે, તે બતાવે છે કે આ સમય બહુ ઉપયોગી થઈ ગયો અને ઘણા રત્નોને ઉત્પન્ન કરી શક્યો હવે એ સમયની છાયા આનંદઘનજીની રચના પર કેટલી પડી છે તે જાણવા સામે ઐતિહાસિક ચર્ચા અને તેને અંગે અધ્યવિચારણા પર મજબૂત અસર કરનાર તત્ત્વ પર કંઈક વિશેષ પ્રકાશ પડી શકે

## બનારસીદાસ

શ્વેતાંબર સંપ્રદાયના વિદ્વાનો આ સમયમાં થયા એની સાથે દિગંબરોમાં પણ કેટલાક વિદ્વાનો થયા છે તે પૈકી બનારસીદાસનું નામ બહુ જાણીતું છે સમયસાર નામના કુંદકુંદાચાર્યના ગ્રંથને તેઓએ એવી સુંદર ભાષામાં કવિત્વરૂપે રજૂ કર્યો છે અને તે 'સમયસાર નાટક'ના નામથી એટલો પ્રસિદ્ધ છે કે તે પર વિવેચન કરવાની આવશ્યકતા રહેતી નથી. એના કાવ્યનું માધુર્ય અને પદલાલિત્ય ગંભીર તેમ જ અસરકારક હોવા ઉપરાંત વિષયને અતિશય ઉદ્દીપન કરે તેવું છે તેઓ ઉપરોક્ત ગ્રંથની પ્રશસ્તિમાં જણાવે છે કે—આગ્રા શહેરમાં રૂપચંદ, ચતુર્ભુજ વિગેરે પાંચ વિદ્વાનો ધર્મકથા કરવામાં બહુ પ્રવીણ હતા, પરમાર્થની ચર્ચા કરતા હતા અને તેઓને બીજી વાતમાં રસ કદી પણ પડતો નહિ. કોઈ વખત તેઓ નાટક સાંભળતા, કોઈ વખત સિદ્ધાન્તરહસ્ય વિચારતા અને કોઈ વાર દોહરા બનાવતા આવી રીતે આગ્રા નગરમાં જ્ઞાન પ્રગટ થયું હતું તેની વાત પણ દેશ પરદેશમાં સારી રીતે પ્રસિદ્ધ થઈ ચૂકી હતી અને તેઓની ચર્ચાને લીધે જ્યાં ત્યાં જૈન સંબંધી ચર્ચા ચાલ્યા કરતી હતી. ગ્રંથકર્તા આગળ કહે છે કે એ જ આગ્રા નગરમાં એક સામાન્ય જ્ઞાનવાળો બનારસી નામે લઘુ ભાઈ હતો, એનામાં કવિત્વશક્તિ જોઈ જ્ઞાનરસિકો તેની પાસે હૃદય ખોલીને વાત કરતા હતા. એક વખત સદ્‌ગુરુ સમયસાર ગ્રંથને ભાષામાં સુંદર કવિતામાં ગોઠવવામાં આવે તો ઘણા પ્રાણીઓ એનો લાભ લઈ શકે એમ તેઓએ બનારસીદાસ પાસે જણાવ્યું બનારસીદાસે તેમની ઇચ્છા જાણી ઉપરની વાત મનમાં ધારણ કરીને સમયસાર નાટક ગ્રંથ કવિત્વરૂપે બનાવ્યો તે ગ્રંથ સંવત્ ૧૬૯૩ના આસો સુદિ ૧૩ રવિવાર સમાપ્ત કર્યો અને તે ગ્રંથ પૂર્ણ કર્યો ત્યારે શહેનશાહ શાહજહાનો રાજ્યઅમલ ચાલતો હતો પ્રશસ્તિનો આ ભાગ બહુ સુંદર ચોપાઈ રાગનો હોવાથી નીચે લખી લીધો છે

બહુત બડાઈ કહા લૌ કીજે, કારજ રૂપ બાત કહી લીજે;
નગર આગરા માંહિ વિખ્યાતા, બનારસી નામે લઘુજ્ઞાતા. ૧૧
તામેં કવિત કલા ચતુરાઈ, કૃપા કરે એ પાંચો ભાઈ,
એ પરપંચ રહિત હિયે ખોલે, તે બનારસીસેં હસી બોલે. ૧૨
નાટક સમૈસાર હિત જીકા, સુગમરૂપ રાજમલી ટીકા,
કવિતબદ્ધ રચના જો હોઈ, ભાષા ગ્રંથ પઢે સબ કોઈ ૧૩

તબ બનારસી મન મહિ આની, કીજે તો પ્રગટે જીનવાની;
પંચ પુરુષકી આજ્ઞા લીની, કવિતબંધકી રચના કીની. ૭૨૩
સોરહસે તીરાનવે વીતે, આસુમાસ સિત પક્ષ વિતીતે;
તિથિ તેરસી રવિવાર પ્રવીના, તો દિન ગ્રંથ સમાપત કીના, ૭૨૪

દોહરા
સુખ નિધાન સકબંધ નર, સાહિબ સાહી કિરાન;
સાહસ સાહિ શિર મુકુટમનિ, શાહજહા સુલતાન ૭૨૫
જાકે રાજ સુચેતસો, કીનો આગમ સાર;
ઇતિ ભીતિ વ્યાપી નહિ, યહ ઉનકો ઉપગાર. ૭૨૬*

આવા બનારસીદાસ જેવા જીવો જેમના સંબંધમા લોકકથા ચાલે છે તે પણ બરાબર આનંદઘનજીના સમયમા જ થયા છે. તે શાહજહાન રાજાના સુખશાંતિના અમલના વખાણ કરે છે અને તેનો સ્પષ્ટ રીતે ઉપકાર માને છે, એ આ સમયની ઉપયોગિતા બરાબર રીતે ઠસાવે છે. આવા સમયમા આનંદઘન જેવા યોગીઓ પૃથ્વીતળને પાવન કરે એ સ્વાભાવિક જેવું લાગે છે વળી એ સમયમા જૈનેતર વિદ્વાનો કેવા થયા છે તે જરા વિચારવાથી એ સમયની મહત્તા બહુ સારી રીતે જણાઇ આવશે એ સમયસાર નાટકનો કોઈ પણ વિભાગ વાચવાથી એ સમયના જ્ઞાનરસિક જીવોના વિલાસસ્થાનની, વૈરાગ્યવાસનાની અને જીવનઉત્ક્રાન્તિની વિશિષ્ટ સ્થિતિના વિચારોનો કાઇંક ખ્યાલ આવશે. અધ્યાત્મ-પરીક્ષામા દિગંબરો સંબંધી યશોવિજયજીએ ઉલ્લેખ કર્યો છે તે પરથી એમ સહજ અનુમાન થાય છે કે દિગંબરો જેટલા વિચારમા આગળ વધેલા હતા તેટલા ક્રિયામા વધેલા નહિ હોય, કારણ કે ઉપાધ્યાયજી તેમને દ્રવ્ય અધ્યાત્મી તરીકે જણાવે છે.

## રામદાસ

'શિવાજી ન હોત તો સુનત હોત સબકી' એ પ્રસિદ્ધ વાકયના અધિષ્ઠાયક આ રામદાસ શિવાજીના ગુરુ હતા. તેઓ શિવાજીને ધર્મનો બોધ આપનાર, હિંદુ ધર્મનું રહસ્ય સમજાવનાર, જુદી જુદી જાતિઓ અને વિચિત્ર પંથોના ઉપર ઉપરના મતભેદની અંદર રહેલી એકતા સમજાવનાર અને ધર્માભિધાનના અંકુરો શિવાજીમા વાવનાર, વૃદ્ધિ કરનાર અને એના ફળનું સાધ્ય બરાબર લક્ષ્યમા રાખનાર, **દાસબોધ** ગ્રન્થના કર્ત્તા, તુકારામને પગલે ચાલનાર અને દક્ષિણના અનેક વિભાગોને નવીન જુસ્સાથી જાગ્રત કરનાર હતા તેઓએ 'દાસબોધ' ગ્રન્થમા જે નવીન શૈલીનો ઉપયોગ કર્યો છે તે એકદમ આક-ર્ષણીય અને વિચારમા પાડી નાખે તેવી હોવા સાથે પ્રાણીને પોતાનું ઐશ્વર્ય સૂચવનાર અને ખાસ મનન કરવા યોગ્ય છે સંવત્ ૧૬૬૪ મા એનો જન્મ દક્ષિણના એક જાબવ ગામમા ગોદાવરી કાઠે થયો હતો. **શિવાજી**નો આ મહાપુરુષ સાથે પ્રથમ પ્રસંગ સંવત્

* પ્રકરણ રત્નાકર ભાગ બીજે પૃષ્ઠ–૫૭૬ ઉપર આ સમયસાર નાટકની પ્રશસ્તિ છાપેલી છે ત્યાંથી આ ઉતારો કર્યો છે

૧૭૧૫ મા થયો હોય એમ તત્સમયના ઇતિહાસ પરથી જણાય છે, પરંતુ એ સમાગમ પછી શિવાજીએ જે અનેક સંકટો સામે યુદ્ધ કર્યું, અસાધારણ શૌર્ય બતાવી આર્યત્વની વિશિષ્ટતા બતાવી આપી અને રાજ્યમાં તેમ જ રણક્ષેત્રમા જે ધીરતા બતાવી આપી તે સર્વના પ્રેરક આ રામદાસ હતા જાતે રામના ભક્ત હોઈ તેની ઉપાસના કરતા હતા અને તે માટે બોધ આપતા હતા. તેઓનો ઉપદેશ જડ અથવા અક્રિયાવાદી નહોતો, પણ અધિકાર પ્રમાણે પ્રેરક અને સગર્ભ હતો વિશાળ દૃષ્ટિવાળા અને વૈરાગ્યનો યોગ્ય ઉપદેશ આપનાર આ રામદાસ શિવાજી પછી બીજે વરસે એટલે સંવત્ ૧૭૩૭ મા ૭૩ વરસની વયે દેહ છોડી ગયા. આ શૌર્યનો સમય એક બાજુએ ઓરંગઝેબને અને બીજી બાજુએ શિવાજીને બતાવી પ્રેરણા કરે છે તે જ વખતે રામદાસ જેવા પુરુષો પણ થયા છે તે બતાવી સમયસ્વરૂપ માટે ખાસ ધ્યાન આપવા યોગ્ય હકીકત પૂરી પાડે છે

## તુકારામ

આ જ સમયમા વિઠોબાના ભક્ત વૈશ્ય જાતીય તુકારામ દક્ષિણમા–મહારાષ્ટ્રમાં થયા જેના ભક્તિના પદો સારી રીતે જાણીતા છે એમનો સમય સંવત્ ૧૬૬૪ થી ૧૭૦૫ છે અને તે પણ આ જ સમયના ભક્તશિરોમણિ તરીકે ઓળખાય છે

ગુજરાતના ત્રણ કવિઓ **પ્રેમાનંદ, સામળ ભટ્ટ** અને **અખો** કવિ આ જ સમય પછી તુરતમા જ થઈ ગયા છે પ્રેમાનંદના સમય માટે મતભેદ છે પરંતુ સામાન્ય રીતે વધારે આધારભૂત લેખકોના મત પ્રમાણે એનો સમય વિક્રમ સંવત્ ૧૬૯૨ થી ૧૭૬૯ સુધીનો છે ગુજર ગિરાનો આ મધ્યમ કાળ છે એમાં કવિતા ભક્તિના એકલા રૂપમાંથી આગળ વધી નવીન સુંદર માર્ગોમા ગમન કરે છે અને તેને અંગે આ કાળના કવિઓ બહુ સારો ભાગ ભજવે છે પ્રેમાનંદની કવિતા જેના વાંચવામા આવી છે તેને જો કે તેના યોજેલા શૃંગારરસ તરફ પ્રથમ ધ્યાન ખેંચનાર થઈ પડી ,છે પરંતુ કવિ તરીકે જે ફ્વનો તેણે કાઢ્યા છે તેની અસર ગુજરાતી ભાષામા બહુ દીર્ઘ સમય સુધી જરૂર રહેશે એ વાતમા સંદેહ લાગતો નથી. દુનિયાની વિચિત્ર ભાવનાનો અનુભવ કર્યાં પછી જે હજારો છપ્પાઓ સામળ ભટ્ટે બનાવ્યા છે તે પણ અનેક રીતે આકર્ષણ કરે તેવા અને તેનુ દુનિયાદારીનુ જ્ઞાનભંડોળ બતાવવા માટે પૂરતા છે તેના છપ્પાઓમા સામાન્ય ધર્મ ભાવના ને નીતિભાવના ખાસ અસર કરનારી અને મોટા વિસ્તારમા આવી રહેલી સ્પષ્ટ જણાઈ આવે છે વ્યવહારજ્ઞાન તેણે બહુ ઉપયોગી આપ્યુ છે અખા કવિનો અનુભવ પણ તેવો જ અસરકારક છે તે પ્રેમાનંદથી વિલક્ષણ–દુનિયાની સ્પૃહા વિનાના–ખાસ વૈરાગી હતા આ ત્રણે કવિઓ સાંસારિક દૃષ્ટિએ બહુ ઉપયોગી કામ કરી ગયા છે અને તેમાના છેલ્લા બે ધર્મભાવનાથી વિમુખ નહોતા એમ તેઓના ગ્રંથો વાંચવાથી જણાઈ આવે છે

## તુલસીદાસ

ઉત્તર હિંદુસ્તાનમા આ જ સમયમા તુલસીદાસ થયા છે એનો સમય અત્યાર

સુધીની મારી જાણ પ્રમાણે સંવત્ ૧૭૧૩ થી ૧૭૫૯ સુધીનો છે. એમણે અનેક અનુભવના કવનો ગાઈ બતાવ્યાં છે અને તેને પરિણામે તુલસીદાસની 'ચોપાઈઓ' ખાસ વખણાય છે. એક પ્રસિદ્ધ ઉકિતમા કહેવામા આવે છે કે 'ચન્દ છંદ, પદ સૂરકે, કવિત કેશવદાસ; ચોપાઈ તુલસીદાસકો, દુહા બિહારીદાસ.' આવી રીતે ચન્દ કવિના છંદ, સુરદાસના પદો, બિહારીદાસના દુહા સાથે તુલસીદાસની ચોપાઈઓ વખણાય છે એમા સર્વશાસ્ત્રસમ્મત વૈરાગ્યભાવનાનું સારી રીતે પોષણ થયેલુ છે. આ તુલસીદાસ રામના ભકત હતા અને તેમની ખાસ વિખ્યાતિ તેમના બનાવેલા '**રામાયણ**'થી છે. આ મિશ્ર હિંદી ભાષાનો ગ્રથ અત્યારે પણ સર્વત્ર બહુ રસથી વચાય છે. એ રામની ભકિતમા બહુ ઊતરી ગયા હતા એમ તેઓના સબંધમા ચાલતી હકીકતો પરથી જણાય છે તેઓ આનંદઘનજીના સમયથી જરા દૂર છે એટલે લગભગ પછવાડેના વખતમા થયા છે, પરંતુ આ સમયની તેમના લેખો ઉપર પણ સારી રીતે અસર થઈ છે એ તેઓના ગ્રંથો વાચવાથી જણાઈ આવે છે આનંદઘનની અને તુલસીદાસની ભાષા સરખાવવા યોગ્ય છે.

## ગુરુ ગોવિંદસિંહ

શિખ પથના આ દશમા મહાન્ ગુરુના નામથી કોઈ પણ ઇતિહાસનો વાચનાર અજાણ્યો નહિ હોય એમનો સમય સવત્ ૧૭૩૨ થી ૧૭૬૪ સુધીનો હોવાથી એ આનંદઘનજીના સમયથી જરા દૂર જાય છે, પણ એના પિતા **તેજબહાદુર** જે શિખના નાનક ગુરુની નવમી પાટ પર હતા અને જેમણે મુસલમાન ધર્મ સ્વીકારવાને બદલે ઔરંગજેબના હાથથી મરણ સ્વીકાર્યું હતું તેનુ શૌર્ય આ ગોવિદસિહમા પણ હતું. એના વખતમા શિખ લોકો જે અત્યાર સુધી ધાર્મિક બાબતોમા ભાગ લેતા હતા તે હવે લશ્કરી બાબતમા ભાગ લઇ રાજ્યદ્વારી વિષયમા ભાગ લેતા થયા અને તેવી રીતે જમાનાની અસર તેમના પર તદ્દન જૂદા પ્રકારની થઈ તેનુ કારણ ઔરગજેબ બાદશાહની ધર્માધતા સિવાય બીજુ કાઇ નહોતુ

આવી રીતે આ સત્તરમી સદી, ઉત્તરમા **તુલસીદાસ** અને **તેજબહાદુર,** દક્ષિણમા **તુકારામ અને રામદાસ,** ઉત્તર હિદમા **બનારસીદાસ અને આનંદઘનજી,** ગુજરાતમા **યશોવિજય** અને **વિનયવિજયજી** અને જૈનેતરમા **પ્રેમાનંદ** અને **શામળ ભટ્ટ** ખાસ વિદ્વાનો, યોગીઓ, રાજ્યદ્વારીઓ અને સેનાનીઓ ઉત્પન્ન કરી અનેક પ્રકારે પોતાની અસર પછવાડે મૂકી ગયેલ છે આવા અનેક પ્રકારના રસથી ભરપૂર સમયમા આપણા ચરિત્રનાયક થયા છે. એમની અન્ય કવિઓ ઉપર જબરી અસર થઇ છે અને એમના વખતમા અને ત્યાર પછી તેઓ પોતાના વિચારો વિકસ્વર થાય તેવા આકારમા મૂકી ગયા છે. એની અસર કેવા પ્રકારની હતી અને તેમનુ ખાસ શિક્ષણ શું હતું તે હવે આપણે વિચારીએ.

## આનંદઘન

આવી રીતે **શાહજહાંન** પાદશાહનો સમય એકદરે તદ્દન શાત હતો **અકબર**

બાદશાહે રજપૂત રાજાઓની સાથે સંબંધ વધારી, તેઓને રાજ્યમાં મોટા મોટા હોદ્દાઓ આપી તેઓ દ્વારા ભારતભૂમિ પર સામ્રાજ્ય વધારવાની જે નવીન રાજ્યનીતિ ગ્રહણ કરી હતી અને જે નીતિસૂત્ર જહાંગીર અને શાહજહાંને અમલમાં મૂકવા યત્ન કર્યો હતો તેને પરિણામે મુગલ શહેનશાહત ઘણી મજબૂત થઈ હતી અને તેથી દેશમાં આબાદી પણ ઘણી થઈ હતી. એવા શાંતિના વખતમાં દેશમાં ઉત્તમ પુરુષોનો જન્મ થાય અને તેઓ પોતાના સંદેશા જગતને શાંત પણ સ્પષ્ટ રીતે કહે તે સ્વાભાવિક હતું. કુટુંબકલહ કરી ઓરંગજેબે મુગલાઈને હચમચાવી દીધી, જજીઆવેરો નાખી હિંદુઓના મન દુખાવ્યાં અને વિશ્વાસના હોદ્દા પરથી હિંદુઓને દૂર કર્યા તેથી જે પરિણામ આવ્યું તેની અસર તેની પછીની સદીમાં ઘણી થઈ, પરંતુ એના પોતાના સમયમાં જાહોજલાલી સારી હતી. આવા સમયમાં આપણા મહાન્ યોગીશ્રી આનંદઘનજી જન્મ્યા હતા, તેમની આજુબાજુનું વાતાવરણ તેમના વિચારોને પુષ્ટિ આપે તેવું હતું, લગભગ દરેક વિભાગમાં અવિચળ કીર્તિ સ્થાપન કરી ગયેલા વિદ્વાનોના વૈરાગ્યના વિષયને ગ્રહણ કરવા એ કાંઈક અંશે તૈયાર હતા એમ જણાય છે. અકબરના વખતમાં કબીરે જે નવીન માર્ગ ચલાવી હિંદુ મુસલમાનનું ઐક્ય કરવાનાં સાધનો બતાવ્યાં અને તેને અમલમાં મૂકી શકે એવી સારી સંખ્યાની એક ટોળી ઉત્પન્ન કરી અને અકબરે સર્વધર્મસમ્મત 'તૌહીદ-ઈ-ઈલાહી,' માર્ગ ચલાવવા યત્ન કર્યો જે તેની હૈયાતી બાદ ચાલી શક્યો નહિ તે બન્ને, જે સદીના ઐતિહાસિક બનાવો આપણે વિચારીએ છીએ તેની આગલી સદીમાં બન્યા, તેની મજબૂત અસર આ સદીમાં થયા વગર રહી નહિ. તત્સમયના ઇતિહાસનું વધારે બારિકીથી અવલોકન કરતાં એટલું તો જણાય છે કે સામાન્ય લોકોની વૃત્તિ એશઆરામ તરફ વધારે વળેલી હતી અને તેઓ ધાર્મિક બાબતમાં બહુધા બાહ્યાડંબર તરફ વળેલા હતા. એનાં જ કારણથી એ સમયના વર્ણનોમાં બાહ્ય ધમાધમ સંબંધી હકીકતો વધારે આવે છે અને આગેવાન શિક્ષાપ્રચારકો તેની સામે પોતાનો મજબૂત પોકાર ઉઠાવતા વાંચવામાં આવે છે.

## આનંદઘનજીનું શિક્ષણ

આનંદઘનજીના લગભગ દરેક પદમાં નૂતન શિક્ષા આપવામાં આવી છે, તે પ્રત્યેક પર આપણે દરેક પદમાં વિચાર કરશું અને આ ઉપોદ્ઘાતના છેવટના ભાગમાં તેના મુખ્ય તત્ત્વો પર વિચાર ચલાવશું; પરંતુ આપણે અહીં તેમના પદોમાં જે ખાસ કેંદ્રસ્થ વિચાર હોય તે શોધી કાઢવાની જરૂર છે. એક મુદ્દા ઉપર લક્ષ્ય રાખી તેઓએ પોતાના વિચારો લખ્યા હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે અને તે મુદ્દો બરાબર પૃથક્કરણ કરી શોધી કાઢવાથી તેઓના પદોની વિચારણા માટે ચાવી પ્રાપ્ત થઈ જાય એમ છે. તેમનો એ વિચાર બહુ સંક્ષેપમાં કહીએ તો એ છે કે સ્વપરનો વિવેક કરી સ્વને આદરો, પરભાવનો ત્યાગ કરો અને આત્મપરિણતિની નિર્મળતા કરો. આ વિચારને—આ શિક્ષણને વિસ્તાર કરવા માટે તેઓએ સુમતિ, શુદ્ધ ચેતના વિગેરે પાત્રોને

જન્મ આપ્યો છે, શુદ્ધ વસ્તુસ્થિતિ બતાવવા માટે વીર રસ અને બહુધા શાંત રસનો અને ક્વચિત્ શિક્ષણીય શૃંગાર રસનો ઉપયોગ કર્યો છે અને તેના વિસ્તાર માટે અનેક પ્રકારની વ્યવહારુ શિક્ષાઓ આપી છે, યોગ અધ્યાત્મના માર્ગ બતાવ્યા છે, વૈરાગ્યનો ઉચ્ચ આશય બતાવ્યો છે અને શિથિલ અંતકરણોને પણ ડોલાવે એવા વિચારો ઉચ્ચ ભાષામા બતાવ્યા છે. પરમતસહિષ્ણુતા સંબંધી તેઓએ જે વિચારો પદમા વારંવાર બતાવ્યા છે તે સામાન્ય શિક્ષણ કરતા તેઓનું કહેવાનું કેટલું ઉચ્ચતર હતું તે બતાવવા માટે પૂરતા છે. સત્તાવીશમા પદમા તેઓ સ્પષ્ટ રીતે કહે છે કે.–

બહિરાતમ મૂઢા જગ જેતા, માયાકે ફંદ રહેતા;
ઘટ અંતર પરમાતમ ભાવે, દુરલભ પ્રાણી તેતા.

અને તેથી પણ આગળ વધીને 'માયડી મુને નિરપખ કિણુહી ન મૂકી' એ લય અડતાલીશ પદમાં ગાઇને તો પરમતસહિષ્ણુતા સંબંધમા હદ કરી દીધી છે. એમા પરમતસહિષ્ણુતાના તત્ત્વ કરતા પણ એક વિશિષ્ટ તત્ત્વનો ઉપદેશ કર્યો છે અને તે એ છે કે દરેક પ્રાણી સ્વમતાધ થઇ જઇ એવા એવા કામ કરે છે અને એવી એવી વાતો કરે છે કે તે કહેતા પણ શરમ આવે છે આવા સ્પષ્ટ રીતે વિચાર જણાવનારને યથાસ્વરૂપે સમજવા માટે બહુ વિશાળ અંતકરણની જરૂર છે અને તેવા પ્રકારની વૃત્તિ સામાન્ય જનસમૂહની ન હોવાને લીધે શાસ્ત્રના ઉપરચોટીઆ બોધવાળા પ્રાણીઓ આ મહાત્માનો આશય ન સમજતા હોવાથી તેઓનું શિક્ષણ નિશ્ચયમતાવલંબી છે એમ કહી જાણે વ્યવહાર અને નિશ્ચયનો મોટો વિરોધ જૈન શાસ્ત્રમા હોય અને નિશ્ચયના ઉપદેશ કરનાર મોટી ભૂલ કરતા હોય એવું બતાવવાનો પ્રયત્ન કરે છે. જરા વિશાળ દૃષ્ટિએ શાસ્ત્રના દૃષ્ટિબિંદુઓ સમજવાની દરકાર હશે તેઓ સમજી શકશે કે આવા સંકુચિત પ્રવાહવાળા પ્રાણીઓ બહુધા રહસ્યને સમજ્યા વગર બન્ને વાત ખોટી દૃષ્ટિથી જુએ છે, વ્યવહાર નિશ્ચયની સપાટી ઉપર રહેલ ભેદની અંતર્ગત રહેલી એકતા અને તેમા પણ વસ્તુતત્ત્વનુ આદરપણું કેટલું ઉપયોગી છે તેનુ આંતર રહસ્ય સમજનાર આવી ખોટી ટીકા કરનારના ઉપલકીઆ જ્ઞાન માટે મનમા હસે અથવા તેઓ માટે દયા ખાય તો તેમા નવાઇ નથી ઘણાખરા પ્રાણીઓના સબંધમા અત્યંત દિલગીરી સાથે એમ કહેવાની જરૂર પડે તેવુ છે કે તેઓએ કોઇ પણ વિરુદ્ધ પુરાવા વગર વ્યવસ્થા વગરની કિંવદન્તીઓને આધારે જ આનંદઘનજી જેવા મહાત્મા યોગીના સબંધમા ટીકા કરવા જેવા વિચારો જાહેર કરવાની ઉતાવળ કરી છે અને તેમ કરવાની પોતાની યોગ્યતા કેટલી છે અથવા છે કે નહિ તેનો પણ કદી વિચાર કર્યો નથી. જો તેઓ વિચાર કરે તો જણાઇ આવે કે એમના સબંધમા અભિપ્રાય બતાવવા પહેલા હજુ ઘણું સમજવાની–વિચારવાની–પોતાની પરીક્ષા કરવાની જરૂર છે અને એમ થાય ત્યારે જ પોતામા આવા પ્રકારની ટીકા કરવાની યોગ્યતા આવે તેમ છે

## આનંદઘનજી મહારાજના સંદેશા

થોડા પદોમાં અને બહુ થોડા સ્તવનોમાં આનંદઘનજીએ જુદાનું શિક્ષણ આપ્યું છે તે આપણે સંક્ષેપમાં વિચારી જઇએ કેટલાક મહત્ત્વના વિચારો તેમણે બતાવ્યા તે પૈકી પાંચ સાત અગત્યના વિચારો પર જ આપણે અત્ર વિવેચન કરી શકીશું; બાકી તેના અભ્યાસ માટે તો પદોની વિચારણા કરવાની અને સ્તવનોનું મનન કરવાની જરૂર છે

### પરંપરા માટે માન

આનંદઘનજીના વ્યવહાર અને નિશ્ચયને અંગે વિચારો કેવા સ્પષ્ટ હતા તે તેઓના સંબંધમાં કોઇ કોઇ જગ્યાએ થતી ગેરસમજુતી દૂર કરવા માટે જરા સારી રીતે વિચારવાની આવશ્યકતા છે આની ચાવી માટે અઢારમા પ્રભુના સ્તવનની આઠમી ગાથા વિચારવા યોગ્ય છે સદરહુ ગાથા આ પ્રમાણે છે—

ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે;
સમયપુરુષનાં અંગ કહ્યાં એ જે છેદે તે દુર્ભવ રે.

અહીં ઉત્તમાંગ શ્રી જિનેશ્વર દર્શનનાં અંગ બતાવતા ચૂર્ણિ આદિ સુપ્રસિદ્ધ પાંચ અંગની સાથે પરંપરાનો અનુભવ એટલે ગુરુસંપ્રદાયથી ચાલ્યું આવતું જ્ઞાન મૂકવામાં આવેલ છે પરંપરાનો છેદ કરવો, તેની દરકાર ન કરવી અને પોતાના છંદ પ્રમાણે ચાલવું એવો ઘાતક બોધ વ્યવહાર ન સમજનારનો હોય છે આવી વાત તેઓના શિક્ષણ ઉપરથી જણાઇ આવે છે આથી પણ વધારે સ્પષ્ટ રીતે તેઓ શ્રી અનંતનાથજીના સ્તવનમાં કહે છે કે,

વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસારફળ, સાંભળી આદરી કાંઈ રાચો

અહીં તેઓએ અપેક્ષા વગરના વ્યવહારને અનુસરવાનું સંસારફળ થાય છે એમ બતાવી તેની વિરુદ્ધ વિચારો બતાવ્યા છે, પણ સાપેક્ષ વ્યવહારને માટે સ્પષ્ટ રીતે તેને 'સાચો' કહી તેના લાભમાં વિચારો બતાવ્યા છે અહીં તેઓએ જે યોગ્ય રીતે પૃથક્કરણ કરી સાપેક્ષ અને નિરપેક્ષ દૃષ્ટિબિંદુનો તફાવત બતાવ્યો છે તે ખાસ મનન કરીને સમજવા યોગ્ય છે તેઓ પોતે સારી રીતે સમજે છે કે જો એકલી પરંપરા ઉપર ચાલવાનું થશે તો જૈન શાસનમાં જે મહત્તા છે તે દૂર થશે, કારણ કે તેથી કાળસ્થિતિ પ્રમાણે વ્યવહાર સ્થાપિત ઘટના કરવાની જૈન ગ્રન્થોમાં સુઘટ્ટ ઘટના છે તેનો અંત આવશે. આથી તેઓ શ્રી અજિતનાથજીના દ્વિતીય સ્તવનમાં કહે છે કે –

પુરુષ પરંપર અનુભવ જોવતાં રે, અંધો અંધ પુલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરી રે ચરણધરણ નહિ ઠાય.
પંથડો નિહાળુ રે બીજા જિન તણો રે. (૨-૪)

અહીં તેઓએ નિરપેક્ષ પરંપરાથી આંધળીમાં પ્રવાહપણે ચાલ્યા જવાથી થતા પરિણામો

તરફ ધ્યાન ખેંચ્યું છે અને તે બાબતમા દીર્ઘ દૃષ્ટિથી કોમની થયેલી સ્થિતિના ઇતિહાસ પર વિચાર કરતા મતભેદ પડે એવું મને લાગતું નથી. વર્તમાન ઇતિહાસનો વિચાર કરતા પણ દરેક બાબતની અપેક્ષા સમજવાની અને તેને ધ્યાનમા રાખી કામ લેવાની ખાસ જરૂર છે, નહિ તો એકાત પરંપરા પર આધાર રાખી અન્ય બાબતો પર અને ખાસ કરીને વર્તમાન જમાનાની પ્રગતિ પર લક્ષ્ય રાખવામાં ન આવે તો માર ખાવામા અથવા કોમને અને શાસનને પાડવામા જ તેનુ પરિણામ આવે એમ લાગે છે. સાંકુચિત દૃષ્ટિને પરિણામે અત્યાર સુધી કેટલેક અશે એવુ પરિણામ આવ્યું છે એમ અવલોકન કરવાથી જણાઇ આવશે. આટલા ઉપરથી આનદઘનજીના શિક્ષણમા જે ઉન્નત ભાવ છે તે જણાયો હશે.

## પેટા વિભાગો

આ પ્રસંગ વિચારીએ છીએ ત્યારે આનંદઘનજીના વિચારો પેટા વિભાગને અંગે કેવા પ્રકારના છે તે પણ જોઈ જવું પ્રાસગિક થઇ પડશે. તેઓએ શ્રીઅનંતનાથજીના સ્તવનમા સ્પષ્ટ રીતે કહ્યું છે કે—

ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડીઆં કલિકાળ રાજે (૧૪-૩)

* * *

પાપ નહિ કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો, ધર્મ નહિ કોઈ જગસૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનુ શુદ્ધ ચારિત્ર પરિખો (૧૪-૫)

* * *

અન્યત્ર પણ કહ્યું કે—

જોગીએ મિલિને જોગણ કીધી, જતીએ કીધી જતણી,
ભગતે પકડી ભગતાણી કીધી, મતવાસી કીધી મતની માયડી સુને.
(પદ ૪૮-૨)

આવા જૂદા જૂદા ટાચણો ઉપરથી તેઓશ્રીના સૂત્રવિરુદ્ધ ગચ્છના પેટાવિભાગો પર કેવા વિચાર હતા તથા તેઓને શુદ્ધ માર્ગે લાવવા કેવા ઉપાયોની જરૂર છે તે જણાઇ આવે છે વળી તેઓની આગમાનુસાર ક્રિયા કરવાની કેવી રુચિ હતી તે પણ એ ટાચણો-થી સહજ સમજાઈ જાય છે. આપણે તેમના સમયનો ઇતિહાસ કાઇક જોઇ ગયા તે પ્રસંગે એક તપગચ્છમા કેટલા ભેદ થયા હતા તે જોયું હતુ. તે વખતે અનેક ગચ્છો ચાલતા હતા, એક ગચ્છમા પણ નાના નાના વિભાગો બહુ થઈ ગયા હતા અને બહુધા ગચ્છના પેટાવિભાગો તો માત્ર માન, ક્રોધ કે મહત્ત્વની ઇચ્છાને અગે અને નિયંત્રણાને અંગે થયેલા હતા, છતા અરસ્પરસ એવો ભાવ રહેતો હતો કે આવી સકુચિત દૃષ્ટિના

માણસોના મુખમા તત્ત્વની વાત શોભતી નથી એમ આનંદઘનજી જેવા શુદ્ધ ખપી જીવો ધારે અથવા તેવો ઉદ્દેશ રાખી ઉપદેશ આપે તો તેમા નવાઈ જેવુ નથી. અર્થ વગરના વકીલતો અને તેમા મસ્ત રહી પોતાની યોગ્યતા બતાવવા જતા અન્યને અયોગ્ય બતાવવાની લાલસા એવી અનિવાર્ય છે કે તેને પરિણામે આત્માની અવનતિ થયા વગર રહેતી નથી. પરંપરાનો શુદ્ધ ઉપયોગ અનુભવજ્ઞાન લેવામા, સાંપ્રદાયિક શિક્ષા લેવામા અને પુસ્તક દ્વારા બુદ્ધિપૂર્વક વસ્તુસ્વરૂપ લેવામા આવતી અગવડ દૂર કરવાને બદલે શાસ્ત્ર વિરુદ્ધ કેવળ મહત્ત્વ માટે દૃષ્ટિમર્યાદા પરિમિત કરી દેવામા થાય તો તે બહુ આડે માર્ગે ઉતારનાર થાય છે તે જરા ઇતિહાસ તપાસવાથી અને વર્તમાન સ્થિતિનો રંગ સમજવાથી જણાઈ આવે તેવુ છે આવા પ્રકારના સંપ્રદાયમોહમા આસક્ત હોઈ તેવી જ વાતો કરનારાને પેટભરા કહ્યા છે તે સંબંધમા જરા શંકા જેવુ લાગતુ હોય તો ઉપાધ્યાયજીનુ સાડા ત્રણસો ગાથાનુ સ્તવન અને શ્રી મુનિસુંદરસૂરિ મહારાજના અધ્યાત્મકલ્પદ્રુમમાંથી યતિશિક્ષા અધિકાર ઊંડા ઊતરીને વિચારવા તેઓશ્રીએ આ કરતા પણ વધારે આકરા શબ્દોમા સ્પષ્ટ વાત બતાવી છે આટલા ઉપરથી વસ્તુસ્વરૂપ અને તત્કાલીન ઇતિહાસથી અજાણ્યા માણસ આનંદઘનજીને બરાબર સમજ્યા વગર તેમના સંબંધમા અભિપ્રાય આપવા નીકળી આવે અને પછી તેમને નિશ્ચયવાદી કહી નિંદાના સ્વરૂપમા ઊતરી જાય તો તે કેટલુ ખોટુ કરે છે તે સમજવા યોગ્ય છે જ્યારે વ્યવહાર અને નિશ્ચયનો અરસપરસ યોગ કેવા પ્રકારનો છે, તેનો દેખીતો વિરોધ કેવી રીતે ખુલાસાપૂર્વક સમજી શકાય અને ઘટાવી શકાય તેવો છે અને તે બન્નેનુ રહસ્ય સમજી બન્નેમાંથી એકનો પણ ત્યાગ કરવો ઉચિત નથી એમ જ્યારે સમજાશે ત્યારે તો અમુક મહાત્માને મનસ્વીપણે કેવળ નિશ્ચયવાદી કહેવા એ નિંદાનુ રૂપક મટી તેથી ઊલટી વ્યવહાર નિશ્ચયની ખરી સ્થિતિ દર્શાવનાર થશે, પરંતુ ત્યા સુધીમાં એટલુ ધ્યાનમા રાખવાની ખાસ જરૂર છે કે જૈનશાસનને અથવા આખા હિંદુસ્તાનને જે પરતંત્રતાની બેડીમા સેંકડો વરસથી પડવુ પડ્યુ છે તે આ સંકુચિત દૃષ્ટિનુ પરિણામ છે, પેટાવિભાગોનુ પરિણામ છે અને તેમા રહેલી ટૂંકી દૃષ્ટિને પરંપરાથી બચાવ કરવાની રૂઢિને લીધે છે અહીં ઇતિહાસના એક બીજા વિષય પર ઊતરવા જેવુ થાય છ અને તેમ કરવા જતા વિષયાંતર થઈ જાય છે તેથી તે વાતને હવે બાજુ પર રાખી આપણે સહૃદય મનુષ્યને એટલુ કહી શકીએ કે વર્તમાન મહાન્ બ્રિટીશ સામ્રાજ્યનો પ્રભાવ ઐતિહાસિક દૃષ્ટિએ વિચારી આપણા ધાર્મિક સામ્રાજ્યમા પણ પ્રબળ વીરસ્ફુરણા કરી આંતર ભેદોની તકરારમા વ્યર્થ વીર્યવ્યય થતો અટકાવી એકંદરે જૈન શાસનની પ્રગતિ કેમ થાય વીરપ્રભુના મહાન્ સંદેશા જગત્ આગળ કેવી રીતે સત્ય અને સારા આકારમા સમજાવાય, અનેક પ્રાણીઓ તેને વિવેકબુદ્ધિથી કેવી રીતે આદરે દુનિયામાં અહિંસાના નૃત્ય સાથે આત્મોન્નતિનુ લક્ષ્યસ્થાન કેવા રીતે થાય તે એક સાથે એકત્ર થઈ વિચારવાની જરૂર છ વીર પરમાત્માનો એ જ માર્ગ છે, એ જ શિક્ષા છે. અતિ સંકુચિત

દૃષ્ટિના પ્રવાહમા ઘસડાઇ જઈ વીર પરમાત્માનું મુખ્ય શિક્ષણ આપણે વિસરી ગયા છીએ, વિશાળ ધર્મના ત્રિકાળશુદ્ધ સત્ય સનાતન તત્ત્વોને આપણે ભંડારમા ગોંધી રાખ્યા છે, ઉપાશ્રયમા સાચવી રાખ્યા છે અને તેથી વિશેષ તેનામા સત્તા હોય એમ બતાવવાનો વિચાર કર્યો નથી આ મહા આત્મક્ષતિ કરનાર ટૂંકી દૃષ્ટિના વિચારો એટલું પ્રાબલ્ય ભોગવે છે કે વિશેષ લાભ કરનાર વીરના સત્ય રહસ્યો હોય એમ સમજાવનારને પણ આપણે હસીએ છીએ એ ખરેખર આપણી મૂઢતા છે, અયોગ્યતા છે, પછાતપણુ છે બહુ સારી રીતે વિચાર કરી, સંકુચિત દૃષ્ટિ દૂર કરી, વિશાળ હૃદયથી વીર પરમાત્માના સંદેશા જગત્‌ને કહેવાની જરૂર છે, અને એ બાબત પસાર કરતી વખતે તપગચ્છ, ખરતરગચ્છ કે તેના અવાંતર ભેદો, વિભેદો અને તેના ઉપભેદોનો વિચાર પણ કરવો ઉચિત નથી. એવા પેટાભેદોથી કોમના મુખ્ય સિદ્ધાંતને આ સમયમા તો ઘણુ જ નુકસાન છે, પૂર્વ કાળમા સ્વાત્મજીવન માટે અથવા પરંપરાની જાળવણી માટે કદાચ તેનો સહજ પણ ઉપયોગ હોય, પરંતુ હાલ તો તે પ્રગતિમા વિઘ્ન કરનાર, સાધુ જેવા વિશાળ દૃષ્ટિમાન્ મહાત્માઓને પણ અતિ સંકુચિત કરનાર અને દૃષ્ટિબિન્દુના રહસ્યને અતિ દૂર રાખનાર છે. એનો જેમ બને તેમ ત્યાગ કરવામા અથવા એની અગત્ય ઓછી કરવામા જૈન કોમનુ શ્રેય છે એમ ઇતિહાસ બતાવે છે, મુનિસુંદર-સૂરિ સાક્ષી પૂરે છે અને આનંદઘનજી મહારાજ વારવાર જણાવે છે. આવા વિશાળ વિચાર બતાવવા માટે આનંદઘનજી મહારાજના આપણે ખરેખરા ઋણી છીએ.

## વિશાળ તત્ત્વજ્ઞાન અને વિશાળ આંતર રહસ્ય

આનંદઘનજીની ચોવીશી અથવા પદો વાચતા જે એક બાબત આપણને ખાસ લક્ષ્યમાં લેવા લાયક જણાય છે તે તેઓની બહુ ઓછા શબ્દોમા શાસ્ત્રરહસ્ય સમજાવવાની શકિત છે. તેઓના વિશાળ જ્ઞાન સંબંધમા તો બે મત પડી શકે નહિ, પરંતુ એક લેખક અથવા કવિ તરીકે તેઓમા વિશિષ્ટતા એટલી જોવામા આવે છે કે તેઓ પોતાના પુખ્ત વિશાળ સગર્ભ વિચારોને બહુ થોડા શબ્દોમા બતાવી શકયા છે. લેખકો પૈકી કેટલાક એવી શૈલી આદરનારા હોય છે કે જેઓ ઘણુ લખે ત્યારે થોડુ રહસ્ય સમજાય, ત્યારે કોઈ અપૂર્વ લેખક સૂત્ર જેવા નાના વાકયોમા એવુ સુંદર રહસ્ય લાવી શકે છે કે તેમાથી ઘણા ભાવો નીકળી શકે અને જ્યારે જ્યારે તે વાકયો વંચાય ત્યારે ત્યારે અભિનવ આનંદ આપ્યા કરે. આવા રહસ્યાત્મક લેખ ભાષામા લખનારા બહુ ઓછા વિદ્વાનો જોવામા આવે છે, તેથી એક લેખક તરીકે એમની ઉચ્ચ પ્રકારની ગણના થાય છે. સ્તવનોમા આડાઅવળા અહીંતહીં તપાસતા અનેક વાક્યો વાચતા તેમાનો વિશિષ્ટ ભાવ કેવો ગુહ્ય છે તે પર અનેક વિચારો આવશે. દાખલા તરીકે જુઓ'

**ચિત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ,**
**કપટ રહિત થઇ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ. (૧-૬)**

સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ (૩-૩)
મત મત ભેદે રે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ. (૪-૨)
આતમ અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિ દોષ. (૫-૬)
પાપ નહિ કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો ધર્મ નહિ કોઈ
જગસૂત્ર સરિખો. (૧૪-૬)
ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ (૧૫-૨)
આપણો આતમભાવ જે, એક ચેતનાધાર રે;
અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે. (૧૬-૧૧)
મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, (૧૭-૮)
પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંત રે (૧૯-)

વગેરે વગેરે અનેક વિચારો સૂત્ર જેવા છે અને તે પ્રત્યેક વિચારોને આપણે વધારે વિસ્તારથી તપાસવા ઇચ્છીએ તો પ્રત્યેક પર જૂદો ગ્રંથ લખી શકાય તેમ છે આ તો થોડા વાક્યો નમૂનારૂપે બતાવ્યા છે, પરંતુ આપણે તેવી રીતે આવાં બીજા અનેક વાક્યોને બતાવી શકીએ. એવાં થોડાક દૃષ્ટાંતો પદમા પણ જોઈએ.

છઠ્ઠા, સાતમા તથા આઠમા પદની શરૂઆતમા સાખીઓ આપી છે તે આનું ખાસ દૃષ્ટાંત છે

મમતા સંગ સો પાય અજાગલ થનતેં દૂધ દુહાવે. (૮-૧)
ઓર ન મિતુ સમતાસી. (૯-૩)
અબ હમ અમર ભયે ન મરેંગે. (૪૨-૧)
મીઠો લાગે કંતડો, ને ખાટો લાગે લોક (૪૦-૧)
શાશ્વત ભાવ વિચારતે પ્યારે ખેલો અનાદિ અનંત (૧૧-૪)
અનુભવ રસમેં રોગ ન સોગા લોકવાદ સબ મેટા;
કેવલ અચલ અનાદિ અબાધિત, શિવ શંકરકા ભેટા. (૧૩-૩)
લોક લાજ નાહિ કાજ, કુલ મરજાદા છોરી;
લોક બટાઉ હસો બિરાનો અપનો કહત ન કોરી (૩૮-૨)
ઓર લસાઈ લરે સો બૌરો, સૂર પછાડે ભાઉ ઝરીરી. (૪૧-૧)

આવા આવા અનેક પ્રસંગો છે જે વખતે આનંદઘનજીએ પોતાના સૂત્ર જેવા વિચારો બતાવીને આપણને અનેક વિચારો કરવાનું સાધન આપ્યું છે એ પદ પર જ્યારે જ્યારે હું વિચાર કરતો હતો ત્યારે નવીન રહસ્ય સ્ફુરણા થતી હતી. વિચારમા આવ્યું તેટલું લખી શકાતું નથી અને હજુ તે પર વધારે વિચારણા થશે તેમ વધારે વધારે સત્યો સમજાશે. ગૂઢ ભાવાર્થવાળા સમર્થ લેખકની આ ખાસ વિશિષ્ટતા છે આ પ્રત્યેક વાક્યમા કેટલું રહસ્ય છે તે અત્ર લખવા જઈએ તો ઉપોદ્ઘાત જ એક જ ગ્રંથથી મોટો થઈ પડે તે તે સ્થળે વિચારવામા આવશે ત્યારે તેની અંદર ગર્ભમા રહેલ ગૂઢ આશયમાંથી કેટલાક બતાવવાનો પ્રયત્ન કરવામા આવશે અને તે આશયથી જ આ પુસ્તક પ્રગટ કરવાનો હેતુ રાખવામાં આવ્યો છે એક મહાશયનું કહેવું એમ હતું કે આવા ગૂઢ

અર્થવાળાં પદો પર વિવેચન કરવાથી તેનું રહસ્ય સંકુચિત થઈ જાય છે, માટે તેના શબ્દાર્થ લખી વિવેચન માટે દરેકને તેમના શક્તિ અને અધિકાર પર છોડી દેવા. આ વિચાર સાથે હું મળતો થઇ શકતો નથી. આવા રહસ્યભૂત ગ્રંથોમા ખાસ ગૂઢતા છે, એના અંતરમા સ્પષ્ટ આશયો છે અને એના પ્રત્યેક વચનના ગર્ભમા સાર–રહસ્ય રહેલ છે એમ જ્યા સુધી સ્પષ્ટ બતાવવામા ન આવે ત્યા સુધી મધ્યમ પ્રવાહના પ્રાણીઓ તે ગ્રંથોને વાચવા વિચારવાની તસ્દી પણ ન લે અને વિચાર કરી શકે તેવા હોય તેમને પણ બહુ મહેનત પડે–આ બન્ને વર્ગને આવા વિવેચનથી ખાસ લાભ થવાના કારણો મને સ્પષ્ટ લાગવાથી વિશેષ વિચાર કરવાની પ્રેરણા–સૂચના સાથે આત્મસ્ફુરણા સ્વપર ઉપકાર માટે યોગ્ય અંકુશ તળે રહી બહાર પાડવી એ વાસ્તવિક ધારવામાં આવ્યું છે. જેઓ સ્વતંત્ર વિચાર કરી શકે તેટલી હદ સુધી આત્મવિચારણામા ઊતરી ગયા હોય તેઓના વિચારો કદાચ તેઓ આ પુસ્તક વાચે તો પણ સંકુચિત કે મર્યાદિત થઈ જાય એમ ધારવું તે તેઓની શક્તિની ઓછી કિંમત અકાવે છે અને તેમ કરવાનો આપણને હક નથી, પરંતુ તેની સાથે ઘણા જીવોને વિચાર કરવા યોગ્ય પ્રબળ સાધનને આવા ક્ષુલ્લક કારણથી અટકાવી દેવુ એ એક નિયમ તરીકે મને ઠીક લાગતુ નથી. અહીં જરા અવાતર અંગિત વાત પર ઊતરી જવાનું થયું. આ પ્રાણીની એવી ટેવ પડી છે કે જ્યારે ત્યારે તે પોતાનો બચાવ કરવા એકદમ તૈયાર થઇ જાય છે. આ એક પ્રકારનો મનોવિકાર છે અને તે દૂર કરવા અથવા તેના પર વિજય મેળવવાના પ્રસગો અને તેને પૃથક્કરણ કરી સમજવાની શક્તિ પણ આવા મહાત્માના ગ્રંથના વાચન મનનથી જ થાય તેમ લાગે છે આનંદઘનજી મહારાજનું જ્ઞાનસામર્થ્ય અને ખાસ કરીને રહસ્ય સમજાવવામા રહેલ અસાધારણ શક્તિ પર આપણે વિચાર કરતા હતા એ બાબતમા ઘણા સાધારણ લેખકો કરતા તેઓ બહુ આગળ વધી જાય છે એ બાબતમા બે મત પડે તેમ લાગતું નથી તેઓનાં લગભગ દરેક વાક્યની રચના સૂત્ર જેવી છે, તેમાથી બહુ રહસ્ય નીકળે તેવું છે અને વધારે વિચાર કરતાં તેમા વધારે વધારે રહસ્ય પ્રાપ્ત થાય તેમ છે.

## લેખક–કવિ

આનંદઘનજી મહારાજના સ્તવનો અને પદો વાચતા બીજી એક વાત જણાઈ આવે છે તે તેઓએ બતાવેલા વિચારોની સ્પષ્ટતા છે. તેઓ પ્રખર ભાષામા અને સ્પષ્ટ રીતે વિચારો બતાવી શક્યા છે અને જો કે તેઓનો આશય ઊંડો હોય છે તો પણ દરેક વાચનાર તેઓના વિચારોમા પોતાની શક્તિ પ્રમાણે કાઇ કાઇ સાર સમજી શકે છે. તેઓની ભાષા સ્પષ્ટ, તેઓનુ વિષયગ્રાહિત્વ મજબૂત અને પદલાલિત્ય અને અર્થ સુંદર તથા હૃદયને અને મગજને એક સરખી રીતે અસર કરનાર છે. તેઓએ કવિ તરીકે મોટા મોટા વર્ણનો આપ્યા નથી, છતા સુમતિ અને શુદ્ધચેતના જેવા પાત્રોને બોલતા કરી મોહ

શબ્દની સાથે લડાઈ વગેરેના જે વર્ણનો આપ્યા તે ખાસ કવિ તરીકે તેઓની શોભા વધારનારાં થઈ પડ્યાં છે આનંદઘનજીની એક કવિ તરીકે વિશિષ્ટતા એવા પ્રકારની છે કે જેની સરખામણી કરવી પણ મુશ્કેલ થઈ પડે તેવું છે, કારણ કે જ્યાં સુધી તેમના જેવા વિકસ્વર થયેલ આત્મજ્ઞાની એવા વિષયો પર વિચારો બતાવે તેની સાથે તેમની સરખામણી ન થાય ત્યાં સુધી તેઓના સંબંધમાં ખરો અભિપ્રાય આવી શકે નહિ. લડાઈ કે શૃંગારના કવિઓ સાથે તેમની સરખામણી કરવી એ બહુ રીતે અયોગ્ય છે વર્ણન સારું છતાં સામાન્ય રીતે પણ તેઓના સ્તવનો અને પદોમાં યોગ્ય વર્ણન સારી રીતે આવે છે અને તેઓનો વિષય યોગ અને અધ્યાત્મનો છે એટલું ધ્યાનમાં રહે તો લોકપ્રસિદ્ધ કવિને પણ જેબ આપે એવી તેની રચના છે વૈરાગ્યના વિષયમાં જે જે કવિઓએ એવાં પદો બનાવ્યાં છે તેમાં તેઓ બહુ આગળ પડતું સ્થાન લે છે આ ઉપરથી એમ કહી શકાય કે એક લેખક અને કવિ તરીકે તેઓ ઘણા ફતેહમંદ થયા છે; એનું કારણ સ્પષ્ટ શૈલી અને સીધો ઉપદેશ અને તે પણ ખાસ કરીને હૃદયના ઊંડા ભાગમાં ઊતરી જાય તેવા માર્મિક શબ્દોમાં કૌશલ્ય સાથે વિષયને દર્શાવવાની તેઓની ખાસ રીતિનું પરિણામ છે એક લેખક કોઈ ન સમજે તેવી ભાષામાં વિચારો બતાવે તો તે નકામા છે તેમ જ તદ્દન સાદા વિચારો ગદ્યને બદલે પદ્યમાં મૂકે તો તેની કવિ તરીકે ગણના થતી નથી. આ બન્ને બાબતમાં આનંદઘનજી બહુ આગળ વધી જાય છે તે તેઓના સ્તવનો તથા પદો વાંચવાથી જણાશે. સ્તવનો એટલા અસરકારક છે અને પદો એટલાં માર્મિક છે કે એના રહસ્યનો વિચાર કર્યા પછી એ ભૂલી શકાય તેવા નથી એક વખત એનું રહસ્ય સમજ્યા પછી કાનમાં અને મગજમાં તેનું ગાન ચાલે છે અને શાંત અવસ્થામાં તે વિચારવાથી એક પ્રકારનો આનંદ આપે છે કે તેનો અનુભવ સામાન્ય રીતે થવો તદ્દન અસંભવિત છે પદોનો વિષય અતિ કઠિન છે અને તેથી તેના અધિકારીઓ સર્વ થઈ શકતા નથી. કદાચ સામાન્ય વૈરાગ્યના વિષયવાળા પદો અથવા તેથી પણ શૃંગારના વિષયવાળા કવનો જેટલા એ પદો પ્રચલિત અથવા લોકપ્રિય ન થાય તો તેમાં કવિ તરીકેની તેમની ગણના ઓછી થતી નથી પરંતુ પરીક્ષા કરનારના અધિકાર અથવા ઉન્નતિક્રમમાં રહેલી પ્રગતિની તે નોંધ બતાવે છે શબ્દોની યોજના અતિ સુંદર છે, યોગ્ય શબ્દો યોગ્ય પ્રસંગો પર યથાર્થ રીતે મૂકાયા છે અને તે ભાવગર્ભિત હોવા સાથે ખાસ છાપ પાડનાર હોય તેવા જ આવી ગયા છે; કારણ કે કવિઓ અંતઃકરણ હૃદયમાંથી ગાન કરે છે ત્યારે શબ્દો કોષમાંથી શોધી શોધીને લખતા નથી, પણ હૃદયનું ગાન તેમને એવા યોગ્ય શબ્દોમાં જ નિદર્શન કરાવે છે આથી તેઓની કવિ તરીકે બહુ ઊંચી ખ્યાતિ છે આત્માને ઉદ્દેશીને તેને વિશુદ્ધ કરનારા વિશિષ્ટ ઉદ્દેશથી લખાયેલા પદરત્નો અને સ્તુતિગર્ભિત સ્તવનો સમભગ રહસ્ય જ્ઞાનના ભંડાર છે યોગમાર્ગના પગથિયાં છે સત્ય આદરણીય માર્ગના દર્શક છે અને વિશિષ્ટ પદના પ્રરૂપક, પ્રદર્શક અને પ્રયોજક છે

## આનંદઘનજીના વ્યવહારુ વિચારો

નવમા શ્રી સુવિધિનાથના સ્તવનમા દિનચર્યા બતાવતા મૂર્તિપૂજાને અંગે જે વિચારો બતાવ્યા છે તે ઘણા વ્યવહારુ છે. અગ અને અગ્રપૂજાનુ સ્વરૂપ બતાવી, છેવટે ભાવ-પૂજાને દુર્ભાગ્ય અને દુર્ગતિનો નાશ કરનાર કહે છે અને ચતુર્થ પ્રતિપત્તિ પૂજા તેના ખાસ અધિકારીઓ માટે યોગની પરિસીમા બતાવે છે. આ વ્યવહારુ વિચારો કેટલા ઉપયોગી છે તે ખાસ કરીને આનદઘનજીની યોગ્ય સમજણુ વગરની ટીકા કરનારે સમજવા યોગ્ય છે. આવા જ ઉપયોગી વિચારો 'ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું' એ એક વચનમા સમાવી દીધા છે. પદોમા પણ અવારનવાર બહુ વ્યવહારુ અને ઉપયોગી વિચારો બતાવ્યા છે. બીજા પદમા ઘડિયાળીને ઉદ્દેશીને સામાન્ય રીતે બહુ ઉપયોગી વાત કરી છે અને તેવી જ રીતે ત્રીજા પદમા 'સુત વનિતા યૌવન ધન માતો, ગર્ભતણી વેદના વિસરીરી' આવી આવી વાતો કહી છે ચોપાટની રમત સાથે ચતુર્ગતિના ગમનાગમનની વાતો બારમા પદમા કરી, છોકરાને મારવા સબંધમા આત્મિક વાતો સત્તરમા પદમાં કરી, રીસાયલી સ્ત્રીને સમજાવવાના બ્હાના તળે શુદ્ધ ચેતનાની વાતો અઢારમા પદમા કરી, વિરહી વાટ જોતી સ્રીના મુખમાથી નીકળતા શબ્દોમા સોળમા અને બત્રીશમા અને છત્રીશમા પદમા વાતો કરી અને એવી રીતે સામાન્ય પ્રસંગોને એવી સારી રીતે દીપાવ્યા છે કે તે વાચતા આનંદ આવે, વિચારતાં બોધ થાય અને રહસ્ય સમજતા તદનુસાર ઉપદેશને અનુસરવા સાહજિક વૃત્તિ થાય અને પરિણામે ચેતનની સાધ્ય તરફ જરૂર પ્રગતિ થાય.

## આનંદઘનજીનો યોગ

આનંદઘનજીએ યોગના સબધમા એટલી બધી વાતો કહી નાખી છે કે એ સબંધી અહીં ઉલ્લેખ કરતા પૃષ્ઠો ભરાઈ જાય લગભગ દરેક પદ્યમાં યોગની વાત એક અથવા બીજા આકારમા કરી છે તે પર તે તે સ્થાને વિવેચન મળી આવશે. યોગની કેવી વાતો કરી છે તેના આપણે બહુ થોડા ઉદાહરણો અહીં તપાસીએ આઠમા સ્તવનમા પ્રભુના દર્શન કોઈ ગતિમા થયાં નહિ એમ બતાવી છેવટે ઉમેરે છે કે—

**એમ અનેક થલ જાણિયે, સખિ. દરિસણ વિણુ જિનદેવ, સખિ**
**આગમથી મત જાણિયે, સખિ કીજે નિરમલ સેવ. સખિ. ૫**

**નિરમલ સાધુ ભગતિ લહી, સખિ. યોગ અવચક હોય, સખિ**
**કિરિયા અવચક તિમ સહિ, સખિ. ફલ અવચક જોય સખિ ૬**

અહીં યોગાવચક, ક્રિયાવચક અને ફલાવચકની વાત કહી તે યોગનો ખાસ વિષય છે. એના પર 'યોગ'ના ખાસ વિષયમા સારી રીતે વિવેચન કરવામા આવ્યુ છે તેથી જણાશે કે આવા પરમાત્માનો યોગ થવો તે યોગાવચકત્વ કહેવાય છે એ ત્રણે અવચક યોગ કઇ કઇ ભૂમિકા પર કેવી રીતે પ્રાપ્ત થાય છે તે સદરહુ વિષયમા સારી રીતે ચર્ચાયલુ

જોવામાં આવશે એ યોગના ખાસ વિષયને અહીં બહુ થોડા શબ્દોમાં સારી રીતે ખીલવ્યો છે તે આનંદઘનજીનું જ્ઞાનરહસ્ય બતાવવાનું કૌશલ્ય સૂચવે છે આ વિષય પર વિશેષ વિવેચન 'યોગદૃષ્ટિસમુચ્ચય' ગ્રંથમાં જોવામાં આવશે. સુમતિનાથના સ્તવનમાં બહિરાત્મભાવ, અંતરાત્મભાવ અને પરમાત્મ ભાવ પર યોગવિચારણા બહુ સુંદર રીતે કરવામાં આવી છે એનું રહસ્ય છેવટે બતાવતા કહે છે કે—

બહિરાતમ તજી અંતરઆતમા, રૂપ થઈ થીર ભાવ સુજ્ઞાની,
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અરપણ દાવ સુજ્ઞાની. ૫
આતમ અરપણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિ દોષ સુજ્ઞાની.
પરમ પદારથ સંપત્તિ સંપજે, આનંદઘન રસ પોષ સુજ્ઞાની. ૬

આ બહિરાત્મભાવ તજીને અંતરાત્મભાવમાં સ્થિર થવા સાથે આત્માનો પરમાત્મ ભાવ વિચારવો એ આત્મસમર્પણનો ઉપાય છે અને તેથી જ પરંપરાએ સર્વ બાહ્ય બંધનથી મુક્ત થઈ આત્મા પ્રગતિ કરીને છેવટે પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે આ 'ત્રિવિધ સકલ તનુધરગત આત્મા'નું સ્વરૂપ અન્યત્ર બહુ વિસ્તારથી બતાવ્યું છે, યોગના ગ્રંથોમાં તે પર મોટા ઉલ્લેખો કરવામાં આવ્યા છે અને પાની વિચારણામાં પણ તે પર વારંવાર વિવેચન થયું છે, તે પર ધ્યાન ખેંચી આનંદઘનજીએ એ વિષયને કેવી સુંદર રીતે સંક્ષેપમાં પણ સુગમ રીતિ બતાવ્યો છે તેનું નિદર્શન અત્ર કરવામાં આવ્યું છે

આવી જ રીતે શ્રી શાંતિનાથના સ્તવનમાં શાંતિનું સ્વરૂપ જે આશ્ચર્યકારક રીતે ચિતર્યું છે, તે લગભગ આગમના સાર જેવું છે એ યોગનો અતિ ઉત્કૃષ્ટ વિષય છે અને તેમાં 'અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે, અમિત ફલ દાન દાતારની, જેહની ભેટ થઈ તુજ રે. શાંતિ જિન એક મુજ વિનતિ' એમ કહેવામાં આવે છે ત્યાં વિષય તેની ઉત્કૃષ્ટ હદ પર-વિશિષ્ટ પ્રદેશની પરાકાષ્ઠા પર આવી જાય છે અહીં યોગના વિષયને એવી સુંદર શૈલીથી અને હૃદયને શાંત કરી નાખે એવા ભાવાત્મક વાક્યોથી દર્શાવ્યો છે કે આનંદઘનજીના યોગજ્ઞાન માટે અતિ આનંદ થયા વગર રહે નહિ આથી પણ વિશેષ આનંદદાયક રીતે 'મનડું કિમહી ન બાજે હો કુંથુ જિન' એ સત્તરમા સ્તવનમાં યોગના મધ્યબિંદુ જેવા કેંદ્રસ્થ ચિત્તદમનના વિષયને ચર્ચ્યો છે ચિત્તદમનને અંગે તેઓ સ્પષ્ટ કહે છે કે—

મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે
બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન ઝેલે.
હો કુંથુ જિન. ૭

મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એહ વાત નહિ ખોટી,
એમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહી વાત છે મોટી.
હો કુંથુ જિન ૮

મનડું દુરારાધ્ય તે વશ આણ્યું તે આગમથી મતિ આણું
આનંદઘન પ્રભુ માહરું આણો તો સાચું કરી જાણું
હો કુંથુ જિન. ૯

અહીં અનેક વાતો કરી દીધી છે. મન વશ આવી ગયું છે—એમ કહેનારની આત્મ-વંચના અથવા પરવંચના, મન વશ કરવાની અતિ આવશ્યકતા અને તેનું મહત્ત્વ અને પરમાત્માને માર્ગે ચાલવાથી તેમા થતો યોગ એ દરેક વાત બહુ યુક્તિસર પણ સ્પષ્ટ રીતે બતાવવામા આવી છે. આવી રીતે બરાબર વિચારીએ તો સ્તવનોમાં યોગની વાત અનેક જગ્યા પર બહુ સુંદર રીતે, યોગ્ય રીતે અને અસરકારક કહી છે. પદોમાના ઘણાંખરાં યોગજ્ઞાનથી ભરેલાં છે અને દરેક પ્રસંગે યથાજ્ઞાત વિવેચન તે પર કર્યું છે. બહુ મુદ્દાના બે ચાર પદો પર અહીં નિદર્શન કરી યોગનો વિષય કેવો સુંદર રીતે તેઓશ્રીએ ઝળકાવ્યો છે તે તરફ લક્ષ્ય ખેંચીએ.

છઠ્ઠા પદમા ઈડા, પિંગળા અને સુષુમ્ણા નાડી પર વિચાર બતાવ્યા, સાથે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિરૂપ યોગના આઠે અંગો પર ધ્યાન ખેંચ્યું, યમને અંગે મૂળ ઉત્તર ગુણોની રચના બતાવી. મુદ્રા અને આસનનો ઉપયોગ બતાવી રેચક, પૂરક અને કુંભક નાડીના પ્રયોગો અને સાથે મન અને ઇંદ્રિયોનો સંયોગ સમજાવી તેના પર વિજય મેળવવાની જરૂરિયાત બતાવી છેવટે બતાવ્યું કે—

> થિરતા જોગ જુગતિ અનુકારી, આપોઆપ વિમાસી,
> આતમ પરમાતમ અનુસારી, સીઝે કાજ છમાસી.
> મારો બાલુડો સંન્યાસી.

આવા એક નાના પદમાં કેટલી જાતની વાતો કરી છે અને યોગના અતિ મહત્ત્વના કેટલા વિષયો ચર્ચી નાખ્યા છે તે ખાસ વિચારવા યોગ્ય છે. યોગના તે એક પદમાં બતાવેલા નામો પર સંપૂર્ણ વિવેચન કરવું હોય તો એક આખુ મોટું પુસ્તક ભરાય. સાતમા પદમા તનમઠત્યાગને અંગે જે આત્મજાગૃતિ બતાવી છે, તે બહુ અસર-કારક છે, એમા કેટલીક વાત તો એવી અદ્ભુત રીતે બતાવી છે કે પ્રયત્ન કરવા છતા તે પદનો ભાવ સ્પષ્ટ ખીલવી શકવો મુશ્કેલ જણાયો છે. એ પદને અંતે યોગીરાજ જણાવે છે કે—

> શિર પર પંચ વસે પરમેસર, ઘટમેં સૂછમ બારી,
> આપ અભ્યાસી લખે કોઇ વિરલા, નિરખે ધ્રુકી તારી. ૩
> આશા મારી આસન ધરી ઘટમેં, અજપાજાપ જગાવે,
> આનંદઘન ચેતનમય મૂરતિ, નાથ નિરંજન પાવે. ૪
> અવધૂ કયા સોવે તનમઠમેં, જાગ વિલોકન ઘટમેં.

આવી જ રીતે પંદરમા પદમા 'મેરે ઘટ જ્ઞાન ભાનુ ભયો ભોર,' સત્તરમા પદમા

છોરાને મારવાના સબંધમા અને એકવીશમા પદમા પ્રભુના અગમ અગોચર રૂપના સબધમા યોગની બહુ બહુ વાતો કરી છે અન્યની આશા નહિ કરવા માટે અઠ્ઠાવીશમા પદમા યોગના અતિ અગત્યના વિષય પર ઉપદેશ આપતા તેઓ જણાવે છે કે—

> મનસા 'પ્યાલા પ્રેમ મસાલા' બ્રહ્મ અગ્નિ પરજાલી;
> તનભાઠી અવટાઇ પીએ કસ, જાગે અનુભવ લાલી આશા૦ ૩
> અગમ પીઆલા પીઓ મતવાલા, ચિન્હે અધ્યાતમ વાસા
> આનંદઘન ચેતન વ્હે ખેલે દેખે લોક તમાસા
> આશા ઔરનકી ક્યા કીજે

અહીં યોગની વાતો તેના યથાર્થ સ્વરૂપમા પણ યોગને ઘટે તેવી મજબૂત ભાષામા કરી છે. તેની પછીના પદમા નામ નહિ રાખવાને અંગે યોગનુ અદ્ભુત રહસ્ય બતાવ્યુ છે અને નેતિ નેતિ ઉક્તિઓ બતાવી છેવટે કહ્યુ છે કે:—

> ના હમ દરસન ના હમ પરસન રસ ન ગંધ કછુ નહિ;
> આનંદઘન ચેતનમય મૂરતિ, સેવક જન બલિ જાહિ
> અવધૂ નામ હમારા રાખે. ૫

સાડત્રીશમા પદમા 'યોગ સિંહાસન' પર બેઠેલા ચેતનની આખી વાત સુંદર રીતે કરી છે; એમા હઠીટી, ધુણી, ગુરુના ચેલા વિગેરે સર્વ વાત યોગની કરી છે. અનેક પદમા યોગને અંગે એટલી વાતો કરી છે કે તે પદનુ વિવેચન જોવાની ખાસ ભલામણ કરવામા આવે છે એમા પદસ્થ ધ્યાન અને પરમાત્મતત્ત્વચિંતવન તેની ઉત્કૃષ્ટ હદે બતાવવામા આવ્યા છે આવી રીતે લગભગ દરેકે દરેક પદમા અથવા સમુચ્ચયે કહીએ તો દરેક પદમા યોગની વાત તેના ઉત્કૃષ્ટ આકારમા જુદે જુદે રૂપે બતાવી છે અને આવા પદના વિષયને સમજવા માટે યોગજ્ઞાન જૈનદૃષ્ટિએ કેવા પ્રકારનુ છે તે જાણવાની જરૂર હોવાથી આ વિષયના ઉપોદ્ઘાત જેવો એક વિષય મે જુદો લખ્યો હતો જે બહાર પાડવામા આવ્યો છે પ્રથમ તો એ વિષયને આ ગ્રંથ સાથે છપાવવાનો હતો પણ પુસ્તકનુ કદ મોટુ થઇ જવાથી તેને જુદો પાડી નાખવામા આવ્યો છે યોગજ્ઞાનને આનંદઘનજીએ બહુ ઉત્તમ રીતે ખીલવ્યુ છે બતાવ્યુ છે અને એનો અનુભવ કરવા વારવાર સૂચના કરી છે આનંદઘનજીને જૈનયોગમા બહુ ઉચ્ચ સ્થાન મળે છે, તેઓના પદો અને સ્તવનો વાચતા અને તેઓનુ વર્તન વિચારતા યોગની પ્રથમભૂમિકાથી તેઓથી આગળ વધ્યા હોય એમ લાગે છે બાકી તેઓનુ યોગમા સ્થાન કયુ હોવુ જોઇએ તેનો નિર્ણય વાચનારે આ સર્વ હકીકત અને 'યોગ' વિષયની વિચારણાથી કરી લેવો.

## યોગાનુભવ

યોગના વિષયને અંગે અનુભવની ખાસ જરૂર છે અને તેને માટે આનંદઘનજીએ ઘણા પ્રસંગે વિચારો બતાવ્યા છે તેને પણ આપણે સક્ષેપમા વિચારી જઇએ અનુભવ

શબ્દનો ભાવ વિચારતા જણાશે કે વસ્તુસ્વરૂપના યથાર્થ બોધને અનુસરતી, તે પર હેય જ્ઞેય ઉપાદેયપણાવાળી વિચારણાનો મુખ્યત્વે કરીને તેમા સમાવેશ થાય છે. અનેક સ્થાને અનુભવની જરૂરીઆતો જુદી જુદી રીતે બતાવવામાં આવી છે. આ નિજસ્વરૂપ જ્ઞાનનો મહિમા દરેક યોગ-ગ્રંથકારે બહુ સારી રીતે બતાવ્યો છે અને આનંદઘનજીએ તો એના સંબંધમાં અનેક રીતે વાત કરી છે. બાહ્ય ક્રિયા ગમે તેટલી કરવામા આવે પણ તેમા જ્યાં સુધી આત્મદર્શન-સમ્યકત્વ-કલ્યાણપ્રાપ્તિની આકાક્ષાયુક્ત થાય નહિ ત્યા સુધી આત્મ-ગુણની વૃદ્ધિ ન થવાથી સર્વ નકામું છે એ વાત તો અનેક પ્રસંગે જણાઇ આવે તેવી છે, તેથી આગળ વધતા અનુભવની બહુ જરૂરીઆત છે. અનુભવ સાક્ષાત્કાર કરાવે છે, અશુદ્ધ લિપ્ત આત્માને સાધ્યસામીપ્ય કરાવે છે અને પરભાવની બરાબર ઓળખાણ પાડી આપી વિવેકને એટલી સુદર રીતે પુષ્ટિ આપે છે કે તેથી છેવટે વિવેકમયી દૃષ્ટિ પ્રગટ થાય છે. શરૂઆતના ચોથા પદમાં જ અનુભવ પર સારો પ્રકાશ પાડવામાં આવ્યો છેઃ—

> સુહાગણ ! જાગી અનુભવ પ્રીત,
> નિન્દ અનાદિ અગ્યાનકી, મિટ ગઇ નિજ રીત. સુહા. ૧
> ઘટમદિર દીપક કીયો, સહજ સુજ્યોતિ સરૂપ,
> આપ પરાઇ આપુહી, ઠાનત વસ્તુ અનૂપ સુહા ૨
> કહાં દિખાવું ઔરકુ, કહાં સમજાઉ ભોર,
> તીર અચુક હૈ પ્રેમકા, લાગે સો રહે ઠોર સુહા. ૩
> નાદવિલુદ્ધો પ્રાણકુ, ગિને ન તૃણ મૃગલોય;
> આનંદઘન પ્રભુ પ્રેમકી, અકથ કહાની કોય. સુહા. ૪

અનુભવની વાત એવી છે કે એને આનંદઘનજી પણ 'અકથ' કહે છે. જેઓ એના પ્રેમમા પડ્યા હોય તે જ ખરેખરી રીતે તેનુ સ્વરૂપ સમજે તેમ છે. નૂરજહાનના પ્રેમમા પડેલ જહાગીર-સલીમ જેમ તેને જ સર્વત્ર દેખે છે તેમ નાદ-યોગાનુભવના પ્રેમમા પડેલ પ્રાણીને તેનુ તીર વાગે છે ત્યારે તે તેનાથી હતપ્રહત થઈ જાય છે આવા અનુભવના વિષય પર બહુ પ્રકારના વિચારો બતાવ્યા છે. શુદ્ધ ચેતના અને સુમતિ ચેતનને સમજાવવા જ્યારે જ્યારે પ્રયત્ન કરે છે ત્યારે અનુભવની પાસે વાતો કરે છે, અનુભવને સમજાવે છે અને અનુભવની મદદથી પોતાનુ કાર્ય સિદ્ધ થશે એમ માને છે. અનુભવને તેથી કોઈ જગ્યા પર દલાલનું ઉપનામ આપવામા આવે છે અનુભવના વિષય ઉપર બતાવ્યા છે ત્યા ચેતનજીને જાગ્રત કરવાનુ કામ તેને જ સોપ્યું છે, અનુભવની રીત પ્રાપ્ત થયા પછી ચેતનજી મોહરાજાના લશ્કર સાથે કેવી રીતે યુદ્ધ કરે છે તે અગિયારમા પદમા બતાવ્યુ છે. માયામમતા માટે ફરિયાદ કરી તેઓનુ સ્વરૂપ ચેતનજીને સમજાવવા તેરમા પદમા અનુભવ મારફત વિચાર ચલાવે છે અને એ જ સ્વરૂપ તે પછીના ચૌદમા પદમા સ્પષ્ટ કરી તૃષ્ણાની સોબત મૂકાવવા અનુભવ પાસે જ વિજ્ઞપ્તિ

કરવામા આવે છે આનંદઘનની અલક્ષ્ય જ્યોતિના વિશાળ વિષયમા અનુભવને પ્રાધાન્ય સ્થાન ત્રેવીશમા પદમા આપવામા આવ્યુ છે અને અઠાવીશમા પદમા આશા ઓરનકી ન કરવાના પરિણામમા અનુભવલાલી જાગ્રત કરવાનો ઉપદેશ આપ્યો છે મિલાપીનો મેળાપ કરાવી આપવા તેત્રીશમા પદમા અનુભવને જ ઉદ્દેશીને કહેવામાં આવે છે અને આ વિભાગના પચાસમા પદમા પણ શુદ્ધચેતના અનુભવની સાથે મન મૂકીને પતિને મનાવવાના માર્ગ પર વિચારણા કરે છે આવી રીતે આનંદઘનજીના યોગમાં અનુભવને મુખ્ય સ્થાન આપવામાં આવ્યુ છે એ ઘણી અગત્યની બાબત હોવાથી અને પદનો અર્થ-ભાવ સમજવામા તે ખાસ ચાવી હોવાથી અહીં તે પર ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યુ છે જે મહાત્માએ અનુભવ જેવા વિષયને આવા અનેક આકારમા ચિતર્યો હશે તેની આત્મદશા કેવી સુંદર હશે તે ખાસ વિચારવા યોગ્ય છે એવા મહાપુરુષો જગતની જાળથી દૂર રહી, આત્મસ્વરૂપવિચારણામા સ્થિર રહી, આત્મોન્નતિ કર્યે જાય છે, તેઓને દુનિયા 'ભગતભૂત' કે એવા ઉપનામ આપે, તેની તેમને દરકાર હોતી નથી અને પોતામાં જેટલો વધારો થયો ન હોય તેવો વિશિષ્ટ આત્મભાવ પોતામા છે એવો દેખાવ પણ તેઓ કદી કરતા નથી. દુનિયા એને ગાંડા ગણે તો એમા નવાઈ નથી અને દુનિયા પોતાને માટે શુ કહે છે તે જાણવાની અથવા જાણીને તે પર તુલના કરવાની આવી દશાવાળા પ્રાણીને અહંકારબુદ્ધિથી તો કદિ અપેક્ષા હોતી જ નથી અને કદાચ તેઓના અભિપ્રાય પર વિચાર થાય તો તેને મદમસ્તપણા ઉપર ખ્યાલ આવે છે, તેની પતિત સ્થિતિમાથી તેનો ઉદ્ધાર કરવાના કામમા બનતુ કરવા દયાભાવથી વિચારણા થાય છે બાકી—

મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ એહ વાત નહિ ખોટી;
એમ કહે સાધ્યુ તે નવિ માનુ, એ કહી વાત છે મોટી
અને ઉપર આનંદઘનજી પ્રભુ માહરૂ આણો તો સાચુ કરી માનુ

એ વાક્યના મર્મમા કહ્યુ આટલી વિશિષ્ટ યોગ્યતાએ પહોચ્યા છતા પોતાનુ મન સ્થિર થયુ નથી અને તે કરવા પ્રભુ પ્રત્યે વિજ્ઞપ્તિ છે એવી કબૂલાત જેને દુનિયાની દરકાર ન હોય તેઓ જ કરે છે એની સાથે કેટલાક સાધારણ કવિતા લખનારની વાતો સરખાવવા યત્ન કરે અથવા એક બે ચાલુ વિચારો બતાવનાર પદ કે કવિતાને અતિ વિશાળ ઉચ્ચ આત્મગુણ બતાવનાર યોગના વિષય સાથે સરખાવી તેની સાથે બીજાને બેસાડવા ધારે તો આવા મહાત્મા પુરુષોનુ અપમાન કરવા જેવુ છે આનંદઘનજીની ત્યાગવૈરાગ્ય-અપૂર્વ દશાની વાતો કરવાનો પણ અધિકાર બહુ લાંબે કાળે ઘણી વિચારણા પછી પ્રાપ્ત થઈ શકે તેમ છે, એ વાત સાધારણ રીતે હૃદયમાથી ખસવી ન જોઈએ.

## આનંદઘનનો આગમબોધ અને સ્વરૂપજ્ઞાન

એમના સ્તવનો વિચારતાં આનંદઘનનુ જ્ઞાન ઘણુ ઊંચા પ્રકારનુ હોવુ જોઈએ એમ

આપણે ઉપર પણ જોઇ ગયા છીએ. શ્રી શીતળનાથના સ્તવનમા બતાવેલી ત્રિભંગીઓ આ વાત ખાસ બતાવે છે, મુનિસુવ્રતસ્વામીના સ્તવનમા આત્મતત્ત્વ બતાવતા તર્કના કૃતનાશાદિ દૂષણો સારી રીતે ચર્ચી ન્યાયનું જ્ઞાન બતાવી આપ્યું છે એકવીશમા સ્તવનમા ષડ્દર્શનનુ સ્વરૂપ સુંદર રીતે બતાવી ઉત્તમાગ પર વિચારણા કરવાને પ્રસગે સ્યાત્કારાંકિત નયસમૂહને શુદ્ધ દર્શન બતાવી, તેથી શૂન્ય નયોને નિરુપયોગી સમજાવી, છએ દર્શનોનુ જ્ઞાન ઘણી સારી રીતે તેમને હોય એમ સ્પષ્ટ બતાવી આપ્યું છે, દ્રવ્ય-ગુણપર્યાય અને નયનું જ્ઞાન અઢારમા સ્તવનમા પાચમા પદમાં બહુ ઉત્તમ રીતે બતાવી આપ્યું છે અને ખાસ કરીને પાચમા પદમા એવા વિસ્તૃત વિષયોને નટનાગરની બાજીને અંગે એટલી સારી રીતે ટૂંકામા બતાવી આપ્યા છે કે એ વાચવાથી એના પર અનેક વિચાર થાય અને આનંદઘનજીના જ્ઞાનસામર્થ્ય માટે બહુ ઉચ્ચ પ્રકારનો ખ્યાલ થાય. લગભગ દરેક સ્તવનમા અને દરેક ગાથામા એવી વાતો બતાવી છે કે તેના આગમનો અતિ સુંદર અવબોધ આનદઘનજીને હતો એમ સ્પષ્ટ જણાય. પદની અંદર પણ આવી જ સ્થિતિ છે. આ બાબત પર જુદો ઉલ્લેખ લખવાની જરૂર જણાતી નથી, કારણ કે તેમ કરવા જતા લગભગ દરેક સ્તવન પર અને ઘણા પદો પર વિવેચન કરવુ પડે તેમ છે. સંક્ષેપમાં એમ કહી શકાય તેમ છે કે આનંદઘનજીનુ સામર્થ્ય મજબૂત હોવા સાથે તેઓનો આગમ-બોધ બહુ ઊંચા પ્રકારનો હતો. ચોવીશીનું કોઇ પણ સ્તવન ઉઘાડી મનન કરવાથી આ બાબત ગ્રાહ્યમા આવશે.

## કબીર અને આનંદઘન

આનદઘનજીના પદોના સંબધમા એવું ઘણી વખત સાભળ્યું છે કે તેઓનાં પદો કબીરના પદોને મળતા છે અને કોઈ કોઈ કબીરના પદો આનંદઘનજીના નામ ઉપર માણસોએ ફેરવી નાખ્યા છે. અગાઉ જોઇ ગયા છીએ કે પછવાડેની આ હકીકતમા સચ્ચાઇ હોવાનો હજુ સુધી એક પણ પુરાવો મળ્યો નથી (જુઓ ઉપોદ્ઘાત આગળ). હવે કબીરના સબધમા આપણે સહજ વિચાર કરીએ અને તેના કોઇ કોઇ પદોની સરખામણી આનંદઘનજીના પદો સાથે કરી આ જરા રસાળ વિષય ઉપર પ્રકાશ પાડવા પ્રયત્ન કરીએ કબીરના દુહા તેમ જ પદો વાચતા તે સર્વ મત મતાતરોમાથી સત્ય શોધી કાઢી તેને અનુસરવાનો ઉપદેશ આપે છે, એમ જણાઈ આવે છે પરમતસહિષ્ણુતાના સંબધમાં વિચારો ઘણા ઉદાર હતા એ આપણે આ ઉપોદ્ઘાતમા ઉપર જોઈ ગયા છીએ. કબીરના પદો વૈરાગ્યના વિષયને પોષનારા અને મનુષ્યની વ્યવહારુ વૃત્તિને અસર કરનારા છે જ્યારે આનંદઘનજીના પદોમા વૈરાગ્ય ઊંડાણમા રહે છે જ્યારે યોગના વિષયને તેઓ વધારે પોષે છે અને આત્માની અદર રહેલા ગુપ્ત ગુણોનો પ્રાદુર્ભાવ કરાવવા માટે તેઓ મોટો પ્રયાસ કરતા હોય એમ જણાઇ આવે છે. કબીરના ઘણાખરા પદોમા વ્યવહારોપયોગી શિક્ષા આપવામા આવી હોય છે ત્યારે આનદઘનજી તેથી ઘણા આગળ વધી ગયેલ હોય તેવા

ઉચ્ચ કોટિના વિષયો હાથમા લે છે અને આખું તેના અધિકારી સામાન્ય જનપ્રવાહથી જરા આગળ વધીને તેમને સાંભળવા તૈયાર થયેલા હોય એમ ધારીને ચાલે છે આનંદઘનજીનાં પદોમા યોગ અને તત્ત્વજ્ઞાન ભરપૂર છે અને તેને અનેક રીતે ચર્ચી આ અતિ અટપટા વિષયને તેઓએ બહુ સુંદર રીતે ન્યાય આપ્યો છે ત્યારે કબીરના પદો ચાલુ ઉપદેશ આપનાર છે આનંદઘનજીના પદો વિશિષ્ટ અધિકારીને ઉદ્દેશીને બનાવેલા છે ત્યારે કબીરના પદો પ્રાકૃત પ્રવાહના માણસોને ઉદ્દેશીને તેના પર હિત કરવાની બુદ્ધિથી લખાયલાં છે ભાષાશૈલી બન્ને વિચારવામા આવશે તો બન્નેએ જેમ બને તેમ હિંદુસ્તાની ભાષાનો સારી રીતે ઉપયોગ કર્યો છે અને તે ભાષામા એવુ સત્ત્વ રહેલુ છે કે સમજ્યા પછી બહુ આનંદ આવે. આનંદઘનજીના કોઇ કોઇ પદોમા ગુજરાતી ભાષાની અસર જોવામાં આવે છે તે કબીરનાં પદોમા બીલકુલ જણાતી નથી. કબીરનો માર્ગ હિંદુ મુસલમાન સર્વ ધર્મને એક કરી નાખવાનો હતો. આનંદઘનજી એવા વિચારો બતાવે છે કે જેને પરિણામે ધર્મના ઉપરના તફાવતોને લઇ અરસપરસ દ્વેષ રાખવો યુક્ત નથી અને વસ્તુત તેમાં કોઇ સાર નથી એમ જણાય અને સમદર્શિતા છતા છેવટે શુદ્ધ અવબોધ વિચારણાને પરિણામે થાય, આ તેઓનુ લક્ષબિંદુ છે આપણે કબીરનાં પદો કેવા પ્રકારનાં છે તે વિચારવા માટે તેની જરા પર્યાલોચના કરીએ. સ્થળસંકોચથી વધારે પદોના ટાંચણ થઇ શકશે નહિ પણ તેના નમૂના અત્ર જરૂર બતાવીએ.

કૈસા જોગ કમાયા, યે ક્યા ઢોંગ મચાયા બે.
જટા બઢાઇ વિભૂત લગાઇ જગમે કહેતા સિદ્ધા;
સિદ્ધનકી તો બાત ન જાણે, યે તો બગલા ગદ્ધા. કૈસા ૧
ભગવે કપડે શરીર સુહાવે કહતા મૈં હું ત્યાગી;
સંન્યાસીકી ગત હૈ ન્યારી, યે તો પેટકે ભિખારી. કૈસા ૨
ગલા કાની સિરમે ટોપી, કહતા ફકીર મૌલા;
ફકીર હૈ તો ખલકસે ન્યારા યે તો ફક્તબોલા. કૈસા ૩
કાન ફાડ કર મુદ્રા ડારી, નાથ કહાવે ભારી;
નાથનકી તો ગત હૈ ન્યારી યે તો દેખે ચરનારી. કૈસા ૪
હાતમે પોથા ધરધર ફિરતા, કહતા મૈં નાનકશાઇ;
દિલ અંતર શીર ઝુકાવે, દેખે ભગતી મઇ. કૈસા ૫
કહત કબીર સુન ભાઈ સાધુ, સબ સંતનકે લોપ;
રામ નામ બિન મુક્તિ ન પાવે ચેહી પંથ ચમાર. કૈસા ૬

આ પદમાં બતાવેલા વિચારો સાથે આનંદઘનજીના ૪૮ મા પદના વિચારો સરખાવીએ તો લગભગ સરખા વિચારો જણાય છે એ અડતાળીશમા પદના કર્તાના સબંધમા કોઈ જરા શંકા ઉઠાવે છે, તેથી તેને હાલ બાજુ ઉપર મૂકીએ તો સત્તાવીશમા પદમાં બતાવેલા વિચારો અને ખાસ કરીને સડસઠમા પદમા ' રામ કહો રહેમાન કહો કોઉ ' એમ કરીને

જે વિચારો બતાવ્યા છે તે ભવ્ય છે, વિશાળ છે, ઉપદેશક છે, અસરકારક છે અને મહાન્ છે. ઉપદેશ દેવાની કબીરની પદ્ધતિ કેવી સાદી હતી તે નીચેના પદ પરથી જણાશે.

રામ નામ તૂ ભજલે પ્યારે, કાયકુ મગરૂરી કરતા હૈ,
કચ્ચે મટીકા બંગલા તેરા, પવા પલકમેં જલતા હૈ રામ ૧
બમ્મન હોકર પુરાન બાચે, સ્નાન તર્પન કરતા હૈ,
સર્વ કાલ સુચિલ રહતા હૈ, યોં કયા સાહિબ મિલતા હૈ. રામ. ૨
જોગી હોકર જટા બઢાવે, હાલ મસ્તમેં રહતા હૈ,
દોનો હાથ શિર પર ધરતા, યોં કયા સાહિબ મિલતા હૈ રામ ૩
માનભાવ હોકર કપડે પેને, દાઢી મુછી મુંડતા હૈ;
ઉલટી લકડી હાથ પકડ કર, યો કયા સાહેબ મિલતા હૈ. રામ. ૪
મુલ્લા હોકર બાંગ પુકારે, યોં કયા સાહિબ બહિરા હૈ,
મુંગિકે પાવમે ઘુગુર બાજે, વો ભી અલ્લા સુનતા હૈ. રામ ૫
જંગમ હોકર લિંગ બંધાવે, ઘર ઘર લેકર ફિરતા હૈ;
શંખ બજાકર ભિક્ષા માંગે, યોં કયા સાહેબ મિલતા હૈ. રામ. ૬
કહત કબીરા સુન ભાઈ સાધુ, મનકી માલા જપતા હૈ;
ભાવ ભગતસે ધ્યાન ધરત હૈ, ઉનકુ સાહેબ મિલતા હૈ. રામ. ૭

કબીરના વિચારો બતાવવાની પદ્ધતિ કેવા પ્રકારની હતી તે બતાવવા માટે એક પદ હજુ પણ વધારે લખશું. (કબીરના પદો ગુજરાતી ભાષાના વાચનારાઓને લભ્ય નથી અને તે કારણથી તેનો આખો ઉતારો કરી લેવાની જરૂર પડી છે.)

દયા ધરમ નહિ મનમેં, મુખડા કયા દેખો દરપનમેં
જબ લગ ફૂલ રહે ફૂલવાડી, બાસ રહેગા ફૂલમેં,
એક દિન ઐસા હો જાવેગા, ન (?) ઉડેગી તનમેં. દયા ધ. ૧
ચુવા ચંદન અબીર અરગજા, શોભતાં ગોરે તનમે,
ધન જોબન ડોંગરકા પાણી, ઢબ જાવેગા ખિનમે દયા ધ ૨
નદિયા બિહીરી નાવ પુરાની, ઊતરે ચાહે સંગમમેં,
ગુરૂ મુખ હોય સો પાર ઉતરે, નુગુરૂ બૂડે ઉનમે. દયા ધ ૩
કવરી કવરી માયા જોરી, સુરત હરી નિજ ધનમે,
દશ દરવાજે ઘેર લિયા જબ, રહી ગયે અનકે મનમેં દયા ધ ૪
પબિયા બાંધે પગ સવારે, તે ઝૂલા ગુલપેમેં;
કહત કબીરા સુન ભાઈ સાધુ, યે કયા લડ રહે મનમે દયા ધ ૫

આનો ભાવ સમજાવવાની જરૂર પડે એવું બહુધા લાગતું નથી. કબીરની શૈલીમા જે યુક્તિ અને વિચારણા છે તે આ ઉપરથી સમજાશે એની ઉપદેશશૈલી ચિદાનંદજી અથવા કપૂરચંદજીની શૈલી સાથે કેટલેક અંશે સરખાવવા યોગ્ય છે. બાકી ચિદાનંદજીની

જે વિચારો બતાવ્યા છે તે ભવ્ય છે, વિશાળ છે, ઉપદેશક છે, અસરકારક છે અને મહાન્ છે. ઉપદેશ દેવાની કબીરની પદ્ધતિ કેવી સાદી હતી તે નીચેના પદ પરથી જણાશે.

રામ નામ તૂ ભજલે પ્યારે, કાયકુ મગરૂરી કરતા હૈ,
કચ્ચે મટીકા બંગલા તેરા, પવા પલકમે જલતા હૈ રામ ૧
બમ્મન હોકર પુરાન બાચે, સ્નાન તર્પન કરતા હૈ,
સર્વ કાલ સુચિલ રહતા હૈ, યૌ કયા સાહિબ મિલતા હૈ. રામ. ૨
જોગી હોકર જટા બઢાવે, હાલ મસ્તમેં રહતા હૈ,
દોનો હાથ શિર પર ધરતા, યોં કયા સાહિબ મિલતા હૈ રામ ૩
માનભાવ હોકર કપડે પેને, દાઢી મુછી મુંડતા હૈ;
ઉલટી લકડી હાથ પકડ કર, યૌ કયા સાહેબ મિલતા હૈ. રામ. ૪
મુલ્લા હોકર બાંગ પુકારે, યોં કયા સાહિબ બહિરા હૈ,
મુંગિકે પાવમે ઘુંઘુર બાજે, વો ભી અલ્લા સુનતા હૈ. રામ ૫
જંગમ હોકર લિંગ બંધાવે, ઘર ઘર લેકર ફિરતા હૈ,
શંખ બજાકર ભિક્ષા માંગે, યોં કયા સાહેબ મિલતા હે. રામ. ૬
કહત કબીરા સુન ભાઈ સાધુ, મનકી માલા જપતા હૈ;
ભાવ ભગતસે ધ્યાન ધરત હૈ, ઉનકુ સાહેબ મિલતા હે. રામ. ૭

કબીરના વિચારો બતાવવાની પદ્ધતિ કેવા પ્રકારની હતી તે બતાવવા માટે એક પદ હજુ પણ વધારે લખશું. (કબીરના પદો ગુજરાતી ભાષાના વાચનારાઓને લભ્ય નથી અને તે કારણથી તેનો આખો ઉતારો કરી લેવાની જરૂર પડી છે.)

દયા ધરમ નહિ મનમે, મુખડા કયા દેખો દરપનમેં
જબ લગ ફુલ રહે ફૂલવાડી, બાસ રહેગા ફૂલમેં,
એક દિન ઐસા હો જાવેગા, ન (?) ઉડેગી તનમે. દયા ધ. ૧
ચુવા ચંદન અબીર અરગજા, શોભતાં ગોરે તનમે,
ધન જોબન ડોગરકા પાણી, ઢબ જાવેગા ખિનમે દયા ધ ૨
નદિયા બિહીરી નાવ પુરાની, ઊતરે ચાહે સંગમમેં,
ગુરૂ મુખ હોય સો પાર ઉતરે, નુગુરૂ બૂડે ઉનમે. દયા ધ ૩
કવરી કવરી માયા જોરી, સુરત હરી નિજ ધનમે,
દશ દરવાજે ઘેર લિયા જબ, રહી ગયે મનકે મનમેં દયા ધ ૪
પિણયા બાંધે પગ સવારે, તે ઝૂલા ઝુલપેમેં,
કહત કબીરા સુન ભાઈ સાધુ, ચે કયા લડ રહે મનમે દયા ધ ૫

આનો ભાવ સમજાવવાની જરૂર પડે એવું બહુધા લાગતુ નથી. કબીરની શૈલીમા જે યુક્તિ અને વિચારણા છે તે આ ઉપરથી સમજાશે એની ઉપદેશશૈલી ચિદાનંદજી અથવા કપૂરચંદજીની શૈલી સાથે કેટલેક અંશે સરખાવવા યોગ્ય છે. બાકી ચિદાનંદજીની

શૈલી પણ આથી તો ઉચ્ચ કોટીની છે વૈરાગ્યના વિષયને માગણીના રૂપમાં, આક્ષેપના રૂપમા અને બીજી અનેક રીતે બતાવીને તેમણે તે વિષયની સારી પોષણા કરી છે જુદાં જુદા પદના લેખકો એક જ વિષયને કેવી રીતે બતાવે છે તે સમજવા માટે ચિત્તદમનના-મન વશ કરવાના વિષયને પદકારોએ કેવી કેવી રીતે ચર્ચ્યો છે તેનો જરા નમૂનો જોઈએ જેથી તેની સરખામણી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. મનને વશ કરવાના અને તેમાં સર્વસ્વ માનવાના વિષય ઉપર કબીર નીચે પ્રમાણે વિચારો બતાવે છે

હમારો તીરથ મૌન કરે ભટકત કૌન ફિરે હમારો.
મનમેં મથુરા મનમેં કાશી, મનમેં સ્નાન જપ કરે હમારો. ૧
મનમેં આસન મનમેં કલાસન, મનમેં પૂજિ જલે. હમારો. ૨
મનમેં મુદ્રા મનમેં માલા, મનમેં ધ્યાન ધરે હમારો. ૩
કહત કબીર સુન ભાઈ સાધુ, ભટકત મૌન ફિરે ? હમારો.

આની સાથે સરખાવવા માટે આનંદઘનજીનું સુપ્રસિદ્ધ શ્રી કુંથુનાથજીનું સ્તવન જેના પર આ ઉપોદ્ઘાતમાં અવારનવાર વિવેચન થયું છે તે પર વિચાર કરી જઈએ.

કુંથુ જિન મનડું કિમહી ન બાઝે-હો કુંથુ જિન;
જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અળગું ભાજે હો. કુંથુ ૧
રજની વાસર વસતી ઉજડ, ગયણ પાયાલે જાય;
સાપ ખાય ને મુખડું થોથું એહ ઉખાણો ન્યાય. હો. કુંથુ. ૨
મુગતિ તણા અભિલાષી તપીઆ જ્ઞાન ને ધ્યાન અભ્યાસે
વયરીડું કાંઈ એહવું ચિંતે નાખે અવળે પાસે. હો. કુંથુ. ૩
આગમ આગમધરને હાથે, નાવે કિણ વિધ આંકું;
કિહાં કણે જો હઠ કરી હટકું તો વ્યાલ તણીપરે વાંકું હો. કુંથુ ૪
જો ઠગ કહું તો ઠગતો ન દેખું શાહુકાર પણ નાહિ;
સર્વ માંહિને સહુથી અળગું એ અચરિજ મન માંહિ હો. કુંથુ ૫
જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો;
સુર નર પંડિત જન સમજાવે સમજે ન માહરો સાલો હો. કુંથુ ૬
મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઈ ન ઝેલે. હો. કુંથુ. ૭
મન સાધ્યું તેણે સઘળું સાધ્યું એહ વાત નહિ ખોટી;
એમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહી વાત છે મોટી. હો કુંથુ ૮
મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું તે આગમથી મતિ આણું;
આનંદઘન પ્રભુ માહરું આણો, તો સાચું કરી જાણું હો. કુંથુ. ૯

આવી સુંદર રીતે મનને વશ કરવાનું-ચિત્તદમન કરવાનું આનંદઘનજી કહી ગયા છે અને તેમનો એ સંદેશો અત્યારે પણ બહુ આનંદથી વંચાય છે, ઉપયોગી જણાય છે

અને વસ્તુત· વિચારતા તે ઘણી શિક્ષણીય રીતે લખાએલ છે. **શ્રી યશોવિજયજી** ઉપાધ્યાય તે જ વિષય એક પદમા કેવી રીતે ચર્ચે છે તે હવે સરખાવીએ·—

જબ લગ આવે નહિ મન ઠામ. જબ લગ.
તબ લગ કષ્ટ ક્રિયા સવિ નિષ્ફળ, જ્યોં ગગને ચિત્રામ. જબ. ૧
કરની બીન તુ ં કરે રે મોટાઈ, બ્રહ્મવતી તુ ં જ નામ;
આખર ફલ લહેગો જ્યોં જગ, વ્યાપારી બિનુ દામ. જબ. ૨
મુંડ મુંડાવત સબહી ગડરિયા, હરિણ રોઝ બન ધામ;
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહેતુ ં હે ઘામ. જબ. ૩
એતે પર નહિ યોગકી રચના, જો નહિ મન વિશ્રામ;
ચિત્ત અ તર પર છલવેકુ ં ચિ તવન, કહા જપત મુખ રામ જબ. ૪
બચન કાય ગોપે દ્રઢ ન ધરે, ચિત્ત તુરગ લગામ;
તામે તુ ન લહે શિવ સાધન, જિઉ કણ સુને ગામ. જબ. ૫
પઢો જ્ઞાન ધરો સંજમ કિરિયા, ન ફિરાવો મન ઠામ;
ચિદાનન્દઘન સુજસ વિલાસી, પ્રગટે આતમરામ જબ. ૬

એક જ વિષયને ખીલવવામા કેવી રીતે જૂદા જૂદા કવિઓ પોતાની શક્તિનો ઉપયોગ કરે છે તે જોવામાં આ સરખામણીથી બહુ મદદ મળશે. જેટલો પોતાનો આત્મા ઉન્નત થયો હોય છે તેને અનુરૂપ ભાષા બહુધા નીકળી આવે છે બીજા પદના લેખકો પણ આ વિષય કેવી રીતે ખીલવે છે તે જોઈ લઈએ. શ્રી **વિનયવિજય** ઉપાધ્યાય બિહાગમા વિલાસ કરતા કહે છે —

મન ન કાહુકે વશ મન કીએ સબ વશ,
મનકી સો ગતિ જાને યાકો મન વશ હે. ૧
પઢો હો બહુત પાઠ તપ કરો જૈને પાહાર,
મન વશ કીએ બીનુ તપ જપ બશ હે ૨
કાહુકુ ં ફીરે હૈ મન કાહુ ન પાવેગો ચેન,
વિષયકે ઉમગ રહ કહ્યુ ન દૂર સહે. ૩
સોઉ જ્ઞાની સોઉ ધ્યાની સોઉ મેરે જીયા પ્રાની,
જિને મન વશ કીયો વાહિકો સુજસ હૈ ૪
વિનય કહે સૌ ધનુ યાકો મન છિનુ છિનુ,
સાઈ સાંઇ સાંઈ સાંઈ સાઈસે તિરસ હે ૫

**જ્ઞાનવિમળસૂરિ** જેઓએ '**જ્ઞાનવિલાસ**' અને '**સંયમતરંગ**' બનાવેલા છે અને જેઓ આનદઘનજીના સમકાલીન વિખ્યાત પુરુષ હતા તેઓએ મન વશ કરવાના વિષય પર એકે પદ લખ્યું ં જણાતુ નથી, પણ તેઓના પદો વિચારવા લાયક હોવાથી

તેઓના પદોમાંથી એકનો નમૂનો અહીં આપવો યોગ્ય ધાર્યો છે તેઓનું એક સુંદર પદ આગળ ઉપર ઉતારેલું પણ જોવામાં આવશે.

વાલમીયા રે વિરથા જનમ ગમાયા વાલ૦ વિરથા.
પર સંગત કર દસ દિશિ ભટકા, પરસે પ્રેમ લગાયા;
પરસે ખાયા પરરસ ભાયા, પરકુ ભોગ લગાયા. વિરથા ૧
માટી ખાના માટી પીના, માટીમેં રમ જાના;
માટી ઓઢણ માટી ભૂષન, માટી જ્યું માટી મીના રે વિરથા. ૨
પરરેસીસે નાતરા કીના આપામે લપટાના;
નિધિ વસ જ્ઞાનાનન્દ અનુભવ,ગુરુ વિન નાંહિ લખાના રે વિરથા. ૩

ઓગણીશમા શતકના આખર ભાગમાં અને ચાલુ વિક્રમની વીશમી સદીની શરૂઆતમાં કપૂરવિજય જેઓ યોગી તરીકે ચિદાનંદજીના નામથી પ્રસિદ્ધ થયેલા છે તેઓનાં વૈરાગ્ય અને અધ્યાત્મના પદો વિચારવા લાયક છે સામે સરખામણી કરવા તેઓશ્રીનું મળતા વિષય પરનું એક પદ અહીં વિચારીએ. એનો લય કાફી અથવા વેલાવલ રાગમાં ચાલે છે.

જોં લોં તત્ત્વ ન સૂઝ પડે રે. જો
તોં લોં મૂઢ ભરમ વસ ભૂલ્યો મત મમતા ગ્રહી જગથી લડે રે. જો ૧
અકર રોગ શુભ કંજ અશુભ લખ ભવ સાગર ઈણ ભાંત રડે રે;
ધ્યાન (ધાન્ય) કાજ જિમ મૂરખ ખિત્ત હડ, ઉખર ભૂમિકો ખેત ખડે રે. જો ૨
ઉચિત રીત ઓળખ વિણુ ચેતન નિશદિન ખોટો ઘાટ ઘડે રે;
મસ્તક મુકુટ ઉચિત મણિ અનુપમ, પત ગ્રહણ અજ્ઞાન જડે રે જો ૩
મમતાવશ મન વક્ર તુરંગ જિમ, તિમ વિકલ્પ મનમાંહિ અડે રે;
ચિદાનન્દ નિજ રૂપ મગન ભયો, તબ કુતર્ક તોહે નાહિ નડે રે. જો ૪

લગભગ સરખા વિષય પર કવિઓ અને ખાસ કરીને વૈરાગ્યના વિષયના કવિઓ કેવી જૂદી જૂદી દૃષ્ટિથી ચર્ચા કરે છે તે આટલા ઉપરથી જણાશે. આનંદઘનજીનો તે સર્વમાં જે વિશિષ્ટ ઉદ્દેશ છે તે ધ્યાનમાં લેવા યોગ્ય છે અને તેઓ કોઈ પણ વિષયને બહુ વિશાળતાથી, અન્વેષણદૃષ્ટિથી અને પૃથક્કરણપૂર્વક છણીને અસરકારક રીતે અવલોકે છે, તે પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે

## આનંદઘનજી અને યશોવિજય ઉપાધ્યાય

આ બન્ને મહાત્માઓની સરખામણી કરવાનો પ્રયાસ ઘણી વાર કરવામાં આવે છે, પરંતુ તેમાં યોગ્ય દૃષ્ટિબિંદુ ન રખાય તો બહુ ગેરસમજુતી થવાનો અથવા તો બન્નેમાંથી એકને અન્યાય થવાનો પૂરતો સંભવ છે બન્ને પુરુષો અતિશય પ્રગતિ પામેલા હતા એમાં શંકા જેવું નથી, અને બન્નેને માટે અભિપ્રાય ઉચ્ચારવા પહેલાં બહુ વિશાળ દૃષ્ટિથી તેઓની કૃતિ સમજવાની અને તેઓના વિકાસને આત્મિક ઉત્ક્રાંતિક્રમમાં

કયું સ્થાન પ્રાપ્તવ્ય છે તે ખ્યાલમા લેવાની જરૂર છે. બહુ વિચાર કરતા એમ જણાય છે કે આ બન્ને મહાત્માના કાર્યક્ષેત્ર લગભગ તદ્દન જૂદા હતાં એક મહાત્મા આત્મિક ઉન્નતિનો વિચાર કરનારા હતા, એક પરોપકાર દ્વારા આત્માની પ્રગતિ સાધનાર હતા. એક યોગી હતા, એક કર્મયોગી હતા ( અહીં કર્મ શબ્દ વિધિવિધાનના અર્થમાં વપરાતો નથી પણ 'સેવા'ના અર્થમાં વપરાય છે ); એકને દુનિયાની દરકાર નહોતી, એક કોમની, શાસનની અને ગચ્છની સ્થિતિને લક્ષ્યમા લઈ કામ કરનાર હતા. આવી અનેક રીતે બન્ને એક બીજાથી તદ્દન જૂદી દિશાએ કામ કરનારા હતા અને પોતાના ક્ષેત્રમા અતિશય આગળ વધેલા હતા. આનંદઘનજીનો યોગ અને અધ્યાત્મદશા દૃષ્ટાન્તરૂપ ગણાય છે અને યશોવિજય ઉપાધ્યાયની શાસનસેવા અનેક પ્રકારે ઉપકારી થઇ છે એટલું જ નહિ પણ તેમના વચન ઉપર મોટો આધાર રહી શકે છે, એ તેઓનું અસાધારણ પાડિત્ય અને તેનો ઉપયોગ બતાવે છે. અસાધારણ વિદ્વત્તા સાથે તેનો એવી સુંદર રીતે તેઓ ઉપયોગ કરી શકતા હતા કે અનેક પ્રકારની ચાલી આવતી શંકાઓનુ તેઓ નિવારણ કરવાને શક્તિમાન થયા હતા. અધ્યાત્મના વિષય ઉપર તેઓ ઘણા સુંદર ગ્રંથો સંસ્કૃતમા તેમ જ ગુજરાતીમા લખી ગયા છે અને તત્ત્વજ્ઞાનના નમૂનાઓ બતાવી વિદ્વાનોને પણ આશ્ચર્યમા નાખી ગયા છે. યશોવિજયજી ઉપાધ્યાયની વિદ્વત્તાના સંબંધમા બે મત પડે તેમ નથી, પરંતુ આનદઘનજીની દશા તદ્દન જૂદા પ્રકારની હતી. તેઓએ પદોમા અને ચોવીશીમા અગાઉ જણાવ્યું છે તેમ સુંદર તત્ત્વજ્ઞાન બતાવવા ઉપરાત પોતાનું વર્તન લગભગ એવું વૈરાગ્યમય કરી દીધેલું જણાય છે કે તેઓને વ્યવહારુ દૃષ્ટિવાળા લોકો ભગડ જેવો કહેતા અને હજુ પણ તેઓના સબધમા વિશાળ દૃષ્ટિવાળી સિદ્ધાન્તાનુયાયી સ્થિતિ સમજવાની શક્તિ પ્રાપ્ત ન થઇ હોય તેવા સામાન્ય પ્રવાહ પર રહેલા પ્રાણીઓ તેમને નિશ્ચય નયાશ્રયી કહેવા લલચાઇ જાય છે. એવો અભિપ્રાય આપતી વખત નિશ્ચય અને વ્યવહારનું ખરૂ સ્વરૂપ સમજવાની અને તે બન્ને આત્મસાધન પરત્વે એક જ સાધ્યની સપાટી ઉપર છે અને વસ્તુત તેમા તેવો ફેર નથી એમ વિચારવાની તસ્દી તેઓ લઇ શકતા નથી. આ સંબધી યશોવિજયજીએ સાહા ત્રણસો ગાથાના સ્તવનની સોળમી ઢાળમા એકાત વ્યવહાર પક્ષ આદરનારને નકામા જણાવ્યા છે અને સાધ્ય નિશ્ચયનું છે તે રાખવા યોગ્ય જણાવી ક્રમસર આગળ વધવા સૂચના કરી છે તે સારી રીતે વિચારીને સમજવા યોગ્ય છે. તે આખી ઢાળથી એક વાત બરાબર સ્પષ્ટ થાય છે અને તે એ છે કે વસ્તુત શ્રી જિનેશ્વર મહારાજના દર્શનને અનુસરનાર નિશ્ચય અને વ્યવહારમા કશો વિરોધ નથી આવી રીતે વિવેકપૂર્વક વિચાર કરતા આનંદઘનજી જેઓના વર્તન સબંધી ચાલી આવતી વાતો સાભળતા અને પદરત્નો વાચતા તેઓનો આત્મા અતિ ઉન્નત થયેલો હોય એમ સ્પષ્ટ જણાય છે. તેઓ અનુભવપૂર્વક અમુક અંશે વ્યવહાર પ્રવૃત્તિયુક્ત છતા નિશ્ચયના અર્થી હતા, વ્યવહારથી

વિમુખ નહોતા અને તેમના જેવા પ્રગત પુરુષોને તે કેટલા એકંદર રીતે પછી લાભકર્તા હતી એકાંત પક્ષ કરનારા પર આક્ષેપ કરવા ઉપાધ્યાયજી ઉપરોક્ત સ્તવનમાં કહે છે કે —

કોઈ કહે મુક્તિ છે વીણવું ચીંથરાં,
કોઈ કહે સહજ જમતાં પર ઘરિ ઘરાં;
મૂઢ એ દોય તસ ભેદ જાણે નહીં,
જ્ઞાન યોગે ક્રિયા સાધતાં તે ધણી (૧૧-૧૪)

આનું ટાંચણ આ જ ઉપોદ્ઘાતમાં અગાઉ અન્ય પ્રસંગે થઈ ગયું છે, તે બતાવી આપે છે કે એકાંત દૃષ્ટિએ ખેંચાઈ જનારને ઉપાધ્યાયજી 'મૂઢ' કહે છે અને તેવા પ્રકારની ભૂલ સાધારણ રીતે થતી જોવામાં આવે છે તેથી આ મુદ્દા ઉપર અવારનવાર એકથી વધારે વખત આ ઉપોદ્ઘાતમાં તથા ગ્રંથમાં ધ્યાન ખેંચવામાં આવ્યું છે હાલમાં એક છાપામાં આનંદઘનજી પર ટીકા કરતાં લખેલું તે સાધુ નામને પણ યોગ્ય ન હોય અને 'માગલોપી-નિશ્ચયવાદી એવા વિશેષણોને યોગ્ય દોય એમ બતાવી, આ મહાત્માને ઉતારી પાડવાનો પ્રયત્ન થયેલો વાંચ્યો ત્યારે લેખકની બાલિશતા ઉપર અનુકંપા આવી હતી! આવા મહાપુરુષોને બરાબર સમજવા માટે પણ ઘણા વિશાળ હૃદયની, અભ્યાસની અને ગુરુપરંપરાના જ્ઞાનની જરૂર છે સાધનને સાધન તરીકે નહિ સમજનાર, સાધ્યજ્ઞાન અને આત્મપરિણતિ વિના 'ચીંથરા વીણવામાં' મુક્તિ માનનાર આવા વિચાર કરે. જ્યારે ઉપાધ્યાયજીની અષ્ટપદી આપણે વાંચીએ છીએ ત્યારે આ મુદ્દો આપણને વધારે સ્પષ્ટ થાય છે આ વિષયની શરૂઆતમાં અષ્ટપદી આપવામાં આવી છે તે અત્ર ફરી વાર વાંચી જવા વિજ્ઞપ્તિ છે એના લગભગ દરેક પદમાં અંતઃકરણના ઉમળકા છે, હૃદયના આલાપ છે, આત્માનું ઉચ્ચ ગાન છે 'આનંદ ઠોર ઠોર નહિ પાયા આનંદ આનંદમેં સમાયા.' અહીં ઉપાધ્યાયજી શું કહે છે તે વિચારીએ. એ આનંદ શાંત નિર્મળ વૃત્તિનો પ્રવાહ, પરભાવ ત્યાગવૃત્તિ, સ્વાનુભવરમણતા જ્યાં ત્યાં મળતા નથી અને તે આનંદઘનજીમાં છે અને આનંદઘનજીને એ રસ ઝીલતા જોઈને જસવિજયે તેમના ગુણ ગાયા છે આ આનંદ બજારમાં મળતો નથી, એનું સ્વરૂપ આનંદ જ (આત્મા જ) જાણે અને એવા આનંદના સાક્ષાત્ સ્વરૂપને આજ જોવાથી રોમે રોમે શીતળતા થઈ આથી પણ આગળ વધીને આઠમા પદમાં કહે છે કે આનંદઘન સાથે પોતે મળ્યા ત્યારે પોતે પણ આનંદસ્વરૂપ થઈ ગયા. જો આ અષ્ટપદી બરાબર સમજ્યો હોઉં તો મારા મનમાં આનંદઘનજી માટે યશોવિજયજીને પણ માન હતું તે સંબંધમાં શંકા રહેતી નથી અને તે વાત જ્યારે દરેક બત્રીશી જેવા ગંભીર યોગના વિષયના પ્રકરણને અંતે પરમાનંદ શબ્દથી તેઓથી પોતે જ દઢ કરી ગયા છે ત્યારે કોઈને પણ એ સંબંધમાં વિચાર કર્યા પછી શંકા રહે એમ મને લાગતું નથી. કેટલુંક માન આનંદઘનજીને યશોવિજયજીએ વયોવૃદ્ધપણાને અંગે આપ્યું હોય તે બનવાજોગ છે, પરંતુ જે શબ્દોમાં આનંદઘનજી માટે તેઓએ લખ્યું

છે તેવા ભારે શબ્દોમા પોતાની કોઈ પણ પ્રશસ્તિમા અન્ય સમકાલીન પુરુષ માટે લખ્યું નથી. શ્રીવિનયવિજયજી માટે શ્રીપાલરાસની પ્રશસ્તિમા શબ્દો લખ્યા છે તે તેઓની લાયકાત બતાવવા પૂરતા પણ થયા, પરંતુ અષ્ટપદીના શબ્દો સાથે તેની સરખામણી થાય તેમ નથી આ સર્વ શું બતાવે છે તે કહેવાની હવે બહુ જરૂર રહેતી નથી. આનંદઘનજી પોતાના યોગના વિષયમા અતિ પ્રગત થયેલા હતા, તેમની વ્યક્ત આધ્યાત્મિક શક્તિ તેઓના સમકાલીન સત્યવિજય પંન્યાસ અને યશોવિજય ઉપાધ્યાય જોઈ શકયા હતા અને તે ન સમજી શકે તેવા કેટલાક પ્રાણીઓએ તેમને ખેદના કારણો પણ આપ્યા હશે અને તે વખતે તેઓના સંબધમાં સારી રીતે વાતો પણ ચાલતી હશે એમ નિર્વિવાદ જણાય છે ઉપાધ્યાયજી તેમની પાસે સુવર્ણસિદ્ધિ શાસનહિત સારુ લેવા ગયા અને જરા અધીરા થઇ જવાથી તેમને અયોગ્ય જાણી યોગવિદ્યા કોઇને બતાવ્યા સિવાય આનંદઘનજી દેહ છોડી ગયા એમ જે વાત દતકથારૂપે ચાલે છે તેમાં રહેલા હાર્દ માટે અતિ આનંદ થાય છે, પરતુ જે બન્ને મહાત્માઓના સંબધમા એ વાત કહેવામા આવે છે તેઓ સુવર્ણસિદ્ધિ જેવી લબ્ધિ સિદ્ધિઓ જે પૌદ્ગલિક છે અને યોગથી પતિતાવસ્થા સૂચવે છે અને જેનો ત્યાગ કરવા પતંજળિ જેવા પણ કહે છે અને જૈન યોગકારો તો શરૂઆતથી જ પરભાવરમણતા ત્યાગ કરવાનું શીખવે છે તેને માટે વિચાર પણ કરે તે મારા ગ્રાહ્યમાં આવી શકતું નથી. એકદરે એક મહાત્મા ( યશોવિજયજી ) અતિ પુરુષાર્થ કરી શાસનને દીપાવનાર, અનેક શંકાઓ છેદનાર, અનેક કુતર્કોને કાપી નાખનાર, વિજયડંકો વગાડનાર, પોતાની તરફના તિરસ્કારની દરકાર નહિ કરનાર, શાસનની એક પણ બાબતમા ઉપેક્ષા ન કરનાર આત્માર્થી પુરુષ હતા. તેમના પુસ્તકો વાચતા આજ પણ અક્કલ કામ કરે તેમ નથી અને તેઓની સૂક્ષ્મ વિવેચક શૈલી સમજનાર પણ હજુ ઉત્પન્ન કરવા યોગ્ય છે, ત્યારે બીજા ( આનદઘન ) આત્માની જ દરકાર કરનાર, દુનિયાને અંધ સમજનાર, પોતાને ‘ બાવરા ’* ગણાવનાર, અતિ નિઃસ્પૃહીx, પોતાના દૃષ્ટાન્તથી અનેક પ્રાણીને ધર્મની સન્મુખ કરી દેનાર, યોગમા અતિ આગળ વધેલા અને સન્મુખ જીવ હતા બન્ને મહાપુરુષો હતા; એક યોગી હતા, બીજા કર્મયોગી હતા; અને બન્નેની સરખામણી કરવાના વિચારમા એકનુ સ્વરૂપ યાદ કરતા તેને માટે અતિશય ખેચાણ થાય અને બીજાનો વિચાર કરતા વળી તેથી પણ વધારે આનદદાયક સ્થિતિ થાય એવા અપૂર્વ ઓજસ્વી પુરુષ બન્ને હતા આવી રીતે આ બન્ને મહાપુરુષોની સરખામણીનું પરિણામ બન્નેના લાભમા ઊતરે છે અને ખાસ જરૂર જણાશે તો આ મુદ્દાના સમર્થનમા શાસ્ત્રના અનેક પૂરાવા આ પુસ્તકના આગળના ભાગમા આપવામા આવશે શાંત દૃષ્ટિએ, નિષ્પક્ષ-

---

* શરીરના સસ્કાર અને દુનિયાના પરિચયથી રહિત હોવાને લીધે તેને માણસો બાવરા કહેતા હતા

x શાસનવિરોધીઓને સખ્ત શિક્ષણ આપવામા દુનિયાની અથવા તેના લાભની જરા પણ સ્પૃહા રાખનાર ન હોવાથી નિઃસ્પૃહી

પાતપણે અને માત્ર મોક્ષપ્રાપ્તિનો હેતુ સાધ્ય થાય તેવી રીતે આ વિષય ઉપર અન્ય મહાશયો જરૂર વિચાર બતાવી આ ચર્ચા પર વિશેષ પ્રકાશ પાડવા તસ્દી લેશે

## આનંદઘન અને ચિદાનંદ (અથવા લાભાનંદ અને કપૂરવિજય.)

પ્રથમ મહાપુરુષ સત્તરમી સદીના યોગીનો નમૂનો હતા, દ્વિતીય ઓગણીશમી સદીમા તેની કાંઈક વાનકી બતાવનારા હતા પ્રથમના મહાપુરુષનુ નામ લાભાનંદ હોઈ તેમણે પદો વગેરે આનંદઘનના નામથી લખેલા છે અને તે નામથી તે સુપ્રસિદ્ધ છે, દ્વિતીય મહાત્માનુ નામ કપૂરવિજય હોઈ તેમણે પદો, પુદ્ગલગીતા અને સ્વરોદયજ્ઞાન તથા કેટલાક છૂટક સવૈયાઓ વગેરે ચિદાનંદજીના નામથી લખેલા છે પ્રથમ મહાત્મા વૃદ્ધ ઉમ્મર સુધી આદર્શ જીવન વહન કરી પૃથ્વીતળ પાવન કરતા હતા એમ લોકકથા ચાલે છે, દ્વિતીય જ્યારે ગિરનાર પર્વત પર છેલ્લા સંવત્ ૧૯૦૬ કે ૧૯૦૭મા દેખાયા ત્યારે તેમની વય ૩૨ વર્ષથી વધારે નહોતી. ચિદાનંદજીના પદોમા વૈરાગ્યની પોષણા વિશેષ છે, આનંદઘનજીના પદોમાથી યોગનો ઉચ્ચ અભ્યાસ અને આત્મતત્ત્વચિંતવન બહાર આવે છે આનંદઘનજીનો યોગાભ્યાસ ઘણો તીવ્ર અને શુદ્ધભાવના ઉચ્ચ જણાય છે ત્યારે તેના પ્રમાણમા ચિદાનંદજીનુ યોગરહસ્ય કાંઈક મંદ હશે એમ મને જણાય છે બન્નેની દશા બહુ સુંદર હતી. કપૂરવિજયને જેમણે જોયા હતા તેમની પાસેથી તેઓશ્રીના સંબંધમા ઘણી વાતો સાંભળી છે ભાવનગરમાં તેઓ ચાતુર્માસ સ્થિત થયા હતા અને સંવત્ ૧૯૦૨મા ગોડી પાર્શ્વનાથનુ પદ બનાવ્યુ હતુ એમ તેઓના નવમા પદ ઉપરથી જણાય છે, તે સર્વ હકીકત ઉપરથી તેઓની લઘુ વયમાં બહુ સારી દશા હતી એમ જણાય છે તેઓના 'લઘુતા મેરે મન માની' 'કથની કથે સહુ કોઈ' વિગેરે ઘણા પદો બહુ ઉચ્ચ બોધ અને રહસ્યજ્ઞાન આપે તેવા છે અને તે બહુ માણસો હોશથી ગાય છે, સાંભળે છે અને તેમ કરીને આત્માને પવિત્ર કરે છે અત્ર તેમના પદો ટાંકવાનુ સ્થળસંકોચથી બની શકે તેમ નથી. અવારનવાર આ પદોના વિવેચનમા તેમના ટાંચણો આવશે.

આવી રીતે આનંદઘનજી મહારાજનુ ચરિત્ર જૂદી જૂદી દૃષ્ટિથી વિચારવાનો પ્રસંગ આપણે પ્રાપ્ત કર્યો. આવા મહાત્માનું ચરિત્ર વંચાય, લખાય અથવા તેની યોજના કરવામા સમય જાય તે સર્વ સુવ્યવસ્થિત અને ઉપયોગી બાબતમાં ગાળેલ વખત ગણવો. આનંદઘનજી મહારાજ એટલી ઉન્નત દશા પ્રાપ્ત કરી શક્યા હતા કે તેઓના સંબંધમા જ્યારે જ્યારે વિચાર કરવામા આવે છે, ત્યારે ત્યારે મનમા એક પ્રકારનો અભિનવ આહ્‌લાદ થાય છે, ચિત્તમાં એક પ્રકારની શાંતિ થાય છે, આત્મા જાણે કાંઈ વિશિષ્ટ ઉન્નત દશા અનુભવવાની સ્થિતિમાં પેસતો હોય એવુ સહજ ભાન થાય છે આનંદઘનજી ઉપર લોકોએ અનેક ત્રાસ વર્તાવ્યા છે અને તેઓની ઘણી જ ખોટી રીતે નિંદા કરી છે એમ જનકથા ઉપરથી જણાય છે છતા તેઓનો એક રોમ પણ પશ્ચાત્તાપરિણતિવાળો ન થયો એ પ્રમાણે સાંભળવામાં આવે છે તેઓ

સંબંધી ઘણી વાતો ચલાવવામા આવે છે અને તેઓ સામાન્ય પ્રવાહથી જરા અલગ ગયા છે એવી વાતને બાહ્યદૃષ્ટિ જીવો કેટલીક વાર જણાવે છે, પરંતુ એ સર્વ હકીકત બાજુ ઉપર મૂકતાં અને આવા મહાત્મા સંબંધી થતી અવ્યવસ્થિત ગેરસમજુતી બાદ કરતા એકંદરે જૈન સમાજનું તેમના ઉપર આકર્ષણ સ્પષ્ટ જણાય છે. જો તેઓ ઉપર આટલી વિશિષ્ટ દૃષ્ટિ ન હોત તો તેઓનો સમકાલીન કોઇ સમર્થ વિદ્વાન્ તેઓની જાહેર ટીકા જરૂર કરત અને ઉપાધ્યાયજી જેવા વ્યવહાર નિશ્ચયની બાજુને બરાબર ચક્ષુયુગલની માફક સાચવનાર સમર્થ વિદ્વાન્ તેઓની કદિ સ્તુતિ કરત નહિ અને જેમ અન્ય કુમાર્ગ તરફ દોરનારની ટીકા કરી છે તેમ તેઓના સંબંધમા પણ કરત, કારણ કે સત્તરમી સદીમા એવી ટીકાઓ અન્ય વિદ્વાનો માટે થયેલી છે અને તે માટેના ગ્રંથો હજુ પણ મોજુદ છે. શ્રી જ્ઞાનવિમળસૂરિએ એમનાં સ્તવનો પર બાળાવબોધ લખ્યો તે તેમના પોતાના સમયમા તેમની લોકપ્રિયતા અને અધ્યાત્મ-યોગદશાની બુઝ બતાવી આપે છે અને જ્ઞાનસારજીએ ઘણાં વરસો વિચાર કરીને ચોવીશી પર ટબો લખ્યો અને કેટલાક પદો પર પણ વિવેચન કર્યું તે બતાવી આપે છે કે તેમની લોકપ્રિયતા ચાલુ રહી હતી. આત્મિક દશા સન્મુખ થયા પછી 'લોક લાજસું નાહિ કાજ' એમ આડત્રીશમા પદમા તેઓ કહે છે તેવી દશા થઇ જાય છે અને પછી જણાવે છે તેમ 'લોક બટાઉ હસો વિરાનો અપનો કહત ન કોરી' થઇ જાય છે. જ્યા આવી રીતે લોકરંજનતાના ઉપર ઉપરના નકામા ડોળને ત્યાગ કરવાની વૃત્તિ થઇ જાય ત્યા પછી ઘણી બાબતની આત્મસાધનામા પ્રત્યવાય તરીકે આડી આવતી ગૂચો નીકળી જાય છે, સાધ્યપ્રાપ્તિનો માર્ગ સરળ થઈ જાય છે અને તે માર્ગ પર આડા આવતા ખાડા ટેકરા ઓળગી જવાની અનુપમ શક્તિ પ્રાપ્ત થાય છે. માત્ર બાહ્ય દેખાવ કરવાની વૃત્તિથી આપણે કેટલુ કરીએ છીએ તે પર જરા વિવેકપૂર્વક વિચાર કરવામા આવશે તો આનદઘનજીની ઉદાત્ત દશા સહજ સમજાઇ જાય *તેમ છે. સાધારણ રીતે ઘણી વખત વર્તન કરવામા આત્મહિતવિચારણા સિવાય લોકો પ્રત્યેક કાર્ય માટે શું બોલશે એ ઉપર જ લક્ષ્ય વધારે રહે છે જ્યારે વાસ્તવિક રીતે લક્ષ્ય આત્મિક અને પરની ઉન્નતિને અગે શું પરિણામ અમુક વર્તનનું થશે તે પર રહેવું જોઇએ અને યોગીઓનુ લક્ષ્યબિંદુ આ પ્રકારનુ જ હોય છે. આથી જેઓ આધ્યાત્મિક દૃષ્ટિથી કાર્ય કરતા હોય છે તેઓનુ લક્ષ્યબિન્દુ પ્રાકૃત જનપ્રવાહના કરતા ઘણું જ ઊંચુ અને શ્રેયસ્કર રહે છે અને તે બાબત જ તેમને સામાન્ય પ્રવાહથી જૂદા પાડી દે છે. આ જૂદી પડતી બાબત જ કોઈ વાર સામાન્ય દૃષ્ટિમાન જીવના વિચારમા વિશિષ્ટ પુરુષોને પોતાની દૃષ્ટિ ન પહોચવાથી હલકા બતાવે છે, તેઓ લોકવ્યવહારની સાધારણ બાબતને જ મુખ્ય કરી દઇ આત્મકલ્યાણની મુખ્ય અપેક્ષાવાળા મહાપુરુષને મોટો અન્યાય આપે છે અને તેઓના સંબધમા જે સ્વમતિકલ્પિત અભિપ્રાય આપવા બહાર પડે છે તે એટલો

* શ્રી યશોવિજયજીકૃત લોકસંજ્ઞાત્યાગાષ્ટક

અવ્યવસ્થિત હોય છે કે તેના ઉપર આધાર રાખવામા કોઈ પ્રકારની સલામતી હોવી જ નથી. આનંદઘનજીની અતિ ઉચ્ચ દશા તેઓના વર્તનમા અને તેઓના લેખની દરેક પંક્તિમા જોવામા આવે છે એમનુ વર્તન વિશિષ્ટ જીવનને યોગ્ય, અતિ ઉન્નત થયેલ અને દૃષ્ટાન્ત લેવા લાયક અનેક રીતે જણાય છે

## આનંદઘનજીનાં પદો

સાથે વિષયસંક્ષેપ આપેલ છે તે પરથી પદોમા કેવા કેવા વિષયોની ચર્ચા કરવામા આવી છે અને તેના વિવેચનના વિસ્તારમા ક્યા ક્યા વિષયો મુખ્યત્વે કરીને ચર્ચ્યા છે તેનો સરવાળો કરેલો જણાશે. દરેક પદમા તેને યોગ્ય ઉપોદ્ઘાત અને રહસ્ય લખી લેવામાં આવ્યુ છે તેથી પ્રત્યેક પદ સબંધી ઉપોદ્ઘાતમાં ખાસ કહેવાનુ કાંઈ બાકી રહેતુ નથી. આવાં છૂટાં છૂટા પદોમાં એ રીતિ વધારે અનુકૂળ ધારવામા આવી છે અહીં સામાન્ય નિયમ પ્રમાણે દરેક પદ પર વિવેચન કરવામા આવે તો ઉપોદ્ઘાતનુ ગૌરવ જે અત્યારે જ ઘણુ થઈ ગયુ છે, ધારવા કરતા પણ વધારે થઈ ગયુ છે તે માપ વગરનુ થઈ જાય. તેથી આ જગ્યા પર દરેક પદ પર વિવેચન કરવાની જરૂરીઆત ન હોવાથી સામાન્ય રીતે તે સબંધમા ખાસ વક્તવ્ય હોય તે જ વિચારી આ ઉપોદ્ઘાત પૂર્ણ કરીએ. પદોમાં રહેલ અધ્યાત્મ અને યોગજ્ઞાન અપૂર્વ છે એની દરેક પંક્તિમા ચૈતન્યશક્તિને પ્રકટ કરવાનો અને મોહમલિનતાનો નાશ કરવાનો પ્રયત્ન ઝળહળી રહ્યો છે એમા આત્મિક દશાના ગાન કર્ણને પવિત્ર કરે છે, મનને ડોલાવે છે અને ચેતનને સ્વમાં લીન કરે છે લગભગ દરેક પદ એટલી ઉન્નત દશાથી લખાયલુ છે કે એનુ રહસ્ય સમજવા જેટલો અધિકાર પ્રાપ્ત થવો પણ ઘણા પ્રાણીઓ માટે મુશ્કેલ છે અને બાકી રહેલાઓ યોગરહસ્ય વાંચી વિચારી આશ્ચર્યમાં પડી જાય છે દરેક પદની કૃતિમા એક ખાસ ખૂબી એ જોવામાં આવશે કે ઘણુંખરૂ છેલ્લી ગાથાના છેલ્લા પદમા અને કોઈ વાર છેલ્લાથી આગલા પદમા પદનુ રહસ્ય અથવા વધારે વાસ્તવિક રીતે બોલીએ તો આખો રહસ્યાર્થ સમજવાની કૂંચી—ચાવી જડી આવે છે આ એક ચમત્કૃતિ ઉપજાવે તેવો વિષય છે અને આનંદઘનજીનુ કોઈ પણ પદ વાંચતાં આ હકીકત ધ્યાનમા રાખવાથી તેનો ભાવ અને આશય સમજવામા બહુ સરળતા થાય તેમ છે. ક્રમ એમ રાખવો કે પ્રથમ એક પદ વાંચી જવું, સાદ્યંત વાંચી, છેલ્લી ગાથામાથી તેની ચાવી શોધી લેવી અને પછી ફરી વાર તે જ પદ આખુ વાચવુ બીજી વાર ચાવી સાથે વાચતાં બહુ સરળ રીતે સ્પષ્ટ બોધ થશે. વારવાર મનન કરવાથી નવીન નવીન સ્વરૂપ સમજાશે અને દરેક વખતના વાંચનમા નવીન હકીકત નીકળશે. એ પદોને સેંકડો વખત કે વારવાર વાંચતા થાક નહિ લાગે, કંટાળો નહિ આવે પરનુ મહત્ત્વ બતાવવા માટે આ પૂરતી હકીકત છે જે પદોમા રહેલ અર્થગૌરવ એટલુ સુંદર હોય કે વારવાર વાંચવાથી પણ કંટાળો ન આવતાં દરેક વખત નવીનતાનુ ભાન કરાવ્યા કરે. એ પદો કાંઈ સાધારણ લેખકથી

નીપજાવી શકાતા નથી. પદોમા ચેતનજી કેંદ્રસ્થ છે, સુમતિ એને ઉદ્દેશીને અનેક વિરહાલાપ કરે છે, શુદ્ધચેતના એને માટે તલસ્યા કરે છે અને અનુભવ એને સમજાવે છે. એમ લગભગ દરેક પદમા ચેતનજીનું કેન્દ્રસ્થાન સાબૂત રહે છે અને એને માટે, એની પ્રગતિ કરાવવા માટે અનેક પ્રયત્ન કરવા સીધા અને આડકતરા ઉપદેશો આપ્યા છે, શિખામણો સૂચવી છે અને રહસ્યજ્ઞાનનું સ્ફોટન કર્યું છે. ગાનના સંબંધમા મારે ઘણા ઉસ્તાદ ગવૈયાઓ સાથે વાત થઇ હતી, તેમના અભિપ્રાય પ્રમાણે આનંદઘનજીનું ગાન સંગીતશાસ્ત્રને અનુરૂપ છે, એમની કૃતિમા કોઈ પણ સ્થળે યતિભંગ થતો નથી અને સરળતાથી તેના પદોનું ગાન થાય છે. સગીતશાસ્ત્રનો મને ખાસ અભ્યાસ ન હોવાથી આ બાબતમા મારા અભિપ્રાયની બહુ કિમત ન ગણાય, પરંતુ સંગીતશાસ્ત્રમા પ્રવીણ ગણાતા ગાયકો આ બાબતમા ઘણો ઉચ્ચ અભિપ્રાય આપે છે. ગાયન હૃદયને અસર કરનાર છે, ચિત્તની એકાગ્રતા કરનાર છે અને अनंतं गीतवाद्य એ પદથી શાસ્ત્રકારે પણ એ આત્મોન્નત દશાના ગાનની ઘણી ઉચ્ચ કોટિમા ગણના કરી છે તે પરથી જણાય છે કે જ્યારે સંગીતના સર્વ સાજ સાથે આતમરાજને ઉદ્દેશીને સુવિહિત ગાન લય સાથે ચાલે, ત્યારે ત્યા અદ્ભુત દશા ઉત્પન્ન થાય છે. સુપ્રભાતના પાચ વાગ્યાના સમયે, મંદમંદ શીતળ પવન વાતો હોય, ચરાચર પૃથ્વીના વ્યાપારો શાત હોય, વાતાવરણમા કોઈ પ્રકારની ક્લિષ્ટતા ન હોય તેવે સમયે મધુર કંઠમાથી હૃદયના ભાવ સાથે ગાયનલય ચાલે અને સાથે મૃદંગ આદિનો યોગ્ય સાજ કળાનિપુણ પુરુષોના હસ્તથી ચાલતો હોય ત્યારે આત્મા અભિનવ ઉન્નત દશા અનુભવે છે. આવા પ્રકારની અદ્ભુત દશા આનંદઘનજીનું પ્રત્યેક પદ ઉપજાવી શકે છે તેમ બહુ દૃઢતાથી કહી શકાય તેવું છે. તે હકીકત આનંદઘનજી જેવા મહાપુરુષનું સગીતના વિષયમા રહેલું સૂક્ષ્મ જ્ઞાન પણ બતાવી આપે છે. એક પવિત્ર આત્મા ગમે તે વિષયમા પ્રવેશ કરે ત્યા તે આરપાર નીકળી જાય છે એનું આ એક દૃષ્ટાંત છે પદ પર ઘણુ કહી શકાય, એના પ્રત્યેક વાક્ય પર પાનાના પાના ભરાય તેટલું વધારે લખાય તેમ છે. પાચમા પદ જેવા એક પદ પર આખો ગ્રથ લખવો હોય તો લખાય તેમ છે, પરંતુ જેમ બને તેમ હદમા રહી વિવેચન કરવું યોગ્ય ધાર્યું છે. કવિ પોતે વિશાળ અવલોકનકાર છે કે એના પદના ભાવમા બહુ લખી શકાય. વાચનારાઓ આનંદઘનજીના યોગના સંબંધમા ખાસ જાતે વિચાર કરી જશે. 'યોગ' સંબંધી મારો જૂદો લેખ વાચી આનંદઘનજીને જૈન યોગમા કયુ સ્થાન મળે છે તે વિચારી લેશે. પદો પર ઘણું વધારે લખી શકાય તેમ છે અને અન્યત્ર અન્ય માણસો તેવો પ્રયત્ન હજુ પણ કરશે એટલુ જણાવી આ ઉપોદ્ઘાત ગૌરવમા વધારે થઇ ગયેલ છે તેથી કોઇ રહી ગયેલ બાબત હજુ ગ્રંથના બીજા ભાગ માટે મુલતવી રાખી આપણે મહાત્માના વિચારો અને તે પરના વિવેચનનો મૂળ વિષય હાથ ધરીએ એ મહાત્માને સમજવા માટે એટલી ઐતિહાસિક અને ભાષાશાસ્ત્રાદિ દ્વારા વિચારણા આવશ્યક હતી તે અત્ર સામાન્ય રીતે

જણાવી હાલ તુરત બંધ કરવામાં આવે છે, પરંતુ વિરામચિહ્ન અહીં મૂકવામાં આવતું નથી. જૈન કોમના આ ઝળઝળતા સમયનો ઇતિહાસ લખવાની ઇચ્છા છે તે પૂર્ણ થાય તો તે પ્રસંગે અથવા તો આ ગ્રંથના બીજા ભાગમાં આ વિષય ઉપર કાંઇક વિશેષ પ્રકાશ પાડવા ઇચ્છા રહે છે, છતાં અત્ર જેટલું જણાવવાની જરૂર હતી તે જણાવવા પ્રયત્ન કર્યો છે સ્ખલના માટે ક્ષમા યાચના ચાહવા સાથે આનંદ નામના ગંભીર જયઘોષ સૂચવનાર કુમારથી વૃદ્ધ પર્યંત સર્વને રસમાં લદબદ કરનાર આ જૈન યોગનાથના ગ્રંથનો ઉપોદ્ઘાત અહીં હાલ તુરત પૂર્ણ થાય છે હવે આપણે આનંદઉદધિના જળતરંગમાં કલ્લોલ કરીએ.

વિક્રમાર્ક ૧૯૭૦—આષાઢ
શુક્લ પંચમી, મુંબઇ

મોતીચંદ ગિરધરલાલ

ॐ परमात्मने नमः ॥

# શ્રી આનંદઘનજીનાં પદો

## અર્થ વિવેચન સહિત



### પ્રથમ પદ

રાગ–વેલાવલ.

**क्या सोवे उठ जाग बाउरे. क्या० ए आंकणी.**
**अंजलि जल ज्युं आयु घटत हे, देत पहोरियां घरिय घाउ रे. क्या० १**

"હે ગાંડા! તું શુ સૂઇ રહ્યો છે? ઉઠ, જાગ્રત થા. હાથના ખોબામાં રહેલા પાણીની પેઠે આયુષ્ય ઘટે છે, પહેરેગીર ઘડિયાળને ઘા મારે છે."

**ભાવ**—જ્ઞાની ગુરુમહારાજ આ જીવ વિષયકષાયમા આસકત છે તેને બરાબર ઉપદેશ આપવા માટે અત્ર કહે છે. વિષયકષાય એ વિભાવદશા છે, એમાં ગમે તેટલી પ્રવૃત્તિ કરવામા આવે તો પણ આત્મિક અવનતિ જ થાય છે અને તેથી તેમા પ્રવૃત્તિ કરનાર જીવ આત્મિક દૃષ્ટિથી તો ઊંઘતો જ હોય એમ જણાય છે. તું ખાય છે, પીએ છે, ફરે છે, ધન કમાય છે, ઇદ્રિયોના વિષયો સેવે છે, પણ એ સર્વ તને ઊડા ખાડામા ફેંકી દેનાર છે, તેથી હે ભોળા બંધુ! તુ એ તારું ગાડપણુ છોડી દે, ઉઠ, જાગ્રત થા. તુ જરા વિચાર કર, દરેક ક્ષણે, દરેક મિનિટે, દરેક કલાકે, દરેક દિવસે, તારું આયુષ્ય ઘટતુ જાય છે. તું સમજે છે કે વયમા મોટો થયો, પણ તેટલુ જીવન જો તેં વાસ્તવિક રીતે પસાર કર્યું નહિ હોય તો તે તારી ક્ષણો, કલાકો ને દિવસો વ્યર્થ ગયાં છે. તારો આત્મિક વ્યવહાર શુદ્ધ ન હોય, તારી આત્મજાગૃતિ ન થઇ હોય તો સર્વ નિરર્થક છે અને એ બતાવવા માટે–તને આત્મિક કાર્યમા જાગ્રત કરવા માટે આ પહેરેગીર દરેક કલાકે ઘટ વગાડી તને ખબર આપે છે કે એક કલાક પસાર થઇ ગયો; એક ઘડી પસાર થઇ ગઇ, જે સમય પસાર થઇ ગયો તે ફરી વાર તને મળનાર નથી, ખોબામા ભરેલ

૧ ક્યા=શુ સોવે=સૂવે છે, ઊંઘે છે બાઉરે=ગાડા અજલિ=હાથનો ખોબો જલ=પાણી જ્યું=જેમ આયુ=આયુષ્ય ઘટત હે=ઘટે છે દેત=મારે છે પહોરિયા=પહેરેગીર ઘરિય=ઘડિયાળને. ઘાઉ=ઘા, પ્રહાર

પાણી આંગળીઓ વચ્ચેના છિદ્રોમાંથી નીકળીને જેમ ચાલ્યું જાય છે તેમ આયુષ્ય ઘટતું જ જાય છે, માટે એ ચેતવણી ધ્યાનમાં લઈ તું ઊઠ, જાગત થા, તારા આત્મિક કાર્યમાં પ્રવૃત્તિ કરવા લાગી જા અને દરેક ઘડીનો, દરેક પળનો, દરેક વિપળનો ઉપયોગ કર જ્યાં સુધી તું વિભાવદશામાં રમણ કરીશ ત્યાં સુધી તારી ગમે તેટલી પ્રવૃત્તિ હશે તો પણ શુદ્ધ દૃષ્ટિએ તો તું સૂતેલો જ છે, માટે એ તારી ઊંઘ ઉડાડી દે અને હવે તારા પોતાના કામમાં લાગી જા.

જે વસ્તુ પોતાની નથી, જે ખરું સુખ આપનાર નથી, જે અનિત્ય છે, તેમાંથી સુખ મેળવવાની લાલચે પ્રવૃત્તિ કરી રહેનાર જીવને ગાઢ કહેવામાં આવેલ છે, કારણ કે એ સ્થિતિમાં એ પોતાના સ્વરૂપને ભૂલી જાય છે, શુભ કાર્યમાં અસ્વસ્થ રહે છે અને વિભાવિક સ્વપ્નોને સત્ય સમજે છે જો આ સ્થિતિ તું વધારે વખત ચાલવા દઈશ તો આયુષ્ય અંજલિ માંહેના પાણીની પેઠે ચાલ્યું જશે અને પછી તારે બહુ પસ્તાવું પડશે, માટે આ ઊંઘમાંથી ઊઠ, જાગત થા.

**इंद चंद नागिंद मुनि चले, कोण राजापति साह राउ रे,**
**भमत भमत भवजलधि पायके, *भगवंत भजन विन भाउ नाउ रे क्या० २**

"ઇંદ્ર, ચંદ્ર, ધરણેન્દ્ર અને મોટા મુનિઓ ચાલ્યા ગયા, તો પછી ચક્રવર્તી રાજા કે શહેનશાહ તે શા હિસાબમાં? સંસારસમુદ્રમાં ભમતાં ભમતાં ભગવાનની ભક્તિ વગર બીજી ભાવનૌકા કોણ છે?"

ભાવ—મોટા મોટા ઇંદ્ર ચંદ્ર, નાગેંદ્ર અને તીર્થંકરો પણ આયુષ્ય પૂર્ણ થયું ત્યારે ચાલ્યા ગયા, તો પછી ચક્રવર્તી, શહેનશાહ કે રાજરાજા તે કઈ ગણતરીમાં છે? પરમાત્માને ઇંદ્ર મહારાજે બે ઘડી આયુષ્ય વધારવાની વિજ્ઞપ્તિ પરોપકાર માટે કરી હતી ત્યારે શ્રી મહાવીરે ઉત્તર આપ્યો હતો કે—હે ઇંદ્ર! તે કાર્ય કરવાને કોઈ પણ સમર્થ નથી. આવી રીતે આયુષ્ય પૂર્ણ થાય ત્યારે દેહ છોડવાનો એ તો સર્વને સામાન્ય છે અને ગમે

---

* "ભગવંત ભજન વિન ભાઉ નાઉ રે" એ પાઠ અશુદ્ધ જણાય છે પણ "પાય તેં ભગવંત ભક્તિ સ્વભાવ નાઉ રે" એ પાઠાંતર વિશેષ ઘટતો આવે છે ભાવ તેં—તને મળી ભગવંત ભક્તિ સ્વભાવરૂપ નૌકા તાત્પર્યાર્થ એ છે કે—મોટા મોટા રાજા ચક્રવર્તી અને ઇંદ્ર ચાલ્યા ગયા, તને ભવસમુદ્રમાં પર્યટન કરતાં હવે ભગવંતની ભક્તિ સ્વભાવરૂપ નૌકા પ્રાપ્ત થઈ છે તો તેનો ઉપયોગ સમુદ્રપાર ગમન કરી તારા સાધ્યસ્થાને પહોંચવા માટે કર.

૨ ઇંદ=દેવતાઓના સ્વામી. ચંદ=ચંદ્રમા. નાગિંદ=ધરણેન્દ્રાદિ ભુવનપતિના દેવો. ચલે=ચાલ્યા ગયા. કોણ=ક્યા હિસાબમાં? રાજાપતિ=ચક્રવર્તી. સાહ=શહેનશાહ. રાઉ=રાજા. ભમત ભમત=ભમતાં ભમતાં. ભવજલધિ=સંસારસમુદ્ર. પાયકે=પામીને. ભગવંત ભજન=ભગવાનની ભક્તિ. વિન=વગર. ભાવનાઉ=ભાવનૌકા.

તેટલો પ્રયાસ કરવા છતા તેનો પ્રતિબંધ થઇ શકે તેમ નથી–એ સમર્થ પુરુષોના દૃષ્ટાંતોથી જોયું તો પછી હે બંધુ! તારી શી ગણતરી? તું કોણ બિસાતમા? આવી દુઃખદાયક સ્થિતિમાં–આ ભરદરિયે લાગેલા તોફાનમાથી બચવાનો ઉપાય સારી નૌકાની પ્રાપ્તિ સિવાય અન્ય નથી, તેમ આ મહાભયંકર સંસારસમુદ્રમા તું આમથી તેમ અને તેમથી આમ જેમ પવન કલ્લોલ આવે તેમ અટવાયા કરે છે, તેમાથી તારો નિસ્તાર કરી સંસાર સમુદ્રને કાંઠે લાવી મૂકે એવી આ સુંદર નૌકા, સ્ટીમર તને પ્રાપ્ત થઇ છે તેનો તું ઉપયોગ કર.

સામાન્ય ઋદ્ધિ, સતતિ કે સ્ત્રીમાં આસક્ત થયેલા આ જીવને સમજાવે છે કે તારાથી પ્રબળ ઋદ્ધિવાળા પણ આખરે ચાલ્યા ગયા છે, તેઓના નામનિશાન પણ રહ્યા નથી. તેઓ અત્રે હતા ત્યારે તેઓનું સ્વરૂપ જોયું હોય તો લાગે કે જાણે એ અહીં નિરંતર રહેવાના છે, એવું તેઓ પાસે દાસવૃંદ વિગેરે હતું, પણ આખરે તેઓ ગયા છે, માટે તારે આવી સામાન્ય બાબતમાં આસક્ત થઇ જવું ઉચિત નથી. આ હોડી તને મળી છે તેનો ઉપયોગ કર.

**कहा विलंब करे अब बाउरे, तरी भवजलनिधि पार पाउ रे;**
**आनंदघन चेतनमय मूरति, शुद्ध निरंजन देव ध्याउ रे. क्या० ३**

"હે ગાડા! હવે શું વિલંબ કરે છે? સંસારસમુદ્ર તરી જઇને તેનો પાર પામ, આનંદસમૂહ ચૈતન્યમૂર્તિ છે, એ કર્મરૂપ અંજન વગરના શુદ્ધ પ્રભુનું ધ્યાન કર."

**ભાવ**—હે બધુ! તને ભગવંતભક્તિરૂપ નૌકા પ્રાપ્ત થઇ છે, તો પછી હવે તેને વળગી જવામા ઢીલ શા માટે કરે છે? અનેક ભવ કર્યા પછી મનુષ્યભવ પ્રાપ્ત થાય છે; દશ દૃષ્ટાતે તેનુ દુર્લભપણું શાસ્ત્રકારે અનેક જગ્યાએ બતાવ્યું છે તે પ્રાપ્ત થયા પછી વળી ઇંદ્રિયોની પૂર્ણતા, શરીરનું આરોગ્ય, દીર્ઘ આયુ, સદ્ગુરુનો યોગ, તેમનો બતાવેલ શુદ્ધ ધર્મ, વીતરાગ ભગવાનની ભક્તિ એ સર્વ બાબતનો સયોગ મળવો મુશ્કેલ છે, અનેક ભવો પછી એવી સુદર સોનેરી તક હાથમા આવે છે, જોગવાઈ તને આ ભવમા મળી છે, તો પછી તેનો લાભ લેવામા શુ ઢીલ કરે છે? વિનયવિજય ઉપાધ્યાયે શ્રીપાળ રાજાના રાસમા કહ્યું છે કે:—

જાન લઈ બહુ જુક્તિશું, જેમ કોઇ પરણવા જાય રે;
લગનવેળા ગઇ ઊંઘમાં, પછે ઘણો પસ્તાય રે,
ચેતન ચેતો રે ચેતના.

---

૩ કહા=શુ વિલબ=ઢીલ અબ=હવે તરી=તરી જઇને ભવજલનિધિ=સંસારસમુદ્ર પાઉરે=પામ આનદઘન=આનદનો સમૂહ ચેતનમય મૂરતિ=ચૈતન્યરૂપ મૂર્તિ નિરંજન=કર્મરૂપ અંજન વગરના દેવ, પ્રભુ ધ્યાઉ રે=ધ્યાન કર આને બદલે કોઇ પ્રતમા 'ગાઉ રે' પાઠ છે.

આ વાત બરાબર સમજવા જેવી છે હમવેળા શીખમા ચાલી જશે, સવાર પડ્યા પછી ઘણો પસ્તાવો થશે, પણ તે નકામો છે મોજશોખની જિંદગીની પછવાડે વ્યાધિગ્રસ્ત શરીર, વૃદ્ધ વય અને અસ્થિર ગાત્ર થાય ત્યારે બહુ ખેદ થાય કે જીવન હારી ગયા, પણ પછી બહુ મોડું થાય છે, તે વખતનો પશ્ચાત્તાપ નકામો છે; માટે હવે તું ઢીલ કર નહિ. એ જ મહાત્મા શાંતસુધારસની ભાવનામા કહે છે કે —

यावद्देहमिदं गदैर्न मुषित नो वा जराजर्जरं,
यावत्स्वाक्षकदम्बक स्वविषयज्ञानावगाहक्षमम् ।
यावच्चायुरभगुर निजहिते तावद्बुधैर्यत्यतां,
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथ बध्यते ? ॥

'જ્યા સુધી આ શરીર રોગથી મર્દિત થયું નથી અથવા વૃદ્ધાવસ્થાથી જર્જરિત થયું નથી, જ્યા સુધી પાંચે ઇંદ્રિયો પોતાના વિષયો સમજવાને સમર્થ છે, જ્યા સુધી આયુષ્ય ક્ષય થઈ ગયું નથી, ત્યા સુધીમા હે જીવ ! તું તારા કલ્યાણ માટે યત્ન કર; કારણ જ્યારે તળાવ ફૂટી જઈ પાણી બહાર નીકળવા માંડશે ત્યાર પછી તું પાળ કેવી રીતે બાંધીશ ?' આ સ્થિતિ બરાબર વિચારવા યોગ્ય છે. તળાવમાંથી પાણી ચાલવા માંડશે ત્યારે હાથ થઈ શકશે નહીં, માટે હાલની ઉત્તમ સ્થિતિનો લાભ લે.

હે ચેતન ! તું પોતે આનંદનો સમૂહ છે તારું તે સ્વરૂપ તારે પ્રગટ કરવાનું છે, માટે હવે તો તું શુદ્ધ નિરંજન નિરાકાર દેવની શુદ્ધ જ્ઞાનમય મૂર્તિનું ધ્યાન કર અને આ વિષયકષાયની આળપપાળ છોડી દે તારે સંસારસમુદ્ર પાર પામવાનો આ દૃઢ ઉપાય છે, માટે ભગવંત ભજનરૂપ હોડીનો તું આશ્રય કર

આ પદ આધ્યાત્મિક છે એનો ભાવ બહુ વિચારવા યોગ્ય છે બહુધા ઘણાખરા જીવો સંસારસુખમા આસક્ત રહી આત્મિક સુખનો ખ્યાલ પણ કરી શકતા નથી. અને માની લીધેલા વ્યવહારકાર્યમાં, ધન કમાવાની ધમાલમા, પ્રાપ્ત વસ્તુના રક્ષણ અને ઉપભોગમા, પ્રિય જન વિરહના ક્લેશમા અને એવી અનેક બાબતમાં આયુષ્ય પૂરું કરી નાખી આવ્યા હોય છે તેમ ચાલ્યા જાય છે અને ઘણી વખત નુકસાન વહોરીને જાય છે; મતલબ તેને ઉત્તમ જીવનનો જે લાભ મળવો જોઈએ તેનો ઉપયોગ કરી શકતા નથી. આ સ્થિતિ બહુ ખેદાસ્પદ છે એ ધ્યાનમાં લેવા અને ખાસ કરીને ચૈતન્યસ્વરૂપ નિરંજન ભગવાનની ભક્તિ કરવારૂપ ભાવનૌકાનો ઉપયોગ કરવાની ખાસ આવશ્યકતા બતાવવા આ પદ બહુ માર્મિક શબ્દોમા લખવામાં આવ્યું છે અને શાંત સ્થાનમા એના લક્ષમા ધ્યાન થાય છે ત્યારે ઊંડી આધ્યાત્મિક અસર ઉપજાવી શકે એવું તેમાં પદલાલિત્ય છે.

## *પદ બીજું

રાગ–વેરાવલ એકતાલી

**रे घरियारी बाउरे, मत घरिय बजावे;**
**नर शीर बांधत पाघरी, तुं क्या घरीय† बजावे ? रे घरि. १**

"અરે ગાડા ઘડિયાળી ! તું ઘડીને વગાડ નહિ, મનુષ્યો પોતાને માથે પાઘડી–એકચતુર્થાંશ ઘડી બાંધે છે, તો પછી તુ એક આખી ઘડી શામાટે બજાવે છે ?"

**ભાવ**—પ્રથમ પદમા પ્રમાદ ત્યાગ કરી જાગ્રત થવા કહ્યુ તે જ હકીકતને વધારે સ્પષ્ટ કરવાના ઉદ્દેશથી ઘડિયાળીને ઉદ્દેશીને સમય માત્ર પણ પ્રમાદ ન કરવા સારુ અત્ર ઉપદેશ આપે છે. આધુનિક ઘડિયાળની શોધ થઇ નહોતી ત્યા સુધી વખત જાણવા માટે પૂર્વપુરુષો એક પાણી ભરેલા પાત્રમા અતિ સૂક્ષ્મ છિદ્રયુક્ત વાટકી મૂકતા હતા અને તે બરાબર ભરાઈને બૂડી જાય ત્યારે એક ઘડી (ચોવીશ મિનિટ) થાય એવું ચોક્કસ માપ કરતા હતા. એ પ્રમાણે એક ઘડી પૂરી થાય ત્યારે ઘડિયાળી ઘંટ વગાડી ખબર આપતો હતો. અત્યારે જેમ કલાકે પહેરેગીર ઘંટ વગાડે છે તેમ તે વખતે ઘડીએ ઘંટ વગાડવાની યોજના હતી. એવી જ રીતે કાચની બે શીશીમાથી અતિ સૂક્ષ્મ છિદ્રદ્વારા એકમાથી બીજામા તમામ રેતી પસાર થાય ત્યારે ઘડી થયાનો ઘટ વગાડતા. સામાયિકમા જેવી ઘડી હાલ આપણે વાપરીએ છીએ તેનો પણ સમય જાણવા માટે ઉપયોગ થતો. એ ઘડિયાળીને ઉદ્દેશીને કહે છે કે–'અરે ભોળા ઘડિયાળી ! તું તે શુ જોઇને ઘડી વગાડતો હોઇશ ? મનુષ્યો તો પોતાના માથે જ પાઘરી (¼ ઘરી) અથવા પાઘડી બાધે છે અને તું ઘડી શામાટે બજાવે છે ? માટે હવે તારા પ્રયાસથી વિરમ, નકામો શ્રમ બધ કર. અત્ર પાઘડી શબ્દ પર શ્લેષ છે એ માથે બાધવાના વસ્ત્ર ઉપરાત એની વ્યુત્પત્તિ ઘડીનો ચોથો ભાગ બતાવે છે મનુષ્યો પાઘડી સૂચવનાર વસ્ત્ર તો પોતાને માથે જ રાખે છે, ત્યારે તું કાઇ વધારે બતાવવા માગતો હોય તો પળ–વિપળ બતાવવા સારુ ઘંટ વગાડ ઘડી વગાડવાનો તારો પ્રયાસ તો નકામો છે, વગર અર્થનો છે, ફોકટ છે. તું ચૌદસે ને ચાલીશ સેકન્ડ અથવા છત્રીશસેં વિપળથી બનતી ઘડીની આખરે ખબર આપે છે કે એક ઘડી પસાર થઈ એ બહુ દીર્ઘ વખતને છેડે પ્રયાસ છે અને તે અતર બહુ વિશાળ છે

વખતની કિમત સમજવી ખાસ જરૂરી છે. વખત એ પૈસો છે, ગયો વખત ફરીને

* આ પદ ઉપર 'આત્મિક પ્રભાત–આનદઘનજી મહારાજ અને ઘડિયાળી' એ શિર્ષક નીચે શ્રી જૈનધર્મ પ્રકાશ પુસ્તક ૨૬, પૃષ્ઠ ૫૬–૬૪ અને ૮૧–૮૭ મા વિસ્તારથી વિવેચન કર્યું છે. તે જુઓ. અત્ર તેનો સાર આપ્યો છે

† કેટલીક પ્રતોમા 'બતાવે' એવો પાઠાતર છે

૧ મત=નહિ પાઘરી=પાઘડી

આવતો નથી, માટે गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् 'મૃત્યુએ ચોટલી પકડી રાખી છે એમ સમજી ધર્મઆચરણ કરવું જોઈએ.' આ પ્રાણી તો સંસારની ખટપટમાં, ધન કમાવામાં અને મોજશોખ કરવામાં કલાકના કલાકો પસાર કરી દે, દિવસના દિવસો ગાળી દે, કરવા યોગ્ય કાર્ય એક પણ ન થાય, આત્મસંપત્તિ પ્રાપ્ત કરવાના કાર્યમાં વધારો કરવાને બદલે ઘટાડો થાય, સાંસારિક ઉપાધિઓનું સ્વરૂપ જાણવા છતાં તેના તરફ અતિ આકર્ષણ વધ્યા જ કરે, શુભ સંવર ક્રિયાઓ કરતી વખત પ્રમાદ થાય એ મૂર્ખપણું-બાવરાપણું જ બતાવે છે ઘડિયાળી ઘડી વગાડે છે તેને આનંદઘનજી મહારાજ મૂર્ખ કહે છે, કારણ મનુષ્યો તો પાઘડી માથે પહેરીને પા ઘડીની પણ અસ્થિરતા ચિંતવે છે એવી માન્યતા છે, પણ આ જીવના તો મહિનાઓ, વરસો અને આખી જિંદગી ખરા ચિંતવન વગર ચાલી જાય છે તો પછી બાઉરપણું ઘડિયાળીનું કહ્યું તે આ જીવને કેટલું ઘટે છે તે વિચારો. ઘડિયાળીને ઉદ્દેશીને કહેલી હકીકત વિચારી આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા માટે જરા પણ વખત ન ખોતાં, પ્રમાદનો ત્યાગ કરીને સ્વરૂપાનુસંધાન જોડી દો.

> **केवल काल कला कले,* पै तु अकल पावे;**
> **अकल कला घटमें घरी, मुझ सो घरी भावे रे घरी २**

"(એ ઘડીયાળી તો) માત્ર બાહ્ય કાળ જણાવવા માટે પ્રકાશ કરે છે, પણ એને અંતરમાં રહેલી ન કળી શકાય તેવી બીજી કળાની પ્રાપ્તિ થતી નથી, એ અકળ કળાને બતાવનારી ઘડી તો અંતરમાં જ રહેલી છે અને મને તો તે જ ઘડી પસંદ આવે છે"

ભાવ—બિચારો પહેરેગીર ઘડિયાળી તો બાહ્ય ઘડિયાળ વગાડ્યા કરે છે, પણ આત્મિક અનંત શક્તિને બતાવનાર-સ્મરણ કરાવનાર ઘડી તો અંદર રહેલી છે આ બાહ્ય ઘડી તો સ્થૂળ સમય બતાવી તે નકામો ન ગાળવા પ્રેરણા કરે છે પણ અંતરમાં રહેલી ઘડી અકળ છે તેનાથી અનંત સુખ પ્રાપ્ત થાય તેમ છે અને તે પોતાની જ વસ્તુ છે આ જીવ, સુખનું સ્વરૂપ સમજ્યા વગર જ્યાં ત્યાં તે મેળવવા દોડે છે તેને સ્ત્રીમાં શોધે છે, ધનમાં જોતે છે, ભોગમાં ગવેષે છે પણ તે ત્યાં છે જ નહિ, તેથી છેવટે તે પાછો પડે છે સુખ પોતાની પાસે છે, પોતાનામાં જ છે, પોતારૂપ જ છે; તેને બહાર શોધવા જવું એ વસ્તુસ્વરૂપની અજ્ઞાતા બતાવે છે ભગવાન્ મહાવીરે જ્યારે સત્ય સ્વરૂપ બતાવ્યું ત્યારે આખી સભા તેની મૂર્ખતા જાણી હસવા લાગી હતી અને તે વખતે જો તેના પોતાના મનમાં સત્યની પ્રતીતિ ન હોત તો તે પણ ભૂલ ખાઈ જાત; પ્રાતે નદીના

---

* કલે ને બદલે કરે એવો પાઠાંતર દેખાય છે અર્થ પ્રસિદ્ધ છે

૨ કેવળ=માત્ર. કલે=પ્રકાશ કરે. પૈ=પણ. અકલ=ન કળી શકાય તેવી. ઘટમેં=અંતરમાં. ભાવે=પસંદ આવે છે

વેષમાં સુરસુંદરીએ હાજર થઈ સત્ય સ્વરૂપ બતાવ્યું ત્યારે જ સર્વનો ભ્રમ દૂર થયો. એટલો વખત ધીરજ રાખવી એમા મનની મહત્તા, વિચારની દીર્ઘતા અને પરિણતિની નિર્મળતા રહેલી છે. જગતની ખોટી માન્યતાના અસત્ય મંડાણુ પર રચાયલી રચનાથી છેતરાઈ ન જઈ અકળ કળા પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવો ઉચિત છે, અથવા વસ્તુત તેમાં બહારથી પ્રાપ્ત કરવાનું પણ કાઈ નથી, અંતરંગમા તે કળા ભરેલી જ છે ત્યાથી તેને પ્રગટ કરવાની છે. સુખનું સત્ય સ્વરૂપ સમજી અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય એને માટે સતત પ્રયાસ કરવો એ ઉચિત છે. આ અકળ કળાને બતાવનારી ઘડી તારા હૃદયાગારમા છે તેમાંથી તેને બહાર લાવ, તારું બાહ્યાત્મપણું તજી અંતરાત્મપણું જાગ્રત કર તો છેવટે પરમાત્મપણું પ્રગટ થશે, આ ઘડી મને તો પસંદ આવે છે. મનુષ્ય પા ઘડી સૂચવનાર વસ્ત્ર માથે બાધે છે, તેથી તેણે ક્ષણ ક્ષણનો વિચાર કરવો જોઇએ. એવો વિચાર ન કરનાર ઘડિયાળીથી પણ મૂર્ખ ગણાય; જો કે ઘડિયાળીની ઘડી પણ નકામી છે. ખરી ઘડી તો અકળ કળાને બતાવનાર ઘટમા છે. તેને જાગ્રત કરી તેના પર સમય સમય વગાડ, તેનાથી જાગૃતિ રાખ. જો તેમ નહિ કરે તો ઘડિયાળી જેટલી પણ તારામા સમજણ નથી એમ માન્યતા થશે.

**आतम अनुभव रस भरी, यामें और न मावे;**
**आनंदघन अविचल कला, विरला कोई पावे. रे घरि. ३**

"આત્મ અનુભવરૂપ રસથી ભરેલી ઘડીમાં બીજી કોઈ વસ્તુનો સમાવેશ થતો નથી અને તે આનંદમય અવિચળ કળા કોઈ ભાગ્યવાન્ પ્રાણી જ પ્રાપ્ત કરી શકે છે."

**ભાવ**—સ્વરૂપજ્ઞાનને અનુભવ કહેવામા આવે છે. આત્મસ્વરૂપની વાતો કરવી તે વિદ્વત્તાનુ કામ છે, પણ તેનો પ્રત્યક્ષ અનુભવ કરવો એ ચારિત્રનો વિષય છે. બન્નેને સંબંધ છે, પણ દરરોજ તે સંબંધ હોય એમ સમજવું નહિ. સ્વપરના વિવેચન સાથે હેય ઉપાદેયનો વિવેક થાય તેને અનુભવ કહેવામા આવે છે. વાતો કરવામા આનંદ માનનારને તે સ્થિતિ કદિ પણ પ્રાપ્ત થતી નથી, આત્મરમણતામા જ તેનું ખરું રહસ્ય રહેલું છે અને તેને અનુભવજ્ઞાન કહેવામા આવે છે અનુભવજ્ઞાનને અંગે આગળ પદોમા બહુ વિસ્તારથી ઉલ્લેખ કરવામા આવનાર છે, તેથી અત્ર વિશેષ વિવેચન ન કરતા એટલું જણાવીએ તો બસ થશે કે અનુભવીને સંસાર વિષ તુલ્ય લાગે છે, ધનસંપત્તિ આત્મસંપત્તિને ભૂલાવનાર લાગે છે, સ્ત્રી પુત્રાદિ પરિવાર સંસારને વધારનાર લાગે છે, દેહ ક્ષણિક લાગે છે, કીર્ત્તિ અસ્થિર લાગે છે, સંબંધીઓનો સ્નેહ સ્વાર્થમય લાગે છે, મિત્રનો પ્રેમ સંસારના હેતુભૂત લાગે છે, પોતાનું એકત્વ અને પરભાવનુ અન્યત્વ નજરે આવે

---

૩ યા=જેમા માવે=સમાય અવિચલ=ન ચલે તેવી વિરલા=કોઈક જ. પાવે=પ્રાપ્ત કરે, મેળવે

છે અને શુદ્ધ આત્મસ્વરૂપ જ પ્રાપ્તવ્ય લાગે છે, સંસારસ્વરૂપ વિચારતાં વિષય કષાય પર ખેદ આવે છે, ચિત્તની નિર્મળતા થાય છે, મન શાંત થાય છે અને જ્યાં ત્યાં ભ્રમણ કરવાની વૃત્તિ પર અંકુશ પડે છે, છેવટે મનમાં વિશ્રાંતિ આવી જાય છે અને આત્મઅનુભવ જ કરવા યોગ્ય, ધ્યાવવા યોગ્ય, અનુભવવા યોગ્ય છે એમ નિશ્ચય થાય છે, અન્ય વિષયમાં આનંદ પડતો બંધ થાય છે, સંસાર વધારનાર મોહ મમત્વ પર ત્યાજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને સ્વગુણ પ્રગટ કરવાના માર્ગો સરળ દેખાય છે આ સ્થિતિને અનુભવ કહેવામાં આવે છે

તત્ત્વપ્રીતિકર રસથી ભરપૂર આ ઘડી છે, તેમાં બીજી કોઈ વસ્તુનો સમાવેશ થઈ શકતો નથી, કોઈ પ્રકારની આશા નથી, ઇચ્છા નથી, શોક નથી, ભય નથી, ખેદ નથી, જુગુપ્સા નથી, નિંદા નથી, એમાં તો સ્વપર વિવેચનરૂપ અનુભવનો રસ જ એકલો ભરેલો છે ઘડિયાળીની ઘડીમાં જે જળ ભર્યું છે તેમાં તો અનેક પ્રકારનો મેલ, કાદવ ભરેલો હોય છે સૂક્ષ્મદર્શક યંત્ર મારફત જોવાથી તેમાં અનેક જીવો તથા રેસાઓ વિગેરે દેખાય છે, પણ આ ઘડીમાં તો આત્માનુભવનો જ રસ છે, એમાં અન્ય કાંઈ નથી. એને વધારે બારીકીથી તપાસવામાં આવશે તો તેમાંથી ઊલટો વધારે સુંદર રસ મળશે, રસની શુદ્ધતા વધારે સારા આકારમાં દેખાશે, પણ તેમાં કોઈ જાતનો પરભાવરૂપ કચરો ન હોવાથી તે અન્ય સ્વરૂપે કદી દેખાશે નહિ

ઘટમાં રહેલી આ ઘડીના રસનો જ્યાં સુધી સ્વાદ ન લેવાય ત્યાં સુધી તેનું જ્ઞાન થતું નથી, સત્ય સ્વરૂપ સમજ્યા વગર તેના પર પ્રેમ થતો નથી, તે પ્રાપ્તવ્ય છે એમ દૃઢ નિશ્ચય વગર તે તરફ પ્રયાણ પણ થતું નથી સાંસારિક ઉત્કૃષ્ટ સુખ પણ માત્ર માન્યતામાં જ છે તેનાથી અનંતગણું સુખ આ સ્થિતિમાં છે, કારણ એ સ્થિતિમાં કોઈ પણ પ્રકારની ઉપાધિ નથી. આ બાપડો સ્વપ્નના રાજ્યને સાચું માને છે, ધન તથા સ્ત્રીને પોતાનાં માને છે, પચીશ પચાસ વર્ષ રહેવાના મુસાફરખાનાને ઘરનું માને છે, માંડી લીધેલી કીર્તિને માટે પ્રાણ આપે છે સારાસારના વિચાર વિના કેવળ આપપરપરામાં વમળ ખાઈ અટવાયા કરે છે, ગોળ ચક્કર ફર્યા કરે છે અને નીચેથી ઉપર અને ઉપરથી નીચે આટા માર્યા કરે છે પરંતુ અચળ કળાને કોઈ ભાગ્યવાન્ પ્રાણી પ્રાપ્ત કરે છે એ અચળ કળામાં નિરંતર આનંદ છે એકાંત સુખ છે, નિર્વિકારી પ્રેમ છે; જે અનુભવરસનું પાન કરે છે તે જ તેનો ભોક્તા બને છે વાતો કરનારા જે વાતોમાં પરિપૂર્ણતા માને છે તેને તે કદી પ્રાપ્ત થતી નથી, મહાભાગ્યનો ઉદય થાય ત્યારે જ તે સ્થિતિ પ્રાપ્ત થાય છે આ સ્થિતિ પ્રાપ્તિનો માર્ગ આનંદમય છે, આકર્ષક છે, અનુકૂળ છે, પસંદ આવે તેવો છે; પણ તેને પ્રાપ્ત કરવાના રસ્તામાં અનેક કર્મો બેઠેલા છે તેઓ આ જીવને લલચાવી રમતમાં રોકી રાખી તેનું આત્મિક જાગૃતિરૂપ ધન લૂટી લે છે, પછી આત્મપ્રકાશ વગર આ જીવ ગહન

ભવાટવીમા ભૂલો પડી જાય છે. જેઓ એને વશ થતા નથી તેઓ નિશ્ચયથી અવિચળ કળામય, મહાતેજોમય, અકળ પ્રકાશને પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે અને તેને તે જરૂર પ્રાપ્ત થાય છે, પરંતુ તેવું કરનારા વિરલા હોય છે.

શ્રી આનંદઘનજી મહારાજ આ આખા પદમાં એ જ ઉપદેશ આપે છે કે તારે દરેકે દરેક સેકન્ડનો ઉપયોગ કરવો, બાહ્ય વસ્તુ પરની પ્રીતિ છોડી દેવી, અકળ કળા પ્રગટ કરવા નિશ્ચય કરવો, સુખદુઃખનું સ્વરૂપ સમજવું, સામાન્ય રીતે સમજવામા આવે તેટલા માત્રથી પરિસમાપ્તિ ન માનવી, આત્મવિચારણા કરવી, આત્માનુભવ રસનું પાન કરવું અને તેની અવિચળ કળાને પ્રાપ્ત કરવાનો માર્ગ જોઈ, શોધી તે માર્ગે લાગી જવું.

---

## પદ ત્રીજું

રાગ=વેલાવલ, તાલ–જાતી

***जीय जाने मेरी सफल घरीरी. जीय०**
**सुत वनिता यौवन धन मातो, गर्भतणी वेदन विसरीरी. जीय० १**

"પુત્ર, સ્ત્રી, જુવાની અને ધનમા મસ્ત જીવ એના સંબંધમા ગયેલી ઘડીઓને સફળ માને છે અને ગર્ભની વેદના ભૂલી જાય છે"

**ભાવ**—જ્યારે સ્ત્રીની પાસે આનંદ કરતો હોય, પુત્રને રમાડતો હોય, યૌવન વયના રસનુ આસ્વાદન કરતો હોય અને પૈસા કમાતો હોય ત્યારે આ જીવ માને છે કે મારો વખત સફળ થયો, મારી જિન્દગી સફળ થઈ, હુ ભાગ્યશાળી, હું મારા બાપનો કર્મી પુત્ર. એ બિચારો ભૂલી જાય છે કે જ્યારે પોતે પોતાની માતાની કૂક્ષીમા હતો ત્યારે લગભગ બસે ને એંશી દિવસ સુધી ઊંધે મસ્તકે લટક્યો હતો, સંકોચનું મહાદુઃખ પામ્યો હતો અને અંધારી કોટડીમા ટળવળતો હતો, એને બદલે આજે જરા ગરમી લાગે તો હીલસ્ટેશને (હવા ખાવાના ઊંચાણ પ્રદેશોએ) ઉપડી જાય, પંખા, કોલ્ડ ડ્રીંક, ટટ્ટી વિગેરેનો જમાવ કરી દે, જરા ઠંડી લાગે તો ગરમ વસ્ત્રો કે પક્ષીના પીછાઓનો ઉપહાર પહેરે, એને વાસ્તવિક સુખનો જરા પણ ખ્યાલ ન હોવાથી સુખ મેળવવા માટે ફાંફા માર્યા કરે છે. સુંદર સ્ત્રી કે અનેક પુત્ર પુત્રીની વચ્ચે બેઠો હોય ત્યારે સ્વર્ગ સાથે પોતાનો મુકાબલો કરે છે, પણ પુત્રના શરીરાદિની ચિન્તા, અભ્યાસ, લગ્ન, પુત્રીના વિવાહ, વૈધવ્ય વિગેરેનો વિચાર કરે, સ્ત્રીના પ્રેમનો સ્વાર્થ વિચારે, યૌવનની અસ્થિરતા જાણે કે ધનના આય, રક્ષણ અને વ્યયની આપદા પર ધ્યાન આપે તો તેની આંખો ઊઘડી જાય તેમ છે.

---

* જીયારે જાનત–પાઠાંતર ૧ માતો=મત્ત, ચકચૂર વિસરી=ભૂલી.

એ બાહ્ય સબંધીઓમાં અને વસ્તુઓમાં સુખ છે જ નહિ, જ્યાં નથી ત્યાંથી મેળવવાની ઇચ્છા કરવાના ખોટા મંડાણ પર રચાયેલ સુખમંદિર આપોઆપ પડી જાય છે ખસી જાય છે અથવા નમી જાય છે આગળ પાછળના દુનિયાના સબંધનો અનુભવ કરવાથી આ માન્યતાના સુખમાં કાંઇ પણ વાસ્તવિકપણું નથી એ સ્પષ્ટ સમજાય તેવું છે, પણ ઉપર ઉપરના વિચાર કરવાવાળો આ જીવ જરા સરખો વૈષયિક આનંદ મળી આવે છે ત્યાં અગાઉ પડેલી સઘળી અગવડો ભૂલી જાય છે

*सुपनको राज साच करी मानत, राचत छांह गगन बदरीरी;
आई अचानक काल तोपची, गहेगो ज्युं नाहर बकरीरी सीय० २

"સ્વપ્નના રાજ્યને સાચું માને છે અને આકાશના વાદળાની છાંયડીમાં આનંદ કરે છે, (પણ) ઓચીંતિ કાળ-તોપચી આવીને જેમ નાહર બકરીને પકડે છે તેમ તને પકડી લેશે."

પોતે સખ્ત તડકામાં ચાલતો હોય છે તેમાં જરા વાદળાની છાયડી જેમાં વાસ્તવિક રીતે તો ગરમી વધારે છે તેને પ્રાપ્ત કરીને તેની છાયામાં રાચે છે, પણ તેને થોડા જ વખતમાં પાછી તડકાની વેદના સહન કરવી પડે છે, કારણ કે વાદળાની છાયા વધારે વખત રહેતી નથી તત્ત્વ એ છે કે જે વસ્તુ સ્થિર નહોતી તેમાં આનંદ માન્યો હતો તે ખોટો જ હતો

જંગલમાં નહાર નામનું ફાડી ખાનારું પ્રાણી બકરીને પકડીને તેનું પેટ ફાડી ખાય છે

તોપ ફોડનાર લડવૈયા જ્યારે ગોળા ઉડાડે છે ત્યારે તેના સખ્ત મારામાંથી કોઇનો બચાવ થઇ શકતો નથી. અત્ર મરણરૂપ કાળ-તોપચીનો મારો સમજવો.

ભાવ—કુસુમપુર નગરના બહારના ઉદ્યાનનાં વૃક્ષ નીચે એક ભિખારી સુવે છે બાજુમાં ભિક્ષાનું તુબડું પડ્યું છે ફાટી-તુટી ગોદડી ઓઢેલી છે સ્વપ્નમાં તેને રાજ્ય મળ્યું, મહેલ મળ્યા, બે બાજુ ચામર વિંઝાય છે, આગળ ભાટ બિરુદાવળી બોલે છે પ્રધાન સેનાપતિ સામંતચક્ર પછવાડે ચાલે છે ગોખમાં બેઠેલી રાણીઓ તેના તરફ સામિક કટાક્ષો ફેંકે છે વિગેરે સ્વપ્ન પૂરું થયું, આંખ ઉઘડી ગઇ અને જુએ છે તો પોતે તેનો તે જ છે, ફાટેલી ગોદડી અને અન્નથી ખરડાયલું તુબડું પોતાની પાસે રહ્યા છે એવી રીતે સંસારના સર્વ વૈભવો સ્વપ્ના જેવા છે પચીશ પચાસ વરસ કદાચ રહે તો પણ છેવટે ચાલ્યા જવાના છે અને પાછી અસલ સ્થિતિમાં મૂકનારા છે અને કોઇ વાર તો ફાટેલી ગોદડી અને તુબડું પાસે હોય તેને પણ ખોવરાવનારા છે બિચારા આ પ્રાણીને વસ્તુસ્વરૂપનું ભાન ન હોવાથી

* આ બે પંક્તિને બદલે ત્રીજી ગાથાની પ્રથમ બે પંક્તિઓ અત્ર કેટલીક પ્રતમાં મળી છે બન્ને રીતે અર્થ સમીચીન લાગે છે

૨ સુપનો=સ્વપ્નનો. સાચ=સત્ય. બદરી=વાદળી. ગહેગો=પકડશે. નાહર=નહાર, જંગલમાં ક્રૂર પશુવિશેષ

એ તો સ્વપ્નવત્ વસ્તુપ્રાપ્તિમાં રાચી જાય છે. તેવી જ રીતે સખ્ત ઉનાળામા પોતે તપ્ત થયેલો હોય ત્યારે વાદળાની જરા છાયડી આવે તેમાં આનંદ માની લે છે, પણ આગંતુક વાદળી કેટલો વખત ટકશે અને ચાલી જશે ત્યારે મનમા કેટલો મોટો ખેદ મૂકી જશે તેનો તે વિચાર કરતો નથી. ચિદાનંદજી મહારાજ એક પદમા કહે છે કે—

**જગ સપનેકી માયા રે, નર જગ સપનેકી માયા;**
**સુપને રાજ પાય કોઉ રંક જ્યું, કરત કાજ મન ભાયા.**
**ઉઘરત નયન હાથ લખ ખપ્પર, મનહુ મન પછતાયા. રે નર.**
**યૌવન સંધ્યારાગ રૂપ ફુનિ, મલ મલિન અતિ કાયા;**
**વિણસત જાસ વિલંબ ન રચક, જિમ તરુવરકી છાયા. રે નર**

આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે, છતા આ જીવ ક્ષણિક સુખમા આસક્ત થઇ વિષય-કષાયમા પડી જાય છે, પછી જેમ જગલમા નહાર–વરગડા બકરીને પકડી તેનું પેટ ફાડી ખાય છે તેમ મરણરૂપ કાળ–તોપચી આયુષ્ય પૂર્ણ થશે એટલે આ જીવને ઉપાડી ચાલ્યો જશે, તે વખતે તેનું સ્વપ્ન ઊડી જશે, તેનો ભ્રમ ભાગી જશે અને તેની આખો ઊઘડી જશે. મરવાની વાત ચોકસ છે, એમા જરા પણ શકા જેવુ નથી વહેલા મોડા તે સ્થિતિ જરૂર પ્રાપ્ત થવાની છે અને તે વખત સ્ત્રી, પુત્ર અને ઘર સર્વ અહીં રહી જવાના છે તો પછી તેમા આસક્તિ રાખવી કેમ ઉચિત ગણાય ? જે સુખ લાબો વખત ચાલવાનું નથી, જેની પછવાડે દુખ જરૂર આવવાનું છે અને જે ચાલે તેટલો વખત પણ અનેક પ્રકારની ઉપાધિ કરે છે તેમા આસક્ત થઇ વાસ્તવિક સુખને મેળવવા પ્રયાસ ન કરવો એ એક પ્રકારની ઘેલછા છે.

***अजहु चेत कछु चेतत नांहि, पकरी टेक हारिल लकरीरी;**
**आनन्दघन हीरो जन छांरत, नर मोह्यो माया ककरीरी. जीय० ३**

" હજી પણ ચેત, કેમ ચેતતો નથી ? (તે તો) હારિલ પક્ષી જેમ લાકડીને પકડી રાખે છે તેમ ટેક પકડી છે આનંદઘન પ્રભુ કહે છે કે–આ (અજ્ઞાની) પ્રાણી હીરાને છોડી દઇને માયારૂપ કાકરા ઉપર મોહ પામી ગયો છે "

હારિલ પક્ષી પાજરામા હોય છે ત્યારે નીમની નામની લાકડીને પકડી રાખે છે, પછી પગ આડાઅવળા ચાલતા લાકડી નમી જાય છે અને પક્ષી ઊંધે માથે લટકી પડે છે ત્યારે ચીસો પાડે છે, પણ તેને છોડતો નથી—એ પર અત્ર અલકાર છે.

હાર એટલે જગલ તેનુ રહેવાસી વગડાઉ જનાવર અથવા એક જાતનું પક્ષી તે હારિલ.

---

* અતિહિ અચેત એવો અત્ર પાઠાતર છે

૩ અજહુ=હજી પણ કછુ=કેમ, શામાટે ? હારિલ=હારિલ પક્ષી લકરી=નીમની લાકડી. છાંરત= છોડી દઇને કકરી=કાકરો, પથ્થર

'અજહુ ચેત' ની જગ્યાએ કોઈ સ્થાનકે 'અતિહિ અચેત' એવો પાઠ છે તેનો અર્થ આ જીવ ઘણો અચેતન જેવો થઇ ગયો છે એમ થાય. જો કે તેનામા ચૈતન્ય ગુણ છે પણ તેનુ વર્તન જોતાં જાણે તે તદ્દન અચેતન હોય તેવો દેખાય છે

ભાવ—અંતે આ સર્વ વૈભવો છોડી ચાલ્યા જવાનુ છે એ તારા જાણવામાં આવ્યુ ત્યારે હવે તુ ચેત, શામાટે પડી રહ્યો છે? ઝેરને ઝેર જાણ્યા પછી પણ તેને સેવનાર ડહાપણવાળો ન જ ગણાય એ તુ સારી પેઠે જાણે છે, છતા શામાટે સસારમા પડી રહ્યો છે! હારિલ પક્ષી લાકડ પર અથવા પાજરામા નીમની પર લટકાય છે ત્યારે તે એમ જ માને છે કે મને લાકડીએ પકડી રાખ્યો છે વાદરાને જ્યારે પકડવો હોય છે ત્યારે ગાગરમા બોર ભરે છે અને તે વાદરો તેની પાસે આવે છે પછી બોર દેખીને તે લેવા ગાગરમા હાથ ઘાલી મોટો મુઠ્ઠો ભરનાર વાદરો તેમા સપડાઇ જાય છે, તેનો હાથ નીકળી શકતો નથી તે તો એમ માને છે કે મને ગાગરે પકડી રાખ્યો છે તે ભરેલો મુઠ્ઠો છોડતો નથી અને ખેચતાણ કર્યા કરે છે એવી જ રીતે આ જીવ માને છે કે ધન, સ્ત્રી, પુત્ર વિગેરેએ તેને ઝાલી રાખ્યો છે તેથી તે સસાર છોડી શકતો નથી નિરુપાય છે પણ બિચારાને ખબર નથી કે પાજરાનો માલિક આવી નીમની એવી લેશે કે હારિલ નીચે પડશે, મદારી આવી થાબખો લગાવશે કે મુઠ્ઠી છૂટી જશે, તેમ કાળ–તોપચી આવી પોતાનો શંકુ બજાવશે કે આ સર્વ માયા છૂટી જશે.

આવા ખોટા ખ્યાલમા પડી જઇ આ પ્રાણી જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયીનો (હીરાનો) ત્યાગ કરી દે છે તેના તરફ પ્રેમ રાખતો નથી, તેને મેળવવા યત્ન કરતો નથી, તેની કિંમતનો ખ્યાલ કરતો નથી અને સસારબંધનની માયારૂપ પથરી ઉપર મોહ પામી તેમા મસ્ત રહ્યા કરે છે તેમાં આનદ માને છે અને તેમાં સાતા માને છે વસ્તુત સસાર પરનો રાગ કિંમત વગરનો છે પથ્થર જેવો છે, જડ છે અશાશ્વત છે, પણ મોહની મદિરા પીને ઉન્મત્ત થયેલો આ જીવ સારાસાર વિચાર કરતો નથી અને અક્ષય, અવિનાશી સુખ અપાવનાર જ્ઞાનાદિ રત્નત્રયની કિંમત તેને આવતી નથી, તેને તજી દે છે, તેનાથી વિરુદ્ધ વર્તન કરે છે અને સસારમા ઊંડો ઊંડો ઉતરતો જાય છે

તેટલા માટે શ્રીઆનદઘનજી મહારાજ ઉપદેશ આપે છે કે સુત, વનિતા યૌવન, ધન વિગેરેમા રાચવામાચવાની તારી પ્રકૃતિ પડી છે અને સસારને તુ સુખનુ સાધન–સુખરૂપ માને છે તેમા તારી ભૂલ થાય છે કાળનો સપાટો લાગશે ત્યારે એ સર્વ મૂકી ચાલ્યા જવુ પડશે, વળી તુ માયામા લપટાઈ તારા શુદ્ધ સ્વરૂપનુ લક્ષ પણ કરતો નથી એમા તારી મોટી ભૂલ થાય છે, માટે હે ભાઇ! ચેત, આવા સારા વખતમાં ચેતીશ નહિ તો પછી પસ્તાવો થશે.

આખા પદનો આશય એ છે કે, આ જીવ સ્વવસ્તુને ઓળખતો નથી અને પરભવમાં

રાચ્યોમાચ્યો રહે છે, પરવસ્તુ પોતાની થવાની નથી, અંતે છોડી જવાની છે અને રહે છે તેટલો વખત પણ અનેક પ્રકારની શારીરિક અને માનસિક વ્યથા કરનારી છે. આ વસ્તુ-સ્વરૂપ ઓળખી પોતાના રત્નો શોધી કાઢો અને માયાનો ત્યાગ કરો.

---

## પદ ચોથુ

રાગ—વેરાવલ

**सुहागण ! जागी अनुभव प्रीत. सुहा०**
***निन्द अनादि अग्यानकी; †मिट गई निज रीत. सुहा० १**

"હે સૌભાગ્યવતી ! યથાર્થ સ્વરૂપ જ્ઞાનરૂપ તારી સાથેની પ્રીતિ હવે જાગ્રત થઈ છે, અનાદિ કાળથી અજ્ઞાનને લીધે જે નિદ્રા આવી ગઇ હતી તે પોતાને સ્વભાવે જ મટી ગઇ છે."

સૌભાગ્યવતી કહીને અત્ર જીવ શુદ્ધ ચેતનાને ઉદ્દેશીને કહે છે અથવા સુહાગણને પ્રીતિનું વિશેષણ લઈ શકાય. સુખ આપનાર પ્રીતિ હવે જાગ્રત થઇ છે

બીજી પંક્તિમાં 'નિંદ અનાદિઆ પાનકી' અને ક્વચિત્ 'નિંદ અજ્ઞાન અનાદિકી' એવો પાઠ છે. અનાદિ કાળથી અજ્ઞાનરૂપ નિદ્રા આવેલી હતી તે હવે ખસી જઈ અનુભવ-જ્ઞાન પ્રગટ થયું છે એવો મૂળ પાઠનો અર્થ કરવો મોહમદિરાનુ પાન કરવાથી થયેલી નિદ્રા મટી ગઈ એવો પાઠાંતરનો અર્થ કરવો

'નિજ રીત' પોતાની મેળે જ અથવા મારી એ રીતિ હતી એવો તેનો અર્થ થાય, તે બન્ને અર્થ સમીચીન છે.

**ભાવ**—જ્યારે જીવ અપૂર્વકરણ કરી દર્શનમોહનીયની સારી પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરે છે ત્યારે શુદ્ધ ચેતનાનો ઝાંખો પ્રકાશ થવા માંડે છે શુદ્ધ ચેતના એટલે જ્ઞાન લક્ષણ ચૈતન્યની શુદ્ધતાવાળો આત્મા એના શુદ્ધ સ્વરૂપમા ચેતના આવી જાય ત્યારે તો તેને અપૂર્વ આનંદ થાય છે, પણ તેનુ અસ્ફુટ શુદ્ધપણું અંશે અંશે ચતુર્થ ગુણ-સ્થાનકથી થવા માંડે છે. પછી જેમ જેમ ઉત્ક્રાન્તિ થતી જાય છે તેમ તેમ શુદ્ધ ચેતના પ્રગટ થતી જાય છે. સામાન્ય બોધથી ચેતનાને શુદ્ધ સ્વરૂપમા પ્રગટ થવાનું કારણ મળતું નથી, પણ જ્યારે સૂક્ષ્મ બોધ-યથાર્થ વસ્તુસ્વરૂપનું જ્ઞાન થાય છે એટલે પોતે વાસ્તવિક રીતે કોણ છે, પોતાનું વાસ્તવિક સ્વરૂપ શુ છે, પોતાને ઉપાધિઓ કઇ કઇ લાગેલી છે અને

---

* 'નિંદ અનાદિઆ પાનકી' અથવા 'નિંદ અજ્ઞાન અનાદિ'ની એ પાઠાંતર છે

† 'મેટી ગહી' એવો પાઠાંતર છે

૧. સુહાગણ=સૌભાગ્યવતી અથવા સુખ આપનારી નિજ=પોતાની મેળે, આપોઆપ

પોતાનો તેની સાથે સબંધ શુ છે એનુ જ્ઞાન થાય છે, આત્મિક અને પૌદ્ગલિક પદાર્થનો તફાવત સમજાય છે, તેમા મનને વિશ્રાંતિ મળે છે, અન્ય વસ્તુઓના જ્ઞાનથી પોતાનો તેની સાથેનો સબધ કેટલો અસ્થિર છે તે સમજાય છે અને તે જ્ઞાનરસના પાનમાં અપૂર્વ આનંદ થાય છે તેને અનુભવ કહેવામા આવે છે બનારસીદાસ પણ સમયસાર નાટકમા કહે છે કે:—

વસ્તુ વિચારત ધ્યાવતે મન પાવૈ વિશ્રામ,
રસ સ્વાદત સુખ ઉપજે, અનુભવ યાકો નામ.

એવા નિજ સ્વરૂપજ્ઞાનને અનુભવજ્ઞાન કહે છે અને તેનો અને શુદ્ધ ચેતના પ્રાપ્ત કરવાના પ્રયાસનો અતિ ઉત્કટ સબધ હોવાથી તે જ્ઞાનને જ યોગીઓ ખરુ જ્ઞાન કહે છે સામાન્ય રીતે વસ્તુનો બોધ થાય તેને શાસ્ત્રકાર વિષયપ્રતિભાસ જ્ઞાન કહે છે, તેથી કેમીસ્ટ (પૃથક્કરણ કરનાર વિજ્ઞાની)ની પેઠે વસ્તુસ્વભાવ કહેતા આવડે છે, પણ જ્યા સુધી વિવેકપૂર્વક સ્વપરની વહેચણી સાથે તત્ત્વસંવેદન જ્ઞાન થાય નહિ ત્યાં સુધી તેને શ્રી હરિભદ્રસૂરિ આદિ મહાત્માઓ વાસ્તવિક જ્ઞાન કહેવાની ના કહે છે, તેવી જ રીતે ઉપર ઉપરથી અધ્યાત્મની કે યોગની વાતો કરનારને પહેલી ભૂમિકા ઉપર જ યોગીઓ મૂકે છે જેમ જેમ જીવ ભૂમિકા ચઢતો જાય છે તેમ તેમ તેને સ્વરૂપજ્ઞાન થતુ જાય છે અને તેથી યોગના ગ્રંથોમા અનુભવજ્ઞાનની મુખ્યતા કહેલી છે અનુભવજ્ઞાન સબધી વિવેચન આ ગ્રંથની ભૂમિકામા તથા અન્યત્ર વારવાર આવ્યા કરે છે તે વિચારવા યોગ્ય છે

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી ચેતન પોતાની શુદ્ધ ચેતનાને કહે છે કે—હે સૌભાગ્યવતી ચેતના! તારી સાથે અનુભવજ્ઞાનરૂપ પ્રીતિ હતી તે હવે જાગ્રત થઈ છે હુ અત્યાર સુધી કુમતિને વશ પડ્યો હતો તેથી ઘર, સ્ત્રી, પુત્ર, ધન, મિત્ર સગાસબધીને મારાં પોતાનાં માનીને સસારમા મસ્ત રહ્યો હતો અને તને તદ્દન ભૂલી ગયો હતો, મારુ સ્વરૂપ શુ છે એ વાત પણ મારા સ્મરણમાંથી ખસી ગઈ હતી, કારણ કે મે અજ્ઞાનરૂપ મદિરાનુ પાન કર્યું હતુ મારી તે સ્થિતિ અનાદિ કાળથી ચાલી આવતી હતી, તેથી મદિરા પીનાર માણસ ઘેનમા પડી પોતાની જાત પરનો અકુશ ખોઈ બેસે છે અને જેમ તેમ લવારો કરે છે તેવી મારી પણ સ્થિતિ થઈ ગઈ હતી આ જે નિદ્રા-મૂર્છા આવેલી હતી તે અનુભવ પ્રીતિ જાગ્રત થવાથી તારા સબધને લઈને ઊડી ગઈ પોતાની વહાલી સ્ત્રી સાથેના સબધને અંગે માણસ જેમ ભૂખ કે તાપ ભૂલી જાય છે તેમ તારી સાથેની અનુભવપ્રીતિ જાગતાં મારી ઉપરોક્ત નિદ્રા પોતાની મેળે જ ચાલી ગઈ નાસી ગઈ, ખસી ગઈ

અનુભવજ્ઞાન જાગ્રત થતા જ મોહ ખસવા માંડે છે એ સમજવાની જરૂર પડે તેવુ નથી. મોહનો સ્વભાવ સસારમાં રુઝવવાનો છે, જીવને ઘેનમાં પાડવાનો છે, જ્યારે અનુભવનો સ્વભાવ જીવને પોતાના સ્વરૂપનુ ભાન કરાવવાનો છે તે આ જીવને સમજાવે છે

કે-દારુ પીનાર માણુસ અસ્તવ્યસ્ત બોલે છે, ગટરમા પડે છે અને અતિ નિંદ્ય આચરણો આચરે છે, તેમ તું મોહમદિરા પીને ક્રોધ કરે છે, અભિમાન કરે છે, કપટજાળ પાથરે છે, ધન મેળવે છે, હસે છે, રમે છે, રડે છે, છાતી કૂટે છે, ભય પામે છે, મ્હોં મરડે છે કે સ્રીસેવન કરે છે-એ સર્વ દારુ પીનારના કૃત્યો છે, તારા જેવા શુદ્ધ સ્વરૂપવાળાને તે અઘટિત છે; માટે તું તારી જાતને ઓળખ અને મોહને તાબે થવાની તારી પદ્ધતિ છોડી દે. આવી રીતે અનુભવજ્ઞાન પ્રગટ થતા અનાદિ કાળની નિદ્રા ઊડી જાય છે. એ અનુભવજ્ઞાન પ્રગટ થતાં વધારે શું થાય છે તે આગળ બતાવે છે.

घट मंदिर दीपक कियो, सहज सुज्योति सरूप;
आप पराई आपही, ठानत वस्तु अनूप. सुहा० २

"(અનુભવજ્ઞાન થવાથી) હૃદયમંદિરમા કુદરતી પ્રકાશરૂપ દીપક પ્રગટ થયો, તેથી આપણી અને પારકી વસ્તુને અનુપમ રીતે પોતે જ સ્થાપન કરી."

**ભાવ**—મોહની નિદ્રામા આ જીવ પડેલો હતો ત્યા સુધી ઘોર અંધકાર તેના હૃદયમા હતો, તેને જરા પણ વિવેક નહોતો, પણ અનુભવજ્ઞાન જાગ્રત થવાથી હૃદયમદિરમા જે અધકાર હતો તે દૂર થઇ ગયો અને પોતાનો કુદરતી પ્રકાશ હતો તે જાગ્રત થયો અંધકારને લીધે આ જીવ ઉન્મત્ત થઇ કુમતિ સાથે ખેલ કરતો હતો, પણ હવે જ્યારે હૃદયમંદિરમા જ્ઞાનજ્યોતિનો સ્વયં પ્રકાશ પડવા લાગ્યો ત્યારે શુદ્ધ ચેતના સાથેનું પોતાનું સગપણ તેને યાદ આવ્યુ, વળી અત્યાર સુધી તેને સ્વપરનો વિવેક નહોતો, આત્મિક વસ્તુ કઇ છે અને પૌદ્ગલિક વસ્તુ કઇ છે તેનો તેને ખ્યાલ નહોતો, તેથી સ્રીને તે સર્વસ્વ માનતો હતો, ધનને પ્રાણ સમાન માનતો હતો, છોકરાઓને તે પોતારૂપ માનતો હતો, વ્યવહારના કૃત્યોને તે તાત્ત્વિક માનતો હતો તેને બદલે હવે એ સર્વ ઉપાધિરૂપ છે, ચક્રભ્રમણ કરાવનાર છે, અધપાત કરાવનાર છે એમ સમજવા લાગ્યુ, અને સાથે સમજાયું કે જ્ઞાન, દર્શન, ચારિત્ર પોતાનો સ્વભાવ છે અને તેને પ્રકટ કરી આ સર્વ ઉપાધિ ત્યાગ કરવા યોગ્ય છે

યોગના ગ્રંથોમા સ્વપર વિવેચન કરવાની આવશ્યકતા વારંવાર બતાવવામા આવે છે. જ્ઞાન અને વર્તન સર્વનો મુદ્દો એ જ છે કે પરભાવનુ સ્વરૂપ સમજી, તેનો ત્યાગ કરી; નિજ સ્વરૂપ ઓળખી તેને પ્રગટ કરવાનો દૃઢ નિશ્ચય કરવો એ ખાસ કર્તવ્ય છે. આ જીવ પૌદ્ગલિક વસ્તુઓમા એટલો બધો આસક્ત રહે છે કે એની સાથે તે એક રસ થઈ જાય છે, એ સંબંધમા જે મોટી ભૂલ થાય છે તે અનુભવજ્ઞાનથી મટે છે તેટલા માટે અત્ર કહ્યું છે કે પોતાની અને પારકી વસ્તુઓનો વિવેક અનુપમ રીતે પોતે જ કરી લે છે. અનુભવ-

૨ આપહી=પોતેજ ઠાનત=સ્થાપન કરી અનૂપ=અનુપમ રીતે

તેને શીખવે છે કે ધન અસ્થિર છે, પૌદ્ગલિક પ્રેમ ખોટો છે, શરીર અંતે પડવાનું છે સ્ત્રી પુત્ર સ્વાર્થના સંબંધી છે સંબંધ થોડા વખતનો છે, અનંત જ્ઞાન એ તારું સ્વરૂપ છે અને તેને પ્રગટ કરવા તારે પ્રબળ પુરુષાર્થ કરવો ઉચિત છે આ સ્વપર જ્ઞાનને બતાવનાર અનુભવપ્રીતિ હવે જાગ્રત્ થઈ છે તેથી બહુ આનંદ આવી ગયો છે, તેનું વિશેષ વર્ણન કરતાં ચેતન શુદ્ધ ચેતનાને કહે છે

> कहां दिखाउं औरकुं, कहां समझाउं भोर;
> तीर* अचूक है प्रेमका, लागे सो रहे ठोर सुहा० १

" બીજાને તે હું કેવી રીતે દેખાડી શકું ? ભોળા માણસને તેનું સ્વરૂપ હું કેમ સમજાવી શકું ? પ્રેમનું તીર રામબાણ છે અને જેને તે લાગે છે તે નિશ્ચળ રહે છે "

ભાવ—જ્યારે અનુભવ ઘટમંદિરમાં દીપક કરનાર છે અને વસ્તુસ્થાપન બહુ ઉત્તમ રીતે કરે છે એમ આ જીવને કહેવામાં આવ્યું ત્યારે તેણે ચેતનને અનુભવજ્ઞાન બતાવવા વિનંતિ કરી. તેને ચેતન જવાબ આપે છે કે—અનુભવજ્ઞાન એ કાંઈ પૌદ્ગલિક વસ્તુ નથી, હાથમાં લઈને પુસ્તક પેન્સીલની જેમ તે બતાવી શકાય તેમ નથી. તેથી હું તમને તે કેવી રીતે બતાવી શકું ? વળી મૂર્ખ–અજ્ઞાની જીવ જેને સંસાર છોડ્યા વગર છોકરાં, સ્ત્રી સાથે મોક્ષમાં જવું છે તેને તેનું સ્વરૂપ હું સમજાવું પણ શી રીતે ? જ્યારે ચેતને કહ્યું કે બતાવી શકાય તેવું અનુભવજ્ઞાનનું સ્વરૂપ નથી ત્યારે શિષ્યે સમજાવવાની માગણી કરી તેને પણ ગુરુમહારાજ કહે છે કે સમજાવવાથી તારા ખ્યાલમાં પણ આવી શકે તેમ નથી, કારણ કે તું હજુ આત્મિક જ્ઞાનમાં તદ્દન પછાત પડી રહેલો છે તારે તેનું સ્વરૂપ સમજવું જ હોય તો હું તેની એક નિશાની બતાવું છું તેથી તને તેનો કાંઈક ખ્યાલ આવશે અને તેથી તું એ સ્વરૂપ સમજી લેજે કે—એ અનુભવનું તીર અમોઘ છે મૂક્યા પછી કામ સાધીને જ પાછું આવે છે, રામબાણ છે રામબાણ જેવું બાણ જે પશુને કે મનુષ્યને લાગે છે તે સ્થિર જ થઈ જાય છે, હાલીચાલી શકતું નથી. આ અનુભવનું બાણ જેને લાગ્યું હોય છે તે તેમાં નિશ્ચળ રહે છે સ્થિર રહે છે, સ્થાયી રહે છે કામદેવનું બાણ વાગે ત્યારે રતિપ્રેમી માણસ જેમ તેમાં લીન–સ્તબ્ધ થઈ જાય છે તેમ અનુભવનું તીર વાગ્યા પછી એકદમ આ સ્થિર થઈ જાય છે, પરિણામની ચપળતા હોય તે મટી જાય છે મનની અસ્તવ્યસ્ત સ્થિતિ હોય છે તે દૂર થઈ જાય છે અને વૃથા દોડાદોડી બંધ થાય છે

> દોડત દોડત દોડત દોડીઓ, જેતી મનની રે દોડ–જિનેશ્વર
> પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી, ગુરુગમ લેજો રે જોડ–જિનેશ્વર.

---

* તીર ન ચૂકે પ્રેમકા એવો પાઠાંતર છે

૧ કહાંલોં=કેવી રીતે. ભોર=મૂર્ખ જનાવર જેવો. અચૂક=અમોઘ. ઠોર=નિશ્ચળ.

આ મહાત્માએ શ્રી ધર્મનાથના સ્તવનમા ઉપર લખેલી ગાથામા કહ્યું છે તે ભાવ અત્ર આવે છે. દોડાદોડી મટી જઈ નજીકની પ્રીતિ ઉત્પન્ન થાય છે અને સ્થિરતા જે ચારિત્રનો ગુણુ છે તે પ્રગટ થાય છે તેટલા માટે હે શુદ્ધ ચેતના ! આ તારી સાથે જે પ્રીતિ-જાગ્રત થઈ છે તે જો કે કોઈને બતાવી કે સમજાવી શકાય તેવી નથી, માત્ર સ્થિરતાગુણુ-થી સમજાય તેવી છે, તો પણ તેની એક નિશાની અચૂક છે કે એક વખત તે જાગ્રત થયા પછી નિરંતર બની રહે છે

**नादविलुद्धो प्राणकुं, गिने न तृण मृग लोय;**
**आनंदघन प्रभु प्रेमकी, अकथ कहानी कोय. सुहा० ४**

" લોકમા પણ રાગમા આસક્ત મૃગલો–હરિણુ પોતાના પ્રાણુની તરખલા જેટલી પણ કિમત ગણુતો નથી. આનદના સમૂહ પ્રભુના પ્રેમની કથા અપૂર્વ અને ન કહી શકાય તેવી છે. "

**ભાવ**—આ અનુભવના પ્રેમમા જે પ્રાણી પડી જાય તેની સ્થિતિ કેવી હોય છે તે સબધી સવાલ થતા આનદઘન મહારાજ કહે છે કે–પ્રેમી જીવની વાત અપૂર્વ અને અકથ્ય છે, એ તો એક જૂદી જ વાત છે, એ કહી શકાય તેવી વાત નથી. હરણુ રાગ સાભળવાની ઇચ્છાવાળો હોય છે તેવે પ્રસગે તે પોતાના પ્રાણુની પણ દરકાર કરતો નથી, તેને મારવા માટે ધનુષ્ય સજ્જ કરીને પારાધી બેઠો હોય તેને તે દેખે છતા પણ જ્યારે વીણા મૃદગ વાગવા માડે છે ત્યારે રાગના આકર્ષણુથી મૃગ ત્યા ખેચાઈ આવે છે, તે રાગ સાભળવાની ઇચ્છા પાસે પ્રાણુની પણ દરકાર કરતો નથી. મોરલીના સ્વરથી જેમ સર્પ ખેચાઇ આવે છે તેવી રીતે જેને અનુભવ પ્રીતિ જાગી હોય તે કોઈની દરકાર કર્યા વગર, પોતાના પ્રાણુની પણ દરકાર કર્યા વગર અનુભવના પ્રેમમા ઉતરી જાય છે, તેને જ ચાહે છે અને તેના પ્રસગ તરફ જ ખેચાઈ જાય છે આનદઘનજી મહારાજ તેટલા માટે લખે છે કે–અનુભવ પ્રેમની વાત શબ્દોમા લખી શકાય તેવી નથી, મુખેથી બોલી શકાય તેવી નથી, તે તો કોઈ અપૂર્વ છે આત્મસ્વરૂપના રગી ચક્રવર્તી જેવી મોટી ઋદ્ધિ હોય તેને તૃણુની પેઠે તજી દઈ પર્વત ગુફામા એકાતે આત્માને અનંત ઠામે જોતા, તન્મયપણે રમતા અને તલ્લીન થતા દેશે ઊણી પૂર્વકોટિ જેટલો કાળ પસાર કરી નાખે એવી તેમની અપૂર્વ કહાણી છે.

નાદ શબ્દનો યાગિક અર્થ અનાહત નાદ થાય છે. યોગમા ધીમે ધીમે વધારો કર્યા પછી જ્યારે સ્થિરતા થાય છે ત્યારે અતિ મધુર નાદ અંતરગમાથી ઊઠે છે. જેના સ્વરની

૪ નાદ=રાગ વિલુદ્ધો=વિલુબ્ધ, આસક્ત લોય=લોકમા અકથ=ન કહી શકાય તેવી. કોય=અપૂર્વ

મીઠાશ વીણા, વેણુ, વાયોલીન કે પીયાનાના સ્વર કરતા અનેકગણી વધારે હોય છે એના પર આસક્ત જીવ પોતાના શરીરની દરકાર કરતો નથી, નાદનો આ યૌગિક અર્થ સમજવો આ પદમા એક બીજુ વ્યગ્ય છે તે પણ સમજવા જેવુ છે અનુભવની પ્રીતિ જાગ્યા પછી પણ જે પ્રાણી વિષયાદિકમા આસક્ત રહે તે જનાવર કરતા પણ વધારે ખરાબ છે. જો પ્રીતિ સાચી હોય તો પછી પ્રાણની પણ દરકાર રાખવી ઉચિત નથી. એવુ તો જનાવર પણ શીખવે છે વ્યવહારમા પણ આપણે અનેક રજપૂતોને પ્રેમ ખાતર પ્રાણ આપતા જોઈએ છીએ, તો પછી સાચી પ્રીતિ હોય તો શ્વાનની જેમ જ્યા ત્યા મ્હોડુ ઘાલવુ ઉચિત નથી, પ્રીતિ યોગ્ય પદાર્થને મેળવવો અને તેના ઉપર પ્રાણ પાથરવા આ હકીકતમા બહુ ઊંડુ રહસ્ય છે તે વિચારવા યોગ્ય છે

યોગના પ્રેમમાં લાગેલા પ્રાણીઓ જગતથી તદ્દન બેદરકાર હોય છે એમ આ પદ પરથી જણાય છે દુનિયા તેમને માટે શુ બોલે છે? તે જાણવા તથા સાભળવાની તેને ઇચ્છા પણ રહેતી નથી. પ્રેમથી તેઓ યોગમાર્ગને પકડે છે અને તેની ખાતર જ તેઓ તેને નભાવે છે શ્રી આનંદઘનજી મહારાજ પણ આવા બેદરકાર હતા, એ તેઓના ચરિત્રના સબધમાં મળતી હકીકત પરથી જણાય છે પોતાના નાના કે મોટા કાર્યની દુનિયા શુ તુલના કરશે એવો વિચાર કોઈ પણ કાર્ય કરતી વખત જ્યા સુધી રહે છે ત્યાં સુધી તે કાર્યમા ખરી મધુરતા આવતી નથી, એ બાબતનો ખ્યાલ નિઃશંક ભાવથી એકાદ કામ કરવા પછી જ આવે છે.

## *પદ પાંચમુ

રાગ—આશાવરી

अवधु नट नागरकी बाजी, जाणे न बांभण काजी अ०
थिरता एक समयमें ठानें, उपजे विणसे तबही;
उलटपलट ध्रुव सत्ता राखे, या हम सुनी न कबही अ० १

"હે આત્મા! આ શહેરી નાટકીઆની રમતની બાજી તે બ્રાહ્મણ કે કાજી (જેવા બુદ્ધિમાન પુરુષો) જાણી શકતા નથી. (તે બાજી કેવી છે તે બતાવે છે) એક સમયમા

---

* આ પદનો ભાવ સમજવો જરા મુશ્કેલ પડશે, પ્રથમ ગુરુગમ વગર સમજાય નહિ તો આ પદ મૂકી છઠ્ઠુ આગળ ચલાવવુ અને પ્રસગે ગુર્વાદિનો યોગ બને આ પદ ક્રમ ૮નુ આ પદનુ વિવેચન ન સમજાય તો નાસીપાસ ન થતાં આગળ ચલાવવુ

૧ અવધુ=સ્થિર, ધાર્યે ચાલે નહિ તેવો આત્મા. નટ=નાટકગર. નાગરકી=શહેરમાં નાચવા આવેલો. બાજી=રમત. બાંભણ કાજી=બ્રાહ્મણ કે કાજી બુદ્ધિવાળા માણસો. થિરતા=સ્થિરતા. ઠાનેં=સ્વસ્થાનકે મોક્ષમાં ઉપજે=ઉત્પન્ન થાય. વિણસે=નાશ પામે. તબહી=તોપણ, ત્યા જ. ઉલટપલટ=ઊલટીસુલટી ઉત્પાદ-વ્યયની ઉપર થઈ તે ધ્રુવ સત્તા=સ્થિરતાની અથવા સત્તાની ધ્રુવતા. રાખે. હમ=અમે. સુની=સાંભળી. કબહી=કોઈ જમાને.

જે સ્થાનકે (મોક્ષમાં) સ્થિરતા પામી જાય ત્યા પણ ઉપજવા વિનાશ પામવારૂપ ધર્મ રહે છે, વળી તે ઉપજે છે, વિનાશ પામે છે અને છતાં ધ્રુવ ( સ્થિર ) સત્તા રાખે છે. આવી રમત અમે તો કોઈ જગ્યાએ સાંભળી નથી.”

**ભાવ**—ચોથા પદમાં છેવટે કહ્યું કે અનુભવની વાર્તા અકથ્ય અને અપૂર્વ છે તે અત્ર બહુ વિદ્વત્તાપૂર્વક બતાવે છે. આગમના ઊંડા અભ્યાસથી આ પદની રચના થઈ છે, તેમા જે અપૂર્વ રહસ્ય બતાવ્યુ છે તે મનન કરીને સમજવા યોગ્ય છે.

અવધુ=અધ્રુ, અધ્રુવ. ધ્રૂ એટલે ધ્રુજવું, ચાલવું, હાલેચાલે નહિ તે સ્થિરતા ગુણુ-વાળો આત્મા અથવા અવધૂત સંસારમાયાને કંપાવીને નિર્મળ થયેલો આત્મા; તેને ઉદ્દેશીને કહે છે કે–હે આત્મન્ ! તેં જે બાજી માડી છે તે બહુ સાનંદાશ્ચર્ય ઉપજાવે તેવી છે. તું ખરેખરો કળાબાજ નાગરિક નટ છે. શહેરના લોકો હમેશ ગામડાના લોકો કરતા વિશેષ કળાબાજ હોય છે ગામડીઆ લોકો ભોળા, સાદા, નિખાલસ હોય છે, તેઓ બાજી માંડે તો તુરત કળાઇ જાય છે, પણ શહેરી માણુસની બાજી એકદમ કળી શકાતી નથી. કળાબાજ મદારી જ્યારે એકના દશ કરે છે કે ચક્લીઓ ઉડાવે છે ત્યારે તેની યુક્તિ સમજવી બહુ મુશ્કેલ પડે છે; તેવી રીતે હે ચેતન ! તારી બાજી બહુ અજાયબ જેવી છે, તે બ્રાહ્મણુ, કાજી જેવા બુદ્ધિમાન માણુસો પણ સમજી શકતા નથી, કારણુ તેઓમા એટલા ઊંડા ઉતરવા-ની શક્તિ હોતી નથી. બ્રાહ્મણુ એટલે અભેદવાદી વેદાન્તીઓ તથા ઉપચારથી વૈશેષિક, નૈયાયિક, જૈમિની અને સાંખ્ય સમજી લેવા અને કાજી શબ્દથી સર્વ પ્રકારના મુસલમાન અને ઉપચારથી પારસી, ક્રીશ્ચીયન અને યહુદી વિગેરે સમજી લેવા. બ્રાહ્મણુ અને કાજી તે બાજી જોવા બેઠેલાને ઉદ્દેશીને સમજવુ. નટ અને શહેરીની કોઇ એવી કળા હોવી જોઇએ કે તેથી બ્રાહ્મણું અને કાજી ઠગાયા હોય. આ સબંધમા કોઈ લોકપ્રચલિત વાર્તા હોવી જોઇએ જેની મને માહિતી નથી.

આટલી સામાન્ય પ્રસ્તાવના કર્યા પછી નટનાગરની બાજી કેવા પ્રકારની છે તે બતાવે છે. અત્ર શરીર છોડીને આત્મા નીકળે છે તે એક જ સમયમા મોક્ષમા પહોચી જાય છે, એટલે જે સમયે અહીંથી દેહનો ત્યાગ કરે છે તે જ સમયે સિદ્ધદશામા ઉત્પન્ન થાય છે અને જો અન્ય ભવ કરવાનો હોય તો જે સમયે અહીં કાળ કરે છે તેને બીજે સમયે ઋજુ ગતિથી અન્ય ગતિમા ઉપજી આહાર લે છે, અને જો વક્ર ગતિ કરે છે તો ત્રીજે, ચોથે, પાચમે સમયે તેમ કરે છે, પરતુ સિદ્ધાત્મા તો તે જ સમયમા સ્વસ્થાનકે પહોચી જાય છે. મોક્ષસ્થાનકને અજર અમર કહેવામા આવે છે એટલે ત્યા જન્મ, જરા, મૃત્યુ નથી છતા શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે–એક જ સમયમા મોક્ષમા સ્થિરતા પામી જાય છતા પણ ઉપજવુ અને વિનાશ પામવુ એ તો તેને રહ્યા જ કરે છે. સર્વ દ્રવ્યમા ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણું છે અને તે જ અમુક વસ્તુનુ દ્રવ્યત્વ સિદ્ધ કરી આપે છે.

હવે આ ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણાથી દ્રવ્યત્વ કેવી રીતે સિદ્ધ થાય છે તે બતાવવા સારુ વિવેચન કરીએ. દરેક દ્રવ્યમા છ સામાન્ય ગુણ છે અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, સત્ત્વ અને અગુરુલઘુત્વ સર્વ દ્રવ્ય પોતાના ગુણ પર્યાયથી હસ્તિ ધારવે છે તે અસ્તિત્વ, જેમાં ગુણ અને પર્યાયો રહે તે વસ્તુ-દ્રવ્ય-તે સર્વ દ્રવ્યો એકઠા એક ક્ષેત્રમાં રહ્યા છે તે વસ્તુત્વ, પ્રત્યેક દ્રવ્ય પોતપોતાના ગુણથી યુક્ત છે તે દ્રવ્યત્વ, પ્રત્યેક દ્રવ્ય અમુક પ્રમાણોથી જાણી શકાય છે તે પ્રમેયત્વ, પ્રત્યેક દ્રવ્ય એક સમયમા ઉપજે છે, વિણસે છે અને સ્થિર પણ છે તે સત્ત્વ અને દરેક દ્રવ્ય ષટ્ગુણ હાનિ વૃદ્ધિ પામે છે તે પોતપોતાની અપેક્ષાએ ગુરુલઘુ નથી માટે અથવા તેવી જાતના અપૂર્વ ધર્મો તેમા છે તે અગુરુલઘુત્વ દરેક દ્રવ્યના આ સામાન્ય ગુણો પૈકી સત્ત્વગુણ ઉપર જરા વિશેષ વિવેચન કરવુ પ્રસ્તુત છે તત્ત્વાર્થમા કહ્યું છે उत्पादव्ययध्रौव्ययुक्तं सत् એટલે ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતા એ ત્રણ ગુણે કરી યુક્તપણુ તે જ અમુક વસ્તુનુ અસ્તિત્વ સિદ્ધ કરે છે જેમા ઉત્પાદ, વ્યય અને ધ્રુવ ન હોય તે સત્ કહી શકાય નહિ. મૃત્તિકારૂપ દ્રવ્ય હોય તેનો ઘટ બનાવીએ ત્યારે તે ઘડાની ઉત્પત્તિ થઇ કહેવાય છે, તેના અંગો જુદા થયા કરે અથવા ઘડો ફૂટી જાય તે વ્યય છે પણ મૃત્તિકા તરીકે અથવા પુદ્ગલ તરીકે તે નિરંતર રહે છે એ ધ્રુવત્વ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય દ્રવ્યમા સ્વભાવે અગુરુલઘુ પર્યાયની અને પરભાવે ગમન અને સ્થિતિ કરનારને અનુક્રમે સાહાય્ય દેવાની અપેક્ષાએ ઉત્પાદ, વ્યય અને ધ્રુવત્વ સિદ્ધ થઇ શકે છે એવી રીતે આકાશ દ્રવ્ય પણ એક સમયે ત્રણે પરિણામે પરિણમે છે અને કાળ દ્રવ્ય તો વ્યવહારે ઉપચરિત દ્રવ્ય હોવાથી પુદ્ગલના ઉત્પાદાદિને આધારે તેના ઉત્પાદાદિ લેવા યોગ્ય છે જીવ દ્રવ્યમા કર્માવૃત સ્થિતિમા તો અનેક પ્રકારની ગતિ આદિથી ઉત્પાદ, વ્યય થયા કરે છે અને જીવત્વ-આત્મત્વ સ્થિર છે તે સમજાય તેવુ છે સિદ્ધદશામા પણ ઉત્પાદાદિ થયા કરે છે તે હવે વિચારીએ વસ્તુગતે મૂળપણે જેવને પલટવે જ્ઞાનનુ પણ તે ભાસનપણે પરિણમન થાય તે પૂર્વ પર્યાયના ભાસનનો વ્યય અને અભિનવ જ્ઞેય પર્યાયના ભાસનનો ઉત્પાદ તથા જ્ઞાનપણાનુ ધ્રુવત્વ; એવી રીતે સર્વ ગુણના ધર્મની પ્રવૃત્તિરૂપ પર્યાયનો ઉત્પાદ, વ્યય શ્રીસિદ્ધ ભગવતમા પણ થઇ રહ્યો છે એ હકીકતને જરા વધારે સાદા આકારમાં રજૂ કરીએ તો સ્પષ્ટ સમજાશે. સિદ્ધદશામા એક સમયે વિશેષની મુખ્યતાવાળો ઉપયોગ અને બીજે સમયે સામાન્યની મુખ્યતાવાળો ઉપયોગ થાય છે જ્યારે સામાન્યની મુખ્યતાવાળો ઉપયોગ હોય ત્યારે વિશેષવાળા ઉપયોગનો વ્યય થાય છે અને સામાન્યવાળા ઉપયોગનો ઉત્પાદ થાય છે છતા ઉપયોગગુણ તો સ્થિર જ છ સામાન્ય વિશેષવાળાની અપેક્ષાએ ઉત્પાદ વ્યય થયા કર છ તેથી સિદ્ધ ભગવાનમા સ્થિર છે છતાં પણ ઉપયોગની અપેક્ષાએ ઉપજે છ અને વિણસે છે જે પર્યાયનુ ભાસન થયુ તેરૂપ ઉત્પાદ અને તે પર્યાય પલટવાથી અન્ય પર્યાયનુ ભાસન થયુ તે પ્રાગ ભાસિત પર્યાયનો વ્યય-એ પ્રત્યેક સમયે સિદ્ધદશામા પણ થયા કરે છ

આવી રીતે એક સમયમાં જીવ ઉપજવાને સ્થાને સ્થિર થઇ જાય છે છતાં ત્યાં પણ તેના ઉત્પાદ અને વ્યય થયા કરે છે, સામાન્ય અને વિશેષ ઉપયોગરૂપે અવાતર ઉત્પાદ અને વ્યય અનુક્રમે થયા કરે છે આથી જેઓ આત્માને એકાત નિત્ય માને છે તેઓના મતની સમીક્ષા થઈ ગઈ અને અત્ર સ્પષ્ટ રીતે બતાવ્યું કે સિદ્ધદશામાં ઉપજવા વિણસવા-પણું નથી; ત્યા પણ તેનો ઉત્પાદ અને વ્યય તો થયા કરે છે અને છતા સિદ્ધત્વમા સ્થિરતા છે અને તદ્રૂપ ચારિત્ર તે દશામા પણ બરાબર ઘટતી રીતે લભ્ય થઇ શકે છે. બૌદ્ધ આત્માને ક્ષણિક માને છે અને વેદાત તેને એકાત નિત્ય માને છે તે વાત અસમીચીન છે તે અત્ર બતાવ્યું.

આવી નટનાગરની બાજી છે તે બ્રાહ્મણ કે કાજી કોઇ પણ જાણી શકતા નથી, પારખી શકતા નથી, સમજી શકતા નથી, અર્થાત્ વેદ, પુરાણ કે કુરાનમા આત્માનું એવું કથંચિત્ નિત્યાનિત્ય સ્વરૂપ જોવામા આવતુ નથી. એ સ્વરૂપમા એવી ખૂબી છે કે આત્મા એક સમયમા સ્વસ્થાનકે ઉપજે, છતા તેના ઉત્પાદ અને વ્યય થયા કરે અને તો પણ તે સ્થિર જ કહેવાય છે અને આવી રીતે તેમા ઉલટપુલટ ભાવ થાય છે છતા પણ તેનુ આત્મત્વ તો સ્થિર છે, તેની ધ્રુવ સત્તા છે એ સબંધી હકીકત અમે અન્યત્ર કોઈ જગ્યાએ કદિ સાભળી નથી. આવી રીતે એક જ વસ્તુ ઉપજે, વિણસે અને ધ્રુવ રહે એવું તેનું સ્વરૂપ અન્ય કોઇ વિશિષ્ટ સૂત્રકાર કે શાસ્ત્રકારે બતાવ્યું નથી અને દેખીતી રીતે તે ઉલટું-સુલટુ લાગે તેવું છે, નટની રમત જેવુ છે અને તેને સમજનાર સમજાવનાર તો કોઈ મહાવિચક્ષણ હોય તો જ તે નભી શકે તેમ છે.

ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ ત્રણ મહાચમત્કારી શબ્દો છે. તીર્થંકર મહારાજા ગણધરને ત્રિપદી આપે છે તેમા કહે છે કે **उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा**, આ ત્રણ પદ ઉપરથી જ ગણધરો આખી દ્વાદશાગીની રચના કરે છે પ્રથમ તેઓ સર્વ વસ્તુની ઉત્પત્તિ દેખે છે, પછી તેનો નાશ થતો દેખે છે અને તેની સાથે તેનુ ધ્રુવત્વ દેખે છે. એ ત્રણ પદાર્થસ્વભાવમા આખા જૈનશાસ્ત્રનુ રહસ્ય સમાયલું છે તેથી તે પર જેટલુ વિવેચન કરવા ધારીએ તેટલું થઈ શકે તેમ છે અને તેને માટે શાસ્ત્રકારોએ અનેક જગ્યાએ ચમત્કારી લેખો લખ્યા છે અથવા જૈન તત્ત્વજ્ઞાન એ સર્વ તત્ત્વમય જ એમ કહી અત્ર સ્થળસંકોચના કારણથી વધારે ન લખતા આગળ ચલાવીએ છીએ. એક જીવની ઉત્ક્રાન્તિ, અપક્રાન્તિ, નિર્વાણ જૂદાં જૂદા દર્શનો કેવી રીતે માને છે, તેમા વિરોધ ક્યા આવે છે અને જૈન દર્શન તેને અગે શું કહે છે તે પર લબાણ વિવેચન કરવાનું આ સ્થળ નથી, યથાવકાશ ઉપોદ્ઘાતમા તે પર વિવેચન પ્રાપ્ત થશે, પણ એમાથી એક ચમત્કાર ઉપજાવે તેવુ સ્વરૂપ બતાવી તેની જૈનશાસ્ત્રાનુસાર વાનકી અત્ર બતાવી છે, સાથે ભલામણ કરવાની જરૂર છે કે એ સબંધી વિશેષ જ્ઞાન સદ્ગુરુ પાસેથી સમજી ખાસ વિચારવા યોગ્ય છે

અહીં શરૂઆતમાં આત્માને અવધુ કહ્યો છે તેનો અર્થ 'અધુ ન ધૂનાતીતિ અધુ' જે ધ્રૂજી ન જાય, સ્વગુણ પર્યાયમાં રમણ કરે તેવો શુદ્ધ, નિષ્કંપ આત્મા અવિનાશી, અજ, અજરામર, અક્ષય, અગુરુલઘુ પરિણામી સમજવો. અવધૂત એ શબ્દ ધૂ ધાતુ ને અવ ઉપસર્ગ લાગવાથી થયેલો છે અને તેનો અર્થ અવધૂત સંન્યાસી થાય છે, એ શબ્દનો અપભ્રંશ હોય એમ માનવું વધારે ઠીક લાગે છે એ શબ્દમાં આત્માનો સ્થિરતાગુણ પ્રાધાન્યપણે છે

વળી આ નટનાગરની બાજી કેવી યુક્તિવાળી અને આશ્ચર્ય ઉપજાવનારી છે તે વિશેષ બતાવે છે

एक अनेक अनेक एक फुनी, कुंडल कनक सुभावे;
जल तरंग घटमाटी रविकर, अगनित ताही समावे अवधु० २

"સુવર્ણના સ્વભાવે એક અને તે જ દ્રવ્ય કુંડળ વિગેરે સ્વભાવે અનેક થાય છે અને વળી અનેક એક થાય છે જળના તરંગો, માટીના ઘટો અને સૂર્યનાં કિરણો અગણિત હોય તો પણ તે તેમાં પાછા સમાઈ જાય છે તે પ્રમાણે."

ભાવ—નાગરિક નટની કેવી બાજી છે તેનું વિશેષ સ્વરૂપ બતાવતાં કહે છે કે–એકના અનેક થઈ જાય છે અને વળી તે અનેક એક જ હોય છે જેમ સુવર્ણનાં કુંડળ, બાજુબંધ, ચંદનહાર, કંઠી, બંગડી, રામણમાળા વિગેરે અનેક રૂપ થાય છે તે ઉપરથી સમજવું ગુણ પર્યાયના ભાજનને દ્રવ્ય કહેવામાં આવે છે અત્ર જીવ દ્રવ્ય સંબંધી વિવક્ષા કરતા જણાવે છે કે જેમ તેના અનેક પર્યાયો પલટાતા જાય છે તેમ તેમાં અનેક રૂપ થાય છે, જીવ એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય થાય છે નારક થાય છે, હાથી, ઘોડા, માછલાં, મત્સ્ય, પોપટ મયૂરાદિક તિર્યંચ થાય છે, સોમદત્ત, યજ્ઞદત્ત, દેવદત્ત વિગેરે નામ ધારણ કરનાર મનુષ્ય થાય છે, બાર દેવલોકાદિમાં દેવ થાય છે—એ સર્વ ઉપાધિ પર્યાયથી ધારણ કરે છે, પણ તેનું આત્મત્વ તો એક જ છે સહભાવી ધર્મ તે ગુણ કહેવાય છે અને ક્રમભાવી ધર્મ તે પર્યાય કહેવાય છે. એક મોતીની માળા હોય તો તેમાં ઉજ્જ્વળતાદિક ગુણ છે અને ગોળાપણું વિગેરે પર્યાય છે પણ તેથી મોતી સ્વતંત્ર અળગાં છે તેમ આત્મ દ્રવ્યથી તેના ગુણ અને પર્યાયો અળગા છે જેમ એક મૃત્તિકા દ્રવ્ય હોય તેના માટલું, ઘડો, કોઠી વિગેરે અનેક રૂપો થાય છે પણ તેમાં તિર્યક્ સામાન્ય મૃત્તિકાત્વ દ્રવ્ય તો એક જ છે, તેમ જીવની સ્થિતિ જેમ જેમ તેટલી ફેરફાર થાય, તે જેમ તેટલા રૂપો ધારણ કરે, પણ તેનું આત્મત્વ તો એક જ છે તેનું જીવત્વ બાપર નથી તેમાં ફેરફાર થતો નથી,

૨. ફુની=વળી. કુંડળ=વાળીના. રવિકર=સૂર્યનાં કિરણ. અગનિત=ગણ્યાં ન જાય તેટલાં. તાહી=તેમાં જ તાહી ને બદલે તાઇ પાઠાંતર છે

તેમાં પરાવર્તન થતું નથી, તેથી અત્ર નટનાગરની રમત બતાવતા કહે છે કે-એક જીવ છે તે અનેક રૂપો ધારણ કરે છે, અનેક આકારો ધારણ કરે છે, અનેક નામ ધારણ કરે છે, વળી અનેકના એક થઈ જાય છે; પણ તેનું મૂળ આત્મત્વ તો એક જ છે, ઘટના અનેક આકારમા પણ ઘટત્વ તો એક જ છે. તેમ જ કંચન-સુવર્ણના અનેક આકાર થાય, અનેક ઘાટ થાય, અનેક ઉપરોક્ત તથા અન્ય નામ ધારણ કરે પણ તેમાં સુવર્ણત્વ તો એક જ છે, એ દૃષ્ટાંતથી આ હકીકત સમજી લેવી. આ જીવ દ્રવ્યનો તેના ગુણ અને પર્યાય સાથે કથંચિત્ અભેદ છે. દાખલા તરીકે જ્ઞાન ગુણ જીવનો છે, તેમાં જ્ઞાન એ ગુણ થયો અને જીવ એ ગુણી થયો તેનો અભેદ માનવો પડે, કારણ કે ગુણ ગુણીનો અભેદ હોય છે. જો તેઓનો ભેદ માનીએ તો તેમાં અનવસ્થા પ્રસંગ આવે છે તેથી દ્રવ્યમાં ગુણ પર્યાયનો કથંચિત્ અભેદ માનવો શાસ્ત્રથી અને યુક્તિથી ગમ્ય થાય છે. એમ જો ન હોય તો સુવર્ણમાથી પર્યાયરૂપ કુંડળ વિગેરે થવાનો સંભવ જ નથી રહેતો, કારણ કે ગુણ ગુણીનો સંબંધ અવિષ્વગ્ભાવ સંબંધે જો ત્યા ન હોય તો તેને જોડનાર અન્ય સંબંધ માનવો પડે અને તેમ આગળ આગળ ચાલતાં છેડો જ ન આવે. આ સુવર્ણકુંડળના સ્વભાવે જીવ અનેક રૂપો ધારણ કરે છે અને વળી અનેક રૂપોમા સ્વાભાવિક એકતા સર્વદા પ્રતીયમાન રહે છે અનેક રૂપો કર્મસબંધથી થાય છે અને અનેક રૂપો વસ્તુગતે આત્માથી જૂદાં નથી તેથી એકના અનેક અને અનેકમા એકનુ ભાન રહે છે એવી અનુપમ બાજી આ અવધુએ માડી છે.

એકના અનેક રૂપો ગુણ પર્યાયથી થાય છે તેના સંબંધમા વિશેષ દૃષ્ટાતો બતાવે છે. પાણીના અનેક તરગો સવારથી સાજ સુધી થાય છે, દરિયામા કે તળાવમા જોવાથી તેની પ્રતીતિ થાય છે, છતા પણ જળ તો જળ જ છે, તરગથી તેના જૂદા જૂદા અનેક આકાર દેખાય છે, છતા તેનુ જલત્વ તો કાયમ રહે છે; તેવી જ રીતે માટીનો ઘડો બને છે, કોઠી બને છે, માટલું બને છે, છતા માટી તો એક જ છે. અત્ર માટી તે ઊર્દ્ધ્વતા સામાન્ય શક્તિ સમજવી. કાળાદિકના પ્રયોગથી સર્વ ઘટ પદાર્થમા આ ઘટ છે આવી પ્રતીતિ તો એકની એક જ રહે છે. આવી રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિમા દેશભેદે એક જ જણાય તે તિર્યક્સામાન્ય શકિત કહેવાય અને કાળભેદે અનુગત આકારભેદે પ્રતીતિ ઉપજે તે ઊર્દ્ધ્વ સામાન્ય શકિત કહેવાય પ્રત્યેક દ્રવ્યમા આ બન્નેમાથી એક સામાન્ય અવશ્ય હોય છે. તેવી જ રીતે સૂર્યના કિરણો અનેક દેખાય છે, તે સર્વ વ્યકત સ્વરૂપ છે, પણ જૂદી જૂદી દિશાએ ગમન કરવાવાળા હોઇને વિચિત્ર છતાં સૂર્ય તરીકે એકરૂપ છે તેથી સમજાય છે કે આવા જળના તરગો, માટીના ઘડાઓ અને સૂર્યના કિરણો અનેક દેખાય છે, છતાં તેઓનુ અસલ મૂળ રૂપ એક છે, તરંગોમા જળત્વ સામાન્ય છે, ઘટોની માટી એક જ છે અને કિરણરૂપ વ્યક્ત પદાર્થોનું મૂળ કારણ રવિ-સૂર્ય છે, તેમ જીવના અનેક ગુણ પર્યાયનુ ભાજન જેનુ રૂપ ત્રણે કાળમા એક સરખુ રહે છે, જેમા અવાતર ભેદ કોઈ

અહીં શરૂઆતમાં આત્માને અવધુ કહ્યો છે તેનો અર્થ અધુ न धूनातीति अधु' જે ધ્રૂજે ન જાય, સ્વગુણ પર્યાયમાં રમણ કરે તેવો શુદ્ધ, નિષ્પ્રકંપ આત્મા અવિનાશી, અજ, અજરામર, અક્ષય, અલઘુગુરુ પરિણામી સમજવો. અવધૂત એ શબ્દ ધૂ ધાતુ ને અવ ઉપસર્ગ લાગવાથી થયેલો છે અને તેનો અર્થ અવધૂત સંન્યાસી થાય છે, એ શબ્દનો અપભ્રંશ હોય એમ માનવું વધારે ઠીક લાગે છે એ શબ્દમાં આત્માનો સ્થિરતાગુણ પ્રાધાન્યપણે છે

વળી આ નટનાગરની બાજી કેવી યુક્તિવાળી અને આશ્ચર્ય ઉપજાવનારી છે તે વિશેષ બતાવે છે

**एक अनेक अनेक एक कुनी, कुंडल कनक सुभावे;**
**जल तरंग घटमाटी रविकर, अगनित ताही समावे अवधु० २**

"સુવર્ણના સ્વભાવે એક અને તે જ દ્રવ્ય કુંડળ વિગેરે સ્વભાવે અનેક થાય છે અને વળી અનેક એક થાય છે જળના તરંગો, માટીના ઘટો અને સૂર્યના કિરણો અગણિત હોય તો પણ તે તેમાં પાછા સમાઈ જાય છે તે પ્રમાણે."

ભાવ—નાગરિક નટની કેવી બાજી છે તેનું વિશેષ સ્વરૂપ બતાવતાં કહે છે કે—એકના અનેક થઈ જાય છે અને વળી તે અનેક એક જ હોય છે જેમ સુવર્ણના કુંડળ, બાજુબંધ, ચંદનહાર, કંઠી, બંગડી, રામણમાળા વિગેરે અનેક રૂપ થાય છે તે દ્યુતિ સમજવું ગુણ પર્યાયના ભાજનને દ્રવ્ય કહેવામાં આવે છે અત્ર જીવ દ્રવ્ય સંબંધી વિવક્ષા કરતા જણાવે છે કે જેમ તેના અનેક પર્યાયો પલટાતા જાય છે તેમ તેમાં અનેક રૂપ થાય છે, જીવ એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય થાય છે, નારક થાય છે હાથી, ઘોડા, માછલા, મત્સ્ય, પોપટ મયૂરાદિક તિર્યંચ થાય છે, સોમદત્ત, યજ્ઞદત્ત, દેવદત્ત વિગેરે નામ ધારણ કરનાર મનુષ્ય થાય છે, બાર દેવલોકાદિમાં દેવ થાય છે—એ સર્વ ઉપાધિ પર્યાયથી ધારણ કરે છે, પણ તેનું આત્મત્વ તો એક જ છે સહભાવી ધર્મ તે ગુણ કહેવાય છે અને ક્રમભાવી ધર્મ તે પર્યાય કહેવાય છે. એક મોતીની માળા હોય તો તેમાં ઉજ્જ્વળતાદિક ગુણ છે અને ગોળાપણું વિગેરે પર્યાય છે, પણ તેથી મોતી સ્વતંત્ર અળગા છે તેમ આત્મ દ્રવ્યથી તેના ગુણ અને પર્યાયો અળગા છે જેમ એક મૃત્તિકા દ્રવ્ય હોય તેનાં માટલું, ઘડો, કોઠી વિગેરે અનેક રૂપો થાય છે પણ તેમાં તિર્યક્ સામાન્ય મૃત્તિકાત્વ દ્રવ્ય તો એક જ છે, તેમ જીવની સ્થિતિ ગમે તેટલી ફેરફાર થાય, તે ગમે તેટલાં રૂપો ધારણ કરે, પણ તેનું આત્મત્વ તો એક જ છે, તેનું જીવત્વ અપર નથી, તેમાં ફેરફાર થતો નથી,

૨. કુની—વળી. કુંડળ—કાનના. રવિકર—સૂર્યનાં કિરણ. અગનિત—અગણિત તેટલાં. તાહી—તેમાં જ તાહી ને બદલે તાઇ પાઠાંતર છે

તેમાં પરાવર્તન થતું નથી, તેથી અત્ર નટનાગરની રમત બતાવતાં કહે છે કે—એક જીવ છે તે અનેક રૂપો ધારણ કરે છે, અનેક આકારો ધારણ કરે છે, અનેક નામ ધારણ કરે છે, વળી અનેકના એક થઇ જાય છે; પણ તેનું મૂળ આત્મત્વ તો એક જ છે, ઘટના અનેક આકારમા પણ ઘટત્વ તો એક જ છે. તેમ જ કંચન-સુવર્ણના અનેક આકાર થાય, અનેક ઘાટ થાય, અનેક ઉપરોક્ત તથા અન્ય નામ ધારણ કરે પણ તેમા સુવર્ણત્વ તો એક જ છે, એ દૃષ્ટાંતથી આ હકીકત સમજી લેવી. આ જીવ દ્રવ્યનો તેના ગુણ અને પર્યાય સાથે કથચિત્ અભેદ છેઃ દાખલા તરીકે જ્ઞાન ગુણ જીવનો છે, તેમાં જ્ઞાન એ ગુણ થયો અને જીવ એ ગુણી થયો તેનો અભેદ માનવો પડે, કારણ કે ગુણ ગુણીનો અભેદ હોય છે. જો તેઓનો ભેદ માનીએ તો તેમા અનવસ્થા પ્રસંગ આવે છે તેથી દ્રવ્યમા ગુણ પર્યાયનો કથંચિત્ અભેદ માનવો શાસ્ત્રથી અને યુક્તિથી ગમ્ય થાય છે. એમ જો ન હોય તો સુવર્ણમાથી પર્યાયરૂપ કુડળ વિગેરે થવાનો સંભવ જ નથી રહેતો, કારણ કે ગુણ ગુણીનો સબધ અવિષ્વગ્ભાવ સંબંધે જો ત્યા ન હોય તો તેને જોડનાર અન્ય સંબંધ માનવો પડે અને તેમ આગળ આગળ ચાલતા છેડો જ ન આવે આ સુવર્ણકુંડળના સ્વભાવે જીવ અનેક રૂપો ધારણ કરે છે અને વળી અનેક રૂપોમા સ્વાભાવિક એકતા સર્વદા પ્રતીયમાન રહે છે અનેક રૂપો કર્મસંબધથી થાય છે અને અનેક રૂપો વસ્તુગતે આત્માથી જૂદા નથી તેથી એકના અનેક અને અનેકમા એકનું ભાન રહે છે એવી અનુપમ બાજી આ અવધુએ માડી છે.

એકના અનેક રૂપો ગુણ પર્યાયથી થાય છે તેના સબંધમા વિશેષ દૃષ્ટાતો બતાવે છે. પાણીના અનેક તરંગો સવારથી સાજ સુધી થાય છે, દરિયામા કે તળાવમા જોવાથી તેની પ્રતીતિ થાય છે, છતા પણ જળ તો જળ જ છે, તરંગથી તેના જૂદા જૂદા અનેક આકાર દેખાય છે, છતા તેનુ જલત્વ તો કાયમ રહે છે, તેવી જ રીતે માટીનો ઘડો બને છે, કોઠી બને છે, માટલું બને છે, છતા માટી તો એક જ છે. અત્ર માટી તે ઊર્દ્ધ્વતા સામાન્ય શક્તિ સમજવી. કાળાદિકના પ્રયોગથી સર્વ ઘટ પદાર્થમા આ ઘટ છે આવી પ્રતીતિ તો એકની એક જ રહે છે. આવી રીતે ભિન્ન ભિન્ન વ્યક્તિમા દેશભેદે એક જ જણાય તે તિર્યક્સામાન્ય શકિત કહેવાય અને કાળભેદે અનુગત આકારભેદે પ્રતીતિ ઉપજે તે ઊર્દ્ધ્વ સામાન્ય શકિત કહેવાય પ્રત્યેક દ્રવ્યમા આ બન્નેમાથી એક સામાન્ય અવશ્ય હોય છે. તેવી જ રીતે સૂર્યના કિરણો અનેક દેખાય છે, તે સર્વ વ્યકત સ્વરૂપ છે, પણ જૂદી જૂદી દિશાએ ગમન કરવાવાળા હોઇને વિચિત્ર છતા સૂર્ય તરીકે એકરૂપ છે તેથી સમજાય છે કે આવા જળના તરગો, માટીના ઘડાઓ અને સૂર્યના કિરણો અનેક દેખાય છે, છતાં તેઓનું અસલ મૂળ રૂપ એક છે, તરગોમા જળત્વ સામાન્ય છે, ઘટોની માટી એક જ છે અને કિરણરૂપ વ્યકત પદાર્થોનુ મૂળ કારણ રવિ-સૂર્ય છે, તેમ જીવના અનેક ગુણ પર્યાયનું ભાજન જેનું રૂપ ત્રણે કાળમા એક સરખુ રહે છે, જેમા અવાતર ભેદ કોઈ

ચાખી શકતો નથી તેવું આત્મત્વ તો એક જ છે અને તે ગુણ પર્યાયને લઈને અનેક રૂપે વ્યક્ત થાય છે, પણ તે અનેક રૂપોમાં એકત્વ તો રહેલું જ હોય છે આવી રીતે એકને અનેક રૂપે બતાવે છતાં પોતે નાટક કરતી વખતે પણ એક ને એક જ રહે એવો જે હુશિયાર નાટકીઆનો સ્વભાવ છે તે અવધુ નટનાગર બહુ સારી રીતે બતાવી આપે છે તેને સમજવો એ સાધારણ સમજણવાળાનું કામ નથી, એને માટે બહુ ધીરજ, હુશિયારી અને ખંત જોઈએ.

આ એક અને અનેક પક્ષ પર ષડ્દ્રવ્યના સંબંધમાં વિવેચન કરતાં શ્રી દેવચંદ્રજી આગમસાર ગ્રંથમાં લખે છે કે–જીવ દ્રવ્ય અનંત છે, એક જીવમાં પ્રદેશ અસંખ્યાતા છે, ગુણ અનંતા છે અને પર્યાય પણ અનંતા છે તે જીવ દ્રવ્યનું અનેકપણું છે પણ જીવપણું સર્વ જીવોમાં સરખું છે માટે એકપણું છે અહીં કોઈ શંકા કરે કે સિદ્ધદશામાં પરમાનંદ પણ છે અને સંસારીદશામાં કર્મને વશ રહેલા જીવ દુઃખી દેખાય છે; તેના સંબંધમાં કહે છે કે નિશ્ચયનયની અપેક્ષાએ તો સર્વ જીવ સિદ્ધ સમાન છે અને તેમ છે તેથી જ કર્મ ખપાવી મોક્ષે જાય છે, તેથી સર્વ જીવની સત્તા એક છે કદાચ એમ શંકા થાય કે અભવ્ય તો કદિ મોક્ષે જવાના નથી તો તેની સત્તા સરખી કેમ કહી શકાય તો તેના સંબંધમાં જણાવવાનું કે–અભવ્યને કર્મ ચીકણા છે અને તે જીવોમાં પરાવર્ત ધર્મ નથી તેથી તે સિદ્ધ થતા નથી અને ભવ્ય જીવમાં પરાવર્ત ધર્મ છે તેથી કારણ સામગ્રી મળે પલટન ભાવ પામે છે અને ગુણશ્રેણીએ ચઢી મોક્ષે જાય છે, પરંતુ આઠ રુચક પ્રદેશ તો સર્વ ભવ્ય અને અભવ્યના સિદ્ધ સમાન જ છે માટે અંશગ્રાહી નૈગમનયની અપેક્ષાએ સર્વ જીવની સત્તા એક સરખી છે એના આઠ રુચક પ્રદેશને કદિ કર્મ લાગતાં નથી.

> है नाँहि है वचन अगोचर, नय प्रमाण सतभगी;
> निरपख होय लखे कोई विरला, क्या देखे मत जगी ? अव० २

'છે, નથી, વચનથી અગોચર છે વિગેરે નય, પ્રમાણ અને સપ્તભંગી કોઈ વીરલા ભાગ્યશાળી હોય તો તે નિરપક્ષ થઈને જોઈ શકે પોતાના મત માટે લડવાવાળો હોય તે શું જુએ ?"

ભાવ—વળી આ નાગરિક નટની કેવી ખૂબીવાળી ચમત્કાર ઉપજાવનારી છે તે વિશેષ પણ બતાવે છે એ બાજીમાં છે ને નથી એવી રમત છે, વળી તે વચનથી અગોચર છે આવી અદ્ભુત રમત છે જરામાં છે વળી જરામાં નથી એવી આશ્ચર્યકારક વાત છે; વળી તેમાં નય પ્રમાણ સપ્તભંગી પણ જુદી જુદી રમત બતાવે છે એક નયથી જોઈએ

---

૧ હૈ=સ્યાદ્ અસ્તિ. નાંહિ=સ્યાદ્ નાસ્તિ. હૈ=સ્યાદ્ અવક્તવ્ય. સતભંગી=સપ્તભંગી. નિરપખ=નિરપક્ષ. લખે=જાણે. ક્યા=શું મત જંગી=પોતાના મતમાં મસ્ત.

તો કાંઇક દેખાય, બીજાથી જોઇએ તો કાંઇક દેખાય, ત્રીજાથી વળી કાંઇક નવીન પ્રતિભાસ થાય, એવી એમા રમત થાય છે. અહો નાગરિક નટ ! તારી બાજી તો કોઇ ભાગ્યવાન પ્રાણી પક્ષવાદ મૂકી દઇને જુએ તો જ સમજી શકે તેમ છે. એ બાજી કેવી યુક્તિથી મંડાણી છે તે હવે જોઇએ. પ્રથમ સપ્તભંગીનું સ્વરૂપ બતાવવું પ્રાસંગિક છે. અત્ર તેનો બહુ જ સામાન્ય રીતે નિર્દેશ થઈ શકશે, વિશેષ સ્વરૂપ જાણવાની ઇચ્છાવાળાએ પ્રમાણનયતત્ત્વ, નયરહસ્ય અને સપ્તભંગીતરંગિણી આદિ ગ્રંથો જોવા.

જીવ દ્રવ્ય સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવની અપેક્ષાએ પોતાના વર્ત્તમાન ગુણપર્યાયમાં વર્તે છે તે '**સ્યાત્ અસ્તિ**' નામનો પ્રથમ વિભાગ. ગુણપર્યાય સાથે જીવનો અભેદ છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ, પણ તે ભાવ વર્તવાની સાથે અન્ય ભાવો પણ વર્તે છે તેથી તેની સાથે સ્યાત્ પદ લગાડવામા બહુ તર્કશક્તિ બતાવવામા આવી છે.

જીવમા પરદ્રવ્યના ગુણપર્યાય નથી. પૌદ્ગલિક વસ્તુઓના વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિ ગુણો અને તેના પ્રદેશાદિ પર્યાય તેનામાં નથી તેમજ બીજા ચારે દ્રવ્યના દ્રવ્ય-ક્ષેત્રકાળભાવ તેનામા નથી તે દૃષ્ટિથી જોઇએ તો '**સ્યાત્ નાસ્તિ**' નામનો બીજો વિભાગ પ્રાપ્ત થાય છે.

સ્વગુણપર્યાયનો અસ્તિભાવ અને પરગુણપર્યાયનો નાસ્તિભાવ એ બન્ને અસ્તિ નાસ્તિ વિભાગો એક સમયે જીવદ્રવ્યમા છે. એટલે જે સમયે તેમા સ્વગુણપર્યાયની અસ્તિ છે તે જ સમયે તેનામા પરગુણપર્યાયની નાસ્તિ છે તેથી અસ્તિ નાસ્તિ ગુણ એકત્ર મળેલ છે, તે અપેક્ષાએ '**સ્યાત્ અસ્તિ નાસ્તિ**' એ નામનો ત્રીજો વિભાગ થયો.

ઉપરોક્ત અસ્તિ અને નાસ્તિભાવ એક દ્રવ્યમા-પ્રસ્તુત જીવ દ્રવ્યમા એકી વખતે એક સાથે રહેલા હોય છે, પરંતુ તેને બોલવા માડીએ તો અસ્તિભાવ બોલતા અસંખ્ય સમય થઈ જાય, દરમ્યાન નાસ્તિભાવ તો કહી શકાય નહિ અને બન્ને ભાવ તો એકી સાથે એક સમયે વર્તે છે, પરંતુ સ્વપરદ્રવ્યાદિની અપેક્ષાએ એકદમ હા કે નાનો ઉત્તર ન અપાય તેથી અસ્તિનાસ્તિ ભાવ એક સાથે અવક્તવ્ય છે, કહી શકાય નહિ તેવા છે એમ બતાવી ચતુર્થ વિભાગ '**સ્યાત્ અવક્તવ્ય**' એમ બતાવ્યો. તીર્થંકર મહારાજ કે અન્ય સર્વજ્ઞ એક સમયે અસ્તિનાસ્તિ વિગેરે સર્વ ભાવો જાણી તથા દેખી શકે છે, તેઓ પણ એક સમયે કહી શકતા નથી, કારણ કે ભાષા બોલવામા 'અસ્તિ' એટલા શબ્દનું ઉચ્ચારણ કરવામા પણ અસંખ્ય સમય થઇ જાય છે તેથી તેમને પણ વચનનયે આ વિભાગ લાગુ પડે છે

હવે જે ચોથો વિભાગ અવક્તવ્યપણાનો કહ્યો તે અસ્તિ ભાવને પણ લાગુ પડે છે અને નાસ્તિ ભાવને પણ લાગુ પડે છે તેથી સ્વદ્રવ્યાદિને સ્વપરદ્રવ્યાદિની અપેક્ષાએ

પાંચમો અને પરદ્રવ્યાદિને સ્વપરદ્રવ્યાદિની અપેક્ષાએ છઠ્ઠો વિભાગ અનુક્રમે 'સ્યાત્ અસ્તિ અવક્તવ્ય' અને 'સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય'નો સમજવો. વળી એ અસ્તિ અવક્તવ્ય વિભાગ અને નાસ્તિ અવક્તવ્ય વિભાગ એક જ સમયે જીવમાં વર્તે છે તેથી ક્રમથી સ્વપરદ્રવ્યાદિને યુગપત્ સ્વપરદ્રવ્યાદિની અપેક્ષાએ સાતમો વિભાગ 'સ્યાત્ અસ્તિ નાસ્તિ અવક્તવ્ય'નો સમજવો.

આ સ્યાત્‌નો વાદ—સ્યાદ્વાદ—સપ્તભંગીનું સ્વરૂપ બહુ સૂક્ષ્મ રીતે શાસ્ત્રમાં નિરૂપણ કરેલું છે આખા જૈન શાસ્ત્રનું રહસ્ય નય, નિક્ષેપ અને સપ્તભંગીને લગતા ન્યાયના વિભાગમાં સમાયલું છે અને એ એટલી વિશાળ દૃષ્ટિથી સ્થાપલું છે કે એમાં તર્કની દલીલોનું મહત્ત્વ અને શાસ્ત્રકારના જ્ઞાનની ગંભીરતા પ્રત્યક્ષ જણાય છે આપણે હવે નયનું સ્વરૂપ જરા જીવને અંગે જોઈએ. નય એટલે અમુક દૃષ્ટિબિંદુથી એક વસ્તુ તરફ અવલોકન કરવું તે. સર્વ દૃષ્ટિનું સામીપ્ય રાખીને જોનાર તત્ત્વજ્ઞાનનું રહસ્ય પામે છે, અમુક નયથી જોનાર ભુલાવામાં પડી જાય છે નયનું સ્વરૂપ 'નયચક્રસાર' વિગેરે અનેક ગ્રંથોમાં બતાવ્યું છે એ નયજ્ઞાન પણ જૈન તર્કશાસ્ત્રનો મુખ્ય પાયો છે તેમાં મુખ્ય સાત નયના અનેક ભેદ—વિભેદ પાડીને તેના પર બહુ વિવેચન કરવામાં આવ્યું છે કેટલાક નયો દ્રવ્યાર્થિક એટલે દ્રવ્યને જોનારા છે અને કેટલાક પર્યાયાર્થિક એટલે તેના ગુણપર્યાયને જોનારા છે પ્રથમ 'નૈગમનય' એક અંશ ગુણમાં સર્વ ગુણ માને છે એટલે અંશમાં સર્વનું સ્થાપન કરી દે છે આ પુસ્તકના પ્રથમ પદનો આરંભ કર્યો એટલે નૈગમનયવાળો પુસ્તક તૈયાર થઈ ગયું એમ સમજી લે છે જીવના આઠ રુચકપ્રદેશ નિરંતર સિદ્ધ સમાન ઉજ્જ્વળ રહે છે તે અંશને લઈને જીવ સિદ્ધ છે એમ તે માની બેસે છે આ નય દ્રવ્યાર્થિક છે, એનો એક સરખો અભિપ્રાય હોતો નથી, એક ગમ—અભિપ્રાય નહિ જેમાં તે નૈગમ. એ કોઈ વખત દ્રવ્યારોપ કરે છે, કોઈ વખત ગુણારોપ કરે છે કોઈ વખત કાળારોપ કરે છે અને કોઈ વખત કારણારોપ કરે છે ગુણને દ્રવ્ય માને તે દ્રવ્યારોપ અને દ્રવ્યને ગુણ માને તે ગુણારોપ સમજવો. એ પ્રમાણે અન્યનું પણ સમજવું આ પ્રમાણે અંશથી અને સંકલ્પથી પણ એક અભિપ્રાયને વળગવાપણું થાય તે સર્વ નૈગમનયાનુસાર સમજવું

દ્રવ્યાર્થિક નયના વિભાગમાં બીજો 'સંગ્રહનય' આવે છે સર્વ દ્રવ્યવ્યાપક જે ધર્મ સત્તાપણે હોય તેને સંગ્રહીને જીવ વિગેરે દ્રવ્યના સંબંધમાં વાત કરવી તે સંગ્રહનય સમજવો. જીવદ્રવ્યની વાત થાય તો તેના અનેક ગુણ તથા પર્યાયો સાથે લઈ લેવા, બનતાં સુધી જાતિ ઉપર વિશેષ ધ્યાન આપવું વ્યક્તિ તરફ ઉપેક્ષા રાખવી એ આ નયનું લક્ષણ છે નોકરને દાતણ લાવવાનું કહેતા તે ટુવાલ, લોટો, જળ, બ્રશ વિગેરે સર્વ લઈ આવે, તેમ સામાન્યને વિશેષે ગ્રહણ કરે તે સંગ્રહનય સમજવો વિશ્વની સર્વ વસ્તુઓનો

સંગ્રહ આ નયમાં થાય છે, કારણ કે એમાં વિભાગનું વિવેચન નથી, છૂટી વસ્તુઓ તરફ લક્ષ્ય નથી, વિભેદ બુદ્ધિની પ્રાધાન્યતા નથી.

ઉપર જણાવ્યુ તેમ નૈગમનય એક અંશ લે છે અને સંગ્રહ સામાન્ય ગ્રહણુ કરે છે ત્યારે ત્રીજો '**વ્યવહારનય**' સર્વની વહેંચણુ કરે છે, વિભાગ જુએ છે અને તે સર્વ બાહ્ય સ્વરૂપ દેખીને જ કરે છે. આ પણુ દ્રવ્યાર્થિક નય છે. એ નયવાળો અંતરંગ સત્તા માનતો નથી, બહારની ઉપર ઉપરની આચારક્રિયાને પ્રાધાન્ય આપે છે એને લઇને એ શુદ્ધ અશુદ્ધ, શુભ અશુભ, ઉપચરિત અનુપચરિત, એવા પ્રકારની અનેક વહેંચણુ કરે છે, પણુ તે ઉપરાત તે ઊંડા ઉતરતો નથી. એક અપેક્ષાએ શિષ્યને સમજાવવા સારુ વિભાગ કરવામા આવે તે શુદ્ધ **વ્યવહાર,** જીવમા રાગદ્વેષ કષાય લાગેલ છે તદનુસાર વહેંચણી થાય તે અશુદ્ધ વ્યવહાર, પુણ્યક્રિયા એ શુભ વ્યવહાર અને પાપક્રિયા તે અશુભ વ્યવહાર; ધન, ઘર, સ્ત્રી આદિને પોતાના માનવા તે ઉપચરિત વ્યવહાર અને શરીર જુદુ છે પણુ પરિણુમન ભાવથી મળી રહેલ છે તેને પોતાનું માનવું એ અનુપચરિત વ્યવહાર. આ નયના પણુ અનેક વિભાગો છે, તેમા મુખ્ય વહેંચણી દેખાવ ઉપર રહે છે, આતર-પ્રવેશ બધ રહે છે.

ચોથો દ્રવ્યાર્થિક નય '**ઋજુસૂત્રનય**' છે. ઋજુ એટલે સરલ, શ્રુત એટલે બોધ આ નયવાળો દ્રવ્યની વર્તમાન સ્થિતિ પર ખાસ લક્ષ્ય આપે છે. નૈગમ, સગ્રહ અને વ્યવહારનયવાળા જ્યારે અતીત અનાગતને પણુ લક્ષમા રાખે છે ત્યારે આ નયવાળો વર્તમાન સમયને પ્રમાણુભૂત ગણે છે. કોઇ ગૃહસ્થ હોય પણુ વર્તન સાધુ જેવું હોય તો ઋજુસૂત્રનયવાળો તેને સાધુ કહે છે અને વેશ સાધુનો હોય પણુ વિષયાભિલાષ યુક્ત હોય તો તેને આ નયવાળો અવ્રતી કહે છે. વ્યવહાર કરતા આ નય વિશેષ શુદ્ધિવાળો હોવાથી વેષે સાધુ હોય તેમા પણુ જે સવર પરિણામી હોય તેને આ નય સાધુ માને છે. તદ્દન સૂક્ષ્મ એક વર્તમાનનું જ્ઞાન કરે તેને સૂક્ષ્મ ઋજુસૂત્રનય કહેવામા આવે છે, અને સ્થૂલ–મોટા વર્તમાન બાહ્ય પરિણામ ગ્રહણુ કરવામા આવે તે સ્થૂલ ઋજુસૂત્રનય કહેવાય છે. આ ઋજુસૂત્રનય દ્રવ્યાર્થિક છતા પણુ ચારે નિક્ષેપા ગ્રહણુ કરે છે. વસ્તુનુ અમુક નામ આપવામા આવે તે નિક્ષેપ, કોઈ વસ્તુમા કોઇ વસ્તુનો આકાર દેખીને તે વસ્તુને તે વસ્તુ કહે તે સ્થાપના નિક્ષેપ, આત્મોપયોગ વગર નામસ્થાપનાનો સ્વીકાર તે દ્રવ્ય નિક્ષેપ અને જ્યા ઉપયોગનો સ્વીકાર થાય ત્યા ભાવનિક્ષેપ સમજવો. આ ચારે નિક્ષેપાને ઋજુસૂત્રનય ગ્રહણુ કરે છે, કારણુ કે એમા વર્તમાન સ્થિતિનુ લક્ષણુ પ્રાધાન્ય છે.

વસ્તુને ગુણુવત અથવા ગુણુ વગરની કહીને બોલાવવી, અરૂપી વસ્તુને પણુ વચન-ગોચર કરવી તે '**શબ્દનય**' પાચમો છે આ નય પર્યાયાર્થિક છે એ વસ્તુઓની વર્તમાન સ્થિતિ જ માત્ર ગ્રહણુ કરે છે, ઋજુસૂત્રનયની પેઠે, પણુ તે શબ્દના વાચ્ય અર્થને જ ગ્રહણુ

કરે છે આ નય ભાવ નિક્ષેપાને ગ્રહણ કરે છે બાકીના ત્રણ નિક્ષેપાનો ત્યાગ કરે છે એટલે જ્યા શબ્દના અર્થની યથાસ્થિત ઉપપત્તિ થઈ શકતી હોય ત્યાં જ તે શબ્દની ઘટના સ્વીકારે તે શબ્દનય સમજવો. જેમ ઇન્દ્ર, શુક્ર, પુરન્દર શબ્દો જુદા જુદા હોવા છતા એક અર્થના વાચક છે ઉપર સપ્તભગીનુ સ્વરૂપ બતાવ્યું તે શબ્દનયના વિશેષ તુલ્ય સમજવું

છઠ્ઠો 'સમભિરૂઢનય' છે શબ્દનયવાળો જુદા જુદા પર્યાયને માને છે ત્યારે આ નયવાળો એક શબ્દ જાણી અનેક પર્યાયોમા એકતા અનુભવતો નથી. ઇન્દ્ર શબ્દ સાભળી શક્ર પુરંદર, શચીપતિ એ સર્વની ભિન્નતા તેને જણાય છે

છેલ્લો 'એવભૂતનય' આ પ્રમાણે છે શબ્દનય, સમભિરૂઢનય અને એવભૂતનય એ ત્રણે પર્યાયાર્થિક નયો છે શબ્દનય પર્યાય શબ્દોને ગ્રહણ કરે છે અને સમભિરૂઢ પર્યાય શબ્દોને સ્વીકારતો નથી, પણ તે શબ્દનુ યથાર્થ સ્વરૂપ પ્રયોગ કરતી વખતે હોવુ જોઈએ એવો આગ્રહ પણ રાખતો નથી; જ્યારે એવભૂતનય શબ્દના પ્રયોગ વખતે તેના સ્વરૂપની યથાર્થ સ્થિતિ પદાર્થમા હોવી જોઈએ એમ માને છે જે સ્ત્રીના મસ્તક પર ચઢેલ હોય, તેમા જળ ભરેલુ હોય તેને જ એ ઘટ માને છે ઘટ ક્રિયા ન કરનાર ઘરમા પડી રહેલ પાત્રને આ નયવાળો ઘટ માને નહિ. આ નયવાળો શબ્દમા અર્થની અને અર્થમા શબ્દની સ્થાપના કરે છે

આ પ્રમાણે નયનુ સ્વરૂપ સમજવુ એનો બહુ વિસ્તાર વિશેષાવશ્યક, નયચક્ર, સ્યાદ્વાદરત્નાકર વિગેરે ગ્રંથોમા છે દરેક નયના ભેદ-વિભેદ પાડી તેનુ સૂક્ષ્મ સ્વરૂપ નિરૂપણ કરવામા આવ્યુ છે એના ઉપર જેટલુ વિવેચન કરવામાં આવે તેટલુ થઈ શકે તેમ છે અત્ર તો આ નટનાગરની બાજી કેવી અદ્ભુત છે તે બતાવવા માટે તેનુ સંક્ષિપ્ત સ્વરૂપ માત્રની જીવની અપેક્ષાએ કહીએ. નૈગમનયવાળો જીવને સિદ્ધ સમાન કહે અને વળી તેને શરીરયુક્ત પણ માને ત્યારે તેમાં ધર્માસ્તિકાય પુદ્ગલ વિગેરેનો પણ સમાવેશ કરી દે. એવી રીતે વ્યવહારનયવાળો બાહ્ય સ્વરૂપાનુસાર તેને વિષયકષાય યુક્ત માને અને ઋજુસૂત્ર તેનુ વર્તમાન વર્તન જ ધ્યાનમા લે, શબ્દનયવાળો તેનુ વ્યુત્પત્તિ સ્વરૂપ જુએ, ત્યારે સમભિરૂઢ તેના આત્મા, ચેતન, જીવ વિગેરે શબ્દમા પ્રકારાદિ ભેદે એકતા ન જુએ, ત્યારે એવભૂતનયવાળો તો તેનામા જ્યારે સર્વ ગુણો પ્રગટ થાય ત્યારે જ તેનામા તે ગુણો માને. આવી નટનાગરની વિચિત્ર બાજી છે એકના એક જીવને જુદા જુદા પ્રાણીઓ જુદી જુદી અપેક્ષાથી જુદા જુદા આકારમા જુએ છે એથી એ બહુરૂપીનો વેશ સજ્યો બતાવે છે એમ પણ

જૈન શાસ્ત્રકાર પ્રમાણ બે બતાવે છે પ્રત્યક્ષ અને પરોક્ષ. જીવ પોતાના સ્વતંત્ર ઉપયોગથી દ્રવ્યને જાણે તેને પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે અક્ષ પ્રતિગત પ્રત્યક્ષ અક્ષ એટલે આત્મા. જેમાં વચ્ચે અંતર ન હોય-અન્ય (ઇંદ્રિયો કે મન) દ્વારા જ્ઞાન થતુ ન હોય

તે પ્રત્યક્ષ. કેવલી ભગવાન જેમા સર્વ પદાર્થો સ્વજ્ઞાનથી દેખે તે પ્રત્યક્ષ. મનઃપર્યવજ્ઞાની સ્વજ્ઞાનથી મનના વિચારો દેખે તે પ્રત્યક્ષ. અવધિજ્ઞાની સ્વજ્ઞાનથી પુદ્ગળ દ્રવ્ય દેખે તે પ્રત્યક્ષ. આખ વિગેરે ઇંદ્રિયદ્વારા દેખાય તે પરોક્ષજ્ઞાન કહેવાય છે. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનો સમાવેશ પરોક્ષજ્ઞાનમાં થાય છે. આ પરોક્ષ પ્રમાણુના ત્રણુ વિભેદ છે. ધૂમાડાને દેખીને અગ્નિનું જ્ઞાન થાય તે અનુમાન પરોક્ષ, દષ્ટાંત આપી સાદશ્ય બતાવી જ્ઞાન કરાવાય તે ઉપમાન પરોક્ષ અને શાસ્ત્રાધારે નરક નિગોદનું સ્વરૂપ સમજાય તે આગમ પરોક્ષ. અન્યત્ર પરોક્ષ પ્રમાણુના પાચ ભેદ પણુ કહ્યા છે· સ્મરણુ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન ને આગમ. આ પ્રમાણુજ્ઞાનમા રહસ્ય એ છે કે અન્ય દર્શનકારો આખે દેખાય તેને પ્રત્યક્ષ કહે છે, તેને જૈન શાસ્ત્રકાર પરોક્ષજ્ઞાન કહે છે. પ્રત્યક્ષ તો તે જ કહેવાય કે જેમાં અન્યની મદદની જરૂર પડતી નથી, પણુ જે આત્માને પ્રત્યક્ષ દેખાય છે. અન્ય મતવાળા ઇશ્વરને પ્રત્યક્ષ જ્ઞાનચક્ષુ નથી છતા માને છે તે સાક્ષાત્ આત્માને અંગે થાય છે તેથી જ પ્રત્યક્ષ કહેવાય છે.

આવી નટનાગરની અદ્ભુત બાજી છે. એને એક દૃષ્ટિથી જોઇએ તો સ્યાત્‌અસ્તિ લાગે છે, બીજી દૃષ્ટિથી જોઇએ તો તે સ્યાત્‌નાસ્તિ લાગે છે, વળી અવક્તવ્ય લાગે છે, એમ અનેક રૂપે તે દેખાય છે. વળી સાતે નયો તેને જૂદા જૂદા આકારમા બતાવે છે. આવું તેનું સ્વરૂપ તો કોઇ નિષ્પક્ષ થઇને જુએ તો જ દેખી શકે છે, જાણી શકે, સમજાવી શકે છે, ને તેવા તો જગતમા વિરલા જ હોય છે; પોતાના મતમા આસક્ત હોય તે તેને સમજાવી શકતા નથી, બતાવી શકતા નથી, જોઈ શકતા નથી. સત્યને સત્ય ન માનતા પોતાનું સત્ય માનવારૂપ મતના આગ્રહમા જે મસ્ત બની ગયા હોય તે તેને કેવી રીતે દેખી શકે ? આ જ મહાત્મા અભિનંદન સ્વામીના સ્તવનમા કહે છે કે—

અભિનંદન જિન દરશન તરસીએ, દરશન દુર્લભ દેવ;
મત મત ભેદે રે જો જઇ પૂછીએ, સહુ થાપે અહમેવ. અભિ૦
સામાન્યે કરી દરશન દોહલું, નિરણુય સકલ વિશેષ,
મદમે ઘેર્યો રે અંધો કિમ કરે, રવિ શશિ રૂપ વિલેખ. અભિ૦

જે પોતાના મતમા મસ્ત હોય તે તેને એક સ્વરૂપે જ જુએ છે. તેથી કોઈ તેના કર્તા ઇશ્વરને માને છે, કોઈ તેનામા અને ઇશ્વરમા અભેદ જુએ છે, કોઇ તેને ઇશ્વરાંશ માને છે, કોઇ પુરુષ પ્રકૃતિનો ભેદ પાડી તેને પ્રકૃતિયુક્ત માને છે, કોઈ તેને ક્ષણિક માને છે, કોઇ તેને માનતા જ નથી, તે છે એમ જોઇ પણુ શકતા નથી, એક નયની અપેક્ષા લઈ તેને એક જ આકારમા કેટલાકો જુએ છે, પણુ તેનુ સામાન્ય સ્વરૂપ સર્વ નય ધ્યાનમા લઇ ગુણુપર્યાયના વિવેચનપૂર્વક, સપ્તભંગી આદિ પ્રમાણુજ્ઞાન અને નયજ્ઞાનના વિશિષ્ટ જ્ઞાન સાથે જાણુનાર વિરલ પ્રાણી હોય છે

આ પદ શ્રી આનંદઘનજી મહારાજનું વિશિષ્ટ ધાર્મિક જ્ઞાન બતાવી આપે છે. જેઓએ

નયજ્ઞાનનું સ્વરૂપ સમુચ્ચયે જૈન તર્કપરિજ્ઞાન બહુ અવલોકન કરીને કર્યું હોય તેઓ સમજી શકશે કે એ મહાત્મા ઉપર ઉપરના જ્ઞાનવાળા શુષ્ક અધ્યાત્મી નહોતા, પણ વિશિષ્ટ બોધવાળા અને વસ્તુની ઊંડાઇએ જનારા તીવ્ર બોધ સાથે વિવેકપૂર્વક વર્તન કરનારા મહાત્મા હતા. 'હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ' એ વાક્ય લખનાર નયવાદના રહસ્યને પદના આકારમા અદ્ભુત રીતે ઉતારી શક્યા હતા એ હકીકત માન ઘણું ઉપજાવે એવી છે છેવટે એ મહાત્મા કહે છે કે—

सर्वमयी सरवगी माने, न्यारी सत्ता भावे;
आनदघन प्रभु वचन सुधारस, परमारथ सो पावे अवधु० ४

"(કોઈ) પરમાત્માને સર્વવ્યાપી અને સર્વજ્ઞ માને છે અને તેની સત્તા જુદી માને છે, પણ આનંદઘનરૂપ ભગવાનના વચનામૃતના રસને તો તે જ (નયવાદરસની બાજીને જાણનાર જ) જાણે છે જે જ્ઞાને કરી સર્વ માને અને આત્મદ્રવ્યને જુદો માને તે પરમાર્થ પામે છે"

ભાવ—વેદાન્તીઓ પરમાત્માને સર્વવ્યાપી અને સર્વજ્ઞ માને છે એ જળમાં, સ્થળમા, પર્વતના શિખર ઉપર અને જંગલમા સર્વ જગ્યાએ પરમાત્મા વ્યાપી રહ્યા છે એમ માને છે અને તેની સત્તા ન્યારી છે જુદી છે એમ માને છે તેઓ તત્ત્વજ્ઞાનનું ખરું રહસ્ય પામતા નથી એ જ વાક્યને જેઓ બરાબર સમજે છે તેઓ પરમાર્થ સમજી શકે છે, અપેક્ષાએ તેઓ આત્માને સર્વવ્યાપી માને છે એટલે એને સર્વ વસ્તુનો બોધ કૈવલ્યદશામા પ્રત્યક્ષ રીતે થાય છે તેથી તદપેક્ષયા તેને સર્વવ્યાપી માને છે તે નયાપેક્ષી જ્ઞાન થયું વળી પરોક્ષ જ્ઞાનથી પણ જ્યારે તે સામાન્ય જીવને સર્વ વસ્તુનો સામાન્યપણે બોધ થાય છે ત્યારે તે આત્માનો સર્વ વસ્તુ સાથેનો સંબંધ વિચારી તેનો ખ્યાલ કરે છે, તેનું નિરીક્ષણ કરે છે અને તેના રસનું આસ્વાદન કરે છે એટલે તેને તદપેક્ષયા સર્વવ્યાપી કહી શકાય; પરંતુ પરમાત્મદશામા તેની સત્તા તો ન્યારી જ રહે છે જ્યોતિમા જ્યોત મળી જાય છે એમ માનનાર ભ્રમણામાં પડે છે સિદ્ધસ્થાન એક જ છે, પરંતુ ત્યાં પણ વ્યક્તિત્વ તો દરેક આત્માનું સ્વતંત્ર રહે છે, અવગાહના જુદી જ પડે છે એમ તે જાણે-એટલે કે આ જીવ શ્રીવીરનો, આ ગૌતમસ્વામીનો, આ આદિનાથ ભગવાનનો એમ અલગ અલગ સત્તા તો મોક્ષમા પણ રહે છે આવી ન્યારી સત્તા દરેક આત્માની સિદ્ધ દશામા સમજે અને સર્વવ્યાપીપણાનો ખોટો ખ્યાલ મૂકી દે અને તેમ કરી આનંદસમૂહરૂપ ભગવાનના વચનામૃતનું પાન કરે ત્યારે તે ખરી પરમાર્થ—વસ્તુતત્ત્વના રહસ્યને જાણે અને પ્રાપ્ત કરે

૪ સર્વમયી=સર્વવ્યાપી. સરવંગી=સર્વજ્ઞ. ન્યારી=જુદી. ભાવે=માને સુધારસ=અમૃતરસ. પરમારથ=રહસ્ય. સો=તે. પાવે=પ્રાપ્ત કરે.

વેદાતના મત પ્રમાણે માયાથી ભિન્નતા દેખાય છે પણ સર્વનો અભેદ છે એ વાદમા એટલે કે અદ્વૈતવાદમાં વિરોધ બહુ આવે છે. એમાં ઈશ્વરકર્તૃત્વ તો રહેતું નથી અને તેથી જ શાકર ભાષ્યમાં કર્તૃત્વનુ ખંડન શંકરાચાર્યે કર્યું છે. આ પ્રમાણે હોવાથી તેનું પરિણામ શૂન્યવાદમાં આવે છે. વ્યક્તિત્વ જ જ્યા પડી શકતું નથી ત્યાં કર્માવરણ ખસેડવાની કે એકાકાર થવાની જરૂરિયાત પણ અસ્થાને પ્રયાસ જેવી જણાય છે. જૈનશાસ્ત્રકાર નયજ્ઞાનથી જીવ અને પરમાત્માનો અભેદ તો સ્વીકારી શકે છે, પણ અવગાહના તરીકે વ્યક્તિત્વ તો તેનું ન્યારું રહે છે એ સ્પષ્ટ રીતે બતાવી આપે છે.* આવી નટનાગરની બાજી છે. એ જરામાં એક દેખાય છે, વળી અનેક દેખાય છે, છે એમ દેખાય છે, અને નથી એમ દેખાય છે, ઉપજે છે, વિણસે છે, છતાં પણ નિરંતર સ્થિર રહે છે, કોઈને તે સર્વવ્યાપી દેખાય છે, કોઇને વ્યકત સ્વરૂપ દેખાય છે, કોઇને તે દેખાતો જ નથી. આ પ્રમાણે તેણે જે મદારીની રમત માડી છે તે સમજવી બહુ મુશ્કેલ છે. એ કોઈ સામાન્ય પ્રાણીઓ–હામજીભામજી સમજી શકે એમ જણાતું નથી. એનું રહસ્ય સમજવા માટે સર્વજ્ઞ મહારાજ જ યોગ્ય છે.

આ પદનો અર્થ લખતી વખતે દેવચંદ્રજી મહારાજના આગમસાર અને નયચક્રસાર તેમ જ શ્રીમદ્યશોવિજયજીના દ્રવ્યગુણપર્યાયના રાસનો આધાર લેવામાં આવ્યો છે. જૈન તર્કનું પરિજ્ઞાન મેળવવા યોગ્ય છે અને જૈનશાસ્ત્રની એ કૂચી છે એટલું બતાવવાનો હેતુ અત્ર એટલો જ છે કે એ જ્ઞાન–તેના નય–નિક્ષેપ–ભંગ–પ્રમાણ સાથે મેળવવા રુચિ થાય. એ જ્ઞાન જૈન શાસ્ત્રકારોએ બહુ વિદ્વત્તાપૂર્વક અનેક ગ્રથોમા ભર્યું છે.

આ પદના અર્થમા ગહન અર્થવાળો ભાગ ઘણો હોવાથી તેને સરલ કરવા માટે અભ્યાસ કરીને લેખ લખવામા આવ્યો છે છતા કોઇ જગ્યા પર વિરુદ્ધતા લાગે તે વિદ્વાનો જણાવવા કૃપા કરશે થયેલી સ્ખલના આભાર સાથે ગ્રહણ કરવામા અને તદનુસાર સુધારો કરવામા કોઇ જાતનો વાધો નથી. બાકી હકીકત એમ છે કે આ ચેતનજી પોતે અનેક ગુણરત્નોથી ભરેલ મહાસમુદ્ર છે અને પોતે સર્વજ્ઞ, સર્વદર્શી, પરમાત્મસ્વરૂપ, નિરંજન નિરાકારના આદિશક્તિગત અનેક ગુણોના ધારણ કરનાર હોવાથી તેના સ્વરૂપને સમજવા બહુ સારો પ્રયાસ કરવો જોઇએ એની સ્વરૂપવિચારણામા જેટલો વખત કાઢવામાં આવશે તે મહાલાભ કરનાર નિવડશે અને તે ભાવ એક વખત વિચારણામા આવી જશે એટલે પછી તે સબધી વિશેષ ચર્વણ થતું જશે અને છેવટે ઉત્ક્રાન્તિમા બહુ મોટો લાભ થશે. આ ભાવને જાણવાનો પ્રયાસ થતા બીજા સર્વ ભાવો સ્વાભાવિક રીતે જ સમજાઇ જશે. એક જગ્યા પર શાસ્ત્રકાર કહે છે કે—

एको भाव सर्वभावस्वभावः, सर्वे भावा एकभावस्वभावा ।
एको भावस्तत्त्वतो येन बुद्ध, सर्वे भावास्तत्त्वतस्तेन बुद्धाः ॥

* આ સબંધી વિશેષ વિવેચન માટે જુઓ ચાલીશમા પદ ઉપરનું વિવેચન

આત્માનો એક જ્ઞાનભાવ જ એટલો વિશાળ છે કે એનું યથાર્થ જ્ઞાન થાય તો બીજા સર્વ ભાવો તેમાં પ્રતિબિંબિત થઈ જાય. એક ભાવ સર્વ ભાવોના સ્વભાવરૂપ છે, અને સર્વ ભાવો એક ભાવના સ્વભાવરૂપ છે તેટલા માટે જે એક ભાવનો બરાબર અભ્યાસ કરે છે તે સમસ્ત ભાવોને જાણે છે એમ સમજવું આટલા માટે આત્મજ્ઞાન અને ખાસ કરીને આત્માના જ્ઞાનગુણ જેવો એક ભાવ જો બરાબર સમજવામાં આવે તો ઘણો લાભ થાય એ કહેવાની જરૂર રહેતી નથી. આટલો સામાન્ય લેખ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા તરફ પ્રેરણા કરે, તેને માટે તત્ત્વજિજ્ઞાસા ઉત્પન્ન કરે અને તે તરફ રુચિ પ્રગટાવે એ હેતુથી લખવામાં આવ્યો છે વિષયની ગંભીરતા પ્રમાણે તેના પર એક આખો ગ્રંથ લખાય તો પણ તેમાં બહુ વક્તવ્યતા રહે એ તો ઉપર ઉપરથી વાંચનાર પણ સમજી શકે તેમ છે

---

## પદ છઠ્ઠું

### સાખી

***आतम अनुभव रसिक को, अजब सुन्यो बिरतंत;**
**निर्वेदी वेदन करे, वेदन करे अनंत**

"આત્મસ્વરૂપના યથાર્થ જ્ઞાનના રસીઆ સંબંધી અમે આશ્ચર્યકારક હેવાલ સાંભળ્યો છે. વેદ રહિત કેવળી ભગવાન તેને વેદી-જાણી શકે છે (અને વળી) તેઓ અંતરહિતપણે જાણી શકે છે"

ભાવ—આનંદઘનજીના પદોમાં અવારનવાર જે સાખીઓ આવે છે તે બહુ અર્થ ઘટના યુક્ત અને ગંભીર આશયવાળી હોવા સાથે કવિત્વનો અપૂર્વ ભાસ કરાવનારી હોય છે સર્વ મળીને ૭ સાખી પદોમાં આવે છે, પણ એનું પદલાલિત્ય અને અર્થગૌરવ અતિ અસરકારક છે, તે પ્રત્યેક પ્રસંગે વિચારવાથી જણાશે. બહુધા દરેક સાખીમાં શ્લેષ, વિરોધાભાસ અથવા ઉભય અલંકાર મૂકવામાં આવ્યા હોય છે

અનુભવ એટલે યથાર્થ સ્વરૂપનો અવબોધ. એના સંબંધમાં ચોથા પદમાં વિવેચન કરવામાં આવ્યું છે જ્યાં સુધી અનુભવજ્ઞાન જાગ્રત થતું નથી ત્યાં સુધી વસ્તુતત્ત્વે કોઈ પણ ધાર્મિક ક્રિયામાં કે કાર્યમાં રસ પડતો નથી. અનુભવજ્ઞાન યોગીનું કર્તવ્યક્ષેત્ર છે. વ્યવહારના નજીવા અને મોટા સર્વ પ્રસંગોમાં વર્તનોમાં અને વહનોમાં તે એક એવા પ્રકારની સરખાઈ જુએ છે, એક એવો મહાન્ નિયમ જુએ છે કે એને હર્ષ કે શોકના પ્રસંગો

---

* રસિક=રસીઆ અજબ=આશ્ચર્યકારક બિરતંત=વૃત્તાંત હકીકત. નિર્વેદી=વેદરહિત. શ્રી પુરુષ નપુંસક વેદ રહિત એટલે કેવળી ભગવાન. વેદન=જાણવું તે. અનંત=અપાર

અસર કરી શકતા નથી, એને વ્યગ્રતાની ઉપાધિ થતી નથી, એના મનની સ્થિતિસ્થાપકતા જ્ઞાનની અસર તળે બરાબર સર્વાવસ્થામાં જળવાઇ રહે છે અનુભવના જ્ઞાનને લઇને તે સર્વ વસ્તુઓને અનાદિ સબધથી જુએ છે, એનું અવલોકનક્ષેત્ર એટલું વિશાળ થઇ જાય છે કે એ પ્રત્યેક કાર્યમા બહુ વિશાળ દૃષ્ટિથી જોઈ શકે છે. એને વિષયોનું વિરસપણુ, કષાયોનું કલુષિતપણું, ઇદ્રિયોનું પરપણુ પ્રત્યક્ષ દેખાય છે અને ખાસ કરીને એને જીવનો પુદ્ગલ સાથેનો સંબંધ અને કર્મકૃત વિચિત્રાવસ્થા એવી પ્રત્યક્ષ દેખાય છે કે ગમે તેવા સાકડા પ્રસંગમા તે અસ્તવ્યસ્ત થઇ જતો નથી આવા અનુભવજ્ઞાનીઓ કોઇ ઉપર ક્રોધ કરતા નથી, પોતે અભિમાન, કપટ કે છળ કરતા નથી. તેઓ સમજે છે કે અન્ય ઉપર ક્રોધ કરવાનુ કારણ શું હોઇ શકે ? આવી રીતે વિશાળ ક્ષેત્ર પર નજર કરવાથી પોતાનાં તથા અન્યના અરસપરસ કાર્યોનો અને પોતાના જૂદા જૂદા વર્તનોનો તેને એવો સતોષકારક ખુલાસો મળી જાય છે કે તેના પ્રત્યેક કાર્યમા એક જાતની મૃદુતા આવી જાય છે, એક જાતની સ્નિગ્ધતા આવી જાય છે, એક પ્રકારની મીઠાશ આવી જાય છે. એ કદાચ સાસારિક કાર્ય કરે તો પણ એની ગૃદ્ધિ તાદાત્મ્યરૂપે કદિ જોવામાં આવશે નહિ, એ ધાર્મિક કાર્ય કરશે તો એમા ઉપયોગ-વિવેકવિચારણાનો સ્પષ્ટ આવિર્ભાવ થશે, એના વિચારોમા, એની ભાષામા, એની કાર્ય-પ્રણાલીમાં એક એવો ભાવ પ્રગટ થાય છે કે જે સામાન્ય વ્યક્તિઓમા કદી જણાતો નથી

આવા પ્રકારનો આત્માનુભવ પ્રાપ્ત કરવામા જે રસીઓ થયો હોય તેનુ અમે આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું વૃત્તાત સાભળ્યું છે. અનુભવીની વાત ઉપર જણાવી તેવી છે. તે મનસા, વચસા અને કર્મણા એક સરખા હોવાથી તેની છાપ સામા મનુષ્ય ઉપર બહુ સારી પડે છે. અનુભવજ્ઞાનમા જે રસીઆ હોય તેની વાત પણ અમે એવી અજબ જેવી સાભળી છે જે વસ્તુમા કે વિષયમા રસ પડે તેમા આનદ આવે છે તેથી અનુભવરસિકનું વૃત્તાત એવા પ્રકારનુ આનદઘનજી મહારાજે સાભળ્યુ એ બરાબર યુક્ત છે આનદઘનજી જેવા યોગી પણ કહે છે કે-તેમણે અનુભવરસિકનુ વર્તન કેવુ હોય તે સાભળ્યુ છે અને તેવુ અનુભવજ્ઞાન પોતાને પ્રાપ્ત કરવાની ઇચ્છા છે એ વચનથી નમ્રતા બતાવી છે. પોતામા અનુભવજ્ઞાન જાથત્ થયુ છે એમ માનીને તેઓ ચાલતા નથી.

વેદ ત્રણ છે. તે ઉદયમાથી નવમા ગુણસ્થાનકે જાય છે અને સત્તામાથી પણ નવમા ગુણસ્થાનકે* જાય છે. નિર્વેદી તે કેવલી ભગવાન સયોગી ગુણસ્થાનકે વર્તનારા સમજવા અનુભવજ્ઞાનનો મહિમા નિર્વેદી વેદન કરી શકે છે, જાણી શકે છે અને વળી તે એવી રીતે જાણી શકે કે એ જ્ઞાનનો અત ન આવે, અનત જ્ઞાનપ્રાપ્તિમા અનુભવજ્ઞાનપ્રાપ્તિ પણ સમાઇ

* ક્ષપકવાળાને નવમે ગુણઠાણે જાય છે ઉપશમવાળાને તો ૧૦ મે ૧૧ મે પણ રહે છે, જતા જ નથી

જાય છે અનુભવજ્ઞાનનો પ્રકાશ તો ચતુર્થ ગુણસ્થાનકથી પડવા માંડે છે પણ તેમાં ક્રમે ક્રમે વૃદ્ધિ થતી જાય છે અત્ર વેદી શબ્દ પર શ્લેષ છે જેને વેદ નથી તે વેદન કરે છે એ ભાવ ઉપર સમજાવ્યો છે

સમયસાર નાટકમાં કહે છે —

> 'વસ્તુ વિચારત ધ્યાવતે, મન પાવે વિશ્રામ;
> રસ સ્વાદત સુખ ઉપજે, અનુભવ યાકો નામ '

જે વસ્તુવિચારણા કરતાં મનમાં સ્થિરતા થાય અને રસનું આસ્વાદન કરતાં સુખ ઉપજે તેનું નામ અનુભવ કહે છે આવા અનુભવજ્ઞાનને પ્રાપ્ત કરવાની આવશ્યકતા અત્ર બતાવી તેની મહત્વતા સમજાવી છે

રાગ—રામગ્રી

> माहारो बालुडो सन्यासी, देह देवल मठवासी माहारो०
> ईडा पिंगला मारग तजी जोगी, सुषमना घर वासी;
> ब्रह्मरंध्र मधी आसन पूरी बाबु, अनहद तान* बजासी माहारो० ॥ १ ॥

મારો બાળોભોળો આ આત્મા ત્યાગી થઈ તે દેહદેવળરૂપ મઠમાં રહે છે, ઈડા અને પિંગળા નાડીનો માર્ગ તજી દઈ સુષુમ્ણા નાડીના ઘરમાં વાસ કરે છે, (અને પછી) બ્રહ્મરંધ્રમાં શ્વાસને પૂરીને (ચેતનજી) અનાહત નાદ બજાવે છે—સાંભળે છે "

ભાવ—આ પદમાં યોગની વાત બહુ વિસ્તારથી કહેલી છે તેથી તે પર કેટલુંક વિવેચન આવશે તે વિચારીને ધ્યાન રાખવું મારો બાળોભોળો ચેતન સન્યાસી—ત્યાગી થઈ દેહ દેવળરૂપ મઠમાં રહે છે સન્યાસી એટલે ત્યાગી. વર્ણાશ્રમ ધર્મ માનનારા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત એ ચાર આશ્રમ માને છે ચોથા આશ્રમમાં ગૃહનો ત્યાગ કરી ઋષિનું જીવન વહન કરવાની ફરમાશ હોય છે બ્રહ્મચર્ય આશ્રમમાં વિદ્યાભ્યાસ, ગૃહસ્થાશ્રમમાં ધનપ્રાપ્તિ અને પુત્ર—પરિવારનું પોષણ વાનપ્રસ્થમાં સપરિગ્રહત્યાગવૃત્તિ અને ચતુર્થ આશ્રમમાં નિસંગવૃત્તિનો અનુભવ કરવાનો ધર્મ બતાવ્યો છે એ ચતુર્થ આશ્રમવાળાને સન્યાસી કહેવામાં આવે છે હાલમાં તો એ આશ્રમવાળાઓમાં અનેક પ્રકારની ખટપટ, પ્રપંચો અને આશાઓ જોવામાં આવે છે પરંતુ તેનો આદર્શ ત્યાગનો છે તે આશ્રમમાં

---

* તાન સ્થાને નાદ પાઠ ક્વચિત્ દૃષ્ટિગોચર થાય છે

૧ બાલુડો=બાળોભોળો. સન્યાસી=જોગી, સન્યસ્ત ધારણ કરેલ તપસ્વી. દેહ=શરીર. મઠ=સન્યાસીઓનું સ્થાન. ઇડા=ડાબી નાડી પિંગળા=જમણી નાડી. મારગ=માર્ગ પ્રવાહ. સુષમના=સુષુમ્ણા મધ્ય નાડી. ઘરવાસી=ઘરમાં જ્યારે વાયુ આવે ત્યારે. બ્રહ્મરંધ્ર=તાળુપ્રદેશ. મધી=મધ્યે, માં. આસન=શ્વાસ. અનહદ તાન=અનાહત નાદ. બજાસી=સાંભળીશ.

વર્તતા મનુષ્યો પોતાના ઘરનો ત્યાગ કરી મઠમા રહે છે અને યોગમાર્ગની આરાધના કરે છે. અહીં આનંદઘન મહારાજ કહે છે કે-મારો ભોળોભોળો ચેતન ત્યાગનો રસ્તો કાઇક જાણી સંન્યાસી થાય છે અને તે અવસ્થામા જેમ સન્યાસી શૃગેરી શારદાપીઠ વિગેરે મઠમા રહે છે તેમ મારો ભોળોભોળો ચેતન દેહદેવળરૂપ મઠમા રહે છે દેહ એટલે શરીર, એ આત્માને રહેવાનું સ્થાન છે અને તેનો સદુપયોગ થાય તો તે ધર્મસાધન-યોગમાર્ગમા પ્રગતિ અને છેવટે મોક્ષપ્રાપ્તિનું ઉત્તમ કારણ છે તેથી તે જેમ સસારની વૃદ્ધિ કરનાર છે તેમ દેવળનું પણ કામ બજાવે છે એવા દેહદેવળમા રહેલો શુદ્ધ દશા પ્રાપ્ત કરવા ઇચ્છા રાખતો બાળ ચેતન યોગસાધના કરે છે તે વખતે શુ કરે છે તે બતાવે છે.

શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રના પચમ પ્રકાશમા અન્ય યોગગ્રંથકારોની અપેક્ષાએ યોગની પ્રક્રિયા જણાવતા કહે છે કે-જ્યા મન છે ત્યા પવન છે અને જ્યા પવન છે ત્યા મન છે અને એ બન્નેની ક્રિયા એક સરખી હોવાથી ક્ષીરનીરની પેઠે તેઓ જોડાઇને રહેલા છે આમાથી એકનો નાશ થયે બીજાનો નાશ થાય છે અને એક હોય તો બીજું પણ હોય જ છે.* આથી પવનના સચાર અને તેના ભેદ-વિભેદ સાથે તેના પર જય કેવી રીતે મળી શકે તેનું સ્વરૂપ સમજવાની જરૂર છે; કારણ પવનનો જય થવાથી ઇંદ્રિયાદિનો જય થાય છે અને છેવટે મોક્ષ પણ તેથી પ્રાપ્ત થાય છે એ પ્રાણને ઓળખવા માટે તેની નાડીઓનું સ્વરૂપ જાણવું જોઇએ. ડાબી બાજુની નાડીને ચંદ્ર નાડી અથવા ઇડા નાડી યોગમાર્ગમા કહેવામા આવે છે, જમણી બાજુની નાડીને સૂર્ય નાડી અથવા પિગલા નાડી કહે છે અને બન્ને ( ડાબી તથા જમણી ) નાડી સાથે ચાલતી હોય તેને સુષુમ્ણા નાડી કહે છે.× સર્વ ગાત્રોમા અમૃત પેઠે આનંદ આપનાર ચદ્ર નાડી શુભ સૂચવનાર છે અને સૂર્ય નાડી ( જમણી બાજુનો પ્રવાહ ) અનિષ્ટ સૂચવનાર છે. મહાસિદ્ધિ અને મોક્ષ આપનાર યોગમાર્ગમા વધારો કરનાર અથવા કરવા ઇચ્છનારને સુષુમ્ણા નાડી બહુ હિત કરનાર છે અભ્યુદય વિગેરે ઉત્તમ કાર્યોમા ઇડા નાડી-ચદ્ર સ્વર ઇષ્ટ છે અને યુદ્ધ, આહાર, સભોગાદિ દીપ્ત કાર્યમા પિગળા નાડી ઇષ્ટ છે † ક્યા દિવસે કઈ નાડી પ્રશસ્ત અપ્રશસ્ત ગણાય, કયા કાર્યો કરતી વખતે કઇ નાડી હોવી જોઇએ અને અમુક લાબા વખત સુધી એક જ નાડીનો પ્રવાહ ચાલ્યા કરે તો તેનુ ફળ શુ થાય અને છેવટે કાળજ્ઞાન, મૃત્યુ-સમયનો નિર્ણય પણ નાડીસચારના જ્ઞાનથી કેવી રીતે થાય એ સબધી બહુ લંબાણથી ઉલ્લેખ યોગના વિશેષ ગ્રથોમા જોવામા આવે છે જેઓને એ વિષયનો અભ્યાસ કરવાની રુચિ હોય તેમણે યોગશાસ્ત્રનો પાચમો અધિકાર ૬૧ મા શ્લોકથી વાચવો. તે જ હકીકત શુભચંદ્રાચાર્યવિરચિત જ્ઞાનાર્ણવ ગ્રથના ૨૯ મા પ્રકરણમા પણ વિસ્તારથી બતાવી છે

---

* યોગશાસ્ત્ર પચમ પ્રકાશ, શ્લોક ૨-૩

× યોગશાસ્ત્ર પચમ પ્રકાશ, શ્લોક ૬૧. † સદર શ્લોક ૬૪.

જાય છે અનુભવજ્ઞાનનો પ્રકાશ તો ચતુર્થ ગુણસ્થાનકથી પડવા માંડે છે પણ તેમાં ક્રમે ક્રમે વૃદ્ધિ થતી જાય છે અત્ર વેદી શબ્દ પર શ્લેષ છે : જેને વેદ નથી તે વેદન કરે છે એ ભાવ ઉપર સમજાવ્યો છે

સમયસાર નાટકમાં કહે છે—

> 'વસ્તુ વિચારત ધ્યાવતે, મન પાવે વિશ્રામ;
> રસ સ્વાદત સુખ ઉપજે, અનુભવ યાકો નામ '

જે વસ્તુવિચારણા કરતા મનમાં સ્થિરતા થાય અને રસનુ આસ્વાદન કરતાં સુખ ઉપજે તેનુ નામ અનુભવ કહે છે આવા અનુભવજ્ઞાનને પ્રાપ્ત કરવાની આવશ્યકતા અત્ર બતાવી તેની મહત્વતા સમજાવી છે

રાગ—રામગ્રી.

> माहारो बालुडो संन्यासी, देह देवळ मठवासी माहारो०
> ईडा पिंगला मारग तजी जोगी, सुषमना घर वासी;
> ब्रह्मरंध्र मधी आसन पूरी बाबु, अनहद तान* बजासी माहारो० ॥ १ ॥

મારો બાળોભોળો આ આત્મા ત્યાગી થઈ તે દેહદેવળરૂપ મઠમાં રહે છે, ઈડા અને પિંગળા નાડીનો માર્ગ તજી દઈ સુષુમ્ણા નાડીના ઘરમા વાસ કરે છે, (અને પછી) બ્રહ્મરંધ્રમાં શ્વાસને પૂરીને (ચેતનજી) અનાહત નાદ બજાવે છે—સાંભળે છે "

ભાવ—આ પદમા યોગની વાત બહુ વિસ્તારથી કહેલી છે તેથી તે પર કેટલુંક વિવેચન આવશે તે વિચારીને ધ્યાન રાખવુ મારો બાળોભોળો ચેતન સંન્યાસી—ત્યાગી થઈ દેહ દેવળરૂપ મઠમા રહે છે સંન્યાસી એટલે ત્યાગી. વર્ણાશ્રમ ધર્મ માનનારા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમ માને છે ચોથા આશ્રમમા ગૃહનો ત્યાગ કરી અનિત્ય જીવન વહન કરવાની ફરમાશ હોય છે બ્રહ્મચર્ય આશ્રમમા વિદ્યાભ્યાસ, ગૃહસ્થાશ્રમ મા ધનપ્રાપ્તિ, અને પુત્ર—પરિવારનુ પોષણ, વાનપ્રસ્થમા સપરિગ્રહત્યાગવૃત્તિ અને ચતુર્થ આશ્રમમા નિઃસંગવૃત્તિનો અનુભવ કરવાનો ધર્મ બતાવ્યો છે એ ચતુર્થ આશ્રમવાળાને સંન્યાસી કહેવામા આવે છે હાલમા તો એ આશ્રમવાળાઓમા અનેક પ્રકારની ખટપટ, પ્રપંચો અને આશાઓ જોવામા આવે છે પરંતુ તેનો આદર્શ ત્યાગનો છે તે આશ્રમમા

---

* તાન સ્થાને નાદ પાઠ ક્વચિત્ દૃષ્ટિગોચર થાય છે

૧ બાલુડો=બાળોભોળો સંન્યાસી=જોગી, સંન્યસ્ત ધારણ કરેલ તપસ્વી. દેહ=શરીર. મઠ=સંન્યાસીઓનુ સ્થાન. ઈડા=ડાબી નાડી પિંગળા=જમણી નાડી. મારગ=માર્ગ પ્રવાહ. સુષમના=સુષુમ્ણા, મધ્ય નાડી. ઘરવાસી=ઘરમાં જ્યારે વાયુ આવે ત્યારે. બ્રહ્મરંધ્ર=તાળુપ્રદેશ. મધી=મધ્યે, માં. આસન=શ્વાસ. અનહદ તાન=અનાહત નાદ. બજાસી=સાંભળીશ.

વર્તતા મનુષ્યો પોતાના ઘરનો ત્યાગ કરી મઠમા રહે છે અને યોગમાર્ગની આરાધના કરે છે. અહીં આનદઘન મહારાજ કહે છે કે-મારો ભાળોભોળો ચેતન ત્યાગનો રસ્તો કાઇક જાણી સન્યાસી થાય છે અને તે અવસ્થામા જેમ સન્યાસી શૃગેરી શારદાપીઠ વિગેરે મઠમા રહે છે તેમ મારો ભાળોભોળો ચેતન દેહદેવળરૂપ મઠમા રહે છે. દેહ એટલે શરીર, એ આત્માને રહેવાનુ સ્થાન છે અને તેનો સદુપયોગ થાય તો તે ધર્મસાધન-યોગમાર્ગમા પ્રગતિ અને છેવટે મોક્ષપ્રાપ્તિનું ઉત્તમ કારણ છે તેથી તે જેમ સસારની વૃદ્ધિ કરનાર છે તેમ દેવળનું પણ કામ બજાવે છે એવા દેહદેવળમા રહેલો શુદ્ધ દશા પ્રાપ્ત કરવા ઇચ્છા રાખતો બાળ ચેતન યોગસાધના કરે છે તે વખતે શુ કરે છે તે બતાવે છે.

શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રના પંચમ પ્રકાશમા અન્ય યોગગ્રંથકારોની અપેક્ષાએ યોગની પ્રક્રિયા જણાવતા કહે છે કે-જ્યા મન છે ત્યા પવન છે અને જ્યા પવન છે ત્યા મન છે અને એ બન્નેની ક્રિયા એક સરખી હોવાથી ક્ષીરનીરની પેઠે તેઓ જોડાઇને રહેલા છે. આમાથી એકનો નાશ થયે બીજાનો નાશ થાય છે અને એક હોય તો બીજું પણ હોય જ છે* આથી પવનના સંચાર અને તેના ભેદ-વિભેદ સાથે તેના પર જય કેવી રીતે મળી શકે તેનુ સ્વરૂપ સમજવાની જરૂર છે, કારણ પવનનો જય થવાથી ઇંદ્રિયાદિનો જય થાય છે અને છેવટે મોક્ષ પણ તેથી પ્રાપ્ત થાય છે એ પ્રાણને ઓળખવા માટે તેની નાડીઓનું સ્વરૂપ જાણવું જોઇએ. ડાબી બાજુની નાડીને ચદ્ર નાડી અથવા ઇડા નાડી યોગમાર્ગમા કહેવામા આવે છે, જમણી બાજુની નાડીને સૂર્ય નાડી અથવા પિગલા નાડી કહે છે અને બન્ને (ડાબી તથા જમણી) નાડી સાથે ચાલતી હોય તેને સુષુમ્ણા નાડી કહે છે.× સર્વ ગાત્રોમા અમૃત પેઠે આનંદ આપનાર ચદ્ર નાડી શુભ સૂચવનાર છે અને સૂર્ય નાડી (જમણી બાજુનો પ્રવાહ) અનિષ્ટ સૂચવનાર છે મહાસિદ્ધિ અને મોક્ષ આપનાર યોગમાર્ગમા વધારો કરનાર અથવા કરવા ઇચ્છનારને સુષુમ્ણા નાડી બહુ હિત કરનાર છે. અભ્યુદય વિગેરે ઉત્તમ કાર્યોમા ઇડા નાડી-ચદ્ર સ્વર ઇષ્ટ છે અને યુદ્ધ, આહાર, સભોગાદિ દીપ્ત કાર્યમા પિગળા નાડી ઇષ્ટ છે† ક્યા દિવસે કઈ નાડી પ્રશસ્ત અપ્રશસ્ત ગણાય, ક્યા કાર્યો કરતી વખતે કઇ નાડી હોવી જોઇએ અને અમુક લાબા વખત સુધી એક જ નાડીનો પ્રવાહ ચાલ્યા કરે તો તેનુ ફળ શુ થાય અને છેવટે કાળજ્ઞાન, મૃત્યુ-સમયનો નિર્ણય પણ નાડીસચારના જ્ઞાનથી કેવી રીતે થાય એ સબધી બહુ લંબાણથી ઉલ્લેખ યોગના વિશેષ ગ્રથોમા જોવામા આવે છે જેઓને એ વિષયનો અભ્યાસ કરવાની રુચિ હોય તેમણે યોગશાસ્ત્રનો પાચમો અધિકાર ૬૧ મા શ્લોકથી વાચવો. તે જ હકીકત શુભચંદ્રાચાર્યવિરચિત જ્ઞાનાર્ણવ ગ્રથના ૨૯ મા પ્રકરણમા પણ વિસ્તારથી બતાવી છે

* યોગશાસ્ત્ર પંચમ પ્રકાશ, શ્લોક ૨-૩

× યોગશાસ્ત્ર પચમ પ્રકાશ, શ્લોક ૬૧. † સદર શ્લોક ૬૪

અને ચિદાનંદજી મહારાજે તે વિષય પર 'સ્વરોદયજ્ઞાન'ના નામથી એક પદબંધ લેખ ભાષામાં લખ્યો છે

અત્ર પ્રસ્તુત વિષયને અંગે આપણો આળોસેળો ચેતન ઇડા અને પિંગલા નાડીનો માર્ગ તજી દઈ સુષુમ્ણા નામની બન્ને બાજુથી ચાલતી નાડી પર પોતાના યોગમાર્ગનું ઘર બાંધે છે અને તેમાં તે વાસ કરે છે હકીકત એમ છે કે પ્રાણવાયુને તાલુરંધ્રથી ખેંચી અંદર ભરે તેને પૂરક કહે છે, નાભીના મધ્ય ભાગમાં રોકે તેને કુંભક કહે છે અને ભરેલા પવનને અતિ પ્રયાસથી ધીમે ધીમે બહાર કાઢે તેને રેચક પ્રાણાયામ કહે છે એક સ્થાનકેથી બીજા સ્થાનક પર—દાખલા તરીકે નાભીથી હૃદયમાં—વાયુનું આકર્ષણ કરવાના કાર્યને પ્રત્યાહાર કહેવામાં આવે છે અને એક સ્થાન પર ધારી રાખવાના કાર્યને ધારણા કહે છે અથવા ઇંદ્રિયોને વિષયોથી નિવર્તાવવી—ઇષ્ટ વિષયના સંગપ્રસંગે તે પર રાગ અને અનિષ્ટ વિષયના સંગપ્રસંગે તે પર દ્વેષ ન થવા દેવો તેને પણ પ્રત્યાહાર કહેવામાં આવે છે ઉપરોક્ત પ્રાણવાયુના સ્થાન, વર્ણ ક્રિયા અને બીજ જાણવાલાયક છે અપાનવાયુ કાળા રંગનો ગળાની પાછળની નાડીઓમાં ગુદા તથા પગના પાછળના ભાગમાં હોય છે; હૃદય, નાભી અને સર્વ સંધિસ્થાનમાં રહેલ સમાનવાયુ શ્વેત વર્ણનો હોય છે; હૃદય, કંઠ, તાલુ અને મસ્તકમાં રહેલ ઉદાનવાયુ લાલ રંગનો હોય છે ઉપર જણાવ્યું તેમ નાસિકાદ્વારા આકર્ષણ કરીને પૂરક અને રેચક પ્રાણાયામથી ગમાગમનો પ્રયોગ થાય છે અને ઉદાનવાયુને હૃદયમાં સ્થાપન કરીને ઊંચે ચઢતા રોકવાથી તેના પર જય થાય છે અને સમાનવાયુનો જય પણ રેચક અને પૂરક પ્રાણાયામથી થાય છે ત્વચા (ચામડી)માં રહેલ વ્યાનવાયુ મેઘધનુષ્યના જેવા રંગનો હોય છે અને તેના પર જય કુંભક પ્રાણાયામથી મેળવી શકાય છે આ વાયુ પર જય મેળવવાથી વ્યાધિઓનો નાશ કરી શકાય છે અને યોગગ્રંથોમાં બતાવેલ છે તે પ્રમાણે કાળજ્ઞાન પણ થઈ શકે છે પ્રાણવાયુનો જય કર્યા પછી મનની સ્થિરતા પ્રાપ્ત કરવા સારુ ધારણાનો અભ્યાસ કરવાની જરૂરિયાત રહે છે તે વિધિ નીચે પ્રમાણે છે *

શુદ્ધ જગ્યા પર આસન કરીને પ્રથમ વાયુનું રેચક કરવું, પછી ઇડા નાડીથી પગના અંગૂઠાથી બ્રહ્મરંધ્ર સુધી પૂરક પ્રાણાયામનો પ્રયોગ કરવો, તે અંગૂઠા તળીયા, પાર્ષ્ણિ, જંઘા ઘુંટણ સાથળ, ગુદા, લિંગ, નાભી, જઠર, હૃદય, કંઠ, જીભ તાલુ, નાસિકાનો અગ્ર ભાગ, નેત્ર, ભ્રુકુટી, કપાળ અને મસ્તકમાં પવનની સાથે મનને મેળવીને બ્રહ્મદ્વાર સુધી તેને ભરવો પછી પાછો તેને અંગુઠા સુધી ઉતારવો અને નાભિકમળમાં લાવી તેનું રેચન કરવું એ ધારણાના અંગનો પ્રયોગ કરતા જ્યારે પવન અંગુઠા, પાર્ષ્ણિ, જંઘા, ઘુંટણ અને સાથળમાં હોય છે ત્યારે તેનાથી શીઘ્ર ગતિ અને બળ પ્રાપ્ત થાય છે નાભિસ્થાનમાં હોય છે ત્યારે જ્વરાદિ વ્યાધિનો નાશ કરે છે જઠરમાં હોય છે ત્યારે કાયાની શુદ્ધિ કરે છે,

* જુઓ યોગશાસ્ત્ર પંચમ પ્રકાશ, શ્લોક ૨૭ થી ૩૫

હૃદયસ્થાનમા હોય છે ત્યારે જ્ઞાનનો વધારો કરે છે, જીભ, નાસિકા અને ચક્ષુમા હોય છે ત્યારે રસ, ગધ અને રૂપના જ્ઞાન માટે થાય છે, કપાળમા હોય છે ત્યારે ક્રોધનો ઉપશમ કરે છે અને બ્રહ્મદ્વારમા હોય છે ત્યારે સાક્ષાત્ સિદ્ધસ્વરૂપનુ દર્શન તેનાથી થાય છે.

આવી રીતે પ્રાણધારણના પ્રયોગ વખતે બ્રહ્મરધ્ર સ્થાનમા પવન સ્થિરતા પામે ત્યારે સાક્ષાત્ સિદ્ધનું દર્શન થાય છે અને તે વખતે એક અપૂર્વ નાદ સભળાય છે, તે નાદનું માધુર્ય એટલું સુંદર હોય છે કે તેનું સામાન્ય રીતે વર્ણન કરવુ મુશ્કેલ છે. વળી તે નાદ અટક્યા વગર ચાલ્યા કરે છે અને અનુપમ શાતિ સ્વરાજ્યમા પ્રમોદ કરાવે છે, એને યોગગ્રંથકારો **અનાહત નાદ** કહે છે. તેટલા માટે આ ગાથામા કહે છે કે સુષુમ્ણા નાડીમા સંચાર કરીને પછી જ્યારે પ્રાણવાયુને બ્રહ્મરધ્રદ્વારમા શુદ્ધ આસન પર બેસી ધારણ કરવામા આવે છે ત્યારે આ ભોળોભોળો સંન્યાસી અનાહત નાદ સાંભળે છે.

જૈન યોગાચાર્યો કહે છે કે પ્રાણાયામથી શરીર આરોગ્ય અને કાળજ્ઞાન થાય છે પણ મન સ્થિરતાને પામતુ નથી તેમજ પ્રાણના પૂરણ, રેચન, કુંભકમા પરિશ્રમ થાય છે અને તેથી મનને ઊલટું વિક્ષેપ પમાડનાર હોવાથી મોક્ષપ્રાપ્તિમા તે વિઘ્નરૂપ છે. આટલા માટે ઇદ્રિયોમાથી મનને ખેંચી લઇને અને વિષય ઉપર વિરક્ત બુદ્ધિવાળા થઇને ચિત્તને ધર્મધ્યાનમા નિશ્ચળ કરી દેવું* અન્યત્ર પણ કહ્યું છે કે–જે યોગી સંસારના દેહભોગથી વિરક્ત હોય, જેના કષાય મદ પડી ગયા હોય, જે વિશુદ્ધ ભાવ યુક્ત હોય, વીતરાગ હોય, જિતેન્દ્રિય હોય એવા યોગીને માટે પ્રાણાયામ પ્રશસા કરવા લાયક નથી† ધારણામા મન જ્યારે એક સ્થાન પર, દાખલા તરીકે બ્રહ્મરંધ્રમા, સ્થિર થાય છે ત્યારે તેથી કેટલીક પ્રતીતિઓ થાય છે અનાહત નાદ સભળાય છે એમ જે કહ્યુ તે પણ એક પ્રકારનો સ્વર છે જો કે તે સ્વકલ્પિત હોવાથી બાહ્ય ધ્વનિરૂપ નથી યોગ સાધનારને જે શબ્દ ઇષ્ટ હોય તેવો સ્વર સભળાય છે. **सोऽहम् सोऽहम्** વિચારનારને તેવો સ્વર સભળાય છે અને **अर्हम् अर्हम्** વિચારનારને તદનુસાર સ્વર સભળાય છે આ અનાહત નાદ શ્રવણની હકીકત યોગના બીનઅનુભવીને બહુ મહત્ત્વવાળી લાગે છે પણ યોગાભ્યાસીઓ એ હકીકત તે યોગમાર્ગના પ્રથમ પગથિયારૂપ જ ગણે છે અને તેમા એટલી બધી વિશેષતા દેખતા નથી.

યોગમાર્ગ પ્રમાણે આ ગાથાનો અર્થ કર્યો હવે 'સહજસમાધિ'ના અર્થમા આ ગાથા પર વિચાર કરીએ 'ઇડા' એટલે ડાબો રસ્તો–રાગનો માર્ગ અને 'પિંગલા' તે જમણો રસ્તો–દ્વેષનો માર્ગ આ રાગ દ્વેષના બન્ને માર્ગ તજી દઇને હે સન્યાસી! તુ સુષુમ્ણા એટલે મધ્યમ પ્રવાહે–મધ્યમ માર્ગે હવે વર્તીશ. અત્યાર સુધી રાગ દ્વેષના ભયંકર માર્ગ પર વિચરીને તેં બહુ હાનિ કરી છે, એ માર્ગે જવાથી તે બહુ દુખ સહન કર્યાં છે,

* યોગશાસ્ત્ર છઠ્ઠો પ્રકાશ, શ્લોક ૪–૬

† જ્ઞાનાર્ણવ પ્રકરણ ૩૦, શ્લોક ૮ મો

મતલબ તે બન્ને આલંબનવાળા માર્ગ હોવાથી ત્યાં તારું આત્મધન લૂંટી જનાર અનેક ચોરો બેઠા છે તે તને સહીસલામત કદિ પણ પાછો આવવા દે તે સમજવું નહિ. તેથી એ ફૂટ માર્ગો તજી દઇ સુષુમ્ણાનો મધ્ય માર્ગ—રાજ્યમાર્ગ ગ્રહણ કરીશ ત્યારે તને શું થશે તે કહે છે 'બ્રહ્મરંધ્ર' એટલે બ્રહ્મસ્વરૂપનો રસ્તો, શુદ્ધ આત્મસ્વરૂપનો રસ્તો, એ રસ્તામાં આસનપૂરી એટલે સ્થિર થઇશ, મતલબ જ્યારે તને શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતા પ્રાપ્ત થશે તે વખતે તેમાં તને અપાર લય લાગશે અને તું તેમાં જ તરબોળ થઇ જઇશ. સહજસમાધિના અર્થમાં અક્ષરાર્થ નીચે પ્રમાણે સમજવો. ઇડા=રાગમાર્ગ પિંગળા=દ્વેષમાર્ગ સુષુમ્ણા=મધ્યમાર્ગ, રાગ દ્વેષ રહિત માર્ગ ઘર=પરિણામ. બ્રહ્મરંધ્ર—આત્મસ્વરૂપજ્ઞાન. આસનપૂરી=સ્થિર થઇ અનહદ=અપાર. તાન=લય. બનસી=લાગશે. બાણું=બધું, ભાઇ અહીં શબ્દના મુખ્ય અને ગૌણ અર્થનો ભ્રમ થાય છે તેથી આ અર્થ વિચારવા યોગ્ય છે

આ પ્રથમ ગાથામાં યોગને અંગે જે વિચારો બતાવ્યા છે તે બહુ વિચારવા યોગ્ય છે યોગ સંબંધી સંપ્રદાયી જ્ઞાન બહુ કમી થઇ ગયું છે તેથી વાચનના પરિણામે અને અન્યત્ર તપાસ કરવાથી પ્રાપ્ત થયું છે તેનો આ પદમાં ઉલ્લેખ કર્યો છે યોગના વિષયનું પરિજ્ઞાન મેળવવામાં બહુ પ્રત્યવાયો હોવાથી જ્યાં સ્ખલના જણાય ત્યાં અભ્યાસીએ વિવેચન કરનારનું જરૂર ધ્યાન ખેંચવા વિનતિ છે યોગજ્ઞાન સંબંધી હાલ કેવી પરિસ્થિતિ છે તે પર ઉપોદ્ઘાતમાં વિશેષ ઉલ્લેખ કર્યો છે તે પર અત્ર ધ્યાન ખેંચવામાં આવે છે

यम नियम आसन जयकारी, प्राणायाम अभ्यासी,
प्रत्याहार धारणा धारी, ध्यान समाधि समासी ॥ माहारो० ॥ २ ॥

યમ નિયમ અને સિદ્ધિ કરનાર આસન, તેમ જ પ્રાણાયામનો અભ્યાસ કરી અને પ્રત્યાહાર અને ધારણા ધારણ કરી ધ્યાન અને સમાધિમાં તું લીન થઇ જશે."

ભાવ—આબોસોબો સંન્યાસી જ્યારે દેહદેવળરૂપ મઠમાં વાસો કરી યોગાભ્યાસ કરે છે ત્યારે ત્યાં શું કરે છે તે સંક્ષેપમાં ઉપર જણાવ્યું તે જ હકીકત આગળ ચલાવતાં અત્ર યોગાંગ પર વિવેચન કરે છે યોગાચાર્યો યોગના અધિકારી પ્રમાણે તેના આઠ અંગ જણાવે છે તે અનુક્રમે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ નામ ધારણ કરે છે મહાધિકારી માટે પાતંજલ યોગદર્શનકારના મત પ્રમાણે પ્રથમના પાંચ અંગ બહિરંગ હોવા સાથે અવશ્ય અપેક્ષિત છે અને ધ્યાન, ધારણા અને સમાધિ અંતરંગ હોવા સાથે તે સર્વ અધિકારી માટે સાધારણ છે અહિંસા, સત્ય,

૨. યમ=મહાવ્રત. નિયમ=થોડા વખત માટે લેવામાં આવે તે જયકારી=સિદ્ધિ કરી આપનાર, પ્રાણાયામ. પ્રત્યાહાર ધારણા, ધ્યાન અને સમાધિ માટે વિવેચન જુઓ સમાસી=તેમાં તું સમાઇ જશે, લીન થઇ જશે.

અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ યમ* કહેવાય છે. એ પાંચ યમોમાં પણ અહિંસાની મુખ્યતા છે અને બાકીના ચારનું અનુપાલન પણ અહિંસાના અનુરોધથી જ કરવાનું છે. પતંજલિના મત પ્રમાણે જાતિ, દેશ, કાળ અને સમયથી પરિચ્છેદને ન પામનારા અને સર્વ અવસ્થામા કર્તવ્યરૂપે નિશ્ચિત થયેલા આ પાચ યમને મહાવ્રત કહેવામાં આવે છે. જૈન દર્શનકાર સ્યાદ્વાદમાર્ગદર્શક હોવાથી તેમ જ એકલા શરીરને ધારણ કરનાર સૂક્ષ્મ જીવોથી માડીને પાચે ઇંદ્રિય અને મનવાળા સર્વ પ્રાણી તરફ દયા રાખનાર અને તેવી દયાનો ઉપદેશ કરનાર હોવાથી અહિંસાની આવી એકદેશીય વ્યાખ્યા જેમા વ્યક્તિ તરફ લક્ષ્ય રહે છે પણ સર્વ જીવો તરફ ધ્યાન રહેતું નથી તેવી વ્યાખ્યા કદિ કરતા નથી; તેઓ સર્વથાત્યાગની અપેક્ષા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસરીને રાખે છે છતા મહાવ્રતના સાર્વભૌમપણાને જરા પણ વ્યવચ્છેદ આવવા દેતા નથી.

શરીરની અને મનની શુદ્ધિ તે શૌચ; પ્રાણયાત્રાના પદાર્થો સિવાય અન્ય પદાર્થ મેળવવાની અસ્પૃહા તે સંતોષ; ક્ષુધા પિપાસા, શીત ઉષ્ણ આદિ દ્વંદ્વોને સહન કરવાં તથા કૃચ્છ્ર ચાદ્રાયણાદિ વ્રતો કરવા તે તપ, ઇષ્ટ મત્રનો જાપ તે સ્વાધ્યાય અને આત્મનિવેદન ભક્તિ તે ઇશ્વરપ્રણિધાન. આ શૌચ, સતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાનને નિયમ કહેવામા આવે છે. યમનુ નિરતર સેવન કરવું અને નિયમનુ પ્રસગે સેવન કરવું. આ યમ નિયમથી શુ લાભ થાય છે અને વિતર્કોનુ સ્ફુરણ થતું બંધ કેમ પડે છે તે સબંધી જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરવા યોગ્ય છે. સામાન્ય હકીકત ઉપોદ્ઘાતમાં લખી છે તેથી અત્ર પુનરાવૃત્તિ કરતા નથી જૈન યોગમાર્ગમા સમિતિ, ગુપ્તિ, ભાવના તથા ગુણવ્રત, શિક્ષાવ્રતાદિ અનેક નિયમો આ ભાગ સવિશેષપણે બજાવે છે

આસનને તૃતીય યોગાગ ગણવામા આવે છે આ અગમા સ્થાન અને શરીરના બેસવાનો પ્રકાર એ બન્નેનો સમાવેશ થઇ જાય છે. બનતા સુધી એકાત નિર્જન શાત સ્થાન પસદ કરી જે આસનથી મનની એકાગ્રતા થાય તેવા આસને ધ્યાન કરવું. અન્ય યોગદર્શનકારો ચોરાશી આસન ગણાવે છે તેમા પણ ચાર મુખ્ય છે તે સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન અને ભદ્રાસનના× નામથી ઓળખાય છે એ આસનના સબધમા નિયમ એટલો છે કે જે આસને બેસવાથી મન સ્થિર થાય, તેની વ્યથા દૂર થાય અને જેનાથી દેહનુ સ્થિરત્વ અને અચચળત્વ પ્રાપ્ત થાય તે જયકારી આસન સમજવું. જૈન યોગાચાર્યો પણ પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, પદ્માસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન, કાયોત્સર્ગ વિગેરેનુ સ્વરૂપ+ બતાવી છેવટે કહે છે કે જે આસને બેસી મનને નિશ્ચળ કરી શકાય તે આસન તે પ્રાણીને માટે સુદર સમજવુ

* પાતજલયોગદર્શન પાદ ૨, સૂત્ર ૩૦

× એ આસનોના સ્વરૂપ માટે જુઓ પાતંજલયોગદર્શનની ટીકા પાદ ૨, સૂત્ર ૩૪

+ આસનોના સ્વરૂપ માટે જુઓ યોગશાસ્ત્ર પ્રકાશ, ચોથો શ્લોક ૧૨૫-૧૩૩

પ્રાણવાયુનો આયામ એટલે રોધ કરવો તેને પ્રાણાયામ* કહે છે રેચક, પૂરક અને કુંભક એ પ્રાણાયામમાં અનુગત થયેલા છે એમ સમજવું એના સામાન્ય સ્વરૂપ પર આપણે સહજ વિચાર ઉપર કરી ગયા. એ પ્રાણાયામની ભૂમિકાનો નિર્ણય દેશ, કાળ અને સંખ્યાથી થાય છે અભ્યાસથી એ દીર્ઘ તથા સૂક્ષ્મ થાય છે પ્રાણાયામના અનેક પ્રકાર છે અને તેનાથી અનેક પ્રકારનું કાળજ્ઞાન થાય છે તેમ જ શરીરનું સ્વાસ્થ્ય સુધરી જાય છે એ ઉપરાંત પ્રાણાયામ માટે વારંવાર એમ કહેવામાં આવે છે કે મુમુક્ષુભાવવાન કોઈ પણ પ્રાણીએ યોગીશ્વર શ્રી સદ્ગુરુ વિના તેમાં કદિ પણ પ્રવેશ કરવો નહિ. પતંજલિ બીજા પાદના બાવનમા સૂત્રમાં કહે છે કે–પ્રાણાયામથી વિવેક જ્ઞાનને આવરણ કરનાર પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થાય છે, કારણ પ્રાણનો અને મનનો અત્યંત ગાઢ સંબંધ છે અને પ્રાણનો નિરોધ થવાથી અતિ સૂક્ષ્મ અગ્નિ ઉત્પન્ન થાય છે અને પરિણામે જળ ઉત્પન્ન થાય છે અને એ ત્રણવડે અંતઃકરણના (રજસ્ અને તમસ્) પાપો પીવાઈ જાય છે; આથી પ્રકાશસ્વરૂપ જે અત્યાર સુધી આવરિત હોય છે તેના આવરણનો ક્ષય થવાથી અતિ જ્ઞાનદીપ્તિ થાય છે જ્યાં પ્રાણ હોય ત્યાં વાયુ હોય છે અને એકના જયથી બીજાનો જય થાય છે તે સંબંધી યોગના પ્રસંગમાં પુષ્કળ વિવેચન કરી શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય નાડી સંચાર, પૃથ્વી આદિ તત્ત્વોનું સ્વરૂપ બતાવી પ્રાણાયામથી કેટલાક સ્થૂળ લાભો યોગશાસ્ત્રના પાંચમા અધિકારમાં બતાવે છે; પરંતુ છઠ્ઠા પ્રકાશમાં કહી દે છે કે પ્રાણાયામથી મન ઊલટું કદર્થના પામે છે અને ચિત્ત આકુળ થાય છે અને તેથી પરિણામે એ પ્રાણાયામ મોક્ષપ્રાપ્તિમાં વિઘ્નરૂપ છે+

પોતાના વિષયના યોગબળે પોતે બળેલું ચિત્તવૃત્તિને અનુસરે છે એવી જે ઇંદ્રિયોની સ્થિતિ તેને પ્રત્યાહાર કહેવામાં આવે છે× નિરંતરને માટે એવો નિયમ છે કે જ્યાં સુધી ઇંદ્રિયો પર જય થયો ન હોય ત્યાં સુધી મન ઇંદ્રિયોને અનુસરે છે ધ્યાનસમયે અંતઃકરણ ધ્યેયને અભિમુખ થાય છે તે વખતે ઇંદ્રિયો પોતાનું સામાન્ય ન બતાવવા ધ્યેય અભિમુખ રહે અને ચિત્તને વિષય તરફ ખેંચી ન જાય મતલબ ઇંદ્રિયો પણ ધ્યેયાભિમુખ થઈ રહે એવી ઇંદ્રિયોની સ્થિતિને પ્રત્યાહાર કહે છે આવી પ્રત્યાહારની સિદ્ધિથી ઇંદ્રિયોનો જય થાય છે વૈરાગ્યના બળથી મન જ્યારે ઇંદ્રિયોમાં ધાવન ન કરે અને ધ્યેય તરફ ગમન કરે ત્યારે ઇંદ્રિયો પણ તેને અનુસરે તે વખતે જે સ્થિતિ થાય છે તેને પ્રત્યાહાર કહે છે અને પછી તો મન પર એટલો કાબૂ આવી જાય છે કે ઇંદ્રિયોને તેના વિષયમાંથી ખેંચી ગમે તે જગ્યા પર ઇચ્છાનુસાર ધારવું કરી શકાય છે આ પ્રત્યાહાર યોગાંગને જૈન યોગાચાર્યો પણ સમ્યગ્ સમાધિની સિદ્ધિ માટે પ્રશસ્ત ગણે છે કારણ કે પ્રાણાયામની પેઠે આમાં ચિત્ત ક્ષોભ પામતું

* યોગશાસ્ત્ર ચતુર્થ પ્રકાશ, શ્લોક ૧૩૪ તથા જ્ઞાનાર્ણવ પ્રકરણ ૨૮ શ્લોક ૧૧.
+ યોગશાસ્ત્ર પ્રકાશ જુઓ, શ્લોક ૪–૫.
× પાતંજલયોગદર્શન, દ્વિતીય પાદ, સૂત્ર ૫૪

નથી અને વળી પ્રત્યાહારથી સ્થિરતા પામેલું મન સર્વ ઉપાધિ રહિત થઈ સમપણું પામી જાય છે અને આત્મામા તેનો લય થઈ જાય છે.×

સદરહુ યોગના પ્રથમના પાચ અગો બહિરગ છે અને તે મંદાધિકારી માટે જરૂરનાં છે, એમ યોગદર્શનકારો કહે છે. બાકીના ત્રણ અંગો સર્વ અધિકારી માટે સાધારણ છે. ધારણા, ધ્યાન અને સમાધિને અંગે પતંજલિ કહે છે તે સમજવા જેવું છે. જે દેશમાં ધ્યેયનું ચિંતવન કરવાનું છે તે દેશમા ચિત્તને સ્થાપન કરવું તે ધારણા છે. એ દેશ તે બાહ્ય અને અભ્યંતર બે પ્રકારનો સમજવો. બાહ્ય પદાર્થમા મહાત્મા પુરુષથી પ્રતિષ્ઠિત મૂર્ત્તિ, સૂર્ય ચંદ્રાદિ પદાર્થ લેવા અને અભ્યંતરમા હૃદયકમળ, નાભિકમળ, બ્રહ્મરધ્રાદિ લેવાં. ક્રમ હમેશાં પ્રથમ બાહ્ય પદાર્થથી શરૂ કરવો અને તેમા પણ પ્રથમ મૂર્ત પદાર્થ લેવા. ધારણા દેશમા ધ્યેયની એકતાનતાને ધ્યાન કહેવામા આવે છે. ધારણામા વૃત્તિનું એક દેશમા સ્થાપન કરી ધ્યેય વસ્તુનું સ્વરૂપ રચવામા આવે છે અને તે સિદ્ધ થવાથી વસ્તુમા વૃત્તિનો એકાકાર પ્રવાહ ચાલે છે તેને ધ્યાન કહે છે. ધ્યાનમા એ પ્રવાહ સતત ધારારૂપે ચાલતો નથી પણ વચ્ચે વિચ્છેદ પડી જાય છે. જ્યારે એ વિચ્છેદ બધ પડી જઈ સતત પ્રવાહ ચાલે છે ત્યારે તેને સમાધિ કહેવામા આવે છે. પોતાના સ્વરૂપને ભૂલી જઈ માત્ર ધ્યેયનો જ નિર્ભાસ કરાવે તે સ્થિતિને સમાધિ કહે છે. ધ્યાન અને સમાધિમા ફેર એ છે કે–ધ્યાનમા ધ્યેયનુ અને વૃત્તિનુ પૃથક્ ભાન હોય છે. મતલબ ધ્યાનના ધ્યેયાકાર વૃત્તિના પ્રવાહમા વચ્ચે સ્ખલના પડે છે, સમાધિમા તે અખડિત હોય છે. સમાધિનો પરિપાક થાય છે ત્યારે ધ્યેય વિષય જ્ઞેય થઈ જાય છે અને સમાધિની સિદ્ધિ થવાથી ધ્યેયનો સાક્ષાત્કાર થાય છે.*

આ યોગના અષ્ટાંગની વ્યાખ્યામા મોક્ષ સુધી જીવની ઉત્ક્રાતિને અંગે જૈન દર્શનકારો કેટલોક મોટો ફેર બતાવે છે. તેમાના કેટલાક ફેરફારો આપણે જોઇ ગયા. ધ્યાનને અગે બહુ કહેવા યોગ્ય છે. અત્ર સક્ષેપમા કહીએ તો આટલુ બસ છે કે ધ્યાનની હકીકત બહુ સ્પષ્ટ કરીને અનેક ભેદવિભેદ સાથે જૈન યોગાચાર્યો બતાવે છે. ધ્યાનના પ્રથમ પિડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એવા ચાર ધ્યેયને અગે ભેદ પાડે છે એમા પિંડસ્થ ધ્યેયની ધારણા પાર્થવી, આગ્નેયી, મારુતી, વારુણી અને તત્ત્વભૂ એમ પાચ પ્રકારની બતાવી તેનું સ્વરૂપ બતાવે છે.† સ્વરવ્યજન પક્તિની રચના, નાભિકમળ આદિ કમળોની સ્થાપના અને તત્ર અક્ષરવિન્યાસ કરી જે અનેક પ્રકારના જાપ કરવા તે પદસ્થ ધ્યેય કહેવાય છે. એને માટે યોગશાસ્ત્રનો આખો આઠમો પ્રકાશ રોકવામાં આવ્યો છે સમવસરણમા વિરાજિત, અષ્ટમહાપ્રાતિહાર્ય યુક્ત, રાગદ્વેષ રહિત, સર્વજ્ઞ ભગવાન તીર્થંકરને ધ્યેય કરવા તે રૂપસ્થ

× યોગશાસ્ત્ર પ્રકાશ છઠ્ઠો, શ્લોક ૬

* પાતજલ યોગદર્શન, પાદ તૃતીય, સૂત્ર ૧–૩

† યોગશાસ્ત્ર સપ્તમ પ્રકાશ, શ્લોક ૯–૨૮

ધ્યાન કહેવાય છે અને તદ્વિષયક તીર્થંકર મહારાજ રૂપસ્થ ધ્યેય કહેવાય છે અમૂર્ત ચિદાનંદ ભગવાન નિરંજન નિરાકાર શ્રી સિદ્ધસ્વરૂપને ધ્યેય કરવું તે રૂપાતીત ધ્યેય કહેવાય છે એ આરાધ્યની આરાધનાને માટે કહ્યા છે સામાન્ય વિષયને અંગે તો આર્તધ્યાન અને રૌદ્રધ્યાન સંસારના હેતુ છે અને સંસારમાં રખડાવનાર છે તે પ્રત્યેકના ચાર ચાર ભેદ છે ધર્મધ્યાન અને શુક્લધ્યાન શુભ ધ્યાનો છે ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ, રોગચિંતા અને નિદાનચિંતા (ભવિષ્યમાં શું થશે તદ્વિષયક ચિંતા) એ આર્તધ્યાનના ચાર પ્રકાર છે અને હિંસાનન્દી, મૃષાનન્દી, ચૌર્યાનન્દી અને સંરક્ષણાનુબન્ધી એ રૌદ્રધ્યાનના ચાર ભેદ છે આ પ્રાણી જ્યાં સુધી વસ્તુસ્વરૂપ સમજતો નથી ત્યાં સુધી અને ખાસ કરીને સંસારદશામાં હોય છે ત્યાં સુધી આર્ત અને રૌદ્રધ્યાનની દશામાં વર્ત્યા કરે છે અને અનેક ક્લિષ્ટ કર્મો મનથી જ બાંધ્યા કરે છે

ધર્મધ્યાનને માર્ગે ચઢનાર મુમુક્ષુ મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના નિરંતર ભાવી સ્વપર વિવેક કરે છે ધર્મધ્યાનનો પ્રથમ વિભાગ આજ્ઞાવિચય (નિશ્ચય) છે પ્રમાણનય નિક્ષેપથી સ્યાદ્વાદ વચનમાં સર્વજ્ઞકથિતત્વનો અંશ કેવી રીતે આવી રહેલો છે તેની અત્ર વિચારણા તર્કન્યાયના વિચારપૂર્વક સમ્યગ્ રીત્યા ચાલે છે અને જ્યારે પૂર્વાપર અવિરોધીપણું તેને સમજાય છે ત્યારે તે તત્ત્વદર્શનમાં સર્વજ્ઞકથિતતા અનુભવે છે ભવચક્રની ચારે ગતિમાં ઇન્દ્રિય, કષાય આદિથી અનેક પીડાઓ થાય છે તેને કેવી રીતે મટાડવી જોઈએ તદ્વિષયક ચિંતા અને પીડા મટાડવા યોગ્ય છે એવી દૃઢ ભાવનાને અપાય વિચય ધર્મધ્યાન કહે છે કર્મ સંબંધી અને સ્વપીડાનો એક ભાવ તે એટલી સારી રીતે વિચારે છે કે એને વસ્તુસ્વરૂપનું જ્ઞાન ધીમે ધીમે આ વિભેદમાં થઈ જાય છે પ્રાણીને જે સુખ દુઃખ થાય છે તે કર્મજનિત છે અને કર્મ સ્વજનિત છે એ વિચાર કરી, કર્મની આઠ મૂળ પ્રકૃતિ અને ઉત્તર અનેક પ્રકૃતિ પર વિચાર કરે તેને વિપાકવિચય ધર્મધ્યાન કહેવામાં આવે છે આ ભેદમાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ એ ચાર પ્રકારના બંધ તથા ઉદ્વર્તનાદિ આઠ પ્રકારના કરણોનો વિચાર બહુ સૂક્ષ્મતાથી કરવામાં આવે છે દ્રવ્યાનુયોગની ઐક્યતા કેટલી છે તે આ વિભાગ પર વિચાર કરવાથી પ્રતીત થાય છે અને તેથી શાસન પર દૃઢ પ્રતીતિ થાય છે આ વિભાગમાં નવ તત્ત્વ પૈકી આશ્રવ, સંવર, બંધ અને નિર્જરા તત્ત્વ પર વિચારણા સૂક્ષ્મ રીતે ચાલે છે લોકસ્વરૂપની વિચારણા, નરક, દેવસ્થાન, મનુષ્યલોકનું સ્વરૂપ, તે મધ્યે બાર દેવલોક ગ્રૈવેયક આદિના સ્થાનો, આકાર વિગેરે ચૌદ રાજલોક અને સિદ્ધસ્થાન એ ઉપર ધ્યાન કરવું એ ચોથ સંસ્થાનવિચય ધર્મધ્યાનનો વિષય છે આ સંસ્થાનવિચય ધર્મધ્યાનમાં નારકીના કલેશ, ક્ષેત્ર અને અધમ અસુરકૃત દુઃખો અને દેવના વિમાન આદિનાં સુખો પર પુષ્કળ વિચારણા થાય છે અને પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ચાર ધ્યેયનું ઉપર વિવેચન કર્યું તેનો પણ આ ધર્મધ્યાનના ચોથા ભેદમાં સમાવેશ થાય છે

ક્રિયા રહિત, ધ્યાન કરવાની ઇચ્છા રહિત અને સ્વરૂપ સન્મુખ પ્રાણી અપાર ધૈર્ય સાથે પ્રથમ સંઘયણ ધારણ કરનાર હોય તે શુક્લધ્યાન ધ્યાઈ શકે છે તેના ચાર વિભાગમાના પ્રથમના બે વિભાગ છદ્મસ્થ પ્રાણીને અને બીજા બે વિભાગ સર્વજ્ઞને પ્રાતે હોઈ શકે છે. જે ધ્યાનમા પૃથક્ પૃથક્ રૂપથી શ્રુતજ્ઞાનનો વિચાર થાય, અર્થાત્ અર્થ, વ્યજન અને યોગનું સ્પષ્ટ પૃથક્કરણ કરાય તે પ્રથમ પાયો પૃથક્ત્વ એકત્વ સવિચાર શુક્લધ્યાન કહેવાય છે. એક અર્થથી બીજા અર્થનો વિચાર કરવો, એક શબ્દથી બીજા શબ્દનો વિચાર કરવો અને એક યોગથી બીજા યોગનો આશ્રય લેવો તે આ ધ્યાનના પ્રથમ પાયાનો વિષય છે. બીજા પાયામા પૃથક્ત્વ વિચાર રહિત સવિતર્ક થાય છે અને તે મોહનીય કર્મનો સર્વથા ક્ષય થયા પછી જ થાય છે એક યોગથી એક દ્રવ્ય, એક અણુ અને એક પર્યાયનુ ચિંતવન કરવું તે દ્વિતીય એકત્વ વિતર્ક અવિચાર શુક્લધ્યાન કહેવાય છે. મતલબ એ છે કે-પ્રથમ પાયામા દ્રવ્યપર્યાય સ્વરૂપ અર્થથી અર્થાન્તરમા સંક્રમણ થાય છે અને ત્રણે યોગોમા પણ એકમાથી બીજામાં સંક્રમણ કરાય છે આ સંક્રમણ બીજા વિભાગમાં બંધ પડી જાય છે જેથી ઘાતી કર્મનો ક્ષય થઇ કૈવલ્યજ્ઞાનપ્રાપ્તિ થાય છે. અંતર્મુહૂર્ત શેષ આયુષ્ય રહે ત્યારે તે જીવ શુક્લધ્યાનના ત્રીજા પાયા ઉપર ચઢે છે, કેવળીસમુદ્ઘાત કરી છેવટે યોગોને બાદરને બદલે સૂક્ષ્મ કરી નાખી વચન અને મન યોગ પર વિજય મેળવે છે અને સૂક્ષ્મ કાયયોગ પર સ્થિત થાય છે. આ સ્થિતિને સૂક્ષ્મ ક્રિયાપ્રતિપાતિ શુક્લધ્યાન કહે છે. એ તેનો ત્રીજો પ્રકાર છે, અને છેલ્લુ પાચ અક્ષર જેટલો સમય બાકી રહે ત્યારે શેષ રહેલી પંચાશી પ્રકૃતિનો ક્ષય કરી નિર્મળ, શાત, નિષ્કલંક, નિરામય, નિરજન સિદ્ધદશાને પ્રાપ્ત કરે ત્યા સુધી પંચ હ્રસ્વાક્ષર ઉચ્ચારના કાળ પ્રમાણ સમુચ્છિન્નક્રિય નામના ચોથા શુક્લધ્યાનનો કાળ છે

આવી રીતે ધ્યાનનુ સ્વરૂપ જૈન યોગાચાર્યો બતાવે છે. સમાધિનું સ્વરૂપ બતાવવાની અત્ર અપેક્ષા રહેતી નથી, કારણ ચોથા શુક્લધ્યાનના ચોથા પાયાને અંતે મોક્ષ થઇ જાય છે અને પાતંજલાદિ દર્શનકારો સમાધિની જે સ્થિતિ કહે છે તે તો સ્વરૂપશૂન્ય દશા છે તે દશા આત્માનુ વ્યક્તિત્વ માનનાર દર્શનમા સંભવે જ નહિ અને સમાધિ શબ્દનો અર્થ ધ્યાનની એક્તા કરીએ તો તો તેવી સમાધિ ધર્મધ્યાનના પ્રથમ ભેદથી જ આવે છે આ પ્રમાણે વિવેચનપૂર્વક જ્યારે તું યોગાગમા પ્રવેશ કરીશ ત્યારે તું ધ્યાનસમાધિમા સમાઇ જઇશ, તારી અને ધ્યેય વિષયની એક્તા થશે અને તું પરમાત્મસ્વરૂપ પામી જઇશ. આ પ્રમાણે કરીશ ત્યારે તું ખરો યોગી થઇશ, અત્યારે તો હજુ બાળોભોળો સન્યાસી છે.

**मूल उत्तर गुण मुद्राधारी, पर्यंकासन चारी[1];**
**रेचक पूरक कुंमक सारी, मन इद्री जयकारी[2]. माहरो ॥ ३ ॥**

---

૧ ચારીને સ્થાને અન્ય પ્રતોમા 'વારી' અને 'વાસી' એવો પણ પાઠ છે

૨ જયકારીને બદલે જયકાસી એવો પાઠ પણ જોવામા આવે છે

૩ મૂળ=પાચ યમ, મૂળગુણો ઉત્તરગુણ=નિયમ તથા અવાતરિત દોષત્યાગ. (જુઓ મૂલગુણોને;

"મૂળગુણ અને ઉત્તરગુણોને તે ધારણ કરે છે અને મુદ્રા ધારણ કરે છે; પર્યંકાસનને (બેસી યોગમાર્ગમાં) અમલ કરે છે અને રેચક, પૂરક, કુંભક (પ્રાણાયામ) વડે મન અને ઇંદ્રિય પર સંપૂર્ણ જય કરવાની ઇચ્છાવાળો (જય કરનારો) તે થાય છે "

ભાવ-યોગમાર્ગમા પ્રવેશ કર્યા પછી તેમા જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ બાહ્ય સન્યાસીને શું શું થાય છે તે ઉપર બતાવ્યુ ત્યા સ્વશેદયજ્ઞાન, અનાહત નાદનું શ્રવણ અને અષ્ટાંગ યોગની અનુક્રમે પ્રાપ્તિ થતી જાય છે, એ પર ઉપર વિવેચન કર્યું એ અષ્ટાગ યોગની હકીકત બહુ ઉપયોગી છે અને યોગગ્રંથોનો તે મુખ્ય વિષય છે એમાં અધિકારીના ભેદ પ્રમાણે અનુષ્ઠાન થાય છે તે બાબત પણ ઉપર જણાવી અને તેમાના ધ્યાન અંગને માટે જરા વિસ્તારથી બતાવ્યુ હવે તેનાં કેટલાક અંગોમા પ્રગતિ કરવા જરા વિગતમા ઉતરીને જોઇએ તો બહુ આનંદદાયક તત્ત્વો પ્રાપ્ત થાય છે અને યોગમાર્ગ તરફ જરૂર આકર્ષણ થાય તેમ છે તેથી તે પ્રગતિના વિષયની જરા ઝીણી વિગતમા ઉતરી એનાં મુખ્ય તત્ત્વો વિચારીએ

પ્રથમ યોગાંગ જે યમ તેના વિવેચનમા ઉપર જોઈ ગયા છીએ કે એ પંચ પ્રકારના છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. તેમા પણ પ્રથમ અહિંસા નામનો યમ મુખ્ય છે અને બાકીના ચાર તેના રક્ષણ માટે છે અથવા તો અહિંસાના અવિરોધ-પણે અન્ય ચારનુ અનુષ્ઠાન કરવાનુ છે આ જૈનના અભિપ્રાયને અનુરૂપ યોગદર્શનકારોનો અભિપ્રાય છે દ્વિતીય પાદના ત્રીશમા સૂત્રની ટીકામા પાતંજલયોગદર્શનમાં આ હકીકત સ્પષ્ટ કરતા કહ્યું છે કે 'જેમ હાથીના પગલામા સર્વ પાદથી ચાલનાર પ્રાણીના પગલા અંતર્ભાવને પામે છે તે જ પ્રમાણે સત્ય, અસ્તેય, દાન, યજ્ઞાદિ સર્વે પણ અહિંસામાં જ અંતર્ભાવને પામે છે' જૈન દર્શનકારો એ હકીકત અનેક પ્રકારે કહે છે આ મૂળ વ્રત કહેવાય છે એ જ અહિંસાના પાલન માટે અનેક ઉત્તરગુણો યોગદર્શનકારે બતાવ્યા છે. પિંડવિશુદ્ધિ, ગોચરીના બેંતાલીશ દોષનો ત્યાગ, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ વિગેરે ઉત્તરગુણો છે એવા અનેક ગુણોના નામ લખવા પણ અત્ર સ્થળસંકોચથી બની શકે તેમ નથી પણ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પર જરા વિવેચન કરી ઉત્તરગુણમા કેવી વિશિષ્ટતા છે તેની વાનકી જોઇએ.

યોગી મુનિ ધર્મકાર્યમા પ્રવૃત્તિ કરવા માટે ચાલે તો સાડાત્રણ હાથ નીચે જમીન પર દૃષ્ટિ રાખી પ્રમાદ રહિત થઇને ચાલે, દિવસે સૂર્યના પ્રકાશમા જ ચાલે અને બહુ માણસો જે રસ્તા પર જતા આવતા હોય તેવા માર્ગે જ ચાલે-આને પ્રથમ ઇર્યાસમિતિ

---

સાધવા માટે દોય છે) મુદ્રાઅશરીર આકૃતિવિશેષ, એ માટે વિવેચન જુઓ પર્યંકાસનઓક પ્રકારનુ આસન, વિવેચન જુઓ યાતીઅઅમલ કરી. રેચકઅશ્વાસને બહાર કાઢવો તે. પૂરકઅશ્વાસને અંદર પૂરવો તે કુંભકઅશ્વાસને અંદર સ્થિર કરવો તે. ચારીઅસંપૂર્ણપણે, બધી. ઇચ્છાવાળોઅ મેળવવાની ઇચ્છાવાળો, જય કરનારો

કહેવાય છે. માયાવી, કામી, માંસભક્ષી કે નાસ્તિક માણસ વાપરે તેવી અથવા સંદેહ ઉત્પન્ન કરનારી અથવા પાપસંયુક્ત ભાષા યોગી ન બોલે, હિત કરનાર, માપયુક્ત, પ્રિય અને સાધુને માન્ય ભાષા અન્યની લાગણી ન દુખાય તેવી રીતે બોલે તે બીજી ભાષાસમિતિ. ગોચરીના બેંતાળીશ દોષનો ત્યાગ કરી લાલસા રહિતપણે આહાર લે તે ત્રીજી એષણા-સમિતિ. આસન, શય્યા, ઉપધિ, વસ્ત્ર, ઉપકરણ વિગેરે લેતી મૂકતી વખતે તે જીવ રહિત છે એમ બરાબર તપાસ કરીને જીવોનો વિનાશ ન થાય તેવી રીતે પુંજી-પ્રમાર્જીને પછી લે અથવા નિર્જીવ સ્થાનકે મૂકે અને મનમા વિચાર કરે કે નિરપરાધી સૂક્ષ્મ જીવનો પણ મારાથી અનુપયોગપણે નાશ થવો ન જોઇએ એ ચોથી આદાનભંડમત્તનિક્ષેપણા સમિતિ. મળ, મૂત્ર, શ્લેષ્મ ભૂમિ પર નાખતી વખતે પ્રથમ તે ભૂમિ શુદ્ધ-નિર્જીવ છે એમ તપાસ કરે એ પાચમી પારિષ્ઠાપનિકા સમિતિ. રાગ દ્વેષ કરાવનાર સકળ સંકલ્પવિકલ્પને છોડી મનને સ્વાધીન કરવુ અને સમતાભાવમા સ્થિર કરવું તે મનોગુપ્તિ. મૌનનુ ધારણ કરવું તે વચનગુપ્તિ અને પરિષહ આવે તો અડગપણે સહન કરવા તેમ જ શરીરને હલાવતી વખતે પણ પ્રતિલેખવું એ કાયગુપ્તિ કહેવાય છે આ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પ્રવચન-માતા કહેવાય છે. યોગમાર્ગમા પ્રવાસ કરનારને તે ખાસ જરૂરની છે અને ઉત્તરગુણોમા ખાસ ભાગ ભજવે છે. એનું આતર રહસ્ય તપાસતા જણાશે કે એનો વિષય ખાસ કરીને અહિંસાના રક્ષણ માટેનો જ છે, સત્ય બોલવાની વાત શાસ્ત્રકાર કહે છે તેનો હેતુ પણ અહિંસાને અંગે જ છે, કારણ કે કોઇની લાગણી દુખાવવી એ પણ ભાવપ્રાણ હણવા જેવું છે આવી રીતે સર્વ મૂળ તથા ઉત્તરગુણ માટે સમજી લેવું. આ મૂળ તથા ઉત્તરગુણો યોગી જેમ જેમ યોગમાર્ગમા પ્રગતિ કરતો જાય છે તેમ તેમ અધિકાર પ્રમાણે વિશેષ-વિશેષપણે પ્રાપ્ત કરતો જાય છે અને તે ગુણપ્રાપ્તિથી પૌદ્ગલિક પરદ્રવ્ય પર જય અને આત્મિક ઉન્નતિનો માર્ગ સરળ થતો જાય છે

આ મૂળ અને ઉત્તરગુણરૂપ મુદ્રા એટલે સ્વરૂપ ધારણ કરનાર યોગી હોય છે. તાત્પર્ય એ છે કે-પોતે જાણે એ મૂળ-ઉત્તરગુણમય સાક્ષાત્ હોય, જાણે મૂર્તિમાન ગુણો જ પોતે હોય તેવો તે થઇ જાય છે. મતલબ એ ગુણોને પોતે ઉપર ઉપરથી ધારણ કરે છે એમ નહિ પણ તે તન્મય થઈ જાય છે, તદ્રૂપ થઇ જાય છે, તેની સાથે એકાકાર થઇ જાય છે. જેવી રીતે ધનપ્રાપ્તિ, સ્ત્રીસભોગ, ભોજનગ્રહણાદિ કાર્યમા સંસારરસિક જીવ એકાકાર વૃત્તિ અનુભવે છે તેવી રીતે યોગમાર્ગમા પ્રવેશ કરનાર પ્રાણી યમ, નિયમાદિ મૂળ-ઉત્તરગુણોમા એકરૂપ-એકરસ થઇ જાય છે

અથવા શાસ્ત્રકાર મન, વચન, કાયાના યોગો પર અંકુશ રાખવા મુદ્રાઓ બતાવે છે અને અમુક ક્રિયાઓ અમુક મુદ્રાએ-શરીરસસ્થાનની અમુક આકૃતિએ રહી કરવી એવી વિધિ બતાવે છે તે તે ક્રિયા યોગ્ય મુદ્રા ધારણ કરનાર સન્યાસી થાય છે. જૈન શાસ્ત્રકાર

પૂરક, ચાર માત્રાથી કુંભક અને બે માત્રાથી રેચક પ્રાણાયામ કરવામાં આવે તે એકમાત્રિક પ્રાણાયામ કહેવાય છે સાધારણ નિયમ પ્રમાણે પૂરકથી ચારગણો વખત કુંભકમાં અને બમણો વખત રેચકમા લગાડવો જોઈએ અને માત્રા જેમ વધારવામાં આવે તેમ દ્વિમાત્રિક વિગેરે સંખ્યા વધતી જાય છે પ્રાણાયામ સંબંધી વિશેષ હકીકત જાણવાની રુચિવાળાઓએ યોગશાસ્ત્રનો પાંચમો પ્રકાશ વાંચવો. અત્ર કહેવાની મતલબ એ છે કે- રેચક, પૂરક અને કુંભક પ્રાણાયામથી મન અને ઇંદ્રિય પર જય મેળવાય છે અને તેથી બાળોભોળો સંન્યાસી યોગમાર્ગમા ગમન કરે છે

પ્રાણાયામને અંગે બહુ હકીકત વિચારવા જેવી છે એમા કેટલીક વખત બહુ ભ્રાંતિ પડી જાય છે તેથી એક ખાસ નિયમ તરીકે સદ્ગુરુના યોગ વગર કદિ પ્રાણાયામનો પ્રયોગ કરવો નહિ. સદ્ગુરુ પણ સામાન્ય પ્રકારના હોય તો આ વિષયમાં ચાલે નહિ. યોગના ખાસ અભ્યાસી હોય અને સંપ્રદાયથી ચાલતા આવતા યોગમાર્ગના જાણનારા હોય તો જ તેમને અનુસરવાથી લાભ થાય. જેમ પ્રાણાયામથી ઇંદ્રિયજય થઈ શકે છે તેમ તેથી કાળ જ્ઞાન આદિ પણ થાય છે પણ જો બરાબર પ્રયોગ ન આવડે તો તેથી શરીરઘાતના પણ થઈ જાય છે આટલા માટે ગુરુ વગર કદિ પણ એ પ્રયોગ કરવાનો વિચાર પણ કરવો નહિ. જૈન શાસ્ત્રકાર એથી ઇંદ્રિય અને મનોજયના લાભ બતાવે છે શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય વિગેરે આચાર્યો તેને યોગાંગ ગણે છે છતા છેવટે તેને હઠયોગના પ્રકારમા લઈ જઈને મુમુક્ષુને તેનો પ્રયોગ કરવા ના કહે છે તેનું કારણ એ જ છે એક તો કાળજ્ઞાનાદિ આત્મિક વસ્તુ નથી અને તેને માટે જેટલી શક્તિનો વ્યય કરવામા આવે છે તે નકામો જાય છે એટલુ જ નહિ પણ તેટલા વખતમા જો ધ્યાન યોગાંગને સાધવામા આવે તો બહુ કર્મનો ક્ષય થઈ જાય. એ હકીકત પર ઉપોદ્ઘાતમા પણ વિવેચન જોવામાં આવશે. અહીં યોગમાર્ગ પર પ્રવેશ કરનાર બાળોભોળો સંન્યાસી મૂળ-ઉત્તરગુણ ધારણ કરે છે મુદ્રાદિકનું જ્ઞાન મેળવી યથાવસર તેમાથી પ્રત્યેકને ધારણ કરે છે, આસન સિદ્ધ કરે છે અને રેચક, પૂરક અને કુંભક પ્રાણાયામ કરી મન અને ઇંદ્રિયો પર જય મેળવતો જાય છે હવે એવી રીતે યોગમાર્ગે પ્રવૃત્તિ કરતા બાળોભોળો આત્મા વિશેષ શું કરે છે તે અત્ર બતાવે છે

સહજસમાધિના અર્થમા રેચક એટલે હેય વસ્તુનો ત્યાગ કરવો, પૂરક એટલે ઉપાદેય વસ્તુને આદરવી અને કુંભક એટલે મધ્યસ્થ ભાવમા રહેવું ઉપર જણાવ્યુ તેવા આસન પર સ્થિર થતાં, યોગમુદ્રા ધારણ કરતાં અને યમ-નિયમાદિ મૂળ ઉત્તરગુણો ધારણ કરતા અને હેયને તજતાં, ઉપાદેયને આદરતાં અને મધ્યસ્થ ભાવ ભાવતા મન અને ઇંદ્રિયો પર જય થાય છે જયાભ્યાસીનો જીતવાનો કામી અથવા જીત પામેલો બન્ને જય થાય છે.

**થિરતા જોગજુગતિ અનુકારી, આપો આપ વિમાસી;**
**આતમ પરમાતમ અનુસારી, સીઝે કાજ સમાસી. માહરો ॥ ૪ ॥**

"સ્થિરતા અને યોગયુક્તિઓને કરતો (તેની અનુકૂળતાએ વર્તતો) આત્મા આત્મસ્વરૂપ વિચારી પરમાત્મપદને અનુસરે છે ત્યારે તેનું કામ ટૂંકા વખતમા સિદ્ધ થાય છે."

**ભાવ**—યોગમાર્ગે ગમન કરી જે સાધ્ય પ્રાપ્ત કરવાનું છે તેનો સમાવેશ એક **સ્થિરતા** શબ્દથી થઈ જાય છે. પ્રાણાયામને હઠયોગમાં ગણવામા આવ્યો છે તેનું કારણ પણ તે સ્થિરતાનું કારણ હોઇ શકે એમ છતા તેમા ક્લેશ બહુ થાય છે અને ઘણી વાર તેને અંગે થતી સ્થૂળ સિદ્ધિપ્રાપ્તિ, કાળજ્ઞાન, શરીરસ્વાસ્થ્ય આદિથી મન સંસારરસિક થઇ ક્લેશમા પડી જાય છે તે હોવુ સંભવિત છે. યોગીનું સાધ્ય આ સર્વ ઉપાધિ દૂર કરી પોતાનુ શુદ્ધ નિરંજન ચિદાનંદ સ્વરૂપ પ્રકટ કરવાનુ હોય છે અને તે સ્થિતિ મોક્ષમા પ્રાપ્તવ્ય છે તેમ જ તે સ્થિતિ યોગના ફળ તરીકે નહિ પણ તેના અનિવાર્ય પરિણામ તરીકે પ્રાપ્ત કરવાની છે. મોક્ષમા–પરમાત્મપદમા પણ સ્થિરતા એ જ મોટો ગુણ છે નિજ સ્વભાવમાં રમણ કરી ચિર સ્થિરતા રાખવારૂપ સિદ્ધ મહાત્માના ચારિત્ર ગુણમા જે વિશિષ્ટતા છે તે અદ્ભુત છે અને છદ્મસ્થ તથા કૈવલ્યદશામા જેમ જેમ આગળ વધારો થતો જાય છે તેમ તેમ તે મહાન્ ગુણની છાયા વધતી વધતી ચાલે છે

જોગજુગતિ એટલે યોગયુક્તિ યોગપ્રાપ્તિની યુક્તિઓ અથવા ઘટનાઓ. યોગમાર્ગમા પ્રગતિ કેવી રીતે કરવી તેની યોગ્ય રચનાઓ, અભ્યાસ અને નિર્ણય. આ યોગયુક્તિ શબ્દનો અર્થ છે. જ્યા સુધી યોગયુક્તિ જાણવામા આવતી નથી ત્યા સુધી ભ્રમ બહુ થાય છે. કેટલીક વાર સ્થૂળ સિદ્ધિમા સંતોષ માનવામા આવે છે, કેટલીક વાર અધિકારીભેદે પ્રાપ્ત થવા યોગ્ય વિશિષ્ટ યોગના અંગને શરૂઆતમા આદરવાનો પ્રયાસ કરી યોગનો ક્રમ ભૂલી જવામા આવે છે અને તેથી પગથિયે પગથિયે યોગની સીઢી ચઢવાને બદલે કૂદકો મારવા મન લલચાઈ જાય છે પણ તેથી અધઃપાત જ થાય છે, કેટલીક વાર દાખલા તરીકે સાલંબન ધ્યાનની સિદ્ધિ થયા વગર નિરાલંબનમા પ્રવેશ કરવા ઇચ્છા થઇ જાય છે, કેટલીક વાર શરીરના સંઘયણાદિની વિચારણા વગર ધ્યાનના આગળના ભેદો તરફ આકર્ષણ થઈ જાય

---

૧ 'જોગજુગતિ' ને બદલે યોગજુગતિ અથવા જોગયુગતિ શબ્દ એક જ અર્થવાળા અન્યત્ર દેખાય છે
૨ 'વિમાસી' ને બદલે 'વિચારી' પાઠ કોઇ પ્રતમા છે
૩ 'સમાસી' ને બદલે 'સવારી' પાઠાંતર કોઇ જગ્યા પર છે
૪ થિરતા=સ્થિરતા જોગજુગતિ=યોગયુક્તિ અનુકારી=તેને કરતો, તેની અનુકૂળતાએ વર્તતો આપો=સ્વત આપ=આત્માને વિમાસી=વિચારતો અનુસારી=તે રસ્તે ચાલતો. સીઝે=સિદ્ધ થાય. કાજ=કાર્ય સમાસી=(સ્વરૂપમાં) સમાશે અથવા ટૂંકા વખતમા–એક માસમા

મુખ્ય મુદ્રા ત્રણ પ્રકારની બતાવે છે *યોગમુદ્રા, જિનમુદ્રા અને મુક્તાસુક્તિમુદ્રા. બે હાથની દશે આંગળીઓ એક બીજામાં અંતરિત કરીને કમળના ડોડવાના આકારે અંદર અંદર જોડી દેવી અને બન્ને હાથની કોણીને પેટ ઉપર સ્થાપન કરવી તેનું નામ યોગમુદ્રા કહેવામાં આવે છે† પગના બન્ને અંગૂઠાઓની વચ્ચે ચાર આંગળનો આંતરો રાખવો અને પાછળની બે પાનીની વચ્ચે ચાર આંગળથી કાંઇક ઓછો આંતરો રાખવો—એ રીતે પગ રાખી ઊભા રહી કાયોત્સર્ગાદિ ક્રિયા કરવામાં આવે તેને જિનમુદ્રા કહેવામાં આવે છે બન્ને હાથને એક બીજા સામે જરા ગર્ભિતપણે રાખી તેમને કપાળ ઉપર મધ્ય ભાગમાં સ્થાપન કરવા (કપાળને લગાડવા અથવા અન્ય આચાર્યોના મત પ્રમાણે કપાળથી જરા દૂર રાખવા) તેને ત્રીજી મુક્તાસુક્તિમુદ્રા કહે છે આ ત્રણ મુદ્રાઓ દેવવંદનના જુદા જુદા પ્રસંગોએ રાખવાની છે અને તેનો મુખ્ય હેતુ યોગની સ્થિતિમાં ઉપકાર કરવાનો છે અને તેટલા માટે જૈનાચાર્યો તેને કર્મક્ષયોપશમ કરનાર તરીકે જણાવે છે અમુક પ્રકારે શરીરના અવયવોને રાખવાથી શારીરિક સ્થિરતા પ્રાપ્ત થાય છે એ આપણા દરરોજના અનુભવનો વિષય છે આ ઉપરાંત હાથની આંગળીઓની બીજી અનેક પ્રકારની મુદ્રાઓ થાય છે જે સંપ્રદાયથી અથવા વિશેષ ગ્રંથોથી જાણી શકાય. શરીરની સ્થિરતા થવાથી બાકીના યોગો પર અંકુશ પ્રાપ્ત થાય છે એ સમજાય તેવી હકીકત છે મુદ્રાના સ્પષ્ટ જ્ઞાન માટે પણ સદ્ગુરુસંયોગની ખાસ આવશ્યકતા છે

આ પ્રમાણે શરીરયોગ પર મુખ્યત્વે જય મેળવવા માટે અને સર્વ યોગો પર સામાન્ય રીતે અંકુશ મેળવવા માટે મુદ્રા કરવામાં આવે છે તદુપરાંત શરીરના અવયવોને અમુક રીતે ગોઠવવારૂપ આસન ગ્રહણ કરવામાં આવે છે આસનો અનેક પ્રકારના છે યાજ્ઞવલ્ક્યાદિ ઋષિઓ ચોરાશી આસન બતાવે છે તેમાંથી હઠયોગપ્રદીપિકાકાર દશ આસનને મુખ્ય કહે છે તેમાંથી સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન અને ભદ્રાસન એ ચાર મુખ્ય અને અનુકૂળ પડે તેવા છે તેનું સ્વરૂપ પાતંજલયોગદર્શનની ટીકામાં છે ત્યાંથી જોવું (જુઓ પાદ દ્વિતીય, સૂત્ર ૩૪ પરની ટીકા) જૈન યોગશાસ્ત્રકારો પણ અનેક આસનો બતાવે છે જેનાં નામ આપણે ઉપરની ગાથાના વિવેચનમાં જોઈ ગયા છીએ. એ સર્વમાં પણ પર્યંકાસન મુખ્ય મનાય છે તેનું સ્વરૂપ બતાવતા શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય કહે છે કે—'જંઘાની નીચેના ભાગો પગ ઉપર કરવામાં આવે અને નાભી નજીક ડાબા હાથ ઉપર જમણો હાથ રાખવામાં આવે તેથી પર્યંકાસન થાય છે × આ પર્યંકાસન આપણે પલાંઠી વાળીને બેસીએ ત્યારે થાય છે અત્ર ખોળાની સહજ ઉપર ડાબા હાથ ઉપર જમણો હાથ રાખવાનું કહ્યું છે પણ બે હાથ જોડીને મુક્તાસુક્તિમુદ્રા પેઠે મુખ નજીક પણ તેને રખાય એમ

---

* દેવવંદન ભાષ્ય, ગાથા ૧૪

† સદર ગાથા ૧૫-૧૭ માં ત્રણે મુદ્રાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે

× જુઓ યોગશાસ્ત્ર, ચતુર્થ પ્રકાશ, શ્લોક ૧૨૫.

અન્યત્ર પર્યંકાસનનો વિધિ કહ્યો છે. તીર્થંકર મહારાજની મૂર્ત્તિમા બન્ને પગને સાથળ ઉપર લાવવામાં આવ્યા હોય છે તે માત્ર પૂજનની સગવડ ખાતર જ હોય છે એમ સમજવું. આ ઉપરાત વીરાસન, ભદ્રાસન, અબ્જાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન અને કાયોત્સર્ગનું વર્ણન યોગગ્રંથોમા કર્યું છે.† અને છેવટે કહ્યું છે કે-જેને આસન કરવાથી મનની સ્થિરતા પ્રાપ્ત થાય તેણે તે આસન કરવું. આસન એ મનની સ્થિરતાનું સાધન છે એટલું ધ્યાનમાં રાખવુ. ચલિત અસ્થિર આસન હોય ત્યાં સુધી યોગ પર અંકુશ આવતો નથી. યોગમાર્ગે ગમન કરનારો સંન્યાસી પર્યંકાસન કરી યોગસાધના કરે છે એ અત્ર બતાવ્યું.

જયાં મનનો વેગ છે ત્યા પ્રાણવાયુ છે, અને પ્રાણ છે ત્યા મન છે. એક પર જય મેળવવાથી અન્ય પર જય મેળવાય છે અને બન્ને પર જય મેળવવાથી ઇંદ્રિયોનો જય થાય છે અને તેથી છેવટે મોક્ષ થાય છે‡ એ પ્રાણ પર જય મેળવવા માટે શ્વાસઉચ્છ્વાસની ગતિને રોકવું તેને પ્રાણાયામ કહેવામા આવે છે, અને તેના રેચક, કુંભક અને પૂરક એમ ત્રણ ભેદ છે. બ્રહ્મરધ્ર, નાસિકા અને મુખવડે ઉદરમાથી પવનને અતિ પ્રયત્નવડે બહાર કાઢવો તેને પ્રથમ રેચક પ્રાણાયામ કહે છે, બહારના વાયુને આકર્ષીને અપાનદ્વાર સુધી ઉદરમા ભરવો તેને પૂરક પ્રાણાયામ કહે છે અને વાયુને નાભીકમળમા સ્થિર કરી રાખવો તેને કુંભક પ્રાણાયામ કહે છે એ પવનની ગતિ, સ્થિતિ વિગેરે અનેક હકીકતો યોગ-ગ્રંથોમાંથી માલૂમ પડે છે, જે સબધમા ઉપર વિવેચન થઇ ગયું છે. એના ઉપયોગથી શું ફળ થાય છે તે અગાઉ આ જ પદના અર્થમા જોઇ ગયા છીએ. રેચકથી શરીરની બહારના પ્રદેશમા વાયુનો રોધ થાય છે, પૂરકથી અદરના પ્રદેશમા અને કુંભકથી બને પ્રદેશમાં રોધ થાય છે રેચક પ્રાણાયામ બહુધા નાસિકાના અગ્રથી બાર આગળ જેટલો કરવામા આવે છે અને તેટલે દૂર રૂ જેવો પદાર્થ મૂક્યો હોય તો તે ઊડી જવાથી રેચકના બાહ્ય પ્રદેશનું પ્રમાણ તેટલા આગળનુ આવ્યુ સમજવુ. રેચક પ્રાણાયામની ભૂમિકા બાહ્ય દેશથી આ પ્રમાણે નિશ્ચય કરાય છે. પૂરકનું પ્રમાણ આભ્યંતર દેશથી નિશ્ચય કરાય છે. કંઠ, ઉદર વિગેરે જે ભાગમા વાયુ પૂરવામા આવ્યો હોય તે ભાગમા પિપીલિકા( કીડીઓ )ના સ્પર્શ જેવું ભાન થાય છે, તેવો સ્પર્શ કઠ વિગેરે જે પ્રદેશમા લાગે ત્યાસુધી પૂરક પ્રાણાયામ થયો સમજવો. કુભકનો નિર્ણય બાહ્ય અને આભ્યતર બન્ને પ્રદેશથી થાય છે, કારણ કે તેમા આતર તથા બાહ્ય બન્ને વાયુનો રોધ થાય છે પ્રાણાયામનો આવી રીતે દેશથી નિર્ણય થાય છે કાળથી થતો નિર્ણય તો સ્પષ્ટ છે, જેટલા ક્ષણ રેચક, પૂરકાદિ થાય તેટલો તેનો કાળ સમજવો. સખ્યાથી નિર્ણય કરવાના ઘણા પ્રકાર છે પણ સામાન્ય રીતે એક માત્રાથી×

---

† શ્લોક સદર પછીના આઠ શ્લોકો ‡ યોગશાસ્ત્ર, પચમ પ્રકાશ, શ્લોક ત્રીજો

× લગભગ એક સેકન્ડ જેટલા કાળને માત્રા કહેવામા આવે છે સાધારણ વેગથી ઘુંટણની આસપાસ હાથને પ્રદક્ષિણા કરાવીને એક ચપટી વગાડીએ એટલામા જેટલો કાળ થાય તેટલો કાળ એક માત્રાનો છે

પૂરક, ચાર માત્રાથી કુંભક અને બે માત્રાથી રેચક પ્રાણાયામ કરવામાં આવે તે એકમાત્રિક પ્રાણાયામ કહેવાય છે સાધારણ નિયમ પ્રમાણે પૂરકથી ચારગણો વખત કુંભકમાં અને બમણો વખત રેચકમાં લગાડવો જોઈએ અને માત્રા જેમ વધારવામાં આવે તેમ દ્વિમાત્રિક વિગેરે સંખ્યા વધતી જાય છે પ્રાણાયામ સંબંધી વિશેષ હકીકત જાણવાની રુચિવાળાઓએ યોગશાસ્ત્રનો પાંચમો પ્રકાશ વાંચવો. અત્ર કહેવાની મતલબ એ છે કે-રેચક, પૂરક અને કુંભક પ્રાણાયામથી મન અને ઇંદ્રિય પર જય મેળવાય છે અને તેથી બાળોસોળો સન્યાસી યોગમાર્ગમાં ગમન કરે છે

પ્રાણાયામને અંગે બહુ હકીકત વિચારવા જેવી છે એમાં કેટલીક વખત બહુ ભ્રાંતિ પડી જાય છે તેથી એક ખાસ નિયમ તરીકે સદ્ગુરુના યોગ વગર કદિ પ્રાણાયામનો પ્રયોગ કરવો નહિ. સદ્ગુરુ પણ સામાન્ય પ્રકારના હોય તો આ વિષયમાં ચાલે નહિ. યોગના ખાસ અભ્યાસી હોય અને સંપ્રદાયથી ચાલતા આવતા યોગમાર્ગના જાણનારા હોય તો જ તેમને અનુસરવાથી લાભ થાય. જેમ પ્રાણાયામથી ઇંદ્રિયજય થઈ શકે છે તેમ તેથી કાળ-જ્ઞાન આદિ પણ થાય છે પણ જો બરાબર પ્રયોગ ન આવડે તો તેથી શરીરઘાતના પણ થઈ જાય છે આટલા માટે ગુરુ વગર કદિ પણ એ પ્રયોગ કરવાનો વિચાર પણ કરવો નહિ. જૈન શાસ્ત્રકાર એથી ઇંદ્રિય અને મનોજયના લાભ બતાવે છે શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય વિગેરે આચાર્યો તેને યોગાંગ ગણે છે છતા છેવટે તેને હઠયોગના પ્રકારમાં લઈ જઈને મુમુક્ષુને તેનો પ્રયોગ કરવા ના કહે છે તેનું કારણ એ જ છે એક તો કાળજ્ઞાનાદિ આત્મિક વસ્તુ નથી અને તેને માટે જેટલો શક્તિનો વ્યય કરવામાં આવે છે તે નકામો જાય છે એટલું જ નહિ પણ તેટલા વખતમાં જો ધ્યાન યોગાંગને સાધવામાં આવે તો બહુ કર્મનો ક્ષય થઈ જાય. એ હકીકત પર ઉપોદ્ઘાતમાં પણ વિવેચન જોવામાં આવશે. અહીં યોગમાર્ગ પર પ્રવેશ કરનાર બાળોસોળો સન્યાસી મૂળ-ઉત્તરગુણ ધારણ કરે છે મુદ્રાદિકનું જ્ઞાન મેળવી યથાવસર તેમાંથી પ્રત્યેકને ધારણ કરે છે, આસન સિદ્ધ કરે છે અને રેચક, પૂરક અને કુંભક પ્રાણાયામ કરી મન અને ઇંદ્રિયો પર જય મેળવતો જાય છે હવે એવી રીતે યોગમાર્ગે પ્રવૃત્તિ કરતા બાળોસોળો આત્મા વિશેષ શું કરે છે તે અત્ર બતાવે છે

સહજસમાધિના અર્થમાં રેચક એટલે હેય વસ્તુનો ત્યાગ કરવો, પૂરક એટલે ઉપાદેય વસ્તુને આદરવી અને કુંભક એટલે મધ્યસ્થ ભાવમાં રહેવું ઉપર જણાવ્યું તેવા આસન પર સ્થિર થતા, યોગમુદ્રા ધારણ કરતા અને યમ-નિયમાદિ મૂળ ઉત્તરગુણો ધારણ કરતા અને હેયને તજતા, ઉપાદેયને આદરતાં અને મધ્યસ્થ ભાવ ભાવતાં મન અને ઇંદ્રિયો પર જય થાય છે જયકાશીનો જીતવાનો કામી અથવા જીત પામેલો બન્ને અર્થ થાય છે

**थिरतां जोगजुगति अनुकारी, आपो आप विमासी;**
**आतम परमातम अनुसारी, सीझे काज समासी. माहरो ॥ ४ ॥**

“સ્થિરતા અને યોગયુક્તિઓને કરતો (તેની અનુકૂળતાએ વર્તતો) આત્મા આત્મસ્વરૂપ વિચારી પરમાત્મપદને અનુસરે છે ત્યારે તેનું કામ ટૂંકા વખતમાં સિદ્ધ થાય છે.”

**ભાવ**—યોગમાર્ગે ગમન કરી જે સાધ્ય પ્રાપ્ત કરવાનું છે તેનો સમાવેશ એક **સ્થિરતા** શબ્દથી થઈ જાય છે. પ્રાણાયામને હઠયોગમાં ગણવામા આવ્યો છે તેનું કારણ પણ તે સ્થિરતાનું કારણ હોઇ શકે એમ છતા તેમા કલેશ બહુ થાય છે અને ઘણી વાર તેને અંગે થતી સ્થૂળ સિદ્ધિપ્રાપ્તિ, કાળજ્ઞાન, શરીરસ્વાસ્થ્ય આદિથી મન સંસારરસિક થઇ કલેશમા પડી જાય છે તે હોવું સંભવિત છે. યોગીનું સાધ્ય આ સર્વ ઉપાધિ દૂર કરી પોતાનુ શુદ્ધ નિરંજન ચિદાનદ સ્વરૂપ પ્રકટ કરવાનું હોય છે અને તે સ્થિતિ મોક્ષમા પ્રાપ્તવ્ય છે તેમ જ તે સ્થિતિ યોગના ફળ તરીકે નહિ પણ તેના અનિવાર્ય પરિણામ તરીકે પ્રાપ્ત કરવાની છે મોક્ષમા–પરમાત્મપદમા પણ સ્થિરતા એ જ મોટો ગુણ છે નિજ સ્વભાવમાં રમણ કરી ચિર સ્થિરતા રાખવારૂપ સિદ્ધ મહાત્માના ચારિત્ર ગુણમા જે વિશિષ્ટતા છે તે અદ્ભુત છે અને છદ્મસ્થ તથા કૈવલ્યદશામા જેમ જેમ આગળ વધારો થતો જાય છે તેમ તેમ તે મહાન્ ગુણની છાયા વધતી વધતી ચાલે છે

જોગજુગતિ એટલે યોગયુક્તિ. યોગપ્રાપ્તિની યુક્તિઓ અથવા ઘટનાઓ. યોગમાર્ગમા પ્રગતિ કેવી રીતે કરવી તેની યોગ્ય રચનાઓ, અભ્યાસ અને નિર્ણય. આ યોગયુક્તિ શબ્દનો અર્થ છે. જ્યા સુધી યોગયુક્તિ જાણવામા આવતી નથી ત્યા સુધી ભ્રમ બહુ થાય છે. કેટલીક વાર સ્થૂળ સિદ્ધિમા સતોષ માનવામા આવે છે, કેટલીક વાર અધિકારીભેદે પ્રાપ્ત થવા યોગ્ય વિશિષ્ટ યોગના અગને શરૂઆતમા આદરવાનો પ્રયાસ કરી યોગનો ક્રમ ભૂલી જવામા આવે છે અને તેથી પગથિયે પગથિયે યોગની સીઢી ચઢવાને બદલે કૂદકો મારવા મન લલચાઈ જાય છે પણ તેથી અધપાત જ થાય છે, કેટલીક વાર દાખલા તરીકે સાલબન ધ્યાનની સિદ્ધિ થયા વગર નિરાલબનમા પ્રવેશ કરવા ઇચ્છા થઇ જાય છે, કેટલીક વાર શરીરના સંઘયણાદિની વિચારણા વગર ધ્યાનના આગળના ભેદો તરફ આકર્ષણ થઈ જાય

---

૧ ‘જોગજુગતિ’ ને બદલે યોગજુગતિ અથવા જોગયુગતિ શબ્દ એક જ અર્થવાળા અન્યત્ર દેખાય છે

૨ ‘વિમાસી’ ને બદલે ‘વિચારી’ પાઠ કોઇ પ્રતમા છે

૩ ‘સમાસી’ ને બદલે ‘સવારી’ પાઠાતર કોઇ જગ્યા પર છે

૪ થિરતા=સ્થિરતા જોગજુગતિ=યોગયુક્તિ અનુકારી=તેને કરતો, તેની અનુકૂળતાએ વર્તતો. આપો=સ્વત આપ=આત્માને વિમાસી=વિચારતો અનુસારી=તે રસ્તે ચાલતો. સીઝે=સિદ્ધ થાય. કાજ=કાર્ય સમાસી=(સ્વરૂપમાં) સમાશે અથવા ટૂંકા વખતમા–એક માસમા

છે આ સર્વ યોગયુક્તિનો અભાવ બતાવે છે, અને પછી ચિદાનંદજી મહારાજ એક પદમાં જણાવે છે તેમ થાય છે તેઓશ્રી કહે છે કે:—

> જોગજુગતિ જાણ્યા વિના, કહા નામ ધરાવે;
> રમાપતિ કહે રંકકું, ધન હાથ ન આવે. જોગ.
>
> ભેખ ધરી માયા કરી, જગકું ભરમાવે;
> પૂરણ પરમાનંદકી, સુધિ રંચ ન પાવે. જોગ.
>
> મન મુંડ્યા વિન મુંડકું, અતિ ઘેટ મુંડાવે;
> જટા જૂટ શિર ધારકે, કોઉ કાન ફરાવે. જોગ
>
> ઊર્ધ્વ બાહુ અધો મુખે, તન તાપ તપાવે;
> ચિદાનંદ સમજ્યા વિના, ગિણતી નહિ આવે. જોગ.

આ પ્રમાણે સ્થિતિ છે જોગજુગતિ જાણ્યા વગર ભેખ ધારણ કરવામા આવે કે મુંડ મુંડાવવામા આવે તેથી યોગીનું નામ ધારણ કરાય છે, પણ તેથી યોગી થવાતું નથી, અને આ જોગજુગતિ સમજવામા, જાણવામા અને અમલમાં મૂકવામા સદ્ગુરુના યોગની ખાસ જરૂર રહે છે એમના પ્રતાપથી યોગના અંગોમા રહેલી વિશિષ્ટતા અને તેને અમલમા મૂકવાનો સમય સમજાય છે અને નકામા કાળક્ષેપ અને શક્તિનો વ્યય થતો અટકે છે ઇચ્છાયોગ એટલે મનમા ઇચ્છા હોય તેવો યોગ યથાર્થ બોધ વગર કરવો, શાસ્ત્રયોગ એટલે શાસ્ત્રમા બતાવ્યા પ્રમાણે યોગ કરવો, સામર્થ્યયોગ એટલે આત્મવીર્યને સ્ફુરાવવું, ધર્મસંન્યાસ એટલે ક્ષયોપશમ ભાવના ધર્મોને તજી દેવા અને ક્ષાયિક ભાવના ધર્મોને આદરવા વિગેરે સર્વનો સમાવેશ જોગજુગતિમાં થઇ જાય છે*

આવી રીતે સ્થિરતા આદરી અને યોગયુક્તિથી ઘટનાઓ કરી તેને અનુકૂળ આ બાળોભોળો સંન્યાસી વર્તે છે એટલે પોતાના અધિકાર પ્રમાણે યોગસાધના કરે છે અને મનને વિકલ્પથી દૂર કરી સ્થિર કરે છે; સાથે આત્મા આત્મસ્વરૂપ વિચારે છે એ યોગના અંગોની સાધના કરતો-ધારણા કરતો પણ વારંવાર પોતે કોણ છે? પોતાનો અને સર્વ વસ્તુઓનો સંબંધ કેવો છે? શા માટેનો છે? કેટલા વખત સુધીનો છે? પોતે અહીં શા માટે રહ્યો છે? પોતાનું કર્તવ્ય શું છે અને આ જિંદગીની રખડપટ્ટી કેવી રીતે અટકી શકે? તેનો તે વિચાર કરે છે પછી તેને વિચાર થાય છે કે પોતાનામા કેટલી શક્તિ છે તેમ કરતા તેને જણાય છે કે "અહો! આ મારો આત્મા સાક્ષાત્ અનેક ગુણરત્નનો દરિયો છે તે સર્વજ્ઞ છે સર્વદર્શી છે, પરમાત્મા છે, નિરંજન છે અને તેની આવી અદ્ભુત શક્તિનું ભાન ન હોવાને લીધે આવી વિષયમા સુખ માને છે બાકી વીતરાગને પ્રશમપૂર્વક જે સુખ છે તેનું અનંતમા ભાગનું સુખ પણ સર્વથી સુખી ગણાતા છદ્મસ્થને હોતું નથી;

---

* આ ત્રણ પ્રકારના યોગ માટે જુઓ ઉપોદ્ઘાત અને તેનું વિશેષ વર્ણન યોગદૃષ્ટિની સઝાયની પ્રસ્તાવનામાં શાન્તિવિજયસૂરિએ કર્યું છે પ્રકરણરત્નાકર પ્રથમ ભાગ પૃ ૪૧૦

માટે આવા અનંત ગુણો જ્યારે આપણા પોતામાં જ છે તો તે ક્યા ગુણો છે તે અન્ય ગુણવાન મનુષ્યોમાથી શોધી કાઢી, પોતાનામાંથી જ ખોળી કાઢવા અને તેને પ્રગટ કરવા પ્રયાસ કરવો. આ આત્મા અનંત વીર્યવાન છે, વિશ્વને પ્રકાશ કરનાર છે અને એની ધ્યાનશક્તિના પ્રભાવથી એ આખા વિશ્વને હલાવી શકે એવો છે. જે જે મહાન્ સદ્દ્ગુણો, શક્તિઓ અને સિદ્ધિઓ ગણાવી શકાય, જે કલ્પી શકાય તે સર્વ આત્મામાં શકિતપણે છે અને તેને વ્યક્ત કરવાનો આ પ્રયાસ છે. એ સર્વ કરવા માટે મનને પ્રથમ કબજામા લેવાની જરૂર છે અને તેને માટે ક્રમસર વિચાર ગુર્વાદિના આશ્રય નીચે કરવાનો છે ” આ આત્મવિચારણા એ બહુ ઉપયોગી બાબત છે. આખી દુનિયા પર જય મેળવનાર અને મેળવવાની દોડાદોડી કરનાર પોતાની જાતને જ ન ઓળખી શકે એ બહુ મોટા ખેદની હકીકત છે અને એ ખેદ દૂર કરવાનો ઉપાય આત્મવિચારણા કરવી એ જ છે.

આવી રીતે આત્મવિચારણાપૂર્વક યોગયુક્તિને અનુસરીને જ્યારે યોગના અંગ અને પ્રત્યંગની સેવના કરવામા આવે ત્યારે યોગમાર્ગમાં વધારો થતો જાય છે અને આત્મા પરમાત્માના માર્ગે ચઢે છે. બહિરાત્મ ભાવ છોડી અંતરાત્મ સ્વરૂપ આદરી પરમાત્મ ભાવ પ્રગટ કરવાનું જે સાધ્ય તેમા હોય છે તેને પ્રાપ્ત કરવાને રસ્તે જ્યારે તે લાગી જાય છે ત્યારપછી જે કાર્ય કરવાનું છે તે બહુ ટૂકા વખતમા સિદ્ધ થઇ જાય છે. જ્યા સુધી આ જીવ બહિરાત્મ ભાવમાં વર્તતો હોય છે ત્યા સુધી તે ઘર, પુત્ર, સ્ત્રી અને ધનાદિ પરભાવમા સ્વબુદ્ધિ–આત્મબુદ્ધિ ધારણ કરી તેમા રાચ્યોમાચ્યો રહે છે, પણ જ્યારે તે આ પરભાવરમણતાનો અભ્યાસ છોડી દઇ અતરાત્મસ્વરૂપમાં લય થવા માડે છે ત્યારે તેને વિવેકજ્યોતિ સ્ફુરે છે અને તેના પરિણામે ગુણસ્થાન આરોહણ કરતા કરતા છેવટે નિરંતરને માટે ઉપાધિમાથી મુક્ત થઇ જાય છે એ અંતરાત્મ દશામા પ્રગતિ કરવી એ પરમાત્મદશાનું અનુસરણ છે અને એ માર્ગે અધિકાર પ્રમાણે સદ્દ્ગુરુની નિષ્ઠા નીચે ગમન કરવાથી જે કાર્ય કરવા બાળાભોળા સન્યાસીનો પ્રયાસ છે તે કાર્ય તેને ટૂકા વખતમા પ્રાપ્ત થાય છે. જો તે હઠયોગાદિ અકુશળ માર્ગમા પડી જાય તો તેનો માર્ગ બહુ લાબો થઇ જાય છે અને ઘણી વાર તેનો અધ પાત પણ થાય છે, પણ જો યોગના અવધાન સમયે મૂળ તથા ઉત્તરગુણો બરાબર ધારણ કરી, પર્યકાસન કરી અને પછી રેચક, પૂરક, કુભકનો મન અને ઇદ્રિયો પર જય મેળવવામા ઉપયોગ કરે અને યોગઅવધાન ન ચાલતુ હોય તેવે વખતે જોગજુગતિ પર વિચારણા કરી સ્થિરતા પ્રાપ્ત કરે અને પોતે જાતે જ આત્માનો વિચાર કરે તો પછી તેનું પરમ સાધ્ય–લક્ષ્યબિંદુ–નિરંજન નિરાકાર સ્થાન પ્રાપ્ત થાય. જ્યા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી લોકાલોકના સ્વરૂપને તે જાણે, દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી તે સર્વ સ્વરૂપને દેખે, વેદનીય કર્મનો ક્ષય થવાથી નિરુપાધિક અનત સુખની ઉત્પત્તિ થાય, મોહનીય કર્મનો ક્ષય થવાથી ક્ષાયક સમ્યક્ત્વની અને ચારિત્રની ઉત્પત્તિ થાય, આયુ કર્મનો ક્ષય થવાથી અક્ષય સ્થિતિ થાય, નામકર્મનો ક્ષય થવાથી અરૂપી-

પણ પ્રાપ્ત થાય, ગોત્ર કર્મનો ક્ષય થવાથી અગુરુલઘુત્વ પ્રાપ્ત થાય અને અંતરાય કર્મનો ક્ષય થવાથી અનંત બળ પ્રગટ થાય આ સાધ્ય તેને બહુ જલદીથી પ્રાપ્ત થાય. સર્વ સુખની પરાકાષ્ઠારૂપ યોગીનું આ લક્ષ્યસ્થાન પ્રાપ્ત કરવા યોગ્ય અધિકાર, તે માર્ગદર્શક ગુરુનો યોગ અને એ વિષયમાં અપૂર્વ રુચિ પ્રાપ્ત થાય ત્યારે દેહદેવળરૂપ મઠમાં વાસ કરનાર જાગ્રત સંન્યાસી પોતાનું અનંત સિદ્ધ સ્વરૂપ પ્રગટ કરે એ હકીકત બહુ આકર્ષક છે, આનંદ ઉપજાવનારી છે અને પરિણામે મહાપ્રયાસનું તદનુરૂપ સર્વોત્કૃષ્ટ ફળ આપનારી છે

સમાસી શબ્દનો બીજો અર્થ કરતાં ઉપર પ્રમાણે તેનું ક્ષય થાય છે અને તેથી સ્વસ્વરૂપમાં છેવટે સમાઈ જશે એટલે તેનું સ્વરૂપ પ્રગટ થશે. અર્થ લગભગ એકનો એક જ રહે છે આવી રીતે જ્યારે યોગમાર્ગ પ્રાપ્ત થયો છે ત્યારે તે માર્ગે ચાલી તારું સ્વરૂપ સિદ્ધ કર અને તારા કાર્યોનું શું ફળ બેસે છે એ જો. એ માર્ગે ગમન કરતાં તને બહુ હર્ષ થશે અને જો કે તે તારાં કાર્યો ફળની ઇચ્છા વગર કર્યા કરજે અને તેમ જ યોગીએ કરવું જોઈએ, છતાં પણ તેનાં અનિવાર્ય પરિણામ તરીકે તને કાર્યની પૂર્ણતા પરમાત્મપદમાં તારો સમાવેશ થવામાં જણાઈ આવશે; માટે હવે અન્ય સર્વ નકામી નિષ્ફળ પ્રવૃત્તિ મૂકી દઈ દેહદેવળરૂપ મઠમાં વાસ કરી સંન્યાસીનો પાઠ ભજવ જેથી તારી સર્વ ઉપાધિઓ હંમેશને માટે દૂર ખસી જાય અને તું અત્યુત્કૃષ્ટ શાંતિસામ્રાજ્યના મંદિરમાં નિરંતરને માટે વિલાસ કરે.

## પદ ૭ મું—સાખી.

*जग आशा जंजीरकी, गति उलटी कुल मोर;
जकर्यो धावत जगतमें, रहे छूटो इक ठोर

"હે જીવરૂપ મોરલા! આ જગતમાં આશારૂપ બંધન—નાડાની રીત તદ્દન વિપરીત છે; તેના વડે કોઈને જકડ્યો—બાંધ્યો હોય ત્યારે તે દુનિયામાં દોડાદોડ કરે છે અને તેનાથી છૂટો કર્યો હોય ત્યારે તે એક સ્થાનકે રહે છે"

જંજીર—હાથીને પગે બાંધવાનું નાડું—દોરડું, તે સુતરનું હોય છે અને બહુ જાડું તથા મજબૂત હોય છે આ નાડાવડે હાથીનો પાછલો પગ બંધાય છે બીજો અર્થ જંજીર એટલે બેડી—સાંકળ પણ થાય છે પણ અત્ર બંધન અર્થ વધારે સમીચીન લાગે છે

ભાવ—આ જીવરૂપ મયૂરને ઉદ્દેશીને જે કહે છે તે નાની વાત પણ બહુ સમજવા જેવી છે સામાન્ય નિયમ છે કે જ્યારે હાથીને દોરડાથી બાંધ્યો હોય છે ત્યારે તે એક સ્થાનકે કેદખાનાની જેમ હાથીખાનામાં પડ્યો રહે છે પણ જ્યારે તેને છૂટો કરવામાં આવ્યો હોય એટલે દોરડું છોડી નાખ્યું હોય ત્યારે તે આખા જગતમાં મરજી આવે ત્યાં દોડતો

* કુલ—તદ્દન. મોર—જીવરૂપ મોરલો. જકર્યો—બાંધ્યો. કોઈ પ્રતમાં જકર્યો છે. ઇક ઠોર—એક ઠેકાણે.

ફરે છે, પણ જીવની વાત તેથી ઉલટી જ છે. તેને જ્યારે આશારૂપ દોરડાથી બાંધ્યો હોય છે ત્યારે તે આખી દુનિયામા ફર્યા કરે છે, પણ જ્યારે તેને છૂટો કરવામા આવ્યો હોય છે ત્યારે તે એક જ સ્થાનકે રહે છે. કહેવાની મતલબ એ છે કે–આશાના પાશથી બંધાયેલ પ્રાણી અનેક મતલબ માટે કર્મબંધન કરી સંસારમા રખડે છે અને તેનાથી મુક્ત થાય છે કે તુરત મોક્ષમાં જઇ એક સ્થાનકે નિરંતરને માટે રહે છે. જંજીરના બંધનમા અને આશાપાશના બંધનમા આટલો બધો વિરોધ છે.

આશા એ એવી વસ્તુ છે કે એનો પૂરતો ખ્યાલ આવવો મુશ્કેલ છે. એ આ જીવને આખા સંસારમા રઝળાવે છે. આ સંસારમા ખરેખર ટટળાવી રાખનાર આશા છે, ગરીબ હોય છે તે ધનવાન થવાની આશા રાખે છે, માંદો સાજા થવાની આશા રાખે છે, વંધ્યા પુત્ર થવાની આશા રાખે છે, નોકર પગાર વધવાની આશા રાખે છે, વિરહી સ્ત્રી પતિને મળવાની આશા રાખે છે અને એમને એમ ટીંગાઇ રહી આજકાલ કર્યા કરે છે, પણ એ વસ્તુને વગર પ્રયાસે મેળવી આપનાર શુદ્ધ આચરણ કરવાની અને લાભાંતરાય તોડવાની ઇચ્છા થતી નથી. માત્ર ધન મેળવવાની આશામા પ્રાણી કેટલા બધા પ્રયાસો કરે છે તે વિચારીએ તો કંપારી છૂટે તેમ છે, તે પર્વતે પર્વત ભમે છે, દૂર દેશમા મુસાફરી કરે છે, ગમે તેવું જોખમ ખેડે છે, ટાઢ તડકો સહન કરે છે, મૂર્ખ શેઠીયાઓની ખુશામત કરે છે, કુદરતના નિયમ વિરુદ્ધ રાતદિવસ યંત્રની માફક કામ કર્યા કરે છે, ભૂખ્યો રહે છે, કાલાવાલા કરે છે, અસત્ય બોલે છે, ચોરી કરે છે–ટૂંકામા જે જે કાર્ય કરી શકાય તે તમામ આ જીવ ધનને માટે કરે છે. અંતે તો નશીબમા હોય–અંતરાય કર્મનો ક્ષયોપશમ હોય તેટલું જ મળે છે, કૂવામા કે દરિયામા ઘડો લઇ ડુબકી મારે પણ ઘડામા જેટલુ સમાય તેટલું જ જળ આવે છે, ઘડાની અંદર સમાસ હોય તેટલુ જ જળ તેમા આવી શકે છે, પણ આ જીવ વધારે મળશે, વધારે મળશે, એવી મસ્ત મગજની ખુમારીમા દોડ્યો જ જાય છે, અનેક પ્રકારના કર્મબંધન કરે છે, માનસિક પરિવર્તનને આધીન થાય છે અને સંસારમા રખડે છે. આશાના પાશમા બંધાયેલ જીવની સ્થિતિ બહુ વિચિત્ર થઇ પડે છે.

કોઇ પણ કાર્ય કરતી વખતે તેના ફળની અપેક્ષા રાખવી ન જોઇએ, એથી કાર્ય કરવામા એક જાતની સરળતા અને શાંતિ આવી જાય છે અને અનિર્વચનીય સ્વાત્મસંતોષ થાય છે. ધાર્મિક કાર્યમા પણ નિરાશી ભાવ નિરંતર રાખવો જોઇએ અમુક ફળાપેક્ષા રાખીને કરેલ ધાર્મિક કાર્ય પણ તથાવિધ ફળ આપતું નથી અને તેથી શાસ્ત્રકારો પૌદ્ગલિક ફળને ઉદ્દેશીને કરાતા ધર્મકાર્યને લોકોત્તર મિથ્યાત્વ કહે છે. અન્ય શાસ્ત્રકારો પણ કહે છે કે 'તારો કર્મ કરવાનો અધિકાર છે, ફળવિચારણાનો કદિ પણ નથી.' જ્યારે નિરાશીભાવ પ્રાપ્ત થાય છે ત્યારે આ જીવને કર્મબંધન ઓછુ થાય છે, કર્મનિર્જરા ઘણી થાય છે અને છેવટે તે મોક્ષમાં જઇને બેસે છે; જ્યાથી પછી કદિ પણ પાછુ સંસારચક્રમા આવવુ પડતુ નથી, જ્યા એકાંત સુખ છે અને જ્યા નિશ્ચિત સ્થિરતા છે આશાપાશથી

જે છૂટે તે આ સ્થાનમાં એક જ જગ્યા પર નિરંતર રહે છે આશાના વિષય ઉપર અઠ્ઠાવીશમા પદને પ્રસંગે વિસ્તારથી વિવેચન કરવાનું છે, તેથી અત્ર મૂળ પદની વસ્તુ ઉપર હવે આવી જઈએ.

આત્મા પરમાત્મદશાના માર્ગને અનુસરે તો સર્વ કાર્ય સિદ્ધ થઈ જાય એ સંબંધી આગલા પદમા જે વિવેચન કર્યું તેના પર એક સામાન્ય સત્ય અહીં બતાવ્યું કે પરમાત્મદશા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આશાપાશને છોડી દેવો. એટલો સામાન્ય બોધ કરીને હવે આ જીવને જાગ્રત થવાનો ઉપદેશ કરે છે એમ કરવાનું કારણ તેને જાગ્રત કરીને પરમાત્મદશાના માર્ગ તરફ પ્રયાણ કરાવવાનું અને નિરંજન નાથની મૂર્તિ પ્રાપ્ત કરવાનું છે

રાગ આશાવરી.

अवधू क्या सोवे तन मठमें, *जाग विलोकन घटमें अवधू०
तन मठकी परतीत न कीजे, ढहि परे एक पलमें;
हलचल मेटि खबर ले घटकी, चिह्ने रमता जलमें अवधू० १

"હે અખંડ સ્વરૂપ સનાતન ચેતન! તું તારા શરીરરૂપ મઠમાં શું સૂઈ રહ્યો છે? જાગ્રત થા અને તારા હૃદયમાં જો. તારા શરીરરૂપ મઠનો ભરોસો કરીશ નહિ, એ તો એક ક્ષણમાં ખસી પડે (તેવો છે), માટે તું સર્વ હીલચાલ છોડી દઈને તારા હૃદયની ખબર લે, પાણીમાં (માછલાના પગની) નિશાની શું શોધે છે?"

અવધૂ=અખંડ સ્વરૂપ સનાતન ચેતન. अवधावतीति अवधूत એના વિશેષ અર્થ માટે પાંચમા પદની પહેલી ગાથાનો અર્થ જુઓ

ભાવ—હે ચેતન! શુદ્ધ સ્વરૂપવાન! અખંડ નિર્લેપ નિરંજન! તું તારા શરીરરૂપ મઠમાં-ઘરમાં શું ઊંઘી રહ્યો છે? તું જરા ઊઠ જાગ્રત થા અને તારા હૃદયની અંદર શું છે તે જો. શરીરરૂપ ઘરમાં આ જીવ એટલો બધો આસક્ત થયો છે કે તે અંદર નજર કરી શકતો નથી, માત્ર શરીર ઉપર જ પ્રેમ રાખ્યા કરે છે આ હકીકત બરાબર સમજવા માટે બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ સમજવું જરૂરનું છે આનંદઘનજી મહારાજ શ્રી સુમતિનાથજીના સ્તવનમાં કહે છે કે—

આતમ બુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો બહિરાતમ અઘરૂપ. સુજ્ઞાની
કાયાદિકનો હો સાખીધર રહ્યો અંતર આતમરૂપ. સુજ્ઞાની.
જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકળ ઉપાધ સુજ્ઞાની.
અતીંદ્રિય ગુણ ગણ મણિ આગરૂ ઇમ પરમાતમ સાધ. સુજ્ઞાની
સુમતિ ચરણ કજ આતમ અરપણા.

---

૧ વિશેષાર્થ—મઠમેં=શરીરમાં. પરતીત=ભરોસો. ઢહિ=ખસી પડે. હલચલ=ખટપટ. મેટિ=મટાડીને. ઘટકી=અંતરાત્માની. ચિન્હે=નિશાની. રમતા=શોધતાં.

* જાગ ને બદલે જાગિ શબ્દ છે અને ઢહિ ને બદલે ઢહે શબ્દ ક્વચિત્ દેખાય છે

જે પ્રાણી શરીર ઉપર આત્મબુદ્ધિ ધારણ કરે છે, એના સુખમાં, આનંદમાં, મોજમાં રસ લે છે, એને સર્વસ્વ સમજે છે, એના ઉપર માયા મમતા કરી એમા બંધાઇ જાય છે તે બહિરાત્મા જાણવો. કાયાદિક ઉપર મમત્વ ન રાખતા તેના સાક્ષી તરીકે રહે તે અંતરાત્મા સમજવો અને સર્વ ઉપાધિના ત્યાગથી જ્ઞાનાનંદમાં રમણ કરે અને અતીંદ્રિય ગુણનું સ્થાનક થઇ જાય તે પરમાત્મા સમજવો. આ બહિરાત્મા અને પરમાત્માના સંબંધમાં આ ગ્રંથમાં જૂદે જૂદે પ્રસંગે બહુ ઉલ્લેખ હોવાથી એનું સ્વરૂપ અગાઉ વિચાર્યું છે તે ઉપરાત અત્ર કાઇ જરા વિસ્તારથી વિચારીએ.

આત્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ થયા વગર સ્વપર વિવેચન થતું નથી તેથી તેના સ્વરૂપનો બોધ અવશ્ય કરવા યોગ્ય છે. શરીર વિગેરે પરવસ્તુમા આત્માનો ભ્રમ થવાથી મોહનિદ્રામાં જેની ચેતના અસ્ત થઈ ગઇ છે એવા આત્માને **બહિરાત્મા** કહેવામા આવે છે. બહિર્ભાવનો ત્યાગ કરી આત્મામા જ આત્માનો નિશ્ચય કરવો અને તેને તથાસ્વરૂપે ઓળખવો એ **અંતરાત્મા** છે અને જે આત્મા તદ્દન નિર્લેપ, નિષ્કલ ( શરીર રહિત ), શુદ્ધ, નિષ્પન્ન, નિવૃત્ત અને નિર્વિકલ્પ હોય તેને **પરમાત્મા** તરીકે ઓળખવામા આવે છે અંતરાત્મા અને બહિરાત્મામા ભેદ એટલો જ છે કે બહિરાત્મા જ્યારે ચૈતન્યસ્વરૂપ આત્માને દેહાદિ પદાર્થ–પર વસ્તુઓ સાથે જોડે છે ત્યારે અંતરાત્મા તેને સર્વ બાહ્ય પર વસ્તુઓથી પૃથક્ કરે છે, મતલબ ઇંદ્રિય દ્વારા આત્માને જે માની લીધેલું સુખ મળે છે તદ્દરૂપ વ્યાપાર કરનાર શરીરને બહિરાત્મા આત્મભાવે જુએ છે મનુષ્યપર્યાયરૂપે થયેલા આત્માને તે મનુષ્ય માને છે, દેવસ્વરૂપ આત્માને દેવ માને છે, તિર્યંચગતિ પ્રાપ્ત કરેલ આત્માને તિર્યંચ માને છે અને આવી રીતે ભ્રમમા પડી જઇ આત્માનું શુદ્ધ સ્વરૂપ શું છે તેની શુદ્ધ દશા કઈ છે અને વર્તમાન દશાનુ કારણ શુ છે તે તે સમજતો નથી. જેવી રીતે પોતાના આત્માના સબંધમા તે ભૂલ કરે છે તેવી જ રીતે અન્યના આત્માના સબધમા પણ તે તેવી જ ભૂલ કરે છે છેવટે અજ્ઞાનજ્વરથી પીડિત થઇ બહિરાત્મ ભાવમા વર્તતો જીવ પોતાથી અત્યત ભિન્ન પુત્ર, સ્ત્રી, પશુ અને છેવટે ધનમાં પણ આત્મત્વ જુએ છે આ બહિરાત્મ ભાવમા વર્તતો જીવ પોતાની સર્વ સંપત્તિ, વિભૂતિ અને અલંકારનો નાશ કરતો સસારગર્તમા ઉતરતો જાય છે. આ બહિરાત્મ ભાવ છોડી દઇને અતરાત્મ ભાવ જેમા આત્મસ્વરૂપનું સ્પષ્ટ જ્ઞાન–સ્વપર વિવેચન થાય છે તે પ્રાપ્ત કરીને પરમાત્મ ભાવ પ્રાપ્ત કરવાનો આ પદોમાં વારંવાર ઉપદેશ જૂદી જૂદી રીતે આવશે તે બહુ સમજવા યોગ્ય છે ખાસ કરીને ઇંદ્રિયો દ્વારા આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થઈ આ જીવ પરભાવમા રમણ કરી રહ્યો છે તેને આત્મવિચારણા કરાવી સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવા માટે અને યોગસ્થિરતા પ્રાપ્ત કરવા માટે આ વિષય બહુ ઉપયોગી થઈ પડે છે સ્વરૂપવિચારણા કરતા એને જે સ્થિતિ સમજાય છે તે પર વિવેચન કરવુ અનાવશ્યક છે, કારણ કે લગભગ સર્વ પદોનો તે જ વિષય છે. આ પદની વિચારણા કરવી એ બહિરાત્મ ભાવ તજી અંતરાત્મ વૃત્તિએ

વર્તવાનું પ્રથમ પગથું છે અંતરાત્મ ભાવમાં જ્યારે ચેતન વર્તતો હોય છે ત્યારે તે ઇન્દ્રિયોનું સ્વરૂપ સમજી પોતાની શુદ્ધ દશા પ્રાપ્ત કરવા પ્રબળ પ્રયાસ કરે છે અને અનાત્મભાવ પરભાવરમણતા દૂર કરે છે બહિરાત્મ દશામાં વર્તતા તેને જે બાબતમાં પ્રીતિ થતી હતી તેમાં તેને આપત્તિસ્થાન દેખાય છે અને જેમાં તેને ભય લાગતો હતો તે બાબતો આનંદમંદિર થાય છે ઇન્દ્રિયોનો સારી રીતે સંવર થયા પછી અંતરાત્મા જ્યારે બરાબર પ્રસન્ન થાય છે ત્યારે કોઈ વખત જે તત્ત્વસ્ફૂરણા થાય છે તે પરમાત્મ ભાવનું રૂપ છે આત્મતત્ત્વનું યથાસ્થિત જ્ઞાન કરવું, મનમાંથી વિકલ્પોને તજી દેવા અને મનને આત્મતત્ત્વમાં યોજી દઈ સચ્ચિદાનંદ સુખસ્વરૂપ ચિદાનંદમય સાક્ષાત્ પ્રભુત્વનું સ્વમાં દર્શન કરવું એ અંતરાત્મ ભાવ છે અને તે સ્વરૂપ પ્રગટ કરવું એ પરમાત્મ ભાવ છે. જ્યાં સુધી આત્મામાં અચળ અવસ્થિતિ થતી નથી ત્યાં સુધી સંસારબંધનથી મુક્તિ મળતી નથી અને તેથી ત્યાં સુધી પરમાત્મ ભાવ પ્રગટ થતો નથી, અને આત્મ અવસ્થિતિ કરવાનો મુખ્ય ઉપાય એ જ છે કે આત્મતત્ત્વનું અંતરંગમાં દર્શન કરવું, બહાર દેહગેહ વિગેરેનું દર્શન કરવું અને તે બન્નેના સંદેહ વગરના જ્ઞાતા થઈ આત્મનિશ્ચયથી જરા પણ ડગવું નહિ. બહિરાત્મ, અંતરાત્મ અને પરમાત્મ ભાવ સંબંધી વિવેચન અવારનવાર પદોમાં આવ્યા કરશે.

બહિરાત્મ ભાવમાં વર્તતા જીવને અત્ર શિક્ષા આપે છે કે—હે બંધુ! તું શરીર ઉપર આસક્ત થઈ કેમ ઊભા કરે છે? જરા લક્ષ્ય થઈને જો તો ખરો કે તારા હાથમાં શું ભર્યું છે? તું તો શરીરની લાલનાપાલનામાં, તેનાં સુખસાધનો એકઠાં કરવામાં અને તેને એશઆરામ આપવામાં જ મસ્ત રહે છે, પણ એમાં કાંઈ સુખ નથી, એ વસ્તુ તારી પોતાની નથી અને પરના ઘર ઉપર ખર્ચ કરવો તે તો ડહાપણભરેલું ગણાય પણ કાચના ઘર ઉપર શા માટે તું આટલો બધો વ્યય કરી નાખે છે?

વળી તું વિચાર કર. એ શરીરરૂપ ઘરનો તારે જરા પણ વિશ્વાસ કરવો યુક્ત નથી, કારણ કે તે એક ક્ષણમાં આખું ને આખું ખસી પડે તેવું છે કાચી માટીના બનેલા કાયારૂપ ઘરને પાયો જ નથી, એથી પાયા વગરનું ઘર એક ક્ષણવારમાં પડી જાય છે આપણે આપણા અનેક મિત્રોને શરીર છોડી ચાલ્યા જતા જોયા છે, સાંજના જેની સાથે વાત કરી તે સવારમાં ભસ્મીભૂત થઈ ગયા સાંભળ્યા છે, પાંચ મિનિટ પહેલાં મળેલા હોઈએ તે મિત્રને હૃદય બંધ થતા કાળનો કોળિયો થઈ જતા જોયા છે, તો પછી એ શરીરઘરનો ભરોસો કેવી રીતે રાખવો? એ તો એક ક્ષણમાં ખસી પડે તેવું પાયા વગરનું છે શરીરને પંપાળવાની જેમની ટેવ પડી ગઈ હોય છે તેમણે આ બહુ વિચારવા જેવું છે વાત વાતમાં તબીયત બગડી જનારાઓ, એક ઉપવાસ કરતા ગળે કમ પાણીનાં પોતાં મૂકનારાઓ અને ઉનાળામાં હવા ખાવા જનારાઓએ શરીર પાસેથી શું કામ લેવાનું છે? તેની શું કિંમત આપવાની છે? અને તેની ખાતર કેટલો ખોટો પ્રયાસ થાય છે? તે લક્ષમાં

લેવા જેવું છે. ગમે તેટલો પરિશ્રમ કર્યા છતા પણ એ કદિ તારું પોતાનું થવાનું નથી, અંતે તે ઘસી પડવાનું છે એમ તું વિવેકનેત્રને ઊઘાડીને જો.

આ પ્રમાણે સ્થિતિ છે માટે તુ બીજી નકામી હીલચાલ છોડી દઇને તારા અંતરાત્મામા શું છે તેની ખબર લે, તેની તપાસ કર, તેને માટે શોધખોળ ચલાવ. તું હવે સમજ્યો તો ખરો કે આ શરીરઘર પાયા વગરનું છે તો પછી તેમાંથી તું શું સાર કાઢવાનો છે? તારા હૃદયમા શું છે તે પર વિચાર ચલાવ. હાલ તો તું પાણીમા માછલાના પગની નિશાની શોધે છે, જે વસ્તુ પાણીમા કદિ રહી શકતી નથી તેની શોધ પાછળ મંડ્યો છે એ તારી મૂર્ખતા છે. તું જાણે છે કે શરીરમા સુખ નથી, શરીરના પાલનવડે સુખ નથી, શરીરનું સુખ નથી, છતા તેને માટે તેનાથી જ તેમાં સુખ મેળવવા ઇચ્છે છે એ તારી નકામી હીલચાલ મૂકી દઇ તારા અંતરાત્મ ભાવની ખબર લે. અત્યાર સુધીની તારી હીલચાલ છે તે સર્વ બહિરાત્મ ભાવ છે, તે સર્વ તજી દે. વળી તારા શરીરમઠમાં શું છે તે તારા ધ્યાનમા ન આવ્યું હોય તો તેનું બરાબર સ્વરૂપ બતાવવામા આવે છે તું તે સાભળ.

**मठमें पंच भूतका वासा, सासा धूत खवीसा;**
**छिन छिन तोही छलनकुं चाहे, समजे न बौरा सीसा. अवधू० २**

"(શરીરરૂપ) મઠમાં પાચ ભૂતનો વાસો છે અને શ્વાસોશ્વાસરૂપ ધૂર્ત ખવીસ પણ ત્યા છે જે પ્રત્યેક ક્ષણે આ જીવને છળવાને ચાહે છે, તો પણ આ અજ્ઞાની ગાડો શીખાઉ (તે) સમજતો નથી."

અથવા ધૂર્ત શબ્દનો અર્થ 'કંપતો-ધ્રુમતો' એવો પણ કરી શકાય. આ અર્થ વિષયને અનુરૂપ છે.

**ભાવ**-જે શરીરઘરનુ તુ લાલનપાલન કરે છે તે ઘરમા તો ભૂત અને ખવીસ રહેલા છે. દુનિયાનો સર્વમાન્ય નિયમ છે કે જે ઘરમા ભૂતનો વાસો થયો હોય ત્યા જો કોઈ રહે તો તેને સુખ ઉપજતું નથી, શારીરિક અને માનસિક અનેક પ્રકારની ઉપાધિઓ નિરંતર થયા કરે છે. દુનિયાનો ભૂતથી મનાયલો ત્રાસ ઉપયોગમા લેતા તેમ જ શરીરમા પૃથ્વી વિગેરે ભૂતો પણ એક શબ્દવાચક હોવાથી તે પર શ્લેષ કરી સમજાવતા આ જીવને કહે છે કે-તારા શરીરમા તો પાચ ભૂતનો વાસો છે અને શ્વાસોશ્વાસરૂપ ખવીસ આવીને વસેલો છે. આ શરીર પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશનુ બનેલુ છે, મતલબ તેમા

૨ વાસા=ઘર, રહેઠાણ સાસા=શ્વાસોશ્વાસરૂપ ધૂત=ધુતારો અથવા કપતો, ધ્રુમતો ખવીસા=ખવીસ, માથા વગરનો ભૂત છિનછિન=પ્રત્યેક ક્ષણે તોહી=તે બૌરા=બાવરો, ગાડો સીસા=અભણ, શીખાઉ

પાંચ ભૂતો આવીને વસેલા છે વળી આ ભૂત પિશાચથી પણ વધારે ભયંકર ખવીસ હોય છે તે માથા વગરનો હોય છે એમ કહેવાય છે અને તે જેને વળગેલ હોય તેને પ્રાણ લેતા સુધી છોડતો જ નથી. શરીરમાં શ્વાસોશ્વાસરૂપ ધુતારો ખવીસ પણ રહેલ છે અથવા શ્વાસોશ્વાસરૂપ ઘુમતો-કંપતો ખવીસ ત્યાં રહે છે ઇંદ્રિયરૂપ ભૂતો શરીરને એક ક્ષણ પણ છોડતા નથી અને વારંવાર તેનું છળ જોયા કરે છે, કોઇ પણ પ્રસંગ મળતા તે ચોરની જેમ ઘરમાં પેસી જાય છે અને જીવની ઋદ્ધિને લૂંટી લે છે, વળી જીવને છળવાની બાબત તેઓને બહુ પસંદ છે કોઈ પણ પ્રસંગ આવે તો તેઓ તેનો કેડો મૂકતા નથી, પણ દરેક વખતે લાગ લઇ જીવ જરા પ્રમાદમાં પડે કે દાખલ થઈ જાય છે, પણ આ ગાંડો અભ્યાસી જીવ હજુ તેને ઓળખતો નથી, વસ્તુસ્વરૂપ સમજતો નથી અને શરીરને નિરંતર પંપાળ્યા કરે છે ઇંદ્રિયો તેના પર જય મેળવવા ઇચ્છે છે, શ્વાસોશ્વાસ તેનું આયુષ્ય ઘટાડવા મંડ્યો જ રહે છે તેઓ આ જીવના પોતાના નથી, પારકા છે, કોઇ પણ વખતે છોડી જનારા છે, જીવને ગભરાવી થથરાવી નાખનારા છે, છતાં આ જીવ તેઓમા ગાંડા માણસની પેઠે-અજ્ઞાનીની પેઠે પ્રેમ રાખ્યા કરે છે ચેતન! તારા શરીરમંડળની આ સ્થિતિ છે તો હવે તુ શું જોઇને એ બહિરાત્મ ભાવમાં પડી રહ્યો છે? તારા વિવેકચક્ષુ ખોલીને જો, વિચાર કર, જાગ્રત થા, ઉઠ. આ પ્રમાણે ક્યાંસુધી બેસી રહીશ? તારુ અંતર સ્વરૂપ હવે પ્રગટ કર અને બહિરાત્મ ભાવ છોડી દે

> सिर पर पंच बसे परमेसर, घटमें सूछम बारी;
> *आप अभ्यास लखे कोई* विरला, निरखे ध्रूकी तारी अव० ३*

'તારા માથા ઉપર પંચ પરમેષ્ઠી વસે છે તેને તારા હૃદયની અંદર રહેલ સૂક્ષ્મ બારી દ્વારા આત્મઅભ્યાસથી કોઈ ભાગ્યશાળી પ્રાણી જુએ ત્યારે તે તેમાંથી ધ્રુવનો તારો દેખે છે "

ભાવ-તુ બહિરાત્મ ભાવમા વર્ત્યા કરે છે પણ એમા તારી બહુ મોટી ભૂલ થાય છે જો સકળ આનંદ અને શુણસમૂહના ધામરૂપ પરમાત્મ ભાવ તારે પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તો તેને માટે તારે અંતરાત્મ ભાવનું સ્વરૂપ પ્રગટ કરવુ જોઇએ, તારા શરીરના સાક્ષી તરીકે રહેવુ જોઇએ, કોઈ પણ શારીરિક બાબતમા મમત્વબુદ્ધિ તજવી જોઇએ. આ અંતરાત્મ ભાવ આત્મઅભ્યાસથી દેખાય છે પૌદ્ગલિક વસ્તુઓ કઈ છે પર વસ્તુઓ કઈ છે અને તેઓનો અને આત્માનો સંબંધ શું છે કેવો છે, કેટલો વખત ચાલે તેવો છે એ બરાબર વિચારી આત્મઅભ્યાસ-આત્મતત્ત્વચિંતવન-

---

* લખે કોઇ ને બદલે પ્રકાશે એવો પાઠ અન્યત્ર છે

૩ પંચ=પંચ પરમેષ્ઠી, અરિહંત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને સાધુ સૂછમ=સૂક્ષ્મ. બારી=અંતર્મોક્ષ કરવાનું સ્થાન વેધશાળા. આપ અભ્યાસ=આત્મઅભ્યાસ. લખે=દેખે. ધ્રૂકી તારી= ધ્રુવનો તારો, પોલર સ્ટાર.

આત્મનિરીક્ષણ જ્યારે કોઈ ભાગ્યવાન પ્રાણી કરે છે, એટલે જ્યારે તે બહિરાત્મભાવ તજી અંતરાત્મભાવમા રમણતા કરે છે ત્યારે પોતાના હૃદયમા રહેલ સૂક્ષ્મ બારી દ્વારા પોતાના માથા ઉપર પંચ પરમેષ્ઠીને જુએ છે. હૃદયમા રહેલ સૂક્ષ્મ બારી તે ક્ષયોપશમને લીધે થયેલ સૂક્ષ્મ ભાવગ્રાહી બોધ સમજવો. જ્યારે જ્ઞાનાવરણીય કર્મનો વિશેષ ક્ષયોપશમ થાય ત્યારે સૂક્ષ્મ વસ્તુ જાણી શકાય તેવો બોધ આત્માને થાય છે. આ બારીને રસ્તે કોઈ ભાગ્યવાન પ્રાણી હોય તે આત્મઅભ્યાસ કરે છે, એટલે સૂક્ષ્મ બોધ ધારણ કરી આત્મ-સ્વરૂપ જોવાનો અભ્યાસ કરે છે. તે જુએ છે કે પોતાના માથા પર પંચ પરમેષ્ઠી વસે છે અને તેની આજ્ઞા પોતાને માથે વહન કરવાની છે અને વળી વધારે બારિકીથી જુએ છે ત્યારે તેમને જણાય છે કે ત્યાં સૂક્ષ્મ ધ્રુવનો તારો ઝળકે છે. મતલબ સૂક્ષ્મ બોધ થતા આત્મસ્વરૂપના પ્રકાશનુ તેજ તેને દૂરથી દેખાય છે. એ દૂરથી જે સૂક્ષ્મ દીપક દેખાય છે તે પરમાત્મભાવ છે, એનો સ્વયંપ્રકાશ તો અતિશય વિશેષ છે પણ હજુ આ જીવ આત્મઅભ્યાસ દ્વારા અવલોકન કરવાની શરૂઆત કરે છે ત્યારે તેને પરમાત્મદશાનું ઝાંખુ સ્વરૂપ દૂરથી દેખાય છે અને પછી એના પૂર્ણ પ્રકાશને પ્રાપ્ત કરવા એવી પ્રબળ ઇચ્છા થાય છે કે તેનું વર્ણન કરી શકાય નહિ પાચસે પાવરના વિજળીના દીવાનો પ્રકાશ કે કીટસન લાઇટનો પ્રકાશ આ પ્રકાશની પાસે કાઈ હિસાબમા નથી. વળી તે ધ્રુવના તારાની પેઠે નિશ્ચળ છે. ચેતન ! આ ભૂત ખવીસના સ્થાનરૂપ શરીરઘરની પ્રતીતિ છોડી સદરહુ ધ્રુવનો તારો જોવાનો યત્ન કર. એ એક વખત જોઇશ એટલે પછી આ શરીરઘરની સાથે કેટલો સંબંધ રાખવો તે બાબતનો તારા મનમા દૃઢ નિર્ણય થશે.

“ આપ અભ્યાસ પ્રકાશે વિરલા, નિરખે ધ્રુકી તારી ” એ પાઠાતર પણ બહુ સારો ભાવ આપે છે શિર પર પચપરમેષ્ઠી વસે છે અને હૃદયઘટમા સૂક્ષ્મ બારી છે તે બારી દ્વારા જ્યારે આ જીવને આત્મઅભ્યાસ થાય છે–ત્રણ પ્રકારના આત્માનું ઉપર જણાવેલુ સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજાય છે ત્યારે તદ્દ્વારા ધ્રુવનો તારો–શુદ્ધ પરમાત્મભાવ–આધ્યાત્મિક જીવનનું પરમ લક્ષ્યબિન્દુ જુએ છે અને તે વખતે તેને અપૂર્વ આનદ થાય છે. આનદ-ઘનજી મહારાજ અત્ર કહી દે છે કે–આવી રીતે ધ્રુવનો તારો દેખનાર વિરલ હોય છે, ભાગ્યશાળી હોય છે, જવલ્લે જ હોય છે, પણ એ સર્વ પ્રયાસનુ સાધ્ય–પ્રાપ્તવ્ય સ્થાન હોવાથી તેમા અદ્ભૂત શાતિસમૃદ્ધિનુ સામ્રાજ્ય હોય છે ધ્રુકી તારી એ પરમાત્મભાવ સમજવો.

પદની આ ગાથામા કોઇ અપૂર્વ ભાવ હોય એવી સ્ફુરણા થાય છે. યોગની કેટલીક હકીકતનો તેમા સમાવેશ કર્યો જણાય છે પંચપરમેષ્ઠી એટલે પંચમહાવ્રત હોવા સભવિત છે. સર્વ જીવની હિસાનો ત્યાગ, સર્વથા અસત્ય ભાષાનો ત્યાગ, પરવસ્તુ રજા વગર ન લેવાનો નિયમ, અખડ બ્રહ્મચર્ય અને પરવસ્તુ ઉપર સ્વામિત્વ સ્થાપન ગ્રહણાદિનો સર્વથા ત્યાગ એ પંચમહાવ્રતોનું સ્થૂળ સ્વરૂપ છે. સમ્યગ્જ્ઞાનપૂર્વક જ્યારે સર્વવિરતિભાવ પ્રાપ્ત થાય છે ત્યારે ત્યાગમા જે આનંદ આવે છે તેનુ સ્વરૂપ અનુભવથી જ સમજાય તેમ છે.

યોગસૂત્રોમાં આને પાંચ યમ તરીકે ઓળખવામાં આવે છે. યોગનું આ પ્રથમ અંગ છે અને આત્માથી પર રહેલી સર્વ વસ્તુ પર જય મેળવવાનો પાયો છે. એ પંચ મહાવ્રતોનું સૂક્ષ્મ સ્વરૂપ બહુ લક્ષ્યપૂર્વક વિચારવા યોગ્ય છે. એ પંચ મહાવ્રત પણ સમ્યગ્જ્ઞાન—વસ્તુ સ્વરૂપના શુદ્ધ અવબોધપૂર્વક હોય તો વિશેષ લાભ કરનાર થાય છે. નહિ તો બહુધા કાયક્લેશ કરાવે છે. આ પંચ મહાવ્રતને પંચપરમેષ્ઠીનું સ્વરૂપ આપી અત્ર કહે છે કે—તારા શિર પર પંચપરમેષ્ઠીનો વાસ છે, મતલબ તારે પંચમહાવ્રતની ધુરા તારા માથા ઉપર વહન કરવાની છે અને તેની સાથે જ જ્યારે તારા હૃદયપટમાં રહેલી શુભ મનરૂપ બારી દ્વારા તું અવલોકન કરીશ ત્યારે તને વસ્તુસ્વરૂપનો ભાસ થશે. પંચમહાવ્રત દ્વારા મહા ત્યાગ કરીને પછી જ્યારે તું મનને વિકલ્પોથી દૂર કરી તદ્દ્વારા અવલોકન કરીશ ત્યારે આત્મવિચાર દ્વારા તારો અપ્રતિપાતીભાવ—તારું પરમાત્મસ્વરૂપ—તારું લક્ષ્યસ્થાન—ધ્રુવ સ્થાન—અચળ સ્થાન દેખાશે. સંસારચક્રના દુઃખમય ઘોર આકાશમાં દૂરથી દેખાતો રમણીય-સ્થિર પ્રકાશ આપનાર—ઝળકતો આ ક્ષાયિક ભાવનો તારો તારું લક્ષ્યસ્થાન બનશે અને પછી તને યોગમાર્ગમાં આગળ ચાલવા સ્વાભાવિક પ્રેરણા થશે. આ અર્થસ્ફુરણામાં પંચ પરમેસરનો અર્થ બરાબર બંધબેસતો આવે છે કે તેને સ્થાને પાંચ ઇંદ્રિયો લેવી ઉચિત ગણાય તે વિચારવા યોગ્ય છે. તાત્પર્ય એ છે કે—યોગના પ્રથમ અંગ યમમાં અત્ર પ્રવેશ કરી, પરમાત્મભાવનું દર્શન કરી પછી જે ભાગ્યશાળી પ્રાણી હોય છે તે યોગમાર્ગમાં વધતો જાય છે. કેવી રીતે વધતો જાય છે તેનું કાંઈક દર્શન આ જ પદમાં થશે.

आशा मारी आसन धरी घटमें, अजपाजाप जगावे;
आनंदघन चेतनमय मूरति, नाथ निरंजन पावे. अवधू० ४

"આશાનો ત્યાગ કરીને હૃદયમાં સ્થિરતા ધારણ કરે અને અંતરંગ ધ્વનિરૂપ અનુચ્ચરિત જાપ કરે ત્યારે આનંદના સમૂહરૂપ નિરંજન નાથની જ્ઞાનમય મૂર્તિ પ્રાપ્ત કરે."

**ભાવ**—ઉપરની ગાથામાં ધ્રુવનો તારો નિરખવાની જે હકીકત કહી તેનું દર્શન કરી યોગમાર્ગમાં ચેતન આગળ વધારો કરે છે તે આ પ્રમાણે. પ્રથમ આશાનો ત્યાગ કરવો એટલે જે કાંઈ કાર્ય કરવાં તે આ તદ્દન નિરાશી ભાવથી કરવાં, ફળાપેક્ષા વગર કરવાં; બીજું તેની સાથે સ્થિરતા પ્રાપ્ત કરવી એટલે શરીરની પ્રવૃત્તિ ઉપર યોગ્ય અંકુશ આવી જાય અને સાથે આત્મતત્ત્વમાં એકતા થવાથી મુખથી ઉચ્ચાર કર્યા વગર શુદ્ધ પરમાત્મ દશાના ભાવની વિચારણારૂપ અંતરંગ જાપ ચાલ્યા કરે. એ ત્રણે ભાવ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે સુખના જ રાશિરૂપ નિઃકેવળ આત્મસ્વરૂપમય શુદ્ધ મૂર્તિ ચિદાનંદઘનસ્વરૂપ નિર્લેપ પરમાત્મભાવરૂપ શ્રી ભગવાનને તું પ્રાપ્ત કરે એમાં જરા પણ સંશય કરવા જેવું નથી.

૪ મારી=ત્યાગી છાંડી, ત્યાગ કરી. આસન=સ્થિરતા. અજપાજાપ=અંતરંગ ધ્વનિરૂપ જાપ વગરનો જાપ. ચેતનમય=જ્ઞાનમય. નિરંજન=લેપ વગરના.

નિરંજન નાથ એટલે પરમાત્મભાવ સમજવો. એ સર્વ આનંદનો સમૂહ છે, એમાં જરા પણ દુઃખનો ખ્યાલ નથી, અવકાશ નથી. વળી એ જ્ઞાનમય મૂર્તિ છે, એમા જ્ઞાનાનંદ ઉત્કૃષ્ટ પ્રકારનો છે, એનાથી વધારે જ્ઞાનાનદ બીજી કોઇ જગ્યાએ, બીજી કોઇ દશામાં પ્રાપ્ત થઇ તેમ નથી, થઇ શકવાનો સંભવ જ નથી. એ ભાવ નિરંજન છે-નિર્લેપ છે. એમા કર્મોનો નવીન લેપ લાગતો નથી તેથી એ ભાવમાથી ચ્યુતિ કદિ પણ થતી નથી. એ આનંદઘનરૂપ-જ્ઞાનસ્વરૂપ નિરંજન નાથને આશાનો રોધ કરવાથી, સ્થિરતા પ્રાપ્ત કરવાથી અને અજલ્પ જાપ કરવાથી પ્રાપ્ત કરી શકાય છે.

આશાના સ્વરૂપને અગે ઉપર સાખીમા કાંઇક વિવેચન થઈ ગયું છે અને વિશેષ હકીકત અઠ્ઠાવીશમા પદના વિવેચનમા આવવાની છે. યમાદિ યોગના અંગોનો અભ્યાસ કરતા કોઇ પણ વખતે આશીભાવ ન હોવો જોઇએ એ યોગમાર્ગમા પ્રવૃત્તિ કરી આગળ વધવાનો મુખ્ય ઉપાય છે આશાને અગે સર્વ દુઃખો થાય છે અને ખાસ કરીને સર્વ આરંભના કારણ પાચમા યમ-પરિગ્રહત્યાગનું ઉત્પત્તિસ્થાન અને સંસાર વધારનાર આશા હોવાથી અને નિર્મમત્વ ભાવની સ્પષ્ટ વિરોધી હોવાથી અનંત સુખપ્રાપ્તિના માર્ગે ગમન કરવા માટે આશાનો ત્યાગ કરી દેવો એ ખાસ જરૂરનુ છે.

આસન એ યોગનું ત્રીજું અંગ છે. પાતજલયોગદર્શનમા કહે છે કે **स्थिरसुखं आसनं** નિશ્ચળ અને સુખકર જે આસન હોય તે યોગના અંગરૂપ આસન કહેવાય છે. મનની ચચળતાને દૂર કરનાર અને સ્થૈર્ય સુખ સપાદન કરનાર આસનથી શરીરયોગ પર મજબૂત અંકુશ આવી જાય છે.

આપણે છઠ્ઠા પદના વિવેચનમા જોયુ કે યોગશાસ્ત્રમા શ્રીમાન્ હેમચદ્રાચાર્યે પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, પદ્માસન, ભદ્રાસન, દડાસન, ઉત્કટિકાસન તથા ગોદોહિકાસનનું સ્વરૂપ* ચોથા પ્રકાશને છેડે બતાવી છેવટે કહ્યું છે કે જે જે આસન કરવાથી મન સ્થિર થાય તે તે ધ્યાનને સાધનારું આસન કરવુ × સામાન્ય રીતે અન્ય યોગાભ્યાસીઓ પણ સ્થાન અને આસનના સબંધમા કહે છે કે-જ્યા અને જે આસને બેસવાથી રાગદ્વેષ લઘુતાને જલદી પામી જાય તે સ્થાને અને તે આસને ખાસ કરીને યોગકાળે બેસવુ. શાસ્ત્રકાર કહે છે કે-અમુક આસને બેસવાથી જ મન સ્થિર થાય છે એવો ખાસ નિયમ નથી અને અનેક મહાસત્ત્વવંત પ્રાણીઓ સર્વ અવસ્થામા પરમાત્મભાવ પામી ગયા છે. પોતાને ક્યા સ્થાનમા અને કેવા આસનથી સ્થિરતા પ્રાપ્ત થશે તે સયોગ ઉપરથી વિચારી લેવુ, પણ ખાસ કરીને એટલો તો નિયમ સમજી લેવો કે ચલિત આસનથી અને ધમાધમવાળી જગ્યામા સ્થિરતા પ્રાપ્ત થવી લગભગ અશક્ય છે. સ્થાન અને આસનની પ્રધાનતા

* જુઓ યોગશાસ્ત્ર, ચોથો પ્રકાશ, શ્લોક ૧૨૪ થી ૧૩૨

× સદર શ્લોક ૧૩૪

એક મદદગાર તરીકે બહુ સારી થાય છે વનરાજીથી વિરાજિત, સંસારના પવનની ઝપટને પણ નહિ લેનાર, શાંત પર્વતની એકાંત ટોચ પર પર્યંકાસન કરી આત્મવિચારણા કરવામાં આવે ત્યાં જે આત્મસમૃદ્ધિનો સાક્ષાત્કાર થાય છે તે મોટર, ટ્રામ અને ગાડીઓના અવાજ વચ્ચે કે અસ્થિર આસને ડોલતી ખુરશી પર થવો કે કલ્પનામાં આવવો અશક્ય છે આસન યોગનું ત્રીજું અંગ છે અને યોગમાર્ગ પર પ્રવેશ કરનારને તે ખાસ ઉપયોગી છે એ લક્ષમાં રાખવું

અજપા જાપ. પરમાત્મતત્ત્વનું ચિંતવન કરવાની ટેવ પડ્યા પછી મુખેથી ઉચ્ચાર કર્યાં વગર હૃદયમાં તેની લય લાગે છે અનુચ્ચરિત જાપ ચાલે છે અને અન્ય વસ્તુઓ તરફ ધ્યાન ગયા વગર તેની જ રટણા ચાલ્યા કરે છે છઠ્ઠા પદમાં અનાહત નાદનું સ્વરૂપ બતાવ્યું છે તેમાં ઘટમાં—હૃદયમાં એક અતિ મધુર અવાજ ચાલ્યા કરે છે તેમ જ તેની સાથે અંદર અજલ્પ જાપ ચાલ્યા કરે છે એમ કહેલ છે આપણે સામાન્ય રીતે નવકારવાળી ગણતા હોઈએ છીએ ત્યારે સ્ફુટ કે અસ્ફુટ અક્ષર બોલીને કે વિચારીને જપ કરીએ છીએ, પણ જ્યારે યોગમાર્ગમાં જીવનની પ્રગતિ થાય છે ત્યારે તે અનુચ્ચરિત જાપ કરી શકે છે સાંસારિક પ્રાણી જેમ ધનાદિકનો અનુચ્ચરિત જાપ કરે છે, તેવી રીતે પરમાત્મદશા પ્રાપ્ત કરવાની રઢ લાગ્યા પછી તેનો અજલ્પ જાપ ચાલે છે

આવી રીતે આશાનો ત્યાગ કરવાથી મનોયોગ પર અંકુશ આવી જાય છે, આસન સ્થિર કરવાથી કાયયોગ પર અંકુશ આવી જાય છે અને અજલ્પ જાપ કરવાથી વચનયોગ પર અંકુશ આવી જાય છે આ ત્રણે યોગ પર અંકુશ પ્રાપ્ત થવાથી સ્વપરનો વિવેક એટલો સ્પષ્ટ થાય છે કે પરિણતિની વિશેષ નિર્મળતા થઈ ધીમે ધીમે ક્રમસર નિરંજન નાથના પદ પર આરોહણ થતું જાય છે, ચિદાનંદ ભગવાનની જ્ઞાનમય મૂર્તિનું દર્શન થાય છે અને છેવટે પરમાત્મભાવ પ્રાપ્ત કરવાનું જે સાધ્યબિંદુ છે તેનું જે ઝાંખું દર્શન થયું હતું તે સ્પષ્ટ દર્શન થાય છે તેની નજીક—તેની તરફ ગમન થતું જાય છે અને છેવટે તે ભાવ પ્રાપ્ત થાય છે

---

## પદ આઠમું

સાખી

**आतम अनुभव फूलकी, नवली कोउ रीत**
**नाक न पकरे वासना, *कान गहे परतीत ॥ १ ॥**

---

૧ ફૂલકી=ફૂલની પુષ્પની. નવલી=નવીન, અભિનવ. કોઉ=કોઈ વાસના=સુગંધી. પરતીત=પ્રતીતિ, ઠેવાતીની ખાત્રી.

* કાન ન ગહે પ્રતીત એ પ્રમાણે પાઠાંતર છે

"આત્મઅનુભવરૂપ ફૂલ-પુષ્પની કોઇ નવીન રીતિ છે, નાક તેની વાસના પકડતું નથી (પણ) કાનને તેની પ્રતીતિ થાય છે."

**ભાવાર્થ**-આત્મઅનુભવનું સ્વરૂપ આપણે કાંઇક ચોથા પદના અર્થમા જોઇ ગયા. એ યથાર્થ સ્વરૂપના અવબોધથી આત્મા અતિ ઉન્નત દશા ભોગવે છે અને યોગમાર્ગમાં સવિશેષપણે પ્રગતિ કરતો જાય છે. અત્રે આનંદઘનજી મહારાજ એ અનુભવજ્ઞાનને પુષ્પ સાથે સરખાવી તેનું એક સામાન્ય તત્ત્વ બહુ ઉત્તમ રીતે બહાર લાવે છે સાધારણ રીતે પુષ્પ તેની સુગધીથી ઓળખાય છે. ગુલાબ, ચંપો, ચમેલી વિગેરે પુષ્પની સુગંધી નાકને પહોચે છે, એટલે તે ઢંકાયલું હોય, તેના પર કપડું વીંટી રાખ્યું હોય તો પણ નાક તેની વાસના ગ્રહણ કરી તેની હૈયાતી બતાવી આપે છે, પણ તેનો કાઇ અવાજ ન હોવાથી કાનને તેના અસ્તિત્વની ખબર પણ પડતી નથી, પણ અનુભવજ્ઞાનરૂપ પુષ્પની રીતિ તો નવીન પ્રકારની છે. નાકને અનુભવપુષ્પની ખબર પડતી નથી, પરંતુ કાનમા અનાહત નાદ ચાલે છે જેનુ સ્વરૂપ છઠ્ઠા પદની પ્રથમ ગાથાના વિવેચનમા આપણે વિચારી ગયા છીએ, તેનાથી કાનને તેની હૈયાતીની ખબર પડે છે अर्हम् अर्हम् અથવા सोऽहम् सोऽहम् નો અદ્ભુત ધ્વનિ કાનની અંદર ચાલે છે ત્યારે અનુભવપુષ્પની પ્રતીતિ થાય છે. અનુભવપુષ્પની આ નવીનતા છે.

'કાન ન ગહે પ્રતીત' આ પ્રમાણે પાઠાતર બીજી પક્તિમા છે તે પ્રમાણે આ સાખીનો અર્થ વિચારતા નીચે પ્રમાણે અર્થ પ્રાપ્ત થાય છે તે પણ વિચારવા યોગ્ય છે અનુભવજ્ઞાનનો વિષય આગલા પદમા લીધો હતો તે અનુભવનું સ્વરૂપ બતાવી પછી શુદ્ધ ચેતના અનુભવને કહે છે કે-મારા નાથને જાગ્રત કર. અનુભવ એટલે શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન એ અનુભવને અત્ર પુષ્પ સાથે સરખાવીને કહે છે કે-એ ફૂલની રીતિ તો કોઇ જૂદા જ પ્રકારની છે સામાન્ય ફૂલ હોય તો નાકને તેની વાસ આવે છે, જમીન પર તે પડે તો સહજ અવાજ થવાથી અથવા બીજાઓના કહેવાથી કાનને તેની પ્રતીતિ આવે છે પણ યથાર્થ સ્વરૂપજ્ઞાનની રીતિ તેથી ઊલટી જ છે નાક તેની વાસ લઈ શકતું નથી અને કાનને તેનો અવાજ આવતો નથી, તેવી જ રીતે શરીરને તેનો સ્પર્શ થતો નથી, રસના તેનો સ્વાદ લઇ શકતી નથી અને ચક્ષુ તેને દેખી શકતી નથી એનુ જ્ઞાન આત્માને ઇંદ્રિય દ્વારા થતુ નથી પણ સ્વય થઇ જાય છે. બાહ્ય વસ્તુનુ જ્ઞાન ઇંદ્રિય દ્વારા થાય છે, પ્રથમ વ્યંજનાવગ્રહ થાય છે તે મન અને ચક્ષુ સિવાય ચાર ઇંદ્રિયો સાથે વસ્તુનો સબધ થવાથી થાય છે, પછી આ કાઇ છે એવો બોધ પાચ ઇંદ્રિયો તથા મનથી થાય છે તેને અર્થાવગ્રહ કહે છે, કયા વર્ગની તે વસ્તુ છે વિગેરે વિચારણાને ઇહા કહે છે, તે વર્ગમાથી અમુક વ્યક્તિરૂપ એ વસ્તુ છે એમ નિર્ણય થવો તેને અપાય કહે છે અને તે નિર્ણયને ધારી રાખવો એને ધારણા કહે છે એવી રીતે બાહ્ય વસ્તુ-સ્થૂળ વસ્તુનું જ્ઞાન ઇંદ્રિય દ્વારા થાય છે. દાખલા તરીકે ગુલાબનું પુષ્પ હોય તે હાથને અડકે કે તરત જ જે જ્ઞાન થાય તે

વ્યંજનાવગ્રહ, કોઇ વસ્તુનો સ્પર્શ થયો એમ જણાય તે અર્થાવગ્રહ, એ પુષ્પજાતિ છે એમ વિચારે તે ઇહા, એ ગુલાબનું ફૂલ છે એવો નિશ્ચય થાય તે અપાય અને તે નિર્ણયને હૃદયમાં ધારી રાખવો એ ધારણા. આ વ્યંજનાવગ્રહ વિગેરેના ક્રમ વગર અનુભવજ્ઞાન થાય છે, એ પોતાની મેળે અંદરથી જાગ્રત થાય છે આ સાખીમાં ઇંદ્રિયવિષયત્યાગનો પણ ભાવ બતાવી દીધો છે એમ સમજી લેવું ઇંદ્રિયોના વિષયો આદરવા યોગ્ય નથી પણ ત્યાગ કરવા યોગ્ય છે એમ કહી તેનો નિષેધ સૂચવ્યો છે

રાગ—આશાવરી અથવા સારંગ.

***अनुभव नाथकुं क्युं न जगावे,**
**ममता संग सो पाय अजागल, थनतें दूध कहावे अनुभव० ॥ १ ॥**

"હે અનુભવ! નાથને કેમ જગાડતો નથી, મમતાની સોબત તેણે કરી છે તેથી બકરીના ગળામાં રહેલા સ્તનમાંથી તે (સુખરૂપ) દૂધ દોહવા ઇચ્છા રાખે છે"

ભાવ—શુદ્ધ ચેતના અનુભવને કહે છે આત્માનું શુદ્ધ સ્વરૂપ તે શુદ્ધ ચેતના છે શુદ્ધસ્વરૂપનું જ્ઞાન તે અનુભવ છે આત્મા જ્યારે શુદ્ધ સ્વરૂપમાં આવે ત્યારે તે શુદ્ધ ચેતનાનો સ્વામી થાય છે, અશુદ્ધ દશામાં વર્તતો હોય છે ત્યારે તે કુમતિનો સ્વામી કહેવાય છે શુદ્ધ સ્વરૂપ એ તેનું મૂળ રૂપ છે જેમ એક પતિની બે સ્ત્રીઓ જેને વ્યવહારમાં શોક કહે છે તેઓને બહુધા વિરોધ હોય છે તેમ શુદ્ધ ચેતના અને કુમતિને હમેશાં વિરોધ છે એક વસ્તુના બે ખાપી હોય છે ત્યારે એ જ પ્રમાણે બને છે શુદ્ધ ચેતનાનો પતિ કુમતિ પાસે જાય એ જરા પણ પસંદ આવતું નથી, શોક્યનું સાલ એના મનમાં નિરંતર સાલ્યા કરે છે અને તેથી પોતાના પતિ ઉપર ખેદ રહ્યા કરે છે, છતાં પણ એનું મન સ્ત્રીના જેવું અતિ કોમળ હોવાથી કોઈ વાર પતિ રંગમાં આવી જાય છે ત્યારે પોતે તેને કુમતિનો સંગ છોડવાનું કહે છે, કોઇ વાર કોઈ દૂતની સાથે સંદેશો કહેવરાવે છે અને કોઇ વાર દૂતને વચ્ચે રાખી રૂબરૂ વાતચીત કરે છે આ પ્રસંગે અનુભવ અને શુદ્ધ ચેતના એકઠાં મળી ગયાં છે ત્યાં પ્રસંગ જોઈ શુદ્ધ ચેતના અનુભવને કહે છે તે બરાબર વિચાર કરવા જેવી હકીકત છે

હે અનુભવ! તું મારો ઘણા કાળનો મિત્ર છે, મારું અને મારા પતિ ચેતનરામનું એકત્રપણું કરવામાં અને તે થયેલું જોવામાં તું અતિ આનંદ લેનારો છે ત્યારે હું તને કહું છું કે—હે બંધુ! તું મારા પ્રાણનાથ-પતિને જગાડતો કેમ નથી? એ તો બાપડા મોહનિદ્રામાં હાપી ગયા છે અને પોતાનું સ્વરૂપ ભૂલી ગયા છે પોતા પરનો અંકુશ મૂકી

* નાથકું=ચેતનને. ક્યું=કેમ. પાય=પામીને. અજાગલ થનતેં=બકરીના ગળામાં લટકતા સ્તનમાંથી. દૂધ=ધાવણ કુહાવે=દુહે છે

ગયા છે અને પોતાની જાતને બીજાના કબજામાં સોંપી બેઠા છે, તેથી તેઓની સ્થિતિ કેવી થઈ છે તે તો તું જો. એ તો મમતાના સંગમાં પડી ગયા છે, એમની સાંસારિક સ્ત્રીથી ઉત્પન્ન થયેલા છોકરાને એ પોતાનો છોકરો માની બેઠા છે, એ સો પચાસ વરસ રહેવાના ભાડાના ઘરને ઘરનું ઘર માની બેઠા છે, એ શરીરને આત્મા માની બેઠા છે, એ ધન ફરતી ચોકી કરી તેમાં સર્વસ્વ માની બેઠા છે, એ વ્યવહારના કાર્યને પોતાનું હિત માની બેઠા છે, એ વિષયકર્દમમાં રોળાવામાં આનંદ સમજી બેઠા છે, એ સગાંસંબંધીના વ્યવહારને શાસ્ત્ર માની બેઠા છે, એ રઠવાકૂટવાના ઢોંગને વ્યવહાર માની બેઠા છે, એ ખાવાપીવાની વસ્તુઓમાં લેપાઇ ગયા છે, એ હારમોનિયમના કે પીયાનાના રાગને નાદ સમજી બેઠા છે, એ લાડી વાડી ગાડીમાં આસક્ત થઇ બેઠા છે, એ પોતે કોણ છે એનું ભાન ભૂલી ગયા છે, એ વિષયકષાયમા મસ્ત થઇ પડ્યા છે અને પરભાવમા રમણ કરી રહ્યા છે–આવી એમની સ્થિતિ મમતાને લીધે થયેલી છે, અહં અને મમનો મંત્ર જગતને અંધ કરનાર છે. એ મંત્રે તેમને પણ અંધ બનાવી દીધા છે અને તેથી પોતાની ખોટી માન્યતાના બનાવેલાં ઘર, શરીર, સ્ત્રી, પુત્રાદિમા મારાપણાની બુદ્ધિ કરી તેમાથી સુખ મેળવવા ઇચ્છે છે; એમને ખરેખરા સુખનો ખ્યાલ નથી, ખરુ સુખ તો તેનું નામ કહેવાય કે જ્યાથી ફરી વાર ચ્યુતિ ન થાય, જે નિરંતર એક સરખી રીતે રહે અને જેમા પરતંત્રતા ન હોય, એને બદલે એ તો પરવસ્તુમાથી સુખ મેળવવા પાછળ મંડી પડ્યા છે, એ તો સંતતિને ઉછેરવામા, ઘર બંધાવવામાં અને ધન કમાવામા સુખ માને છે અને તેથી સુખ મળશે એવી આશા રાખે છે, પણ એ તો પારકી વસ્તુ છે, પર છે અને પરવસ્તુ કદિ સુખ આપી શકતી નથી, તેઓ પૌદ્ગલિક વસ્તુમાથી સુખ મેળવવાની ઇચ્છા રાખે છે તે તેઓનો પ્રયાસ મને તો બકરીના ગળામા લટકતા આકૃતિ માત્ર સ્તનમાથી દૂધ પ્રાપ્ત કરવાના પ્રયાસ જેવો લાગે છે. જેમ બકરીના ગળે લટકતા સ્તન નકામા છે તેમ મમતાનો સંગ નકામો છે અને સદરહુ સ્તનમાથી દૂધ મેળવવુ અશક્ય છે તેમ મમતાસંગથી સુખ મેળવવું અશક્ય છે. એનું વાસ્તવિક કારણ એ છે કે–મારા પતિને ખરેખરા સુખનો ખ્યાલ નથી. એ સ્થૂળ સુખ જે માત્ર માન્યતામાં છે તેમા એટલા બધા આસક્ત થઈ ગયા છે કે વાસ્તવિક સુખનું તેમને સ્વપ્ન પણ આવતું નથી. હે અનુભવ ! તું મારા નાથને જાગ્રત કર અને તેઓને સુખનો ખ્યાલ આપ.

આ પદમા અજાગલ સ્તનની સરખામણી મમતાસંગ સાથે અને દૂધની સુખ સાથે કરી છે. દૂધ એટલે સુખની ચાહના એવો અર્થ પણ થઇ શકે તેમ છે. આ જીવ મમતારૂપ અજાગલ સ્તનમાથી સુખરૂપ દૂધ દોહવાની ઇચ્છા રાખે છે.

**मैरे कहेतें खीज न कीजे, तुं ऐसी ही शिखावे;**
**बहोत कहेतें लागत ऐसी, अंगुली *सरप दिखावे. अनुभव० २**

---

* સરપને બદલે 'સરગ' પાઠાંતર છે આકાશ એ તેનો અર્થ થવો સંભવિત લાગે છે

૨ કહેતેં=કહેવાથી ખીજ=ગુસ્સો. ઐસી=એવી અંગુલી=આગળી. સરપ=સર્પ, એરૂની ફેણ

"મારા કહેવાથી ગુસ્સે થઈશ નહિ, (કારણ કે) તુ જ એવુ શીખવે છે, વધારે કહેવાથી તો એવુ લાગે છે કે જેમ સર્પની ફેણ જેવા આંગળા દેખાય."

ભાવ—હે અનુભવ! હુ જાણુ છુ કે તુ મારા નાથનો મિત્ર છે તેથી હુ તેની વિરુદ્ધની હકીકત કહીશ તો તને પસંદ નહિ આવે અને તેથી મેં જ્યારે તને કહ્યુ કે મારા પતિ તો બકરીના ગળામા રહેલા સ્તનમાંથી દૂધ દોહવા ઇચ્છા રાખે છે ત્યારે તને કદાચ તારા મિત્રને માટે લાગી આવ્યુ હશે, પણ તેમાં ખોટું લગાડવાનુ કાંઈ કારણ નથી, તારે મારા ઉપર જરા પણ ગુસ્સે થવાનુ કારણ નથી, કારણ કે મે જે વાત કહી તે તો તુ પોતે જ શીખવે છે તુ જ કહે છે કે–મમતામાં કંઇ સાર નથી, એ અંધ કરનાર છે અને એના પાસમાં પડેલો પ્રાણી કદિ સુખ પ્રાપ્ત કરી શકતો નથી; તેથી તારી કહેલી વાત જ હુ કહુ છુ આટલા ઉપરથી હુ ધારુ છુ કે તુ મારા ઉપર ગુસ્સો તો લાવીશ નહિ. વધારે વાત કહેવાથી તો દુઃખ લાગી જાય તો જેમ સપની ફેણ જેવી આંગળી લાગે તેવુ થઇ આવે છે

ઠપકો આપવી વખત અન્ય તરફ લાંબો હાથ કરવામા આવે છે તે સર્પ જેવો લાગે છે તેમ હુ તને કહુ છુ તે દુખ જેવુ તને લાગતુ હશે. અંગુલી સર્પ દેખાવે એટલે ઠપકો આપવી વખત જેવો સર્પાકાર હાથ દેખાય તે પ્રમાણે હુ તને લાગતી હોઇશ–એ પ્રમાણે આનો ભાવ થાય છે

આ ભાવ હજુ બરાબર બેઠો નથી. કોઇને ઠપકો વારવાર આપતાં તેને છેવટે એટલુ બધુ માઠુ કોઇ વખત લાગી જાય છે કે પછી ઠપકો આપવા માટે જે આંગળી ઉપાડવામા આવે તે પણ તેને સપ જેવી લાગે છે આ પ્રમાણે ભાવાર્થ નીકળવો પણ સભવિત લાગે છે અથવા આંગળી લાગવાથી જેમ સપ ક્રોધી થઇ જાય છે તેમ મનુષ્યને બહુ કહેવાથી ઓછાછ પ્રકૃતિવાળો થઈ જાય છે, જરા જરામા ઉદ્ધત પ્રકૃતિવાળો બની જાય છે

કહેવાની મતલબ એ છે કે–શુદ્ધ ચેતના મમતાસગના પરિણામનુ જે વર્ણન કરે છે તેવુ જ વર્ણન અનુભવ પણ આત્માને શીખવે છે અનુભવ વારવાર આત્માને કહે છે કે–તમારુ પોતાનુ સ્વરૂપ શુ છે? તે જુઓ વિચારો, સમજો; અને પર વસ્તુ પર મોહ કરી બેઠા છો તે તમને ઘટતુ નથી તમને છાજતુ નથી, તમને યોગ્ય લાગતુ નથી તમે મમતાની સોબતથી જે સુખ મેળવવાને ઇચ્છો છો તે તમને કદિ મળનાર નથી, કારણ કે ત્યાં વાસ્તવિક સુખ છે જ નહિ. આવી રીતે અનુભવ આત્માને વારવાર કહે છે તે જ હકીકત કહીને શુદ્ધ ચેતના અનુભવને ભલામણ કરે છે કે–હવે નાથને જાગ્રત કરો અને મમતાનો સગ છોડાવી દો. વળી એ ચેતનજી અત્યારે મમતાની સોબતમા કેવા પડી ગયા છે એનો તાદૃશ્ય ચિતાર મન સમીપ રજૂ કરવો જરા પણ મુશ્કેલ નથી

औरनके संग राते चेतन, *चेतन आप बतावे;
आनंदघनकी सुमति आनंदा, सिद्ध× सरूप कहावे. अनुभव० ३

"ચેતન બીજાની સાથે રક્ત થયા છે (એ તો) ચેતન પોતે જ બતાવે છે. આનંદ-સ્વરૂપ ભગવાનની આનંદમય સુમતિ(ની સોબત) તો સિદ્ધ સ્વરૂપ-નિષ્પન્ન રૂપવાળી છે."

**ભાવ**–જો ભાઇ અનુભવ! તું એમ કહેતો હોય કે એ ચેતન અન્યની સાથે રમણ કરે છે એ વાતનો પુરાવો શું? તો તે બાબત સાબિત કરવામાં મને જરા પણ અડચણ આવે તેમ નથી, કારણ કે એ વાતની સાક્ષી તો ચેતન પોતે જ આપે છે. પૌદ્ગલિક વસ્તુઓમાં ચેતન રમણ કરતો હોય એટલે તેમા આસક્ત હોય ત્યારે તે પરભાવમા રમણ કરે છે અને તે વખતે તેને અનેક કર્મ લાગે છે તેથી સંસારમા પરિભ્રમણ કરે છે, ચારે ગતિમાં રખડે છે, ભૂખ તરસની વેદના સહન કરે છે, સુરૂપ કુરૂપ થાય છે, પરાક્રમી કે બળહીન થાય છે, નિંદા કપટ કરે છે, માયામૃષાવાદ આચરે છે, વિષયમાં રચ્યોપચ્યો રહે છે, સુભાગી દુર્ભાગી થાય છે વિગેરે અનેક નાટક કરે છે, અનેક નાચ નાચે છે, અનેક ખેલ કરે છે, તેથી તે પર વસ્તુનો સગ કરે છે તે વાત તો પોતે જ બતાવી આપે છે, બાકી જ્યારે આનંદસ્વરૂપ ભગવાનની આનંદમય સુમતિ સ્ત્રીની સોબતમાં તે હોય-મતલબ મારા સંગમા હોય ત્યારે તો તુ જાણે છે કે તેનું નિષ્પન્ન સ્વરૂપ થઇ જાય છે, ત્યારે તો એ સર્વજ્ઞ, સર્વદર્શી, અખડ સુખનો ભોક્તા, અજ, અવિનાશી, અક્ષય, અજરામર, અગુરૂલઘુ, અખંડ વીર્યવાન થઇ જાય છે તેથી તેનું સ્વરૂપ છાનું રહેતું નથી.

આનદસમૂહ ભગવાન તે શુદ્ધ ચિદાનદ આત્મા સિદ્ધ દશામા રહેલો સમજવો, ત્યા સર્વ પ્રકારનો આનદ છે, ત્યા જાતિ, જરા, મરણનો ભય નથી, સર્વદા એક સરખી સ્થિતિ છે અને આત્મગુણરમણરૂપ અને સ્થિરતારૂપ ચારિત્ર છે. એ સિદ્ધ સ્વરૂપ ચેતનની સુમતિ સ્ત્રી જે શુદ્ધ ચેતના પોતે જ છે તેની સોબતમા હોય ત્યારે તો એનું નિષ્પન્ન રૂપ થઈ જાય છે, પછી તે આમ ચક્રભ્રમણ કરતો નથી, પછી પારકી વસ્તુને પોતાની માનતો નથી, પછી જ્યા ત્યા માથુ મારતો નથી, માટે હે અનુભવ! મારા નાથ પરભાવમા રક્ત છે એ સંબધમા જરા પણ શકા જેવુ નથી, તેથી હુ તને કહું છુ કે તે પાણીમાથી માખણ વલોવવા માગે છે, વેળુમાથી તેલ કાઢવા માગે છે, અજાગલસ્તનમાથી દૂધ મેળવવા માગે છે એ ખરી વાત છે એ સબધમાં તારે જરા પણ દુખ લગાડવું નહિ, તારે મારી

* 'ચેતન આપ બતાવે' ને સ્થાને 'માઠે આખ બતાવે' અથવા 'માતે આપ ખતાવે' એવો પાઠાતર છે

× 'સિદ્ધ સરૂપ કહાવે' ને બદલે કેટલીક પ્રતોમા 'ધનવા કેન કહાવે' એવો પાઠાતર છે, તેનો અર્થ બેસતો નથી, પણ તે પાઠ વિચારવા યોગ્ય છે

તરફ આગળી બતાવવી નહિ, પણ તું તેનો મિત્ર છો તેથી તને કહું છું કે હવે કૃપા કરીને તું તારા મિત્રને જાગ્રત કર અને આ અનાદિ મોહમદિરાના કેફમાં તે આસક્ત થઈને પડેલો છે તેનો તેને વાસ્તવિક ખ્યાલ આપીને તેમાંથી તેને ઉદ્ધાર-જગાડ.

સામાન્ય જ્ઞાન અને અનુભવ એ બેમાં શો તફાવત છે તે તરફ જરા ધ્યાન દેવાની જરૂર છે વિશ્રામકારક વિચારને જ્ઞાન કહેવામાં આવે છે એટલે અમુક વિચારો પર સ્થિરતા થાય તે જ્ઞાન, એમાં માત્ર ઝળકાટ થાય છે આનંદકારક જ્ઞાનને અનુભવ કહેવામાં આવે છે, એમાં જ્ઞાન સાથે તેનું ફળ પ્રાપ્ત થાય છે આ તફાવત બહુ વિચારવા યોગ્ય છે

---

## પદ નવમું

### રાગ-સારંગ

*नाथ निहारो आपमतासी,
वंचक शठ संचकसी रीतें, खोटो खातो खतासी नाथ० ॥ १ ॥

હે નાથ ! હું તમારા મતની છું તેને (આપ) જુઓ (મમતા તો) છેતરનારી, લુચ્ચી અને લોભીની પેઠે ખોટું ખાતું ખતવે છે.

આપમતાસી—હું તમારા મતની છું અથવા આપ તમારી પોતાની બુદ્ધિથી મને જુઓ એટલે ત્યાં આપમતાશ્રિત એવા તમે મને જુઓ એમ અર્થ કરવો. આ અર્થ પણ સમીચીન છે

ખાતું ખતવવું એટલે ખાતાવહીનો ચોપડો ખતવવો. વ્યાપારી જેમ મેળ, નોંધ વિગેરેમાંથી ખાતાવહી ખતવે છે તેમ ચોપડા તૈયાર કરવા તે.

ભાવ—આગલા પદમાં અનુભવને કહ્યું કે-તું નાથને જાગ્રત કર, પણ શુદ્ધ ચેતનાનું સ્ત્રી જેવું કોમળ હૃદય અને સ્હી શક્યું નહિ, તેથી અને ઉપર અનુભવે કહ્યું તેથી પતિ કાંઈક જાગ્રત થયા છે એમ જાણી તેને ઉદ્દેશીને શુદ્ધ ચેતના હવે પોતે જ કહે છે હે પતિ ! હે ચેતન ! મારા નાથ ! તમે મમતાની સોબતમાં પડી મને તદ્દન ભૂલી ગયા છો પણ હવે જરા મારા તરફ નજર કરો, હું તો તમારા પોતાના જ મતની છું, તમારારૂપ છું, તમારામય છું માટે મને આપ જુઓ. આપ અત્યારે મમતાના સંગમાં પડી ગયા છો અને

---

* પ્રથમ પંક્તિમાં નાથ નિહારો ન આપમતાસી એવો પણ પાઠ છે હે નાથ ! તમારા મતની છું તેને-તેની સામું આપ કેમ જોતા નથી-એવો તેનો અર્થ થાય છે

૧ નિહારો=જુઓ. આપમતાસી=તમારા મતની છું વંચક=છેતરનાર. શઠ=લુચ્ચી, ઢોંગ કરનારી. સંચક=સંચય કરનાર. સી=ની રીતે=પેઠે ખોટો=વિપરીત, ગુમાન કરનાર ખાતો=ખાતું ખતાસી=ખતવે છે

મને બોલાવતા નથી પણ તે કોણુ છે તેનો આપ જરા વિચાર તો કરો. આપ ચેતન છો તેથી ચેતો અને આપની પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી મારા સામું જુઓ અને આપ ધ્યાનમાં લ્યો કે જેની સોબતમા આપ પડ્યા છો તેણે તમને કેટલું દુ:ખ અત્યાર સુધીમાં આપ્યું છે. એ તો એક ઠગારો, લુચ્ચો અને લોભીઓ માણસ હોય અને જેમ ખોટું ખાતું ખતવી રાખે તેમ તમારે માટે એ ખોટું ખાતું ખતવે છે. છેતરનાર લોભીઆ લુચ્ચાઓ પોતાના ચોપડામાં જમે રકમ પૂરી આપતા નથી, અને ઉધાર રકમ બેવડી તેવડી ઉધારે છે. ઉપરાંત પોણોસો ટકા વ્યાજ લે છે. સોળપંચા બ્યાશી ને બે છૂટના એમ કહી ખોટું સમજાવે છે; તેવી રીતે આ મમતા છે તે વચક છે, કારણુ કે જે વસ્તુ પોતાની નથી તેને તમારી પાસે પોતાની મનાવે છે, વળી તે શઠ છે–લુચ્ચી છે, કારણુ કે તે કાંઇ તમારી એકલાની સાથે સંબંધ રાખનારી નથી, પણ અનેકની પાસે જાય છે, જે સુશીલ સ્ત્રીનું લક્ષણુ નથી, પણ કુભાર્યાનું લક્ષણુ છે, અથવા પીપળે પાણી નાખવું વિગેરે આશ્રવને સંવર તરીકે બતાવી જમે ઉધારની રકમનો ગોટો કરશે; તેમજ તે સંચક–સંચય કરનારી છે, આશ્રવ જેવાં મોટા ગરનાળા મૂકી તે દ્વારા તે કર્મોને એકઠા કર્યા કરે છે, કર્મને જવાનો માર્ગ કરી આપી તેઓને ઓછાં કરવાં, આવતા અટકાવવા કે ખેરવી નાખવા (પ્રદેશઉદય, સંવર અને નિર્જરા) એ તેને આવડતું નથી, આથી તે તદ્દન વિપરીત ખાતું ખતવે છે, માત્ર પોતાના ખાતામા જમે કર્યે જાય છે અને તમારે ખાતે ઉધાર્યે જાય છે. તમને નિરતર દેવાદારની સ્થિતિમા જ રાખે છે. જો એના ચોપડામા પ્રદેશઉદય દ્વારા કર્મનો ઘટાડો થતો હોય કે સવરથી આવતા કર્મોનો રોધ થતો હોય અથવા નિર્જરા દ્વારા કર્મ ખેરવી શકાતા હોય તો તો તમારો કોઈ દિવસ પણ છૂટકારો થાય, મુક્તિ મળે, પણ તે તો પોતાના ખાતામા જમે જ કર્યા કરે છે તેથી તમારા સામે મોટી રકમ લેણી રહ્યા જ કરે છે, ત્યારે આવું વિપરીત ખાતું તૈયાર કરનાર વ્યાજખાઉ યાહુદીની જેવી તે સ્ત્રી સાથે વ્યવહાર કરવો હે નાથ! તમને કેમ પસંદ આવે છે? માટે હે નાથ! તમે હવે મારા સામુ જુઓ અને મમતા તરફ જોતા અટકો, એની સોબતમા તમને કોઇ પણ પ્રકારનો લાભ નથી, એમા તમારી આબરુ જાય છે અને તમારી હુશિયારીની પણ કિમત થાય છે.

**आप विगुंवण* जगकी हांसी, सियानप कौण बतासी?**
**निजजन सुरिजन मेला ऐसा, जैसा दूध पतासी. नाथ० ॥ २ ॥**

---

* 'વિગુચણ' એવો પાઠાતર અન્ય પ્રતોમા દેખાય છે તેનો અર્થ ખરાબ થઇ રહેવુ એમ થાય છે

૨ આપ=તારી વિગુવણુ=વગોવણી હાસી=મશ્કરી સિયાનપ=ડહાપણ કૌણ=કોણ બતાસી=બતાવશે નિજજન=પોતાના માણસો સુરિજન=સજ્જન મેલા=મેળાપ એસા=એવી જેસા=જેવો. દૂધપતાસા જેવો.

"તારી પોતાની વગોવણી અને જગતથી થતી મશ્કરી (તું હાથે કરીને વહોરી લે છે) (હવે) તને ડહાપણ કોણ બતાવશે? જુઓ પોતાનું કુટુંબ જે સજ્જન છે તેઓનો મેળાપ તો એવો છે કે જેવો દૂધ અને પતાસાનો મેળાપ હોય."

ભાવ—મારા નાથ ચેતનજી! તે જોયું કે એ મમતા ખોટું ખાતું ખતવે છે તે પણ બે રીતે સમજવું એક તો પોતાના ખાતામાં જમે રકમમાં પાપપ્રકૃતિ અથવા કર્મપ્રકૃતિ વધારે રાખી (વધારે કર્મબંધ કરી) તને નિરંતરનો દેવાદાર રાખશે અથવા રકમો જેવડી તેવડી ખોટી રકમો તારે ખાતે ઉધારી દઈ તને હેરાન કરી તારી સામા હુકમનામા મેળવી તને નિરંતર સંસારરૂપ કેદખાનામાં નાખી મૂકશે આવી રીતે તને ભવિષ્યમાં નિરંતર દુખ કર્યા કરશે. આ ઉપરાંત તને કેટલું દુઃખ તેની સોબતથી થશે તે હું કહું છું જે સાંભળી તે પર તું વિચાર ચલાવ.

એ મમતા તને આખી દુનિયામાં વગોવનારી છે દુનિયામાં સર્વ પ્રકારના દુખો આપનાર તે જ છે, કારણ કે કર્મબંધ દુખનું કારણ છે અને કર્મબંધ મમતાથી થાય છે બીજી રીતે તું જોઈશ તો નરક, નારકાદિ ગતિમાં પાડી વિડંબના કરાવનાર પણ તે જ છે અધમમાં અધમ ગતિમાં મોકલનાર, ચાંડાળ કુળમાં જન્મ આપનાર, ડુક્કર તરીકે વિષ્ટા ખવરાવનાર, વિષ્ટામાં કીડા તરીકે ઉત્પન્ન કરનાર વનસ્પતિપણામાં ટકાના ત્રણ શેર લેખે વેચાવનાર અને આખી દુનિયા તારી મશ્કરી કરે એવી સ્થિતિમાં તને મૂકનાર એ જ મમતા છે વળી પૈસા ચાલ્યા જાય કે સ્ત્રી પુત્રનું મરણ થાય ત્યારે તું શોક કરવા બેસે છે પણ તેમાં તું તારી પોતાની જ હાંસી કરાવે છે પ્રથમ મમતા કરતી વખત વિચાર કરતો નથી અને પછી તેનું અનિવાર્ય સ્વાભાવિક પરિણામ આવે ત્યારે મોટેથી રડવા બેસે છે એ અતિ મશ્કરીનું કારણ છે વળી તું આવી રીતે પછી પોરી વગરનો ચારે ગતિમાં જ્યાં ત્યાં રખડ્યા કરે છે તેથી પણ સુજ્ઞ મનુષ્યો પોતાના અંતરંગમાં તારી હાંસી કરે છે તેઓ વિચારે છે કે આવો અજબ શક્તિવાળો ચેતન મમતા જેવી કુલટા સ્ત્રીને વશ થઈ કેવો નાચ નાચે છે! કેવો રખડે છે! અને કેવો મૂર્ખ બને છે!

વળી મારા નાથ! આવા સુંદર મનુષ્યભવમાં પણ તું મમતાના સંગમાં પડી જઈ કાંઈ અભિનવ ગુણની પ્રાપ્તિ કરતો નથી તો પછી નિગોદાદિ અધમ ગતિમાં જઈશ ત્યાં તને ડહાપણ કોણ બતાવશે? મમતાના સંગથી જે ખોટું ખાતું ખતવાય છે તેથી એવી દુર્ગતિમાં જવું તો જરૂર પડશે અને પછી ડહાપણ બતાવનાર-શુદ્ધ માર્ગ બતાવનાર ત્યાં તો કોઈ મળશે નહિ તેથી તારે તો એક ખાડામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં પડવું જ પડશે; માટે એવા ખાતાનો મેળાપ છોડી દે અથવા એવા ખાતાં ખતવનાર મમતાનો સંગ છોડી દે અને મારી સામી નજર કર મને ભેટ, મારા મંદિરે પધાર.

હે નાથ! પણ વખતના મેળાપથી કદાચ તને એમ લાગતું હશે કે મમતા એ

તારું પોતાનું માણુસ છે, પણ તે વાત ખરી નથી. એ તો તને ફસાવનાર, દુઃખ દેનાર, હેરાન કરનાર છે. જો, આ તારા સંબંધી તો શુદ્ધ સંયમ, ક્ષમા, સંતોષ, વિવેક, માર્દવ, આર્જવ, સત્ય, શૌચ, બ્રહ્મચર્ય વિગેરે છે, એ તારાં ખરેખરા કુટુંબી છે, તારા અંગનાં સગા છે અને વળી ખરેખરાં સજ્જન છે. તેઓ તારારૂપ છે, તારી જેવાં છે, તારા ખરા વાલેસરી છે, તારા હિતેચ્છુ છે, કદિ ખોટું ખત ખતવનારાં નથી, વિડંબના કરનારાં નથી, હાંસી કરાવનારા નથી. તુ સ્વભાવે મીઠો છે, તારા સહજ રૂપમા હોય ત્યારે અનુપમ સમતાસાગરમા ડૂબકી મારનારો છે અને તારું કુટુંબ પણ તેવું જ મીઠું છે. તેઓનો અને તારો મેળાપ તે દૂધમા પતાસું-સાકર ભળે તેના જેવો મધુર છે. તારી શુદ્ધ દશામાં તું હો ત્યારે તેઓ સાથે તારો સંબધ ઝળકે છે, પ્રગટ થાય છે, વ્યક્ત રૂપે દેખાય છે, શોભી નીકળે છે અને ખરો સંબધ તે જ છે, માટે મારુ કહેવું માન્ય કરીને વગોવણી કરનાર, મશ્કરી કરાવનાર મમતા સ્રીનો સગ મૂકી દઇ આ ખરા સંબંધીઓ છે તેઓનો સંબધ કર, તેઓ સાથે સબંધ કર અને તેમ કરવા સારુ પ્રથમ મને નિહાળ, મારા સામી દૃષ્ટિ કર, મને જો. હે નાથ! તું સારી રીતે જાણે છે કે હમેશા દૂધની અંદર સાકર ભળે છે અને છાશમા મીઠુ ભળે છે, તો આ દૂધના સંબંધીઓમા તારા સબધરૂપ સાકરને ભેળવ અને મીઠાશમા વધારો કર, બાકી મમતાની સગતમાં તો મીઠું જ ભળશે, કારણુ કે તેનો સ્વભાવ છાશ જેવો છે. તેની સાથે તો ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, શોક, ભય, દુગછા, વિષય વિગેરે જ આવશે, માટે હું ફરી વાર વિનંતિ કરીને કહુ છું કે-તું મારા સામુ જો અને મમતાનો સગ દૂર કર.

**ममता दासी अहितकरी हरविधि, विविध भांती संतासी;**
**आनंदघन प्रभु विनती मानो, और न हितु समतासी. नाथ० ॥३॥**

"મમતા દાસી દરેક પ્રકારે અહિત કરનારી છે, તેથી તે તને અનેક પ્રકારે સતાપ આપશે. હે શુદ્ધ આનંદસ્વરૂપ નાથ! મારી વિનતિ શ્રવણુ કરો, સમતા જેવુ-(સમતા સિવાય) બીજુ કોઇ હિત કરનાર નથી."

**ભાવ**—મારા નાથ! એક બીજી વાત કહું તે પણ સાભળો. એ મમતા કે જેના સગમા આપ પડી ગયા છો તે કાંઈ શેઠાણી કે રાજપુત્રી નથી, એ તો દાસી છે, મોહ રાજાના ઘરની પરિચારિકા છે, બાદી છે અને આપ જેવા ઉત્તમ પુરુષ દાસી સાથે સબધ કરે તે કોઇ રીતે ઉચિત ગણાય નહિ વળી તે આપને અનેક પ્રકારે નુકશાન કરનારી છે, આપને નરક નિગોદમા નાખનારી છે, સંસારમા રઝળાવનારી છે અને મહાચક્રભ્રમણ કરા-

૩ અહિતકરી=અહિત કરનારી હર=દૂર કર વિધિ=વિધિપૂર્વક હરવિધિ=કોઇ પણ પ્રકારે ભાતી=પ્રકાર સતાસી=સતાપ આપશે પ્રભુ=ભગવાન્, નાથ માનો=શ્રવણ કરો ઓર=બીજું. હિતુ=હિત કરનાર સમતાસી=સમતા જેવી

વનારી છે; માટે આપ એનો શાસ્ત્રવિહિત રીતિએ ત્યાગ કરો. શાસ્ત્રવિહિત રીતિ એ છે કે સંસારનું સ્વરૂપ બરાબર ઓળખી, સ્વપરનો ખ્યાલ કરી, પરભાવ તરફ વિરાગ લાવી સંસારથી ઉદ્વિગ્ન મન કરવું. માત્ર એ રીતિએ જ આપ બરાબર મમતાનો ત્યાગ કરી શકશો. બાકી જો બીજી કોઈ પણ રીતે આપ તેના ઉપર સામ્રાજ્ય ચલાવવા પ્રયત્ન કરશો અને તેનો માત્ર તિરસ્કારથી સમજણ વગર ત્યાગ કરવા દોડશો તો તે બેવડા-ચવગણા જોરથી તમારી સામે થશે, તમને વધારે જોરથી સંસારમાં ફસાવશે અને તમારા નામે ખોટા ખત બનાવવા મંડી પડશે. માટે એનો આપ રીતસર ત્યાગ કરો, તેનાથી આપ ન્યારા થાઓ, તેની સાથેનો સંબંધ કાપી નાખો, નહિ તો આપ જરૂર માનશો કે એ તમને વિવિધ પ્રકારે સંતાપ આપશે. ઉપર જણાવ્યું તેમ તે તમને ચારે ગતિમાં ધક્કા ખવરાવશે, તમારી સાથે વિષયકષાયને જોડી દેશે, તમને પ્રમાદમદિરા પાઈ ચકચૂર બનાવી ભાન ભૂલાવી દેશે, તમને વિવેક સાથે સંબંધ પણ કરવા નહિ દે અને તેવી રીતે તમને નીચા અને નીચા ઉતારી છેવટે તમને સંસારસમુદ્રમાં ડૂબાડી દેશે (નિગોદમાં પહોંચાડી દેશે) અને તે વળી તે સાથે તમારે ગળે એવો પથ્થર બાંધશે કે તમે કદિ ઊંચા પણ નહિ આવી શકો. તમને ઊંચા આવવાનો ખ્યાલ પણ નહિ આવે અને તે પ્રમાણે અધમ સ્થિતિમાં રહી અહોનિશ દુઃખ પામ્યા કરશો.

આવી રીતે મમતા અનેક પ્રકારે સંતાપ આપનારી છે અને વધારે સંતાપ દેનારી થઈ પડશે તેનો વિચાર કરો. કરવિધિનો દરેક પ્રકારે એવો અર્થ કરીએ તો પણ દરેક પ્રકારે અહિત કરનાર મમતા છે એમ તેનો ભાવ આવે છે એટલે સંતાપ આપવામાં તે કોઈ બાબતની મર્યાદા રાખતી નથી. તેના હાથમાં જે ઉપાય આવે તેનો તે પ્રયોગ અજમાવી લે છે. મમતા આવી છે તેથી દરેક પ્રકારે તેનો ત્યાગ કરવો ઉચિત છે. આવો અર્થ કરવિધિનો કરેલો જૂની પ્રતમાં છે. અથવા પ્રથમ પંક્તિનો બીજો અર્થ આ પ્રમાણે પણ થાય. 'મમતા દાસી છે, અહિત કરનારી છે તેને વિધિપૂર્વક દૂર કર.'*

હે નાથ! અત્યારે તો તમે વિષયકષાયમાં ડૂબી ગયા છો પણ તમારું શુદ્ધ સ્વરૂપ આનંદમય છે, પરમાત્મસ્વરૂપ છે, શુદ્ધ નિરંજન છે તેને ઉદ્દેશીને હું કહું છું કે-હે આનંદઘન નાથ! મેં આપને ઉપર વિનંતિ કરી તે આપે સાંભળી, તે મારી માગણી તરફ ધ્યાન આપો અને મારી સામું જુઓ. હું તમને બરાબર કહું છું કે તમારું ખરેખરું હિત કરનાર સમતા સિવાય બીજું કોઈ નથી. તમે ગમે તેની પાસે જાઓ, ગમે તે ક્રિયા કરો, ગમે તેટલા અનુષ્ઠાનો કરો, પણ જ્યાં સુધી તમે સમતાનો સંગ કરશો નહિ, ત્યાં સુધી સર્વ ફોફા છે; કારણ કે તેના કુટુંબીઓ સારાં છે, તે સારી છે અને તે તમારી પોતાની છે, તમારા પર સ્વાભાવિક, નિષ્કૃત્રિમ પ્રેમ રાખનારી છે અને તે હું પોતે જ છું,

---

* આ અર્થ પણ બંધબેસતો છે જે સંબંધ જોવાથી સમજાશે.

મારો અને સમતાનો અભેદ છે, માટે નાથ ! મમતાની સોબત છોડી દો અને મારી સામું જુઓ, મારી વાત સાભળો, મારે મંદિરે પધારો અને મારી સાથે રમણુ કરો.

સમતા સિવાય આ જીવને કોઇ હિત કરનાર નથી એ હકીકત જરા વધારે સ્ફુટ કરીએ. આ જીવ જ્યા સુધી મમતાસંગમાં આસક્ત રહી પૌદ્ગલિક વસ્તુઓ પર પ્રેમ રાખે છે ત્યા સુધી તે કદિ ઊંચો આવી શકતો નથી, કર્મબંધનમા જકડાઇ નિયમ વગર અહીં-તહીં રખડ્યા કરે છે, તેના વિચાર સુધરતા નથી, તેની આત્મપરિણુતિની નિર્મળતા થતી નથી, તેનામાં શાતિ, ક્ષમા, ધીરજ, અનુકંપા વિગેરે સદ્ગુણો આવતા નથી, તેનામાં ઔદાર્ય, ગાભીર્ય, સહિષ્ણુતા, તેજસ્વિતા પ્રગટ થતા નથી, તેથી તે વિષયકષાયમાં આનંદ માને છે, સંસારમાં સુખ માને છે અને ઘર, સ્ત્રી, પુત્ર, દેહમમત્વમાં રાચ્યોમાચ્યો રહે છે, પણ જ્યારે તેની પરિણુતિ સુધરે છે ત્યારે તે સંસારનુ સ્વરૂપ સમજે છે, વિષયના કટુ વિપાક જોઇ શકે છે, કષાયવૃક્ષનાં કડવા ફળનો સ્વાદ જાણી શકે છે, પછી તેને તેઓ ઉપર તિરસ્કાર છૂટે છે, ક્રોધ ઉપજે છે અને પછી સ્વવસ્તુ કઇ છે તે શોધવાની પ્રબળ ઇચ્છા થતાં તેને સ્વપરનું જ્ઞાન થવા માડે છે, સસારનું અનિત્ય સ્વરૂપ સમજે છે, જીવને શરણુ આપનાર અન્ય કોઇ નથી, પોતે એકલો છે અને પોતે જ પોતાનું સુધારી શકે તેવી સ્થિતિ કે શકિતવાળો છે એ તેના જાણુવામા આવી જાય છે, ત્યાર પછી તે સર્વ જીવોને બંધુ તુલ્ય જુએ છે, તેઓમા રહેલી અનત શક્તિનો ખ્યાલ કરી શકે છે, એમ કરતા કરતા તેને ગુણુ ઉપર અતુલ્ય પ્રીતિ અને દોષ ઉપર ઉપેક્ષા થાય છે. છેવટે એકાત ગુણુ ગ્રહણુ કરી સ્વાત્મ-સત્તામા તે લીન થઇ જાય છે, પરભાવનો ત્યાગ કરે છે, અધ્યવસાયની વિશુદ્ધિ કરે છે અને જ્ઞાનાનંદમા મગ્ન થઇ, અધિકાર યોગ્ય ક્રિયા–અનુષ્ઠાનો કરી છેવટે કર્મબધનનો ત્યાગ કરતો જાય છે આત્મજાગૃતિમા રસ લેતો જાય છે અને ભવ પર નિર્વેદ લાવે છે આવી સ્થિતિને સમતા કહેવામા આવે છે અને તે આત્માને અત્યત હિત કરનારી છે, ઉત્ક્રાન્તિમા મદદ આપનારી છે અને છેવટે નિર્વાણુ પ્રાપ્ત કરાવનારી છે આ સમતા એ જ શુદ્ધ ચેતના છે, અથવા અન્ય દૃષ્ટિથી જોઇએ તો સમતા એ શુદ્ધ ચેતનાદર્શક એક મહાવિશુદ્ધ આત્મ-પરિણુતિ છે, એના સિવાય આ જીવનું વાસ્તવિક હિત સાધનાર બીજું કોઇ નથી. જેમ મીઠા વગરની રસોઈ સ્વાદ રહિત છે, જેમ રસ વગરની કેરી નકામી છે, જેમ પ્રેમ વગરનો મેળાપ અર્થ વગરનો છે તેમ સમતા વગર ગમે તેટલા ક્રિયા–અનુષ્ઠાનો કરવામા આવે પણુ તે એકડા વગરના મીંડા જેવા છે, એમ સ્વરૂપજ્ઞ સિદ્ધ સાક્ષરો વારંવાર જૂદા જૂદા આકારમા આ જીવના એકાત હિત ખાતર કહી ગયા છે તેથી એમ જણાય છે કે સમતા વગર આ જીવનુ વાસ્તવિક હિત સાધી આપનાર અન્ય કોઇ નથી. ( સમતાનુ વિશેષ સ્વરૂપ, તેને પ્રાપ્ત કરાવનાર સાધનો અને તેને અંગે પ્રાપ્ત થતી મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ્યાદિ ભાવનાઓ પર શ્રી અધ્યાત્મકલ્પદ્રુમના પ્રથમ સમતા અધિકારમા સવિસ્તર વિવેચન કરવામા આવ્યુ છે. તેના ઇચ્છકને ત્યાથી તેનુ સ્વરૂપ પ્રાપ્ત થઇ શકશે ).

લાગ્યા, ઘરબાર, સ્ત્રી, ધન, પુત્રમાં પોતાનું સર્વસ્વ સમજવા લાગ્યા અને વિષયકષાયરૂપ કાદવમાં રગદોળાવા લાગ્યા, ત્યારે છેવટે શુદ્ધ ચેતના મનાવી મનાવીને થાકી તેથી પોતાના પેટની બળતરા પોતાની સખી શ્રદ્ધા પાસે કાઢવા લાગી. સ્ત્રીઓ હમેશા બહેનપણીને મળે છે ત્યારે તેની પાસે પોતાની ગુપ્ત હકીકત કહે છે અને ખાસ કરીને જે સ્ત્રીઓને શોકનું શલ્ય હોય છે તે પોતાના પતિના સબધમા અને તેઓના તરફથી થતા વર્તનના સબંધમા વારંવાર પોતાની સખી પાસે ફરિયાદ કર્યા કરે છે. તેવી રીતે શુદ્ધ ચેતના શ્રદ્ધાને કહે છે કે-જ્યારે ઔરન એટલે બીજી મારી શોક મમતા, અજ્ઞાનતા વગેરે મારા પતિ પાસે આવે છે ત્યારે તો તે તદ્દન નરમ થઇ જાય છે, પોચા થઇ જાય છે, ઢીલા થઇ જાય છે. અવલોકન ઉપરથી જણાશે કે-મનુષ્યના સ્વભાવમા એક નબળું તત્ત્વ હોય છે તેને જ્યારે અડવામા આવે છે ત્યારે આ જીવ તદ્દન રૂ જેવો નરમ થઈ જાય છે, ગમે તેવી શક્તિવાળો હોય તો પણ તે અશક્ત થઇ જાય છે અને જાણે તેની બુદ્ધિ આગળ જરા પણ વધી શકતી ન હોય તેવો તે થઇ જાય છે. ચેતન પણ મમતાની સોબતમા હોય છે ત્યારે ઘેસ જેવો નરમ થઇ જાય છે, તેની સાથે લટી પડે છે, તેના સંબંધમા આવવાથી જાણે તદ્રૂપ જ હોય તેમ વર્તન કરે છે. જો કે એ મારા પતિ મોહન છે એટલે સર્વને મોહ પમાડે તેવા, આકર્ષણ કરે તેવા સુદર છે, ગુણના રોહણાચળ છે અર્થાત્ ગુણોરૂપી રત્નોની ખાણ જેવા છે અને સોહન એટલે સુદર ગતિવાળા છે, છતા જ્યારે મારી શોક તેની પાસે હોય છે ત્યારે વિભાવદશાનુ જોર એના પર એટલુ બધુ થઈ જાય છે કે જાણે પોતે તદ્રૂપ હોય તેવો તેનો દેખાવ લાગે છે, તેના વર્તન, વાણી અને વિચારો મમતામય હોય-સંસારમય હોય તેવા દેખાય છે, તે જાણે સ્વભાવદશામા વર્તતો હોય, જાણે મમતા એ જ એની સ્વભાવદશા હોય એવો એ અનાદિ વિભાવને લીધે થઈ જાય છે અને જ્યારે મારા સબધની વાત એની પાસે કોઈ કરે છે, મારું નામ કોઇ તેની પાસે લે છે, મારી સાથે રમણુ કરવાની કોઇ તેને સૂચના કરે છે ત્યારે તો તે એવો કઠોર બની જાય છે કે તે વાત તરફ ધ્યાન પણ આપતો નથી, તે તરફ રુચિ બતાવતો નથી અને તે ભાવમા રમણ કરવાનુ મન બતાવતો નથી. મારી શોકના સંબંધમા હોય ત્યારે તો લહેરમા આવી જાય છે અને મારી વખતે તો જાણે અણુમાનીતી સાથે વર્તન કરવું હોય તેવો કડક બની જાય છે, મારા બતાવેલા-એનામા સ્વભાવે રહેલા છે તેવા શાતિ, ક્ષમા, દયા, બ્રહ્મચર્ય, સત્યાદિ ગુણો તે પોતામા પ્રકટ કરતો નથી, ઉગાડતો નથી, વિકસ્વર કરતો નથી. મમતાના સંબધમા જેવો તે પોચો-નરમ હૃદયનો થાય છે તેવો જ મારા સબધમા કઠોર હૃદયનો ( hard-hearted ) તે થઇ બેસે છે આ પ્રમાણે અર્થ કરવામા બીજી ગાથામા રહેલ પદનો અર્થ જરા ખેચવો પડે છે તે વિચારવા યોગ્ય છે, બાકી સામાન્ય રીતે એ અર્થ આગળના પદ સાથે અને વસ્તુરચના સાથે બહુ અનુપમ થઇ પડે છે

चेतन गात मनात न एते, मूल वसात जगात बढावे;
कोई न दूती दलाल विसीठो, पारखी प्रेमखरीद बनावे परम० २

" હું ગાઉં છું પણ ચેતન એથી પણ મનાતા નથી અને મૂળ વસ્તુથી જગાત વધારી મૂકે છે વળી વચ્ચે કોઇ હુશિયાર દૂતી કે દલાલ પણ નથી જે પ્રેમની પરીક્ષા કરી તેની (પ્રેમની) ખરીદી કરાવે "

ભાવ—અહીં પહેલા અને બીજા શબ્દની જગ્યા ફેરવવી પડી છે એટલો અર્થ તાણવો પડે છે કે સખી શ્રદ્ધા ! હું આટલું આટલું ગાઉં છું, કહું છું, મે ચેતનને ખુશી કરવા અઆઉ સારંગ રાગવડે મમતાની સ્થિતિ સમજાવી* અને તેવી રીતે તેમને આનંદ આપવા અને મારે વશ કરવા હું અનુપમ ગાન કરુ છુ પણ એ તો એટલાથી માનતા નથી અને મારી શોક-કુલટા મમતાને ઘેર ગયા જ કરે છે, એનો સંગ જ છોડતા નથી અને મારી સાથે કઠોરપણે વર્તે છે, મારી વાત પણ સાંભળતા નથી. આવી રીતનું વર્તન કરીને તેઓ મૂળ વસ્તુની કિંમત કરતા જગાત-દાણ વધારી મૂકે છે સામાન્ય રીતે જગાત સો રૂપિયાના માલ પર અડધો ટકો કે ટકો હોય છે કોઈ જગ્યાએ દોઢથી બે અને કેટલાક રાજ્યમા પાંચ ટકા હોય છે, પણ મારા નાથ તો મૂળ વસ્તુ કરતાં તેના પરનો બોજો વધારી મૂકે છે એટલે સો રૂપિયાના માલ પર બસે, પાંચસે કે હજાર ટકા જગાત આપવી પડે એવી સ્થિતિ લાવી મૂકે છે મમતાના સંગમા રહી ટૂંકા વખતમા એટલાં બધાં કર્મો બાંધે છે કે તેને લઇને દુર્ગતિમા અનંતો કાળ રખડવુ પડે છે હાલ તો તેઓ મમતાના સંગમા રહીને મોહન, શુભશેહન ને ગતિસોહન મટી જઇ દોષના સ્થાન બની ગયા છે, પણ જ્યારે તેનુ ઋણ ચૂકવવુ પડશે ત્યારે તેઓને ખરુ ભાન થશે કે આ તો મૂળ વસ્તુને હજારો ગણા બોજા તળે મૂકી દીધી છે અને તે એવી રીતે કે તેને ઊંચે આવતાં પણ બહુ વખત લાગે તેમ છે અથવા મૂળ વસાત-એટલે મૂળ-મોઢાં માની લીધેલા સુખની વસાત-વાસ્તે કર્મબંધરૂપ દેવુ વધારી મૂકે છે આ સંબંધમા 'મૂલડો થોડો ભાઇ વ્યાજડો ઘણો રે, કેમ કરી દીધો જાય' એ પર ચોપનમુ પદ છે તે પર વિસ્તારથી વિવેચન કરવામા આવશે.

હવે આવી રીતે હે બહેન ! મારા નાથ તો પરભાવમાં મસ્ત બની તદ્રૂપ (દુર્ગુણના રાશિરૂપ) થઇ જઇ મારી વાત પણ સાંભળતા નથી, મારા સામુ પણ જોતા નથી. કમનસીબે તેઓને ઠેકાણે લાવે તેવી સંદેશા લાવ લઈ જાવ કરનારી કોઇ દૂતી પણ નથી. દૂતીનુ કામ પ્રેમી જોડા વચ્ચેના સંદેશા લાવ લઇ જાવ કરી તેઓનો મેળાપ કરી આપવાનુ

---

૨. ચેતન=આત્મા. ગાતહુ ગાઉં છુ એતે=એટલેથી, મૂળવસાત=મૂળ વસ્તુથી. જગાત=દાણ બઢાવે=વધારી મૂકે છ વિસીઠો=વચેટિયો. પારખી=પરીક્ષા કરી. પ્રેમખરીદ=પ્રેમનો સોદો. બનાવે=કરી આપે

* જુઓ પદ ત્રીજુ

છે તે તું જાણે છે, પણ મારી પાસે એવી કોઇ ચતુર દૂતી પણ નથી કે જે મારા સંદેશા પતિને પહોંચાડી અમારો એનો સમાગમ કરી આપે—અમને એને જોડી આપે. તેમ જ બે વ્યાપારી વચ્ચે વાંધો પડ્યો હોય તો પતાવી આપી માલ વેચાવી શકે તેવો અથવા બે વ્યાપારીને એકઠા કરી માલનુ સાટુ કરાવી શકે એવો હુશિયાર—ચાલાક દલાલ પણ મને મળતો નથી. સાધારણ દલાલથી કાંઇ મોટા સોદા થઇ શકતા નથી તેમ જ મોટો વાંધો પણ પતી શકતો નથી અને મારે અને મારા પતિને તો ઘણા કાળથી વાંધો પડી ગયો છે તે કાઢી આપે એવો કોઇ દલાલ પણ જણાતો નથી. જો હુશિયાર દલાલ હોય તો મારા પ્રેમરૂપ કરીઆણાની કિમત કેટલી છે, તે માલ કેવો સારો સોજો અને ટકાઉ છે અને મમતાનો માલ કેવો તકલાદી અને પરિણામે અહિત કરનારો છે તે બતાવી મારા પ્રેમનો સોદો કરી આપે, પણ દૂતી કે દલાલનું કામ કરે તેવું મારી પાસે નથી. બહેન! તું જાણે છે કે પ્રેમની બાબતમા વચ્ચે પડી મેળાપ કરાવી આપવાનું કામ દૂતીનું છે અને ખરીદીનું કામ દલાલનું છે, પણ મારો પ્રેમ અપાર અને અનંત છે, પરિણામે મહાસુખ આપનાર છે અને મમતાનો પ્રેમ ખોટો, ઉપર ઉપરનો અને પરિણામે મહાદુઃખ આપનાર છે એમ બતાવી આપે એવો કોઈ દલાલ નથી એ મહાદુઃખની બાબત છે. માલ પરખાવવાનું કામ પણ દલાલ જ કરે છે અને એ સોદો તેનાથી ઉતરી શકે છે, વેપારી પોતે જે યુક્તિથી વાત કરી શકતો નથી તેવી યુક્તિથી દલાલ કામ કરી શકે છે, કારણ કે સોદા કરાવવા તે તેનો ખાસ વિષય છે.

આ પ્રમાણે હે સખિ! હુ ગાઉં છું પણ પતિ મારી વાત માનતા નથી અને મમતાના સંબંધમા રહી કર્મબંધ વધાર્યા કરે છે હવે તો **ધર્મઘોષ** જેવા કોઇ દલાલ આવે તો તે પ્રેમની કિમત અંકાવી સોદો કરાવી આપે. સખિ! આવા ચતુર દલાલની બહુ જરૂર છે અથવા તો તારા જેવી કોઈ દૂતીનું કામ કરે તો પ્રેમખરીદી થઇ શકે એમ છે.

**जांघ उघाडी अपनी कहा एते,* विरहजार निस मोही सतावे;+**
**एती सुनी आनंदघन नावत,† और कहा कोउ डुंड बजावे. परम० ३**

"જાગ ઊઘાડીને આવા પ્રકારની કથા (મારી કથા) મે કહી કેમ કે વિરહની

* 'જાંઘ ઉઘારી શ્રવણ કહી એતી' એ પ્રમાણે પાઠાંતર છે

+ સતાવેને બદલે સંતાપે પાઠ અન્યત્ર છે

† 'નાવત'ને બદલે 'વિનતિ' એવો પાઠ કોઈ પ્રતમા છે

૩ જાંઘ=સાથળ અપની=અમારી કહા=કથા એતે=આ પ્રકારની વિરહજાર=વિરહરૂપ જાર પુરુષ અથવા વિરહની જ્વાળા નિસ=રાતે મોહી=મને સતાવે=સંતાપ આપે છે એતી=આટલી સુની=સાંભળી આનંદઘન=શુદ્ધ સ્વરૂપમા આનંદસ્વરૂપ ચેતન-મારા પતિ નાવત=આવે નહિ ઔર કહા=બીજુ તે શું કોઉ=શું ડુંડ=ઢોલ, બજાવે=વગાડે.

જ્વાળા મને રાત્રે (ઉપલક્ષણથી દિવસે પણ) બહુ સંતાપ આપે છે, આટઆટલું સાંભળીને પણ આનંદઘન પ્રભુ ચેતન (મારે મંદિરે) જો ન પધારે તો બીજુ તે શું કાંઈ ઢોલ વગાડાય ?"

ભાવ—હે શ્રદ્ધા બહેન ! વળી ઢોલ અથવા ઢૂંવીને બધી વાત કહેવી એ પણ પોતાની લાજ ઉઘાડવા જેવું છે તું જાણે છે કે ગમે તેમ છે તો પણ ચેતનજી મારા પતિ છે, મારા નાથ છે, શુદ્ધ દશામાં આવે ત્યારે મારી સાથે રમણ કરનારા છે તેથી અત્યારે તો જો કે તેઓ મારી શોક મમતાના મંદિરમાં રમણ કરે છે, મમતા સાથે આસક્ત થઈ ગયા છે તો પણ તેઓની વાત બીજાને કરવી એ મારા ઘરનાં છિદ્ર ઉઘાડાં પાડવા જેવું કામ છે અને સુજ્ઞ સ્ત્રીએ પોતાના ઘરની વાત બીજાને કરવી એ કોઈ પણ પ્રકારે ઠીક તો કહેવાય નહિ. હું ગમે તેમ તોયે ચેતનની સ્ત્રી છું, ચેતનના ઘરની દાસી છું અને ગૃહિણી ઘરની એબ ઉઘાડે એ સતીકર્તવ્ય કહેવાય નહિ. મારે એમની સાથે રહેવાનું અને જ્યારે હું તેમનું વાંકુ બોલું તો કુલીન સ્ત્રીને યોગ્ય કહેવાય નહિ. આવી લાજ ઉઘાડવા જેવી અમારી કથા જ્યાં ત્યાં કર્યા કરવી એ મને તો જરા પણ યોગ્ય લાગતું નથી, તો પણ હે સખિ ! મે લાજ ઉઘાડીને પણ મારી વાત તને કરી, કેમકે મારા પતિ મારા મંદિરે પધારતા નથી, મને એકલી રાખી મૂકે છે તેથી તેના વિરહથી ઉત્પન્ન થયેલી જ્વાળા મને આખી રાત હેરાન કરે છે પતિ વગરની સ્ત્રીઓની રાતે જે દશા થાય છે તે મારે દરરોજ અનુભવવી પડે છે અને તે મને જરા પણ પસંદ આવતું નથી. બીજો અર્થ એમ પણ થાય છે કે—મારા પતિ મારી સાથે રીસાયા છે એ વાતની લંપટ પુરુષોને ખબર પડી છે તેથી તેઓ મને રાતે અનેક પ્રકારના ત્રાસ આપે છે દુ:ખ આપે છે અને મંદિરનો કબજો મેળવે છે આ જાર પુરુષ તે પરભાવ સમજવો. પૌદ્ગલિક ભાવમા અથવા ચેતનેતર અન્ય વસ્તુમાં રમણ કરવારૂપ લંપટ પુરુષ શુદ્ધ ચેતનાના મંદિરનો કબજો, ચેતન વિભાવદશામાં હોય છે ત્યારે લે છે અને પછી તેનાથી અનર્થપરંપરા ચાલે છે જો પતિ મારે ઘેર હોય, મારા મંદિરને પાવન કરતા હોય તો રાગ, દ્વેષ, અજ્ઞાન વિગેરે પરભાવોનું જોર જરા પણ ચાલી શકતું નથી, તેઓ મારા મંદિરમા દાખલ થવાની હિંમત પણ કરી શકતા નથી, પણ પતિશૂન્ય મંદિર જોઈ તેઓ પોતાનો દોર સારી રીતે ચલાવે છે અને મને હેરાન હેરાન કરી નાખે છે અથવા વિરહાનલની જ્વાળા મને આખી રાત હેરાન કરે છે, સળગાવી મૂકે છે, બાળી નાખે છે અને પતિવિરહિણી સ્ત્રીની પેઠે મને સતાવ્યા કરે છે જાર ચેતનાને ત્રાસ આપે અને મંદિરનો કબજો લે એ પ્રસંગે ચેતન અને ચેતનાનો અભેદ કલ્પી ચેતન પર તેઓ પોતાનો દોર ચલાવે છે એમ વિચારવું

આનંદઘન શબ્દથી અહીં શુદ્ધ દશામાં આવ્યા પછી અખંડ ચિદાનંદસ્વરૂપ ચેતન સમજવા, એઓ ભવિષ્યમાં પરભાવ ત્યાગ કરી અખંડ આનંદ ભોગવનાર અને તેમા રમણ કરનાર થવાના છે એ દશાને ઉદ્દેશીને અત્ર તેના સંબંધી આનંદઘન નામે શુદ્ધ ચેતના

વાત કરે છે. હે શ્રદ્ધા ! આવી રીતે ચેતન અને મારી વચ્ચે પડી દલાલફ્તીનું કામ કરનાર કોઇ નથી. તેઓ તો મમતાના મંદિરે પડ્યા રહે છે અને મારા સંબંધી વાત આવે છે કે તે કઠોર બની જાય છે. હું તો તેમને રીઝવવા ગાયન ગાઉં છું, સમજાવું છું, પગે પડું છું, પણ તેઓ મારી વાત તરફ લક્ષ્ય આપતા નથી. જો સખિ ! તેઓ દૂર ઊભા ઊભા આપણી વાત સાભળે છે, આટલી આટલી મે તારી પાસે વાત કરી તે તેઓએ સાંભળી છે તો પણ તેઓ આંખ આડા કાન કરે છે, મારા મંદિરે પધારતા નથી, ત્યારે હવે તે શું હું ઢોલ વગાડું ? મેં આટલી વિનતિ કરી, મારો તેઓ સાથેનો સંબંધ તેઓને બતાવી આપ્યો, મમતા તેઓની વગોવણી અને હાસી કરાવે છે એ બતાવી આપ્યું અને હુ તેઓનું એકાંત શ્રેય કરનાર છું એમ સ્પષ્ટ સમજાવી આપ્યું, છતા પણ મારા પતિ તો મારા તરફ કઠોર જ રહે છે ત્યારે સખિ ! મારે તે હવે શુ ઢોલ વગાડવો ?

અમુક મનુષ્યની વિનતિ કરવા છતા પણ તે માને નહિ ત્યારે આ પ્રમાણે કહેવાનો પ્રચાર છે કે–ભાઇ ! હવે તે શું ઢોલ વગાડીએ ? અમારાથી બને તેટલું કર્યું, બને તેટલી રીતે સમજાવ્યા, છતા પણ એ ભાઈશ્રી તો માનતા નથી ત્યારે શું કરીએ ? શુદ્ધ ચેતના તે ભાષાનો ઉપયોગ કરી કહે છે કે આટઆટલી વાત મેં મારા પતિને હે સખિ ! ઘણી વાર કહી પણ તેઓ તો મારા મદિરે પધારતા જ નથી. સખિ ! બહેન ! હું મારા દુઃખની વાત તે કેટલી કહું ? હવે તો કોઇ ઢોલ વગાડે તો જૂદી વાત છે, મારી કથા કહેવામા તો કાઈ વળે તેમ લાગતું નથી.

આ પદનો આ પ્રમાણે અર્થ વધારે સમીચીન લાગ્યો છે, તે આગળ પાછળના પદ સાથે અને ગ્રંથકારની રચનાના મુખ્ય તત્ત્વ સાથે બરાબર બંધબેસતો આવે છે એમ મને લાગે છે. હવે આ પ્રમાણે શુદ્ધ ચેતના અને શ્રદ્ધા વચ્ચે જે વાત થઇ તે ચેતને દૂર રહી સાભળી તેનું પરિણામ શું આવે છે તે આપણે આગળ જોઇએ છીએ.

---

## પદ અગિયારમું

રાગ–માલકોશ, વેલાવલ ટોડી

**आतम अनुभव रीति वरीरी. आतम०**
**मोर बनाए निज रूप निरुपम, तिच्छन्न* रुचि कर तेग धरीरी;+ आतम० १**

---

* 'તિછિન' એવો પાઠાન્તર છે +'કરીરી' એવો પાઠાન્તર છે

૧ વરીરી=ગ્રહણ કરી, અગીકાર કરી મોર=મોડ, ટોપ-પૂર્વે કપાળ પર લડવૈયા બાધતા હતા, હાલ લગ્ન વખતે સ્રી બાધે છે તે આકારવાળો બનાએ=બનાવ્યો. તિચ્છન=તીક્ષ્ણ કર=હાથ, હાથમા. તેગ=તરવાર, ખડ્ગ ધરીરી=ધારણ કરી.

"આત્માએ જ્ઞાનદશા અંગીકાર કરી, આત્મસ્વરૂપરૂપ અનુપમ મોડ બનાવ્યો અને તીક્ષ્ણ રુચિરૂપ હાથમાં તરવાર ધારણ કરી."

ભાવ—અગાઉ શુદ્ધ ચેતનાએ પોતાની બહેનપણી શ્રદ્ધાની પાસે આત્મા સંબંધી વાત કરી અને તે મમતા પાસે કેવો ચીપો આવે છે અને પોતાની સાથે કેવો કઠોર થઈ જાય છે તે પણ કહ્યું તે વખતે ચેતન બાજુમાં રહી સર્વ વાત સાંભળતો હતો, તે હવે સુમતિને મંદિરે આવવાનો વિચાર કરવા લાગ્યો. તેવા પ્રસંગમાં અનુભવજ્ઞાનવડે તે કેવી દશા વર્તાવશે તે સુમતિ તાદૃશ્ય ચિતારથી બતાવી આપે છે આ સાધક દશાનું સ્વરૂપ બતાવવાનું કારણ એ છે કે—એથી ચેતન સુમતિને મંદિરે જરૂર આવે. અહીં સુમતિ અને શુદ્ધ ચેતના વચ્ચેનો તફાવત જણાવી દેવો પ્રાસંગિક થઈ પડશે સુમતિ એટલે શુદ્ધ વિચાર. તે દ્રવ્યથી બારમા ગુણસ્થાનકના અંત સુધી રહે છે, અને જ્યારે મોહનીય વિગેરે કર્મનો ક્ષય થઈ કેવળદશા પ્રાપ્ત થાય છે ત્યારે શુદ્ધ ચેતના પ્રાપ્ત થાય છે જે સિદ્ધદશામાં પણ બની રહે છે બાધક દશા મિથ્યાત્વવાળી સ્થિતિમાં જ હોય છે ક્રમે ક્રમે ત્યાર પછી ચેતના શુદ્ધ થતી જાય છે અને તે વખતે તેને સુમતિ નામ આપવું વધારે ઉચિત છે

ઉપર પ્રમાણે વાત સાંભળી ચેતનજી કાંઈક ઠેકાણે આવ્યા અને સુમતિને મંદિરે પધાર્યા આ વાતની વધામણી શુદ્ધ ચેતના સુમતિને આપે છે આ પદમાં શુદ્ધ સ્વરૂપ પ્રકટ કરવા ચેતનને જે મોટું યુદ્ધ કરવું પડે છે તેનું વર્ણન પણ આપે છે એ વર્ણન મનન કરવા લાયક છે આત્માએ અનુભવની રીતિ કાંઈક ગ્રહણ કરી છે તે માર્ગ પર આવવા લાગ્યો છે, તેની જ્ઞાન દશા જાગ્રત થઈ છે તેણે જ્યારે અનુભવની રીતિ આદરવા માંડી ત્યારે તેને ધુંધુલ યુદ્ધ થયું અગાઉ રાજાઓ લડવા જતા ત્યારે માથા ઉપર ટોપની આગળ મોડ બાંધતા હતા, જે રાજ્યચિહ્ન ગણાતું હતું હાલમાં લગ્નાદિ પ્રસંગે સ્ત્રીઓ મોતીનો મોડ કપાળ પર બાંધે છે ચાલુ ભાષામાં તેને મુગટ કહી શકાય. અહીં ચેતન જ્યારે મોહ સામે લડવા નીકળ્યા ત્યારે નિજ સ્વરૂપરૂપ—જેની ઉપમા આપી ન શકાય એવો મોડ બનાવ્યો અને તેને મસ્તક પર ધારણ કર્યો. આત્માનું મુખ્ય કાર્ય નિજ રૂપ પ્રગટ કરવાનું છે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્ય વિગેરે રત્નો પર આવરણ આવી ગયું છે તે દૂર કરી તેનો શુદ્ધ સ્વરૂપમાં પ્રાદુર્ભાવ કરવા માટે એ સાધ્ય નિરંતર લક્ષ્યમાં રાખવાનું છે, અને તેથી જ તેને ભાલસ્થલ પર ધારણ કરી તેને પ્રકટ કરવાનો દૃઢ સંકલ્પ બતાવે છે આ નિજ રૂપ એવું અપ્રતિમ છે કે એને દુનિયાદારીની કોઈ વસ્તુ સાથે સરખાવી શકાય તેમ નથી, કારણ કે રત્નાદિક પાર્થિવ પદાર્થોની કિંમત હદવાળી હોય છે પણ આ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયીની કિંમત જેવડે આંકી શકાય તેવો તો કોઈ પદાર્થ જ આ જગતમાં નથી.

વળી તીક્ષ્ણ રુચિરૂપ તરવાર ચેતનજીએ હાથમાં ધારણ કરી છે આ તીક્ષ્ણ રુચિરૂપ તરવાર ધારણ કરવામાં બહુ સામર્થ્ય તેણે બતાવ્યું છે, કારણ કે તીક્ષ્ણ રુચિ વગર સમ્યક્ત્વ

પ્રાપ્ત થતુ નથી અને સમ્યક્ત્વ વગર સર્વ કાર્ય એકડા વગરના મીંડા જેવાં છે. ચેતન અનેક વખત યથાપ્રવૃત્તિકરણ કરે છે, પરંતુ અપૂર્વકરણવડે જ્યારે તે ગ્રંથીભેદ કરે ત્યારે જ તેની ગણતરી થાય છે. શુદ્ધ દેવ, ગુરુ, ધર્મને બરાબર ઓળખી તેના ઉપર ખરેખરી રુચિ થાય, તેને પ્રાપ્ત કરવા દૃઢ સંકલ્પ થાય અને તે વગરનું જીવન તદ્દન વૃથા લાગે ત્યારે ગ્રંથીભેદ થાય છે અને તે વખતે મોહનીય કર્મની દૃઢ ગાઠ હોય તે ભેદાઈ જાય છે. એ ગાઠ ભેદવાના મહાન્ કાર્યને સિદ્ધ કરવા સારુ તીક્ષ્ણ ધારવાળી રુચિરૂપ તરવાર હાથમા ધારણ કરવી પડે છે. પછી અલેકઝાડરે જેમ ગોરડીયન નોટ* કાપી નાખી તેમ તેનાવડે મોહનીય કર્મની દૃઢ-નિવિડ ગાઠનો ભેદ કરી નાખે છે.

અનુભવરીતિ અનુસરવાની ઇચ્છાવાળા મુમુક્ષુએ તેટલા માટે નિજ રૂપ પ્રકટ કરવાનો દૃઢ સંકલ્પ કરવો અને શુદ્ધ માર્ગ ગવેષી તે પર દૃઢ શ્રદ્ધા રાખવી એ આ ગાથાનો રહસ્યાર્થ છે હવે મોહ રાજાની સાથે લડાઇમા ચેતન કેટલુ પરાક્રમ બતાવતો જાય છે તેનું સવિશેષ વર્ણન આપે છે.

**टोप सन्नाह+ शूरको बानो, एकतारी चोरी पहिरीरी;**
**सत्ता थलमें मोह विदारत,× ऐ ऐ सुरिजन† मुह नीसरीरी. आतम० २**

" શૂરવીરનો વેશ ટોપ, બખતર અને એકતારો સુરવાળ તેણે પહેર્યો અને સત્તાના રણમાં-સમરાંગણમા મોહને ( એવો ) કાપી નાખ્યો કે ઉત્તમ પુરુષોના મુખમાથી ' અહો ! અહો ! ' એમ નીકળી ગયુ ! !

**ભાવ**—મોહ રાજાની સાથે મહાતુમુલ યુદ્ધ થવાની શરુઆતમા ચેતન લડવૈયાને યોગ્ય વેશ પહેરે છે લડાઇ કરવા જાય છે તે માથાનુ રક્ષણ કરવા મસ્તક પર શિરસ્ત્રાણ જેને ટોપ કહે છે તે ધારણ કરે છે શરીરનુ રક્ષણ કરવા દુર્ભેદ્ય કવચ-બખતર

---

* ગ્રીસના રાજ્ય માટે એવો નિર્ણય થયો હતો કે અમુક ગાઠ જેને ગોરડીયન નોટ કહેતા હતા તે ઉકેલી આપે તેને રાજ્ય આપવુ અલેકઝાન્ડર જે હિંદુસ્તાનમા સિકદરના નામથી ઓળખાય છે તેણે પોતાનું બળ બતાવવા ઉપર જણાવેલી ગાઠને તલવારથી કાપી નાખી અને રાજ્ય ધારણ કરી લીધુ સામ્ય માત્ર ગાઠ કાપવાની હકીકત સાથે જ છે

+ સન્નાહને બદલે 'સુવાહન' પાઠાતર છે

× વિમારત અથવા વિડારત એવો પાઠાતર છે,

† સુરજન ( દેવતા ) એવો પાઠાતર છે

૨. ટોપ=શિરસ્ત્રાણ સન્નાહ=દુર્ભેદ્ય કવચ, બખતર શૂરકો=લડવૈયાનો બાનો=વેશ એકતારી=એકાગ્રતારૂપ ચોરી=ચોળી, કચ્છ, સુરવાળ ( લગોટ સહિત ) થલમે=રણક્ષેત્ર સત્તાથલમે=મૂળથી લાભે વિદારત=નસાડી મૂકયો ઐ ઐ=અહો અહો સુરિજન=સજ્જન મુહ=મોઢામાથી નીસરીરી=નીકળી ગયુ

શરીર પર ધારણ કરે છે અને પગ ઉપર ધોતીયું નથી પહેરતા પણ સુરવાળ પહેરે છે ધોતીયાથી મજબૂતાઈ રહેતી નથી તેથી લડાઇ કરવા જતી વખત અંદર કચ્છ મારી ઉપર લોઢાની જાળીવાળો સુરવાળ પહેરવાનો રિવાજ છે ચેતનજી પણ મોહ સામે લડવા નીકળ્યા ત્યારે તેણે ટોપ, બખતર અને સુરવાળ ધારણ કર્યા, વળી તે પાર્થિવ નહિ પણ આધ્યાત્મિક હતા હવે તે કેવા હતા તે જોઇએ

આત્માએ જ્ઞાનદૃષ્ટિરૂપ ટોપ માથા પર ધારણ કર્યો આથી મોહ રાજાના ગમે તેટલા ઝપાટા વાગે તો પણ જ્ઞાનદૃષ્ટિ આગળ તે સર્વ નકામા થઇ પડે છે મોહ રાજાના સપાટામાથી બચવાનો ઉપાય જ્ઞાનદૃષ્ટિની સમીપતા છે વળી એટલેથી નહિ અટકતાં શરીર પર સંયમરૂપ બખતર ચેતનજીએ ધારણ કર્યું ઈંદ્રિયદમન, કષાયત્યાગ, પંચ મહાવ્રતનો આદર અને મન, વચન, કાયાના યોગો પર અંકુશ–આવા દઢ આત્મસંયમરૂપ બખતરને ધારણ કરવામા આવ્યુ આથી કર્મના કષાય, નોકષાય ને વેદાદિ સેનાનીઓ ગમે તેટલો સખ્ત હલ્લો કરે તો પણ ચેતનજીને એકદમ ભય પામવાનુ કારણ નઇ થયુ; અને વળી સાથે એકાગ્રતારૂપ લંગોટ સહિત કચ્છ લગાવી દીધો એટલે જરા ભય લાગતા ધોતીયાના બંધ નરમ પડી જાય છે તે પીડા દૂર થઇ ગઈ હવે ચેતનજી પોતાની શુદ્ધ દશા પ્રાપ્ત કરવામાં એક ધ્યાન લગાવી રહ્યા છે એટલે એનુ ધ્યાન મોહના પાર્થિવ કલ્પિત અનિત્ય આનંદ તરફ જતુ અટકી પડયુ આવી રીતે જ્ઞાનદૃષ્ટિરૂપ ટોપ ધારણ કરી સંવરરૂપ બખતર ધારણ કર્યું તેથી નવીન કર્મનો પ્રવાહ આવતો અટકી પડ્યો અને પછી સ્વરૂપપ્રાપ્તિમાં એકાગ્રતા લગાવી દીધી અને તેથી જ્યાં ત્યાં અસ્તવ્યસ્ત વિચારધારા ચાલતી હતી તે અટકી પડી (ટબામાં આ જગ્યાએ માર્દવતારૂપ ટોપ અને ક્ષમારૂપ બખતર લખ્યુ છે છતા આ અર્થ અહીં સમીચીન જણાય છે )

આવી રીતે સંજ્જ થઇને સત્તાના રણક્ષેત્રમાથી પણ મોહને કાઢી નાખ્યો ફેંકી દીધો દૂર કરી દીધો જ્યારે જ્ઞાનદૃષ્ટિ અને સંયમ સાથે આવ્યાં હોય ત્યારે ધીમે ધીમે બંધ અને ઉદયમાથી તો મોહનીય કર્મને નસાડી મૂકે એમા નવાઈ નથી, કારણ સંયમથી કર્મબંધ અટકે છે અને ઉદય પણ દશમા ગુણસ્થાનકથી બંધ પડી જાય છે પણ સત્તા( potentiality )માં કર્મો રહે છે આ ચેતનજીએ ટોપ તથા બખતર પહેરીને સત્તાના ક્ષેત્રમાંથી પણ કર્મોની કાપણી કરવા માડી બારમે ગુણસ્થાનકે તો સત્તામાથી પણ કર્મોને દૂર કરી નાખે છે, કારણ કે એના હાથમા તરવાર છે માથે મોડ બાધ્યો છે, મસ્તક પર ટોપ પહેર્યો છે શરીરે બખતર પહેરી લીધુ છે અને પગે લંગોટ લગાવી સુરવાળ ચઢાવી દીધો છે પછી તો તેણે શૂરવીર ક્ષત્રિય બહાદુરની પેઠે કર્મશત્રુની એવી કાપાકાપી ચલાવી કે તે યુદ્ધને પરિણામે જે મહાપુરુષો હતા તેઓના મુખમાથી પણ નીકળી ગયુ કે અહો ! અહો ! ભાઇ ! તમે તો ખૂબ

કરી, બહુ મોટો જય મેળવ્યો! સારું કામ કર્યું! તમે તો બહુ જાગ્યા! ખરેખરા જાગ્રત થઈ ગયા! બહુ આશ્ચર્યકારી કામ કર્યું ''

આત્મા જ્યારે સાતમા ગુણસ્થાનકથી આગળ વધી આઠમે નવમે ગુણસ્થાનકે ક્ષપકશ્રેણી માંડી વધે છે ત્યારે કર્મોની તે ખરેખરી કાપણી જ કરે છે, એક અંતર્મુહૂર્તમાં એટલા કર્મોને ખપાવી દે છે કે તેનો ખ્યાલ-તેની સંખ્યાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે તે તો પછી સુમતિને પણ બાજુ પર મૂકી દઈ શુદ્ધ ચેતના સાથે જોડાઈ જાય છે, તદ્રૂપ થઈ જાય છે એ વખતે એના ખરેખરા કુટુંબીઓ દીક્ષા, જ્ઞાન, વૈરાગ્ય, ક્ષમા, સંતોષ વગેરે મોઢામાંથી 'અહો અહો' એમ બોલી જાય છે આ જીવના અત્યારે તો ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, શોક, દુગંછા, રતિ અરતિ, વેદ, વગેરે સગા થવા આવે છે, પણ તે ખરેખરા સગા નથી, ખરા સગા તો દશ યતિધર્માદિ છે, જે આ જીવનું નિરંતર શ્રેય ઈચ્છી તેના સુખમાં આનંદ માને છે અને તેને સુખ થાય તેવી સ્થિતિ સાથે જોડી આપે છે તેઓ સમજે છે કે ખરેખર, હવે ચેતનજી જાગ્યા તો ખરા, હવે જરૂર શુદ્ધ ચેતનાના ઘરમાં પધારી તેને નિરંતરને માટે સુખી કરી દેશે, એ વાતમાં સંદેહ લાગતો નથી. આવા તેઓના વિચાર સાથે ચેતનજી કર્મની જે કાપણી કરવા મંડી ગયા છે તે જોઈ તેઓના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર નીકળે એ તદ્દન સ્વાભાવિક છે. વ્યવહારમાં પણ જ્યારે કોઈ લડાઈ જીતે છે ત્યારે તેનો જયજયારવ થાય છે અને તેને અભિનંદન અપાય છે તેવા પ્રકારના અભિનંદનનું આ વચન સમજવું

જીવનનો મુખ્ય હેતુ જ્ઞાનદષ્ટિ જાગ્રત કરી સંયમમાર્ગ આદરી તેમાં એકાગ્રતા કરવાનો છે આત્મસંયમ જ્યાં સુધી થશે નહિ ત્યાં સુધી ભવસ્થિતિ પરિપકવ કદિ પણ થવાની નથી સાધુમાર્ગ પર અરુચિ આવે તો અનંત ભવ સુધી ચારિત્ર ઉદય આવે નહિ અને તે વિના કદિ સંસારથી મુક્તિ થવાની નથી-કર્મથી મુક્તિ થવાની નથી-ઉપાધિથી મુક્તિ થવાની નથી એ સ્પષ્ટ હકીકત છે હવે આવી રીતે મોહ રાજા સાથેની લડાઈમાં ચેતનજીના સંબંધમાં તેના ખરા સગા સંબંધી આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢવા લાગ્યા પછી આગળ તેને કેવું સુખ થયું તે પણ પૂરું બતાવી દે છે

**केवल कमला अपछर सुंदर, गान करे रस रंग भरीरी;**
**जीत निशान बजाइ विराजे, आनंदघन सर्वंग घरीरी. आतम० ३**

"કેવળજ્ઞાન લક્ષ્મીરૂપ સુંદર અપ્સરા રસ અને રંગથી ભરાઈ જઈને ગાયન કરે છે અથવા રસરંગથી ભરપૂર ગાયન કરે છે એ વખતે જીતના ડંકા વગાડીને આનંદઘન આખા શરીર પર (મને) ધારણ કરીને બિરાજે છે "

---

૩ કમળા=લક્ષ્મી રસ=લયલીનપણું, રંગ=પ્રેમ જીતનિશાન=જીતના ડંકા બજાઈ=વગાડીને વિરાજે=બિરાજે સર્વંગ=આખા શરીર પર

**ભાવ**—ઉપર જણાવ્યુ તે પ્રમાણે મોહ રાજાને હઠાવી દઈને ચેતનજી જ્યારે શુદ્ધ દશામા વર્તે છે ત્યારે કેવળજ્ઞાન લક્ષ્મીરૂપ સુંદર અપ્સરા તેની પાસે રસ અને રંગ સાથે ગાન કરે છે (તેને વરે છે) જેમ રાજા મહાન્ લડાઈમાથી જય મેળવીને આવે છે ત્યારે તેની પાસે વારાંગનાઓ નાચ કરી આનંદ આપે છે અને રંગ ઉઠાડે છે, ચોતરફ ઘુઘરીનો ઘમકાર–ઝાંઝરનો ઝણકાર અને નૂપુરનો થનકાર થાય છે, તેમ આ ચેતનજી પાસે કૈવલ્યજ્ઞાન લક્ષ્મીરૂપ સુંદર અપ્સરા તેના સુંદર આકારમાં ગાન કરે છે તેના આત્મપ્રદેશો ઇન્દ્રિયને અગોચર પ્રત્યક્ષ જ્ઞાનથી સર્વ વસ્તુનો અનુભવ સમકાળે કરે છે, તેના રસમા તે લયલીન થાય છે, તેના રંગમાં તેને પ્રેમ આવે છે, તેની બાબતમાં તેને ધૂન આવે છે અને તે સર્વત્ર આનંદ આનંદમય થઈ જાય છે અથવા કેવળ કમળારૂપ સુંદર અપ્સરાના ઉપદેશથી આ જીવ ગાન કરવા મંડી જાય છે, તેમા લય લીન થઈ જાય છે અને તેમા પ્રેમ લાવે છે, તેના મનમા સોહં સોહંનો જાપ ચાલે છે, તેના કાનમા અનાહત નાદ સંભળાય છે આવી મહાન્ જીત પોતે કરી છે એ વિચારથી જીતનો ડંકો વગાડીને આનંદસ્વરૂપ–શુદ્ધ ચિદાનન્દઘન ચેતનજી મને–શુદ્ધ ચેતનાને આખા શરીર પર ધારણ કરે છે મમતાને તો કયારથી હાંકી મૂકી હોય છે અને હવે મને તેના આત્મપ્રદેશમા ધારણ કરી દે છે, મને પોતામય બનાવી મૂકે છે

આવા ચેતનજી પોતાના સ્વરૂપ–સિંહાસન પર પોતાના સર્વ પ્રદેશે મને–શુદ્ધ ચેતનાને ધારણ કરીને બેઠા છે કે તેનુ વર્ણન બંદીજન મુખથી કરી શકે નહિ, ચીતારા તેને ચીતરી શકે નહિ, કવિ તેને વર્ણવી શકે નહિ ચેતનજી જ્યારે શુદ્ધ અનુભવની રીતિ વરવા લાગ્યા, ધારણ કરવા લાગ્યા ત્યારે પછી તેને મોહ સાથે મોટું યુદ્ધ થવાનુ જ, તેનુ છેવટ (પરિણામ) કેવુ સુંદર આવે તેનો ચીતાર અત્ર આપવામા આવ્યો છે એ દશા પ્રાપ્ત કરવા યોગ્ય છે કે નહિ એ અત્ર ખાસ વિચારવાનો પ્રસંગ છે મમતાનુ કુટિલપણુ આગલા પદમા બતાવ્યુ છે સુમતિ સાથે પ્રીતિ કરવાથી જે અનુપમ આનન્દ થાય છે તેનો સામાન્ય ખ્યાલ અત્ર બતાવ્યો છે અલબત્ત એમાં મોહ રાજા સાથે મહાભયંકર યુદ્ધ કરવાનુ છે, પ્રબળ પુરુષાર્થ ફોરવવાનો છે, દૃઢ આત્મસંયમ કરવાનો છે, વિપુલ જ્ઞાનદૃષ્ટિ જાગ્રત કરવાની છે, નિરુપમ સ્વરૂપદશામાં લીન થવાનુ છે અને શુદ્ધ એકાગ્રતા રાખવાની છે પણ ભયંકર લડાઈને પરિણામે નિસ્સીમ આનન્દ થવાનો છે, પરિણામ અતિ આકર્ષક છે અને પ્રયાસ કરવામા આવે તો પ્રાપ્ય છે માટે યોગ્ય વિચાર કરી ચેતનજીને પ્રેરણા કરો કે મમતા માયાના સંગમાં પડ્યા રહ્યા છે તેને હવે છોડી દે અને સ્વરૂપદશા પ્રાપ્ત કરવા માટે સુમતિનો સંગ આદરે. એમ કરવાથી એક પતિવ્રતવાળી શુદ્ધ ચેતના સાથે નિરંતરનો સંગ થઈ આનન્દરસ ઝીલાશે એ શંકા વગરની હકીકત છે ટૂંકી દૃષ્ટિનો માર્ગ મૂકી દઈ કાંઈક વિચારો, ઉઠો જાગ્રત થાઓ, અનાદિ અભ્યાસ પર હવે પદાઘાત કરો અને અનંત સુખ તરફ દૃષ્ટિક્ષેપ કરો.

આ મનુષ્યભવની સાર્થકતા એ સાધ્યનુ દર્શન કરી તેના સમીપે જવામાં છે તમે જેમા અધુના મસ્ત છો તે તમારા નથી, તમારાં થયાં નથી અને થવાનાં નથી, માટે સ્વકુટુબીને ઓળખી કુલટા સ્રીનો ત્યાગ કરો અને અનત રસરગમાં રેલાઇ જાઓ, એ આખા પદનો રહસ્યાર્થ છે ઉપોદ્ઘાતમાં જણાવ્યું છે તે પ્રમાણે દરેક પદના રહસ્યમાં મુખ્યતાએ એક જ હકીકત પ્રાપ્ત થાય છે સ્વપરનુ વિવેચન કરો અને પરિણુતિની નિર્મળતા કરો. અહીં મોહ રાજા સાથે યુદ્ધ કરી અનુભવરીતિ વરવાની જે વાત કરી તેમાં સ્વ અને પરનું વિવેચન મુખ્ય ભાગ ભજવે છે એ સ્વપર વિવેચનથી જ પોતાના ખરા કુટુબીઓ કોણુ છે તેનો વાસ્તવિક વિચાર આવે છે અને તેને લઈને પછી અત્ર વર્ણુન કર્યું તેવુ તુમુલ યુદ્ધ થાય છે, જેને પરિણામે ચેતનજી મહા શુદ્ધ દશા પ્રાપ્ત કરી શુદ્ધ ચેતનાને સર્વાગે ધારણુ કરી બેસી જાય છે, મતલબ શુદ્ધ ચેતના પ્રગટાવે છે અને તે વખતે તેમની ઉપાધી દૂર થઈ જાય છે, શુદ્ધ ગુણો પ્રગટે છે અને અનત કાળ સુધી આનંદ આનદ પ્રસરી રહે છે.

---

## પદ બારમું

**साखी–कुबुद्धि कुबजा* कुटिल गति, सुबुद्धि राधिका नारी;**
**चोपर खेले राधिका, जीते कुबजा हारी.**

" કુબ્જા કુમતિવાળી અને વિપરીત રીતિવાળી છે અને રાધિકા સુબુદ્ધિવાળી સ્રી છે, તે બન્ને ચોપાટ ખેલે છે ( તેમા ) રાધિકા જીત મેળવે છે અને કુબ્જા હારી જાય છે "

**ભાવ**—સુમતિએ શ્રદ્ધા પાસે ઉપર જણાવેલી સર્વ હકીકત કહી બતાવી અને અનુભવની રીતિ આદરવા પછી ચેતનજીને મોહ રાજા સાથે તુમુલ યુદ્ધ થશે તેમાં છેવટ ચેતનના જીતના ડકા વાગશે અને ચેતનજી સર્વાગે શુદ્ધ ચેતનાને ભેટી બેસશે, એ વાત કહી બતાવી વળી કહ્યુ કે ચેતન હજુ તો આનદના સાધન તરીકે ચોપાટ ખેલ્યા કરે છે આ ચોપાટ કાંઈ સાધારણુ પ્રકારની નથી, પણુ અલકારિક છે, આધ્યાત્મિક છે, અદ્ભુત છે, એ ચોપાટની રમત જેઓને પાસાવડે રમતાં આવડતી હશે તેઓ આ પદનો રહસ્યાર્થ બહુ સારી રીતે સમજી શકશે. આ પ્રાણી હજુ ચોપાટની બાજી ખેલ્યા કરે છે

અત્ર કવિ એવી ઘટના કરે છે કે દુર્મતિરૂપ કુબ્જા જેની દાણા ચલાવવાની રીતિ

* ' કુબજા 'ને સ્થાને ' કુબરી ' એવો પણુ પાઠ ક્વચિત્ જોવામા આવે છે

**સાખી**–કુબુદ્ધિ=કુમતિ, કુબજા=કુબ્જા, જેના પર કૃષ્ણુ મોહી પડ્યા હતા કુટિલ ગતિ=વક્ર ગતિવાળી છે ચોપર=ચોપાટ

હમેશાં વક્ર જ હોય છે તે સદ્બુદ્ધિરૂપ રાધિકા સામે ચોપાટ રમે છે ચોપાટની રમત રમવામાં કેટલાક સોગઠી ગાડી કરે છે જેની ગતિ હમેશા વક્ર હોય છે, તે અંદરથી બહાર આવી તદ્દન અવળી ચાલે ચાલે છે અને વચ્ચે જે આવે તેનો તોડ કરતી જાય છે આવી રમત કુમતિને બહુ પસંદ છે તેની ગતિ નિરંતર વક્ર જ રહે છે, તેને સીધી ચાલ પસંદ આવતી નથી હવે અહીં કુબ્જા અને રાધિકા બાજી ખેલે છે તેમાં કુબ્જા ગમે તેટલી વક્ર ગતિ કરે છે આડીઅવળી ચાલ ચાલે છે, પણ છેવટે રાધિકાનો જય થાય છે અને કુબ્જા હારે છે તેવી જ રીતે કુમતિ અને સુમતિ વચ્ચે જે ચોપાટનો દાવ ખેલાય છે તેમાં અનેક જાતની ચાલો ચલાય છે દાવો નખાય છે અને સોગઠીઓ ચલાવાય છે પણ છેવટે સદ્બુદ્ધિનો જય થાય છે બાજીનું છેવટનું પરિણામ આ છે રમત ચાલતી હોય ત્યારે વચ્ચે તો અનેક રંગ બદલાતા જાય છે કોઈ વખત તો એમ લાગે છે કે આ બાજીમાં સુબુદ્ધિ તદ્દન હારી જશે, પણ વળી કોઈ એવી તરેહના પાસા પડી જાય છે કે બાજી આખી ફરી જાય છે અને છેવટે જય તો સદ્બુદ્ધિનો જ થાય છે

સદ્બુદ્ધિ—સુમતિ એ conscience (કોન્સ્યન્સ) સમજવી, એ નિરંતર શુદ્ધ માર્ગ બતાવનાર છે એના પર જો મોહના ઉછાળાની અસર થતી ન હોય, મમત્વનો પાસ લાગતો ન હોય વ્યવહારના ખોટાં મતવ્યો તેના પર કાબૂ ધરાવતાં ન હોય તો એ નિરંતર શુદ્ધ માર્ગદર્શક રહે છે; પરંતુ જ્યારે તેના પર સ્વાર્થનું વાતાવરણ ફરી વળે છે મોહનું સામ્રાજ્ય પથરાય છે, ત્યારે તે પોતાનું કામ કરી શકતી નથી છતાં પણ તે દરેક પ્રસંગે પોતાનો દેખાવ તો દે છે ખૂન કરનારને પણ એક વાર તો તે આંચકો આપે છે પાછો હઠાવે છે પણ પછી કષાયાદિ વિભાવોનું જોર વધતાં કુમતિ પ્રબળ થઈ જાય છે એ સંદેહ વગરની વાત છે

હવે આ જીવ ચોપાટ રમે છે તે કેવી રીતે રમે છે તે અત્ર બહુ વિસ્તારથી બતાવે છે એ રમતની સાધારણ બાબતને કવિ પોતાના અધ્યાત્મજ્ઞાનની વિપુલતાને અંગે કેવા વિસ્તૃત અર્થમાં મૂકી દે છે તે સમજવા યોગ્ય છે પાસાવડે ચોપાટ રમી જાણનાર એનો ભાવ બહુ સારી રીતે સમજી શકે તેમ છે

રાગ-રામગ્રી.

**खेले चतुर्गति चोपर, प्राणी मेरो खेले**
**नरद गंजीफा कौन गीनत है, माने न लेखे बुद्धिवर प्राणी मेरो० १**

"મારો ચેતન ચાર ગતિરૂપ ચોપાટ ખેલે છે, તેની પાસે સોગઠાં કે ગંજીપા તો કોણ ગણતરીમાં છે, બુદ્ધિમાન્ પુરુષો આની પાસે તેને લેખામાં ગણતા નથી "

૧ ખેલે=રમે છે ચોપર=ચોપાટ. નરદ=સોગઠાં. ગંજીફા=ગંજીપો. કૌન ગીનત હૈ=કોણ ગણતરીમાં છે બુદ્ધિવર=બુદ્ધિમાન્ પ્રાણી

**ભાવ**—ચોપાટને ચાર પટ હોય છે, ચારે પટમાં થઇને છન્નુ ઘર હોય છે, એ છન્નુ ઘરમાં સોગઠી ફર્યા કરે છે, વચ્ચે મરી જાય છે ત્યારે પાછી ફરી વાર બેસે છે, પણ એનુ સાધ્ય એ સર્વ ઘર મૂકી દઇને વચ્ચેના સાધ્ય સ્થાનમા આવવાનુ હોય છે. સોગઠી ચાર રગની હોય છે કાળી, પીળી, લાલ અને લીલી અને દરેક રંગની ચચ્ચાર સોગઠી હોય છે. કોડીથી રમે છે તેઓ છ અથવા સાત કોડીથી બે રીતે રમે છે અને બન્નેમાં દાણા ગણવાની રીત જુદી જુદી છે. પાસાથી રમે તે ઘણુ કરીને બે પાસાથી રમે છે. એ દરેક પાસાને ચાર ચાર બાજુ હોય છે અને તે બન્નેના સરવાળાના દાણા ચલાવતી વખત જુગ વગેરે બધાય છે

આ ચેતનજી તો ચાર ગતિરૂપ ચોપાટ ખેલવા મડી ગયા છે. જેમ ચોપાટમાં ચાર પટ હોય છે તેમ આ ચેતનજી પણ ચારે ગતિમાં ચકરાવો લેવા મડી ગયા છે. એમણે જે બાજી માડી છે તે એવી વિચિત્ર છે કે તેની પાસે સોગઠાબાજી કે ગજીપો ( કાર્ડઝ ) કાઈ ગણતરીમા નથી, એને બુદ્ધિમાન્ માણસો કાઈ ગણતા નથી અને સ્પષ્ટ રીતે કહે છે કે એમા એટલે એ સોગઠાબાજીમા કે ગજીપામા આ ચેતનજીની ચતુર્ગતિ ચોપાટની રમત પાસે કાંઇ દમ નથી આ ચેતનજી તો જરાવારમા દેવગતિમા પહોંચી જાય છે, વળી ત્યાથી તિર્યંગતિમા જાય છે, વળી મનુષ્યગતિમા આવે છે, ત્યાથી પાપ કરીને નારકીમા જાય છે, આવી રીતે મોટી ચાલથી એવા દાણા ચાલે છે કે તમારી ચોપાટની રમત તો તેની પાસે કુછ બિસાતમાં નહિ એની રમતમા એ આખા ને આખા ઘર કુદાવી જાય છે આ પટમાથી સામા પટમા ચાલ્યો જાય છે. વળી તેની પાસે ગજીપાની રમત પણ કાઇ હિસાબમા નથી જેઓ એ રમત પૂરી કરે છે તે તો ચાર પટ મૂકી દઇને વચ્ચેના ઘરમા આવી જાય છે, તેવી રીતે ચતુર્ગતિ ચોપાટની રમત પૂરી કરી જીવ પણ શિવગતિરૂપ પચમ ગતિમા જાય છે ને ત્યા સ્થિર થઇને રહે છે, પણ ચાર પતમાં હોય છે ત્યા સુધી તો અહીં તહીં દોડધામ અને ધામધુમ કરી મૂકે છે

બુદ્ધિવરનો અર્થ એક જગ્યા પર શેત્રંજ કર્યો છે તે અર્થ શબ્દને અનુસારે મને બરાબર બેસતો લાગતો નથી, બાકી તેવો રૂઢ અર્થ તે શબ્દનો થઇ શકતો હોય તો તે પ્રસ્તુત સબધ સાથે વધારે મળતો આવે છે વ્યવહારની શેત્રજની રમત પણ ચતુર્ગતિ ચોપાટની ચેતનજીના રમત પાસે કાઈ બિસાતમા નથી—એ ભાવ તે અર્થથી નીકળે છે

અસલના વખતમા પણ ગજીપાની રમત હતી દશાવતાગી ગજીપા દેશમા જ બનતા તેમા ( ૧૧૦ ) પાના આવતા અને તેનાથી બહુ આનદદાયક રમત રમી શકાતી હતી હજુ પણ એ પાના ક્વચિત્ લક્ષ્ય થાય છે પણ તેની રમવાની રીત

લગભગ ભૂલી જવામા આવી છે હાલમા (૫૨) પાનાનો ગજીપો પ્રચલિત છે જે સર્વના લક્ષ્યમા હશે જ, એમા પણ અનેક પ્રકારની રમતો થાય છે; પરંતુ આ ચેતનજીની ચતુર્ગતિ ચોપાટની રમત પાસે તેમા પણ કાઈ દમ જેવુ નથી

અથવા બુદ્ધિમાન્ માણસો સોગઠા ગંજીપાને લેખામા જ માનતા નથી અને તેને ખરી રમત તરીકે ગણતા જ નથી, ખરી રમત તો તેઓ ચેતનજીએ માંડેલ ચતુર્ગતિ ચોપાટની છે તેને જ કહે છે, વાસ્તવિક રીતે બીજી રમતો રમતના નામને પણ યોગ્ય નથી

એક વિદ્વાન્ મહાશય આ ગાથાનો નવીન અર્થ સૂચવે છે તે પણ વિચારવા લાયક છે આ પ્રાણી ચતુર્ગતિરૂપ ચોપાટ ખેલે છે અને તેના કારણ તરીકે તેની પ્રવૃત્તિ છે ચોપાટ ખેલવામા જેમ પ્રવૃત્તિ કરવી પડે છે તેમ ચતુર્ગતિરૂપ ચોપાટ ખેલવામાં પણ પ્રવૃત્તિ કરવી પડે છે સોગઠા અથવા ગંજીપાને કારણ ગણે છે અથવા માને છે એટલે બાજી રમવામા કર્મબંધનની માન્યતા છે પણ બુદ્ધિમાનો પણ (કર્મની અકળ ગતિને) સમજી શકતા નથી બાજી ચલાવવાના કારણમા તેઓ કર્મબંધનને કારણ માને છે અને તદનુસાર તેમની પ્રવૃત્તિ ચાલે છે પણ તેની અકળ ગતિને ડાહ્યા ડાહ્યા માણસો પણ સમજી શકતા નથી આવો ભાવ આ અર્થ પ્રમાણે નીકળે છે તે સમજવા યત્ન કરવો

**राग दोष मोहके पासे, आप बनाये हितकर;**
**जैसा दावा पर पासका, सारी चलावे खीलकर प्राणी० २**

"રાગ, દ્વેષ અને મોહના પાસા પોતાને હિત કરનારા છે એમ માનીને તેણે બનાવ્યા; (પછી) તે પાસાનો જેવો દા પડે તે પ્રમાણે રમનાર સોગઠી ચલાવે છે"

ભાવ—આ પ્રાણીએ બાજી રમવા સારુ પોતાને લાભ કરનાર જાણીને રાગ, દ્વેષ અને મોહરૂપ ત્રણ પાસા બનાવ્યા ચોપાટની રમત રમવા સારુ બે પાસાનો અથવા ત્રણ પાસાનો ખપ પડે છે, બંને રીતે ચોપાટ રમી શકાય છે પાસામા એક બાજુએ છ, બીજી બાજુએ પાંચ, ત્રીજી બાજુએ બે અને ચોથી બાજુએ એક એમ ચાર જાતના દાણા હોય છે બાજીમા બે અથવા ત્રણ પાસાથી રમત શરૂ કરીને દાણા આવે તેટલાં ઘર સોગઠી ચાલે છે તેમ આ સંસારની બાજીમા જેવા રાગ, દ્વેષ અને મોહના દાણા આવે છે તે પ્રમાણે ચક્રભ્રમણ થાય છે એ ત્રણે પાસાને બનાવનાર આ જીવ પોતે જ છે અને તેના દાણા નાખનાર અને તદનુસાર ભ્રમણ કરનાર પણ પોતે જ છે આ સંસારમા રખડાવનાર ભ્રમણ કરાવનાર અને જીવને મુંઝવી નાખનાર રાગ, દ્વેષ અને મોહ છે મોહના અવયવ રાગ દ્વેષ છે વસ્તુ પર પ્રીતિ અપ્રીતિ કરાવનાર અને તદ્દન અજ્ઞાનદશામા મસ્ત રાખનાર મોહનીય કર્મ સર્વ કર્મોનો રાજા છે અને તેનો સર્વથા ક્ષય

૨ હિતકરહિત કરતાર માનીને *દિયાજેવો.* સારીસોગઠી ખીલકરરમનાર.

થવાથી તરત જ બાકીના ત્રણ ઘાતી કર્મોનો ક્ષય થઈ જાય છે. એ મોહનીય કર્મ ઘાતી છે તેની સ્થિતિ પણ સૌથી વિશેષ સીત્તેર કોડાકોડી સાગરોપમની છે અને તે મિથ્યાત્વ, કષાય, નોકષાય, વેદાદિ દ્વારા જીવને અનેક પ્રકારના નાચ કરાવે છે. ચતુર્ગતિમા ભ્રમણ કરાવનાર એ પાસાથી જેવો દા પડે છે તે પ્રમાણે સોગઠી ચાલે છે, એક ઘરમાંથી બીજા ઘરમાં જાય છે, એક પતમાંથી બીજા પતમાં જાય છે અને વળી કોઇ વાર ઘેર પણ પાછી આવે છે; તેમજ આ જીવ પણ એક ને એક ગતિમાં ફર્યા કરે છે, બીજી ગતિમાં જાય છે અને વળી કોઈ વાર પાછો નિગોદ અવસ્થામાં પણ પડી જાય છે. જ્યાં સુધી રાગદ્વેષના પાસા પડ્યા કરે છે ત્યાં સુધી ચારે ગતિમાં આ જીવ રખડ્યા કરે છે. જ્યારે રાગદ્વેષના પાસા પડવા બંધ થાય ત્યારે જ ચતુર્ગતિ ભ્રમણનો છેડો આવે છે, એ હકીકત નિરંતર લક્ષ્યમાં રાખવાની જરૂર છે. દા પડે તેવો સોગઠીનો પ્રયોગ કર્યા વગર તો બાજીના નિયમ પ્રમાણે ચાલે નહિ, પણ જે સભાળ રાખી બાજી માંડે છે, પાસા બરાબર નાખી જુગીઆ દાણા લઇ પોતાની સોગઠી મરવા દેતા નથી તે પાસાને કબજામાં કરી, ચારે પત ઓળગી જઇ મધ્યસ્થાનમાં પહોચી જાય છે, જ્યા ગયા પછી સોગઠીને પાછું ફરવુ પડતુ નથી, કોઈનાથી મરવુ પડતુ નથી અને આગળ પાછળની બીજી સોગઠીથી ભય રહેતો નથી.

રાગ કેશરી રાજા હોઈ વિષયાભિલાષ મત્રી સાથે પાચ ઇંદ્રિયોરૂપ છોકરાઓને લઇને આ જીવ ઉપર કેવો પ્રપંચ ચલાવે છે અને તેમાંથી બચવાના ઉપાય તરીકે સદાગમ સાથે વિવેક પર્વતના અપ્રમત્તતા શિખર જે ચરણધર્મ રાજાશ્રિત છે, તે પર બેસવુ—એ હકીકત શ્રી ઉપમિતિભવપ્રપચની અદ્ભુત કથા લખનાર શ્રીમાન્ સિદ્ધર્ષિગણિએ એ ગ્રંથના ચોથા પ્રસ્તાવમા બહુ ચમત્કારિત રીતે બતાવી આપી છે. દ્વેષગજેંદ્રના લશ્કરનો પણ એવો જ ખ્યાલ તેમા આપ્યો છે શ્રીમદ્યશોવિજયજી પણ રાગના સ્વાધ્યાયમા કહે છે કે—

**જેહ સદાગમ વશ હોઈ જાશે રે,**
**અપ્રમત્તતા શિખરે વાસે રે,**
**ચરણ ધરમ નૃપ શૈલ વિવેકે રે,**
**તેહશુ ન ટળે રાગી ટેકે રે**

આ મોહ રાજાના સુભટો પર જય મેળવી ચતુર્ગતિની રમત બધ કરો, એમા જીવનો સોદો છે, માથું મૂકવાની રમત છે, કોણી પરનો ગોળ ખાવાનો છે એ પાસામા કેવી યુક્તિબધ યોજના કરી છે તે હજુ પણ વધારે વિચારવા લાયક છે.

**पांच तलें है दूआ भाई, छका तलें है एका;**
**सब मील होत बराबर लेखा, यह विवेक गिनवेका प्राणी॰ २**

"હે ભાઈ ! પચ્ચા તળે દુઓ છે અને છક્કા નીચે એક્કો છે સર્વ મળીને ચોક્કસ હિસાબ થાય છે તેનો વિવેક ગણવામા આવે છે "

ભાવ—જેઓ ચોપાટની રમત પાસાથી રમી જાણતા હોય તેઓએ જોયુ હશે કે સર્વ પાસા ઉપર જણાવ્યુ તેમ એક સરખા જ આવે છે, તેમા પાચ દાણા આ પ્રમાણે હોય છે : , આ પાચ દાણાની બરાબર સામે એટલે પાસાને જમીન પર મૂક્યો હોય અને આપણી સામે બરાબર પાચ દાણા ઉપર આવે તેમ પાસાને ગોઠવ્યો હોય તો જમીનની સામી બાજુએ બે દાણા આવી આકૃતિમા આવે છે બાજુમા જમણી બાજુએ છ દાણા આવી આકૃતિથી આવે છે અને તેની સામી ડાબીએ વચ્ચે એક દાણો આવે છે આવી રીતે સર્વે પાસા એક સરખા જ હોય છે તેથી મૂળ ગાથામા કહે છે કે હે ભાઈ ! પાચ નીચે પાસામા દુઓ આવે છે અને છક્કા નીચે એક્કો આવે છે એ સર્વ મળીને બરાબર હિસાબ થાય છે જે વિવેકપૂર્વક ગણવાથી આવી રહે છે હવે એ ગણવાનો વિવેક આધ્યાત્મિક રીતે કેવો થાય છે તે સમજાવવા યત્ન કરીએ

હિંસા, મૃષાવાદ, સ્તેય ( ચોરી ), અબ્રહ્મ અને પરિગ્રહરૂપ પાચ આસ્રવના પાચ દાણા નીચે જ્યારે બે દાણારૂપ કરવુ અને કરાવવુ આવે, એટલે પાચ આસ્રવ કરવા કરાવવારૂપ કર્મપ્રણાલિકા પ્રાપ્ત થાય—મતલબ સાત દાણા આવે ત્યારે સાત ગતિમા રખડવુ પડે છે જેટલા દાણા આવે તેટલા બાજીના નિયમ પ્રમાણે ચાલવા જ જોઈએ તેથી સાતે ગતિમા રખડવાનુ થાય છે અને જુગ ચાલી શકાય નહિ તેથી ગોખડી ઊઠવાનો ભય રહે છે કારણ તે છૂટી પડી જાય છે સાત ગતિ શાસ્ત્રકારે નીચે પ્રમાણે બતાવી છે

૧ એકેદ્રિય ગતિ
૨ વિકલેદ્રિય ગતિ ( બેઇદ્રિય તેઇદ્રિય, ચૌરેદ્રિય )
૩ નરક ગતિ
૪ સમૂચ્છિમ પચેદ્રિય તિર્યંચ ગતિ
૫ ગર્ભજ પચેદ્રિય તિર્યચ ગતિ
૬ મનુષ્ય ગતિ
૭ દેવ ગતિ

---

૩ [illegible]

આવી રીતે પાચ આશ્રવને કરવા કરાવવારૂપ દાણા આવે ત્યાં સુધી સાત ગતિમાં રખડવાનુ થાય છે, પણ અષ્ટમી ગતિ જે મોક્ષ છે તેમાં જવાનુ થતુ નથી.

તેવી જ રીતે છ દાણાની નીચે એક દાણો આવે છે એટલે છકાય જીવનું મર્દન થાય–હિંસા થાય તેની સાથે એકો એટલે અસયમ આવે છે. આવી રીતે સાત દાણા થાય તેનુ પરિણામ પણ સાત ગતિમા રખડવારૂપ જ થાય છે.

સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુસકવેદ એ ત્રણ વેદને આશ્રયીને પણ સાત ગતિ શ્રી સુયગડાગ સૂત્રમા ગણવામા આવી છે, તે નીચે પ્રમાણે —

૧ નપુસકવેદની એક ગતિ

તે સર્વથા એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, ચૌરેદ્રિય અને નરકગતિમાં હોય છે

૨ પચેદ્રિય તિર્યચમાં સ્ત્રીપુરુષવેદ તેની બે ગતિ.

અહીં તેમ જ નીચે મનુષ્યગતિમાં નપુંસકવેદ પણ હોય છે, પણ મુખ્યતા અત્ર સ્ત્રીપુરુષવેદની જ છે, કારણ નપુસકને પણ ચિહ્ન તો પુરુષનુ અથવા સ્ત્રીનુ હોય છે, તદાશ્રયી અત્ર બે જ ગતિ ગણવી

૨ પચેદ્રિય મનુષ્યજાતિમા ઉપર પ્રમાણે સ્ત્રીપુરુષવેદ

૨ દેવગતિમાં સ્ત્રીપુરુષવેદ.

બધા પાસાને ગણુશો તો પણ આ પ્રમાણે જ હિસાબ આવશે. પાસા ગણવાનો–દા ચલાવવાનો આ જ વિચાર છે એ વિવેકપૂર્વક ગણનાર એટલે ખરુ ખોટું પારખનાર સમજી શકશે મતલબ જ્યા સુધી દા લીધા કરવાનો હશે ત્યાં સુધી રમનારને સાતે ગતિમાં રખડવાનુ થશે, માટે કોઇ રીતે દા લેવો ન પડે એવો પ્રયત્ન કરવો.

આ પાસા ગણવાનો વિવેક બીજી રીતે પણ સૂચવી શકાય છે. પાંચ ઇદ્રિયો પર જય મેળવવારૂપ પાંચ દાણા આવે એટલે રાગ દ્વેષના બન્ને દાણા નીચે દબાઇ જાય છે તેવી જ રીતે ષડ્‌રિપુ પર જય કરવારૂપ–કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર પર જય મેળવવારૂપ છ દાણા આવે એટલે એક મન પર જય થવારૂપ એક દાણો નીચે દબાઈ જાય છે અર્થાત્ મનનો જય થઇ જ જાય છે તેવી રીતે દાણા ગણવાનો વિવેક પ્રાપ્ત થાય એટલે પાંચ ઇદ્રિય અને ષડ્‌રિપુ પર જય મેળવવાનુ બની શકે એટલે પછી મનોનિગ્રહ દ્વારા આત્મસયમ થઇ પરમ સાધ્ય પ્રાપ્ત થાય છે

અથવા પચમ ગુણસ્થાનક પ્રાપ્ત થવા પાચ દાણા આવે એટલે દેશવિરતિ ગુણ (પાચમે ગુણસ્થાનકે) પ્રાપ્ત થાય એટલે અપ્રમત્ત અવસ્થા (સાતમે ગુણસ્થાનકે)

પ્રાપ્ત થતાં વાર લાગતી નથી અને તે અવસ્થામાં પ્રમાદ થતાં જીવ જ્યારે ક્ષપકશ્રેણી માંડી તેમાં છ દાણાનો ઉમેરો કરી દે છે એટલે એકદમ સાત ને છ તેર થાય એટલે તેરમું ગુણસ્થાનક પ્રાપ્ત કરી ચાર અઘાતી કર્મ સહિત થોડો વખત ત્યાં રહે છે અને છેવટે એક દાણો તેમાં વધારી ચતુર્દશ ગુણસ્થાનક અયોગી કેવળીદશા પંચ હ્રસ્વાક્ષર કાળ પર્યંત અનુભવી સાધક દશામાંથી સિદ્ધદશામાં ચાલ્યો જાય છે આવી રીતે ચોરે દાણા મેળવવાથી—તેનો સરવાળો કરવાથી—બરાબર વિવેકપૂર્વક તેની વ્યવસ્થા કરવાથી હિસાબ બરાબર થઈ જાય છે, હિસાબને છેડે લીટીઓ દોરાઈ જાય છે અને કર્મનું ખાતું ખલાસ થાય છે વિવેકપૂર્વક જેને એ હિસાબ કરતાં આવડે તેનું એમાં કામ છે જો દાણા ગણીને સરવાળો કરી બરાબર સોગઠી ચલાવતાં ન આવડે તો વળી રખડપટ્ટી થાય છે, માટે સોગઠી ચલાવવાનો વિવેક શીખો, તેના બધા ઘરો ઓળખો, તેને કોનાથી ભય છે તે સમજો, તે ભયમાંથી મુક્ત થવા રૂપ મધ્યસ્થાન કેમ પ્રાપ્ત થાય તેની ગણતરી કરો, તેને માટે વિવેક વાપરો અને છેવટે તે પ્રાપ્ત કરો, જેથી આ અરઘટ્ટઘટીનો છેડો આવે, નકામા આંટાઓ મટી જાય, ભવના ફેરાનો નાશ થાય, સંસારચક્ર પર બ્રેક ચડે અને નિરવર સ્વરૂપાનંદમાં રમણ થાય.

> चउरासी माँहे फिरे नीली, स्याह न तोरी जोरी;
> लाल जरद फिर आवे घरमें, *कबहुक जोरी बिछोरी प्राणी० ४

" લીલી સોગઠી ચોરાશીમાં ફરે છે, કાળી સોગઠી જોડી તોડતી નથી, લાલ અને પીળી કોઈ વાર જોડી છોડી દઈને ફરી કદાચ ઘરમાં આવે છે "

ભાવ—આ ગાથાનો અર્થ વિચારતાં પહેલાં લેશ્યાનું સ્વરૂપ જરા સમજી લેવું પ્રાસંગિક થઈ પડશે જેમ શુદ્ધ સ્ફટિક કૃષ્ણ તેમજ રક્તાદિ વર્ણવાળા દ્રવ્યની પાસેશમાં આવે ત્યારે તેના પરિણામમાં ફેરફાર દેખાય છે તેમ કૃષ્ણ આદિ દ્રવ્યના સંયોગથી શુદ્ધ આત્માને જે અભિનવ પરિણામો થાય તેને લેશ્યા કહેવામાં આવે છે જ્યાં જ્યાં યોગ હોય ત્યાં લેશ્યા હોય અને જ્યાં યોગ ન હોય ત્યાં લેશ્યા ન હોય તેથી મન, વચન, કાયાના યોગાંતરમાં રહેલ દ્રવ્યને લેશ્યા કહેવામાં આવે છે અથવા તો યોગના પરિણામને લેશ્યા કહેવામાં આવે છે આત્માના સૂક્ષ્મ સ્વતંત્ર પરિણામને ' અધ્યવસાય ' કહેવામાં આવે છે, પુદ્ગળના ઉપષ્ટંભને આધારે થતા પરિણામને લેશ્યા કહેવામાં આવે છે કર્મબંધમાં કષાયો સ્થિતિબંધ અને અનુભાગબંધ કરે છે ત્યારે આ યોગાંતર્ગત લેશ્યાઓ પ્રકૃતિબંધ કરે છે, જો કે કષાયોનો સદ્ભાવ ત્યાં સુધી સહાયક દ્રવ્ય તરીકે

* કબહુક પાઠાંતર છે

૪ ચઉરાશી માંહિ=ચોરાશી ઘરમાં ચોરાશીના ફેરામાં નીલી=લીલી. સ્યાહ=કાળી. તોરી=તોડી. જોરી=યુગ, યુગ્મ. જરદ=પીળી. ઘરમેં=ઘરમાં આત્મસ્વભાવમાં. કબહુક=કોઈ વાર. બિછોરી=છોડી દઈ,

તેઓ વિશેષ વ્યક્ત રૂપે જણાય છે અને કષાયને ઉદ્દીપન કરે છે. જેમ મદિરા અથવા દહીં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય કર્મના ઉદયને માટે હેતુરૂપ થાય છે તેવી રીતે આ લેશ્યાઓ કષાય ઉદયના હેતુરૂપ અને તેઓને વિશેષ બળવત્તરપણે ઉદ્દીપન કરનાર હોવા છતાં તદ્રૂપ નથી કોઇક જગ્યાએ લેશ્યાને કર્મનો નિષ્યદ કહેવામાં આવે છે પણ યોગના પરિણામ તરીકે તેને કબૂલ રાખવી એ વિશેષ સિદ્ધ પક્ષ છે અને તેને લઇને જ કેવળ આત્માને અથવા સ્વતંત્ર આત્માને અલેશી કહેવામા આવે છે. આટલા ઉપરથી ખાસ ધ્યાન આપવા લાયક હકીકત એ છે કે લેશ્યાઓને કષાય સાથે ભેળવી નાખવી ન જોઇએ કષાયાંતર્ગત રહી કષાયને તે પુષ્ટિ આપનાર છે, પણ કષાય ન હોય છતાં પણ લેશ્યા તો રહે છે અને તેથી અનુભાગબધને તે હેતુરૂપ છે એમ કવચિત્ કહેવામા આવ્યું હોય તો તે પણ કષાય દ્રવ્યના ઉપબૃંહક ( ઉદ્દીપન કરનાર ) તરીકે તેના પર ઉપચાર કર્યો છે એમ સમજવુ. લેશ્યા પોતે તો પ્રકૃતિબધની જ હેતુભૂત છે એ ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય છે અને સાથે એ પણ સમજવા યોગ્ય છે કે કષાયનુ ઉદ્દીપન કરનાર છે છતાં તેની સાથે તેનુ તાદાત્મ્યપણુ નથી. હકીકત એમ છે કે લેશ્યા તે યોગનો વિષય છે અને તેથી કર્મબધના હેતુભૂત મન, વચન, કાયાના યોગો પ્રકૃતિબધને અગે જે કાર્ય બજાવે છે તે કાર્ય લેશ્યા બજાવે છે અને જેમ સ્ફટિક આદિ શુદ્ધ દ્રવ્યની પછવાડે જપા પુષ્પ( જાસુનુ ફૂલ ) કે બીજા રગનુ દ્રવ્ય મૂકયુ હોય તો સ્ફટિકનો રગ અન્ય દેખાય છે તેમ શુદ્ધ સ્ફટિક જેવા આત્મદ્રવ્યને તે અભિનવ રગે રગિત બતાવે છે ઉપર જણાવ્યુ તેમ પુદ્ગલના ઉપષ્ટંભને આધારે થતા બાદર પરિણામને લેશ્યા કહેવામાં આવે છે. મન વચન કાયાની વર્ગણા જે પાચે વર્ણની હોય છે તેને વિશિષ્ટ જ્ઞાનથી વ્યક્ત રૂપે દેખી શકાય છે જે વર્ણની વર્ગણા હોય તે પ્રમાણે પરિણામ થાય છે અને તે લેશ્યા કહેવાય છે એના છ વિભાગ પાડવામાં આવ્યા છે. અજન અથવા ભમતા ભમરાના રગ જેવા તદ્દન કાળી વર્ગણાના બાદર પરિણામને **કૃષ્ણ** લેશ્યા કહેવામાં આવે છે, મયૂર અથવા કપોતના કઠ જેવા નીલા વર્ણના બાદર પરિણામને **નીલ** લેશ્યા કહેવામા આવે છે, પારેવા જેવા વૃન્તાકના ફૂલ જેવા કાઇક પીળા અને કાંઈક લાલ વર્ગણાના બાદર પરિણામને **કાપોત** લેશ્યા કહેવામા આવે છે, માણેક, અરુણોદય અથવા પરવાળાના રક્ત રગને મળતા બાદર પરિણામને **તેજો** કહેવામા આવે છે, કણેરના ફૂલ અથવા સુવર્ણ જેવા રગવાળા બાદર પરિણામની વર્ગણાને **પદ્મ** લેશ્યા કહેવામા આવે છે અને ગાયનુ દૂધ, સમુદ્રના ફીણ અથવા દહીં જેવા ઉજ્જ્વળ વર્ણવાળી વર્ગણાના બાદર પરિણામને **શુકલ** લેશ્યા કહેવામા આવે છે કૃષ્ણ, નીલ અને કાપોત એ પ્રથમની ત્રણ અશુભ લેશ્યાઓ છે, આત્માના અધમ બાદર પરિણામ યોગાંતર્ગત દ્રવ્યને લીધે થયેલા છે અને તેજો, પદ્મ અને શુકલ એ ત્રણ શુભ લેશ્યાઓ છે હવે એ છ લેશ્યાના રસાદિ બતાવે છે કૃષ્ણ લેશ્યાનો રસ તદ્દન કડવો, નીલ

લેશ્યાનો રસ તદ્દન તીખો, કાપોત લેશ્યાનો રસ આમળા જેવો કસાયલો, તેજો લેશ્યાનો રસ કેરીના રસ જેવો, પદ્મ લેશ્યાનો રસ મદિરા જેવો મધુર અને શુકલ લેશ્યાનો રસ ઘેબરીના રસ જેવો મિષ્ટ હોય છે પ્રથમની ત્રણ લેશ્યા અતિ દુર્ગંધી અને મલિન છે તેમ જ તેઓનો સ્પર્શ કઠો, લૂખો અને જરા પણ પસંદ આવે તેવો નથી; તેથી ઉલટી બાકીની ત્રણ લેશ્યાઓની ગંધ અતિ સુંદર, સુગંધી યુક્ત અને નિર્મળ છે તેમ જ તેનો સ્પર્શ સ્નિગ્ધપણુ છે આપણે અનુભવ ઉપરથી જોઇ શકીએ છીએ કે જેવા જેવા વિચારો થાય છે તે પ્રમાણે મુખાકૃતિ ઉપર રંગ ફેરફાર થયા કરે છે એ લેશ્યામા વર્તતા જીવોનુ વર્તન કેવુ હોય છે તેની દશા કેવી હોય છે, તેની સ્થિતિ કેટલી હોય છે વિગેરે ઘણી ઉપયોગી હકીકત શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના લેશ્યા અધિકારથી જાણવી અત્ર સિદ્ધાંતમા બતાવેલ એક દૃષ્ટાંત બહુ ઉપયોગી હોવાથી તે સંક્ષેપથી બતાવીએ, જેથી જુદી જુદી લેશ્યાઓમાં વર્તતા જીવોના અભિપ્રાય સમજાશે છ મનુષ્યો ભૂલા પડીને મહાભયકર અટવીમા આવી પડ્યા અને ભૂખ્યા થવાથી ચારે દિશામા ખાવાનુ શોધવા લાગ્યા ચોતરફ નજર ફેરવતાં તેઓએ એક જાંબુ વૃક્ષ જોયુ તેના ઉપર જાંબુ લટકી રહ્યાં હતા અને તે વૃક્ષ જાણે વટેમાર્ગુને પોતાના તરફ આમંત્રણ કરતુ હોય તેવુ સુંદર દેખાતુ હતુ તે જોઈ એક વટેમાર્ગુએ કહ્યુ કે—આ વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાખ્યુ હોય તો આપણને જાંબુ ખાવાની બહુ મજા આવે બીજાએ કહ્યુ કે—આખુ વૃક્ષ શામાટે પાડી નાખવુ ? જે મોટી ડાળોમાં ફળો છે તેને કાપી નાંખો ત્રીજાએ કહ્યુ કે—મોટી ડાળીઓનુ આપણે શુ કામ છે ? નાની નાની ડાળીઓ પર જાંબુ છે તેને કાપી કાપી નીચે નાખો એટલે આપણુ કામ થશે ચોથાએ કહ્યુ કે—ગુચ્છમાં જાંબુ છે તેને જ તોડી પાડો ને, આપણે મોટી કે નાની ડાળીઓનુ શુ કામ છે ? પાચમાએ કહ્યુ કે—આપણે તો ગુચ્છાનુ પણ શુ કામ છે ? જાંબુને જ નીચે પાડો કે જે ખાઇને આપણે ધરાઈ જઇએ છઠ્ઠાએ કહ્યુ કે—આ નીચે ઘણા જાંબુ પડ્યાં છે તે જ વીણીને ખાઇએ, ઉપરથી જાંબુ પાડવાનુ પાપ આપણે શા માટે વહોરવુ જોઇએ ? આ છએ માણસો લેશ્યાવાળા સમજવા આ જાંબુના દૃષ્ટાંતનાં ચિત્રો પણ જોવામાં આવે છે જેથી આ હકીકત બરાબર સમજાઇ જાય છે. આ પ્રમાણે લેશ્યાની જે હકીકત લોક પ્રકાશ ગ્રથને આધારે બતાવી છે તેમાંની કેટલીક સોગઠાબાજીની રમતમાં ઘટાવી છે અને કેટલીક બાજી રમવાની જુદા જુદા દેશની પદ્ધતિ જુદી જુદી હોવાથી સમજાઇ શકી નથી તે વિદ્વાન્ વાચનારે ઘટાવવા યત્ન કરવો બાકી સોગઠીના રંગને લેશ્યાના રંગ સાથે પૂરતો સંબંધ છે એમ તો સ્પષ્ટ જણાય છે

ચોપાટના સંબંધમાં આપણે હવે કેટલીક રમત જોઇએ. રમત રમતાં રમતાં કોઈ વાર જુદી જુદી ચાલો ચાલતા નવા નવા આવિર્ભાવો થાય છે ચારે પટમા થઇને ચોરાશી ઘર છે તે આપણે જોયુ છે લીલી સોગઠી ચોરાશી ઘરે ફર્યા કરે છે, તેનો

આરો આવતો નથી, તેવી જ રીતે નીલ લેશ્યાવાળા જીવો ચોરાશી લક્ષ જીવાયોનિમાં ફર્યા કરે છે, પણ તેના આંટા પૂરા થતા નથી, એક યોનિમાથી કાળ કરીને બીજીમાં જાય છે અને એ પ્રમાણે ફર્યા જ કરે છે, પણ તેનો છેડો આવતો નથી. નીલ લેશ્યા અશુભ છે. સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પહેલા જીવ આ લેશ્યામાં વર્તતો હોય છે તેથી તેનો અત આવતો નથી, તેની બાજી પૂરી થતી નથી, એ તો ચક્રમાં ભમ્યા જ કરે છે.

વળી કાળી સોગઠી જોડીને તોડતી નથી, એ જુગમાં જ ચાલ્યા કરે છે. બંને સોગઠી સાથે હોય ત્યા સુધી તે ફર્યા કરે છે. મતલબ તે દુર્ગતિ સાથે પોતાનો સંબંધ કદિ છોડતી નથી. સર્વથી ભયકર કૃષ્ણ લેશ્યા છે તેથી તેનો દુર્ગતિ સાથે વિયોગ થવો સભવતો નથી. આવી રીતે કૃષ્ણ અને નીલ લેશ્યાવાળા જીવો તો દુર્ગતિમાં રખડ્યા કરે છે, બાજીમા આ ઘરમાંથી બીજામાં અને ત્યાથી ત્રીજામા એમ ચાલ્યા કરે છે પણ તેનો અત આવતો નથી.

લાલ અને પીળી સોગઠીઓ કોઇ વાર જુગ તોડીને ઘરમા આવે છે એટલે જ્યાં સુધી જુગમાં હોય છે એટલે દુર્ગતિ સાથે સબધમાં હોય છે ત્યા સુધી તો ઘરમાં આવી શકતી નથી, પણ જુગ તોડી નાખીને કોઈ વાર ઘરમા આવી જાય છે, તેવી રીતે તેજો અને કાપોત લેશ્યાવાળા જીવો દુર્ગતિ સાથેનો પોતાનો સબધ તોડી આત્મસ્વભાવમાં આવી જાય છે, કોઈ વાર આત્મસ્વરૂપમા રમણ કરે છે અને ધીમે ધીમે ઉત્ક્રાંતિમાં આવી જઇ પદ્મ અને શુક્લ લેશ્યા ધારણ કરનાર થાય છે. આવી રીતે આ જીવ નવી બાજી ગોઠવતો જાય છે નવાં નવાં ઘરમા જાય છે. નવા નવા વેશ ધારણ કરે છે પણ શાસ્ત્રકાર કહે છે કે 'એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવું કોઈ સ્થાન નથી, એવુ કોઈ કુળ નથી કે જ્યાં આ જીવ અનત વાર મરણ પામ્યો ન હોય અથવા અનત વાર જન્મ પામ્યો ન હોય!' સંક્ષેપમાં આ જીવ અશુભ લેશ્યા ધારણ કરીને તેના વડે ચોરાશી લક્ષ યોનિમાં–ચૌદ રાજલોકમાં ફર્યા કરે છે.

'જરદ' એટલે ભુખરી અહીં તેના આધ્યાત્મિક અર્થમા કાપોત લેશ્યા સમજવી થોડા લાલ અને થોડા પીળા રગના મીક્ષ્ચર રગને જરદ રગ કહેવામા આવે છે. સોગઠાના રગમાં તેને પીળુ સોગઠું સમજવુ

જોરી એ શબ્દ જોરી નજોરી સાથે લાગતો નથી, કારણ મારા સમજવા પ્રમાણે નજોરી શબ્દ શેતરજની રમતમા વપરાય છે એટલે જોરીનો અર્થ અહીં જુગ–બે સોગઠી સાથે ચાલે એમ કરવો એ જ ઉચિત લાગ્યુ છે. ચોપાટની રમતમા પરણ્યા પછી 'જુગ' થાય છે તેને એ શબ્દ બરાબર મળતો આવે છે

આ પદમા કહેવાની મતલબ એમ જણાય છે કે જ્યારે જુગ તોડીને ઘરમાં આવી

જાય છે ત્યારે પછી સોગઠી ઘણું ભાગે મરતી નથી પણ પૂગી જાય છે, તેવી રીતે સમ્યક્ત્વ પામ્યા પછી જ્યારે જીવ આત્મસ્વભાવમાં આવે છે ત્યારે પછી તેને પાછા પડવાનું બહુધા થતું નથી અને આગળ વધીને છેવટે તેનો મોક્ષ થાય છે આમાં વળી કોઈ પોતાની સોગઠી ગાંડી કરે તો કેવું પરિણામ આવે છે તે એ ગાથામાં સૂચવે છે તે તરફ હવે આપણે ધ્યાન આપીએ

भाव* विवेक के पाउ न आवत, तब लग काची बाजी;
आनंदघन प्रभु पाउ देखावत, तो जीते जीव गाजी प्राणी• ५

"ભાવવિવેકની પાસે ન આવે ત્યાં સુધી બાજી કાચી રહે છે, આનંદઘન ભગવાન બે પગનું દર્શન કરાવે તો આ જીવ બાજી ગાજી ગાજીને જીતી જાય"

ભાવ—ઉપર જણાવેલી ચાર લેશ્યાવાળા જીવોને કદાચ દ્રવ્યવિવેક આવે પણ ભાવવિવેક એટલે યથાર્થ વસ્તુસ્વરૂપનો બોધ ન થાય, તેની નજીક જવાપણું ન થાય, ત્યાં સુધી તેની બાજી કાચી સમજવી કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો લેશ્યાવાળા જીવો ભાવવિવેક પાસે જઈ શકતા નથી તેથી તેઓની બાજી પૂરી થતી નથી એ ભાવવિવેક તો સચ્ચિદાનંદ ભગવાન બતાવે છે, તેઓના ચરણકમળનું પૂજન કરવાથી ભાવવિવેકનું દર્શન થાય છે અને તે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે આ જીવ પદ્મ ને શુક્લ લેશ્યા ધારણ કરી છેવટે બાજી જીતી જાય છે અને જ્યારે એક માણસ બાજી જીતે ત્યારે કેવો ગાજે છે, ઊંચો ઊંચો થઈને કેટલો આનંદમાં આવી જાય છે તે તો પ્રસિદ્ધ હકીકત છે

વસ્તુસ્વરૂપના યથાર્થ બોધ વગર આ જીવ બહુ રખડપટ્ટી કર્યા કરે છે સામાન્ય રીતે દ્રવ્યવિવેક તો આ જીવ બતાવ્યા કરે છે, પરંતુ યથાર્થ (ભાવ)વિવેક આવવો બહુ મુશ્કેલ છે એ હમેશા શાંતસ્વરૂપ આનંદઘન મહારાજની ચરણસેવાથી પ્રાપ્ત થાય છે, અને આ સંસારની બાજી જીતી જવાનો ઉપાય તે જ છે

પાઉનો અર્થ 'નજીક' કરવાથી ઉપર પ્રમાણે ભાવ પ્રાપ્ત થાય છે પાઉનો અર્થ 'પો' પણ થઈ શકે છે પાસાથી બાજી રમનાર જાણે છે કે જ્યાં સુધી પો આવતું નથી ત્યાં સુધી તેની બાજી કાચી રહે છે, તે કોઈની સોગઠી ઉપાડી શકતો નથી અને પોતાની સોગઠીને બૂઠાડી શકતો નથી એવી જ રીતે કોડીથી બાજી રમનાર જાણે છે કે જ્યાં સુધી પગડું આવતું નથી ત્યાં સુધી સોગઠી બેસી શકાતી નથી અને કદાચ એકાદ સોગઠી બેઠેલ હોય તો પણ પાછી જ્યારે સોગઠી ઘેર આવી જાય ત્યારે ફરી વખત પોની જરૂર

* વિર એવો પાઠાંતર છે
૫ પાઉ=પાઠ અથવા પો પગડું તળબાજીમાં સુધી. પાઉ=પાસે ચરણ અથવા પો. ગાજી=જોરેથી જીતી ઘી, ગાજી ઘી.

પડે છે વળી જ્યારે સોગઠી લપમા પડે છે ત્યારે પણ પો આવતાં વખત લાગે તો અન્ય રમનાર પો લઇને પોતાની સોગઠી ગાંડી કરે છે તો જીતવાની અણી ઉપર આવેલી બાજી પાછી ફરી વાર શરૂ થાય છે અને ઘણી વાર હાર ખાવી પડે છે આવી રીતે ઘરે આવેલી સોગઠીને બેસવા માટે પણ પગડાની (પોની) જરૂર પડે છે અને એવી રીતે લપમા પડતા અને પો મેળવતા વખત લાગે તો બાજી હારી જવાય છે જો આનદઘન પ્રભુ મહારાજ આ પગડુ બતાવી આપે તો આ જીવ એક ચાલમાં આખી બાજી જીતી જાય છે, નહિ તો ત્રણ ત્રણ સોગઠી ડુબાડી દીધેલ હોય છતા પણ બાજી હારી જાય છે, બધા ઘર વટાવીને આવેલ હોય તો પણ છેવટે રખડી પડે છે અને જો પો આવી જાય તો 'હું જીત્યો, હું જીત્યો' એમ પોકાર કરીને કહે છે ચારમાથી ત્રણ સોગઠી ડૂબી ગયેલ હોય અને બીજા દાણા ચાલવાની જગ્યા ન હોય ત્યારે જ આવી સ્થિતિ થાય છે, તેમ જ ઉપશમશ્રેણી માડે ત્યારે ચેતનજીના એવા જ હાલ થાય છે. જેમ દાણા વધારે આવી જાય અને ચાલવાનુ હોય નહિ ત્યારે વારવાર ખડુ કરવુ પડે છે તેમ ઉપશમ-શ્રેણીગત જીવને અગિયારમા ગુણસ્થાનકેથી પાછા છટ્ઠે, સાતમે, પાચમે, ચોથે, બીજે કે પહેલે પણ પડવુ પડે છે. આવી રીતે જીતેલી બાજી હારી જવામા માત્ર એક પગડાનો વાધો આવે છે, તેમ જ જો ભાવવિવેકનુ એક પગડુ ન આવે તો આ જીવ ઉપર નીચે અથડાયા પછડાયા કરે છે, પણ તેનો છેડો આવતો નથી એ પગડાને શ્રીપ્રભુના ચરણ-કમળની સેવા એકદમ બતાવી આપે છે અને એવી રીતે વખતસર જો એક પગડુ આવી જાય તો આ જીવ બાજી જીતી જઇ આનદમા આવી નિરતર લહેર કરે છે.

વળી ભાવ શબ્દનો અર્થ ભાવલેશ્યા કરવામા આવે ત્યારે બહુ સુદર અર્થ થાય છે દ્રવ્યથી આ જીવને છ લેશ્યાઓ ઘણીવાર થાય છે પણ શુદ્ધ ભાવલેશ્યા છેવટની ત્રણ થાય ત્યારે જ આ જીવને પો આવ્યુ ગણાય છે મતલબ ગ્રથીભેદની નજીક આવે ત્યારે પણ તે માત્ર ભાવતેજોલેશ્યા નજીક આવ્યો ગણાય છે. આ ભાવલેશ્યા પ્રાપ્ત કરવારૂપ પગડુ પણ તેણે મેળવવાનુ છે

હે આનદઘન નાથ! આવી રીતે હુ એકેદ્રિયાદિ તિર્યચગતિમા અને નારકીમાં રખડ્યો, કોઇ વાર મનુષ્ય થયો, મહર્દ્ધિક દેવ પણ થયો, કોઈ કોઈ વાર તો સસારના છેડે આવી પહોચ્યો, પણ સદ્વિવેક મને પ્રાપ્ત થયો નહીં, તેથી પાછો વળી ચક્રભ્રમણમાં પડી ગયો. આપ કૃપા કરી હવે મારા ચોરાશીના ફેરા બળસાવી દો, મને ભાવવિવેક પ્રાપ્ત કરાવી આપો અને આ મારી ચોપાટની બાજીમા એક પો ખાતર મારે આટલી વાર ખડુ કરવુ પડે છે, પાછા ફરવુ પડે છે અને રખડપટ્ટી કરવી પડે છે તે કોઇ રીતે મારા પર કૃપા કરીને અટકાવો. મારી સસાર બાજી જીતી જાઉં અને મારા ભવના

ફેરા મટી જાય એમ કોઈ પણ રીતે કરી મારી લાજ રાખો એક વખત જો મને ભાવ વિવેક પ્રાપ્ત થશે તો પછી ત્યાગ કરવા યોગ્ય અને આદરવા યોગ્ય વસ્તુનું સ્વરૂપ સમજી હું લાયકને આદરીશ, નાલાયકનો ત્યાગ કરીશ

સુમતિ કહે છે કે-પ્રાણી આ પ્રમાણે ચોપાટ ખેલે છે, ચારે ઘરમાં ફરે છે, પણ જ્યાં સુધી એને ભાવવિવેકનું પો આવતું નથી ત્યાં સુધી એની બાજી કાચી છે, હજી તેને પો મળ્યું નથી પણ જો આનંદઘન ભગવાન એને પો બતાવે તો જીત બાજી જીતી જાય, એનું કામ થઈ જાય અને એ પછી રાજી થઈને આજી ઉઠે ચેતન ! તમારો હાલ વખત છે, તમે ગમે તેમ કરીને પ્રભુચરણસેવા કરી આનંદઘન પ્રભુ પાસેથી પોનું દર્શન કરી તેને પ્રાપ્ત કરો

ચેતનજીને ઉપદેશ આપવા અને વસ્તુસ્વરૂપનો યથાર્થ ખ્યાલ આપવા માટે આનંદઘન મહારાજે ચોપાટ જેવી રમતનો જે ઉપયોગ કર્યો છે તે બતાવી આપે છે કે ચેતનજીને સમજાવવા માટે પરમ ઉપકારી મહાત્મા તેના પરિચયવાળી રમતગમતની વસ્તુનો પણ કેવો સુંદર ઉપયોગ કરે છે લક્ષ્યાર્થ મુમુક્ષુને ઉપદેશ લેવા માટે નિર્માલ્ય દેખાતા પદાર્થો પણ ઉપયોગી નીવડે છે પ્રત્યેકબુદ્ધ જીવો સંસારના કોઈ જીવ અથવા વસ્તુને જોઈને પરોપદેશની અપેક્ષા વગર તરી જાય છે આ પદનો આશય વિચારી સર્વ વસ્તુમાંથી સાર ગ્રહણ કરવાનો અભ્યાસ પાડવો

---

## પદ તેરમું

રાગ-સારંગ

**अनुभव हम तो रावरी दासी,**

**आइ कहांतें माया ममता, जानुं न कहांकी वासी अनु० १**

"હે અનુભવ ! હું તો આત્મરાજની દાસી છું, (પણ) પેલી (પટરાણી) માયા મમતાઓ ક્યાંથી આવી ? વળી તે ક્યાંની રહેવાવાળી છે તે હું જાણતી નથી"

ભાવ—હવે ચેતનજી તો ઉપર જણાવ્યું તેમ ચતુર્ગતિ ચોપાટ રમ્યા કરે છે, એ ચોરાશીના ફેરામાં ફર્યા કરે છે, પણ એને ભાવવિવેકનું પો આવતું નથી અને એની બાજી કાચી રહ્યા કરે છે મમતા માયાના સંબંધમાં પડી ચોપાટ ખેલ્યા કરે છે, પણ સુમતિની વાત સાંભળતા નથી સુમતિએ શ્રદ્ધાને અનુપમ રૂપમાં આવે ત્યારે ચેતનની સ્થિતિ બતાવી, પણ એ તો કાંઈ વાત સાંભળતા નથી, એ અનુભવમાં ઘર આવે ત્યારે તેની લડાઈનો હેવાલ આપ્યો પણ ચેતન તો માયા મમતામાં ફસી ગયા છે એ બધી વાત ધ્યાનમાં રાખી સુમતિ આજે અનુભવને કહે છે આ પદમાં સુમતિ અને અનુભવ

---

૧. રાવ=રાજ રાવરી=રાજાની આત્મરાજની. કહાંતેં=ક્યાંથી. કહાંકી=ક્યાંની વાસી=રહેવાવાળી

વચ્ચે જે વાતચીત થાય છે તે આનંદઘનજી મહારાજે ચીતરી છે, તે પર ધ્યાન આપવા યોગ્ય છે.

સુમતિ કહે છે–હે અનુભવ ! હું તો આત્મરાજ–ચેતનજીની દાસી છુ–કિંકરી છું, નિરંતર તેમની સેવામા તત્પર છું તેઓ મને જે આદેશ આપે તે કરનારી છું. અથવા હે અનુભવરાજ ! હું તો તમારી દાસી છુ, તમારી આજ્ઞા પ્રમાણે વર્તનારી છુ. જો તમે મંદ હો તો હુ પણ મંદ હોઉં છુ અને તમે તીવ્ર હો તો હું પણ તીવ્ર હોઉં છુ મારો અને તમારો આ સંબંધ સુપ્રસિદ્ધ છે પણ માયા અને મમતા ચેતનજીની પટરાણીઓ હાલ થઈ બેઠેલી છે તે ક્યાંથી આવી છે અને ક્યાની રહેનારી છે તે હુ જાણુતી નથી માયા એ છળ પ્રકૃતિ છે, હું કહેવરાવનાર છે. મમતા એ મારાપણુ છે, મોહ રાજાનો એ મંત્ર છે અને જગતને એ અંધ બનાવનાર છે આ બન્નેને આત્મરાજે પટ્ટરાણી તરીકે ક્યાંથી બેસાડી દીધી ? તેઓનુ કુળ શુ છે ? તેઓ ક્યાંથી આવી છે ? અને તેઓ ક્યાંની રહેવાવાળી છે ? તેની પણ પૂરી તપાસ ચેતનજીએ કરી હોય એમ મને લાગતુ નથી તેઓ ચેતનજીને વળગી પડી છે અને ચેતનજીએ તેને પટરાણી તરીકે ઠોકી બેસાડી છે, પણ તેઓનો કુળધર્મ શુ છે તેની પણ પૂરી તપાસ કરી હોય એમ લાગતું નથી

આ મમતા કોની દીકરી છે અને એવી અધમ વર્ગની કુલટા સ્ત્રી કેટલું કામ બગાડી નાખે છે એ સંબંધી વિશેષ સ્વરૂપ આવતા પદમા તપાસ કરીને સુમતિ જ અનુભવને કહેશે અહીં તાત્પર્યાર્થ એટલો છે કે જેના ઉપર આત્મરાજ આટલી પ્રીતિ કરી પોતાનુ સર્વસ્વ ગુમાવે છે અને ચોરાશીના ફેરામાં ફર્યા કરે છે તેનુ સ્વરૂપ બરાબર હુ જાણુતી નથી એક સ્ત્રી સાથે સંબંધ કરવા પહેલા સુજ્ઞ પુરુષોએ વિચાર કરવો જોઇએ કે એ સ્ત્રીનો સ્વભાવ કેવો છે, એનુ ખાનદાન કેવુ છે, એના માતપિતા કોણ છે અને એનુ સામાન્ય વર્તન કેવુ છે આ સર્વ બાબતમાં ચેતને તપાસ કરી હોય એમ લાગતુ નથી અને ગમે તેવી સ્ત્રીઓને ઘરમાં બેસાડી દીધી છે એ શુ તેને યુક્ત છે ?

**रीज परे वाके संग चेतन, तुम क्युं रहत* उदासी;**
**वरज्यो न जाय एकांत कंतको, लोकमें होवत+ हांसी. अनु० २**

તેની સોબતમા ચેતનજી ખુશી ખુશી થઇ ગયા છે, (પણ) તમે ઉદાસ કેમ રહો છો ? પતિને સર્વથા તજી શકાતો નથી અને (અમારા) લોકોમા પતિની મશ્કરી થાય છે

* 'રહો ન' એવો પાઠ રહતને સ્થાને છે

+ 'હોત ન' એવો પાઠ હોવતને સ્થાને છે

૨ રીજ પરે=રીઝી પડે, ખુશી ખુશી થઇ જાય છે વાકે=તેના, માયા મમતાના. ક્યુ=શામાટે ઉદાસી=દિલગીર વરજ્યો=તજ્યો, છોડ્યો એકાંત=સર્વથા હોવત=થાય છે હાંસી=મશ્કરી, ઠેકડી

**ભાવ**—સુમતિનો ઉપર જણાવેલો પ્રશ્ન સાંભળી અનુભવ ઉત્તર આપે છે કે–હે સુમતિ ! તુ મને માયા મમતાના કુળધર્મોનુ પૂછે છે પણ એના જવાબમા તને કાઇ સતોષ થશે નહિ વાત એમ છે કે ચેતનજી જ્યારે એની સોબતમા હોય છે, એના મંદિરમા હોય છે ત્યારે આનંદમા આવી જાય છે, લહેરમા આવી જાય છે, પ્રમાદમદિરા ના પાનમા મસ્ત બની સદસદ્વિવેક ભૂલી જાય છે તેથી પછી તે કુલટા છે, વેશ્યા છે કે કુળવધુ છે તેની જરા પણ તપાસ કરતા નથી લોકમા કહેવત છે કે ' રાજાને ગમી તે રાણી અને છાણા વીણતી આણી ' એટલે એની સાથે પછી તત્સબંધી વાત પણ કોઇ કરતુ નથી અને મોહમદિરામા મસ્ત બનેલા ચેતનજી તે સબધી વિચાર પણ કરતા નથી, એ વાત તો ઠીક પણ તુ દિલગીર કેમ દેખાય છે ? તારા શોકનુ કારણ તો મને સમજાવ મારુ કથન તો એ છે કે તારે તો તારુ કામ કર્યા જ કરવુ, તારુ રૂપ પ્રગટ કરવુ અને પતિને પોતાના મંદિરે ખેચી લાવવા, પણ તારુ, તારી ઉદાસીનુ કારણ શુ છે તે મને બતાવ

સુમતિ કહે છે—અનુભવ ! મારી ઉદાસીનુ કારણ શુ છે તે હુ તને કહી સભળાવુ છુ તે બરાબર ધ્યાનમા લઇ તે પર વિચાર કર જો ગમે તેમ તો પણ ચેતનજી મારા પતિ રહ્યા, તેઓ માયા મમતા જેવી કુલટાઓના મંદિરોમા ફર્યા કરે, રખડ્યા કરે અને મારી સામુ પણ જુએ નહિ, પણ હુ તો તેમની એક પતિવ્રતા સ્ત્રી રહી, તેથી મારાથી કાઇ પતિનો સર્વથા ત્યાગ થઇ શકે નહિ સુજ્ઞ પતિવ્રતાનો ધર્મ છે કે પતિ તેને ખીજે, લડે કે તિરસ્કારે તો પણ મનસા વચસા કર્મણા એ પતિનો ત્યાગ કરે નહિ એને છોડે નહિ એની સેવના એક ચિત્તથી કર્યા કરે. આ પ્રમાણે હોવાથી મારા પતિને તજી શકાતા નથી અને અમારા લોકમાં તેની મશ્કરી થાય છે તે સાંભળી હુ બળી મરુ છુ તુ જાણે છે કે મનુષ્યો પોતપોતાના નાના સર્કલ( વતુલ )મા સામાન્ય રીતે માન–પ્રતિષ્ઠા મેળવવા અને તેઓનો સારો અભિપ્રાય પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે અને તેઓમા માનહાનિ ન થાય તેની ખાસ સભાળ રાખે છે મારા સબધીઓ મહાવ્રત જ્ઞાનદૃષ્ટિ વિગેરે અનેક છે તેઓ મારા પતિની ઠેકડી કરે છે કે–અહો ! જેનાં કુળધર્મ તથા ઠામઠેકાણું જણાયેલ નથી, જે પ્રત્યક્ષ વ્યભિચારિણી છે, જેના વેશ, હાવભાવ અને કટાક્ષ દુ શીલા સ્ત્રી જેવા છે તેવી પણ્યસ્ત્રી મમતાના સગમા એનો પતિ તો પડી રહે છે, એ તો મૂર્ખ છે, ગાંડો છે, અક્કલહીન છે આવી રીતે મારી દેખતા મારા પતિની હાંસી થાય છે તે હુ સહન કરી શકતી નથી મારી ઉદાસીનતાનુ કારણ તે જ છે અનુભવ ! મારા પતિને હુ છોડી શકતી નથી અને તેમની મશ્કરી થાય તે હુ સહન કરી શકતી નથી આ વિચારથી મારા મન પર શોકની છાયા આવી ગઇ છે

જે બે પાઠાંતર નોટમા મૂક્યા છે તે બહુ સારો અર્થ આપે છે સુમતિ પોતે

જ આખું વાક્ય બોલે છે અને તે પ્રથમ ગાથાના અનુસંધાનમાં જ આવે છે. તે પ્રમાણે અર્થ કરીએ તો સુમતિના મુખમા નીચેના શબ્દો આવે છે—'એ માયા-મમતાના પ્રસંગમા આવીને ચેતનજી તો તેના ઉપર ખુશી થઈ ગયા છે, તેમના ઉપર વારી ગયા છે, ત્યારે એ હકીકતને લઇને હે અનુભવ! તમે દિલગીર રહેતા નથી? તમને એ વાતથી ખેદ આવતો નથી? તમને એમ થતુ નથી કે આવો અનત શક્તિનો ધણી ચેતન જેની સત્તામા અનંત ગુણો રહેલા છે તે આવી વેશ્યાની સોબતમા પડી જઈ ધન ગુમાવી બેઠો છે, પોતાની શક્તિ સમજતો નથી અને પોતાના કુળધર્મનો ખ્યાલ કરતો નથી? હે અનુભવ! આમ છે છતા પતિને મારાથી એકાંતે તજી શકાતો નથી, હુ કુળવાન રહી તેથી એનો ત્યાગ મારા ખ્યાલમા આવતો નથી ત્યારે શુ આપણા લોકમાં પણ મારી મશ્કરી ન થાય? આપણા લોક શાતિ, ક્ષમા, દયા, ધૃતિ, નિર્વેદ વગેરે મારી મશ્કરી ન કરે કે આ સુમતિ તો પતિની બેદરકારી છતા તેને વળગ્યા જ કરે છે? આ પ્રમાણે અર્થ કરવો એ ગાથાના આગળ પાછળના સબધને અનુરૂપ છે એમા આશય એ જ આવે છે કે માયા-મમતાના પ્રસગમાં ચેતનજી એવા રાચી રહ્યા છે કે સુમતિને બોલાવતા પણ નથી અને તેમ છતા પણ સુમતિ કુળવધૂ અથવા નિમકહલાલ પરિચારિકા તરીકે તે બાબત ઉપર ખેદ કરી અનુભવને પોતાની સ્થિતિ સમજાવે છે, જે સાભળી પતિ નિજ મદિરે પધારવા નિર્ણય કરે એ તેનો શુદ્ધ ઉદ્દેશ છે

**समजत नाहि निठुर पति एति, *पल एक जात छमासी;**
**आनंदघन प्रभु घरकी समता, अटकली और लबासी. अनु० ३**

"કઠોર પતિ (આત્મરાજ) એટલી વાતથી સમજતા નથી અને (મારી) એક ક્ષણુ છ માસ જેવી જાય છે હે આનદઘન પ્રભુ! સમતા તમારા ઘરની પટરાણી છે, બીજી (માયા મમતા) લબાડી છે એમ અટકળો—જાણો—સમજો"

**ભાવ**—વળી સુમતિ આગળ વધી અનુભવને પોતાનુ હૃદય ખાલી કરતાં જણાવે છે હે અનુભવ! તને જણાવ્યુ તેમ મારા પતિની સર્વ જગ્યાએ અને ખાસ કરીને ભદ્રલોકમા હાસી થાય છે અને મારાથી તે સહન થતુ નથી તેથી મારા પતિને સમજાવવા હુ ઘણી ઘણી જાતની યુક્તિઓ કરુ છુ અગાઉ (દશમા પદમા) જણાવ્યુ તેમ હુ ગાઉં છુ, નાચુ છુ પણ તે તો મારા મદિરે પધારતા નથી અને માયા-મમતા સાથે બાજી ખેલ્યા કરે છે, તેની સાથે આનદવિલાસમા મસ્ત બની પડ્યા

---

* 'પલક' એવો પાઠાતર છે

૩ નિઠુર=કઠોર એતી=એ વાતથી છમાસી=છ માસ, અડધા વરસ જેવા ઘરકી=પોતાની, ઘરની અટકલી=અટકળો, જાણો ઔર=બીજી, માયા મમતા લબાસી=લબાડ, ગપ્પા સપ્પા, ગાલ પુરાણુ

**ભાવ**—સુમતિનો ઉપર જણાવેલો પ્રશ્ન સાંભળી અનુભવ ઉત્તર આપે છે કે–હે સુમતિ ! તું મને માયા મમતાના કુળધર્મોનું પૂછે છે પણ એના જવાબમાં તને કાંઈ સંતોષ થશે નહિ વાત એમ છે કે ચેતનજી જ્યારે એની સોબતમાં હોય છે, એના મંદિરમાં હોય છે ત્યારે આનંદમાં આવી જાય છે, લહેરમાં આવી જાય છે, પ્રમાદમદિરાના પાનમાં મસ્ત બની સદસદ્વિવેક ભૂલી જાય છે તેથી પછી તે કુલટા છે, વેશ્યા છે કે કુળવધુ છે તેની જરા પણ તપાસ કરતા નથી લોકમાં કહેવત છે કે 'રાજાને ગમી તે રાણી અને છાણાં વીણતી આણી' એટલે એની સાથે પછી તત્સંબંધી વાત પણ કોઈ કરતું નથી અને મોહમદિરામાં મસ્ત બનેલા ચેતનજી તે સંબંધી વિચાર પણ કરતા નથી; એ વાત તો ઠીક પણ તું દિલગીર કેમ દેખાય છે ? તારા શોકનું કારણ તો મને સમજાવ મારું કથન તો એ છે કે તારે તો તારું કામ કર્યા જ કરવું, તારું રૂપ પ્રગટ કરવું અને પતિને પોતાના મંદિરે ખેંચી લાવવા, પણ તારું, તારી ઉદાસીનું કારણ શું છે તે મને બતાવ

સુમતિ કહે છે—અનુભવ ! મારી ઉદાસીનું કારણ શું છે તે હું તને કહી સંભળાવું છું તે બરાબર ધ્યાનમાં લઈ તે પર વિચાર કર જો ગમે તેમ તો પણ ચેતનજી મારા પતિ રહ્યા, તેઓ માયા મમતા જેવી કુલટાઓના મંદિરોમાં ફર્યા કરે, રખડ્યા કરે અને મારી સામું પણ જુએ નહિ, પણ હું તો તેમની એક પતિવ્રતા સ્ત્રી રહી, તેથી મારાથી કાંઈ પતિનો સર્વથા ત્યાગ થઈ શકે નહિ સુજ્ઞ પતિવ્રતાનો ધર્મ છે કે પતિ તેને ખીજે, લડે કે તિરસ્કારે, તો પણ મનસા વચસા કર્મણા એ પતિનો ત્યાગ કરે નહિ એને છોડે નહિ, એની સેવના એક ચિત્તથી કર્યા કરે. આ પ્રમાણે હોવાથી મારા પતિને તજી શકાતા નથી અને અમારા લોકમાં તેની મશ્કરી થાય છે તે સાંભળી હું બળી મરું છું તું જાણે છે કે મનુષ્યો પોતપોતાના નાના સર્કલ( વર્તુલ )માં સામાન્ય રીતે માન-પ્રતિષ્ઠા મેળવવા અને તેઓનો સારો અભિપ્રાય પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે અને તેઓમાં માનહાનિ ન થાય તેની ખાસ સંભાળ રાખે છે મારા સંબંધીઓ મહાવ્રત, જ્ઞાનદષ્ટિ વિગેરે અનેક છે, તેઓ મારા પતિની ઠેકડી કરે છે કે–અહો ! જેના કુળધર્મ તથા ઠામઠેકાણાં જણાયેલ નથી, જે પ્રત્યક્ષ વ્યભિચારિણી છે જેના વેશ, હાવભાવ અને કટાક્ષ દુઃશીલા સ્ત્રી જેવાં છે તેવી પરસ્ત્રી મમતાના સંગમાં એનો પતિ તો પડી રહે છે, એ તો મૂર્ખ છે, ગાંડો છે અક્કલહીન છે આવી રીતે મારી દેખતાં મારા પતિની હાંસી થાય છે તે હું સહન કરી શકતી નથી મારી ઉદાસીનતાનું કારણ તે જ છે અનુભવ ! મારા પતિને હું છોડી શકતી નથી અને તેમની મશ્કરી થાય તે હું સહન કરી શકતી નથી. આ વિચારથી મારા મન પર શોકની છાયા આવી ગઇ છે

જે બે પાઠાંતર નોટમાં મૂક્યા છે તે બહુ સારો અર્થ આપે છે સુમતિ પોતે

જ આખું વાક્ય બોલે છે અને તે પ્રથમ ગાથાના અનુસંધાનમા જ આવે છે. તે પ્રમાણે અર્થ કરીએ તો સુમતિના મુખમા નીચેના શબ્દો આવે છે–' એ માયા-મમતાના પ્રસંગમા આવીને ચેતનજી તો તેના ઉપર ખુશી થઈ ગયા છે, તેમના ઉપર વારી ગયા છે, ત્યારે એ હકીકતને લઇને હે અનુભવ ! તમે દિલગીર રહેતા નથી? તમને એ વાતથી ખેદ આવતો નથી ? તમને એમ થતુ નથી કે આવો અનંત શક્તિનો ધણી ચેતન જેની સત્તામા અનંત ગુણો રહેલા છે તે આવી વેશ્યાની સોબતમા પડી જઈ ધન ગુમાવી બેઠો છે, પોતાની શક્તિ સમજતો નથી અને પોતાના કુળધર્મનો ખ્યાલ કરતો નથી ? હે અનુભવ ! આમ છે છતા પતિને મારાથી એકાતે તજી શકાતો નથી, હુ કુળવાન રહી તેથી એનો ત્યાગ મારા ખ્યાલમા આવતો નથી ત્યારે શું આપણા લોકમા પણ મારી મશ્કરી ન થાય ? આપણા લોક શાતિ, ક્ષમા, દયા, ધૃતિ, નિર્વેદ વગેરે મારી મશ્કરી ન કરે કે આ સુમતિ તો પતિની બેદરકારી છતા તેને વળગ્યા જ કરે છે ? આ પ્રમાણે અર્થ કરવો એ ગાથાના આગળ પાછળના સંબંધને અનુરૂપ છે એમાં આશય એ જ આવે છે કે માયા–મમતાના પ્રસંગમાં ચેતનજી એવા રાચી રહ્યા છે કે સુમતિને બોલાવતા પણ નથી અને તેમ છતા પણ સુમતિ કુળવધૂ અથવા નિમકહલાલ પરિચારિકા તરીકે તે બાબત ઉપર ખેદ કરી અનુભવને પોતાની સ્થિતિ સમજાવે છે, જે સાભળી પતિ નિજ મંદિરે પધારવા નિર્ણય કરે એ તેનો ગુહ્ય ઉદ્દેશ છે

**समजत नाहि निठुर पति एति, *पल एक जात छमासी;**
**आनंदघन प्रभु घरकी समता, अटकली और लबासी. अनु० ३**

"કઠોર પતિ ( આત્મરાજ ) એટલી વાતથી સમજતા નથી અને ( મારી ) એક ક્ષણુ છ માસ જેવી જાય છે હે આનંદઘન પ્રભુ ! સમતા તમારા ઘરની પટરાણી છે, બીજી ( માયા મમતા ) લબાડી છે એમ અટકળો–જાણો–સમજો "

**ભાવ**—વળી સુમતિ આગળ વધી અનુભવને પોતાનુ હૃદય ખાલી કરતા જણાવે છે હે અનુભવ ! તને જણાવ્યુ તેમ મારા પતિની સર્વ જગ્યાએ અને ખાસ કરીને ભદ્રલોકમાં હાસી થાય છે અને મારાથી તે સહન થતુ નથી તેથી મારા પતિને સમજાવવા હુ ઘણી ઘણી જાતની યુક્તિઓ કરુ છુ અગાઉ ( દશમા પદમા ) જણાવ્યુ તેમ હું ગાઉ છુ, નાચુ છુ પણ તે તો મારા મંદિરે પધારતા નથી અને માયા–મમતા સાથે બાજી ખેલ્યા કરે છે, તેની સાથે આનંદવિલાસમા મસ્ત બની પડ્યા

---

* 'પલક' એવો પાઠાતર છે

૩ નિઠુર=કઠોર એતી=એ વાતથી છમાસી=છ માસ, અડધા વરસ જેવા ઘરકી=પોતાની, ઘરની અટકલી=અટકળો, જાણો ઔર=બીજી, માયા મમતા લબાસી=લબાડ, ગપ્પા સપ્પા, ગાલ પુરાણ

રહે છે અને મારી સામુ પણ જોતા નથી હુ તેઓને બતાવી આપુ છુ કે માયા-મમતા અધમ કુળની છે, અજાણ્યા ગામની રહેનારી છે અને કુલટા છે, પણ મારા પતિ તો એટલા કઠણ થઈ ગયા છે કે હુ ગમે તેટલી વાત કરુ છુ પણ તે સમજતા જ નથી મે તેને અનેક આકારમા વાત કહી, તેઓનો મોહરાજા સાથેનો યુદ્ધવૈભવ સભળાવ્યો, તેના જીત ડકામાં થતો ગભીર નાદ કહી બતાવ્યો, પણ એ તો મમતા-માયા સાથે નરમ પેસ જેવા થઈ જાય છે ( જુઓ પદ ઠયમુ ) અને મારી પાસે આવવાની વાત થાય કે તદ્દન કઠણ બની જાય છે આટલી સર્વ વાતથી પણ તે તો સમજતા નથી અને મને પોતાને એવી પીડા થઇ છે કે પતિ વગરની એક ક્ષણ જાય છે તે છ માસ જેવા થઈ પડે છે કુળવધુને પતિની સોબતમા આનદ રહે છે અને પતિવિરહે એક સેકડ છ માસ જેવી લાગે છે, એક મિનિટ વરસ જેવી લાગે છે, એક રાત આખા ભવ જેવી લાગે છે વળી તેઓ મમતા-માયાની સોબતમા પડી એક મિનિટમા એટલો કર્મબધ કરે છે કે મારા મદિરે તેમને પધારવાનો સમય વરસોથી લબાતો જાય છે

હે અનુભવ ! આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે મારો પતિ જો શુદ્ધ દશામા આવી જાય, માયા મમતાનો સગ મૂકી દે અને ગુણ ગ્રહણ કરવા લાગે તો તેઓ પોતે જ આનદઘન છે, આનદના સમૂહ છે, સિદ્ધ દશાના ભોગવનાર છે; તેમણે જાણવુ જોઇએ કે હુ જ ખરી તેમના ઘરની સ્ત્રી છુ, તેમની પટરાણી છુ, તેમના હૃદયમાં જમા રાખ નારી છુ, તેઓને યોગ્ય છુ, તેઓની કીર્તિ અને ખ્યાતિ વધારનારી છુ અને માયા મમતા કે બીજી કોઇ પણ તેઓના પ્રેમનુ પાત્ર હાલ બની હોય તે સર્વ ગપ્પા સપ્પા છે, લબાડપણુ છે, ગાલ પુરાણ જેવુ છે, છેતરપીંડીનો ધધો છે, માત્ર ખાલી ભભકાટ છે, એમાં કાંઈ દમ જેવુ નથી, એમા કાઇ સાર જેવુ નથી, એમા કાઇ તત્ત્વ જેવુ નથી જે સ્ત્રીઓ મારા પતિની સ્ત્રી કહેવરાવવાને યોગ્ય પણ ન હોય, જે કુળવધૂના નામને પણ લાયક ન હોય, જે શુદ્ધ પતિપ્રેમા, પતિપરાયણા પતિભક્તા ન હોય તેને સ્ત્રી કહેવી તે માત્ર વાગ્જાળ છે શબ્દાર્થનુ અજ્ઞાન છે, અસત્ય વચનવિન્યાસ છે સુમતિ અનુભવને ઉદ્દેશીને બોલતા બોલતાં આવેશમાં આવી જઇ ઉદ્ગાર કાઢે છે કે હે આનદઘન ભગવાન્ ! મારા નાથ ! મારા પતિ ! હુ તમારા ઘરની ખરી સ્ત્રી છુ અને આ બીજી તો લબા સ્ત્રીઓ છે એનુ સ્વરૂપ તમે સમજો, વિચારો, ધ્યાનમાં લાવો

આખા પદમા કહેવાનો આશય એ છે કે-માયા મમતામાં મસ્ત રહેનાર ચેતન તેનુ વાસ્તવિક સ્વરૂપ સમજતો નથી, તેનુ પરિણામ સમજતો નથી, તેનાથી થતો સસારસબધ (સસારવૃદ્ધિ) ધ્યાનમા લાવતો નથી અને તેથી સ્વપરનો ખ્યાલ કર્યા વગર નિરતર પરવસ્તુને પોતાની માની તેમાં રમણતા કર્યા કરે છે તેની પ્રાપ્તિમા આનદ માને છે અને તેના વિયોગમાં શૂન્ય હૃદયનો થઈ જાય છે આના પરિણામે

એની પરિણુતિની નિર્મળતા થતી નથી, એને વસ્તુસ્વરૂપનું ભાન થતું નથી અને સમતાની સાથે તેની પીછાન થતી નથી જીવનનો સાર પ્રાપ્ત કરવો હોય, જિંદગીને સરવાળે કાંઇ જમે કરી લઇ જવુ હોય તો સુમતિનુ સ્વરૂપ ચેતનજી ! સમજો અને તેને મંદિરે પધારો સુમતિ અથવા સુમતા હજુ પણ ઉદ્ગારરૂપે અનુભવને વિશેષ કહે છે, તે માટે નીચેનુ પદ વાંચો. એમ કરવાનો હેતુ એ છે કે એથી જો ચેતનજી બરાબર માયા-મમતાને ઓળખી જઇ તેનો સંગ છોડતા જાય તો પરિણુતિની નિર્મળતા કરી છેવટે શુદ્ધ ચેતના સાથે પ્રેમમાં પડી રહે અને આ ચક્રભ્રમણુનો છેડો લાવે.

---

## પદ ચૌદમું

રાગ-સારગ

**अनुभव तुं है हेतु हमारो. अनु०**
**आय उपाय करो चतुराई, औरको संग निवारो. अनु० १**

"હે અનુભવ ! તુ અમારો (મારો અને ચેતનનો) હિતસ્વી છો, (તો) ચતુરાઈથી લાભવૃદ્ધિનો ઉપાય કરો અને બીજાઓની સોબત અટકાવી દો"

**ભાવ**—હજુ પણ અનુભવને ઉદ્દેશીને સમતા વધારે વાત કહે છે હે બંધુ અનુભવ ! તુ અમારા બન્નેનો ખરેખરો હિત કરનાર છે મારા પતિનુ અને મારુ શુભ ઇચ્છનાર જો ખરેખરુ કોઈ હોય તો તે તુ જ છે. જેમ અનુભવ વધે તેમ ચેતન સુમતિને મંદિરે વધારે આવે, સુમતિ સાથે પ્રેમ વધારે બતાવે અને સુમતિને પોતાની સ્રી તરીકે સવિશેષપણે સુખ આપે અનુભવ મિત્ર ! આ હકીકત તુ સારી રીતે જાણે છે, માટે વિચક્ષણુતા વાપરીને કોઈ એવો ઉપાય કરો કે મારા પતિના સંબંધરૂપ લાભ મને પ્રાપ્ત થાય મિત્રની ફરજ છે કે પોતાના દોસ્તદારને હરકોઇ પ્રકારે લાભ થાય તેવો ઉપાય તેણે ચિંતવી આપવો-યોજી આપવો-ગોઠવી આપવો વળી અનુભવ મિત્ર ! જ્યારે તમે મારુ અને મારા પતિ બન્નેનુ શ્રેય ઇચ્છો છો તો સાથે એવો પણ ઉપાય યોજો કે એ માયા મમતાનો સંગ મૂકી દે જ્યા સુધી ચેતન માયા મમતાની જાળમા ફસેલા રહેશે ત્યા સુધી એને સ્વપરવિવેચન થશે નહીં-પોતાના અને પારકાને ઓળખશે નહિ અને પરકામે લાગ્યા કરશે એને આખા દિવસમા જરા પણ ફુરસદ મળશે નહિ અને પૂછશો તો કહેશે કે-હુ મારા કામે જાઉં છું, પણ પોતાનુ કામ શુ છે એ બિચારો સમજતો નથી જ્યારે માયા મમતાનો સંગ મૂકી સમતાને મંદિરે પધારી આત્મનિરીક્ષણુ કરશે ત્યારે તેને સમજાશે કે પોતે જેને પોતાનુ કામ માને છે તે તો

---

૧ હેતુ=હિતકારી, વૃદ્ધિ કરનાર, હિતેશરી આય=પ્રાપ્તિ, લાભ-તેનો ચતુરાઇ=વિચક્ષણુતા. ઔરકો=બીજાનો સંગ=સોબત. નિવારો=અટકાવો

પરકામ છે, પરન્તુ કામ છે, પર સંબંધી કામ છે પોતાનું કામ તો આત્મિક છે, પ્રચલિત કાર્યોથી તદ્દન અલગ છે, સ્વાવલંબી છે, સ્વાધીન છે, સ્વરૂપગમ્ય છે ચેતનજીને તેનો અનુભવ મિત્ર સર્વ વાત બતાવી આપે, એને સમતાના મંદિરમાં થતો સ્વરૂપાનંદ અને તેના પરિણામનો ખ્યાલ આપે અને સાથે માયા-મમતાના મંદિરના તુચ્છ વિષયાનંદો અને તેનાં અતિ અધમ પરિણામોનો ચિતાર આપે તો ચેતનજી કાંઈક સ્વસ્થાને આવે-ઠેકાણે આવે અત્ર અનુભવને બે વાત કરવાની કહી, સુમતિ સાથે તેનો (ચેતનજીનો) સંબંધ જોડાવવો અને કુમતિ સાથેનો તેનો સંબંધ તોડાવવો એકલો સુમતિ સાથે જરા વખત સંબંધ થાય તેમાં બહુ લાભ ન થાય, વળી પાછો વિભાવમાં પડે કે આ ચેતન કુમતિના મંદિરે ચાલ્યો જાય, માટે એને અંત કરણપૂર્વક કુમતિ ઉપર તિરસ્કાર છૂટે એવી યોજના પણ અનુભવે સાથેસાથ કરવી જોઈએ મતલબ તે નિજ કુટુંબનો સંગી થાય અને કુલટા સ્ત્રીઓની સોબત છોડી દે એવી યોજના વિચક્ષણતાપૂર્વક અનુભવે કરવી જોઈએ અથવા ચતુરાઈ શબ્દને લાભના ઉપાય સાથે લેવો એટલે તમે લાભના ઉપાયરૂપ ચતુરાઈ કરી બતાવો જેથી પેલી બીજી સ્ત્રીઓ સાથે ચેતન સંબંધ રાખે છે તે મૂકી દે આ પદમાં પણ સ્વપર વિવેચન કરી, સ્વને ઓળખી તેને આદરવાનો અને પરને ઓળખી તેને ત્યાગ કરવાનો ઉપદેશ છે મમતાના મુખ્ય આવિર્ભાવ તરીકે તૃષ્ણા હોય છે ધનની, માનની અને બીજી કોઈ પણ વસ્તુની અને મનોભાવની દઢ ઇચ્છા રાખવી, એની પ્રાપ્તિમાં શાંતિ માનવી, એની અપ્રાપ્તિમાં ખેદ કરવો તેને તૃષ્ણા કહેવામાં આવે છે એક ધનની ઇચ્છાથી-તૃષ્ણાથી પ્રાણી કેટલી ઉપાધિ વહોરી લે છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે તૃષ્ણાથી મન પર જે આધિપત્ય મેળવાય છે તેનો ખ્યાલ આવે છે એનો સંબંધ થવાથી પ્રાણી પોતાના વખાણ કરવા મંડી પડે છે, દેશ પરદેશ રખડે છે ફાગદાર મગજવાળા શેઠોના અવિચારી હુકમોને શરણે થાય છે, અસત્ય બોલે છે, ખોટું લખે છે રટે છે અને અનેક ચાળા કરે છે એવી જ રીતે માનની તૃષ્ણાથી પણ ચેતન એટલો જ તણાયા કરે છે એ સર્વ દરરોજના અનુભવનો વિષય હોવાથી તે પર વિશેષ વિવેચન કરવામાં કાળ ન ગાળતા એ તૃષ્ણા કોણ છે? એનું સ્વરૂપ વિચારીએ

*तृष्णा रांड भांडकी जाइ, कहा घर करे सवारो;
शठ ठग कपट कुटुंबही पोखे, मनमें क्युं न विचारो
(पाठांतर) उनकी सगति वारो अनु॰ २

તૃષ્ણા કુળ્યુ ભાંડની દીકરી છે, એ ઘરમાં જયવારો શું કરશે? એ લુચ્ચી

* તીમના એરો પણ પા ૮ ભપ એક ૮ ૭

૨ તૃષ્ણા=તૃષ્ણારૂપ સમદ કરવાની બુદ્ધિ. રાંડ=કુલટા સ્ત્રી રસ્મટી [illegible], મારી [illegible] મિજપર આઈજા કરનારી [illegible] સચારો=[illegible], [illegible] નરે. [illegible] નાગરની પુત્રી. [illegible] (કરનાર) [illegible] [illegible] કરી [illegible] પોતાની પોતરીમાં

છે, ઠગારી છે, કપટી છે અને પોતાના કુટુંબને (પીયરીઆંને) પોષનારી છે–એવું મનમા કેમ વિચારતા નથી અથવા એની સોબત અટકાવી દો ”

**ભાવ**—મારા પતિને તૃષ્ણા ઉપર રાગ બંધાણો છે અને તેની સાથે સંબધ થયો છે તેનુ સ્વરૂપ હે અનુભવ ! તમે કેમ વિચારતા નથી ? આવા શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર રત્નોના ધણી થઇને મારા પતિ કેવી સ્ત્રીઓ સાથે સબધ કરે છે તે તો જુઓ. તમે વિચારશો તો તમારા મનમા અતિ ખેદ આવશે, ત્રાસ છૂટશે કે–અહો ! જેના ઘરમાં શુદ્ધ પવિત્ર આદર્શરૂપ સ્રીઓ છે તેઓ કોના ઘરમા આથડે છે ? ધન સગ્રહ કરવાની બુદ્ધિને તૃષ્ણા કહે છે. એ કુલટા સ્વચ્છદી સ્રી છે અને ભાંડની દીકરી છે. ભાંડ મશ્કરી કરીને અથવા ભિખ માગીને પોતાનો નિર્વાહ કરે છે. સમાજમાં તેઓ તદ્દન અધમ વર્ગમા આવે છે અને ભવાયાના નામથી ઓળખાય છે એ ભાડ સ્થાને અહી લોભ સમજવો. એવા ભાડ–ભવાયાની દીકરીને (એના કુળમાં) શિક્ષણ પણ સ્વચ્છદતાનુ જ મળે છે. હવે એકલી કુલટા સ્રી તે તમારા ઘરમા આવીને શુ જયવારો કરશે ? શુ ઉજારો કરશે ? એ તમારા ઘરનુ શુ લીલુ કરશે ? હે અનુભવ ! તમે ચેતનજીને કહો કે આવી અધમ સ્રીઓ સાથે તમારે પરિચય કરવો એ તમને જરા પણ ઘટતુ નથી. વળી એ તૃષ્ણા કેવી છે તેનું સ્વરૂપ ચેતનજીને જાણવુ હોય તો હજુ પણ તેને બતાવો કે એ તૃષ્ણા તો શઠ છે એટલે મૂર્ખી અક્કલ વગરની છે, એને પતિ કે ચારનો ખ્યાલ પણ નથી, વળી એ મહાધુતારી છે, જ્ઞાનધનને ઠગીને હરી જનારી છે અને સર્વ ધન–ઘરબાર લૂટી જઇ પુણ્યધન વગરનો કરી તેને બાવો બનાવી મૂકે તેવી છે, તેમ જ વળી જૂદા જૂદા વેષો કરનારી, છળપ્રપચથી ભરેલી અને છળની જ વાતો કરનારી છે આવી રીતે તે શઠ છે, ઠગ છે અને કપટી છે, વળી તે ઉપરાત તે રાગ, દ્વેષ, અજ્ઞાન વિગેરે પોતાના પીયરીયાને પોષનારી છે, વધારનારી છે અને તમારા ક્ષમા, ધૈર્ય વિગેરે કુટુબીઓ સાથે લડાઈ કરનારી છે

આવી શરમ વગરની, હલકા કુળની, મૂર્ખી, કપટી, લુચ્ચી અને પીયરીઆંને પોષનારી તૃષ્ણા તમારા ઘરમા શુ જયવારો કરવાની છે ? તમને શું સારા રૂપમાં દેખાડવાની છે ? એ તો એવી એવી વાત યુક્તિપૂર્વક કરશે કે તેનુ રહસ્ય તમારા ખ્યાલમા પણ આવશે નહિ કહેશે કે મારો ભાઇ તો બાપડો આજે ઘેરથી જાય છે તે જતો જતો આવતી કાલે પાછો આવે છે અને તમારો ભાઇ તો ઓણુ પોર ઓણુ પોર લાગેલો જ છે વાત એમ હતી કે પોતાનો ભાઇ દરરોજ ઘેર આવતો અને પતિનો ભાઇ વરસે બે વરસે આવતો, પણ ભાષાપ્રપચથી હકીકતને એવા રૂપાતરથી બતાવવામા તૃષ્ણાદિક કપટી સ્રીઓ વાગૂજાળ પાથરે છે કે જેમા ભદ્ર જીવો ફસાઇ જાય છે

હે અનુભવ ! આવી અધમ કુલટા તૃષ્ણા છે એમ મારા પતિ કેમ વિચારતા

નથી ? એમ તમે તેઓને કહો વળી કહો કે એ સ્ત્રી તેઓના ઘરને, તેઓના નામને, તેઓની આબરૂને યોગ્ય નથી. એની સોબત કરવામાં ભય છે, એના સંસર્ગમાં અપયશ છે, એના પડછાયામાં આવવાથી પણ માનની હાનિ છે એ મહાઠગારી, પોતાના કુળને વગોવનારી અને ચેતનજીને કદિ ઊંચા ન આવવા દેનારી છે આ પ્રમાણે ચેતનજીને સમજાવો અને એ કુલટાની સોબત છોડાવો. તમે એને સ્પષ્ટ રીતે કહી દો કે કુળવાન માણસે એવી સ્ત્રીને પલ્લે પડવું તે કોઈ પણ રીતે ઉચિત નથી

આ ગાથા સુમતિ પરબારી ચેતનને જ કહે છે એમ ધારીએ તો પણ અડચણ નથી, કારણ કે અનુભવ એ પણ ચેતનનો વિષય છે અવસ્થાભેદને લઈને અહીં તેને જુદા જુદા ઉદ્દેશવામાં આવ્યા છે તેથી તે પ્રમાણે અર્થ કરવામાં આવે છે બાકી વસ્તુસ્વરૂપે તો ચેતનને અને અનુભવને ઉદ્દેશીને એક જ વાત કહેવામાં આવે તો વિસંવાદ નથી. આ ગાથા અને હવે પછીની ગાથા ઉક્ત બન્ને રીતે સમજી શકાશે

હે અનુભવ ! તમે એવી અધમ સ્ત્રી સાથે સોબત મૂકાવી દો, છોડાવી દો, તજાવી દો અને ગમે તેમ કરી ચેતનજી મારે મંદિરે પધારે એમ તેને સમજાવો

**कुलटा कुटिल कुबुद्धि संग खेलके, अपनी पत क्युं हारो ?**
**आनंदघन समता घर आवे, बाजे जीत नगारो अनु० ३**

"સ્વચ્છંદી, વક્ર ગતિવાળી કુમતિની સાથે ખેલ કરીને આપની ઈજ્જત શામાટે ખોઈ બેસો છો ? આનંદઘન મહાત્મા તો સમતાના ઘરે આવશે અને જીતના ડંકા વાગશે"

**ભાવ**—વળી હે અનુભવ ! મારા પતિને કહો કે સ્વચ્છંદી, વક્ર ગતિવાળી–મોક્ષથી ઊલટી દિશાએ પ્રયાણ કરનારી કુમતિની સોબત કરીને, તેની સાથે આનંદ કરીને તેની સાથે ખેલ કરીને તમે તમારી આબરૂ શા સારુ ગુમાવો છો ? એની સાથે સોબત કરવાથી તો તમે ભાડપુત્રીના પતિ કહેવાશો, એમાં તમારો અપયશ થશે એમ કરવાનું તમારે કારણ શું છે તે તો મને સમજાવો મને તમારે માટે બહુ લાગી આવે છે તેથી આટલું કહું છું તમારા જેવા અલબેલા સ્વામીનાથને મારા જેવી રૂપ સૌભાગ્યવાન પવિત્ર પતિવ્રતા સાધ્વી સ્ત્રી મળી છે, તમે શ્રદ્ધા, ક્ષમા, દયા વિગેરે મહાઉત્તમ મારા કુટુંબીઓના જમાઈ થયા છો છતા તમે સ્વચ્છંદી સ્ત્રી જેની ગતિ નિરંતર મોક્ષથી પરાઙ્મુખ હોય છે તેની સાથે કેમ ખેલ ખેલો છો ? તેમા રસ લઈને કેમ સુખ માનો છો ?

જુઓ, આનંદના અર્થી હો વાસ્તવિક સુખના લાલચુ હો, નિરંતર સુખના

---

* પત શબ્દ ને બદલે અન્યત્ર 'પતિ' પાઠ છે તેનો અર્થ પ્રતીત-ઈજ્જત થાય છે
૩ કુટિલ=વક્ર ગતિવાળી પત=ઈજ્જત. હારો=ખોઈ બેસો

ઇચ્છક હો તો વિચારો કે આનંદઘન મહાત્મા જેઓ સચ્ચિદાનંદસ્વરૂપ છે તેઓ તો સમતાને મંદિરે પધારશે, તે કદિ પણ માયા, મમતા, તૃષ્ણા જેવી કુટિલ સ્ત્રીઓના મંદિરમાં આવશે નહિ, તેની સામે દૃષ્ટિપાત પણ કરશે નહિ અને તેમ થશે ત્યારે જ ખરા વિજયડંકા વાગશે એવા વિજયના ડંકા કાંઇ માયા, મમતાના મદિરે જવાથી વાગશે નહિ, માટે અનુભવ ! તમે તમારા મિત્ર ચેતનજીને કહો કે હવે એ માયા, મમતાનો ત્યાગ કરી પોતાના કોણ છે તેને વાસ્તવિક રીતે ઓળખે અને જે મંદિરમાં આનંદઘન ભગવાનનો વાસ છે તે સુમતિના મંદિરમા પધારી પોતાના વિજયડંકા વગાડે.

અનુભવને આ સર્વ હકીકત સુમતિ કહે છે તે ચેતનજી સાંભળે છે, કારણ કે અનુભવનું સ્થાન તો ચેતન જ છે વિભાવદશા મૂકી બરાબર અવલોકન કરે એટલે યથાર્થ સ્વરૂપજ્ઞાન થાય તેને અનુભવ કહે છે* ચેતનને જ્યારે એવો અનુભવ થાય છે ત્યારે તેને સ્વપરનુ સ્વરૂપ બરાબર સમજાય છે, ધીમે ધીમે વિકસ્વરતા પ્રાપ્ત થતી જાય છે અને આનદઘનપદ-પ્રાપ્તિ થાય છે. એ સ્વરૂપાનુસધાનમાં શુદ્ધ ચેતનાનો પણ પરિચય થાય છે અને અપૂર્વ સુખનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. રહસ્ય આખા પદનું એ છે કે-તૃષ્ણા, કુમતિ વિગેરે વિભાવને ઓળખી તેનો ત્યાગ કરવો અને શુદ્ધ સ્વભાવદશામા રમણ કરવુ એ જીવનનું લક્ષ્યસ્થાન છે અને પરમ સાધ્ય છે.

---

## પદ પંદરમું

રાગ-સારગ

**मेरे घट ग्यान भानु भयो भोर. मेरे०**
**चेतन चकवा चेतना चकवी, भागो विरहको सोर. मेरे० १**

"મારા હૃદયમા જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થવાથી પ્રભાત થયો, તેથી શુદ્ધ ચેતન ચકવો છે, ચેતના જે ચકવી છે ( તેના ) વિરહનો શોરબકોર અટકી પડ્યો."

**ભાવ**—સુમતિએ અનુભવદ્વારા ચેતનજીને આગળ કહી તે હકીકત કહેવરાવી એટલે ચેતનજીનુ સ્વરૂપ પ્રગટ થવા માડ્યુ, તેઓ માયા મમતાના મદિરેથી સુમતિના મદિર તરફ આવી તેના સમાગમમા વિશેષ રહેવા લાગ્યા, પોતાની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ કરવા લાગ્યા અને તેને ઓળખવા લાગ્યા એમ કરતાં કરતાં જ્યારે સત્તામાથી પણ મોહનીય કર્મનો ક્ષય કરી ચેતન શુદ્ધ થાય છે ત્યારે તેની શુદ્ધ ચેતના પ્રગટ થાય છે શુદ્ધ દશામાં વર્તતો ચેતન નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢે છે તે રટણ કરવા યોગ્ય છે.

---

* ખટાશને યાદ કરતા કે સારા સારા ભોજનો યાદ કરતા મુખમા પાણી છૂટે છે ને તેને ખાતી વખત પણ પાણી છૂટે છે, તો પણ આ બેમા જેમ ઘણો જ આતરો છે તેમ જ્ઞાન અને અનુભવમા તફાવત છે

૧ ઘટ=હૃદયમા ભાનુ=સૂર્ય ભોર=પ્રભાત ભાગો=અટક્યો. સોર=શોરબકોર, અવાજ

મારા હૃદયમાં જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થવાથી પ્રભાત થયો આત્માનો જ્ઞાનગુણ જ્યારે પ્રગટ થાય છે ત્યારે તેને સર્વત્ર અજવાળું દેખાય છે, તેને સ્વપરનું ભાન થાય છે અને તેની સર્વ અંધકારજનિત મુશ્કેલીઓ દૂર થઈ જાય છે

શુદ્ધ ચેતન પોતે ચકવો છે અને શુદ્ધ ચેતના ચકવી છે આ ચકવા ચકવીને આખી રાતનો વિરહ હતો બન્ને નદીના જુદા જુદા ( સામસામા ) કાંઠા ઉપર બેસીને કાંકા અવાજ કરીને શોરબકોર કરતા હતા તે અવાજ હવે બંધ થઈ ગયો પ્રભાત થવાથી રાત્રિનો વિરહકાળ બંધ થયો અને શુદ્ધ ચેતન અને શુદ્ધ ચેતના મળ્યા ચકવો અને ચકવી આખી રાત નદીના બે કાંઠા પર બેસી શોરબકોર કર્યા કરે છે, પણ અંધારાને લીધે એક બીજાને દેખી શકતાં નથી પ્રભાત થાય છે ત્યારે તેમનો વિરહ મટી જઈ બન્ને એકઠા થાય છે

શુદ્ધ ચેતન અને શુદ્ધ ચેતના વસ્તુસ્વરૂપે એક જ છે સ્વરૂપ સ્વરૂપવંતથી ભિન્ન હોતું નથી, તેઓ વચ્ચે ગુણ ગુણીનો સંબંધ છે, પણ અનાદિ કર્મસંતતિથી શુદ્ધ સ્વરૂપ પર જે આવરણ આવી ગયું હતું તે જ્ઞાનભાનુના પ્રકાશથી દૂર થાય છે આવરણ દૂર થયું—આચ્છાદન ખસી ગયું અને સ્વરૂપાનુસંધાન થયું એટલે અજ્ઞાનઅંધકાર ચોતરફ ફેલાયો હતો અને કર્મપ્રચુરતારૂપ નદી બન્નેની વચ્ચે આડી પડેલી તે સર્વ જ્ઞાનભાનુના ઉદયથી પ્રભાત થતા ખસી ગયા અને ઘણા કાળનો ચેતન ચેતનારૂપ ચકવા ચકવીને વિરહ હતો તે દૂર થયો. જ્યા સુધી અજ્ઞાનાવરણ વચ્ચે અંતરાય કરતું હોય ત્યા સુધી શુદ્ધ વસ્તુનું દર્શન થતું નથી અને તે ન થાય ત્યાં સુધી શુદ્ધ ચેતનાને મળવા કોઈ કોઈ વાર ઇચ્છા થાય, કોઈ વાર તે મેળવવા પ્રયાસ થાય શોરબકોર થાય પણ તે સર્વ પરિણામ વગરના થઇ પડે છે જ્ઞાનભાનુનો ઉદય થતાં રાત્રિકાળ પૂર્ણ થાય છે અને ચેતન ચેતનાનો સંબંધ વ્યક્ત થાય છે—પ્રગટ થાય છે અને વિરહકાળ પૂર્ણ થાય છે આ સ્થિતિ ( લોભનો નાશ ત્યા થાય છે માટે ) દશમા ગુણસ્થાનકે પ્રાપ્ત થાય છે તે વખતે વિશેષ શું થાય છે તે પણ સામાન્ય રીતે બતાવે છે તે આપણે વિચારીએ

फैली चिहुं दिस चतुरा भावरुचि, मिट्यो भरम तम जोर;
आपकी चोरी आपही जानत, और कहत न चोर मेरे० २

" વિચક્ષણતારૂપ કાંતિ ચારે દિશામાં ફેલાઇ ગઈ ભ્રમરૂપ અંધકારનું જોર મટી ગયું; પોતાની ચોરી (ચોરી કરનાર) પોતે જ જાણે છે બીજાને ચોર કહેતા નથી "

ભાવ—સૂર્યનો ઉદય થતા જેમ સર્વત્ર કાંતિ ફેલાય છે તેમ ઘટમાં જ્ઞાનભાનુનો ઉદય થતા સર્વત્ર કુશળતાવાળી સ્વાભાવિક કાંતિ ફેલાઇ ગઇ જ્ઞાનથી લોકાલોકના સર્વ

૨ ફૈલી=ફેલાણી ચિહુ=ચાર દિસ=ચાર દિશામા ચતુરા=ચતુરતા વિચક્ષણતા ભાવરુચિ=સ્વભાવરૂપ કાંતિ. મિટ્યો=મટી ગયું તમ=અંધકાર આપહી=પોતે જાનત=જાણે છે

ભાવો પ્રગટ થાય છે અને સર્વત્ર પ્રકાશ થાય છે. એ જ્ઞાન આત્મિક સ્વભાવ છે, તેની મૂળ વસ્તુ છે અને તન્મય છે. સૂર્યથી જેમ વિશ્વમાં પ્રકાશ થાય છે તેમ જ્ઞાનથી લોકાલોક પર પ્રકાશ પડે છે. તેના અતીત, અનાગત અને વર્તમાન ભાવો વિશિષ્ટ જ્ઞાનથી પ્રત્યક્ષપણે અને મતિશ્રુતથી પરોક્ષપણે ભાસમાન થાય છે વળી આ પ્રકાશ પડે છે તે સામાન્ય નહિ પણ ચતુર-વિચક્ષણ છે, જે એનો મહિમા સમજે તે પરમ આહ્લાદ પામે, જે તેને અનુભવે તે અપૂર્વ રસલીન થાય એવો તે પ્રકાશ પરમ જ્યોતિસ્વરૂપ છે.

સૂર્યનો ઉદય થતા જેમ અંધકારનો નાશ થઈ જાય છે તેમ જ્ઞાનભાનુનો ઉદય થતાં ભ્રાંતિરૂપ અંધકારનું જોર ચોતરફ હતુ તે ખસી જાય છે અત્યાર સુધી આ જીવ ખાવામા આનંદ માનતો હતો, સ્રીસંયોગમા સુખ માનતો હતો, સુંદર વાજિંત્રના સરોદમાં લીન થતો હતો, સારા કપડા પહેરવામા માન સમજતો હતો, મુસાફરખાનાને ઘરનું ઘર સમજતો હતો, ધનપ્રાપ્તિને સર્વસ્વ ગણતો હતો, પૌદ્ગલિક વસ્તુઓને પોતાની માનતો હતો-એવી રીતે એ પોતાનાને અને પારકાને ઓળખતો નહોતો, એવી સર્વ બાબતોમા જે આનંદ માનતો હતો તે ભ્રમજ્ઞાન હતુ, જ્યા સુખ નહોતુ, જે સુખ નહોતુ ત્યાંથી તે સુખ શોધતો હતો અને તેની પ્રાપ્તિને સુખ માનતો હતો એ સર્વ ભ્રાંતિમય જ્ઞાન હતું તે સૂર્યનો ઉદય થવા સાથે ચાલ્યુ ગયુ પ્રત્યક્ષ દર્શન થવાથી ભ્રમ ભાગી ગયો અને શુદ્ધ વસ્તુસ્વરૂપનુ દર્શન થવા લાગ્યુ

વળી આ ભ્રમાત્મક જ્ઞાન હતું તે દૂર થવાથી એક બીજો મોટો લાભ થયો તે બતાવે છે સાધારણ રીતે રાતે ચોરી થાય અને ખાસ કરીને ઘોર અંધારી રાતે ચોરી થાય ત્યારે તેનો પત્તો મેળવવો મુશ્કેલ પડે છે પ્રભાત થયા પછી પગીને બોલાવી ચોરને શોધવાનો ઉપાય યોજાય છે હવે આ ચેતનજીના જ્ઞાનદર્શનચારિત્રરૂપ મહા-મૂલ્યવંત રત્નોની ચોરી થઇ ગઇ હતી, પણ ભ્રમરૂપ અંધકારના જોરને લીધે તેના ચોરનો પત્તો લાગતો નહોતો, હવે જ્યારે આત્મિક પ્રભાત થયુ ત્યારે ચેતનજીને સમજાયુ કે આ તો પોતાની ચોરી કરનાર પોતે જ હતા મોહનીયાદિ કર્મ પરતંત્રતાને લીધે વસ્તુ-સ્વરૂપ ન ઓળખવાથી આપણાં જ્ઞાનાદિ રત્નો ઢંકાઇ ગયા હતા, પણ તેનુ ચોરનાર કોઇ બીજું નહોતુ રત્નો તો ઘરમા ને ઘરમા જ હતા, પણ આપણે તેને શોધી શકતા નહોતા એને કર્માદિ ચોરો લૂંટી લે છે એમ માનતા હતા તે તો આપણુ અજ્ઞાન હતુ વાસ્તવિક રીતે તો મારી ઋદ્ધિને છુપાવી દેનાર હુ પોતે જ હતો, તે ઋદ્ધિને છુપાવી દેનાર કર્મોનો કર્ત્તા પણ હુ પોતે હતો આવી રીતે ચોરીનો પત્તો લાગ્યો અને અન્યને ચોર કહેવાનો વિચાર હૃદયમા થતો હતો તે નીકળી ગયો ખરેખર ! આવી જાતની કબૂલાત આપવી એ પણ અતિ વિષમ છે, પરંતુ જ્યા સુધી જ્ઞાન-ભાનુનો ઉદય થાય નહિ ત્યાં સુધી પોતાની ચોરી કરનાર પોતે જ છે એવો ભાસ થાય નહિ

અને કદાચ ભાસ થઈ જાય તો તેટલી હરકજે પોતાની ભૂલ કબૂલ કરવાની સરળતા પણ પ્રાપ્ત થાય નહિ

अमल कमल *विकच भये भूतल, मंद विषय शशि कोर;
आनंदघन एक वल्लभ लागत, और न लाख किरोर. मेरे० ९

"મેલ વગરનું હૃદયકમળ વિકસ્વર થયું, (આત્મ) ભૂમિ પર વિષયરૂપ ચંદ્રની કાંતિ મંદ થઈ ગઈ (હવે તો) આનંદઘન માત્ર વલ્લભ લાગે છે, બીજા લાખો કરોડો વલ્લભ નથી લાગતા"

ભાવ—જ્ઞાનરૂપ ભાનુનો ઘટમાં ઉદય થયો ત્યારે હૃદયકમળ વિકસ્વર થયું 'કમલિની દિનકર કર ગ્રહે, વળી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત' સૂર્યનો ઉદય થયે સૂર્યવિકાસી કમળ વિકસ્વર થાય છે અને ચંદ્રનો ઉદય થતાં રાતે કુમુદ વિકસ્વર થાય છે હૃદયકમળ વિકસ્વર થયું એટલે હૃદયમાં એક પ્રકારની જાગૃતિ થઈ ગઈ, તેમાં આનંદ આનંદ પ્રસરી ગયો

વળી સૂર્યનો ઉદય થવા માંડે છે ત્યારે ચંદ્રની કાંતિ ઝાંખી થતી જાય છે તેમ જ્ઞાનભાનુનો ઉદય થતાં આત્મભૂમિ ઉપરથી વિષયોરૂપ ચંદ્રની કાંતિ ઝાંખી પડવા લાગી પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો છે રાગદ્વેષ પર જય મેળવવાથી અને વસ્તુસ્વરૂપનું જ્ઞાન થવાથી વિષયો ઉપર પ્રેમ મંદ થતો જાય છે વિરસ વિષયપુષ્પ ઉપર મનભ્રમર રખડતો બંધ થતો જાય છે, તેને તેમાં પ્રેમ થતો નથી, રાગ થતો નથી, આનંદ થતો નથી પછી આ જીવને ખાવામાં, પીવામાં, પહેરવામાં, ઓઢવામાં, રૂપ જોવામાં, સુંઘવામાં કે સાંભળવામાં જે રસ પડતો હતો તે અટકી જાય છે

હવે તો માત્ર આનંદરાશિ ભગવાન તેને વલ્લભ લાગે છે, બીજા લાખો કરોડો ઉપર તેને પ્રથમ જે રાગ થતો, તેઓ તરફ આકર્ષણ થતું હતું, તેઓ ઉપર લય લાગતી હતી તે સર્વ અટકી ગયું અને હવે તે સર્વ તદ્દન ફીકા લાગે છે, રસ વગરના લાગે છે, દમ વગરના લાગે છે જ્ઞાનભાનુ ઉદય થતાં આવી રીતે શુદ્ધ ચેતનાનો વિરહકાળ પૂર્ણ થાય છે આત્મવિભૂતિ પ્રગટ થાય છે વિષયપ્રેમ મંદ થતો જાય છે અને આનંદઘન ભગવાન તરફ એકતાન લાગે છે અને મન અન્યત્ર જ્યાં ત્યાં ભટકતું હતું તે એક ઠેકાણે સ્થિર થઈ જાય છે

વિષયપ્રતિભાસ કે આત્મપરિણતિમત્ જ્ઞાન થાય ત્યાં સુધી વસ્તુસ્વરૂપના શુદ્ધ

---

* વિકચ ભયે ભૂતલને બદલે વિકચ નમનથ એવો પાઠ છે

૧ અમલકમલ વગરનું નિર્મળ. વિકચ-વિકસ્વર. ભયે-થયું. ભૂતલ-ભૂમિતલ, આત્મભૂમિ. નમનથ એ પાઠાંતરનો અર્થ મળતો નથી. કોર-કાંતિ. એક-માત્ર. વલ્લભ-વહાલા. કિરોર-કરોડ. સો લાખ.

અવબોધ સાથે વર્તન થતુ નથી. અત્ર જે જ્ઞાનભાનુનો ઉદય થયો તે તત્ત્વસવેદન જ્ઞાન સમજવું. વિષયપ્રતિભાસ, આત્મપરિણુતિમત્ અને તત્ત્વસવેદન જ્ઞાનનુ સ્વરૂપ બહુ વિચારવા લાયક છે. એના સબધમાં શ્રીહરિભદ્રસૂરિ મહારાજે એક અષ્ટક લખ્યુ છે તે મનન કરવા યોગ્ય છે સ્થળસકોચથી અત્ર તે પર વિશેષ વિવેચન કર્યું નથી તાત્પર્યાર્થ એ છે કે વસ્તુસ્વરૂપ ઓળખી, યથાસ્થિત સ્વપર વિવેચન કરી, આત્મિક ધર્મો અને પૌદ્ગલિક પદાર્થો સાથેનો સંબધ વિચારવો, ઓળખવો અને બન્નેનો ભેદ કરી સ્વને આદરવો અને પરનો ત્યાગ કરવો તે તત્ત્વસંવેદન જ્ઞાન છે.

અનુભવ પોતે આ ઉદ્ગારો કાઢે છે અને ચેતનજીને સમજાવે છે કે-જ્યારે જ્ઞાન-ભાનુનો ઉદય તમારા ઘટમા થશે ત્યારે તમારી અત્ર વર્ણવી છે તેવી સ્થિતિ થશે. આ પ્રમાણે ભાવ વિચારવાથી ચેતનની અત્યારની દશા અને ભવિષ્યની દશા સાથેનો સબધ બરાબર ખ્યાલમાં આવશે અને આગળ પાછળના પદો સાથેનો સબધ બેસતો આવશે. છૂટા પદ તરીકે પણ ઉપર જે અર્થ કર્યો છે તે યુક્ત જણાય છે

---

## પદ સોળમું

( રાગ–મારુ )

**निशदिन जोउं (तारी) वाटडी, घरे आवोने ढोला; निश०**
**मुज सरिखी* तुज लाख है, मेरे तूही ममोला. निश० १**

" હે રગીલા લાલ ! રાત દિવસ હુ તારી વાટ જોઉં છું કે તમે ( મારે ) મદિરે પધારો, મારી જેવી તારે તો લાખો છે અને મારે તો તુ એક જ અમૂલ્ય છે."

**ભાવ**—એક વિરહી સ્ત્રી પોતાના પતિને ઉદ્દેશીને કહે છે કે–હે પતિ ! હું તો રાતદિવસ તમારી રાહ જોઉ છુ, માટે તમે મારે મદિરે પધારો અને પરસ્ત્રીના મંદિરે ભટકવાનુ મૂકી દો હે નાથ ! તમારે તો મારા જેવી લાખો સ્ત્રીઓ છે પણ મારે તો તમારા એકલાનો આધાર છે, તમે મારે મન અમૂલ્ય છો

હવે એ ગાથાનો આધ્યાત્મિક અર્થ વિચારીએ. શુદ્ધ ચેતના ચેતનને કહે છે કે–હે ઢોલા ! એટલે રગીલા લાલ ! અનાદિ કાળથી રાત દિવસ હુ તો તમારી રાહ જોયા કરુ છુ, તમારો માર્ગ જોયા કરુ છુ, તમારા માર્ગ તરફ ચક્ષુ અનિમેષદષ્ટિ રાખી

---

* સરિખીને બદલે 'સરિખે' અથવા 'સરિખા' એવા પાઠાતરો અન્ય પ્રતોમા છે અને તુજને બદલે 'તોહે' એવો પાઠ છે

૧ નિશદિન=રાતદિવસ, સર્વ કાળ વાટડી=વાટ, રાહ અથવા માર્ગ ઢોલા=લાલ, રંગીલા મેરે=મારે તૂહી=તુંજ મમોલા=અમૂલ્ય

તમારે માટે તલસ્યા કરું છું હવે તમે મારે મંદિરે પધારો. હે નાથ ! હવે તો તમે નિજ સ્વરૂપને દેખીને મને ભેટો, તમારી શુદ્ધ ચેતનાને હવે જાગ્રત કરો અને પર ભાવ છોડી દો હાલ તો તમે વિભાવદશામાં છો, વિષયકષાયમય થઈ ગયા છો, માયા, મમતા, તૃષ્ણા, રતિ, અરતિ, વક્રતા, કુટિલતા વિગેરે લાખો સ્ત્રીઓ તમને વિભાવદશામાં વળગેલી છે પણ તેઓ તમારી કિંમત જાણતી નથી, તમને વાસ્તવિક સુખ આપતી નથી, આપી શકે તેવી શક્તિવાળી પણ નથી અને હું તો તમને અમૂલ્ય ગણું છું, તમારી કિંમત બરાબર સમજું છું અને તમને શુદ્ધ ભાવથી વળગી રહું છું

હે નાથ ! હું તમારી વાટ જોઉં છું તેથી હવે તમે પરચાલ છોડી દઇ—બાહિર ચાલ છોડી દઈ નિજ ચાલમાં ચાલો ( આવો ) કુળવાન સ્ત્રી જેમ પોતાના પતિને કહે છે કે—તમારે તો મારા જેવી અનેક છે પણ મારે તો તમે એકલા જ છો, તેમ શુદ્ધ ચેતના ચેતનને કહે છે કે વિભાવદશામાં આપ હો ત્યારે આપને માયા, મમતા, કુબુદ્ધિ, તૃષ્ણા, ઇચ્છા, વાન્છા, રતિ, અરતિ વિગેરે અનેક સ્ત્રીઓ વળગે છે પણ તે સર્વ કુલટાઓ છે અનેક પુરુષો સાથે ભટકનારી છે અને તમને પણ વૈતરણી વિગેરેના દુ ખો આપનારી છે; જ્યારે હું તો તમને અમૂલ્ય સમજી તમારી સાથે આનંદ ભોગવી તમને નિવૃત્તિ નગરીમાં પણ સાથે લઇ જનારી છું અને ત્યાં પણ સાથે રહેવાવાળી છું હે નાથ ! એ સર્વ સ્ત્રીઓનું સ્વરૂપ ઓળખી તેઓને મંદિરે જવાનું માંડી વાળી મારા ( નિજ સ્વરૂપ ) મંદિરે પધારો અને મને આનંદ આપો

આત્મદશા જરા જરા સુધરવા માટે, સાધ્યનું સામીપ્ય થાય અને ક્રમથી તેનું દર્શન થાય ત્યારે શુદ્ધ ચેતના ચેતનને ઉદ્દેશીને આવી પ્રૌઢ ભાષામાં વાત કરે છે આ પદમાં કવિત્વગુણ પદલાલિત્ય અને આંતર આશય બહુ આનંદપ્રદ છે અને સવિશેષ મનન કરવા યોગ્ય છે

**जवहरी* मोल करे लालका, मेरा लाल अमोला;**
**जीसके पटतर को नहि, उसका क्या मोला ? निशु० २**

ઝવેરી લાલ માણેકનું મૂલ્ય કરે છે ( પણ ) મારા લાલ તો અમૂલ્ય છે જેના પડદાના અંતરમાં કોઈ નથી ( જેની સાદૃશ્ય થઇ શકે તેવું અન્ય કોઇ નથી ) તેની કિંમત શું ? '

ભાવ—શુદ્ધ ચેતના ચેતનને ઉપર કહી ગઈ કે—મારે મન તું અમૂલ્ય છે, તે કેવી રીતે ? એ વાત અત્ર બતાવે છે ઝવેરી લાલ માણેકની કિંમત કરે છે કે આ

* જવહરીને બદલે જોહરી અથવા જુહેરી એવો પાઠ છે અર્થ એક જ છે

૨ જવહરી=ઝવેરી. મોલ=મૂલ્ય કિંમત જીસકો=જેને પટતર=પડદાને અંતરે સાદૃશ્યમાં આવી શકે તેવી રીતે રહેલ. કોઇ=કોઇ ઉસકા=તેના ક્યા=શું

માણેક પાંચ હજારનુ છે, આ દશ હજારનુ છે, આ વીશ હજારનું છે વિગેરે, પણ મારા પ્રીતમ સુખદાયી માણેક છે, તેની કિમત તો ઝવેરી પણ કરી શકે તેમ નથી ઝવેરી કિમત કેમ કરી શકતા નથી ? તેનું કારણુ બતાવતાં પહેલાં આપણે જાણવુ જોઇએ કે લાલ માણેકની કિમત ઝવેરી અરસ્પરસ માણેકને સરખાવીને કરે છે, એક માણેકની કિમત કરતાં બીજા માણેકમા તેજ ( lustre ) વિશેષ હોય તો તે બેને સાથે મૂકીને તેની કિમત આકે છે, પણ મારા લાલ રગીલાની સાથે મૂકી શકાય એવું ઓછી વધતી કિમતનુ જ્યાં રત્ન જ ન હોય ત્યાં તેની કિમત કેવી રીતે આકી શકાય ? જેને સરખાવવા માટે અન્ય રત્ન નથી, તેની કિમત શુ હોઈ શકે ? એ તો અમૂલ્ય છે. માણેકના પટતરમાં રહેલ માણેક તેને ઓછી વધતી કિમત બતાવે છે, પણ આ તો જેની સાદશ્યમા મૂકી શકાય એવી વસ્તુ ( પૌદ્ગલિક ) દુનિયામા છે જ નહિ તો પછી તેની કિમત કેવી રીતે થઈ શકે ?

શુદ્ધ દશામા વર્તતા આત્માનુ તેજ નિરતર એક સરખુ જ રહે છે, તેમાં વધ-ઘટ થતી નથી, તેમા અનત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ભરપૂર હોય છે, તેના તેજનો પ્રકાશ આંતરચક્ષુને એક સરખો મળ્યા કરે છે આવા તેજવાળા આત્માની–લાલ રંગીલા નાથની કિમત કોઇ ઝવેરી પણ કરી શકે તેમ નથી, કારણુ કે તે અમૂલ્ય છે.

**पंथ निहारत लोयणे, द्रग लागी अडोला;**
**जोगी* सुरत समाधिमें, मुनि+ ध्यान झकोला. निशदिन० ३**

" અનિમેષ ચક્ષુ લગાવીને મારી આખોવડે ( પતિનો ) માર્ગ નિહાળું છું, જેમ યોગી સમાધિમા સુરત રાખે છે અને મુનિ ધ્યાનની લહેરમા મન રાખે છે તેમ "

**ભાવ**—હે નાથ ! મારો તમારા ઉપર એવો પ્રેમ છે કે મારી આખને ફરકાવ્યા વગર, એક ક્ષણુ પણુ બધ રાખ્યા વગર તારો માર્ગ હુ જોયા કરુ છુ વિરહી સ્ત્રી પતિની રાહ જુએ છે, પતિની વાટ જુએ છે, જે દિશા તરફથી પતિ આવવાના હોય તે તરફ જોયા કરે છે શુદ્ધ ચેતના કહે છે કે–હે નાથ ! હુ તમારા આવવાના માર્ગ તરફ આખને મટકાવ્યા વગર જોઉં છુ કે મારા નાથ આ માર્ગે આવશે સમતાના માર્ગ ઉપર નજર રાખી બેસી રહુ છુ, સતોષના માર્ગ તરફ આખ લગાડી માર્ગ-પ્રતીક્ષા કરુ છુ કે મારા નાથ એ માર્ગે પધારશે વ્રત–નિયમના માર્ગે ચક્ષુ સ્થિર

---

* જોગી સુરતને બદલે ' જોગીસર ' એવો પાઠાતર છે જોગીસર એટલે યોગીશ્વર–વિશિષ્ટ યોગી સમજવો + મુનિને બદલે ' માનુ ' પાઠાતર છે, તે પર વિવેચન ભાવાર્થમા જુઓ

૩ પથ=માર્ગ નિહારત=જોઉં છુ લોયણે=લોચનવડે, આખોવડે દ્રગ=આખો, ચક્ષુ લાગી=લાગી છે અડોલા=હીલચાલ વગરની, અડગ, અનિમેષ સુરત=નજર. ઝકોલા=લહેરમા

કરું છું કે કદાચ નાથ તે રસ્તે પધારશે અને તેમ કરવામાં મારી આંખનું મટકું પણ હું મારતી નથી. મારાં ચક્ષુ આપના માર્ગ ઉપર એવાં સ્થિર કરું છું કે જેવું યોગીનું સાધ્ય સમાધિમાં અથવા મુનિનું મન ધ્યાનમાં સ્થિર થાય છે પાતંજલ યોગદર્શનકારે યોગના આઠ અંગ જણાવ્યાં છે તેમાં સમાધિ એ આઠમું અંગ છે, અને તે મત પ્રમાણે યોગની એમાં પરિસમાપ્તિ થાય છે યોગદર્શનના મત પ્રમાણે યોગનાં પાંચ અંગો યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એ મંદાધિકારીને માટે બતાવેલાં છે, જ્યારે ધારણા, ધ્યાન અને સમાધિ તે વિશિષ્ટ અધિકારીને સામાન્ય છે પ્રસ્તુત સમાધિનું સ્વરૂપ બતાવતાં કહે છે કે, **तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः** ધ્યાન જ્યારે ધ્યેયરૂપ અર્થના આકારનો જ નિર્ભાસ કરાવે છે અને પોતાના સ્વરૂપથી જાણે શૂન્ય હોય એવું થાય છે ત્યારે સમાધિ કહેવાય છે ધ્યાનઅંગમાં અને સમાધિઅંગમાં ફેર એટલો છે કે ધ્યાનમાં ધ્યેયનું અને વૃત્તિનું પૃથક્ ભાન હોય છે અથવા બીજી રીતે કહીએ તો ધ્યાનમાં ધ્યેયાકાર વૃત્તિનો પ્રવાહ વિચ્છિન્ન હોય છે અને સમાધિમાં અવિચ્છિન્ન હોય છે યોગદર્શનના મત પ્રમાણે સમાધિમાં જે શૂન્ય સ્વરૂપ પ્રાપ્ત થાય છે તે જૈન દર્શનના યોગજ્ઞાનને ઇષ્ટ નથી, પણ અત્ર તે વિષય પ્રસ્તુત નથી તેથી તેની ચર્ચા પણ અપ્રાસંગિક ગણાય છઠ્ઠા પદના વિવેચનમાં અને ઉપોદ્ઘાતમાં તે સંબંધી કાંઈક ઉલ્લેખ કર્યો છે તાત્પર્યાર્થ એ છે કે–આવા પ્રકારની સમાધિને પ્રાપ્ત કરવી એ યોગીનું પરમ સાધ્ય રહે છે અને જ્યારે તેને તે પ્રાપ્ત કરે છે ત્યારે વસ્તુતઃ તો તે ધ્યેયનો પ્રત્યય જ હોય છે, પણ તે અખંડિત ધારાવત્ ચાલતો હોવાથી વ્યક્તિને તે ધ્યેયથી પૃથક્ રૂપે જણાતો બંધ થાય છે અને તે વખતે ધ્યેય સ્વરૂપનો તેને જે નિર્ભાસ થાય છે તેમાં ધ્યેયાકાર વૃત્તિનું પૃથક્ જ્ઞાન જતું રહેતું હોવાથી તે સ્વરૂપશૂન્ય હોય એમ થાય છે આવી સમાધિમાં એક સરખો પ્રવાહ ચાલતાં જે ધારા પ્રસરે છે, મનની એકાગ્રતા થાય છે ચિત્તની સ્થિરતા થાય છે તેવી રીતે હે નાથ! આપના માર્ગરૂપ ધ્યેયને હું અનિમેષ દૃષ્ટિએ જોયા કરું છું *

તેવી જ રીતે મુનિરાજ જ્યારે ધ્યાનમાં આવે છે ત્યારે તેઓના મનની સ્થિરતા એટલી હદ સુધી વધી જાય છે કે છેવટે મનોયોગનો પણ નિરોધ થાય છે શુભ ધ્યાનમાં જૈન યોગશાસ્ત્રકાર ધર્મધ્યાન અને શુક્લધ્યાન બે ગણે છે તેમાં ધ્યેયના પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ભેદો અને તેના વિભેદો બહુ વિચારવા યોગ્ય છે, તેમ જ આજ્ઞા અપાય, વિપાક અને સંસ્થાનવિચય ધર્મધ્યાનનું સ્વરૂપ તેમ જ શુક્લધ્યાનના પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર એકત્વવિતર્ક અપ્રવિચાર સૂક્ષ્મક્રિય અપ્રતિપાતિ અને ઉચ્છિન્નક્રિય અનિવૃત્તિનું સ્વરૂપ વિચારવા યોગ્ય છે જ્યારે મુનિ ધર્મધ્યાનારૂઢ થાય છે ત્યારે એવી

* આ સમાધિનું સ્વરૂપ સમજવા યોગ્ય છે વિશેષ જિજ્ઞાસુએ પાતંજલયોગદર્શનના તૃતીય પાદના ત્રીજા સૂત્ર પર વિવેચન જોવું (પૃષ્ઠ ૨૬૮ પ્રો. મણિભાઈનું ભાષાંતર–દ્વિતીયાવૃત્તિ)

અદ્‌ભુત દશા અનુભવે છે કે તેના મનની સ્થિરતાનું ચિત્ર પિંડસ્થાદિ ચાર ધ્યેયનું સ્વરૂપ વાંચવાથી કાંઇક સમજાશે યોગશાસ્ત્રમાં શ્રીમાન્ હેમચન્દ્રાચાર્યે તેનુ આકર્ષક સ્વરૂપ ચીતર્યું છે એ ધ્યાનમા ચિત્તની અદ્‌ભુત સ્થિરતા પ્રાપ્ત થાય છે, આગળ જતાં ધ્યાતા, ધ્યાન ને ધ્યેયની એકાગ્રતા થઈ જાય છે, જે સ્થિતિમાં સુખી દુ ખી છું કે નથી તેનો પણ ખ્યાલ રહેતો નથી અને તેથી જ હે નાથ ! યોગી સમાધિમાં જેમ સ્વરૂપશૂન્ય થઇ જાય છે અને મુનિ ધ્યાનમાં સ્થિર થઇ જાય છે, ત્યારે તેમની જેવી દશા થાય છે, તેવી રીતે આંખને ફરકાવ્યા સિવાય હું તમારા માર્ગ તરફ જોઈ રહી છુ. હુ નિરતર વિચારુ છુ કે મારા નાથ કોઇ પણ રસ્તે મારા મદિરે જરુર પધારશે હે નાથ ! આ વિરહી સ્ત્રીને હવે વધારે તલસાવો નહિ, મારા મદિરે પધારો, માયા મમતાને ઘેર જવાનુ માડી વાળો અને મારી વિનતિનો સ્વીકાર કરો. મુનિને બદલે ‘ માનુ ’ પાઠાતર છે તે પણ બહુ સારો અર્થ આપે છે યોગીની દૃષ્ટિ ધ્યાન–સમાધિમા જેમ ઝબોળાઇ જાય છે તેમ મારા માનવા પ્રમાણે તમારા સ્વરૂપની એકાગ્રતા કરીને તમારી માર્ગપ્રતીક્ષા હુ કરુ છુ મતલબ હુ એકાગ્ર દૃષ્ટિએ તમારા આવવાના માર્ગને જોયા કરુ છુ વળી આ પાઠાતર સાથે ‘ યોગીસર તે સમાધિમે , માનુ ધ્યાન ઝકોળા ’ એ પાઠ આખો વિચારવામા આવે ત્યારે બહુ સુદર અર્થ નીકળે છે જાણે કે યોગીશ્વર ધ્યાન અથવા સમાધિમા તરબોળ થઇ ગયા હોય એવી હુ થઈ ગઇ છુ આ પાઠ સર્વથી સુદર અર્થ આપે છે એમ લાગે છે.

**कौन सुने किनकुं कहुं, किम मांडुं में खोला ?**
**तेरे मुख दीठे टले, मेरे मनका चोला.* निश० ४**

“ કોણ સાભળે ? અને કોને કહુ ? હવે તે શું હુ ખોળા પાથરુ ? તારુ મુખ જોવાથી મારા મનમા જે ચોળો હતો તે મટી જાય છે ”

**ભાવ**—શુદ્ધ ચેતના કહે છે કે–ઉપર જણાવી તેવી મારી વાર્તા છે, મારી વર્તના છે, મારી આ પ્રમાણે સ્થિતિ છે તે હુ કહુ પણ કોને અને તે સાભળે પણ કોણ ? શુદ્ધ પતિવ્રતા સ્ત્રીને કહેવા સાભળવાનુ સ્થાન પણ પતિ વિના અન્ય નથી ત્યારે મારી વાત પણ મારે કોની પાસે કહેવી ? હે નાથ ! સાભળનાર પણ કોઇ નથી અને મારાથી કોઇની પાસે જઇને ઘરની વાત પણ કહી શકાય તેમ નથી ત્યારે હવે તે શુ હુ તમારી પાસે ખોળા પાથરુ ? ખોળો પાથરે ત્યારે લોકો તેમા બક્ષીસ આપે છે, તે પ્રમાણે હવે હુ તમારી પાસે ભિક્ષા માગું ? હવે તે મારે શુ કરવુ ? મારી આટલી

---

* ચોલાને બદલે ‘ ઝોલા ’ પાઠ છે, અર્થ તરગ સમજવો

૪ કૌન=કોણ કિનકુ=કોને કિમ=શુ માડુ ખોલા=ખોળા પાથરું, કગરુ ટલે=મટી જાય ચોલા=ડામાડોળપણુ, ગોટો

હકીકત જરા પણ ગુપ્ત રાખ્યા વગર તમને કહી બતાવી અને તમે તો સમજતા નથી ત્યારે મારે હવે શું બુદ્ધી રીતે ભિખ માગવી, ખોળા પાથરવા ?

ખોળા પાથરવા એ ગુજરાતી ભાષાનું ખાસ અર્થસૂચક વાક્ય ( idiom ) છે સંઘને આમંત્રણ કરવા વિગેરે પ્રસંગે સંઘની પ્રસાદી મેળવવા ખોળા પાથરવામાં આવે છે અને ભાષામાં તે ભિક્ષા માગવાના—કૃપા માગવાના અર્થમાં વપરાય છે

આટલી બધી નમ્રતા બતાવવાનું કારણ પણ શુદ્ધ ચેતના કહી દે છે હે નાથ ! ત્યારે હું તમારું મુખ જોઉં છું ત્યારે મારા મનનું ડામાડોળપણું ભાગ્યું જાય છે, હું તમારામાં સ્થિર થઇ જાઉં છું અને મારો અને તમારો એક વાર મેળાપ થયા પછી કોઇ કાળે પણ વિરહ થતો નથી આવી રીતે મારો અને તમારો મેળાપ મારા મનની જે અસ્થિર અવસ્થા છે તે દૂર કરી નાખે છે, મનમાંનું દુઃખ દૂર કરી નાખે છે અને તે સ્થિતિ નિરંતરને માટે પ્રાપ્ત થાય છે તેથી હે નાથ ! મારે મંદિરે જરૂર પધારો

मित्त विवेक बातें कहें, सुमता सुनि बोला;
आनंदघन प्रभु आवसे, सेजडी रंग रोला निश० ५

' ઉપર પ્રમાણે સુમતાના બોલો સાંભળીને ( ચેતનને સુમતાનો ) મિત્ર વિવેક વાતમાં કહે છે કે—આનંદરાશિ ભગવાન્ તારી સેજ પર પધારશે અને રંગ વરસાવશે ''

ભાવ—શુદ્ધ ચેતનાએ ( સુમતાએ ) નાથજીને પધારવાના સંબંધમાં ઉપર પ્રમાણે વિલાપ કર્યો આમંત્રણ કર્યું તે બાજુમાં રહીને મિત્ર વિવેક સાંભળતો હતો શુદ્ધ ચેતનાને આ પ્રમાણે વિલાપ કરતી સાંભળી વિવેક મિત્રે તેને ( સુમતિને ) કહ્યું કે— હે સુમતા ! સાંભળ ! આનંદરાશિ ભગવાન્—સ્વયં અખંડાનંદસ્વરૂપ ચિદાનંદ ચેતનજી તારા મંદિરે હવે જરૂર પધારશે, અને રંગ ઉડાડશે, આનંદ કરશે, મજા કરશે માટે હવે તારે વિલાપ કરવો ઉચિત નથી

ચેતનને જ્યાં સુધી સદસદ્વિવેક થતો નથી ત્યાં સુધી તે પરભાવમાં રમણ કર્યા કરે છે તે સમજતો નથી કે સ્વવસ્તુ શું છે અને પરવસ્તુ કઇ છે ? તેથી તે પરભાવમાં રમણ કરવામાં આનંદ માને છે અને તેની અસર એટલે સુધી થાય છે કે પરભાવ તે તેનો સ્વભાવ જેવો થઇ જાય છે વિષય, કષાય નિદ્રા, વિકથા, પ્રમાદ વિગેરેના સેવનમાં તેને એટલો આનંદ આવે છે કે તે તેમાં તન્મય થઇ જાય છે, તદ્રૂપ થઇ જાય છે અને સંસાર વધારતો જાય છે આ સર્વનું કારણ એ છે કે તેને વસ્તુસ્વરૂપનું જ્ઞાન નથી, ભાન નથી, સમ

૫ મિત્ત=મિત્ર વાતેં=નેથી અથવા વાતમાં સુનિ=સાંભળી બોલા=વચન. સેજડી=નિછાના પર રંગ=રસરંગ. રોલા=રસાવરી.

જણુ નથી. મિત્ર વિવેક જે ખરા ખોટાનું-સ્વપરનું વિવેચન કરે છે તે તેનાથી દૂર છે અને તેને લઇને ઉપર જણાવેલ પરિણામ આવે છે. હવે મિત્ર વિવેક સમતાને કહે છે કે-હે બાળા! ચેતનજી સાથે મારે સબંધ થવા માડ્યો છે તેથી તેના મનની ગુપ્ત વાત હું તને કહી શકું છું. મેં તેને વસ્તુઓનું વિશિષ્ટ જ્ઞાન આપ્યું છે તેથી હવે તેઓ મમતા માયાનો સબધ મકી દઇને શુદ્ધ માર્ગ ગ્રહણ કરવા લાગ્યા છે તેથી છેવટે એ મારો મિત્ર ચેતનજી જે વસ્તુસ્વરૂપે આનંદઘન ભગવાન્ જેવો છે તે તારે મદિરે પધારશે, અને તારી સેજ પર રંગ જમાવશે, તારી સાથે પ્રેમથી ભેટશે અને તારામય થઈ જઈ તને શુદ્ધ ચેતના બનાવી દેશે અને અંતે સર્વનો મેળાપ અનંત કાળ સુધી રહેશે. મમતા માયાને મૂકી દઈ એક વખત શુદ્ધાવબોધ તેને થશે તો પછી તારે તેની ચિતા નહિ રહે, માટે તારે શોક કરવાની જરૂર નથી, નાથજીને તેના મંદિરમા લાવવામાં મારા તરફથી હું બનતી મદદ કરીશ

સમતા અને શુદ્ધ ચેતના વચ્ચે કોઈ વખત ગોટાળો થઇ ગયો લાગે તો તેમ સમજવાનુ નથી. વિશિષ્ટ અવસ્થામા ચેતનની સ્ત્રી શુદ્ધ ચેતના રહે છે અને પ્રાથમિક શુદ્ધ થતી જતી અવસ્થામાં સમતા (સુમતા) તેની સ્ત્રી હોય છે આગળ જતા સમતા પોતે જ શુદ્ધ ચેતનાનુ રૂપ લે છે તેથી સર્વ વિરોધ શમી જાય છે આખા પદનો આશય એ જ છે કે-ચેતનને માયા મમતામા મુઝાતો અટકાવી તેની શુદ્ધ દશા પ્રગટ થાય તેવો પ્રયાસ કરવાની બહુ જરૂર છે શુદ્ધ આનદઘન ચેતનનુ તે અત્ય પર્યવસાન છે અને તે પ્રગટ કરવા માટે જેટલો બને તેટલો પુરુષાર્થ કરવાની આવશ્યકતા છે એ સબધમાં પ્રમાદ કરવાથી પ્રાપ્ત થયેલ ઉત્તમ જોગવાઈનો લાભ મળતો નથી અને સસાર-પાત થતો જાય છે.

---

## પદ સત્તરમુ

(સોરઠ ગિરનારી)

**छोराने क्युं मारे छे रे, जाये काट्या डेण;**
**छोरो छे मारो बालो भोळो, बोले छे अमृत वेण. छोराने० १**

"છોકરાને કેમ મારે છે? એ છોકરો તારા દેવાને કાપી નાખે-છેદન કરે તેવો છે. એ મારો છોકરો બાળોભોળો છે અને અમૃત જેવાં વચન બોલે છે"

**ભાવ**—ઉપરના પદમા છેવટે કહ્યુ છે કે-મિત્ર વિવેકે સુમતિને કહ્યુ કે-નાથ તારા મદિરે પધારશે અને સેજડીમાં રસરંગ જમાવશે. હવે સુમતિ ચેતનને કહે છે કે-

---

૧ જાયે=છોકરે કાટ્યા=કાટી નાખ્યા, છેદન કર્યા ડેણ=વૃદ્ધ, ઘરડા, અથવા દેવું (કર્મપ્રપચરૂપ દેવુ સમ્યક્ત્વ પુત્ર ટાળે છે)

હે ચેતનજી! તમે આ છોકરાને શું મારો છો? એ છોકરો તો તમારા અનેક ભવમાં કરેલા કર્મરૂપ ઋણને છેદન કરે તેવો બળવાન છે, વળી તે ભોળોભોળો છે અને કાલાં કાલાં વચન બોલે છે અત્ર છોકરો તે ઉપજતું ઉપશમ સમકિત સમજવું જરા વખત (અંતર્મુહૂર્ત) ફરસી ચાલ્યું જાય તેને ઉપશમ સમકિત કહેવામાં આવે છે અનાદિ મિથ્યાત્વી જીવ પ્રથમ એ સમકિત પ્રાપ્ત કરે છે આખા ભવચક્રમાં પાંચ વખતથી વધારે વાર ઉપશમ સમકિત જીવ પામતો નથી એ સમકિત વીજળીના ઝબકારા જેવું છે, એની સ્થિતિ અંતર્મુહૂર્તની છે હે ચેતન! તું ઉપશમ સમકિતરૂપ બાળકને શા માટે મારે છે? એનો ઘાત શા માટે કરે છે? સમકિતની શક્તિ એવી છે કે એ બાળક હોય તો પણ અનાદિ કાળથી લાગેલા અને તેથી વૃદ્ધ કહેવાતા મિથ્યાત્વરૂપ ઋણનો ઘાત (નાશ) કરી નાખે છે એ ઉપશમ સમકિત હજુ બાળક છે, કારણ કે હાલ જ ઉત્પન્ન થયેલ છે અને વળી સંપૂર્ણ જ્ઞાનાભાવી હોવાથી ભોળું છે એવા બાળાભોળા છોકરાને તું શામાટે મારે છે? શામાટે તેનો નાશ કરે છે?

વળી તે અમૃત સમાન વચન બોલે છે સુદેવને એ સુદેવ માને છે સુગુરુને સુગુરુ માને છે અને શુદ્ધ ધર્મને સુધર્મ માને છે આવા સાચા અંતઃકરણના અને અમૃત સમાન મીઠા વચન બોલનારા બાળકને તો તારે રમાડવું યોગ્ય છે કે તેને મારવું યુક્ત છે? સામાન્ય નિયમ પ્રમાણે કાલા વચન બોલનાર છોકરાઓ સર્વને પ્રિય લાગે છે અને તારા સંબંધમાં તો તેથી ઉલટું છે આ બાળક તો આત્મધર્મ અને કેવલીપ્રણીત ધર્મમાં અભેદ બતાવે છે તને શુદ્ધ સ્વરૂપનું ભાન કરાવે છે અને સાધ્યનું દર્શન કરાવે છે એવા બાળકને તું શું જોઈને મારે છે? તેનો શામાટે નાશ કરે છે? તું જે કાર્ય કરે છે તે વ્યવહારથી તદ્દન વિપરીત અને બેરવાજબી જણાય છે માટે તું જરા વિચાર કર

આ પદનો અર્થ એક ટબા અનુસાર કર્યો છે એ ટબો નં. ૨ નો છે, જેના સંબંધમાં ઉપોદ્ઘાત જુઓ પૂ૦ મહારાજશ્રી ગંભીરવિજયજીએ કરેલો અર્થ પદને છેડે આપ્યો છે, તે પણ વિચારવા યોગ્ય છે

लेय लकुटिया चालण लाग्यो, अब कांई फुटा छे नैण;
तु तो मरण सिराणे सुतो, रोटी देसी कोण ? छोरान० २

'(વળી જુઓ!) એ બાળક લાકડી લઈને (ટેકો લઈને) ચાલવા લાગ્યો છે (હે ટબુ!) તારી શું આંખો હવે ફૂટી ગઈ છે (કે તું તે દેખતો નથી)? પણ તું તો મરણને ઓશીકે સૂતો છે ત્યારે તને ખાવાનું કોણ આપશે?'

---

૨ લકુટિયા=લાકડી ચટિ ચાલણ=ચાલવા ફુ. ફૂટા=ફૂટી ગઈ છે નેણ=આંખો સિરાણે=ઓશીકે રોટી=ખાવાનું દેસી=આપશે

**ભાવ**—હે વૃદ્ધ જઠર ! ડેણ ! મિથ્યાત્વ ! તુ જો, આ ચેતનજી જેને ઉપશમ સમકિત પ્રાપ્ત થયું છે તેનું સ્વરૂપ કેવુ છે તે વિચાર. એ બાળક સ્વરૂપસાક્ષાત્કાર કરે છે અને પોતાના બે પગો ઉપર લાકડીનો ટેકો દઈને ટગુમગુ ચાલવા લાગ્યો છે. એના બે પગ તે તાત્ત્વિકવૃત્તિ રુચિ અને આગમાનુયાયી શુદ્ધ શ્રદ્ધા સમજવી. તાત્ત્વિક શુદ્ધ વસ્તુસ્વરૂપના જ્ઞાન ઉપર રુચિ અને આગમકથન ઉપર શુદ્ધ શ્રદ્ધા એ સમકિતનાં આ બન્ને પગ ઉપર ચેતનજી ઉપશમ સમકિતરૂપ લાકડીનો ટેકો દઇ ટગમગ ટગમગ ચાલવા લાગ્યો છે એને સાધ્યનું દૂરથી દર્શન થયુ છે, સ્વરૂપજ્ઞાનનો પ્રકાશ તેના પર પડવા લાગ્યો છે અને ગ્રંથીનો ભેદ થયો છે આવી રીતે ચાલવા લાગ્યો એટલે ઉત્ક્રાન્તિમા–ચતુર્થ ગુણસ્થાનકમાં વિશેષ વધારો કરવા લાગ્યો અને આગળ પ્રગતિ કરવા લાગ્યો અરે જઠર મિથ્યાત્વ ! ડોસા ! તુ શુ આ દેખતો નથી ? તને આ સર્વ સૂઝતુ નથી ? પણ ખરેખર, તને તે ક્યાંથી સૂઝે ? તારાં કેવળજ્ઞાન, કેવળદર્શનરૂપ નેત્રો તો અનાદિ કાળથી ફૂટેલા છે તે કાંઈ આજકાલનાં ફૂટેલા નથી અને જેના નેત્રો ફૂટી ગયા હોય તે શુદ્ધ સ્વરૂપ ક્યાંથી દેખી શકે ? તુ તો આજન્મ આધળો છે તેથી તને આ હકીકત દેખાય જ ક્યાંથી ?

વળી હે મિથ્યાત્વ ! તુ અનાદિ કાળથી ચેતનજીના ઘરમા વિલાસ કરીને જેમ ઘરને કોલ કોતરે છે, ડુક્કર ઘરને ખોદી નાખે છે તેમ તે તેના જ્ઞાન, દર્શન, ચારિત્રને ખોદી નાખ્યા છે, પણ હવે તો તુ મરણને ઓશીકે સૂતો છે એટલે તારો છેડો નજીક આવ્યો છે, કારણ કે આગમમા કહ્યુ છે કે **पणवारा उवसमिय** ભવચક્રમા ઉપશમ સમકિત પાચ વાર પ્રાપ્ત થાય છે ચેતનજી પાચ વાર તો ઉપશમ સમકિત પામી ચૂકયો છે હવે નિયમા ક્ષપકશ્રેણી આરભશે તેથી તારો અ ત નિર તરને માટે આવી પહોચ્યો છે. તારું જીવન તારા આહાર ઉપર છે, તારો આહાર અન તાનુબ ધી ક્રોધ, માન, માયા, લોભની ચોકડી અને સમકિત મોહની, મિશ્ર મોહની અને મિથ્યાત્વ મોહની છે અને સમકિત પ્રાપ્ત થતા તેનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ થાય છે તેથી એ તારો આહાર મળતો તને બ ધ થયો છે આવી રીતે તારા જીવનના આધારરૂપ સાત કર્મ પ્રકૃતિનો આહાર તને મળતો બ ધ થવાથી તારુ મૃત્યુ નજીક આવી પહોચ્યુ છે હવે તો ચેતનજી કદિ પણ તારી નજીક આવશે નહિ, તને દાદ દેશે નહિ અને તારી સ ગત કરશે નહિ મિથ્યાત્વનુ જોર એટલુ બધુ સખ્ત વર્તે છે કે સમકિત પ્રાપ્ત થયા પછી પણ તેનાથી બની શકે ત્યા સુધી આ જીવને ખેંચી ખેચીને પણ મિથ્યાત્વ ઉપર પછાડે છે પણ સમ્યક્ત્વપ્રાપ્તિ પછી છેવટે વધારેમા વધારે અર્ધપુદ્ગલપરાવર્તન જેટલા કાળમા તો તે ક્ષપકશ્રેણી માડી સર્વ કર્મોને હઠાવી દે છે અને તે વખતે મિથ્યાત્વને સર્વથા કાપી નાખે છે, નિર તરને માટે કાપી નાખે છે અને પછી મિથ્યાત્વનુ તેના જ્ઞાન, દર્શન, ચારિત્ર પર જે સામ્રાજ્ય ચાલતુ હતુ તે અટકી જાય છે એ સમકિત ગમે તો ક્ષાયિક હોય,

ઉપશમિક હોય કે ક્ષાયોપશમિક હોય પણ તેની પ્રાપ્તિ પછી અર્ધ પુદ્ગલપરાવર્તથી વધારે કાળ જીવ સંસારમાં રહેતો નથી આ પ્રમાણે હોવાથી હે મિથ્યાત્વ ! તું ગમે તેટલો પ્રયાસ કરે પણ નકામું જ છે તું મરણપથારીએ જ સૂતો છે અને ચેતનજીનો આધાર તો હવે સમ્યક્ત્વ બાળક ઉપર જ રહેલો છે

**पांच पचीस पचासा उपर, बोले छे सुधा वेण,**
**आनंदघन प्रभु दास तुमारो, जनम जनम के सेण छोराने० ३**

"પાંચ પચીશ પચાસ ઉપર તે સારા વચન બોલે છે હે પ્રભુ ! આનંદનો સમૂહ તમારો સેવક છે, તમે જન્મ જન્મના સ્વજન છો "

ભાવ—સુમતિ મિથ્યાત્વ ઠેણુને કહે છે પરમેશ્વરભાષિત આગમમાં એવું વચન છે કે એક સમયાવચ્છેદે અસંખ્યાતા જીવો ઉપશમ સમકિત પામીને એ સર્વ જીવો આગમાનુયાયી શુદ્ધ વચન બોલે છે, કારણ કે એ ક્ષપકશ્રેણિના પ્રારંભી થઈ શકે છે એમણે આગમમાં કહ્યું છે તે પ્રમાણે ઉપશમની પ્રાપ્તિ પાંચ વાર કરી લીધી છે અને હવે તો નિરંતરને માટે મિથ્યાત્વનો ઘાત કરવા તે ઉદ્યુક્ત થયો છે હે પ્રભુ ! આનંદનો સમૂહ—આત્મસ્વરૂપ તમારો—ઉપશમ સમકિતનો દાસ છે, કારણ કે હવે તો જન્મજન્મના તમે તેના મિત્ર છો—સ્વજન છો તમારાથી આ ચેતનજીએ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને તમારી સાથે તે નિરંતર રહેનાર છે અને તેના પર તમારો પરમ ઉપકાર છે ટબાકાર એ પ્રમાણે અર્થ લખીને છેવટે કહે છે કે "આ પ્રમાણે અર્થ મને ભાસે છે, કવિનો આશય તો તે જાણે છે "

આ પદનો અર્થ પંન્યાસજી ગંભીરવિજયજીએ મને બતાવ્યો તે પણ ઉપયોગી હોવાથી નીચે ઉતારી લઉં છું

(૧) જીવને વિવેક કહે છે અગાઉના પદમાં કહ્યું કે મિત્ર વિવેક શુદ્ધ ચેતનાને કહે છે કે—છેવટે નાથ તારે મંદિરે પધારશે અને તારી સેજલડીમાં રંગ ઉડાવશે હવે તે વિવેક ચેતનને કહે છે કે—હે ચેતન ! તું સંયમરૂપ બાળકને શામાટે મારે છે ? તું અસંયમથી મરેલો છે હે મરેલા મડદા ! ઉપયોગ વગરના, નકામા, મડદા જેવા જા જા (જાયે કાગ્યા ઠેઠ એ મારવાડી ભાષાનું વાક્ય છે અને તેનો અર્થ 'જા જા મરેલા મડદા એમ થાય છે ) કોઈએ નવીન દીક્ષા લીધી હોય અને પછી મેઘકુમારની જેમ તેના પર અસંયમ જોર કરે ત્યારે તેની જે સ્થિતિ થાય છે તેમાંથી બચવા પ્રબળ પ્રયાસ કરવો પડે છે સંયમનો નાશ થવાથી સર્વનો નાશ થશે, કારણ તે વગર શુદ્ધ ચેતના પ્રગટ થવાની નથી વિવેક કહે છે કે—આ મારો સંયમરૂપ છોકરો

૩ સુધાધારા. વેણ—વચન. સેણ—સ્વજન

હજુ તો બાળ છે, નાનો છે, ભદ્રક પરિણામી છે, સર્વનું ભલું ઇચ્છનારો છે, સર્વનું સુખ ઇચ્છનારો છે, બાળોભોળો છે. સયમ કદિ કોઈનુ માઠું કરનારો થતો નથી અને પોતે વળી અમૃત જેવાં મધુર વચન બોલે છે. કહે છે કે–સર્વ જીવોની દયા પાળો, સાચુ બોલો, ચોરી નહિ કરો. વિગેરે વિગેરે. આવો બાળોભોળો છોકરો છે તેને તુ શું જોઇને મારવા ઊભો થયો છે? મૂર્ખ મડદા! જા, જા! હુ તને કહું કે તારે ભૂલેચૂકે પણ મારા સંયમરૂપ છોકરાને મારવો નહિ.

(૨) વળી વિવેક વધારે કહે છે કે–હે મૂર્ખ! તું તો લાકડી લઇને ચાલે તેવો ઘરડો થઇ ગયો છે, તારુ શરીર શીખળવિખળ થઈ ગયું છે; અથવા તેં તારા હાથમાં મુનિવેશદર્શક ડાડો લીધો છે. અથવા તું લાકડી લઇને છોકરાને મારવા ચાલ્યો છે, સામો જાય છે; પણ શુ તારા નેત્રો ફૂટી ગયા છે? તારી આંખો ગઈ છે? શું તારા હૈયાનાં નેત્રો ફૂટી ગયાં છે? તારે લાકડી લઇને ચાલવાનો વખત આવ્યો (ઘડપણ અથવા દીક્ષાને લીધે) છતા પણ હજુ તું બીજાના પ્રાણ હરણ કરવા જાય છે. તારી તો હજુ પણ આંખ ઊઘડતી નથી તુ વિચાર કર, જરા જો. તું કોણ છે? તારી સ્થિતિ કેટલી છે? તારુ શરીર કેવુ છે? તું કોના ઉપર ઘા કરવા જાય છે? તું તો મરણને કાઠે સૂતો છે, હાથમા લાકડી લીધી છે અને આ છોકરાને મારવા ઊભો થયો છે, પણ જરા વિચાર તો ખરો કે તને આવતા ભવમા રોટલી પણ કોણ આપશે? ખાવાનુ કોણ દેશે? પરભવમા કાઇ મોસાળ નથી, પલગ પાથરી રાખ્યા નથી, ત્યાં તો "**पूर्वदत्ता च या विद्या, पूर्वदत्तं तु यद्धनं**" જે હશે તે જ તને મળવાનુ છે, બીજુ કાઇ મળવાનુ નથી

(૩) વળી એ નાનો સયમરૂપ બાળક છે તે હવે જરા જરા બોલે છે કાઈ પાચ, પચીશ અને પચાસ તથા તેથી વધારે વચનો પણ બોલે છે, તે હવે તદ્દન નાનો બાળક નથી, ભાગ્યુ તૂટ્યુ હવે તે બોલવા લાગ્યો છે

પાચ બોલ–પાચ મહાવ્રતરૂપ તે સયમરૂપ છે અને સુખદાયી (સુધા) છે. પચીશ બોલ–પાચ મહાવ્રતની પચીશ ભાવના છે*

## પ્રથમ મહાવ્રતની પાંચ ભાવના

૧ ઈર્યાસમિતિ સમતા રાખવી

૨ અવલોકન કરીને ભોજનાદિ કરવા

૩ વસ્તુ ગ્રહણ નિક્ષેપમા જુગુપ્સા ન કરવી, પ્રમાર્જના કરવી

* વિસ્તારથી જાણનાર ઇચ્છુકે પ્રવચનસારોદ્ધાર ગ્રથનુ બોતેરમુ દ્વાર જોવુ

એવી રીતે તપના પચાસ* ભેદ થાય છે જે નીચે ફુટનોટમાં દર્શાવ્યા છે

આ મારો સંયમરૂપ બાળક આવી રીતે પાચ, પચીશ, પચાસ વચનો પણ બોલે છે અને તેનાં તે સર્વ વચનો આનંદ આપનારા છે વળી તે ઉપરાંત ચરણસિત્તરી તથા કરણસિત્તરીના સીત્તેર સીત્તેર બોલ પણ તે બોલે છે ( આ બોલ જાણવાની ઈચ્છા વાળાએ પ્રવચનસારોદ્ધાર ગ્રંથનું છાસઠમું તથા સડસઠમું દ્વાર જોવું ) હે આનંદ-ઘન પ્રભુ ! એ સંયમ તમારો સેવક છે, તમારાથી જ તેની ઉત્પત્તિ છે, આપ( પ્રભુ ) તેને બતાવો છો, આપના આગમથી જ તે જણાય છે

વળી તે બાળક આપશ્રીને કહે છે કે–હે પ્રભુ ! તમે જન્મ જન્મમાં મારા સગા છો, સગા રહેજો, તમારી સાથેનું સગપણ કાયમ રહેજો

આવી રીતે પ્રભુ સાથે સંયમને સગપણ છે તે વાત તાજી કરી, બાળ ચેતનજી પોતાને કોઇ મારે છે એ વાતની પ્રભુ પાસે ફરિયાદ કરે છે અને પ્રભુનો આશ્રય માગે છે

---

## પદ અઢારમું

રાગ–માલકોશ, ગોડી રાગણી

**रीसानी आप मनावो रे, प्यारे बीच वसीठ न फेर; रिसानी०**
**सोदा अगम है प्रेमकारे, *परख न बूझें कोय;**
**ले दे वाही गम पडे प्यारे, और दलाल न होय. रिसानी० १**

---

* **તપના ૫૦ ભેદો**—૧ યાવત્કથક, ૨ ઈત્વરતપ ૩ બાહ્યઊનોદરી, ૪ અભ્યંતરઊનોદરી, ૫ દ્રવ્યતપવૃત્તિસંક્ષેપ, ૬ ક્ષેત્રતપવૃત્તિસંક્ષેપ, ૭ કાલતપવૃત્તિસંક્ષેપ, ૮ ભાવતપવૃત્તિસંક્ષેપ, ૯ કાયક્લેશ, ૧૦ રસત્યાગ, ૧૧ ઇંદ્રિયકષાયયોગવિષયકસંલીનતા, ૧૨ સ્ત્રીપશુપંડકાદિવર્જિતસ્થાનઅવસ્થિત, ૧૩ આલોયણપ્રાયશ્ચિત્ત, ૧૪ પ્રતિક્રમણપ્રાયશ્ચિત્ત ૧૫ મિશ્રપ્રાયશ્ચિત્ત, ૧૬ વિવેકપ્રાયશ્ચિત્ત, ૧૭ કાયોત્સર્ગપ્રાયશ્ચિત્ત, ૧૮ તપ પ્રાયશ્ચિત્ત, ૧૯ છેદપ્રાયશ્ચિત્ત, ૨૦ મૂલપ્રાયશ્ચિત્ત, ૨૧ અનવસ્થિતપ્રાયશ્ચિત્ત, ૨૨ પારંચિયપ્રાયશ્ચિત્ત, ૨૩ જ્ઞાનવિનયરૂપ, ૨૪ દર્શનવિનયરૂપ, ૨૫ ચારિત્રવિનયરૂપ, ૨૬ મનોવિનયરૂપ, ૨૭ વચનવિનયરૂપ, ૨૮ કાયવિનયરૂપ, ૨૯ ઉપચારવિનયરૂપ, ૩૦ આચાર્યવૈયાવચ્ચ, ૩૧ ઉપાધ્યાયવૈયાવચ્ચ, ૩૨ સાધુવૈયાવચ્ચ, ૩૩ તપસ્વીવૈયાવચ્ચ, ૩૪ લઘુશિષ્યાદિકવૈયાવચ્ચ, ૩૫ ગ્લાનસાધુવૈયાવચ્ચ, ૩૬ શ્રમણોપાસકવૈયાવચ્ચ, ૩૭ સંઘવૈયાવચ્ચ, ૩૮ કુલવૈયાવચ્ચ, ૩૯ ગણવૈયાવચ્ચ, ૪૦ વાચના, ૪૧ પૃચ્છના, ૪૨ પરાવર્તના, ૪૩ અનુપ્રેક્ષા, ૪૪ ધર્મકથા, ૪૫ આર્તધ્યાનનિવૃત્ત, ૪૬ રૌદ્રધ્યાનનિવૃત્ત, ૪૭ ધર્મધ્યાનચિંતન, ૪૮ શુક્લધ્યાનચિંતન, ૪૯ બાહ્યકાયોત્સર્ગ અને ૫૦ અભ્યંતરકાયોત્સર્ગ

* પરિખ=' પરીક્ષા કરીને ' એવો પાઠાંતર છે

૧ રીસાની=રીસાયલી છે તેને મનાવો=સમજાવો બીચ્ચ=વચ્ચે વસીઠ=વિશિષ્ટ, ચોવટીઓ નફેર=ફેરવો નહિ, લાવો નહિ સોદા=ખરીદી અગમ=ન સમજાય તેવા, ન જાણી શકાય તેવા પરખ= પરીક્ષા કરીને બૂઝે=જાણે લે દે=લે અને આપે વાહી=ઉસકુ, તેને ગમ=ખબર

૪ સર્વ કાર્ય સ્વસ્થ, શાંત અને અદુષ્ટ ચિત્તથી કરવા ( મનોગુપ્તિ )
૫ મિથ્યા વાણીનો ઉચ્ચાર ન કરવો, વચનને અદુષ્ટપણે પ્રવર્તાવવાં તત્ત્વાર્થ પ્રથમા ૪૨ દોષ રહિત આહારપાણી સંયમસાધન માટે લેવા એને પાંચમી ભાવના કહી છે

## બીજા મહાવ્રતની પાંચ ભાવના

૧ હાસ્યનો ત્યાગ કરી સત્ય ભાષણ કરવું
૨ જ્ઞાનપૂર્વક વિચાર કરી ભાષણ કરવું
૩ ક્રોધની નિવૃત્તિ કરી સત્ય ભાષણ કરવું
૪ લોભનો ત્યાગ કરી સત્ય વચન બોલવું
૫ ભયનો ત્યાગ કરી સાચી વાણી બોલવી

## ત્રીજા મહાવ્રતની પાંચ ભાવના

૧ સ્વયમેવ યાચના કરવી
૨ આજ્ઞા મેળવી તેને બરાબર સાંભળી વસ્તુ લેવી.
૩ વારવાર અવગ્રહની યાચના કરવી
૪ ગુરુ અને અન્ય સાધુની આજ્ઞા લઈ ભોજન, જલ પ્રાશનાદિ કરવાં
૫ તત્રસ્થિત સંવિજ્ઞ સાધુની અનુજ્ઞા લઈ ક્ષેત્રાવગ્રહ કરવો, અન્યથા નહિ

## ચોથા મહાવ્રતની પાંચ ભાવના

૧ અતિમાત્રા અને વધારે સ્નિગ્ધ આહાર ન કરવો પરિમિત આહાર કરવો
૨ શરીરની વિભૂષા કોઈ પણ પ્રકારે કરવી નહિ
૩ સ્ત્રીનાં અંગો ઇચ્છાપૂર્વક જોવા નહિ, તેને અવલોકવા નહિ
૪ સ્ત્રી નપુંસક અને પશુવાળા ઘર આસન અને ભીંતનો આતરો પણ છોડવો
૫ સ્ત્રી સંબંધી સરાગ કથા કરવી નહિ અને પહેલાની ક્રીડા સંભારવી નહિ

## પાંચમા મહાવ્રતની પાંચ ભાવના

૧ સ્પર્શના વિષયને પ્રાપ્ત કરી તેનું આસેવન ગૃદ્ધિપૂર્વક કરવું નહિ, કે તેની ઉપર અમનોજ્ઞતાને લીધે દ્વેષ પણ કરવો નહિ
૨ રસના વિષયો પર પ્રેમ કે દ્વેષ લાવવો નહિ
૩ ઘ્રાણના વિષયોનું ઇષ્ટ અનિષ્ટ પરિણામ વિચારી તેમા આસક્ત કે દ્વિષ્ટ થવું નહિ
૪ ચક્ષુના વિષયો પર રાગ દ્વેષ ધારણ કરવો નહિ
૫ શ્રોત્રના વિષયો તરફ આકર્ષણ કે ઉદ્વિગ્નપણું થવા દેવું નહિ

એવી રીતે તપના પચાસ* ભેદ થાય છે જે નીચે ફુટનોટમાં દર્શાવ્યા છે

આ મારો સંયમરૂપ બાળક આવી રીતે પાંચ, પચીશ, પચાસ વચનો પણ બોલે છે અને તેના તે સર્વ વચનો આનંદ આપનારા છે વળી તે ઉપરાંત ચરણસિત્તરી તથા કરણસિત્તરીના સીત્તેર સીત્તેર બોલ પણ તે બોલે છે. ( આ બોલ જાણવાની ઈચ્છાવાળાએ પ્રવચનસારોદ્ધાર ગ્રંથનું છાસઠમું તથા સડસઠમું દ્વાર જોવું ). હે આનંદઘન પ્રભુ ! એ સંયમ તમારો સેવક છે, તમારાથી જ તેની ઉત્પત્તિ છે, આપ( પ્રભુ ) તેને બતાવો છો, આપના આગમથી જ તે જણાય છે

વળી તે બાળક આપશ્રીને કહે છે કે–હે પ્રભુ ! તમે જન્મ જન્મમાં મારા સગા છો, સગા રહેજો, તમારી સાથેનું સગપણ કાયમ રહેજો

આવી રીતે પ્રભુ સાથે સંયમને સગપણ છે તે વાત તાજી કરી, બાળ ચેતનજી પોતાને કોઇ મારે છે એ વાતની પ્રભુ પાસે ફરિયાદ કરે છે અને પ્રભુનો આશ્રય માગે છે.

---

## પદ અઢારમું

રાગ–માલકોશ, ગોડી રાગણી

**रीसानी आप मनावो रे, प्यारे बीच वसीठ न फेर; रिसानी०**
**सोदा अगम हे प्रेमकारे, *परख न बूझें कोय;**
**ले दे वाही गम पडे प्यारे, और दलाल न होय. रिसानी० १**

---

* **તપના ૫૦ ભેદો**—૧ યાવત્કથક, ૨ ઈત્વરતપ ૩ બાહ્યઉનોદરી, ૪ અભ્યંતરઉનોદરી, ૫ દ્રવ્યતપવૃત્તિસંક્ષેપ, ૬ ક્ષેત્રતપવૃત્તિસંક્ષેપ, ૭ કાલતપવૃત્તિસંક્ષેપ, ૮ ભાવતપવૃત્તિસંક્ષેપ, ૯ કાયક્લેશ, ૧૦ રસત્યાગ, ૧૧ ઈંદ્રિયકષાયયોગવિષયકસંલીનતા, ૧૨ સ્ત્રીપશુપંડકાદિવર્જિતસ્થાનઅવસ્થિત, ૧૩ આલોયણપ્રાયશ્ચિત્ત, ૧૪ પ્રતિક્રમણપ્રાયશ્ચિત્ત ૧૫ મિશ્રપ્રાયશ્ચિત્ત, ૧૬ વિવેકપ્રાયશ્ચિત્ત, ૧૭ કાયોત્સર્ગપ્રાયશ્ચિત્ત, ૧૮ તપ પ્રાયશ્ચિત્ત, ૧૯ છેદપ્રાયશ્ચિત્ત, ૨૦ મૂલપ્રાયશ્ચિત્ત, ૨૧ અનવસ્થિતપ્રાયશ્ચિત્ત, ૨૨ પારંચિયપ્રાયશ્ચિત્ત, ૨૩ જ્ઞાનવિનયરૂપ, ૨૪ દર્શનવિનયરૂપ, ૨૫ ચારિત્રવિનયરૂપ, ૨૬ મનોવિનયરૂપ, ૨૭ વચનવિનયરૂપ, ૨૮ કાયવિનયરૂપ, ૨૯ ઉપચારવિનયરૂપ, ૩૦ આચાર્યવૈયાવચ્ચ, ૩૧ ઉપાધ્યાયવૈયાવચ્ચ, ૩૨ સાધુવૈયાવચ્ચ, ૩૩ તપસ્વીવૈયાવચ્ચ, ૩૪ લઘુશિષ્યાદિકવૈયાવચ્ચ, ૩૫ ગ્લાનસાધુવૈયાવચ્ચ, ૩૬ શ્રમણોપાસકવૈયાવચ્ચ, ૩૭ સંઘવૈયાવચ્ચ, ૩૮ કુલવૈયાવચ્ચ, ૩૯ ગણવૈયાવચ્ચ, ૪૦ વાચના, ૪૧ પૃચ્છના, ૪૨ પરાવર્તના, ૪૩ અનુપ્રેક્ષા, ૪૪ ધર્મકથા, ૪૫ આર્તધ્યાનનિવૃત્ત, ૪૬ રૌદ્રધ્યાનનિવૃત્ત, ૪૭ ધર્મધ્યાનચિંતન, ૪૮ શુક્લધ્યાનચિંતન, ૪૯ બાહ્યકાયોત્સર્ગ અને ૫૦ અભ્યંતરકાયોત્સર્ગ

* પરિખ=' પરીક્ષા કરીને ' એવો પાઠાંતર છે

૧ રીસાની=રીસાયલી છે તેને મનાવો=સમજાવો બીચ્ચ=વચ્ચે વસીઠ=વિશિષ્ટ, ચોવટીઓ. નફેર=ફેરવો નહિ, લાવો નહિ સોદા=ખરીદી અગમ=ન સમજાય તેવા, ન જાણી શકાય તેવા પરખ=પરીક્ષા કરીને બૂઝે=જાણે લે દે=લે અને આપે. વાહી=ઉસકુ, તેને ગમ=ખબર

"રીસાયલી( શુદ્ધ ચેતના )ને તમે સમજાવો, વચ્ચે ચોવટીઓ ફેરવો નહિ પ્રેમની ખરીદી સમજાય ન પડે તેવી છે, પરીક્ષા કરીને જાણવાવાળા કોઈ નથી, ( જે ) આપે લે, તેને જ તેની ખબર પડે તેમ છે, બીજો કોઈ દલાલ સોદો કરી આપનાર સંભવતો નથી, હોતો નથી "

**ભાવ**—ચેતનજીને હવે જરા જરા ભાસ થયો છે કે–આ જીવનનો ઉદ્દેશ પૌદ્ગલિક પદાર્થોમા રાચવા માચવાનો નથી, પણ ઇંદ્રિયજન્ય વિષયસુખનો ત્યાગ કરી પોતાનુ ચેતનત્વ પ્રગટ કરવુ તે જ છે તેને જરા જરા સમજાયુ છે કે અત્યાર સુધી પોતે ખોટા માર્ગ પર હતો, કુલટા સ્ત્રીઓના પ્રેમમા હતો હવે જ્યારે ઉપશમ સમકિતનો તેને જરા ઝળકાટ થઈ ગયો, ગ્રંથિભેદ થયો, અંતરકરણ કરી મિથ્યાત્વના ત્રણ પુંજ કર્યા ત્યારે તેને સમજાયુ કે પોતાનુ વાસ્તવિક કાર્ય તો શુદ્ધ ચેતનાને પ્રગટ કરવી એ છે અને પછી તેની સાથે અવિનાશીની સેજડીએ સુઈ આનંદ કરવો એ પોતાનો સ્વભાવ છે આટલુ ભાન થયા પછી શુદ્ધ ચેતનાને મંદિરે જવાની ઇચ્છા થતા સુમતિ સાથે પોતે શુદ્ધ ચેતનાને પ્રગટ કરવાના ઉપાય સંબંધી વિચાર કરે છે સુમતિ આ તકનો લાભ લઈ શુદ્ધ ચેતના પ્રગટ કરવા સંબંધી કેટલીક હકીકત ચેતનજીને કહે છે તે પર આ હૃદયગાન છે

સુમતિ વાક્ય–અરે ચેતનજી ! મારા આધાર ! શુદ્ધ ચેતના તમારાથી રીસાયલી છે, તમારા પર ગુસ્સે થયેલી છે, તમારી સાથે ખીજાયલી છે, તેને તમે પોતે જ સમજાવો એને સમજાવવા માટે વચ્ચે ચોવટીઆને ફેરવો નહિ તમે જાણો છો કે એ સ્ત્રીનુ આર્યહૃદય છે એના અંતઃકરણમા આપને માટે બહુ રાગ છે, પણ આપે અનાદિ કાળથી તેને તરછોડી છે તેથી તેણે આપની સાથે રુસણા લીધાં છે, પણ આપ પોતે તેને મનાવશો તો કામ સિદ્ધ થશે તમે કોઈ પંચાત કરનારને વચ્ચે રાખવા ધારતા હો તો તે મારા વિચાર પ્રમાણે સારુ નથી આવી મહત્ત્વની બાબતમાં વચ્ચે વાત કરનારને રાખવાથી ઘણી વખત નુકશાન થાય છે, ગોટાળા થાય છે, એ તમે જાણો છો જો તમે ચોવટીઆને વચ્ચે રાખશો તે તમારો મેળ ખાશે નહિ તમારે પોતાને જ એ કામ કરવાનુ છે તેનાં ઘણા કારણો છે તેમાંનાં કેટલાંક કારણો નીચે બતાવુ છુ

બજારમા સોદો કરવો હોય ત્યારે ધણી પોતે સોદો બહુધા કરતા નથી પણ દલાલ માલની પરીક્ષા કરીને કિંમત લેનાર વેચનાર વચ્ચે ચોકસ કરાવી આપે છે અને સોદો બેસાડી આપે છે એ સામાન્ય અનુભવનો વિષય છે હે ચેતનજી ! તમારે સોદા કરવાનો છે તે પ્રેમનો છે, બજારુ વસ્તુનો નથી પ્રેમ એ સાધારણ રીતે અન્યથી પરખી શકાય તેવી વસ્તુ નથી; અંતઃકરણનો વિષય છે; માટે બહારના દલાલ તેની કિંમત કરી તેનો સોદો કરી આપે એમ માનતા નહિ જ્યારે ઉપર ઉપરનો મેળ કરી

આપવો હોય ત્યારે દૂતી દલાલ તેનું જોડાણ કરી આપે છે, પણ જ્યારે અંતરંગ વસ્તુની વાત આવી પડે છે ત્યારે દલાલનું એમા કાઇ ચાલી શકતુ નથી, કારણ કે એની પરીક્ષા પણ તેને થતી નથી. પ્રેમ આટલો છે, આવો છે, આ પ્રકારનો છે એ જ જ્યારે દલાલ જાણી શકે નહિ ત્યારે તેનો સોદો તે કેમ કરાવી શકે ? પ્રેમની કિંમત તો તેની જે આપ-લે કરે છે તેને જ હોય છે, તે જ સમજે છે કે પોતાના અંતઃકરણના ઊંડાણના ભાગમાં વાસ્તવિક પ્રેમ કેટલો છે અને મનોમન સાક્ષીભાવે સામાના અંત કરણમાં પોતા માટે કેટલો પ્રેમ છે તે પણ જાણી શકે છે, પણ દલાલ એમાંનુ કાંઈ જાણી શકતો નથી. પ્રેમ વાટે ઘાટે મળતો નથી, દોશીડાને હાટે વેચાતો નથી, એ તો અંત.કરણનો વિષય હોવાથી લેનાર તેમજ દેનાર જ તેની પરીક્ષા કરી શકે છે

આપના ઉપર શુદ્ધ ચેતનાનો પ્રેમ ખરેખરો છે એમ હુ ચોક્કસ જાણું છુ. વળી આપે તેના તરફ બેદરકારી રાખી છે અને તે પણ અનાદિ કાળથી-લાબા વખતથી રાખી છે માટે તમારી સાથે અત્યારે તે રીસાયલી છે, પણ તમે પોતે જ તેને સમજાવો. તમે સાંભળતા હતા ત્યારે દશમા પદમા શુદ્ધ ચેતના પોતે જ બોલી હતી કે ' કોઉ ન દૂતી દલાલ વિસીઠી, પારખી પ્રેમ ખરીદ બનાવે ' કોઈ એવો ચોવટીઓ કે દૂતી નથી કે જે પ્રેમની પરીક્ષા કરી તેનો સોદો ઉતારી આપે, માટે તમે પોતે જ શુદ્ધ ચેતનાને સમજાવો, મનાવો અને હુ તમને ખાત્રી આપુ છુ કે તમારુ કામ જરૂર પાર પડશે. વ્યવહારમા પણ પ્રેમનો સોદો થતો નથી વાસ્તવિક પ્રેમ ન હોય ત્યારે એવો ખ્યાલી ઉપર ઉપરનો વિવેક કરવો પડે છે સ્વાભાવિકતામા અને કૃત્રિમતામા ફેર છે. તે ધ્યાનમા રાખી આ પદનો ભાવ વિચારીએ તો અર્થ સ્ફુરે તેમ છે.

**दो बातां जीयकी करो रे, मेटो मनकी आंट;**
**तनकी तपत बूझाइए प्यारे, वचन सुधारस छाट. रिसानी० २**

" ( ચેતનાને મનાવવા માટે ) તમારે જીવના સબધમા બે વાત કરવી એક તો તમારા મનમાથી આટી કાઢી નાખો અને બીજુ પ્રભુના વચનામૃતરૂપ છાટણાવડે શરીરનો સતાપ બુઝાવી નાખો, ઓલવી નાખો. "

**ભાવ**—ચેતનાને મનાવવા માટે વચ્ચે દલાલ-ચોવટ કરનારનુ કામ નથી, એ બતાવી હવે તેને મનાવવાનો ઉપાય સુમતિ બતાવે છે હે ચેતનજી ! તમારે જો ચેતનાને મનાવવી હોય તો તમારા જીવના સબધમા બે વાત કરો, બે કામ કરો એ બે કામ કયા કયા છે, તે સ્પષ્ટ રીતે દર્શાવે છે

---

૨ દો=બે બાતા=વાતો, કામ, કરણી જીયકી=જીવની મેટો=મટાડી દો આંટ=ધુચ, આટી તનકી=શરીરની તપત=સતાપ બુઝાઈએ=મટાડીએ, ઓલવી નાખીએ છાટ=છાટણાવડે

એક તો તમારા મનમાંથી આંટી કાઢી નાખો જ્યાં પ્રેમ હોય ત્યાં આંટી નહિ અને જ્યાં આંટી હોય ત્યાં પ્રેમ નહિ, માટે તમારા મનમાં જે વળ હોય તે દૂર કરી નાખો તમારા મનમાં હજુ પરભાવરમણરૂપ આંટી છે, તમે હજુ તમારી પતિવ્રતા સ્ત્રી પર બરાબર પ્રેમ રાખવાનું શીખ્યા નથી, તમે હજુ જ્યારે ત્યારે માયામમતા વિગેરે વેશ્યાઓના મંદિરોમાં ભટક્યા કરો છો જો તમારે બરાબર પ્રેમ કરવો હોય, શુદ્ધ ચેતનાને તમારા હૃદયમંદિરમાં સ્થાન આપવું હોય તો પરભાવરમણ મૂકી દઇ એક નિષ્ઠાથી તેના પર શુદ્ધ પ્રેમ રાખો અને મનમાંથી આંટીઘુંટી કાઢી નાખો, દૂર કરો, ફેંકી દો

કોઇને મનાવવું હોય ત્યારે મિષ્ટ મિષ્ટ વચનોવડે તેને શાંત કરવાની જરૂર પડે છે તેના મનમાં જે સંતાપ હોય તે પ્રથમ વચન દ્વારા શાંત કરવો પડે છે, તેમ અહીં પણ સમજવું શુદ્ધ ચેતનાને મનાવવા માટે તમે ' હવે પછી હું આમ નહીં કરું, પૌદ્ગલિક ભાવમાં નહીં રમું ' ઇત્યાદિ મિષ્ટ વચનોવડે તેને શાંત કરો, એટલે તે તરત મનાશે સ્ત્રીજાતિ વિશ્વાસુ હોય છે તેથી પતિનાં વચનો પર વિશ્વાસ રાખી તરત મનાઈ જાય છે આ મૂળ અર્થ જણાય છે બીજો આવો અર્થ પણ થાય છે કે તમારા શરીરમાં જે વિષયકષાયજન્ય સંતાપ થયા કરે છે, તમને જે આતુરતા રહ્યા કરે છે તે મટાડી દો. મતલબ તમને બાહ્ય સુખ મેળવવાની જે આતુરતા છે તે દૂર કરો, શાંત કરો, એટલે આત્મસ્વરૂપને લાગતી અગ્નિ શાંત કરો રાગદ્વેષજન્ય સંતાપ તમારા શરીરમાં રહે છે તે દૂર કરો સંતાપ કેટલો અને કેવો થાય છે તે બરાબર અવલોકન કરવાથી જણાય તેમ છે એક વસ્તુ મેળવવાનો લાભ થાય, કીર્તિ મેળવવાની ઇચ્છા થાય, તેમ જ અન્ય મોહનીય કર્મના આવિર્ભાવો થાય ત્યારે માનસિક ક્ષોભ થવા ઉપરાંત શરીરમાં એક પ્રકારની ગરમી થઇ આવે છે જે બાહ્રિક દૃષ્ટિથી જણાશે સંતાપ એ અગ્નિ છે, એને શાંત પાડવાનો ઉપાય જળછંટકાવ છે, માટે રાગદ્વેષ રહિત વીતરાગ ભગવાનનાં વચનરૂપ અમૃતનો છંટકાવ કરવાથી સંતાપની શાંતિ થાય છે, અગ્નિ બુઝાઇ જાય છે આવી રીતે તીર્થંકરભાષિત વચનામૃતનો વરસાદ થશે ત્યારે મનની વ્યથા અને શરીરનો સંતાપ દૂર થશે અને તેમ થશે ત્યારે શુદ્ધ ચેતના જે અત્યારે તમારાથી રીસાણી છે તે મનાશે અને તમારા હૃદયમંદિરમાં આવી નિરંતર વાસ કરશે

ક્ષાયક સમકિત પ્રાપ્ત થયા પછી શુદ્ધ ચેતનાનો નિરંતર સંબંધ થાય છે તેને માટે શારીરિક અને માનસિક શુદ્ધિ કરો શુદ્ધ ચેતના પ્રગટ કરવા માટે પરભાવરમણ અને સ્વરૂપસંતાપરૂપ મન અને શરીરના વ્યાધિઓને આગમકથન અને તીર્થંકરના ઉપદેશરૂપ અમૃતછંટકાવથી શાંત પાડવા યોગ્ય છે

**नेक नजर निहालीए रे, उजर न कीजें नाथ;**
**तनक नजर मुजरे मिले प्यारे, अजर अमर सुख साथ. रिसानी० ३**

"હિતદૃષ્ટિથી જોઇએ અને હે પતિ! (કોઈની) ગરજ–દરકાર ન કરીએ જરા નજર કરવાથી અને મુજરો કરવાથી વૃદ્ધાવસ્થા અને મરણનાં દુ:ખ રહિત સુખ સાથે તે (શુદ્ધ ચેતના) મળે"

**ભાવ**—રીસાયલી શુદ્ધ ચેતનાને મનાવવાનો એક ઉપાય ઉપર જણાવ્યો. હવે બીજો ઉપાય અત્ર બતાવે છે. સર્વ જીવો તરફ હિતબુદ્ધિથી જુઓ. તમે વિચારો કે સર્વ જીવો સત્તાએ સિદ્ધ સમાન છે, પોતાના સરખા છે, પોતે પણ સિદ્ધ દશા પ્રયાસથી પ્રાપ્ત કરી શકે તેવો છે સત્તાગતે સર્વ જીવો પોતાના સરખા હોવાથી તમારી ફરજ છે કે તમારે તેને પોતાના મિત્ર સમજવા.

**'સર્વ મિત્ર કરી ચિંતવો સાહેલડી રે, કોઈ ન જાણે શત્રુ તો,**
**રાગ દ્વેષ એમ પરિહરી સાહેલડી રે, કીજે જન્મ પવિત્ર તો'**

મૈત્રીભાવ અતિ ઉત્તમ છે એમાં સર્વ જીવ તરફ મિત્રતા રાખવાનો–બંધુભાવ દેખાડવાનો ઉદ્દેશ છે એ સ્વધર્મી બંધુઓને કે દેશવાસી બંધુઓને જ મિત્ર તરીકે ચિંતવવા સમજાવે છે એમ નહિ પણ સર્વ મનુષ્યોને જ તે બંધુભાવે બતાવે છે. એથી પણ આગળ વધીને પંચેન્દ્રિય તિર્યંચ, વિકલેન્દ્રિય અને એકેન્દ્રિય જીવોને પણ બંધુબુદ્ધિએ બતાવે છે 'પરહિતચિંતા મૈત્રી' એ ભાવ એટલો આહ્‌લાદજનક છે કે એથી મનની આંટી અને શરીરનો સંતાપ જેના ઉપર અગાઉ વિવેચન કર્યું છે તે પણ શાંત પડતા જાય છે ચેતનજી! તમારે શુદ્ધ ચેતનાને જાગ્રત કરવી હોય તો આ મૈત્રીભાવ ધારણ કરવો, સર્વ તરફ હિતબુદ્ધિથી જોવું

નેકનજર એટલે મીઠી નજર અમીદૃષ્ટિ–શુભ દૃષ્ટિક્ષેપન પ્રભુને અને રાજાને આ જીવ નેકનજરથી પોતાની સામું જોવા વારવાર વિનંતિ કરે છે. મોટા માણસની નેકનજરથી કાર્ય સિદ્ધ થાય છે આવી નેકનજરથી સર્વ જીવ સામું જોવાની ટેવ પડે છે ત્યારે તેને સર્વનું શુભ કરવા ઇચ્છા થાય છે, પ્રબળ આંદોલનો તેને માટે મૂકે છે અને અન્ય તરફ જેવી ભાવના થાય તેવું પોતાનું કાર્ય સિદ્ધ થાય છે, એ અનિહત નિયમ છે **यादृशी भावना तादृशी सिद्धि** તદનુસાર આવી દૃષ્ટિરૂપ ભાવના રાખવાથી સ્વકાર્યની સિદ્ધિ પણ થાય છે

અને હે નાથ! તમારે સર્વ ઉપર નેકનજરથી જોવું, પણ તમારે કોઈની ગરજ

---

૩ નેક=હિત નિહાલીએ=જોઇએ ઉજર=ગરજ તનક=જરા મુજરે=મુજરો કરવો પડે. મિલે=મળી જશે અજર=ઘડપણ રહિત. અમર=મરણ રહિત

રાખવી નહિ હે પ્રભુ ! તમારે કોના બાપની સાડી બાર છે, તમારે કોની ગરજ છે, તમારે કોની દરકાર છે ? તમે તદ્દન બેદરકાર થઇ જાઓ. પૌદ્ગલિક વસ્તુમાત્રની આશા છોડી દ્યો, તે તમને હાનિકારક છે, ઉપકારક નથી વળી આ જીવ અન્યની આશા ઉપર અનેક કામો કરે છે, અન્યને ઘેર શ્વાન માફક ભટકે છે, મોટા માણસના મુખ સામુ જોયા કરે છે, વિગેરે બાબત પર અઠાવીશમા પદમાં વિવેચન થશે; પણ હે નાથ ! તમારે શામાટે કોઈની દરકાર રાખવી પડે છે ? તમારે જે જોઇએ તે તમારી પાસે છે, તમારી સાથે છે, તમારામા છે, તમારા જ રૂપ છે, માટે કોઇની દરકાર તમારે કરવી નહિ

એ પ્રમાણે સર્વ ઉપર નેકનજરથી જોશો અને પરની દરકાર મૂકી દેશો એટલે કાર્યસિદ્ધિ તરફ પ્રયાણ થશે ઉપરાત તમારે શુદ્ધ ચેતનાને મનાવવા માટે શુ કરવુ તે પણ હુ કહુ છુ ઉપર પ્રમાણેની સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી તમે શુદ્ધ ચેતના તરફ જરા નજર કરશો અને તેને મુજરો કરશો તો તે તમને આવીને મળશે—ભેટશે અને વળી તે એવી સારી રીતે મળશે કે સાથે તે અજર, અમર સુખ લેતી આવશે એટલે તે તમને મળ્યા પછી તમારે વૃદ્ધાવસ્થા અને મરણનુ દુ ખ હમેશને માટે મટી જશે સસારમાં ઘડપણનુ દુ ખ મોટુ છે અને વળી વારવાર મરણ પામવા અને જન્મ લેવા એ પણ એવી જ મહાઉપાધિ છે એ સર્વ પીડા નિરતરને માટે મટી જાય તેટલા માટે જેમ તમે રાજાનો મુજરો કરો છો ત્યારે તે તમારી સામે નજર કરે છે તેમ શુદ્ધ ચેતનાને મુજરો કરવાથી તમારી ભવની ભાવઠ ભાગી જશે કહેવાની મતલબ એ છે કે—નેકનજરે સર્વ પ્રાણીઓને જોવાથી અને તેઓની સ્થળ લાભ માટે દરકાર ન કરવાથી એક લહેરમા તમે મોક્ષ પ્રાપ્ત કરી શકશો

ઉપર ઉપરના શુભ જણાતા પણ કેવલ કીર્તિને માટે જ કરાતા કાર્યો વ્યવહારને અગે કરી તમે કાળ નિગમન કરી નાખો છો તે હવે છોડી દો અને શુદ્ધ ચેતનાને પ્રગટ કરવા પ્રબળ પુરુષાર્થ કરો જેમ કરવાથી તમારે નિરતરની ઉપાધિનો છેડો આવી જાય.

निशि अंधियारी* घन घटा रे, पाउ न वाटको फंद;
करुणा करो तो निरवहु प्यारे, देखु तुम मुखचंद रिसानी० ४

અધકારમય રાત્રિ છે, વાદળાની છાયા ( ફેલાયલી છે ) હે પ્રભુ ! રસ્તાના વિઘ્નો ન થાય એવી મારા પર કૃપા કરો તો હુ આવુ અને તમારા મુખચદ્રનુ દર્શન કરુ ”

* અંધિયારીને બદલે અંધારી એવો પાઠ છે

૪ નિશિ=રાત. અંધિયારી=અંધારવાળી. ઘન=વાદળાની ઘટા=છાયા. પાઉ નહિ=ન પામુ, ન મળે. વાટો=રસ્તાના ફંદ=વિઘ્નો નિરવહુ=આવુ દેખુ=દર્શન કરુ

**ભાવ**—આ પ્રકારે શુદ્ધ ચેતનાને મનાવવાની વાત અને તેમ કરવાના ઉપાય સુમતિએ ચેતનજીને કહ્યા ત્યારે આ ચેતન શુદ્ધ ચેતનાને મનાવવા કાંઈ ઉદ્યત થયો, તેથી તે પ્રથમ તો આનંદઘન પ્રભુને વિનતિ કરે છે-હે પ્રભુ ! એક તો સીહા અંધારી રાત્રિ છે અને વળી તેમાં સખત વાદળાં થયેલા છે, તેથી હુ રસ્તાના વિઘ્નો જોઇ શકતો નથી, પણ હવે આપ મારા ઉપર કૃપા કરીને કાંઈ એવુ કરો કે મને માર્ગનાં વિઘ્નો ન નડે અને આપશ્રીનું દર્શન થાય.

મોહરૂપ અંધકારમય રાત્રિ છે, તે સ્વભાવે અધારી છે, તેમાં સ્વયં પ્રકાશ પડતો નથી, અને ચંદ્રનો પણ :પ્રકાશ નથી, તે કૃષ્ણ પક્ષની રાત્રિ છે, તદુપરાત આકાશમાં ઘનઘટા વ્યાપી રહી છે. મોહરાત્રિ ચદ્રપ્રકાશ વગર અંધકારમય તો છે જ, તેમાં વળી વાદળા ચડી આવ્યા છે એટલે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીયરૂપ મેઘની ઘટા છવાઇ રહી છે તેથી તારાનો પ્રકાશ પણ પડતો નથી ઘણા જીવો કૃષ્ણપક્ષીઆ જ હોય છે. આવી સીહા અધારી રાતમા વાટે ચાલતાં અનેક વિઘ્નો આવી પડે છે, પગ જ્યાં ત્યાં અથડાય છે, કૂવા કે ખાડામાં પડી જવાય છે અને ચોરનો ભય લાગે છે. હે આનદઘન પ્રભુ ! મારા નાથ ! હવે તો આપ કાંઇ એવું કરો કે રસ્તાનુ મને કોઇ પણ પ્રકારનુ વિઘ્ન ન થાય અને હુ એકદમ તમારી તરફ ગમન કરીને તમારા મુખચદ્રનુ અવલોકન કરુ. પ્રભુદર્શન માટે જતા રસ્તામા પડી જવાય, લુટાઇ જવાય તો પ્રભુ સુધી પહોચી શકાતુ નથી અને પ્રભુદર્શન થતુ નથી, તેથી આનદઘન પ્રભુને વિનતિ કરે છે કે-હે નાથ ! મારે મારી શુદ્ધ ચેતનાને મનાવવી છે, તે કારણે જ આપ મહાત્માનુ દર્શન કરવા ઇચ્છા રાખુ છુ અને તે દ્વારા તેને મનાવવા ઈચ્છું છુ, તો હવે મારા માર્ગમા જે વિઘ્નો આવે તે દૂર કરી આપ મને આપના દર્શન કરાવો. આપના મુખચદ્રનુ દર્શન થતા મોહરાત્રિની અધકારમય સ્થિતિ અને જ્ઞાનાવરણીયાદિ ઘનઘટાનો નાશ થઇ જશે. જ્યા સુધી એમ ન બને ત્યા સુધી શુદ્ધ સ્વરૂપનુ મને ભાન થાય નહિ, ભાન થયા વિના શુદ્ધ ચેતના ઓળખાય નહિ અને ઓળખાયા વિના તેને મનાવાય નહિ, એટલા માટે પ્રભુમુખચદ્રના દર્શન સારુ ચેતનજી વિજ્ઞપ્તિ કરે છે.

**प्रेम जहां दुविधा नहि रे, *नहि ठकुराइत रेज;**
**आनंदघन प्रभु आई बीराजे, आपही समता सेज. रिसाणी० ५**

" જ્યા પ્રેમ હોય છે ત્યાં બે ભાવ હોતા નથી તેમ જ જરા પણ ખાલી ભપકો પણ હોતો નથી. આનદઘન પ્રભુ પોતે જાતે આવીને સમતાની સેજડીએ બિરાજમાન થાય છે "

* ' મેટકુરાહિત રાજ ' એવો પાઠાતર માત્ર ભીમશી માણેકવાળી બુકમા છે

૫ દુવિધા=દ્વિધા, બે ભાવ ઠકુરાઇત=ખોટો ભપકો રેજ=જરા પણ આઈ=આવીને આપહી=પોતે.

આ ગાથાનું બીજું પદ શ્રી મા. ની બુકમાં છપાયેલ છે તે અશુદ્ધ જણાય છે 'મેટકુરહિત રાજ' એમ છપાયેલ છે તે કોઈ પ્રતમાં નથી અત્ર પાઠ લખ્યો છે તે પ્રમાણે ચારે પ્રતમાં છે કુરહિત રાજ એટલે અન્યાયી રાજ્ય

ભાવ—જ્યાં પ્રેમ હોય ત્યાં ધોખો નહિ, બે પ્રકાર નહિ ઉપરથી દેખાડવાનું જૂદું અને વર્તન જૂદું એવા પ્રકારનો દ્વિભાવ પ્રેમમાં હોતો નથી, તેમ જ જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં ખાલી ભપકો હોતો નથી. પ્રેમમાં સંકલ્પવિકલ્પ હોતા નથી. મોક્ષ મેળવવાનો જો તમારા મનમાં પ્રેમ હોય તો પછી તેમાં કોઈ જાતની શંકા રાખો નહિ, બે ભાવ રાખો નહિ, ગોટા વાળો નહિ સંશયાત્મા વિનશ્યતિ એ તો જાણીતી વાત છે, માટે શુદ્ધ પ્રેમ તમને શુદ્ધ ચેતના ઉપર હોય તો પછી બીજા ગોટા વાળવા મૂકી દઈ એક નિષ્ઠા રાખો. સંશય રાખનારનું એક પણ કામ સિદ્ધ થતું નથી અને વળી ખાલી ભપકો મૂકી દો, પ્રેમમાં કાંઈ આડંબર કરવાની જરૂર નથી, એમાં કાંઈ પડકારો કરવો પડતો નથી; માટે તમે ગોટા વાળવા છોડી દો અને સંશય મૂકી દો આ પ્રમાણે થશે એટલે આનંદઘન પ્રભુ પોતે ચાલીને સમતાના મંદિરે પધારશે અને તેની સેજ ઉપર—તેના પલંગ ઉપર બિરાજશે. આનંદઘન પ્રભુ ઉપર તમને પ્રેમ થશે ત્યારે તે પણ દુવિધા—બે ભાવ રાખે તેવા નથી, તેઓ પોતે ચાલીને તમારા હૃદયમંદિરમાં રહેલ સુમતિની સેજડીએ બેસશે અને તમારામાં ને આનંદઘન પ્રભુમાં છેવટે કાંઈ પણ ભેદ રહેશે નહિ. આવી રીતે થશે એટલે રીસાયેલી શુદ્ધ ચેતના મનાઈ જશે

આ મનુષ્યજીવનનું કર્તવ્ય શુદ્ધ ચેતનાને મનાવવાનું છે જો સંસારચક્રનો પાર પામવો હોય, સંસારસમુદ્ર ઓળંગી જવો હોય, સંસારાટવી ઉતરી જવી હોય તો શુદ્ધ ચેતનાને પ્રાપ્ત કરવા—તેને પ્રગટ કરવાના કામમાં જોડાઈ જવું, તેને મનાવવાના બતાવેલા ઉપાયોનું સેવન કરવું અને તેને હૃદયમંદિરમાં સ્થાન આપવા દૃઢ નિશ્ચય કરવો જે જીવનું એ સાધ્ય હોય તેવા પુરુષોનું આ જીવન યોગ્ય છે; અન્યને તો ફેરા માત્ર છે

---

## *૫૯ ઓગણીસમું

રાગ—વેલાવલ

दुलह नारी तु मही बावरी, पिया जागे तु सोवे;
पिया चतुर हम निपट अग्यानी, न जानु क्या होवे! दुलह० १

---

* આ પદ કોઈ પણ પ્રતમાં જોવામાં આવતું નથી, માત્ર શ્રી ભીમસીંહ માણેકની બુકમાં છે કૃતિ આનંદઘનજીની હોય તેમ લાગતું નથી કારણ કે એ તો પદનો અર્થ કરતાં જણાશે, એ સિવાય ભાવ ભાષાનો ફેર છે બીજું પ્રથમ ગાથાની પંક્તિમાં વિશેષણ વિશેષ્ય વચ્ચે અઘટિત લાંબો આંતરો રહે છે ચોથું એ જ પદમાં ચેતન અને ચેતના સામસામી વાતો કરે એ આનંદઘનજીની સામાન્ય કૃતિને અનુ

"હે નારી ! તું બહુ બેવકૂફ છે, મળવા મુશ્કેલ એવા તારા પતિ જાગે છે અને તું સૂઈ જાય છે. (સ્ત્રી જવાબ આપે છે) પતિ નિપુણ છે અને હું તો તદ્દન અજ્ઞાની છું (તેથી) શું થાય છે તે હું જાણુતી નથી."

**ભાવ**-આ ચેતન અશુદ્ધ ક્રિયામા-દ્રવ્યક્રિયામા જાગતો છે, તે વિભાવદશામાં જાગ્રત રહે છે, સંસારના હેતુભૂત દ્રવ્ય, સ્ત્રી, પુત્રાદિકના મોહમા પડી રહી તેને અંગે જે ખટપટ કરવી પડે છે તેમા તે જાગતો રહે છે. અલબત, એની પતિવ્રતા સાધ્વી સ્ત્રી આવા પારકા ઘરે રખડનારા પતિ સાથે રીસાય તેમા નવાઇ નથી. એ કારણથી તે પતિ સન્મુખ જોતી નથી. ચેતનજીને હવે કાઇક સ્વરૂપજ્ઞાન થવા લાગ્યું છે તેથી શુદ્ધ ચેતનાને જાગ્રત કરવાની ઇચ્છા તેને થઇ છે, પણ તેને મેળવવા યોગ્ય પોતાનુ વર્તન થયું નથી. આવા પ્રસંગે ચેતન શુદ્ધ ચેતનાને ઉદ્દેશીને કહે છે.

હે ચેતના ! તું વારવાર તારા પતિની વાટ જુએ છે, તેના વિરહથી દુખી થાય છે, પણ હું પોતે તારો પતિ તને આજે કહું છુ તે તુ સાભળ. તું તદ્દન મૂર્ખ છો, બેવકૂફ છો, ગાડી છો. પતિમેળાપ અતિ દુર્લભ છે એમ તું જાણે છે, જીવની ચેતના શુદ્ધ થવી એ અતિ મુશ્કેલ કાર્ય છે, અનત ભવભ્રમણ કર્યા પછી અકામ નિર્જરા થાય ત્યારે જીવ નિગોદમાથી નીકળી ધીમે ધીમે ઊચો આવતો જાય છે અને છેવટે મહામુશ્કેલીએ મનુષ્ય-ભવ પામે છે, ત્યા પણ માર્ગાનુસારી ગુણો પ્રાપ્ત કરતા કેટલીક વાર બહુ કાળ નીકળી જાય છે એ પ્રમાણે અથડાતા પછડાતા કોઈ વખત અપૂર્વ અધ્યવસાયના નિમિત્તથી ગ્રથિભેદ થાય છે ત્યારે થોડા વખત સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે અને વળી તેને વમી દઈ આત્મધન ગુમાવી નાખે છે આવી દશામા પણ કેટલીક વાર અર્ધ પુદ્ગલપરાવર્ત જેટલો કાળ ગુમાવી નાખે છે અને તેના છેવટના ભાગમા શુદ્ધ ચેતના મહામુશ્કેલીએ પ્રાપ્ત કરે છે. આથી સામી બાજુની હકીકત બતાવી જીવ ચેતનાને કહે છે કે-હે ચેતના ! તું અતિ મૂર્ખ છો, આ તારો પતિ જે હુ તેની સાથે તારો મેળાપ થવો અતિ મુશ્કેલ છે એ તુ જાણે છે. હવે હું તારો પતિ આત્મા-ચેતનજી તો વિભાવદશામા જાગુ છું, દ્રવ્યક્રિયાદિ કરું છું અને વ્યવહારના સર્વ પ્રસગો અનુભવું છું. જીવમા ચારિત્રગુણ સ્વાભાવિક છે એ જાણીતી વાત છે એ ચારિત્રગુણ રમણભાવરૂપ સમજવો. સિદ્ધના જીવોમા પણ તે સ્થિરતારૂપે હોય છે, મિથ્યાત્વ અવસ્થામા જીવ તે ગુણને લઇને વિભાવદશામા રમણ કરે છે. જેટલા પૂરતો વિભાવ ઉઘાડો છે તેટલા પૂરતો સ્વભાવ બધ છે. રમણભાવ તો સર્વદા રહે છે, પણ

રૂપ નથી અને ચોથુ ભાષા આનદઘનજીના બીજા પદોથી વિલક્ષણ જણાય છે આ પદ ક્ષેપક હોય એમ મારું માનવુ છે

૧ દુલહ=દુખે મળી શકે તેવા, દુર્લભ તેનું વિશેષ્ય પિયા શબ્દ જે દ્વિતીય પક્તિમા આવે છે તે છે બડી=ભારે, મોટી બાવરી=ગાડી, બેવકૂફ પિયા=પતિ, ભરતાર નિપટ=તદ્દન અગ્યાની=અજાણી, અજ્ઞાની. હોવે-થાય છે

ભાવ—ઉપર પ્રમાણે શુદ્ધ ચેતનાએ ચેતનજીને કહ્યું તે હકીકત સાંભળી શુદ્ધ સ્વરૂપ આનંદઘન ચેતનજી બોલ્યા–હે પ્રિયા! હે ચેતના! તેં મને કહ્યું તે સર્વ વાત મે સાંભળી, તેથી હવે હું તારું દર્શન પ્રાપ્ત કરવા અને તારી સાથે રહેવાની પ્રબળ ઇચ્છાવાળો થયો છું અને મારી તે તૃષાને તું હવે તૃપ્ત કર. તું હાલ મારી સાથે અતર રાખી ઘુંમટો તાણીને ઊભી છે, મારાથી છેટી રહ્યા કરે છે તે તારી લાજ દૂર કર, જેથી હું તારું મુખ જોઉં અને તારું સ્વરૂપ વિચારું.

શુદ્ધ સ્વરૂપમા ચેતનજી આવે ત્યારે તેને શુદ્ધ ચેતનાને વરવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. તેથી શુદ્ધ સ્વરૂપમા આવતો આત્મા વિભાવદશારૂપ ઘુંમટો દૂર કરવા શુદ્ધ ચેતનાને કહે એ સમજાય તેવી હકીકત છે.

આ ટૂકા પદમા એક બહુ મુદ્દાની વાત કહી છે તે ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. શુદ્ધ ચેતના ચેતનજીને કહે છે કે–તમે જાગો છો કે ઊંઘો છો તેની મને સમજણ પડતી નથી. આ વાતમા બહુ રહસ્ય છે. આપણને કોઇ દિવસ એમ લાગતું નથી કે આપણે કામ કરતી વખત ઊંઘતા હોઇએ, પણ વાસ્તવિક વિચાર કરતા જણાશે કે પરભાવરમણમા આત્મિક દૃષ્ટિએ આપણે ઊંઘીએ જ છીએ જ્યાં સુધી આ નિદ્રાનો ત્યાગ કરવામા નહિ આવે, સ્વભાવરમણતા થઈ પરિણતિની નિર્મળતા થશે નહિ ત્યા સુધી આપણો સંસારચક્રનો છેડો આવવાનો નથી, એ સદેહ વગરની વાત છે ચાલુ માની લીધેલા વ્યવહારમાં જેમ લૌકિકમાં જવાની, કપડા આપવાની, આમત્રણો દેવાની બાબતમા બનતી જાગૃતિ રાખવામા આવે છે અને જે તેમ કરે નહિ તે હાસ્યાસ્પદ થાય છે તેમ આત્મિક વ્યવહારમા આપણે વેધ જાળવતા નથી, ધ્યાન આપતા નથી, જાગૃતિ રાખતા નથી, પરભાવમા ભમીએ છીએ, શુદ્ધ પરિણતિને તજીએ છીએ અને સાધનસાધ્યનો ગોટાળો કરીએ છીએ. એ દશા સુધારવાની જરૂર છે, એકદમ તે સબંધમા વિચાર કરવાની જરૂર છે અને ઉત્તમ જોગવાઇનો લાભ લેવાની અતિ જરૂર છે

---

## પદ વીસમુ

રાગ ગોડી, આશાવરી.

**आज सुहागन नारी, अवधू आज० मेरे नाथ आप सुध लीनी,**
**कीनी निज अंगचारी. अवधू० १**

"હે અવિનાશી ચેતનજી! હવે હુ સૌભાગ્યવતી નારી થઈ છુ. મારા નાથે પોતે મારી ખબર લીધી અને મને પોતાના અગની સેવા કરનારી દાસી બનાવી છે."

૧ આજ=હવે સુહાગન=સૌભાગ્યવતી અવધૂ=અવિનાશી આત્મા, વિશેષાર્થ માટે જુઓ પદ પાચમાની પહેલી ગાથા પર વિવેચન સુધ=ખબર લીની=લીધી નિજ=પોતાની અગચારી=અંગને સેવનારી દાસી

સ્વભાવમાં કે વિભાવમાં તેનું સ્થિત્યંતર થયા કરે છે ત્યારે હે ચેતના ! તારો પતિ હું વિભાવદશામાં જાગ્રત રહું છું અને તું ઉંઘ્યા કરે છે ત્યારે મારી અને તારી પ્રીતિ શી રીતે જામશે ? પતિ મંદિરે પધારે અને સ્ત્રી ઊંઘ્યા કરે તો પછી તેને પતિમેળાપનો લાભ શી રીતે મળે ? માટે હું તને કહું છું કે–ચેતના ! તું તદ્દન મૂખ સ્ત્રી છે, ગાંડી છે, જો તારે પતિનો મેળાપ કરવાની ઇચ્છા હોય તો તું પણ તેના પ્રમાણે વિભાવદશામાં જાગ્રત રહે અથવા પતિ જ્યારે જાગે છે ત્યારે તું ઊંઘે છે તે વાતનો ખુલાસો કર.

ઉપરના સવાલનો જવાબ આપતાં શુદ્ધ ચેતના કહે છે–પતિ ! મારા નાથ ! તમે તો વિભાવદશામાં ચતુર હશો એ વાત ખરી હશે, પણ હું તો એ વિભાવદશાથી તદ્દન અજાણી છું, એનું સ્વરૂપ ગમે તેવું હોય તેની સાથે મારે સંબંધ નથી, મારે તે જાણવાની દરકાર પણ નથી. આ પ્રમાણે હોવાથી મને તો ખબર પડતી નથી કે વાસ્તવિક રીતે તમે જાગો છો કે ઊંઘો છો. તમે એમ માનો છો કે તમે પોતે જાગો છો, પણ જે દશામાં તમે જાગો છો અને જેમાં તમે નિપુણ છો તે દશા અમારા વિચારક્ષેત્રની બહાર છે, તમે દ્રવ્યક્રિયા કરતા હો તે મારે જાણવાની આવશ્યકતા નથી, ભાવક્રિયા કે સ્વભાવદશામાં તમે જાગ્રત નથી એ તો સ્પષ્ટ જણાઈ આવે છે અને વિભાવમાં જાગ્રત હો કે નહિ તે જાણવાની મારે દરકાર નથી. શુદ્ધ ચેતનાપૂર્વક કરણી કરી હોય તે જ કરણી શુદ્ધ ચેતના જાણે છે, સ્વીકારે છે અને તે જ કરણી ચેતનાને શુદ્ધ કરતી જાય છે અને તે સિવાયનાં અન્ય કૃત્યો હું જાણતી નથી. મતલબ તે સર્વ કૃત્યો અલેખે જાય છે ફળ વગરનાં થાય છે હે પતિ ! આટલા ઉપરથી આપ જાગો છો કે નથી જાગતા તે હું જાણતી નથી.

તાત્પર્યાર્થ એ છે કે–વિભાવદશા અને શુદ્ધ ચેતના વિરોધી છે, પરસ્પર મેળ–સંબંધ વગરનાં છે એમ સમજવું એ જાણવા પૂરતા જ જ્ઞાન માટે સવાલ હોય તો શુદ્ધ ચેતના પોતાના સ્વરૂપમાં સ્થિત હોય ત્યારે વિભાવદશાને જાણતી જ નથી એમ કહી શકાય નહિ, અત્ર જે હકીકત છે તે અજાણપણાની છે અને તે આરસપરસ સંબંધ પૂરતી જ છે.

દુલહ શબ્દનો અર્થ સમીચીન કરવા માટે તેને 'પિયા'ના વિશેષણ તરીકે મૂક્યો છે એવી રીતે વિશેષણ અને વિશેષ્ય વચ્ચે લાંબુ અંતર રહે એમ ઘણા કવિઓની કૃતિમાં બને છે દુલહને નારીનું વિશેષણ પણ કરી શકાય છે, પણ આત્મા શુદ્ધ ચેતનાને એવા સ્વરૂપમાં સમજતો હોય એટલે સુધી તેનો વિકાસ હજુ થયો નથી.

आनदघन पिया दरस पियासें, खोल घुंघट मुख जोवे कुल० २

'આનંદનો રાશિ આપનાર હે પ્રિયા ! તારા દર્શનનો હું તૃષાતુર છું, તારી લાજ કાઢી નાખ, (જેથી) તારું મુખ જોઉં "

---

૨ પિયા=પ્રિયા શુદ્ધ ચેતના. દરસ=દર્શન દેખવું તે. પિયાસે=પિપાસુ, તૃષાતુર. ઘુંઘટ=ઘુમટો, લાજ

**ભાવ**—ઉપર પ્રમાણે શુદ્ધ ચેતનાએ ચેતનજીને કહ્યું તે હકીકત સાભળી શુદ્ધ સ્વરૂપ આનંદઘન ચેતનજી બોલ્યા–હે પ્રિયા! હે ચેતના! તેં મને કહ્યું તે સર્વ વાત મેં સાંભળી, તેથી હવે હું તારું દર્શન પ્રાપ્ત કરવા અને તારી સાથે રહેવાની પ્રબળ ઇચ્છાવાળો થયો છું અને મારી તે તૃષાને તું હવે તૃપ્ત કર. તું હાલ મારી સાથે અતર રાખી ઘુંમટો તાણીને ઊભી છે, મારાથી છેટી રહ્યા કરે છે તે તારી લાજ દૂર કર, જેથી હું તારું મુખ જોઉં અને તારુ સ્વરૂપ વિચારું.

શુદ્ધ સ્વરૂપમાં ચેતનજી આવે ત્યારે તેને શુદ્ધ ચેતનાને વરવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. તેથી શુદ્ધ સ્વરૂપમા આવતો આત્મા વિભાવદશારૂપ ઘુંમટો દૂર કરવા શુદ્ધ ચેતનાને કહે એ સમજાય તેવી હકીકત છે.

આ ટૂંકા પદમા એક બહુ મુદ્દાની વાત કહી છે તે ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. શુદ્ધ ચેતના ચેતનજીને કહે છે કે–તમે જાગો છો કે ઊંઘો છો તેની મને સમજણ પડતી નથી આ વાતમા બહુ રહસ્ય છે. આપણને કોઇ દિવસ એમ લાગતું નથી કે આપણે કામ કરતી વખત ઊંઘતા હોઇએ, પણ વાસ્તવિક વિચાર કરતાં જણાશે કે પરભાવરમણમા આત્મિક દૃષ્ટિએ આપણે ઊંઘીએ જ છીએ જ્યા સુધી આ નિદ્રાનો ત્યાગ કરવામા નહિ આવે, સ્વભાવરમણતા થઈ પરિણતિની નિર્મળતા થશે નહિ ત્યા સુધી આપણો સંસારચક્રનો છેડો આવવાનો નથી, એ સદેહ વગરની વાત છે. ચાલુ માની લીધેલા વ્યવહારમાં જેમ લૌકીકમાં જવાની, કપડા આપવાની, આમત્રણો દેવાની બાબતમા બનતી જાગૃતિ રાખવામાં આવે છે અને જે તેમ કરે નહિ તે હાસ્યાસ્પદ થાય છે તેમ આત્મિક વ્યવહારમા આપણે વેધ જાળવતા નથી, ધ્યાન આપતા નથી, જાગૃતિ રાખતા નથી, પરભાવમા ભમીએ છીએ, શુદ્ધ પરિણતિને તજીએ છીએ અને સાધનસાધ્યનો ગોટાળો કરીએ છીએ. એ દશા સુધારવાની જરૂર છે, એકદમ તે સંબંધમા વિચાર કરવાની જરૂર છે અને ઉત્તમ જોગવાઇનો લાભ લેવાની અતિ જરૂર છે

---

## પદ વીસમું

રાગ ગોડી આશાવરી

**आज सुहागन नारी, अवधू आज० मेरे नाथ आप सुध लीनी,**
**कीनी निज अंगचारी. अवधू० १**

"હે અવિનાશી ચેતનજી! હવે હું સૌભાગ્યવતી નારી થઈ છું. મારા નાથે પોતે મારી ખબર લીધી અને મને પોતાના અંગની સેવા કરનારી દાસી બનાવી છે."

૧ આજ=હવે સુહાગન=સૌભાગ્યવતી અવધૂ=અવિનાશી આત્મા, વિશેષાર્થ માટે જુઓ પદ પાચમાની પહેલી ગાથા પર વિવેચન સુધ=ખબર લીની=લીધી નિજ=પોતાની અગચારી=અંગને સેવનારી દાસી.

ભાવ—અનેક પ્રકારની શુદ્ધ ચેતનાની વિનતિ અને સેવાં સાભળીને આગાઉ જણાવ્યું તેમ તેના પતિ ચેતનજી તેને મંદિરે પધાર્યા અને તેની સેવા સ્વીકારી. એ વખતે શુદ્ધ ચેતનાના મુખમાંથી જે ઉદ્ગાર નીકળ્યા તે અત્ર બતાવે છે

હે ચેતનજી ! અવિનાશી નાથ ! તમે પોતે આજે મારી ખબર લીધી અને મારો અનાદિકાળથી તમારી સાથે વિરહ હતો, હુ વિરહાનળમાં બળી જતી હતી તેની આપે પોતે મારા મંદિરે પધારીને ખબર-અંતર પૂછી, તેની હકીકત જાણવા જિજ્ઞાસા બતાવી અને તેને તમારી પોતાની દાસી બનાવી, તેથી ખરેખર હવે હુ સૌભાગ્યવતી નારી થઈ છુ આપે આપણા વચ્ચે કોઈ ચોવટીઓ પણ રાખ્યો નથી, દૂતી દલાલની પણ જરૂરીઆત ધારી નથી અને આપ જાતે જ મારે મંદિરે પધારી મને આપના પ્રત્યક્ષ સેવનારી દાસી કુલવધૂ બનાવી છે તે મારુ અહોભાગ્ય છે અહો ! આજે મારા શિરછત્ર મુકુટમણિ પ્રાણનાથ મને મળ્યા, મારી પાસે આવ્યા, મારા મંદિરે પધાર્યા, તેથી મારુ અખંડ સૌભાગ્ય વૃદ્ધિ પામ્યુ હવે હુ તમારા અંગે અંગમાં-રમેરમમાં પ્રસરી જઈશ અને તમે શુદ્ધ ચેતનામય થવાથી મારામય થઈ જશો અને તેથી શુદ્ધ બની જઈ મમતા, માયા વિગેરે કુલટાઓને જરૂર ભૂલી જશો હુ સૌભાગ્યવતી તો ત્રણ કાળમાં છુ પણ આજે મારુ સૌભાગ્ય પ્રકટ થયુ, પ્રસિદ્ધ થયુ, જાહેર થયુ મારા નાથને મળવાના અનેક ઉપાયો હુ કરતી હતી તે આજે સફળ થયા અને મારી અભિલાષાઓ, ઇચ્છાઓ અને મનોરથો પૂર્ણ થયા.

> प्रेम प्रतीत राग रुचि रंगत, पहिरे जीनी सारी;
> महिंदी भक्ति रंगकी राची, भाव अंजन सुखकारी मयपू० ૭

"પ્રેમ, પ્રતીત, રાગ અને રુચિના રગની રગેલી ઝીણી સાડીને પહેરે છે, ભક્તિના રગની મેંદી ઊગી નીકળી અને ભાવરૂપ અજન અતિ સુખ આપનાર થયુ "

ભાવ—પતિ વિરહિણી સ્ત્રી શરીર પર શણગાર સજતી નથી, એકાંત જિંદગી ગુજારે છે અને પતિનુ સ્મરણ નિરતર કર્યા કરે છે એ સુપ્રસિદ્ધ હકીકત છે પણ પતિનો મેળાપ થતા સોળ શણગાર સજે છે એ સોળ શણગાર જુદા જુદા કવિઓએ જુદી જુદી રીતે વર્ણવ્યા છે એમા મુખ્યત્વે કરીને શરીરનાં આભૂષણોનો સમાવેશ થાય છે કાંબી, કડલા, નુપૂર પેનકુલ, કટિમેખલા મોહનમાળા બાજુબંધ, કંકણ સૌભાગ્યસૂચક ચૂડ, દામણી, કેશ બંધન એ આભૂષણો તથા આંખમાં આંજણ કપાળે તિલક મુખમાં તંબોળ, સેંથામાં સિંદૂર ગળામા ફુલનો હાર હાથે મેંદી પગે અળતો વિગેરે શણગારના પ્રકારો છે અને વસ્ત્રમાં સુંદર કમાસનો કમખો, ઝીણી ફુલવેલીવાળો ઘાઘરો અને ઝીણી સાડી એવા અનેક

૧ પ્રેમ-સ્નેહ, મન પ્રતીત-વિશ્વાસ, રાગ-રાગ, રુચિ-રાગ[illegible] રંગત-રગેલી પહિરે-પહેરે છે, જીની-ઝીણી સારી-સાડી મહિંદી-મેંદી રાચી-ઊગી નીકળી [illegible] અંજન-આંજણ

શણગારો વર્ણવ્યા છે. અત્ર ચેતનજી પોતાના મંદિરે પધાર્યા અને વિરહઅવસ્થા દૂર થઇ તેની ખુશાલીમા અને પતિને રંજન કરવા માટે શુદ્ધ ચેતનાએ પણ શણગાર સજ્યો તેનું વર્ણન કરે છે આ હકીકત વાચતા વિચારવું કે શણગાર પણ અધિકારવશાત્ હોય છે. ગામડાની ગોરી ભરવાડ જે નિરંતર કાળો સાડલો પહેરે છે તેને જેપુરી છાયલ અને ખોટી બંગડી શણગાર તુલ્ય ગણાય છે અને શેઠીઆની સ્ત્રીઓ જે નિરતર મલમલના છાયલ અને સોનાની બગડી પહેરે છે તેને સોનેરી સાડી અને હીરાની બંગડી શણગાર ગણાય છે. એથી આગળ વધીએ તો રાણીઓના શણગાર અને તેથી વધારે આત્મિક દશામાં આગળ વધતાં શુદ્ધ ચેતનાના શણગારમાં અવશ્ય સુધારોવધારો હોય છે. શુદ્ધ દશાના શણગારો વિશુદ્ધતર અને માનસિક જ હોય છે.

૧. કુલવધૂ શણગાર સજવામા ઝીણી સાડી પહેરે છે જેમાંથી સૌભાગ્યવતી સ્ત્રીનાં સુદર અવયવો દેખાય છે અને તેના પર ચક્ષુને આકર્ષક રગ હોવાથી પતિને તે બહુ આનંદ આપે છે. અહીં શુદ્ધ ચેતનાએ ઝીણી સાડી પહેરી અને તેના પર પ્રેમ, પ્રતીત, રાગ અને રુચિના રગથી મિશ્ર કરેલો સુદર ખુલતો રગ ચડાવ્યો તદ્દન ધોળી સાડી તો હમેશા કેટલીક વિધવા પહેરે છે સધવા સ્ત્રી રગિત સાડી પહેરે છે અધિકાર પ્રમાણે શુદ્ધ ચેતનાએ જે સુદર સાડીનો શણગાર કર્યો તેના પર રગ પણ એવો જ આકર્ષક હતો અને તે રંગ પ્રેમ, પ્રતીત, રાગ અને રુચિથી મિશ્ર થયેલો હતો

'પ્રેમ' અતરંગ બહુમાન-જો દુનિયામા ખરેખરી કોઈ વસ્તુ હોય તો તે આ જ છે એવી અંતકરણની દૃઢ માન્યતા તેનું નામ પ્રેમ કહેવાય છે. સર્વ જતુ ઉપર બધુબુદ્ધિ, પતિ તરફ શુદ્ધ હૃદયની અનુસરણવૃત્તિ અને 'કાર્યેષુ મત્રી' એ શ્લોકમા પ્રસિદ્ધ થયેલ સર્વ અવસ્થા દર્શાવનાર ભાવને પ્રેમ કહે છે નિષ્કામ પ્રેમથી ત્રણ જગત્ વશ થાય છે.

'પ્રતીત'-વિશ્વાસ. વિચારણાપૂર્વક હેતુના જ્ઞાન સાથે તીર્થંકર મહારાજે જે હકીકત બતાવી છે તે સત્ય છે એવી અડગ શ્રદ્ધાને-આસ્થાને 'પ્રતીત' કહેવામા આવે છે. પ્રતીતિપૂર્વક જે શ્રદ્ધા થયેલી હોય તે એકદમ ખસી જતી નથી, ફરી જતી નથી, ડામાડોળ થઇ જતી નથી.

'રાગ' ગુરુ તથા દેવ તરફ પ્રત્યભિગમન "રાગ ન કરશો કોઇ જન કોઇશુ રે, ન રહેવાય તો કરજો મુનિશુ રે, ફણી જેમ મણિ વિષનો તેમ તેહો રે, રાગનુ ભેષજ સુજસ સનેહો રે" આવા પ્રકારનો રાગ જે નિરાગતાનુ કારણ છેવટે થાય છે તે.

'રુચિ' સ્વકર્તવ્યપૂર્તિકારક સમકિતરૂપ શ્રદ્ધા આ શબ્દ પ્રતીતની સાથે આવે છે તેથી અતીંદ્રિય વિષયોના સબધમા સમજવો વધારે ઉચિત લાગે છે

આવી રીતે પ્રેમ, પ્રતીત, રાગ અને રુચિના રગથી રગેલી સુદર ઝીણી સાડી ચેતના

પહેરે છે અને તેથી તેની શોભામાં બહુ વધારો થાય છે, તેનું શરીર બહુ ચિત્તાકર્ષક થાય છે અને ચેતનજીને તેના સંબંધથી વધારે વધારે આધ્યાત્મિક આનંદ થતો જાય છે

૨ નવોઢા સ્ત્રી પતિમિલન પ્રસંગે બીજા શણગારમાં હાથે મેંદી મૂકી તેને લાલ બનાવે છે તેવી રીતે શુદ્ધ ચેતનાએ પ્રભુભક્તિ અથવા પતિભક્તિરૂપ મેંદી હાથ પર મૂકી. શુદ્ધ અવસ્થામાં પ્રભુ અને પતિમાં કાંઈ ફેર નથી તેથી પતિભક્તિરૂપ મેંદી મૂકવી એમ કહેવું ઉચિત છે ભક્તિનો રંગ એવો અભિનવ છે કે તેની લયમાં પડેલા રાવણ વિગેરે અનેક જીવો સંસારને પવિત્ત કરી ગયા છે ભક્તિ પુષ્ટ આલંબન છે અને સાધનધર્મ તરીકે અતિ ઉપયોગી છે

૩ પતિશરણ સ્ત્રી પતિ જ્યારે પોતાને મંદિરે પધારે ત્યારે શણગાર સજતી વખતે આંખમાં આછું આછું અંજન આજે છે, ચોમેરો આંજે છે અને તે તેના સુંદર શ્વેત અવયવમાં એક અતિ આકર્ષક સૂક્ષ્મ કાળી રેખા પાડે છે; તેવી રીતે અહીં શુદ્ધ ચેતનાએ પતિને પ્રસન્ન કરવા ભાવઅંજન આંખમાં આંજ્યું શુભ પરિણતિરૂપ ભાવ જે આત્માને શાંતિ આપનાર છે અને હૃદયને સ્વાસ્થ્ય આપનાર છે તેરૂપ આંજણથી શુદ્ધ ચેતના પોતાની આંખો આંજીને ચેતનજી સન્મુખ હાજર થઈ ભાવ એ વિશિષ્ઠ ધર્મ છે, દાનાદિ ધર્મ સાથે રહી તેને સ્વાદિષ્ટ બનાવનાર છે અને ઉપર ઉપરનો ભાવ ભૂલાવી દઈ હૃદયમાં ઉતરી તન્મયતા કરાવનાર છે ભાવ અને ભક્તિ પર વિશેષ લખવા યોગ્ય છે પણ સ્થળસંકોચથી અત્ર તેમ કરવું બની શકે તેમ નથી.

આ ગાથામાં ત્રણ શૃંગાર બતાવ્યા ઝીણી સાડી હાથે મેંદી અને આંખમાં આંજણ એ આધ્યાત્મિક ભાવ શું બતાવે છે તે પણ સ્પષ્ટ રીતે મહાત્માએ બતાવી દીધું શુદ્ધ દશાના શણગાર પણ આવા અતિ ઉત્તમ હોય છે એના સંબંધમાં વિચાર કરતાં જે ભાવના મનમાં ઉત્પન્ન થાય છે તે અનિર્વચનીય છે પણ એનો ખ્યાલ કરવો અનુભવગમ્ય છે આવી સુંદરીના યોગમાં પડેલા ચેતનજી પછી કદિ પણ માયા, મમતાને સંભારે એ બનવું જ અશક્ય છે અહીં તારી દશા શું છે તે તું વિચાર. આવી ઉત્કૃષ્ટ શણગાર સજીને આનંદ કરનારી કુળવધૂ તારી સાથે ભેટવા તૈયાર છે એ વાત ભૂલી જઈશ નહિ.

सहज सुभाव चूरी मैं पेनी, थिरता कंकन भारी;
ध्यान उरवसी उरमें राखी, पिय गुनमाल आधारी अवधू० ३

' સહજ સ્વભાવરૂપ ચૂડી મેં પહેરી અને સ્થિરતારૂપ મૂલ્યવાન્ કંકણો મેં ધારણ કર્યાં ધ્યાનરૂપ વક્ષસ્થળે મને ખોળામાં રાખી અને પ્રીતમજીના ગુણની બનાવેલી માળા મેં (ગળામાં) ધારણ કરી "

---

૩ સુભાવ=સ્વભાવ. ચૂરી=ચૂડી હાથનાં આભરણ. મેં=મે પેની=પહેરી ભારી=મૂલ્યવાન. ઉરવસી= હૃદયની વસ્તુ, મોટી હાંસી. ઉરમે=ખોળામાં. પિય=પ્રીતમ, ચેતનજી આધારી=ધારણ કરી, પહેરી

**ભાવ**—શુદ્ધ ચેતનાએ પતિને મળતી વખતે જે શણુગાર સજ્યા તેનું કાંઇક સ્વરૂપ ઉપર બતાવ્યુ, વિશેષ સ્વરૂપ બતાવતા આગળ કહે છે કે—

૪ વ્યવહારુ કુળવધૂ પતિમેળાપ વખતે હાથમાં ચૂડીઓ પહેરે છે. પતિવિરહ વખતે સામાન્ય રીતે હાથમાં માત્ર એક સૌભાગ્યકકણુ જ રાખે છે, પણુ પતિનો મેળાપ થતા દેશરિવાજ પ્રમાણે હાથમા ઘણી ચૂડીઓ પહેરે છે. શુદ્ધ ચેતનાએ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગાદિ સ્વભાવરૂપ ચૂડીઓ પહેરી શુદ્ધ દશામાં શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે અને તેને બાહ્યાલકારની જરૂર રહેતી નથી, કારણુ તે બાહ્યાલકારથી પણુ અતિ કિમતી અ તરગ અલકાર છે આત્માના શુદ્ધ સ્વભાવમા તે અન ત ગુણો કિમતી ગણી શકાય તેમ છે અને તે પ્રત્યેક અલકારનું કાર્ય કરે છે કહેવાની મતલબ એ છે કે-શુદ્ધ ચેતના પ્રાપ્ત થવાથી ચેતનનો શુદ્ધ સ્વભાવ-તેનું નિર્દોષ સ્વરૂપ પ્રગટ થયુ.

૫. સૌભાગ્યવતી સ્ત્રી પતિને મળે છે ત્યારે ચૂડીઓ ઉપરાંત હાથમાં સોનાનાં કંકણુ પહેરે છે અહીં શુદ્ધ ચેતનાએ સ્થિરતારૂપ મૂલ્યવાન કકણુ ધારણુ કર્યાં. ચેતનાના સ્થિર પરિણામ અથવા અડગ પરિણામરૂપ જડાવ કકણુ જેને નાની અવાજ કરતી સોનાની ઘુઘરીઓ લટકાવી દીધી હોય છે તે શુદ્ધ ચેતનાએ ધારણુ કર્યા સ્થિરતા વગર ગુણુ ઠરતા નથી, મજા આપતા નથી અને સિદ્ધના જીવોને તો નિજ ગુણુરમણુતારૂપ સ્થિરતા એ જ ચારિત્ર હોય છે. મનનુ ચ ચળપણુ દૂર કરી વિક્ષોભનો ત્યાગ કરવો તેને સ્થિરતા કહેવામા આવે છે અને જ્યાં સુધી તેવી રીતે ચિત્ત-તુરગ પર લગામ આવતી નથી ત્યા સુધી શિવસાધન થઇ શકતુ નથી સ્થિરતાનુ વિશેષ સ્વરૂપ સમજવા માટે ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજીનુ ત્રીજુ સ્થિરતા અષ્ટક જોવું.

૬. શણુગારઅવસરે વડારણુ એટલે જે મોટી દાસી હોય છે તે સારા વસ્ત્રો પહેરી કુળવધૂને પોતાના ખોળામા લઇને પતિ સન્મુખ બેસે છે ઇદ્રાણીની સેવા કરનારી ઉર્વશી એક વડારણુ છે. અહીં ઉર્વશીરૂપ ધ્યાન-પ્રભુસ્વરૂપમા લયલીનતા શુદ્ધ ચેતનાને પોતાના ખોળામા લઇને બેસે છે એટલે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકત્રતા થાય છે, નિજ સ્વરૂપ અથવા આદર્શમય પ્રભુસ્વરૂપનુ ધ્યાન જ કર્તવ્ય મનાય છે અને તે સિવાય બીજી કોઈ પણુ વિભાવદશા તરફ અધ્યવસાયની પ્રવૃત્તિ થતી નથી ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ચચ્ચાર ભેદો, જેનુ સૂક્ષ્મ સ્વરૂપ યોગશાસ્ત્રમા શ્રીમાન્ હેમચદ્રાચાર્યે વિસ્તારથી બતાવ્યું છે તેમા જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ સસારદશાથી આ જીવ ઉપર ચડતો જાય છે અને વિભાવને દૂર મૂકતો જાય છે જૈન શાસ્ત્રકારે યોગને અગે ધ્યાનનુ સ્વરૂપ એવું ઉત્તમ રીતે બાધ્યુ છે કે મનને તદ્દન મારી નાખ્યા વગર ધ્યાનની પ્રગતિમા જ છેવટે પોતાનુ અક્ષય પદ ચેતન પ્રાપ્ત કરે છે. એના પછી

સમાધિની જે સ્થિતિ અન્ય યોગગ્રંથોમાં વર્ણવી છે તે આત્માનું વ્યક્તિત્વ દૂર કરનારી છે અને જૈન વ્યુત્ક્રાન્તિના નિયમ પ્રમાણે તે અસમીચીન છે એ સંબંધી વિવેચન સાતમા પદની છેલ્લી ગાથામાં થઈ ગયું છે

૭ સૌભાગ્યવતી સ્ત્રી ગળામાં ફૂલની માળા શણગારસમયે ધારણ કરે છે તેમ શુદ્ધ ચેતનાએ પતિના અનેક ગુણરૂપ પુષ્પોની બનાવેલી સુંદર માળા પોતાની કોટમાં ધારણ કરી પતિમાં જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનેક ગુણો છે તે ચેતનાએ ગળામાં ધારણ કર્યા અથવા ચેતનના ગુણરૂપ માળા પોતાની કોટમાં ધારણ કરી આ અને આ પદમાં બતાવેલા બીજા શણગાર ધારણ કરેલી શુદ્ધ ચેતના ચેતનજીને ભેટી પડી, એક રસ થઈ ગઈ તેથી ચેતનજી તદ્રૂપ થઈ ગયા એ હકીકત સર્વત્ર સમજી લેવી

> सुरत सिंदूर मांग रंग राती, निरते वेनी समारी;
> उपजी ज्योत उद्योत घट त्रिभुवन, आरसी केवल कारी अवधू० ४

"શુદ્ધ ઉપયોગરૂપ સિંદૂરનો રંગ સેંથામાં પૂરીને હું રક્ત થઈ છું અને બહુ હુશિયારીવડે નિરક્તતારૂપ અંબોડો વાળ્યો છે, જ્યોતિનો પ્રકાશ અંતરાત્મારૂપ ત્રણ ભુવનમાં પ્રગટી રહ્યો છે અને કેવળજ્ઞાનરૂપ આરીસો બનાવ્યો છે (હાથમાં લીધો છે)"

સુરત=શુદ્ધ ઉપયોગ, સ્મૃતિલોપ ન થતા હકીકત બરાબર સ્મરણમાં રહે તે માંગ=(સીમન્ત–સેંથી, સેંથો, કેશરચના. સીમન્ત અથવા સીમાન્ત શબ્દ કેશરચનાના અર્થમાં વપરાય છે આ શબ્દમાંથી સી અક્ષર ઉડી જઈ માન્તનો માગ થઈ ગયો. એટલા ઉપરથી માંગ એટલે સેંથો એ અર્થ તેનો થતો હોય એમ જણાય છે )

ભાવ—શુદ્ધ ચેતનાના શણગાર ગણાવતાં આગળ જણાવે છે કે—

૮ સૌભાગ્યવતી સ્ત્રી માથાના વાળ ઓળી તેનો સુંદર સેંથો પાડે છે અને તેમાં વળી વચ્ચે સિંદૂર પૂરે છે, એ શણગારનું એક ચિહ્ન છે અહીં શુદ્ધ ચેતના પોતાના ઓળેલા સેંથામાં શુદ્ધ ઉપયોગરૂપ સિંદૂરનો રંગ પૂરે છે સુરતનો અર્થ સંયોગસુખ પણ થાય છે, તેમાં રત શબ્દમાં રક્તતાના રંગનો જે આશય છે તે રહેવા દઈ શુદ્ધ ઉપયોગરૂપ રંગ પૂર્યો એવો આશય અત્ર નીકળે છે કહેવાની મતલબ એ છે કે–ચેતન અને શુદ્ધ ચેતનાનો જ્યારે સંયોગ થાય છે ત્યારે તેના મૂળગુણો પ્રગટ થાય છે અને તેમાં તે આસક્ત રહે છે અને તદ્રૂપ પોતે બને છે જ્ઞાનગુણ એ આત્માની શક્તિ છે અને જ્ઞાનોપયોગ તે શક્તિની વપરાશ છે શક્તિ જ્યાં સુધી અવ્યક્ત રૂપે રહે ત્યાં સુધી

---

૪ સુરત=આલિંગન અથવા શુદ્ધ ઉપયોગ. માંગ=સેંથો. રાતી=રક્ત, રંગીત. નિરતે=હુશિયારીથી સાવધાનપણે અને એકપક્ષમાં નિરક્તતારૂપ. વેની=વેણી, અંબોડો. સમારી=સુધારી, ગુંથી. ઉદ્યોત=પ્રકાશ. ઘટ=અંતરાત્મારૂપ. આરસી=આરસો. કેવળ=કેવળજ્ઞાનરૂપ. કારી=બનાવી.

તે અંદર પડી રહે છે તેને Potential energy કહે છે, એનો વ્યય થાય ત્યારે તેને ઉપયોગ કહેવામાં આવે છે, એ Kinetic energy છે.

૯ વળી શુદ્ધ ચેતનાએ અતિશય સાવધાનપણાવડે હુશિયારી વાપરીને અંબોડા-ધમ્મિલ વાળ્યો. શુદ્ધ ચેતનાનો ચોટલો-વેણીબંધ તે નિરક્તતારૂપ સમજવો. નિજ સ્વભાવમાં રક્ત રહેવું, અન્ય ભાવમાં ગમનાગમન ન કરવું એ નિરક્તતા છે. સ્ત્રીની સુઘડતા તેના ચોટલા ઉપરથી બહુ સારી રીતે જણાય છે, કુવડ સ્ત્રીઓના બાળની અસ્તવ્યસ્ત સ્થિતિ ઘણીવાર તેની બેદરકારી અથવા મૂર્ખતાનો પ્રત્યક્ષ ખ્યાલ આપે છે અહીં તો અંબોડાનો બંધ નિરક્તતારૂપ છે એટલે એમાંથી એક બાલ પણ આડોઅવળો ખસી શકતો નથી, તો પછી શુદ્ધ ચેતના કેટલી સુઘડ હશે એનો ખ્યાલ આવે એમાં તો જરા પણ નવાઈ નથી.

૧૦. શણગાર સજીને ઘણા કાળની વિરહી સ્ત્રી પતિઆગમનની રાહ જુએ છે ત્યારે ઘરમાં દીપમાળા કરવામાં આવે છે વિરહાવસ્થામાં એકાદ દીપક હોય છે અથવા અંધારું જ રાખવામાં આવે છે, પણ પતિમેળાપ પ્રસંગે તો દિવાળીની જેમ ઝાકઝમાળ કરવામાં આવે છે શુદ્ધ ચેતના પતિને મળતા આત્મતત્ત્વમાં જે પ્રકાશનો ઉદ્યોત થયો તે ત્રણ ભુવનમા પણ પડવા લાગ્યો. શુદ્ધ ચેતના પ્રગટ થતા લોકાલોકનું સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે, સમજાય છે, અનુભવાય છે; પ્રથમ જે સ્થિતિ સમજાણી નહોતી તે જાણે પ્રત્યક્ષ હોય તેમ દેખાય છે અને તેવી રીતે પદાર્થજ્ઞાન અને સંસારસ્વરૂપ સ્પષ્ટ જણાતાં જે ઝળઝળાટ ત્રણ ભુવનમા લાગે છે તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. સંસારનાં સર્વ બનાવો, સંબંધો, હકીકતો અને સ્વરૂપો પ્રગટ દેખાય છે અને તેના સંબંધમાં પ્રથમ જે મુશ્કેલી અને પડદો લાગતો હતો તે સર્વ દૂર ખસી જાય છે આ પ્રકાશ ત્રણ ભુવનમા જણાય છે પણ વાસ્તવિક રીતે તો તે પોતાના ઘટમા જ-હૃદયમા જ પડે છે. પ્રકાશ પાડનાર સૂર્ય પર જે આવરણ હતુ તે ઓછું થઇ જવાથી અથવા તદ્દન ખસી જવાથી સ્વયપ્રકાશ ઘટ પર પડે છે

૧૧. નવોઢા સુંદરી શણગાર સજી સ્વમુખ આરસીમાં જુએ છે અને બધી વાતે ઠાકઠીક કરી નાખે છે તેવી રીતે શુદ્ધ ચેતનાએ પોતાનુ મુખ જોવા માટે કેવળજ્ઞાનરૂપ આરીસો બનાવ્યો. ત્રણ ભુવનમા પ્રકાશ પાડનાર આ જ્ઞાનનુ માહાત્મ્ય કહી શકાય તેમ નથી. એથી સર્વ ભાવો, લોકાલોકનુ સ્વરૂપ પ્રત્યક્ષ દેખાય છે અને તેમાં કોઈ પણ સ્થિતિ, સત્તા, સમય કે અવસ્થાનો ભેદ ન રહેતાં અતીત, અનાગત અને વર્તમાન ભાવો એક સમયે દેખાય છે આવા કૈવલ્યસ્વરૂપમા દિવ્ય જ્ઞાનરૂપ આરીસામા ચેતના પોતાનુ સ્વરૂપ જુએ એટલે પછી એની પ્રબળ શાત મુખમુદ્રા પર ડાઘ કે બટ્ટાનો અવકાશ તો અસંભવિત જ છે. આખા શરીર પર સજેલો શણગાર આ આરીસામાં દેખાય

છે અને સર્વ રીતે સ્વરૂપસુંદરતાની પ્રતીત આ આરીસામાં જોવાથી થાય છે આવી રીતે સુંદર શણગાર ધારણ કરી અને તેની સરખાઈ કૈવલ્યઆરસીમા નિહાળી જ્યારે શુદ્ધ ચેતના તૈયાર થઈને બેસે અને પછી જ્યારે તેના મંદિરે ચેતનજી પધારે ત્યારે મેળાપસુખ કેવુ, કેટલુ અને કેવા પ્રકારનુ થતુ હશે તે કલ્પનાનો જ વિષય બની રહે છે.

उपजी धुनी अजपाकी अनहद, जितनगारे वारी;
झडी सदा आनन्दघन बरखत, बनमोर एकनतारी अवधू० ५

"અજલ્પ જાપનો ધ્વનિ ઉત્પન્ન થયો અને અનાહત નાદના વિજયડંકા બારણે (વાગવા માંડ્યા), પછી આનંદરાશિનો સદા વરસાદ વરસે છે અને જંગલના મયૂરો એકતારરૂપ થઈ જાય છે તેમ ભવ્ય વનના મયૂરો એકાગ્રતા ધારણ કરે છે"

ભાવ—૧૨ પતિમેળાપ થતા અરસ્પરસ આનંદવાર્તા કરી પતિપત્ની સમય નિર્ગમન કરે છે ત્યારે એક જાતનો આનંદધ્વનિ ઉછળે છે અને તેઓને કામોદ્દીપન કરનાર વીણા, વેણુ, મૃદંગ વગેરે વાજિંત્રો વાગતા હોય છે તેનો પણ ધ્વનિ ઉછળે છે એ વખતે આખી સૃષ્ટિમાં તેઓને આનંદ આનંદ લાગે છે અને જાણે જીવનમાં કોઈ પ્રકારનુ દુઃખ ન હોય, વિરહાવસ્થા ન હોય એમ ભાસ થાય છે ચેતનજી અને પતિવ્રતા શુદ્ધ ચેતનાનો મેળાપ થતા અજલ્પ જાપનો ધ્વનિ હૃદયમાંથી ઉઠે છે મુખેથી ઉચ્ચાર કર્યા વગર હૃદયમા 'સોહં સોહં'નો ધ્વનિ થાય છે અને તેનુ માધુર્ય એવુ લાગે છે કે તેમા ચેતનજી શુદ્ધ ચેતના સાથે આનંદમસ્ત રહે છે અને અગાઉની વિરહાવસ્થા ભૂલી જાય છે એ ધ્વનિ એવો સુંદર અને અપૂર્વ છે કે તેની પાસે મધુર વીણા કે વેણુનો ધ્વનિ કાંઈ ગણતરીમા નથી ચિદાનંદજી મહારાજ એ ધ્વનિ પર વિવેચન કરતા એક જગ્યાએ કહે છે કે,—

> સોહં સોહં સોહં સોહં સોહં સોહં રટના લગીરી;
> ઇંગલા પિંગલા સુખમના સાધકે, અરુણ પતીથી પ્રેમ પગીરી;
> વંકનાલ ખટ ચક્ર ભેદકે, દશમેં દ્વાર શુભ જ્યોતિ જગીરી. સોહં
>
> ખુલત કપાટ ઘાટ નિજ પાયો, જનમ જરા ભયભીતિ ભગીરી;
> કાચશકલ દે ચિંતામણિ લે, કુમતા કુટિલકુ સહજ ઠગીરી. સોહં
>
> વ્યાપક સકલ સ્વરૂપ લખ્યો ઇમ, જિમ નભમેં મગ લહત ખગીરી;
> ચિદાનંદ આનંદમય મૂરતિ નિરખ પ્રેમભર બુદ્ધિ થગીરી. સોહં

આ પદમા અજપા જાપની જ અતિ આનંદજનક સ્થિતિનો ખ્યાલ આપ્યો છે

૫ ધુની=ધ્વનિ અજપાકી=અજલ્પ જાપની અનહદ=અનાહત નાદરૂપ. જિતનગારે=વિજયડંકો. વારી=દ્વારે, બારણામાં ઝડી=અખંડ મેઘધારા બરખત=વરસે છે વનમોર=જંગલનો મોર, સંસારી મોરલા-જીવો. એકનતારી=એકતાર થઈ જાય છે, તેમાં ભળી જાય છે

કુમતાનો સંગ વર્જનીય બતાવ્યો છે અને આત્માનું ત્રણ લોકનું વ્યાપકપણું સૂચવ્યું છે તે ભાવ જોઈ, વિચારી, સમજી બુદ્ધિ તો અટકી પડે છે આ અજલ્પ જાપ ચાલે છે તે પ્રેમી પતિપ્રિયાની આનંદવાર્તાના ધ્વનિરૂપ શણગાર પર રૂપક સમજવો. આ જાપમા બહાર સાંભળી શકાય તેવો ( શ્રાવ્ય ) અવાજ થતો નથી પણ અંદર તેની લય ચાલે છે અનુભવ વગર અજપા જાપનુ સ્વરૂપ સમજાવવુ મુશ્કેલ છે.

૧૩ શણગારસમયે દરવાજા પર જિતનગારા—નોબત શરણાઇ વગાડવામાં આવે છે જે કામોદ્દીપક છે એ વિજયડંકાનો અવાજ કર્ણ ઉપર પડતાં પતિપત્ની વચ્ચે વિશેષ રતિક્રીડા ચાલે છે અને તેથી તેને શણગારવામાં આવેલ છે. શુદ્ધ ચેતના જેવી પતિપ્રેમી શુદ્ધ સાધ્વી સતીનો મેળાપ થતા ચેતનજીના કાનમાં અનાહત નાદ સોહં સોહંનો અવિશ્રાન્ત ઉચ્ચાર સંભળાય છે એ નાદ બ્રહ્મરંધ્રમાંથી ઉઠે છે અને એની સરખામણીમાં વાયોલીન, ફીડલ, હારમોનીયમ કે સારંગીનો અવાજ કાંઇ હિસાબમાં નથી ડંકાનો અવાજ અને અનાહત નાદનો અવાજ પ્રેમ વધારનાર છે, ફેર માત્ર એટલો જ છે કે વિજયડંકાનો અવાજ બહારથી કાન સાથે અથડાય છે જ્યારે અનાહત નાદ અંતરાત્માથી ઉઠે છે આ અનાહત નાદ અને અજપા જાપનુ વિશેષ સ્વરૂપ યોગના ગ્રંથોથી જાણવા—સમજવા યોગ્ય છે

૧૪ વરસાદની ધારા ચાલતી હોય, સાથે વિજયડંકા વાગતા હોય અને તેનો નાદ આવ્યા કરતો હોય ત્યારે પતિપત્નીના આનંદમા વિશેષ વધારો થાય છે અને તેવો કૃત્રિમ વરસાદ લાવવા માટે મહેલોમા યાંત્રિક ગોઠવણ પણ રાખવામા આવે છે અહીં શુદ્ધ ચેતના અને ચેતનજીના મેળાપ વખતે તો તેઓના અધિકાર પ્રમાણે આનંદરૂપ વરસાદ વરસ્યા જ કરે છે, અને સાથે અજપા જાપ ચાલે છે અને અનાહત નાદના અવાજ ઉઠ્યા કરે છે આનંદનો વરસાદ પણ સાધારણ રીતે ઉઠે છે એમ નહિ પણ અખંડ ધારા ચાલ્યા કરે છે, અને આપણે જેને ઝડીનો વરસાદ કહીએ છીએ તેવો ચાલે છે આવી રીતે આનંદજળની જ્યા રેલછેલ થઇ રહી હોય ત્યાં પછી મૂળગુણરૂપ છોડવાઓ વિકસ્વર થઇ અનેક પ્રકારના ફળ, પુષ્પ કે ધાન્ય આપે એ તેનું તદ્દન સ્વાભાવિક પરિણામ છે

૧૫ શૃંગારસમયે વરસાદ વરસતો હોય તેમા વળી મોર ટહુકા કરે ત્યારે આનંદની પરિસમાપ્તિ થઇ જાય છે અહી ભવ્ય વનવાસી મયૂરો એટલે સંસારી ભવ્ય પ્રાણીઓ એકતાર દૃષ્ટિથી જોઇ રહ્યા છે, આનંદથી ટહુકા કરે છે કે—અહો ! આ ચેતના અને ચેતનજીનો મેળાપ કેવો સુંદર થયો છે ! આવા આનંદ—વરસાદમા ન્હાવાનો અમને પ્રસંગ આવ્યો પણ તે અમારુ અહોભાગ્ય છે ! દેશનારૂપ વરસાદ વરસે તે વખતે મયૂરના ટહુકા પેઠે ભવ્ય જીવો હરખાઇ જાય છે અને એકતાર થઇ રહે છે આનંદની

અત્ર પરિસમાપ્તિ થાય છે, સુખની અત્ર પરિસીમા આવે છે અને આનંદાબ્ધિનો એક વિભાગ પણ અત્ર ઓછો રહેતો નથી, સમુદ્રનો એકેએક તરંગ સુખાનુભવ આપી દે છે

૧૬ બીજી ગાથાના અર્થમાં પ્રથમ અને બીજું પદ જુદું પાડી પ્રેમપ્રતીત રાગરુચિવડે શરીર રંગવારૂપ જુદો શણગાર અને ઝીણી સાડી પહેરવારૂપ જુદો શૃંગાર એમ અર્થ કરીએ તો સોળ શણગાર પૂરા થાય છે. શરીર ઉપર ચંદનાદિ લગાડવારૂપ અથવા સ્તનાદિ ઉપર ચિત્ર કરવારૂપ શણગાર ઘણી જગ્યાએ વર્ણવેલ છે* વળી દરેક શણગાર અનેક પદમાં લખ્યા છે તેમ ત્યાં પણ થવું જ જોઈએ તેથી વિચારી સુજ્ઞ વાંચનારે યોગ્ય અર્થ ઘટાવવો

આ સોળ શણગારની કલ્પના મેં કરી છે, તેમાં કાંઈક નવીનતા લાગશે, કારણ પ્રસ્તુત રીતે શણગારો જુદી રીતે ગણાય છે, પણ તેની ગણતરી કરવાની એકસરખી પદ્ધતિ ન હોવાથી તે સંબંધમાં કોઈ નિર્ણય નથી અત્ર લોકરુચિને પસંદ આવે તેવી રીતે આ પદમાં રૂપકો સ્પષ્ટ રીતે વાપર્યાં છે અને તેને ઘટાવવા યત્ન કર્યો છે×

---

## પદ એકવીસમું

રાગ ગોડી

निशानी कहा बताबुं रे, तेरो[†] अगम अगोचर रूप निशानी॰
रूपी कहुं तो कछु नहि रे, बंधे कैसे अरूप ?
रूपारूपी जो कहुं प्यारे, ऐसें न सिद्ध अनूप निशानी॰ १

---

* જુઓ જંબૂસ્વામીનો રાસ આવરેલે પોતાની સ્ત્રી નાગીલાને અર્ધ મંડિતાવસ્થામાં છોડી દીધી હતી ત્યાં આ શૃંગાર બતાવેલ છે

× મારી પાસે પદની જે પ્રતો આવી છે તેમાંથી કોઈ પ્રતમાં આ પદ નથી તેથી આ પદને આનંદઘનજીનું પોતાનું બનાવેલું સમજવું કે ક્ષેપક તરીકે સમજવું તે સંબંધી એક પ્રશ્ન થાય છે આવી નતનાં પદો આનંદઘનજીએ લખ્યા છે તેથી શૃંગારની વાત પર રૂપક ન કરે એ તો સંભવિત લાગતું નથી. આ સંબંધમાં વિશેષ વિવેચન ઉપોદ્ઘાતમાં કર્યું છે અને ક્ષેપક પદો માટે ત્યાં જે વિચાર બતાવ્યો છે તે અત્ર પ્રસ્તુત છે આ પદને અંગે ખાસ વિચાર કરવા યોગ્ય હોય તો તે એ જ છે કે આનંદઘનજીની લેખનપદ્ધતિ અને આચરણીને બરાબર મળતો આ પદનો વિષય છે તેથી તેને ક્ષેપક કહેતાં પહેલાં કેટલોક વિચાર કરવો ઉચિત છે અને બીજી પ્રતોમાં તે આવેલ નથી તેથી પ્રથમ ક્ષેપક હોય એવો ખ્યાલ થાય છે પદમાં જે અધ્યાત્મિક અને રસાત્મકપણું છે તે આનંદઘનજીની ભાષા સાથે આબેહૂબ મળતું આવે છે આથી આ પદને વિવાદાત્મક વિભાગમાં મૂકવું ઉચિત ગણાશે.

† ઘણી પ્રતોમાં વચન અગોચરરૂપ એવો પાઠ છે તારું રૂપ વચનથી સમજી ન શકાય તેવું છે એમ અર્થ થાય છે

૧ નિશાની=ઓળખ કહ્યું અગમ=ન જાણી શકાય તેવું અગોચર=ન સમજી શકાય તેવું કછુ=કાંઈ બંધે=બંધાય. કૈસે=કેવી રીતે. રૂપારૂપી=કાંઈક રૂપી અને કાંઈક અરૂપી. ઐસેં=એવા. અનૂપ=જેની ઉપમા આપી શકાય નહિ તેવા.

"એની નિશાની-ઓળું શું બતાવું ? તારું રૂપ ન જાણી શકાય તેવું અને ન સમજી શકાય તેવુ છે. જો (તુ) રૂપી છે એમ કહુ તો કાંઈ છે જ નહિ, અરૂપી હોય તો તે કેવી રીતે બધાય ? અને જો કાઇક રૂપી અને કાંઇક અરૂપી (રૂપારૂપી) કહું તો હે પ્યારા ! અનુપમ સિદ્ધ(ના જીવો) એવા નથી."

**ભાવ**—ઉપર જણાવ્યું તેમ સર્વ શણગાર સજીને શુદ્ધ ચેતના ચેતનજી પાસે આવી, બન્નેનો મેળાપ થયો અને પ્રેમ બંધાયો; છેવટે શુદ્ધ ચેતના અને ચેતનજી એક રૂપ થયા, તે વખતે જે એનું રૂપ થયું તેનું વર્ણન થઈ શકે તેવું નથી. તે હકીકત અત્ર બતાવવા સાથે તે પણ બતાવશે કે એ ચેતનજી સર્વ આશ્ચર્યનું ધામ છે અને તેના સબંધી વિચાર કરવો અને તેનું સ્વરૂપ સમજવું એ બહુ મુશ્કેલ છે. કોઇ કોઇ અજાણ્યો માણસ આત્માનું સ્વરૂપ પૂછતો હોય તેને જવાબ આપવારૂપ આત્માને ઉદ્દેશીને રચાયલું આ પદ છે, તેમાં બહુ સૂક્ષ્મ હકીકત બતાવી છે તે સમજવા યોગ્ય છે.

હે ચેતનજી ! તારુ રૂપ જાણવુ અને સમજવું બહુ મુશ્કેલ છે મને કોઇ પૂછે છે કે ચેતનજી કેવા છે ? તેના જવાબમાં હુ શું કહું ? તે આવો છે, આના જેવો છે એમ મારાથી કેવી રીતે કહી શકાય ? કારણ કે જે વસ્તુની સાથે તમારી સરખામણી કરવા ચાહું તે વસ્તુ તો પૌદ્ગલિક હોય અને પૌદ્ગલિક વસ્તુ સાથે તમારી સરખામણી ઘટી શકે નહિ આથી જેની સાથે સરખાવી શકાય તેવી કોઇ વસ્તુ આ જગત્મા મળવી અશક્ય છે, કારણ તે સર્વથી ચેતન તદ્દન ભિન્ન છે ત્યારે હવે કોઇ કોઇ વિશેષણો આપવાથી તેનુ સ્વરૂપ સમજવામા આવે તો વિચાર કરીએ હે ચેતન ! તારું સ્વરૂપ જાણવુ અથવા સમજવુ મુશ્કેલ છે અને જણાય તો વચનના વિષયમાં આવવુ મુશ્કેલ છે. આ પ્રમાણે હોવાથી સંસારી જીવો આત્માનું સ્વરૂપ બરાબર જાણી શકતા નથી અને તેથી તે અગમ્ય છે અને કેવળજ્ઞાની તેનુ સ્વરૂપ દિવ્ય જ્ઞાનથી બરાબર જાણે છે તે તેને સંપૂર્ણ રીતે વચનદ્વારા કહી શકતા નથી, તે વચન અગોચર છે અથવા તેને સમજવું પણ મુશ્કેલ છે તેથી તે અગોચર છે.

સામાન્યપણે રૂપી દ્રવ્યમા પાચ વર્ણ, બે ગધ, પાચ રસ, આઠ સ્પર્શ અને પાચ આકાર એ પ્રત્યેકમાંથી એક અથવા વધારે હોય છે, રૂપી દ્રવ્યની વ્યાખ્યા જ એ છે કે જેને વર્ણ, ગધ, રસ, સ્પર્શ અને સસ્થાન હોય આત્માને જ્યારે તેનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થાય ત્યારે શરીર ન હોવાથી તેને વર્ણ, ગધ, રસ, સ્પર્શ કે સસ્થાન કાંઈ હોતુ નથી તેથી આત્માને રૂપી કહી શકાય નહિ, કારણ કે રૂપી તરીકે તેનામા જે ગુણો-ધર્મો હોવા જોઇએ તે તેનામા બીલકુલ નથી

હવે જો આત્માને અરૂપી કહેવામા આવે તો તેમા પણ વિરોધ આવે છે. જે વસ્તુ અરૂપી હોય તે રૂપી વસ્તુથી બધાય નહિ અને આત્મા તો સસારાવસ્થામાં

હોય ત્યાં કર્મથી બધાય છે તે રૂપી દ્રવ્ય છે, પૌદ્ગલિક પદાર્થ છે આ પ્રમાણે હોવાથી આત્માને અરૂપીનું વિશેષણ પણ સંપૂર્ણ રીતે લાગુ પડી શકે નહિ

ત્યારે તારી નિશાની બતાવવા કે ચેતનજી ! હું તને રૂપારૂપી કહું એટલે અમુક અંશે રૂપી અને અમુક અંશે અરૂપી એમ કહું તો તેમાં પણ વિરોધ આવે છે સિદ્ધ ભગવાન આઠ કર્મથી રહિત, નિજ સ્વરૂપસ્થિત, અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રમાં રમણ કરનાર અને જન્મ, જરા, મરણના દુઃખથી રહિત છે તેમને આ રૂપારૂપીનું વિશેષણ લાગુ પડતું નથી સિદ્ધદશામાં આત્મા અરૂપી છે તેથી તેને રૂપારૂપીપણું ઘટતું નથી. એ પ્રમાણે હોવાથી આત્માને રૂપી, અરૂપી કે રૂપારૂપી કેવો કહેવો તે વાતની મોટી મુશ્કેલી આવે છે અહો ચેતન ! તારું સ્વરૂપ તો કોઈ વિલક્ષણ જણાય છે, અને જાણવું ને સમજવું તે બહુ અસાધારણ કામ છે

सिद्ध सरूपी जो कहु रे, बंध न मोक्ष विचार;
न घटे संसारी दशा प्यारे, पुन्य पाप अवतार निशानी० २

'જો તને સિદ્ધ સ્વરૂપવાળો કહું તો તેમાં બંધ અને મોક્ષનો વિચાર ઘટતો નથી, સંસારમાં રહેવાની દશા ઘટતી નથી અને પુન્ય પાપનાં ફળ તરીકે સારા અને ખરાબ જન્મો ઘટતા નથી "

ભાવ—જો ચેતનજીને સિદ્ધસ્વરૂપવાળા કહું તો તેમાં પણ વિરોધ આવે છે સિદ્ધ દશામાં કર્મબંધ થતો નથી અને કર્મથી મુક્તિ પણ થતી નથી, સર્વ કર્મથી જ્યારે મુક્તિ થાય ત્યારે જ આ જીવ સિદ્ધ થાય છે, પણ સિદ્ધ થયા પછી તેનો નવીન મોક્ષ કોઈ પણ પ્રકારનો થતો નથી નવીન કર્મ આત્મા સાથે બંધાવા તેને બંધ કહેવામાં આવે છે અને કર્મથી મૂકાવું તેને મુક્તિ કહેવામાં આવે છે દાખલા તરીકે ગતભવમાં આયુષ્ય બાંધ્યું હોય તે આ ભવમાં ભોગવાય છે અને તેટલા પૂરતો કર્મથી મોક્ષ થયો એમ કહેવાય છે આવું આત્માનું બંધમોક્ષપણું સંસારાવસ્થામાં પ્રત્યક્ષ દેખાય છે, અને સિદ્ધ આત્માને તે ઘટતું નથી માટે આ ચેતનજીને સિદ્ધસ્વરૂપી એકાંતે કહી શકાય નહિ.

વળી ચેતનજી સંસારમાં વર્તે છે, કષાયાદિમાં પ્રવર્તે છે, પૌદ્ગલિક વસ્તુ સાથે સંબંધ રાખે છે, ખાય છે, પીએ છે, ફરે છે એ સર્વ સંસારી દશા છે, એવી દશા સિદ્ધ આત્માની હોય નહિ. વળી આ જીવ દેવ, મનુષ્યના શુભ ભવો તે પુણ્ય અવતારો અને તિર્યંચ, નારકી તથા નિગોદના અશુભ ભવો તે પાપ અવતારો પામ્યા કરે છે અથવા તદ્રૂપ સંસારી દશામાં વર્ત્યા કરે છે તેથી તેનું સિદ્ધસ્વરૂપ કહેવું ઘટતું નથી. જો ચેતનજી

---

૨ બંધ=કર્મબંધ. ન ઘટે=ઘટતું નથી. સંસારી દશા=સંસારમાં રહેવાની દશા. પુન્ય=શુભ કર્મ પાપ=અશુભ કર્મ

સિદ્ધ હોય તો તેને સંસારમા આવવા-જવાપણું ન હોય, તેને બંધાવાપણું ન હોય, તેનો મોક્ષ પણ ન હોય, કારણ તે મોક્ષમય જ છે અને તેથી તેને જન્મ કે મરણ સારા કે ખરાબ ઘટતા નથી તેથી આત્માને સિદ્ધસ્વરૂપી કહેવામા વિરોધ આવે છે. અહો ચેતનજી! તારુ સ્વરૂપ એવું અદ્ભૂત છે કે એને વિચારતાં વિચારતા ગમે તેટલી હદ સુધી જઇએ પણ એનો પાર આવતો નથી, એનો છેડો આવતો નથી; એ મહાન્ આશ્ચર્યની ભૂમિ છે.

પ્રથમ પાદમા કવચિત્ 'શુદ્ધ સનાતન' શબ્દ કોઇ પ્રતમા મૂકેલો છે. સનાતનનો ભાવ હવે પછીની ગાથામા વિચારશું. જીવ અનાદિ શુદ્ધ છે, મૂળગુણે યુક્ત છે એમ કહીએ તો તેનો બંધ, મોક્ષ અને સંસારી દશામા વર્તનભાવ ઘટતો નથી. આ અર્થ તે પાઠાંતરનો થાય છે અને તે ઉપર બતાવેલા ચેતનજીના સિદ્ધસ્વરૂપના અર્થ સાથે મળતો ભાવ બતાવે છે.

**सिद्ध सनातन जो कहुं रे, उपजे विणसे कौण ?**
**उपजे विणसे जो कहुं प्यारे, नित्य अबाधित गौन. निशानी० ३**

(ચેતન) અનાદિ કાળથી સિદ્ધ છે-કૃતાર્થ છે એમ કહું તો પછી જન્મ પામે છે, વિનાશ પામે છે તે કોણ? જો તે ઉપજે છે, વિનાશ પામે છે એમ કહું તો તેના નિત્યપણાનો અને અબાધિતપણાનો લોપ થઈ જાય છે.

**ભાવ**—ચેતનજી સિદ્ધ સનાતની છે, અનાદિ કાળથી કૃતાર્થ છે, તેણે પોતાનું કાર્ય સાધી લીધુ છે, તેને હવે કોઇ કામ કરવાનુ બાકી રહ્યુ નથી એમ જો તેના સબંધમા કહું તો તેમા પણ કેટલોક વિરોધ આવે છે. જો એના સર્વ કામ થઇ ગયા હોય, એ કૃતકૃત્ય થઇ ગયેલ હોય તો આ સસારમા જન્મ મરણ કોણ પામે છે? જે કૃતકૃત્ય થઇ ગયા હોય, સિદ્ધદશામા સ્થિત થયા હોય તેને દેવ, મનુષ્ય, તિર્યંચ, નારક ગતિમા રખડપટ્ટી થવાનુ સંભવે નહિ. નિજ ગુણમા રમણતા કરી, જ્ઞાનાનંદમા સ્થિરતા લાવી એક જ સ્થાને સ્થિત થયેલા હોય તે જ સિદ્ધ કહેવાય, એના સર્વ કાર્યો થઇ ગયા કહેવાય અને આ ચેતનજી તો ઉચ્ચ નીચ ગોત્રમાં રખડે છે, સુરૂપ કુરૂપ થાય છે, ધનવાન નિર્ધન થાય છે, કીર્તિવંત અને અપયશને ધારણ કરનાર થાય છે વિગેરે અનેક ભાવો ધારણ કરે છે, અનેક જગ્યાએ ઉપજે છે, મરે છે, વળી ઉપજે છે, વળી મરે છે આ સર્વ સિદ્ધને ઘટે નહિ, માટે આ ચેતનજીને સનાતન સિદ્ધ કહેવામા અનેક જાતનો પ્રત્યક્ષ વિરોધ આવે છે આ જન્મ મરણ પ્રત્યક્ષ આપણે દેખી શકીએ છીએ તેથી આ ચેતનજીને સિદ્ધ સનાતન કહેવામાં પણ વિચાર થઇ આવે છે.

---

૩ સિદ્ધ=કૃતાર્થ સનાતન=જૂનો, પુરાણો નિત્ય=નિત્યત્વ, નિરંતર હોવાપણુ અબાધિત=અબાધિતત્વ, દુઃખરહિતપણું. ગૌન=લોપ

વળી કદાચ આ ચેતન સિદ્ધ સનાતન છે છતા પણ ઉપજે છે અને વિનાશ પામે છે એમ કહું તો પછી તેના નિત્યપણામાં અને અબાધિતપણામા વાંધો આવે છે અનાદિ કાળથી સિદ્ધ હોય તો તેનામાં નિત્ય અને દુઃખ રહિતપણું કે જે સનાતન સિદ્ધત્વના ગુણો છે તેમા દોષ આવે છે સિદ્ધ થયા પછી તે દશામા તે નિત્ય રહેવો જોઈએ અને ઉપજવુ, વિણસવુ તે તો અનિત્યત્વ બતાવે છે તેથી તેમ જ સિદ્ધદશામા બાધા-પીડા રહિતપણું હોવુ જોઈએ અને ઉત્પત્તિ કે વિનાશમા તો બાધા-પીડાનો સભવ સ્પષ્ટ દેખાય છે તેથી આત્માનો જ અભાવ થઈ જાય; માટે આ ચેતનને સિદ્ધ સનાતન એકાંતે કહેવા જઈએ તો તેમાં પણ વાંધો આવે છે ત્યારે હવે ચેતનજીને રૂપી, અરૂપી, રૂપારૂપી સિદ્ધ સ્વરૂપી કે શુદ્ધ સનાતન એકાંતે કહી શકાય તેમ નથી, તેનુ સ્વરૂપ બતાવવુ મુશ્કેલ છે, તેનુ સ્વરૂપ સમજાવવુ મુશ્કેલ છે એમ સિદ્ધ થયુ

सर्वांगी सब नय धणी रे, माने सब *परमान;
नयवादी पल्लो ग्रही प्यारे, करे लराई ठांन निशानी० ४

"(ચેતન) સર્વ રૂપે છે, સર્વ નયનો સ્વામી છે, પ્રમાણજ્ઞાન સર્વ અંશે (વસ્તુને) માને છે; ત્યારે નયજ્ઞાનવાળો એક અંશ હાથમા લઈને લડાઈનાં સ્થાનક ઉપજાવે છે"

ભાવ—ઉપર પ્રમાણે ચેતનજીનુ સ્વરૂપ કહેવામા કેટલી અગવડ આવે છે તે બતાવી, હવે તેનો બહુ મુદ્દાસર ખુલાસો કરે છે એ ચેતનજી સર્વ રૂપે છે અને સર્વ નયના સ્વામી છે જે એને પ્રમાણજ્ઞાનથી સમજવા પ્રયત્ન કરે તે તેનુ સ્વરૂપ સમજી શકે છે, પણ જે એક નયને લઈને તેને સમજવા જાય તે તેનુ સ્વરૂપ કદિ સમજવાના નથી. દાખલા તરીકે ઉપર રૂપી, અરૂપી વિગેરે નિશાની બતાવવામા જે મુશ્કેલીઓ આવી તે નયવાદને લઈને આવી છે તે આપણે હવે પછી જોશુ, પણ એ તેને પ્રમાણજ્ઞાનથી સર્વ નયની અપેક્ષા ધ્યાનમા લઈને વર્ણવવામા આવે તો લડાઈનુ સ્થાન કદિ પણ પ્રાપ્ત થશે નહિ

આ પ્રસગે× નયનુ લક્ષણ શુ છે તે જરા વિશેષ વિચારીએ. अनंतधर्मात्मक वस्तुन्येकधर्मोन्नयनं ज्ञानं नयः વસ્તુમા અનેક ધર્મો હોય છે તેમાના એક ધર્મની મુખ્યતા કરી દેવી, બીજા ધર્મોનો અપલાપ પણ ન કરવો અને ગ્રહણ પણ ન કરવા તેને નય કહે છે નયજ્ઞાનથી હમેશાં એક બાબત ઉપર ધ્યાન ખેચાયુ જાય છે પછી તેને આગળ પાછળનો વિચાર રહેતો નથી એમ ન સમજવુ, પણ પોતે જે મુદ્દો લીધો હોય તેને તે એવો સજ્જડ

---

* પરમાનને બદલે બે પ્રતોમા પરવાન શબ્દ છે

४ સર્વાંગી=સર્વ રૂપે. ધણી=સ્વામી. પરમાન=પ્રમાણજ્ઞાન. નયવાદી=નયજ્ઞાનવાળો. પલ્લો=છેડો, અંશ. લરાઈ=લડાઈ ઠાંન=સ્થાનક.

× નયના સ્વરૂપ માટે પાંચમા પદની બીજી ગાથા પરનુ વિવેચન વિચારો. વિસ્તારથી સ્વરૂપ જાણવા માટે તત્ત્વજ્ઞાનના જૈન ગ્રથમા અનેક સ્થળોએ લખેલા છે

પકડી રાખે કે અન્ય સર્વ બાબતોને તદ્દન ગૌણુ કરી નાખે છે. નયમા તેટલા માટે અંશગ્રાહી જ્ઞાન હોય છે. આપણે પાચમા પદના અર્થમા જોયું છે કે નયવાદમા હંમેશાં એક અંગ ઉપર વિશેષ લક્ષ્ય રહે છે सकलधर्मग्राहकं प्रमाण તથા स्वपरव्यवसायि ज्ञानं प्रमाणम् આવા સર્વ અંશોના જ્ઞાનને ગ્રહણુ કરી સર્વ દિશાથી અમુક વસ્તુ તરફ જોઈ શકે તેને પ્રમાણુજ્ઞાન કહે છે. પ્રમાણુજ્ઞાન સર્વ નયના સ્વરૂપને ગ્રહણુ કરનાર હોવાથી અને સર્વ ધર્મોનું જ્ઞાતાપણું હોવાથી તે બહુ ઉપયોગી શુદ્ધ જ્ઞાન છે અને જ્યારે નયપક્ષ છોડી પ્રમાણુપક્ષ પર આવી જવાય છે ત્યારે લડાઈ માત્ર બધ પડે છે. રૂપી વિગેરે નિશાનીઓનું સ્વરૂપ હવે આપણે વિપુલ દૃષ્ટિથી વિચારીએ.

સંસારી દશામા ચેતન કર્મથી આવૃત્ત છે એ કર્મવર્ગણા અતિ સૂક્ષ્મ પણુ રૂપી છે અને તેનાથી આ જીવ આવૃત્ત હોવાને લીધે તદપેક્ષયા તેને રૂપી કહી શકાય. એ વ્યવહારનયનું વચન સમજવું

સંગ્રહનયવાળો આત્માની સત્તા સંગ્રહે છે. તે કહે છે કે—આત્મા પોતે ઉપજતો નથી, મરતો નથી, તે તો જે છે તે જ છે વળી તેના આઠ રુચકપ્રદેશ તો સિદ્ધની પેઠે નિરંતર ઉજ્જ્વળ જ રહે છે—કર્મથી લેપાતા નથી, તે અપેક્ષાએ આત્માને અરૂપી કહી શકાય

વળી વ્યવહારનય અને વિશેષગ્રાહી નૈગમનયની અપેક્ષાએ આત્માને રૂપારૂપી કહી શકાય. જેટલો ભાગ તેનો કર્માવૃત્ત છે તે કાર્મણુ વર્ગણાની અપેક્ષાએ રૂપી કહી શકાય અને તે જ વખતે તેના રુચકપ્રદેશ કર્મવર્ગણાથી અલિપ્ત હોવાથી તેને અરૂપી કહી શકાય અને તે રૂપી-ભાવ અને અરૂપીભાવ એકી વખતે હાજર હોવાથી તદપેક્ષયા આત્માને રૂપારૂપી કહી શકાય.

આત્માના આઠ રુચકપ્રદેશ સિદ્ધ જેવા હમેશા હોય છે-રહે છે, તેથી સંગ્રહનયની અપેક્ષાએ આત્માને સિદ્ધસ્વરૂપો કહી શકાય, તેમ જ તે જ દૃષ્ટિથી તેને શુદ્ધ સનાતન પણુ કહી શકાય. તે જ સગ્રહનયની અપેક્ષાએ તથા સમભિરૂઢનયની અપેક્ષાએ ચેતનને નિત્ય અને અબાધિત પણુ કહી શકાય

સંસારદશામા કર્માવૃત્ત આત્માના જન્મ મરણુ થાય છે તે તેનો ઉત્પાદ અને વ્યય છે અને તે વ્યવહાર અને વિશેષગ્રાહી નૈગમનયની અપેક્ષાએ છે તે ઉપર બતાવ્યું છે.

ઋજુસૂત્રનયવાળા અતીત અને અનાગત કાળની અપેક્ષા ન કરે પણુ વર્તમાન કાળે જે વસ્તુ જેવા ગુણે પરિણમે-વર્તે તે વસ્તુ તેવે જ પરિણામે માને મતલબ, આ નય પરિણામગ્રાહી છે એ નયવાળા સિદ્ધપર્યાયવાળાને સિદ્ધ કહે પણુ અન્યને ન કહે

શબ્દનયની અપેક્ષાએ બોલીએ તો શબ્દમાં ફેર નથી એક શબ્દના અનેક પર્યાયો હોય તે સર્વને શબ્દનયવાળા એક જ અર્થના માને છે, તે નયની અપેક્ષાએ પર્યાયભેદનો ભેદ નથી અને તેથી રૂપી અરૂપી એવો તફાવત તે નયવાળા સ્વીકારતા નથી આથી ઉલટી

રીતે સમભિરૂઢનયવાળા દરેક શબ્દને તેના જૂદા જૂદા અર્થમાં જ માને છે તેથી આત્મા, ચેતન, જીવ વિગેરે શબ્દને પણ જૂદા જૂદા પર્યાયવાચી સમજી તેના પૃથક્ પૃથક્ અર્થ કરે છે એવંભૂતનયવાળો જે સમયે જે ક્રિયા ચાલતી હોય તે સમયે તે ક્રિયાથી તે ક્રિયાયુક્ત માને છે, ક્રિયાને તેના કરનાર સાથે જોડી દે છે અને તેથી ચકાળનું કામ કરનાર આત્માને તે ચકાળ કહી બોલાવે છે અને સાધુની ક્રિયા કરનારને સાધુ માને છે ઋજુસૂત્રનયવાળા વર્તમાન ગુણ જુએ છે ત્યારે એવંભૂતનયવાળા વર્તમાન ક્રિયા જુએ છે નવપદવૃત્તિમાં સામાયિકના વેશે બેઠેલાને સામાયિકવાળો કહેલો છે, ગૃહસ્થના વેષમાં સાધુ જેવું વર્તન રાખનાર પણ ગૃહસ્થનાં કાર્યો કરનારને ઋજુસૂત્રનયવાળા સાધુ કહે છે ત્યારે એવંભૂતનયવાળા ગૃહસ્થ કહે છે

આગમસાર ગ્રંથમા મુનિ દેવચંદ્રજીએ ' સિદ્ધ ' શબ્દની સાતે નયે વ્યાખ્યા કરી છે તે વિચારવા યોગ્ય છે તેઓશ્રી લખે છે કે-" નૈગમનયને મતે સર્વ જીવ સિદ્ધ છે, કેમકે સર્વ જીવના આઠ રુચકપ્રદેશ સિદ્ધ સમાન નિર્મળ છે સંગ્રહનય કહે છે કે સર્વ જીવની સત્તા સિદ્ધ સમાન છે આ નયવાળાએ પર્યાયાર્થિકનયે કરીને જે કર્મ સહિત અવસ્થા હતી તે ટાળીને દ્રવ્યાર્થિકનયે કરીને તેની અવસ્થા અંગીકાર કરી. વ્યવહારનયવાળો કહે છે કે જે વિદ્યાલબ્ધિગુણવડે સિદ્ધ થયો તે સિદ્ધ, આ નયવાળાએ બાહ્યતપ પ્રમુખ અંગીકાર કર્યા ઋજુસૂત્રનયની અપેક્ષાએ જે પોતાના આત્માની સિદ્ધપણાની દશા ઓળખે છે અને જેનો જ્ઞાનનો ઉપયોગ સતેજ વર્તે છે તે જીવ સિદ્ધ જાણવો. આ નયની અપેક્ષાએ સમકિતી જીવને સિદ્ધ સમાન કહ્યો. શબ્દનયના મત પ્રમાણે જે શુદ્ધ શુક્લધ્યાનના પરિણામે વર્તતો હોય તેને સિદ્ધ કહેવાય છે સમભિરૂઢ નયના મત પ્રમાણે જે કેવળજ્ઞાન, કેવળદર્શન અને યથાખ્યાત ચારિત્રાદિ ગુણે સહિત હોય તેને સિદ્ધ કહી શકાય આ નયના મત પ્રમાણે તેરમા અને ચૌદમા ગુણસ્થાનકે વર્તતા જીવ સિદ્ધ કહી શકાય. એવંભૂતનયના કહેવા પ્રમાણે જેના સકલ કર્મ ક્ષય થઈ લોકાંતે વિરાજમાન હોઈ આઠ ગુણસંપન્ન હોય તેને જ સિદ્ધ કહી શકાય. "

આવી રીતે આત્મા તો સર્વાંગી છે તે પોતે સર્વ નયનો સ્વામી છે, સર્વ નય તેમાથી ઉત્પન્ન થાય છે સર્વ નયનુ સ્વરૂપ તે સમજાવે છે અને તે સર્વ નયે વિદ્યમાન છે પણ એક નયથી તેનું સ્વરૂપ સિદ્ધ થતુ નથી. દરેક નયે તેને જોઈએ અને દરેક દૃષ્ટિબિંદુ ધ્યાનમા રાખીએ તો જ તેનું ખરૂ સ્વરૂપ સમજવાનુ બની શકે તેમ છે

આ દુનિયામા જેટલી ધર્મની લડાઈ છે તેટલી નયવાદને લઈને થાય છે દરેક ધર્મવાળા એક સાધ્યબિંદુ લક્ષ્યમા રાખી તે દૃષ્ટિબિંદુથી આત્માને જોયા કરે છે અને તે મત સ્થાપન કરે છે કમનશીબે તે વખતે અન્ય દૃષ્ટિબિંદુથી તેને જોવાનુ કહેવામા આવે છે તે તેના ધ્યાનમાં આવતુ નથી અને પરિણામે વાદવિવાદનુ કારણ આમ થાય છે જ્યાં

સુધી નયજ્ઞાન હોઈ સર્વ નયની અપેક્ષા ધ્યાનમાં રહેતી નથી અને તેથી પ્રમાણજ્ઞાન પર લક્ષ્ય જતુ નથી ત્યા સુધી કદિ પણ ચોકખુ સત્ય પ્રાપ્ત થતું નથી. નયજ્ઞાનમા તદ્દન સત્ય નથી એમ કહેવાનો આશય નથી પણ તે સત્યનો અંશ છે અને અંશ ઉપર મક્કમ રહી અન્ય સત્યાંશોને જો ધકેલી દેવામા આવે તો પછી તે અપ્રમાણ વચન થઈ જાય છે. જૈનશાસ્ત્રકારે તેટલા માટે આ નયજ્ઞાન અને પ્રમાણજ્ઞાન ઉપર બહુ લક્ષ્ય આપ્યુ છે. શ્રી આનંદઘનજી મહારાજ તેટલા માટે આ પદમા કહે છે કે–સર્વ નયનો સ્વામી ચેતન તો પ્રમાણનયને જ માન્ય કરે છે, જ્યારે અંશગ્રાહી નયજ્ઞાનવાળો લડાઇના સ્થાનકો ઉપજાવે છે આ નયજ્ઞાનનું સ્વરૂપ બરાબર સમજી તેનો પ્રચાર કરવામા આવે તો અનેક ધાર્મિક ઝગડા અને લડાઈઓનો છેડો આવી જાય. વિશાળ શાસ્ત્રજ્ઞાન-વાળા અંશગ્રાહી જ્ઞાનવાળાની સ્ખલના કયા અને કેવી રીતે થાય છે તે સમજીને બતાવી શકે છે. આ નય અને પ્રમાણજ્ઞાન જૈનશાસ્ત્રનું મજબૂત તત્ત્વ છે અને જૈનશાસ્ત્રના જ્ઞાનની જે વિશાળતા અને વિસ્તૃતતા તેમાં સમાયલી છે તે અન્યત્ર પ્રાપ્ત થવી અશક્ય છે એ ખાસ લક્ષ્યમા રાખવા યોગ્ય છે હાથીની સુંઢને લઇ એક અંધ તેને મુશળ જેવો કહે છે, પૂછડુ હાથમા લઇને બીજો અંધ તેને વાંસ જેવો કહે છે, પગ હાથમા લઇને ત્રીજો થાંભલા જેવો કહે છે, કાન હાથમા લઇને ચોથો સુપડા જેવો કહે છે, આવી રીતે નય જ્ઞાનમા અંધોઅંધ પરંપરા ચાલે છે અને એ કારણથી જ દુનિયામા મારામારી ચાલે છે. ઘણાખરા પોતાની વિચારણાને પકડી રાખીને અન્યના હેતુઓ અને પરિણામો તપાસવાની દરકાર જ કરતા નથી. જો પ્રમાણજ્ઞાન બરાબર સમજવા યત્ન થાય તો આ સ્થિતિનો છેડો આવે અને લડાઇના સ્થાનકો અંશજ્ઞાનથી ઉત્પન્ન થાય છે તે દૂર થાય.

આ પ્રમાણજ્ઞાનથી ચેતનનું સ્વરૂપ વિચારીએ તો પ્રત્યક્ષ પ્રમાણથી આત્મા સિદ્ધ થાય છે એ ચૈતન્ય સ્વરૂપ પરિણામી છે, ભવનધર્મથી ઉત્પાદ-વ્યયપણે પરિણમે છે તેથી તે પરિણામી છે, તેમ જ કર્ત્તા અને ભોક્તા પણ તે જ છે. કર્ત્તા હોય તે જ ભોક્તા હોય કારણ કે કરનાર પોતે ભોગવનાર ન હોય તો સુખમય તેને કદિ કહી શકાય નહિ. સંસારીપણામા તે સ્વદેહપ્રમાણ છે અને પ્રત્યેક શરીરે ભિન્ન જીવ છે. એ જીવ પાંચ કારણની સામગ્રી પ્રાપ્ત કરીને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રને સાધવાથી સંપૂર્ણ અવિનાશી, નિષ્કલંક, અસહાય, અપ્રયાસ, સ્વગુણ, નિરાવરણ, સ્વકાર્યપ્રવૃત્ત, અક્ષર, અવ્યાબાધ સુખમય સિદ્ધતા નીપજાવે છે આ પ્રમાણે આત્મા સંબંધી પ્રમાણજ્ઞાન શ્રીનયચક્રસાર ગ્રંથમા શ્રી દેવચંદ્રજીએ બતાવ્યુ છે * એનો વધારે વિસ્તાર અનેક ગ્રંથોમા છે જ્યાથી તે વાંચી વિચારી જોવો. એ વિષય સૂક્ષ્મ દૃષ્ટિએ મત-કદાગ્રહ મૂકીને સમજવા યોગ્ય છે અને તો જ તે સમજી શકાય તેમ છે

---

* જુઓ પ્રકરણરત્નાકર ભાગ પહેલો, પૃષ્ઠ ૨૪૯

अनुभवगोचर वस्तुको रे, जाणवो +यह इलाज;
कहन सुननको कछु नहि प्यार, आनंदघन महाराज निशानी० ५

" અનુભવથી જાણી શકાય તેવી વસ્તુને જાણવી એ જ (તેને સમજવાનો) ઉપાય છે, એમા કહેવાનુ કે સાંભળવાનુ કાંઈ નથી. એ આનંદરાશિ મહાત્મા છે "

ભાવ—તમે આત્માની નિશાની પૂછો છો, પણ હુ તમને એ શુ બતાવુ ? તમને ટૂંકામાં કહુ છુ તે સાંભળો જે કોઈ વસ્તુ અનુભવથી જાણી શકાય તેવી હોય છે તેનુ જ્ઞાન કરવુ એ જ તેની નિશાની છે અને એ જ તેને જાણવાનો ઉપાય છે અનુભવજ્ઞાન એ ઇંદ્રિયોથી જાણી શકાય તેવુ નથી, મતલબ આંખે જોઈ શકાય તેવુ અથવા કાને સાંભળી શકાય તેવુ તે જ્ઞાન નથી, તેમ જ જાણનાર માણસો વચનથી તેને સંપૂર્ણ રીતે કહી શકે તેવુ પણ તે જ્ઞાન નથી. વાત એમ છે કે—એ વસ્તુનુ સ્વરૂપ નિશાની બતાવવાથી કે ઉપર ઉપરની વાત કરવાથી પ્રાપ્ત થઈ શકે તેવુ નથી, એને પ્રાપ્ત કરવાનો ઉપાય તો તેનુ જ્ઞાન મેળવવુ એ જ છે જ્યારે અનેકાંતગ્રાહી જ્ઞાન ઉપરથી પ્રમાણજ્ઞાન થાય ત્યારે પછી અંદરથી સ્વયમેવ જ્ઞાન પ્રકટ થાય છે અને તે જ્ઞાનને અનુભવજ્ઞાન કહે છે એમાં કહેવા સાંભળવાથી કાંઈ પત્તો ખાય તેવુ નથી. આ ચેતનજી સંબંધી જ્ઞાન પણ અનુભવગોચર છે તેથી તેનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ, તેના અંશો સમજવા, વિચારવા અને પરસ્પર ઘટાવવા એ જ તેના જ્ઞાનનો—તેને પ્રાપ્ત કરવાનો પરમ ઉપાય છે એની અમે થોડી થોડી નિશાની બતાવશુ તેથી તમને કાંઈ વિશેષ બોધ થશે નહિ માટે જો તમારે પૂરેપૂરુ તેનુ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો એનુ સર્વ અનેકાંતગ્રાહી પ્રમાણજ્ઞાન પ્રાપ્ત કરો અને એમ કરતાં કરતાં જ્યારે તમને સ્વયમેવ અનુભવ જાગશે ત્યારે તમે તેને પૂરો સમજશો.

છતા તમારે ચેતનની નિશાની જાણવી જ હોય તો હુ તમને કહુ છુ તે સાંભળો. તે આનંદઘન મહાત્મા છે સત્ય આનંદના રાશિ છે—સમૂહ છે આનંદનુ સ્વરૂપ પણ તમારે સમજવા યોગ્ય છે જેને તમે આનંદ સમજો છો તેમાં કાંઈ આનંદ છે જ નહિ. દ્રવ્યપ્રાપ્તિ પુત્રપ્રાપ્તિ, સ્વાદિષ્ટ ભોજન કે ઇંદ્રિયોના અન્ય વિષયોનુ સેવન, એમાં ભોગવતી વખત પણ કોઈ પ્રકારનો આનંદ નથી, ભોગવ્યા પછી પણ આનંદ નથી અને એના પરિણામમાં પણ આનંદ નથી. એ તો જેમ ખસ (ખુજલી) થઈ હોય અને તેને ખણવાથી આનંદ માનવામા આવે છે તેના જેવું ઇંદ્રિયજન્ય સુખ છે તત્ત્વતઃ એમાં કોઈ પ્રકારનો આનંદ નથી. એને બદલે તમે એક પુસ્તક વાંચતા હશો કે ગણિતનુ મનોયત્ન સાધ્ય કરવા હશો તે વખતે કોઈ નવીન સત્ય સમજાતા તમારા મનમા જે આનંદ આવશે તે

---

+ યહ અથવા ઇહ બન્ને પાઠો છે અર્થ એક જ છે
૫ ગોચરનાને ઠેકાણે ઇહ અથવા વહ એ કહન=કહેવાનુ સુનન=સાંભળવાનુ કછુ=કાંઈ

તમને ઇંદ્રિયભોગના આનંદ કરતા વિશેષ લાગશે. વ્યાખ્યાનમાં નવીન સત્ય સાંભળ્યા પછી બે ચાર કલાક તેની મીઠાશ લાગ્યા કરશે, સામાયિકમા પ્રાપ્ત થતું અપૂર્વ જ્ઞાન કે ધ્યાનનો મહિમા તમને ઘણા દિવસો સુધી મસ્ત બનાવશે આ ખરા આનંદની વાનકીઓ છે. એમા-નિરંતરના આનંદમા-સ્વરૂપમા મગ્ન રહેવું એ આત્માનુ શુદ્ધ સ્વરૂપ છે, આદરવા યોગ્ય છે, અનુભવવા લાયક છે. આટલી નિશાની છેવટે આત્માની બતાવી તે પ્રાપ્ત કરવાની ભલામણ કરે છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવા ભલામણ કરે છે અને બહુ કહેવા સાંભળવાની વાત દૂર મૂકવાની ભલામણ કરે છે.

આખા પદનો આશય એક મુદ્દા ઉપર જ છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરી, સર્વ નકામી ઉપાધિ છોડી દઇ તેનું આનંદઘન સ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયાસ કરો અને તે માટે પ્રથમ તે કોણ છે? તે બરાબર ઓળખો-મતલબ આત્મજ્ઞાન પ્રાપ્ત કરો. એ જ્ઞાન પ્રાપ્ત કરવાથી સ્વપરની વહેંચણ પોતાની મેળે જ થઇ જશે અને સ્વનો આદર થતા પરનો ત્યાગ થશે. અને એ સ્થિતિ પ્રાપ્ત થશે એટલે આનંદસ્વરૂપ નિરંતર માટે પ્રગટ થશે. એ ચેતનજીનું સ્વરૂપ કેવું વિચારવા લાયક છે અને તેમા કેટલો ચમત્કાર છે તે હજુ વિશેષપણે નીચેના પદમા બતાવે છે.

---

## પદ બાવીસમુ

રાગ—ગોડી

विचारी कहा विचारे रे, *तेरो आगम अगम अथाह. विचारी०
+बिनु आधे आधा नहि रे, बिन आधेय आधार;
मुरगी बीनुं इडां नहि प्यारे, ×या बीन मुरगकी नार. विचारी० १

"વિચાર કરનાર શુ વિચાર કરે? તારો આગમ અગમ્ય અને અપાર છે, જેમકે આધેય વગર આધાર નથી અને આધાર વગર આધેય નથી. કુકડી વગર ઇંડું નથી અને ઇંડા વગર કુકડી નથી."

**ભાવ**—આત્મસ્વરૂપની નિશાની બતાવવામા પણ કેટલી મુશ્કેલી છે તે આપણે ઉપર જોયુ, છેવટે અનુભવગોચર વસ્તુનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યો હવે તે જ્ઞાન પ્રાપ્ત

* 'આગમ અથાહ અપાર' એવો આ પંક્તિને સ્થાને પાઠાંતર છે

+ 'બીનું આધાર આધે નહિ રે' એ પ્રમાણે પંક્તિ અન્ય પ્રતોમા છે

× 'યા' ને બદલે 'ઇડા' અથવા 'ઉવા' એવા પાઠો અન્યત્ર છે

૧ વિચારી=વિચાર કરનાર કહા=શુ આગમ=શાસ્ત્ર અગમ=સામાન્ય બુદ્ધિથી જાણી ન શકાય તેવુ. અથાહ=અપાર, જેનો પાર ન પામી શકાય તેવુ બિનુ=વગર આધે=આધેય, ધારણ કરનાર વસ્તુ અથવા અર્ધભાગ. આધા=આધાર, અર્ધ મુરગી=કુકડી મુરગકી નાર=કુકડી યા=જે (કુકડાના ઇંડા.)

કરવા માટે સાધારણ રીતે બે રસ્તા હોઇ શકે એક બુદ્ધિશાળી માણસ પોતાની વિચાર શક્તિ–તર્કશક્તિ દોડાવી અનુભવગોચર વસ્તુઓનું સ્વરૂપ કલ્પે અને બીજું દિવ્ય જ્ઞાનથી જે મહાત્માઓ સ્વરૂપ બતાવી ગયા હોય તેને ધ્યાનમાં લઇ પોતે સ્વરૂપ સમજવા યત્ન કરે મહાત્મા દિવ્ય જ્ઞાનબળથી વસ્તુસ્વરૂપ બતાવી ગયા છે તેને અનુસરવામાં સ્વતંત્ર વિચારનો રોધ થાય એમ લાગે છે તેથી ઘણી વાર પોતાની બુદ્ધિને વસ્તુસ્વરૂપ સમજવામાં આગળ કરવાનો ભાવ થઇ આવે છે એવી રીતે સ્વતંત્ર વિચાર કરવા બહુ પ્રકારની મુશ્કેલીઓ આવે છે તે અત્ર બતાવે છે વસ્તુસ્વરૂપ જિનેશ્વર ભગવાને પોતાના દિવ્ય જ્ઞાનથી બતાવ્યું છે તે પ્રમાણે અનાદિ ભાવ સમજ્યા સિવાય અન્ય પ્રયાસ કરવામાં કેવા ગોથા ખાવા પડે છે તે અત્ર સ્પષ્ટ રીતે બતાવે છે અનેક વિચાર કરનારાઓ વસ્તુ સ્વરૂપ સમજવા યત્ન કર્યા કરે છે અને અત્યાર સુધી અનેકોએ પ્રયત્ન કર્યો છે તેમાં છેવટે ગૂંચ આવ્યા વગર રહી નથી. તેમાં ગૂંચો કેવા પ્રકારની આવે છે તેનું સાધારણ સ્વરૂપ અત્ર બતાવે છે આ પદ શ્રી આનંદઘનજી મહારાજ પોતે જ બોલે છે એમ સમજવાનું છે એનો લય અતિ ઉદાત્ત અને ભાવ ગભીર છે

હે નાથ ! માત્ર તર્કશક્તિથી અનુમાનપ્રમાણ પર વિચાર કરનાર શું વિચાર કરી શકે ? કેટલો વિચાર કરી શકે ? ક્યા સુધી વિચાર કરી શકે ? જો આગમપ્રમાણ ધ્યાનમાં લઈ તેને અનુસરે તો તો તેને પણ સત્ય સ્વરૂપ શીઘ્ર પ્રયત્નથી સમજાય, કારણ કે તારા આગમો કાંઈ સામાન્ય નથી, તે પણ અતિ અગમ્ય–સામાન્ય બુદ્ધિથી ન જાણી શકાય તેવા અને અપાર–જેનો પાર ન પામી શકાય તેવા છે એમાં એક તર્કશક્તિ–બાહ્ય દૃષ્ટિ ચાલી શકે તેમ નથી. તારો આગમસમુદ્ર અતિ ગભીર અને ઉંડો છે એમાં સાધારણ રીતે ચાંચ ખુપવી મુશ્કેલ છે, એનો સાધારણ બુદ્ધિથી પાર પામવો મુશ્કેલ છે, તો પછી તેની મદદ વગર માત્ર બાહ્ય દૃષ્ટિથી પોતાની બુદ્ધિ પ્રમાણે વિચાર કરનાર માણસો આગમનો પાર પણ કેમ પામી શકે અને તારું સ્વરૂપ અને સ્વસ્વરૂપ પણ કેમ સમજી શકે ?

આગમ અપાર છે તેનું કારણ એટલું છે કે એક દૃષ્ટિવાદ અંગ નામના બારમા અંગમાં પાંચમા પૂર્વાનુગત ભાગમાં ચૌદ પૂર્વનો સમાવેશ થાય છે અને ચૌદ પૂર્વનું પ્રમાણ વિચારતા તેનો પાર આવે તેમ નથી. આવું વિશાળ જ્ઞાન વિચ્છેદ ગયું છે છતાં હાલ જે છે તે પણ અતિ અગમ્ય અને અપાર છે મતિશ્રુતજ્ઞાનાવરણીયનો અતિ ક્ષયોપશમ હોય તો કદાચ કેટલોક ભાગ વાંચી સમજી શકાય પણ તેનો પાર પામવો તે તો અશક્ય જ છે જૈનશાસ્ત્રમાં મહા અદ્ભુત ભાવો પણ બતાવેલા છે નયનિક્ષેપોનું સ્વરૂપ, તેના ભેદ–વિભેદો કર્મવર્ગણાનું સ્વરૂપ અને તેની અનેક પ્રકૃતિઓ તેમ જ જીવની ઉત્પત્તિ તથા ષડ્ દ્રવ્ય અને નવતત્ત્વનું સ્વરૂપ એવી બારીકાઇથી સૂક્ષ્મ રીતે અનેક આકારમાં બતાવવામાં આવ્યું છે કે તેનો પાર પામવો મુશ્કેલ છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી

વિચાર કરનાર બુદ્ધિસ્વતંત્રતાથી વિચાર કરે તેને કેવી મુશ્કેલીઓ આવે છે અને આગમમા તે સર્વ મુશ્કેલીનો એક શબ્દમા કેવી રીતે નીકાલ કર્યો હોય છે તે અત્ર બતાવીને આગમજ્ઞાનની મુખ્યતા કરવા સાથે પ્રભુસ્તુતિ કરે છે.

વ્યવહારમા તમે સામાન્ય રીતે બુદ્ધિથી વિચાર કરશો તો જણાશે કે આધેય વગર આધાર હોઇ શકતો નથી એટલે અંદર રહેનાર વસ્તુ વગર તેને ધારણ કરનાર વસ્તુનો નામનિર્દેશ પણ સભવિત નથી, જેમકે ઘૃતને પાત્રમાં નાખ્યું હોય તો ઘૃતનો આધાર પાત્ર ઘૃતનુ અસ્તિત્વ સૂચવે છે. આમા ઘૃત આધેય છે અને પાત્ર આધાર છે, તેવી જ રીતે આધેય આધાર વગર નથી એમ પણ કહી શકાય, એટલે આધાર અમુક વસ્તુને ધારણ કરે છે તે વસ્તુને સદ્ભાવે જ તેને આધાર કહી શકાય. આથી આધેય અને આધારમા પ્રથમ કોણ અને પશ્ચાત્ કોણ એ કહી શકાય નહિ. આધાર અને આધેય બંનેનો સબંધ તદ્રૂપે તત્સ્વરૂપે અનાદિ માન્યા સિવાય અન્ય માર્ગ નથી. આ સબંધમા માત્ર બુદ્ધિ પર વિચાર કરનાર શુ કહી શકે તે વિચારો. એ ગમે તેટલા ગોટા વાળે પણ એમા અનવસ્થા દોષ અને બીજા અનેક દોષો આવ્યા વગર રહેશે નહિ. સ્યાદ્વાદનય સ્વરૂપ બતાવનાર જિનાગમ એનો સતોષકારક નીકાલ છેવટે બતાવી આપે છે તે પ્રમાણે શાશ્વત ભાવ આપણે કબૂલ કરીએ ત્યારે જ તેનુ ખરું સ્વરૂપ ખ્યાલમા આવે છે.

અથવા પ્રથમ પક્તિનો બીજી રીતે પણ અર્થ સુગમ્ય છે. અરધા ભાગ વગર કોઈ વસ્તુ અરધી થઇ શકતી નથી એટલે અર્ધ ભાગ ન હોય તો વસ્તુ અર્ધ પણ ન હોય. દાખલા તરીકે પ્રદેશ કે પુદ્ગલ પરમાણુ અવિભાજ્ય છે, તેનો અરધો ભાગ પણ થઈ શકતો નથી તો તે અરધો પણ થઈ શકતો નથી.

તેવી જ રીતે કુકડી વગરનુ ઇડુ થઇ શકતું નથી અને ઇડા વગર કુકડી થઇ શકતી નથી. કુકડીનો જન્મ ઇડામાથી થાય છે અને ઇડુ કુકડીના પેટમાથી જ નીકળે છે. ત્યારે સવાલ એ થાય કે પ્રથમ ઇંડુ કે પ્રથમ કુકડી ? આ વાતનો નિવેડો કરવો જોઇએ એ વાતનો નિવેડો કરતા પાછળ પાછળ ચાલ્યા જતા નિકાલ આવી શકશે નહિ, કારણ એક વગર બીજાનો સભવ થતો નથી જ્યારે જૈન આગમદર્શિત શાશ્વત ભાવ વિચારવામા આવે ત્યારે જ આ સવાલનો નિર્ણય થઇ શકશે જેઓ સૃષ્ટિની આદિ અને તેને ઇશ્વરકૃત માને છે તેને આ સવાલ પૂછતા તેઓ ગુચવાઈ જાય છે સમગ્ર વસ્તુઓ શેમાથી બનાવી ? એ સવાલનો પ્રત્યુત્તર આપતા અટકી પડે છે. ચેતન જડને નીપજાવી શકે નહિ અને પરમાણુમા ચલન થવારૂપ ઇચ્છાનો જન્મ–ઇશ્વરથી સૃષ્ટિનો જન્મ જેઓ માને છે અને દ્વયણુક, ત્ર્યણુક આદિ થયા એમ માની છેવટે કપાટ અને વસ્તુઉત્પત્તિ માને છે તેઓ પણ પરમાણુની ઉત્પત્તિ કયાથી થઇ તેનો નિકાલ કરી શકતો નથી. તેઓ પરમાણુ તો પ્રથમ હતા એમ માની આગળ ચાલે છે પણ પરમાણુના બનાવનાર કોઇને તેઓ

બતાવી શકતા નથી. આ સવાલનો જવાબ જૈનશાસ્ત્રકાર અનાદિ ભાવ બતાવીને આપે છે જેમ કુકડી અને ઇંડાના દૃષ્ટાંતથી સવાલ પૂછ્યો તેમ બીજા સવાલો મુશ્કેલી બતાવવા માટે હવે પછી પૂછે છે અને તે સર્વનો જવાબ છેવટની ગાથામા આપે છે તે બરાબર વિચારી લેવો.

**बुरटा बीज बिना नहि रे, बीज न बुरटा टार;**
**निसी बीन *दिवस घटे नहि प्यार, दिन बिन निसि निरधार बिचारी० २**

"બી વગર ડુંડુ કે વૃક્ષ ઊગી શકતુ નથી અને ડુંડા વગર કે વૃક્ષ વગર બી થતુ નથી રાત્રિ વગર દિવસ ઘટમાન થતો નથી અને દિવસ વગર રાત્રિનો નિરધાર થઇ શકતો નથી."

**ભાવ**—એવી જ રીતે તમે વસ્તુસ્વરૂપ વિચારશો તો ડુંડા વગર કે વૃક્ષ વગર બીજ (બી) પ્રાપ્ત થઇ શકશે નહિ અને બીની પ્રાપ્તિ વૃક્ષ વગર થઇ શકશે નહિ. સામાન્ય રીતે આપણે કેરી લઇએ તો કેરીની ગોટલી કેરીનો સદ્ભાવ અને તે આંબાનો સદ્ભાવ સૂચવે છે અને આંબો ગોટલી વગર ઊગી શકતો નથી. ત્યારે અરસપરસ બીજ અને વૃક્ષનો તેમ જ ધાન્ય અને ડુંડાનો સંબંધ એવો છે કે એક વગર બીજાનુ અસ્તિત્વ અસંભવિત છે એમા વૃક્ષની ઉત્પત્તિ પ્રથમ કે બીજની ઉત્પત્તિ પ્રથમ એ ગમે તેટલી દલીલથી કહેવાનો પ્રયત્ન કરવામા આવે પણ તેમા નિષ્ફળતા જ પ્રાપ્ત થશે.

તેવી જ રીતે દિવસ રાત્રિની અપેક્ષાએ છે અને રાત્રિ દિવસની અપેક્ષાએ છે રાત્રિ ક્યારે કહી શકાય કે તેની પહેલા દિવસ થઇ ગયો હોય અને રાત્રિની અગાઉ થયેલા દિવસને દિવસ સંજ્ઞા ત્યારે જ આપી શકાય કે તેની પહેલા રાત્રિ થઇ ગઇ હોય તે વિના દિવસ અને રાત્રિની ઘટના થઇ શકતી નથી. એક બીજાની ઉપર આધાર રાખતી વસ્તુઓ પૈકી એકની વિવક્ષા અન્યની પૂર્વાવસ્થા સિદ્ધ કરે છે તેથી રાત અને દિવસ એ કાળની અપેક્ષાએ પરસ્પર એવી રીતે અવલંબન કરીને રહેલા છે કે એ બેમાથી પ્રથમ કોણ અને પશ્ચાત્ કોણ એ કહી શકાય તેમ નથી. એ દલીલને પૂર્વ પૂર્વ રીતે પાછળ લેવાથી છેવટે અનવસ્થા પ્રસંગ આવે એટલે સૃષ્ટિકર્તૃત્વનો સિદ્ધાન્ત આપોઆપ પડી ભાગે છે અને તેટલા માટે ન્યાયની દલીલ સમજાવનાર તર્કવાદીઓ અને ખાસ કરીને મીમાંસકો તથા વેદાન્તીઓ સૃષ્ટિકર્તૃત્વનો સવાલ લગભગ નકામો બનાવી દઇ સૃષ્ટિને અનાદિ માને છે અને વૈશેષિકો તથા નૈયાયિકો પરમાણુને અનાદિ માને છે ત્યારે બીજાઓ अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेत् અલૌકિક વસ્તુઓ (ભાવો) તર્કથી યોજવી ન જોઇએ એવો જવાબ આપી મનુષ્યજ્ઞાનશક્તિની અથવા સ્વજ્ઞાનશક્તિની મર્યાદા બતાવે છે વિદ્વાનો સમજી શકશે કે આ કાંઈ જવાબ નથી પણ જવાબ ઉડાવવાની એક પદ્ધતિ છે એ એવા સવાલો વિચારવાની

* દિવસને બદલે પીસ એવો પાઠ છે તેનો અર્થ પણ દિવસ છે
૨ બુરટા=ડુંડ, બીજ સામાન્ય રીતે દૃષ્ટાંતરૂપ. ટાર=ટાળીને, વગર. નિસિ=રાત્રિ નિરધાર=નિશ્ચય.

જ મના હોય તો પછી નકામી ચર્ચા કરવી એ જ ઉચિત નથી. બાઇબલમાં પણ કહે છે કે " Thus far and no further " તમારી બુદ્ધિ આટલા સુધી જ ચાલશે અને વધારે નહિ. આ તદ્દન વિચિત્ર હકીકત છે અને મનુષ્યજ્ઞાનને અકુશિત ( સંકુચિત ) કરનાર તથા તર્કગ્રથના પુસ્તકો બંધ કરાવનાર છે અને તે એમ બતાવે છે કે પોતાની હકીકત સ્થાપિત કરવાની તેની ઇચ્છા છે પણ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે તેની પાસે પૂરતી દલીલો નથી તેથી જ એવો જવાબ આપવો પડે છે.

**सिद्ध संसारी बिनुं नहि रे, सिद्ध बिना संसार;**
**करता बिन करणी नहि प्यारे, बिन करनी करतार. विचारी० ३**

" સિદ્ધના જીવો સસારી જીવ વગર ન હોઇ શકે અને સિદ્ધ વગર સંસાર નથી; તેમ જ કર્તા વગર ક્રિયા નથી સંભવતી અને ક્રિયા વગર કરનાર ( સંભવતો નથી. ) "

**ભાવ**—સિદ્ધના જીવો સંસારી જીવ વગર હોઇ શકે નહિ, કારણ કે મનુષ્યભવમા સાધનસપત્તિ પામી સર્વ કર્મનો ક્ષય કરી સિદ્ધ થવાય છે તેથી સિદ્ધના જીવ સંસારની અપેક્ષાએ જ છે અને સર્વ કર્મથી રહિતપણુ પ્રાપ્ત થાય તે સિદ્ધદશા સસારી દશાને અપેક્ષીને જ હોય છે અને તે વગર સસારી જીવો કહેવાઇ શકે નહિ સિદ્ધના જીવ પહેલા કે સંસારીજીવ પહેલા ? એ પ્રશ્નનો ઉત્તર આપવો અશક્ય છે. અરસ્પરસ અવલંબન કરીને રહેલા ભાવો એક બીજાને લઇને જ હયાતી ધરાવે છે અને તેથી બન્નેનો અનાદિ ભાવ પ્રાપ્ત થાય છે.

તે જ પ્રમાણે કરનાર વગર ક્રિયા નથી અને ક્રિયા વગર કર્તા નથી કોઇ પણ કર્મનો કરનાર જીવ હોવો જોઇએ અને કર્મ કરવાને પ્રેરનાર–તે સ્થિતિ વ્યવહારુ રૂપમા લાવનાર પૂર્વ કર્મ હોવું જોઇએ શુદ્ધ દશામા તો જીવ કાઇ કર્મ કરતો નથી ત્યારે આ જીવ સાથે પ્રથમ કર્મ કેવી રીતે લાગ્યુ, ક્યારે લાગ્યુ, શામાટે લાગ્યું તે વિચારો. એમ પશ્ચાત્ પશ્ચાત્ વિચાર કરતા કર્મ કરનાર જીવ અને તે કરવાને પ્રેરનાર પૂર્વ કર્મ એમ અનાદિ ભાવ પ્રાપ્ત થશે શુભાશુભ કરણી એ કર્મબંધનો હેતુ તેને અને કર્મને અનાદિ લઇએ અને તેના કરનાર જીવને અનાદિ લઇએ ત્યારે જ છેવટે નિરાકરણ પ્રાપ્ત થાય છે ખાણમા પડેલ સુવર્ણ પ્રથમ કે તેને લાગેલ માટી પ્રથમ એ પ્રશ્ન જ લગભગ મિથ્યા છે એક બીજાની સહાનુવૃત્તિ અને પૂર્વ અવસ્થા સૂચવતા હોવાથી છેવટે અનાદિ ભાવ પ્રાપ્ત થાય છે જે વસ્તુસ્વરૂપમા આવો ઊંડો ભાવ હોય તે એકલા બુદ્ધિબળથી વિચાર કરનાર ક્યા સુધી વિચારી શકે એના વિશેષ દૃષ્ટાતો હજુ પણ જોઇએ

3 કરણી=ક્રિયા કરતાર=કર્તા, કરનાર

जामन मरण विना नहि रे, मरण न जनम विनास;
×दीपक बीनु परकाशता प्यारे, बिन दीपक परकाश विचारी० ४

"જન્મ મરણ વગર નથી અને મરણ ન હોય તો જન્મ કે વિનાશ થતો નથી, દીપક પ્રકાશ વગર હોતો નથી અને દીપક વગર પ્રકાશ નથી."

ભાવ—જન્મ મરણ વગર નથી અને મરણ વગર જન્મ નથી. અમુક જીવનો અહીં જન્મ થયો તે તેનો આગામી મરણનો ભાવ સૂચવે છે; નહિ તો જન્મ શબ્દની જ ઘટના થતી નથી અને મરણ જન્મને સૂચવે છે. જન્મ પહેલાં જો મરણ ન હોય તો જીવ આવ્યો ક્યાંથી? શા માટે આવ્યો? કોની પ્રેરણાથી આવ્યો? અમુક જગ્યાએ જ આવવાનું અને અન્યત્ર નહિ જવાનું કારણ શું? તેવી જ રીતે મરણ પણ જન્મને સૂચવે છે એ પ્રમાણે પૂર્વ ભાવ લેતા લેતા છેવટે ક્યાં અટકવું એનો વિચાર કરો.

તે જ પ્રમાણે દીપક વગર પ્રકાશપણું પ્રાપ્ત થતું નથી. એક દીપક થાય ત્યારે તેના સહાનુભાવ તરીકે પ્રકાશ થાય છે. પ્રકાશ દીપકની સાથે જ હોય છે. એમાં કહેવાની મતલબ એમ નથી કે દીપકથી જ પ્રકાશ થઈ શકે. રત્નાદિકનો તથા સૂર્યનો પ્રકાશ દીપક વગર થાય છે, પણ આપણે દીપક પાસે બેઠા હોઈએ ત્યારે દીપક થાય તેની સાથે જ પ્રકાશ થાય છે. તેથી પ્રકાશભાવ અને દીપકનું અસ્તિત્વ સાથે જ છે. એક બીજાને ઓળખાવે તેવા હોવાથી એમાં પૂર્વ પશ્ચાત્‌ભાવ નથી, અનાદિ પ્રવાહથી તેઓનો એ પ્રકારનો સંબંધ ચાલ્યો આવે છે. દીપક પહેલો અને પ્રકાશ પછી એવી સ્થાપના થઈ શકશે નહિ, એમ અત્ર કહેવાનો ભાવાર્થ છે.

આવી રીતે કુકડી અને તેનાં ઇંડાં તથા જન્મ અને મરણના દૃષ્ટાંતો અતિ સ્થૂળ છે તેમ જ વૃક્ષ અને બીજનું પ્રથમ દૃષ્ટાંત તથા કાળાપેક્ષયા રાત્રિદિવસનું દૃષ્ટાંત, જન્મ મરણનું દૃષ્ટાંત અને સિદ્ધ સંસારીનું દૃષ્ટાંત તથા તદ્વીન આધાર આધેય, ક્રિયા કર્તા અને દીપક પ્રકાશના દૃષ્ટાંતો વિચારી તમે વસ્તુસ્વરૂપ પર ખ્યાલ કરો અને પછી જુઓ કે જિનઆગમ કેવા અગમ્ય અને અથાગ છે. જિનઆગમકાર આ અન્યોન્ય (પરસ્પર) અવલંબી ભાવનો કેવી સ્યાદ્વાદ નયમિશ્રિત રીતે પ્રત્યુત્તર આપી નિર્ણય જણાવે છે તે હવે વિચારો.

आनन्दघन प्रभु वचनकी रे, परिणति धरी रुचिवन्त;
शाश्वत भाव विचारते प्यारे, ५खेलो अनादि अनन्त विचारी० ५

---

+ બીનુ (દીપક પ્રકાશ નહિ રે દીપક બીનુ પરકાશ) એવો પાઠાંતર એક પ્રતમાં છે અર્થ એક જ છે.

૪ જમન=જન્મ. વિનાસ=વિનાશ અથવા વિનાસ=ન્યાસનું તે, સ્થાપન કરવું તે. [illegible]

૫ આનંદઘન=આનંદઘન [illegible] જિનેશ્વર ભગવાન. પરિણતિ=[illegible] મતિ. ધરી=ધારણ કરી. રુચિવંત=[illegible] [illegible]

"હે આસ્થાવંત ભવ્ય જીવો ! આનંદરાશિ ભગવાનના વચનમાં રુચિ રાખો અને શાશ્વત ભાવ ( અનાદિ અનંત ભાવ ) વિચારીને હે બંધુઓ ! વસ્તુસ્વભાવ સર્વ અનાદિ-અનંત છે એ ભાવમાં રમણ કરો."

**ભાવ**—હે ભવ્ય જીવો ! તમે આવી રીતે ગોથા ખાધા કરશો પણ તમને તેનો પાર પ્રાપ્ત થશે નહિ, તમે અનેક ગુંચવણમા અટવાયા કરશો; માટે હું તમને માર્ગ બતાવું છું તે વિચારી સમજો તમે ત્રિભુવનનાથ દયાળુ ધીર વીર શાંત સદ્ગુણનિધાન ચિદ્ઘન આનંદસ્વરૂપ શ્રી જિનેશ્વર ભગવાનના વચનમા શુદ્ધ આસ્થા રાખો. અમારું કહેવું એમ નથી કે તીર્થંકર મહારાજ જે કહે છે તે વિચાર કર્યા વગર કબૂલ કરી લો, પણ તેઓના સર્વજ્ઞપણાની પરીક્ષા કરી એક વખત તેઓની આપ્તતા તમને જણાય તો પછી તેઓએ જે વિચારો કર્યા છે તે સમજો. અમુક વિચારો કર્યા છે તે બરાબર છે કે નહિ તે સમજવા માટે વિચાર તરફ માન હોવું જોઇએ, સદ્ભાવ હોવો જોઇએ. પૂર્વ વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળો સત્ય પ્રાપ્ત કરી શકતો નથી, માટે તમે તે તરફ પરિણતિ રાખો, તમારા વિચારો તદ્રૂપ કરી નાખો એટલે પછી તમને સત્ય સમજાશે. નયપ્રમાણથી જે ભાવો તમને સમજાય તેવા છે તે તમે વિચારશો ત્યારે મહાત્માઓના વચનની મહત્ત્વતા, ગંભીરતા અને વિશાળતા તમારા ખ્યાલમા આવશે, માટે એ વચનો તરફ તમે એક વાર સહાનુભૂતિથી જુઓ. એમ નહિ કરો તો ઉપર જે મુશ્કેલીઓ તમે જોઇ છે તેનો ખુલાસો કદિ પણ થશે નહિ.

જેઓ વિચાર કરી શકે તેવી બુદ્ધિવાળા છે તેમને વિચાર કરવાની જૈનશાસ્ત્રકારો કદિ ના પાડતા નથી, પણ આપ્તતાની પરીક્ષા કરવાની તો જરૂર પડશે જ. જે શાસ્ત્રમા પરસ્પર વિરુદ્ધ વચન ન આવતુ હોય અને જેમા નયપ્રમાણજ્ઞાનને સ્પષ્ટ માર્ગ આપ્યો હોય તે આપ્તપ્રણીત શાસ્ત્ર છે એમ સમજવુ મનુષ્યની બુદ્ધિ દાબી દેનાર શાસ્ત્ર સાથે આવા વિશાળ અર્થને કાંઇ સંબંધ નથી અલબત જેઓ વિચાર કરી શકે તેટલા બુદ્ધિવૈભવવાળા ન હોય તેમને માટે તો ' महाजनो येन गतः स पन्था '' એ જ માર્ગ ઉત્તમ છે.

આનંદઘનજી મહારાજના સર્વ પદોમા એક વાત જોવામા આવી હશે અને તે એ છે કે બહુ ભાગે છેલ્લી અથવા તેની આગળની પંક્તિમા તેઓ તેનું રહસ્ય બતાવી આપે છે. તેવી રીતે આ આખા પદનો ભાવ બતાવતા છેલ્લી પંક્તિમા જૈનશાસ્ત્રનો સાર તેઓ બતાવે છે.

આ સર્વ સંબંધ ચિરસ્થાયી છે, શાશ્વત છે, અનાદિ કાળથી તે પ્રમાણે છે એમ વિચારો, એ વચનમા રટણ કરો, તલ્લીન થઇ જાઓ એટલે જે મુશ્કેલી તમને થઇ છે તે સર્વ દૂર થઇ જશે તમે ખુદાએ પૃથ્વી બનાવી એમ માનશો કે પરમેશ્વરકૃત તેને માનશો તો જડમાથી ચૈતન્ય કેમ બને ? બનાવવા માટે વસ્તુઓ જોઇએ તે ક્યાથી આવી ? તેને કોણે અને ક્યારે બનાવી ? પ્રભુને એ વસ્તુ બનાવવાનુ, માયાસ્વરૂપે વ્યક્ત થવાનુ અને ન્યાયાધીશની જગ્યા પોતે રાખવાનુ પ્રયોજન શું ? વિગેરે અનેક સવાલો ઉત્પન્ન થશે તેનો

जामन मरण विना नहि रे, मरण न जनम विनास;
×दीपक वीनु परकासता प्यारे, विन दीपक परकास विचारी० ४

"જન્મ મરણ વગર નથી અને મરણ ન હોય તો જન્મ કે વિનાશ થતો નથી, દીપક પ્રકાશ વગર હોતો નથી અને દીપક વગર પ્રકાશ નથી."

ભાવ—જન્મ મરણ વગર નથી અને મરણ વગર જન્મ નથી. અમુક જીવનો અહીં જન્મ થયો તે તેનો આગામી મરણનો ભાવ સૂચવે છે; નહિ તો જન્મ શબ્દની જ ઘટના થતી નથી અને મરણ જન્મને સૂચવે છે. જન્મ પહેલાં જો મરણ ન હોય તો જીવ આવ્યો ક્યાંથી? શા માટે આવ્યો? કોની પ્રેરણાથી આવ્યો? અમુક જગ્યાએ જ આવવાનું અને અન્યત્ર નહિ જવાનું કારણ શું? તેવી જ રીતે મરણદશા જન્મને સૂચવે છે એ પ્રમાણે પૂર્વ ભાવ લેતા લેતા છેવટે ક્યાં અટકવું એનો વિચાર કરો.

તે જ પ્રમાણે દીપક વગર પ્રકાશપણું પ્રાપ્ત થતું નથી. એક દીપક થાય ત્યારે તેના સહાનુભાવ તરીકે પ્રકાશ થાય છે. પ્રકાશ દીપકની સાથે જ હોય છે. એમાં કહેવાની મતલબ એમ નથી કે દીપકથી જ પ્રકાશ થઈ શકે. રત્નાદિકનો તથા સૂર્યનો પ્રકાશ દીપક વગર થાય છે, પણ આપણે દીપક પાસે બેઠા હોઈએ ત્યારે દીપક થાય તેની સાથે જ પ્રકાશ થાય છે. તેથી પ્રકાશભાવ અને દીપકનું અસ્તિત્વ સાથે જ છે. એક બીજાને અવલંબીને રહેલ હોવાથી એમાં પૂર્વ પશ્ચાત્‌ભાવ નથી, અનાદિ પ્રવાહથી તેઓનો એ પ્રકારનો સંબંધ ચાલ્યો આવે છે. દીપક પહેલો અને પ્રકાશ પછી એવી સ્થાપના થઈ શકશે નહિ, એમ અત્ર કહેવાનો ભાવાર્થ છે.

આવી રીતે કુકડી અને તેનાં ઇંડાં તથા જન્મ અને મરણના દૃષ્ટાંતો અતિ સ્થૂળ છે તેમ જ કુંડ અને બીજનું મધ્યમ દૃષ્ટાંત તથા કાળાપેક્ષયા રાત્રિદિવસનું દૃષ્ટાંત, જન્મ મરણનું દૃષ્ટાંત અને સિદ્ધ સંસારીનું દૃષ્ટાંત તથા તદ્ધીન આધાર આધેય, ક્રિયા કર્તા અને દીપક પ્રકાશનાં દૃષ્ટાંતો વિચારી તમે વસ્તુસ્વરૂપ પર ખ્યાલ કરો અને પછી જુઓ કે જૈનઆગમ કેવાં અગમ્ય અને અથાગ છે. જૈનશાસ્ત્રકાર આ અન્યોન્ય (પરસ્પર) અવલંબી ભાવનો કેવી સ્યાદ્વાદ નયગર્ભિત રીતે પ્રત્યુત્તર આપી નિર્ણય બતાવે છે તે હવે વિચારો.

आनंदघन प्रभु वचनकी रे, परिणति धरी रुचिवन्त;
शाश्वत भाव विचारत प्यारे, *खेलो अनादि अनंत विचारी० ५

---

\+ બીનુ દીપક પ્રકાશ નહિ રે દીપક બીનુ પરકાશ એવો પાઠાંતર એક પ્રતમાં છે અર્થ એક જ છે.

૪ જામન=જન્મ. વિનાસ=વિનાશ અથવા વિન્યાસ=ન્યાસ કરવું તે, સ્થાપન કરવું તે.

* એસે એવો પણ પાઠ છે.

૫ આનંદઘન=આનંદરાશિ જિનેશ્વર ભગવાન. પરિણતિ=મન મતિ. ધરી=ધારણ કરી. રુચિવંત=આસ્થાવંત, ભાવ ભર્યો. શાશ્વત ભાવ=ત્રણે કાળમાં એક જ જે છે તે ભાવ, ઘણો કાળ સ્થાયી ભાવ. ખેલો=રમણ કરો.

"હે આસ્થાવંત ભવ્ય જીવો! આનંદરાશિ ભગવાનના વચનમાં રુચિ રાખો અને શાશ્વત ભાવ (અનાદિ અનંત ભાવ) વિચારીને હે બંધુઓ! વસ્તુસ્વભાવ સર્વ અનાદિ-અનંત છે એ ભાવમાં રમણ કરો."

**ભાવ**—હે ભવ્ય જીવો! તમે આવી રીતે ગોથા ખાધાં કરશો પણ તમને તેનો પાર પ્રાપ્ત થશે નહિ, તમે અનેક ગુંચવણમા અટવાયા કરશો; માટે હું તમને માર્ગ બતાવું છું તે વિચારી સમજો. તમે ત્રિભુવનનાથ દયાળુ ધીર વીર શાંત સદ્ગુણનિધાન ચિદ્ઘન આનંદસ્વરૂપ શ્રી જિનેશ્વર ભગવાનના વચનમા શુદ્ધ આસ્થા રાખો. અમારું કહેવું એમ નથી કે તીર્થંકર મહારાજ જે કહે છે તે વિચાર કર્યા વગર કબૂલ કરી લો, પણ તેઓના સર્વજ્ઞપણાની પરીક્ષા કરી એક વખત તેઓની આપ્તતા તમને જણાય તો પછી તેઓએ જે વિચારો કર્યા છે તે સમજો. અમુક વિચારો કર્યા છે તે બરાબર છે કે નહિ તે સમજવા માટે વિચાર તરફ માન હોવું જોઇએ, સદ્ભાવ હોવો જોઇએ. પૂર્વ વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળો સત્ય પ્રાપ્ત કરી શકતો નથી, માટે તમે તે તરફ પરિણતિ રાખો, તમારા વિચારો તદ્રૂપ કરી નાખો એટલે પછી તમને સત્ય સમજાશે નયપ્રમાણથી જે ભાવો તમને સમજાય તેવા છે તે તમે વિચારશો ત્યારે મહાત્માઓના વચનની મહત્ત્વતા, ગભીરતા અને વિશાળતા તમારા ખ્યાલમા આવશે, માટે એ વચનો તરફ તમે એક વાર સહાનુભૂતિથી જુઓ. એમ નહિ કરો તો ઉપર જે મુશ્કેલીઓ તમે જોઇ છે તેનો ખુલાસો કદિ પણ થશે નહિ.

જેઓ વિચાર કરી શકે તેવી બુદ્ધિવાળા છે તેમને વિચાર કરવાની જૈનશાસ્ત્રકારો કદિ ના પાડતા નથી, પણ આપ્તતાની પરીક્ષા કરવાની તો જરૂર પડશે જ જે શાસ્ત્રમા પરસ્પર વિરુદ્ધ વચન ન આવતુ હોય અને જેમા નયપ્રમાણજ્ઞાનને સ્પષ્ટ માર્ગ આપ્યો હોય તે આપ્તપ્રણીત શાસ્ત્ર છે એમ સમજવુ મનુષ્યની બુદ્ધિ દાબી દેનાર શાસ્ત્ર સાથે આવા વિશાળ અર્થને કાઇ સબધ નથી અલબત જેઓ વિચાર કરી શકે તેટલા બુદ્ધિવૈભવવાળા ન હોય તેમને માટે તો 'महाजनो येन गतः स पन्था' એ જ માર્ગ ઉત્તમ છે.

આનદઘનજી મહારાજના સર્વ પદોમા એક વાત જોવામા આવી હશે અને તે એ છે કે બહુ ભાગે છેલ્લી અથવા તેની આગળની પક્તિમા તેઓ તેનું રહસ્ય બતાવી આપે છે. તેવી રીતે આ આખા પદનો ભાવ બતાવતા છેલ્લી પક્તિમા જૈનશાસ્ત્રનો સાર તેઓ બતાવે છે.

આ સર્વ સબંધ ચિરસ્થાયી છે, શાશ્વત છે, અનાદિ કાળથી તે પ્રમાણે છે એમ વિચારો, એ વચનમા રટણ કરો, તલ્લીન થઇ જાઓ એટલે જે મુશ્કેલી તમને થઇ છે તે સર્વ દૂર થઇ જશે. તમે ખુદાએ પૃથ્વી બનાવી એમ માનશો કે પરમેશ્વરકૃત તેને માનશો તો જડમાથી ચૈતન્ય કેમ બને? બનાવવા માટે વસ્તુઓ જોઇએ તે ક્યાથી આવી? તેને કોણે અને ક્યારે બનાવી? પ્રભુને એ વસ્તુ બનાવવાનુ, માયાસ્વરૂપે વ્યક્ત થવાનુ અને ન્યાયાધીશની જગ્યા પોતે રાખવાનુ પ્રયોજન શુ? વિગેરે અનેક સવાલો ઉત્પન્ન થશે તેનો

ઉત્તર તમે આપી શકશો નહિ, તેમાંના એક પણ પ્રશ્નનો ખુલાસો સંતોષકારક રીતે આપી શકશો નહિ અને તમે અનવસ્થા વિગેરે અનેક હેત્વાભાસોમાં અટવાયા કરશો. અનાદિ અનંત ભાવ માનવાથી આ સર્વ પ્રશ્નોનું એક સાથે નિરાકરણ આવી જશે. અન્ય ધર્મમાં સ્થિર સ્થિતિ, ઉત્પાદ અને પ્રલય માનવામાં આવે છે તેમાં બહુ વિરોધ આવે છે. સમય સમય ઉત્પાદ અને વિલય તો જૈનશાસ્ત્ર પણ માન્ય કરે છે. પ્રલયના સંબંધમાં જે ભેદ જૈનશાસ્ત્રકાર બતાવે છે તે વિચારવા યોગ્ય છે. પર્યાયની અપેક્ષાએ દરેક સમય સર્વ વસ્તુઓના ઉત્પાદ અને વ્યય થયા જ કરે છે પણ એકી વખતે સર્વ વસ્તુઓનો ચિરકાળ સુધી પ્રલય અન્યત્ર મનાય છે તે બુદ્ધિગમ્ય નથી, પ્રમાણજ્ઞાનથી ઉલટો છે અને તેથી વસ્તુસ્વભાવ સમજાવવામાં પાછો પડે છે.

આ રીતે વિચાર કરતાં વૃક્ષ પ્રથમ કે બીજ પ્રથમ, સિદ્ધ પ્રથમ કે સંસારી પ્રથમ વિગેરે પ્રશ્નોનો અવકાશ રહેતો નથી. અનાદિ સંબંધથી એ વસ્તુઓ એ રૂપમાં રહે છે. હે પ્રભુ! તારાં આગમમાં આ ભાવ એવી વિશુદ્ધ દૃષ્ટિથી અને બુદ્ધિગમ્ય રીતે બતાવવામાં આવ્યો છે કે એ સંબંધી વિચાર કરતાં હૃદયમાં પરમ પ્રમોદ થાય છે. તેની મદદ વગર વિચાર કરનારા શું વિચાર કરી શકે? તેઓ છેવટે ભૂલા આઈ ગયા છે, મુદ્દાની બાબતમાં અટકી પડ્યા છે અને આખરે શુન્યવાદી ગયા છે. તારાં આગમો તેટલા માટે અગમ્ય અને અપાર છે. સૃષ્ટિકર્તૃત્વ સંબંધી વિચાર માટે શ્રી પ્રકરણ રત્નાકરના ભાગ બીજામાં પૃષ્ઠ ૧૭૭ થી છપાયેલ આસ્તિક નાસ્તિક સંવાદ તથા શ્રીમાન્ આત્મારામજી મહારાજકૃત જૈનતત્ત્વાદર્શમાં પ્રથમ દેવતત્ત્વનું સ્વરૂપ વાંચવા યોગ્ય છે. જૈન આગમમાં કેવી સૂક્ષ્મ હકીકત બતાવી છે તેનું આ એક દૃષ્ટાંત થયું. વાત એમ છે કે જૈન પરિજ્ઞાનનો મુખ્ય પાયો નય અને પ્રમાણ જ્ઞાન ઉપર છે અને આખું જ્ઞાન એવી ઉમદા રીતે તર્ક-ન્યાયના બંધારણ ઉપર રચાયું છે કે પરિણતિ રાખી ઈચ્છાપૂર્વક તેનો અભ્યાસ કરે તો વસ્તુસ્વરૂપ સમજી શકે. આવી રુચિ તમને જાગ્રત થાઓ અને જૈન પરિજ્ઞાન પ્રાપ્ત કરવા તમે પ્રેરાઓ તો સ્યાદ્વાદભૂમિકામાં જે અપૂર્વ રહસ્ય રહ્યું છે તે તમને સમજાશે. બાકી સામાન્ય લોકસંજ્ઞાને અનુસરી તમે પ્રથમથી જ અભિપ્રાય બાંધી ચાલશો તો કદિ સત્ય સમજાશે નહિ. આ આગમજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તમે દઢ ભાવના કરો, પ્રેમ કરો અને પછી તેનો રસ આસ્વાદો.

---

## ૫૬ ત્રેવીસમું

રાગ-આશાવરી

अवधू अनुभवकलिका जागी, *मति मेरी आतम सुं मीलन लागी; अवधू०

* મતિ મેરી આતમ સમરન લાગી એ પ્રમાણે પાઠાંતર છે.

जाये न कबहु और ढिग नेरी, तोरी विनता वेरी;
+माया चेडी कुटुंब करी हाथे, एक डेढ दीन घेरी. अवधू० १

"હે શુદ્ધ સનાતન ચેતન! અનુભવકલિકા હવે વિકસી છે અને તેથી મારી મતિ આત્માને મળવા લાગી છે. હવે કદિ અન્ય( ઇન્દ્રિય વિષયો )ની પાસે તેની નજીક પણ તે જતી નથી. વળી તારે હવે ( અનુભવજ્ઞાન ) જાણી લેવાનો આ વખત છે. માયારૂપી દાસી અને ( તેના ) કુટુંબને એક દોઢ દિવસ સુધી ઘેરી લઈ કબજે કરીને ( પછી અનુભવજ્ઞાન વિકસ્વર કરો )."

**ભાવ**—આગમદષ્ટિએ આત્માનું સ્વરૂપ વિચારતા વિચારતા હવે અનુભવજ્ઞાન જેનું સ્વરૂપ અગાઉ જોવાઈ ગયું છે તે જાગ્રત થયુ. આ હકીકત બનતા તેનું પરિણામ શુ આવે છે તે બતાવતાં સુમતિ બોલે છે. અનુભવજ્ઞાન એ સર્વ વસ્તુનો સાર છે અને અનુભવજ્ઞાન વગર જે કોઈ વસ્તુ હોય તેનું સ્વરૂપ બરાબર અંતરગમા ઉતરતું નથી. એ અનુભવજ્ઞાનનું પરિણામ અતિ ચમત્કાર ઉત્પન્ન કરનાર છે અને તે અત્ર બહુ સ્પષ્ટ અક્ષરોમા બતાવે છે.

સુમતિ કહે છે કે-હે અવધૂ! હે શુદ્ધ ચેતનજી! તમે જ્યારે શાશ્વત ભાવ વિચારીને અનાદિ અનંત ભાવમા રમણ કરવાનો વિચાર કરવા લાગ્યા છો ત્યારે હવે યથાર્થ સ્વરૂપજ્ઞાન જેને અનુભવજ્ઞાન કહેવામા આવે છે તેની કળી જે અત્યાર સુધી તદ્દન બધ પડેલી હતી, વિકસ્વર થયેલી નહોતી તે હવે ઉઘડવા લાગી છે, ખીલવા લાગી છે, વિકસ્વર થવા માડી છે, તે અનુભવજ્ઞાન સ્વરૂપમય થવા પ્રયત્ન કરો. આત્માનું સ્વરૂપ વિચારવાથી અને તેનુ જ્ઞાન આગમ દ્વારા પ્રાપ્ત થવાથી હવે આત્માનુભવ થવા માડ્યો છે. આ અનુભવજ્ઞાનરૂપ કલિકા વિકસ્વર થવાથી મારુ મન જે અત્યાર સુધી અવ્યવસ્થિત રીતે અહીં તહીં રખડ્યા કરતું હતુ તે હવે નિજ સ્વરૂપ જોવા લાગ્યું છે, તે હવે નિજ સ્વરૂપની વિચારણા કરવા લાગ્યુ છે અને તન્મય થવા લાગ્યું છે. કલિકા વિકસ્વર થવા માડી છે અને એક વાર વિકસ્વર થઇ જશે તો પછી તેના આનદનો-તેની સુગંધીનો પાર રહેશે નહિ, અત્યારથી જ તે બહુ આનદ આપે છે તે કેવા પ્રકારનો છે તે બતાવે છે અને ધીમે ધીમે તે આનદમા કેવી રીતે વધારો થતો જાય છે તે પણ

+ 'માયા ચેડી કુટુબ કરી હથ્થી, એક દીન દેઢિ ઘેરી' એ પ્રમાણે પાઠાતર બે પ્રતોમા છે માયારૂપી દાસીના કુટુબને હાથ કરીને એક દિવસ તેને ઘેરી દીધી આવો તેનો ભાવ છે આશય વિવેચનમા જણાવ્યો છે તે જ છે

૧ જાગી=ખુલી, વિકસી, ઉઘડી મીલન=આત્માને મળવા ઔર=અન્ય, પર, ઇન્દ્રિયના વિષયો. ઢિગ=પાસે નેરી=નજીક તોરી=તારે વિનતા=વિજ્ઞતા, વિવિક્તપણુ વેરી=વખત ચેડી=દાસી કરી હાથે=કબજે કરી ડેઢ=દોઢ ઘેરી=રોકી

બતાવે છે 'આતમ સમરણ મતિ લાગી' એ પાઠમાં પણ તે જ અર્થ પ્રતીત થાય છે મતિ આત્મજ્ઞાનનું રટણ કરવા લાગી છે અને તેથી તે જે કરે છે તે હવે બતાવે છે સુમતિનું પોતાનું જ વાક્ય છે અને તે બોલે છે કે મારી મતિ આત્માને મળવા લાગી એટલે તેનો ભાવ એમ સમજવો કે આત્માની મતિ જે સુમતિરૂપ છે તે બન્નેનો વ્યક્તરૂપે એકાકાર થતો જાય છે એટલે આત્મા હવે સુમતિ સાથે જોડાય છે તેરમા અને ચૌદમા પદમા સુમતિ આત્માને મંદિરે પધારવા જે વિનતિ કરતી હતી તેના કરતાં આત્રે જે મેળાપ થાય છે તે વધારે સુસ્પષ્ટ અને પ્રગતિ બતાવનાર છે તે વિચારવાથી સમજાશે.

અનુભવકલિકા જાગ્રત થતા મતિ આત્મા સાથે મળવા લાગી તે વખતે શુ લાભ થયો તે પ્રથમ જુઓ. અત્યાર સુધી મન અવ્યવસ્થિત રીતે અહીંતહીં ફર્યા કરતુ હતુ તે હવે નિજ સ્વરૂપ જોવા લાગ્યુ; આત્મસમરણમા તેને હવે જણાયુ કે હુ પોતે તો અનાદિ અનંત છુ, અવિનાશી છુ, અરૂપી છુ, હુ જેને મારા માનતો હતો તેમાનુ કોઈ મારુ નથી, હુ પોતે સર્વથી ન્યારો છુ ભિન્ન સ્વરૂપ છુ, તદ્દન અલગ છુ—આવા આવા વિચારોરૂપ આત્મસ્વરૂપનુ સ્મરણ થવા લાગ્યુ અથવા એવા વિચારરૂપ શુદ્ધ જ્ઞાન મય આત્મા સાથે મારુ મળવુ થયુ આ પ્રમાણે થવા સાથે તમારુ મન જે અત્યાર સુધી શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શરૂપ ઇન્દ્રિયોના વિષયો તરફ વારવાર ખેંચાઈ જતુ હતુ અને તેના સબંધમા અને તેની પ્રાપ્તિમાં જ જે મન સુખ માનતુ હતુ તેના વિરહમાં જે તદ્દન દુઃખી બની જતુ હતુ તે હવે તેની પાસે જતુ નથી. સુમતિ સાથે મેળાપ થતા મનની ક્રિયા જ બદલાઈ જાય છે અને પરવસ્તુમાં રમણ કરવાની એની જે ટેવ હતી તે તદ્દન ફરી જાય છે

વળી હે ચેતનજી! તમારે સર્વ બાબતનુ આવી રીતે જ્ઞાન કરી લેવાનો આ વખત છે જો તમને જ્ઞાન પ્રગટ નહિ થાય તો તમારો હેતુ પાર પડવો મુશ્કેલ છે અત્યારે તમે વસ્તુસ્વરૂપ સમજી અનુભવકલિકાને વધારે ખીલવશો તો તમને બહુ મોટો લાભ થશે એ બાબતમા સદેહ જેવુ જરા પણ નથી. જ્ઞાનનો મહિમા અપૂર્વ છે એ બાબત તમને વારવાર બતાવવાની જરૂર નથી, તમે જાણો છો અને જ્ઞાનમય જ છો, માત્ર તેના ઉપર પ્રકાશ કરવાની-મેલ દૂર કરવાની જરૂર છે તે પ્રગટ કરી તમારી સ્થિતિ જુઓ, વિચારો, સમજો. એ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવામા અને અનુભવકલિકા વિકસ્વર કરવામા તમારે એક મુદ્દાની બાબત સભાળવાની છે તે કહુ છુ તે સાભળો;—તમે અત્યારે અનુભવજ્ઞાનની કળી કેવી રીતે જાગ્રત કરી છે તે તો તમે જાણો છો માયારૂપ દાસી અને તેના કુટુબને કબજે કરી લઈને એક કે દોઢ દિવસ સુધી તેને ઘેરી લઈ તમે જરા અનુભવજ્ઞાન પામવા લાગ્યા છો એ તમારા ધ્યાનમાં ખાસ રહેવુ જોઈએ. તમે સારી રીતે જાણો છો કે માયા દાસી અને તેના કુટુબીઓ ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ વિગેરે એવાં ખરાબ છે કે તમારો અને અનુભવનો કદિ મેળાપ થવા દેતાં નથી, તેને જ્યારે તમે એક દોઢ દિવસ

સુધી જરા પણ જોરમાં આવવા ન દીધા ત્યારે તમને અનુભવરસનું ટીપું પ્રાપ્ત થયું છે. એથી તમે સમજી લેજો કે જો તમારે અનુભવરસના પ્યાલા પીવા હોય તો એ માયા દાસી અને તેના કુટુંબીઓને જરા પણ અવકાશ આપતા નહિ તમે તેઓને જેમ અવકાશ આપશો, જેટલો અવકાશ આપશો તેમ અને તેટલે અંશે તમારી અનુભવકલિકા બીડાતી જશે, માટે તમારે મનમાં દૃઢ નિશ્ચય કરવો કે આ વખત અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવા યોગ્ય છે અને તેને માટે ઇંદ્રિયના વિષયની નજીક જવા લાયક નથી અને કષાયોને કબજે કરવાની ખાસ જરૂર છે

એક દોઢ દિવસ એ અલ્પકાળ બતાવનાર શબ્દ છે. એનો ખાસ ભાવ કાંઇ હોય એમ જણાતું નથી. એટલા અલ્પ સમયમા કલિકા વિકસ્વર થઇ છે તો પછી પ્રયાસ કરી વિઘ્ન કરનાર ભાવોને નિરંતર ઘેરી રાખવા એ કર્તવ્યપ્રેરણા સુસ્પષ્ટ રીતે અત્ર બતાવી છે.

**जनम जरा मरन वसी सारी, असर न दुनिया जेती;**
**दे ढवकाय* नवा गमें मींया, किम पर ममता एती. अवधू० २**

“ જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણને વશ કર્યા એટલે તેની અસર દુનિયા પર જેટલી થાય છે તેટલી મારા પર થતી નથી. હે ફકીર ! તને તે ન ગમે તો તેને ફેંકી દે-પછાડી નાખ; તું કોના પર આટલુ મમતાપણુ કરે છે ? ”

**ભાવ**-આત્માને હવે અનુભવકલિકા જાગ્રત થવા માડી છે, તેની અસર નીચે તે રહ્યો છે. તેને વધારે ચોક્કસ રીતે કામ કરવાની ઘણી મજબૂત એક શિક્ષા અત્ર સુમતિ આપે છે હે ચેતનજી ! અનુભવજ્ઞાન તમને થવાથી હવે કેટલેક અશે તમે જન્મ, જરા અને મરણને વશ કરી લીધા છે જન્મ એટલે દુનિયામા અવતાર-આગમન અને મરણ એટલે એક ભવ સપૂર્ણ કરી અન્યત્ર ગમન જન્મ, જરા અને મરણનુ ખરેખરુ દુખ આ સસારમા છે જન્મ્યા પછી મરવુ ગમતુ નથી અને વધારે જીવાય તો ઘડપણથી શરીર જર્જરિત થઇ જાય છે તેની બીક લાગ્યા કરે છે, પરંતુ અનુભવજ્ઞાન પ્રાપ્ત થવાથી તમારા જન્મ મરણની તો હવે હદ બધાઇ ગઇ છે અને તેઓમાથી કોઇ તમને હવે મળે-તમારી પાસે આવે તો પણ સામાન્ય પ્રાકૃત મનુષ્ય ઉપર તેની અસર જેટલી થાય છે તેટલી તમારા ઉપર થવાની નહિ દુનિયાના સામાન્ય માણસો તો કોઇ સંબંધીના મરણની વાત સાભળી રડવા મંડી જાય છે, જન્મની હકીકત સાભળી હર્ષમા આવી જાય છે,

* ‘ મેટવકયાય ’ એવો પાઠ એક પ્રતમા છે

૨ જરા=વડપણ વસી=વશ, કબજે સારી=કરી અસર=દોર જેતી=જેટલી દુનિયા-દુનિયામા રહેનાર લોકો. દે ઢવકાય નવા ગમે એમ પદચ્છેદ કર્યું છે તને ન ગમે તો તેને ધબકાવી નાખ, જન્મ જરા મરણરૂપ ઘરને પાડી નાખ એતી=એટલી

વ્યાધિગ્રસ્ત થતાં મરણ સન્મુખ આવશે તે વિચારથી બાવરા બની જાય છે, વૃદ્ધાવસ્થા-ઘડપણ નજીક આવશે એ વિચારથી કચવાવા મંડી જાય છે આવી રીતે અન્યના તેમજ પોતાના જન્મ જરા મરણની હકીકતથી દુનિયા પર જે અસર થાય છે તેવી અસર અનુભવ જ્ઞાનના પ્રસંગને લઈને અને હું તમારી સાથે હોવાથી હવે તમને થતી નથી, થવાની પણ નથી; કારણ કે મારે અને તમારે જન્મ મરણ હવે વશ થઈ ગયા છે તેની અસર તમારા અનુભવજ્ઞાનને લઈને તમારા પર અમાપ જેટલી થવાની નથી અને કદાચ સહજ અસર થાય તો અનુભવ તમને તેનું શુદ્ધ સ્વરૂપ બતાવી દે તેમ છે અને હું તમને અનુભવ સાથે તુરત મેળવી આપું તેમ છું

હે ફકીર! મીયાભાઈ! ચેતનજી! હવે તમને જન્મ મરણ ગમતા તો નથી તો પછી આટલા પણ બાકીમાં શા માટે રાખો છો? એને તો પછાડીને ફેંકી દો, ઉપાડી નાખો, ઉખેડી નાખો એ જ મમત્વરૂપ ઘરને પાયામાંથી જ ખોદી નાખો. હવે જ્યારે અનુભવ પૂર્વક મમતાનું સ્વરૂપ સમજ્યા તો પછી તમે કોના ઉપર એટલી મમતા કરો છો? શા માટે કરો છો? તેનું પરિણામ શું થશે? એ સર્વ વિચારો. આ કાર્ય તમારે હવે કરવા યોગ્ય નથી મમતારૂપ ઘરને ઉપર કહ્યું તેમ ઉખેડીને ફેંકી દો કે ફરી વાર તમને પીડા થાય નહિ. તમે કોની ઉપર માયા-મમતા કરો છો? શું તમારે યોગ્ય તેઓ છે? આ તમારા ઘર, ઘરેણાં, વાડી, વજીફા એ તો અચેતન છે તમે પોતે શુદ્ધ સનાતન રત્નત્રયીમય, આનંદસ્વરૂપ છો, તેને આવા માટી પત્થરા પર પ્રેમ-મમતા રાખવા એ ઉચિત છે? માટે મારી તો તમને ખાસ સલાહ છે કે-તમે જ્યારે હવે બરાબર સ્વરૂપ સમજ્યા છો ત્યારે એ મમતાના ઘરને જ ભાંગી નાખો, તોડી નાખો, ફેંકી દો એ પ્રમાણે કરવામાં તમારો વિજય છે એ સત્ય માનજો અને તે હવે તમે પણ જાણી શકો તેમ છો

પન્યાસજી શ્રી ગંભીરવિજય મહારાજશ્રીએ કહ્યું છે કે-આ ગાથાના ત્રીજા પદનો અર્થ ઉપલક્ષણથી કર્યો છે પાઠાંતરનો અર્થ પણ તેને જ મળતો થાય છે એમ લાગે છે તેને હું ફેરફ બદલી દેતો નથી એ અર્થ પાઠાંતરનો થાય છે

अनुभवरसमें रोग न सोगा, लोकवाद* सब मेटा।
केवल अचल अनादि अबाधित, शिवशंकरका भेटा ॥ अवधू० २

" અનુભવરસ(ના પાનમાં) કોઈ પ્રકારનો રોગ કે શોક નથી, (વળી) લોકવાદ

* લોકવેદ એવો પાઠાંતર બે પ્રતોમાં છે એનો અર્થ સંબંધ સાથે સમજાતો નથી.

૧ સોગા=શોક. લોકવાદ=લોકાપવાદ/લોકચાતુરી. કેવળ=એકમાત્ર, ચલન વગરનો અનાદિ=આદિ વગરનો અબાધિત=બાધા વગરનો. શિવ=ઉપદ્રવ, અથવા નિરુપદ્રવ. શંકર=ભાવતિ અથવા સુખકારી ભગવાન ભેટા=ભેટાય.

સર્વ મટી જાય છે અને સંસર્ગ વગરના, અસ્થિરતા વગરના, આદિ વગરના અને બાધા-પીડા વગરના નિરુપદ્રવ સુખકારી ભગવાનનો તેમા મેળાપ થાય છે. ”

ભાવ-હવે એ અનુભવરસ કેવો સુંદર છે તે બહુ સ્પષ્ટ રીતે સુમતિ બતાવે છે. એ અનુભવરસમા કોઇ પણ પ્રકારનો રોગ નથી તેમ જ શોક નથી. તમે જો શૃંગાર, હાસ્ય, વીર વિગેરે રસનું પાન કરવા જશો તો ત્યાં રોગ, શોક વિગેરે અનેક પ્રકારના સસારી ભાવો જાગ્રત થશે અને તમને ત્રાસ આપશે. શૃંગાર પછવાડે વિયોગ, હાસ્ય પછવાડે રુદન, વીર પછવાડે શોક વિગેરે પ્રત્યક્ષ રીતે જાણવામાં આવેલા છે અને અવલોકનકારની દૃષ્ટિમાં તે તદ્રૂપે દેખાય છે વળી એ રસના પાન પોતે પણ અનેક વ્યાધિઓના કારણ થઇ પડે છે. અતિ શૃગારરસમા પડેલાઓને વ્યાધિઓ એવા થાય છે કે આવા ગ્રથમા તેના નામો લખવા તે પણ અનુચિત ગણાય આવી રીતે સ્થૂળ રસો લેવાથી રોગ, શોક, ભય, દુગંછા વિગેરે ભાવો ઉત્પન્ન થાય છે ત્યારે આ અનુભવરસનુ પાન કરવામા તેવો કોઇ પણ પ્રકારનો ભાવ ઉત્પન્ન થતો નથી. સાસારિક પ્રાણીઓ તો બિચારા માર ખાય છે તો પણ સંસારને વળગતા જાય છે અને આવા જ કારણથી સસારરસિક સાહિત્યકારો કેટલીક જગ્યાએ શાતરસને રસ તરીકે ગણવાની પણ ના પાડે છે એના સ્થાયી ભાવો વિગેરે શૃંગારાદિ રસોથી જૂદી જાતના હોવાથી તેમા તેઓને આનદ આવતો નથી, કારણ કે આત્મિક આનદ શું છે અને કેવો હોય છે તેનું તેઓને ભાન પણ થયુ હોતુ નથી. આ પ્રસ્તુત વિષય છે તેથી અત્ર તેની વિશેષ ચર્ચા અસ્થાને ગણાય, પણ કહેવાનો તાત્પર્યાર્થ એ છે કે-અનુભવરસમા વિરસપણું ઉત્પન્ન કરનાર એક પણ વિપરીત ભાવ નથી

વળી એથી પણ વિશેષ આનદદાયક હકીકત એ છે કે-અનુભવરસપાનમા લોકવાદ સર્વ મટી જાય છે. આ કાર્ય કરવાથી લોકો આવુ કહેશે, આવુ ધારશે, આ પ્રમાણે વાતો કરશે એવી જે લોકદૃષ્ટિ આપણને સામાન્ય રીતે પડી ગઇ છે તે પછી રહેતી નથી. જ્યા આત્મિક ઉન્નતિ કરવાના એકાત હેતુથી કોઇ પણ કાર્ય કે ત્યાગ કરવામા આવે ત્યા પછી અન્ય વાતો કરનારા સંસારરસિક જીવો શુ કહેશે એ વિચાર કરવાનો અવકાશ જ રહેતો નથી સસારી જીવોનુ સાધ્ય જ ઉલટુ છે, તેઓની વૃત્તિ બધાને સંસારમા જ રાખવાની હોય છે, તેથી તેઓના સાધ્યથી જે વાત થાય તે અનુભવજ્ઞાનવાળાને કબૂલ થઇ શકે એ બહુ સભવિત જ નથી. આવુ વસ્તુસ્વરૂપ સમજી જનારને એક મોટા પ્રશ્નનો ખુલાસો થઈ જાય છે, અનેક અગવડો મટી જાય છે અને માર્ગ સીધો અને સરળ થઇ જાય છે લોકરુચિ પ્રમાણે કામ કરનારા-પોતાના મગજને (conscienceને) દૂર મૂકી કામ કરનારા આ જન્મમા કેટલીક વાર માન-પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે, પ્રથમ ખુરશી મેળવી શકે છે, જ્ઞાતિ, કોમ કે સમૂહના આગેવાન થાય છે, પણ એમા અનુભવજ્ઞાનની વાત નથી, આત્માના વિચારની ગધ નથી, સસારઅસારતાના વિચારનો અવકાશ પણ

નથી એવા અભિપ્રાય ઉપર આ ભવના માની લીધેલા લાભ ખાતર અનેક ભવોને વધારી મૂકવાના વિચારને ભલે સાંસારિક જીવો આદરણીય ગણે પણ સુમતિના મંદિરે પધારનાર મુમુક્ષુ સત્ત્વવંતને તો એ હાસ્યાસ્પદ જ લાગે છે

આવા પ્રકારનો અનુભવ કે જેમાં લોકવાદની પણ દરકાર રહેતી નથી તેના રસનું જ્યારે પાન કરવામાં આવે છે ત્યારે તે પ્રાણીને સંસર્ગ વગરના, અસ્થિરતા વગરના આધિ વગરના, પીડા વગરના, નિરુપદ્રવ અને સુખકારી શ્રી નાથજીનો ભેટો થાય છે એટલે તે ઉત્ક્રાન્તિ કરતો કરતો એવે સ્થાનકે પહોંચી જાય છે કે જ્યાં સંસારની ઉપાધિનો સંસર્ગ પણ લાગતો નથી, જ્યાં આત્મસ્વરૂપમાં સ્થિરતા મેરુપર્વત જેવી નિષ્પ્રકંપ હોય છે, તે સ્થિતિ ક્યારે શરૂ થઈ તે કોઈ જાણી શકતું નથી અને જે સ્થાનમાં કોઈ પણ પ્રકારની બાધા-પીડા નથી એવા કલ્યાણ કરનાર અને સુખ કરનાર સિદ્ધ નિરંજન દેવ સાથે મેળાપ થઈ જાય છે, તદ્રૂપ થઈ જવાય છે અને સંસારમાં પણ ઉત્ક્રાન્તિ દરમ્યાન તે અચળ અબાધિત સુખની વાનગી મળતી જાય છે અહીં સર્વ પ્રયાસ કરવામાં આવે છે તેનો હેતુ માત્ર સુખપ્રાપ્તિનો જ છે અને આવું અચળ અબાધિત સ્થાન જ્યાં શિવશંકરનો નિરંતર માટે મેળાપ થઈ જાય તેને પ્રાપ્ત કરવા માટે ગમે તેટલો ત્યાગ કરવો પડે એ લોકવાદની દરકાર કર્યા વગર કરવા યોગ્ય છે એમ તો સાધારણ સમજણવાળો પ્રાણી પણ કબૂલ કરે અને અનુભવરસનું પાન કરનાર આવું સ્થાનક પ્રાપ્ત કરે છે એટલું તો નહિ, પણ અત્ર અનુભવ કરવા માંડ્યા પછી તે સ્થાન પ્રાપ્ત થતાં સુધીમાં પણ તે બહુ આનંદમય જીવન ગાળે છે એ જીવનમાં એને રોગ શોક નથી ઉપદ્રવ નથી, ઉપાધિ નથી, કકાફૂટ નથી, હાયમારી નથી, રખડપટ્ટી નથી, જીવનનું સાધ્ય, કાર્યનું લક્ષ્યબિંદુ, પ્રયાસનું ફળ આ સ્થિતિ પ્રાપ્ત કરવામાં છે અને તે પ્રાપ્ત થાય ત્યારે જ આ ચક્રભ્રમણનો છેડો આવે તેમ છે

શિવશંકર શબ્દ પર અત્ર શ્લેષ છે ઘણા મનુષ્યો શિવશંકરને મળવા પ્રયાસ કરે છે પણ તે માર્ગ બરાબર લેતા નથી. જો તમારે શિવશંકર સાથે-એક બ્રહ્મ-પરમાત્મા સાથે મેળાપ કરવો હોય, તદ્રૂપ થઈ જવું હોય તો લોકવાદનો ભય મટાડી દઈ અનુભવરસનું પાન કરો તમને શિવ અને શંકર જે સુખ અને કલ્યાણ કરનાર છે અને જે વાસ્તવિક રીતે તમારો પોતાનો આત્મા જ છે જે તમે પોતે જ છો, તે તમને તુરત મળી જશે, તમારું તદ્રૂપ સ્વરૂપ નિરંતરને માટે પ્રગટ થશે અને તમને અતિ સુખ આપશે. તમે જાણો છો કે સુખ કે કલ્યાણ આપનાર લેનાર, ભોગવનાર સર્વ તમે પોતે જ છો, માટે હવે લોકવાદનો ભાગ તજી દો અને આ બાધા-પીડા રહિત સ્થાન પ્રાપ્ત કરવા કટિબદ્ધ થાઓ

**वर्षा बुंद समुंद समानी, खबर न पावे कोई;**
**आनंदघन व्हे* ज्योति समावे, अलख कहावे सोई. अवधू० ४**

"સમુદ્રમા વરસાદનું એક ટીપું પડ્યું તેનો પત્તો કોઇને લાગતો નથી. આનંદરાશિમા પોતાની જ્યોતિને ખરેખર સમાવે તે 'અલખ' કહેવાય છે"

**ભાવ**–સમુદ્રમા વરસાદનું એક ટીપું પડ્યું તે સમુદ્રરૂપ થઈ ગયું, તે પ્રમાણે અનુભવરસનુ પાન કર્યા પછી જે ક્રિયા કરવામાં આવે છે તે એક બિંદુ તુલ્ય હોય તો પણ તે મોટા સમુદ્ર તુલ્ય થઈ જાય છે. આ બાબતમા વિચાર કરવાથી સ્પષ્ટ હકીકત સમજાય તેમ છે અમુક ક્રિયા, ધ્યાન કે ત્યાગની કિંમત તે વખતે આત્મિક અધ્યવસાયની નિર્મળતા ઉપર આધાર રાખે છે બાહ્ય સ્વરૂપે એકસરખી ક્રિયા કરનાર બે જીવમાથી એક મહા કર્મબંધ કરે છે ત્યારે અન્ય ઉદાત્ત અવસ્થા ભોગવે છે કે તેથી સાધારણ ધ્યાન વિગેરે કરવામા આવે તો પણ તેનુ પરિણામ અતિ વિશાળ થાય છે, કારણ કે અનુભવજ્ઞાન થયા પછી સ્થિતિ ઉપર જણાવ્યું તેમ સિદ્ધદશા સમાન થતી જાય છે

અથવા અનુભવજ્ઞાન થયા પછી ચેતનનું મનોરાજ્ય એવુ વિશાળ થઇ જાય છે કે તે સમુદ્રમાં પડેલા ટીપાની પેઠે સમુદ્રમય વિશાળ થઇ જાય છે, એને પછી પોતાનો વ્યક્તિભાવ સ્થાપન કરવાની ઇચ્છા રહેતી નથી, અભિમાન કરવાની અભિલાષા રહેતી નથી, એ તો પોતાની જાતને એટલી વિશાળ દૃષ્ટિથી જોઇ શકે છે કે એનો ખ્યાલ અનુભવ વગર આવવો પણ મુશ્કેલ છે. અથવા સિદ્ધદશામા જ્યારે તે પહોચે છે ત્યારે ત્યા સમુદ્ર સાથે પોતાના આત્મબિંદુને મેળવી નાખે છે અને તેથી સામાન્ય દૃષ્ટિએ અમુક આત્માની વ્યક્તિ તરીકે અવસ્થાપના કરવી મુશ્કેલ જણાય છે (છતા બિંદુ એ સમુદ્રમા જ છે અને તે ત્યા રહેવાનું જ છે. દિવ્ય જ્ઞાનથી તે બિંદુનુ વ્યક્તિત્વ ત્યા રહેલ છતા પણ પ્રાપ્તવ્ય છે એ ધ્યાન બહાર જવુ ન જોઇએ.)

આવા આનદના સમૂહમા જે પોતાની જ્યોતિને સમાવે છે તે અલક્ષ્ય કહેવાય છે. જ્યોતિ તે અત્ર આત્મસ્વરૂપની જ્યોતિ સમજવી અલખવાદવાળા જેનુ સ્વરૂપ લક્ષ્યમાં આવતુ નથી એવા અલખમા પોતાની જાતને સમાવી દેવાનુ શીખવે છે પરતુ એ અલક્ષ્યવાદનુ વાસ્તવિક સ્વરૂપ એ છે કે આનદના સમૂહમા પોતાની આત્મજ્યોતિને સમાવી દેવી, આનદરૂપ થઈ જવુ, આનદમય થઈ જવું. સિદ્ધ અવગાહનામા પોતાની આત્મજ્યોતિ સમાવવી એ અલક્ષ્ય સ્વરૂપની પ્રાપ્તિ છે જેઓ અલખવાદ સમજ્યા નથી તેઓ ભલે જ્યોતિમા તણખો મેળવવાનું કહી આત્મવ્યક્તિત્વનો સપૂર્ણ નાશ થવાનુ

* વ્હેને બદલે એક પ્રતમા 'કે' શબ્દ દેખાય છે

૪ વર્ષા=વરસાદ બુદ=ટીપુ સમુદ=સમુદ્ર, દરિયો સમાની=સમાઇ ગઇ. ખબર=પત્તો વ્હે=ખરેખર જ્યોતિ=પ્રકાશ અલખ=અલેક, અલક્ષ્ય કહાવે=કહેવાય છે. સોઇ=તે

માને, પણ વાસ્તવિક હકીકત એ છે કે આનંદસમુદ્રમાં પોતાની જ્યોતિને સમાવી દઈ જેમ સમુદ્રમાં પાણીનુ બિંદુ પડી સમુદ્ર તુલ્ય થઈ જાય, સમુદ્રમય થઈ જાય, પણ તે ત્યાં છે, વ્યક્તિરૂપે છે અને સાધારણ રીતે–સ્વરૂપે તેનો અન્ય બિંદુઓથી અભેદ છે પણ વ્યક્તિરૂપે તેનો સર્વથા નાશ થતો નથી, તેમ સિદ્ધ અવગાહનામા તે સ્વરૂપે સર્વ સિદ્ધ સમાન છે અને તેથી સ્વરૂપે અભેદ છે પણ તેની વ્યક્તિગત અવગાહના સિદ્ધદશામા પણ પડે છે અને તે જ અલક્ષ્ય સ્વરૂપની પ્રાપ્તિનુ વાસ્તવિક સ્વરૂપ છે

અનુભવરસનુ સ્વરૂપ આવા પ્રકારનુ છે એમા વૃત્તિનિરોધ એવા ઊંચા પ્રકારનો થાય છે કે અહીં પણ સિદ્ધદશાના અવ્યાબાધ સુખનો થોડો વધતો લાભ ધીમે ધીમે મળતો જાય છે અને છેવટે એ દશા પ્રાપ્ત થાય છે વળી લોકરુચિ ઉપર એ દશામા ધ્યાન રહેતી નથી તેથી અને સાસારિક ભાવો કડવા લાગે છે તેથી મનમા એક એવી અખંડ શાંતિનુ સામ્રાજ્ય ચાલે છે કે એ દશા પર એક વાર પ્રીતિ થયા પછી અન્ય રસની તુચ્છતા જણાય, અન્ય રસ પીવાની વૃત્તિમા મલિનત્વ સમજાય અને અન્ય રસના આસ્વાદનને પરભાવરમણતા જણાય. સુમતિ મંદિરે પધારવાથી આવી અનુભવકલિકા જાગ્રત થઈ છે, હવે એ કલિકાને પોષણ આપી વધારવી એ ચેતનજીનુ કામ છે ચેતનજી તેમાં ઉદ્યમવત રહે તો સુમતિ તો ચેતનજીને પોતાને મંદિરે પધરાવી અનુભવરસનુ પાન કરાવ્યા કરશે એમાં સંદેહ નથી પ્રેમનો માગ એક સરખો જ છે વેસ્યા કે કુલાંગના અનુક્રમે મદિરા કે મશાલાદાર દૂધનુ પતિને પાન કરાવે છે માયા મમતા રાગદ્વેષ કષાયનુ પાન કરાવે છે અને સુમતિ અનુભવરસનુ પાન કરાવે છે હવે આ પાનમા તમને જે પાન પસંદ આવે તે પીઓ અને તે માગ આદરી તેનાં સરસ વિરસ પરિણામો જે તમે સમજી શકો તેવા છે તે ચેતનજી સોઝવે તેવી સ્થિતિમા તેને મૂકે.

---

## ૫૬ ચોવીસમુ

(રાગ–રામગ્રી.)

> સુને મારો કબ મિલશે મનમેલુ સુને૦
> મનમેલુ બિણ કલિ ન કલીએ, વાલે કવલ કોઈ વેલુ સુને૦ ૧

"મારા મનના મેળાપી સાથે મારો મેળાપ ક્યારે થશે ? મનના મેળાપી વગર કોઈ રમત રમીએ નહિ (એ રમત) કોઈ મૂખ રેતીના કોળીઆ વાળે (તેના જેવી છે)"

ભાવ—સુમતિએ અલખ જ્યોતિ જાગ્રત કરવા માટે સામાન્ય રીતે ઉપર વિવેચન

---

૧ કબ=ક્યારે મનમેલુ=મનનો મેળાપ થાય છે ગુણ સ્વભાવનુ એકરૂપ સ્વભાવે સ્વભાવનો મેળાપ કેલિ=રમત. કલીએ=રમીએ કવલ=કોળીઆ. વેલુ=રેતીના

કર્યું, હવે તે જ હકીકત શ્રી આનંદઘનજી મહારાજ પોતાને ઉદ્દેશીને સવિશેષપણે કહે છે. અનુભવજ્ઞાનનું માહાત્મ્ય અતિ ઉદાત્ત રીતે બતાવ્યું, તે જ્ઞાનનું પરિણામ પણ સાથે બતાવ્યું. એ સર્વ સાંભળી શ્રી આનંદઘનજી મહારાજને સ્પષ્ટ સમજાયુ કે–આ અનુભવજ્ઞાન વાતો કરવાથી પ્રાપ્ત થાય તેમ નથી, તેને માટે દૃઢ પ્રયત્ન કરવો જોઇએ. એ અનુભવજ્ઞાનરૂપ જ્ઞેય સ્વરૂપ મેળવવાના દૃઢ વિચારનો ભાવ બતાવતા પોતે ઉદ્ગાર કાઢે છે કે–અહો ! આવું જ્ઞેય સ્વભાવનુ એકરૂપ જેમા સ્વભાવે સ્વભાવનો મેળાપ થાય છે તે મને ક્યારે પ્રાપ્ત થશે ? જ્યાં મને મનનો મેળાપ થાય છે ત્યાં જ પ્રીતિ શોભે છે અને તેનુ નામ જ પ્રીતિ કહેવાય છે. વ્યવહારમા પણ સ્વભાવ એટલે પ્રકૃતિ મળે ત્યારે જ પ્રેમ થયો એમ દુનિયા માને છે. જો કે તે પ્રેમમા રાગ સ્થૂળ પદાર્થો પર છે અને એચાણુ વિકારમય છે તેમ જ અલ્પકાળ સ્થાયી છે, પરંતુ આત્મિક ગૃષ્ટિમા તો સવિશેષપણે મૂળ સ્વભાવે સ્વભાવ મળે ત્યારે જ પ્રીતિ થાય છે અને ત્યારે જ તેનો નિભાવ થાય છે.

માટે શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે–કોઇ પણ રમત મન મળ્યા વગર કરવી નહિ. એવી રીતે ઉપર ઉપરની રમત કરનારને રમતમા મજા આવતી નથી અને એવી પ્રીતિ લાંબો વખત ચાલતી નથી ચેતન અને જ્ઞાનસ્વભાવ મળે ત્યારે એ રમત રમવી ઉચિત ગણાય, કારણ તેઓ મળતી રાશિવાળા છે, પણ વિભાવદશાની સાથે ચેતનજી રમત કરે એ અયોગ્ય લાગે છે આવી રમત કોઇ રમે તો તે કેવા પ્રકારની થાય એ પણ અત્ર બતાવી આપે છે. એવી વિભાવદશાની રમત તે રેતીના કોળીઆ જેવી છે રેતીમા ચીકાશ–સ્નિગ્ધતા ન હોવાને લીધે તેના કોળીઆ વળી શકતા નથી અને કદાચ કોઇ બહારની વસ્તુ રેતીમા ભેળવી ચીકાશ ઉત્પન્ન કરવામા આવે અને પછી તેના કોળીઆ વાળવામા આવે તો પણ તે તદ્દન સ્વાદ વગરના હોવાથી તેમા કોઇ પ્રકારનો આનંદ આવતો નથી અને એવા કોળીઆ વાળનાર મૂર્ખ માણુસ જ ગણાય હે ચેતન ! તે અનાદિ કાળથી આવા રેતીના કોળીઆ ભર્યા છે પણ તને તેમા જરા પણ સુખ મળ્યુ નથી અને તુ નિરંતર રખડ્યા કરે છે, માટે હવે તારે આવા મનમેલુ વગર કોઇની સાથે ક્રીડા કરવી નહિ આવી બાહ્ય વિભાવદશાની ક્રિયામા કાંઈ સાર નથી તે તુ હવે સમજ્યો છો, તેથી જે જ્ઞેય ભાવમા રોગ શોક નથી, જ્યા શુદ્ધ સ્વરૂપ ચિદાનંદઘન સ્વરૂપનો આવિર્ભાવ છે એ સ્વભાવ સાથે મેળાપ કરવાનો તારો વિચાર થયો છે તે જ ઇષ્ટ છે, તે જ કર્તવ્ય છે અને તે જ પ્રાપ્તવ્ય છે

**आप मिल्याथी अंतर राखे, सुमनुष्य नही ते लेलू;**
**आनंदघन प्रभु मन मिलीआ विण, को नवि विलगे चेलु. मुने० २**

---

૨ આપ=પોતે મિલ્યાથી=મળનારની સાથે અંતર=આંતરો સુમનુષ્ય=સારો માણુસ લેલુ=પત્થરાનો કટકો વિલગે=વળગે ચેલુ=ચેલો, બાળક

' પોતે મળનારની સાથે અંતર રાખે તે સારો માણસ નહિ પણ પત્થરો સમજવો, આનંદરાશિ ભગવાન સાથે મન મળ્યા વગર કોઇ મેલો વળગે નહિ અથવા હે ભગવાન ! મન મળ્યા વગર કોઈ મેલો પણ વળગતો નથી. "

**ભાવ**—પોતાને જેની સાથે મળવાનું છે તેની જ સાથે આંતરો રાખે, તેને પોતાના હૃદયની વાત કરે નહિ, તેની સાથે બરોબર પ્રીતિ ધરાવે નહિ, પ્રીતિમાં પડદો રાખે, પોતાના સ્વસ્વભાવે તેને મળે નહિ, પણ અન્ય સ્વરૂપે મળે અથવા તેને મળવાના બખાળા કર્યા કરે તેને સારો માણસ જાણવો નહિ, પણ તેને એક પથ્થર સમાન સમજવો વ્યવહારનો આ જાણીતો નિયમ છે કે પોતાના મેળાપી સાથે આંતરો રાખે તે સારો માણસ ન ગણાય. પ્રીતિ ન કરવી હોય તો જૂદી વાત છે, પણ મેળાપ તો કરવો છે અને છતાં પણ મળનાર સાથે મન ખુલ્લું મૂકી પ્રેમ જમાવવો નહિ એ ઠીક નથી. દાખલા તરીકે સ્વસ્ત્રીની સાથે મેળાપ કરવાની ઇચ્છા રાખવી અને તેની સાથે પ્રેમગોષ્ઠી કરવી નહિ, હૃદયની વાર્તા કહેવી નહિ અને પરસ્ત્રી સાથે આસક્તિ રાખવી એ સારા પ્રતિષ્ઠિત માણસનું કામ નથી. તેમ જ નિજ સ્વરૂપને મળવાની ઇચ્છા રાખવી અને વળી વિભાવ ઉપર પણ પ્રેમ રાખવો એ ઠીક કહેવાય નહિ પ્રીતિ કરવી તો પછી જીવિત પર્યંત ચાલે તેવી, ખુલ્લા હૃદયની અને પરભાવરમણતા દૂર કરવાપૂર્વક કરવી કે જેથી પ્રેમ બરાબર જામે અને આદર્શરૂપ પ્રીતિલગ્ન થાય

હે આનંદઘન પ્રભુ ! દુનિયામાં પણ એક જાણીતો નિયમ છે કે મન મળ્યા વગર એક બાળક હોય તે પણ વળગતો નથી. નાના બાળક તરફ તમે સદ્ભાવ બતાવશો તો તે સ્વાભાવિક રીતે તમને વળગતો આવશે, પણ તેના તરફ પ્રેમ બતાવશો નહિ તો તે તમારી દરકાર કરશે નહિ. તમે તેના નજીકના સગા હો કે તમે ધનવાન અથવા વયોવૃદ્ધ હો તે વાત બાળકના મનમાં અસર કરશે નહિ, તમે તેના તરફ સાચો પ્રેમ રાખશો તો જ તે તમને ચોટતો આવશે. તેવી જ રીતે આનંદઘન પ્રભુ સાથે મન મળ્યા વગર એટલે સ્વભાવની એકતા થયા વગર કોઈ મેલો પણ થતો નથી. સંસારત્યાગની વાર્તા કરો તમારા વાક્ચાતુર્ય કે ત્યાગ વૈરાગ્ય પર આધાર રાખશે નહિ પણ થનાર ચેલા તરફ તમારો સદ્ભાવ હશે તો તેને તમારી ત્યાગપરિણતિ પર પ્રેમ થશે અને તે ત્યાગવૃત્તિ કરશે.

આ હકીકતમાં એક બહુ મુદ્દાની વાત કરી છે જેઓને સ્વભાવ જાગ્રત કરવાની ઇચ્છા હોય તેમણે અંતઃકરણપૂર્વક તે ભાવ ઉપર પ્રીતિ રાખી પરભાવરમણતાનો ત્યાગ કરવો જોઇએ. ઉપર ઉપરના ભાવથી કાંઇ વળવાનું નથી. પરભાવ ત્યાગ કરી સ્વભાવરમણતા કરવાનો ઉદ્દેશ જે દરેક પદમાં સ્પષ્ટ રીતે બતાવ્યો છે અને જે મુદ્દા ઉપર ઉપોદ્ઘાતમાં જણાવ્યા પ્રમાણે સર્વ પદો રચાયલાં છે તેને અંગે આ પદમાં વિશેષ વાત એ કહી કે સ્વભાવરમણતા પ્રાપ્ત કરવાની દૃઢ ઇચ્છા કરવા સાથે તેમાં જરા પણ આંતરો રાખો નહિ,

તેના ઉપર દઢ પ્રીતિ કરો અને સાથે પરભાવરમણતા દૂર કરો. તમારી પ્રીતિ એકાંત હશે, ભાવના દઢ હશે, સંકલ્પ વિશુદ્ધ હશે તો જે ભાવ સાથે તમે લગ્ન કરવાની ધારણા કરો છો તે તમને જરૂર પ્રાપ્ત થશે. અત્ર સ્વભાવશુદ્ધિ સાથે દઢ પ્રેમ કરવાનો અને તેમાં જરા પણ કચરો ન રાખવાનો ઉપદેશ કર્યો છે.

---

## પદ પચીસમું

(રાગ-ગમઘા)

क्यारे मुने मिलश्ये *माहरो संत सनेही, क्यारे०
संत सनेही सुरीजन पाखे, राखे न धीरज देही. क्यारे० १

"હે સંતપુરુષો ! મારું શુદ્ધ સ્વરૂપ મને ક્યારે પ્રાપ્ત થશે ? હે સંતો ! પ્રેમવાળા સગાસંબંધી વગર આ પ્રાણી ધીરજ (સ્થિરતા) રાખી શકે નહિ."

**ભાવ**—શ્રી આનંદઘનજી મહારાજ પોતે ઉપરના પદમાં એક અતિ મહત્ત્વતાવાળું સત્ય બતાવી હવે સંતોની પાસે પૃચ્છા કરે છે કે–હે સંતો ! મારા સ્નેહને યોગ્ય એ શુદ્ધ આત્મસ્વરૂપ જરા પણ અંતર રાખ્યા સિવાય મને ક્યારે પ્રાપ્ત થશે ? જ્યારે અમુક વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય છે એમ એક વખત પ્રતીતિ થાય ત્યાર પછી મનમાં તે મેળવવા માટે પ્રબળ ઇચ્છા થાય છે અને પછી તે ક્યારે મળશે એવી ઝંખના થાય છે આ સ્થિતિએ જ્યારે આત્મા પહોંચે છે ત્યારપછી સંતપુરુષો પાસે જઈ એ સંબંધી પૃચ્છા કરવામાં આવે એ સ્વાભાવિક છે. જેઓ એકાંત આત્મજાગૃતિમાં ઉદ્યુક્ત રહ્યા હોય છે, સદ્‌ગુણશિરોમણિ હોય છે, પારકા અલ્પ ગુણને મોટો પર્વત જેવો માનનારા ગુણાનુરાગી હોય છે, જેઓનું વર્તન અતિ વિશિષ્ટ હોય છે, તે 'સંત'પુરુષ કહેવાય છે અને તેવા મહાત્માઓ પાસેથી આવા પ્રશ્નના સીધા સાચા જવાબની આશા રાખવી એ તદ્દન સાર્થ હકીકત છે.

શ્રી આનંદઘનજી મહારાજ તેટલા માટે હૃદયવાસનાનું ગાન કરતા બોલે છે–હે સંતો ! તમે સારી રીતે જાણો છો કે વસ્તુત શુદ્ધ આત્મસ્વરૂપ સાથે મારે અભેદ પ્રીતિ છે, તે મારામય છે અને મારા ખરા સ્નેહી તરીકે તે જ છે કમનશીબે અત્યાર સુધી વસ્તુસ્વરૂપથી તદ્દન અજાણ રહેલો હોવાથી હું મારા ખરા સ્નેહીને ઓળખી શક્યો નહોતો પણ હવે

---

* માહરો શબ્દ એક પ્રતમાં નથી સંતને બદલે 'શાંતિ' શબ્દ તે જ પ્રતમાં આ પંક્તિમાં અને બીજી પંક્તિમાં મૂક્યો છે

૧ ક્યારે=કયે વખતે મુને=મને સંત=સંતપુરુષો સનેહી=મારું શુદ્ધ સ્વરૂપ સુરીજન=સગા, સ્વજન પાખે=વિરહે, વિના ધીરજ=સ્થિરતા દેહી=દેહ ધારણ કરનાર, પ્રાણી

તમારા મેળાપ પછી અને તમારા ઉપદેશશ્રવણ પછી મને જણાયું છે કે મારા ખરા સ્નેહી તો હજુ દૂર રહ્યા છે અને માયા મમતા જેની સાથે હું વળગી રહ્યો હતો તે તો મારા વિરોધી છે હવે જ્યારે સ્નેહીને ઓળખ્યા ત્યારે તો તેને મળવું જોઈએ, ત્યારે હવે આપ કૃપા કરીને કહો કે એ મારા સ્વરૂપમિત્રને હું ક્યારે મળીશ ? હે સત્પુરુષો ! તમે સારી રીતે જાણો છો કે જ્યાં સુધી પ્રાણી પોતાના ખરા સગાઓને મળતો નથી ત્યાં સુધી તેને સ્થિરતા પ્રાપ્ત થતી નથી, તેના મનમાં ધીરજ રહેતી નથી અને તેને કાંઈ ગોઠતું નથી. તેવી જ રીતે આત્મા જ્યાં સુધી પોતાના ખરા ( આત્મિક ) સગાઓને મળતો નથી ત્યાં સુધી તેને સ્થિરતા આવતી નથી સંસારની સ્થિતિ-પ્રાણ ધારણ કરવાપણું જ્યાં સુધી હોય ત્યાં સુધી એક સરખી સ્થિરતા કદિ આવતી નથી એ જાણીતી વાત છે સ્થિરતા-સ્વગુણરમણતારૂપ ચારિત્ર સિદ્ધદશામાં હોય છે, બાધકદશામાં શરૂઆતમાં તે હોતું જ નથી અને પછી ઓછે-વધતે દરજ્જે પ્રાપ્ત થતું જાય છે, પણ જ્યારે ખરા સ્વજનો મળે ત્યારે બહુ સારી રીતે ધીરજ મળ્યા કરે છે, તેઓ તરફનો એક જાતનો મનને ટેકો મળે છે ખરા સ્વજનો ક્યા છે તે વિચારતાં આપણે નવમા પદમાં જોયું હતું કે એનો મેળાપ જ દૂધમાં સાકર મળવા જેવો સુંદર સ્વાદીષ્ટ છે અને તેઓના નામોમાં પ્રથમ નામ સમતાને ઘટે છે તેની સાથે ક્ષાન્તિ આદિ દશ ધર્મો, ઇન્દ્રિયસંયમ, કષાયત્યાગ, યોગરૂંધન વિગેરે આવે છે આવા સ્વજનો સાથે મેળાપ થાય ત્યારે જ ધીરજ આવે છે મનને આલંબન મળે છે અને હૃદયને ટેકો મળે છે હે સત્પુરુષો ! આવા મારા સ્વજનો મને ક્યારે મળશે તે તમે હવે જણાવો. હજી હું સ્વજનોને બહુ સારી રીતે ઓળખતો નથી, પણ તેઓ મારી સાથે ન હોવાથી મને ધીરજ રહેતી નથી અને મારા મનને શીતળતા પ્રાપ્ત થતી નથી, તો તેઓ મને ક્યારે મળશે તે મને હવે તમે કૃપા કરીને કહો.

આ પ્રાણીની સંસારસ્થિતિ-દેહીપણાની સ્થિતિ પણ સ્વજનનો મેળાપ ન થાય ત્યાં સુધી ચાલી આવ્યા કરે છે એક વખત તેને મૂળ સ્વભાવધર્મો સાથે મેળાપ થાય છે કે તુરત જ તેને સંસારરોગ વિસરાઈ જાય છે, મિત્રબુદ્ધિએ-સગપણબુદ્ધિએ માની લીધેલા માયા, મમતા કષાય રતિ આદિ મોહ રાજાના દૂતો સાથે પ્રેમ મટતો જાય છે અને છેવટે સિદ્ધ દશામાં નિરંતરને માટે ધીરજ પ્રાપ્ત થાય એવી અપૂર્વ આનંદમય સ્થિતિ પ્રાપ્ત થાય છે

जन जन आगल अंतरगतनी, *वातलडी कहुं कहीः
आनन्दघन प्रभु वैद्य+ वियोगे, कीम जीवे मधुमही ! क्यार० २

* વાતની બીજી પ્રતમાં આ પ્રમાણે પાઠ બે પ્રતોમાં છે
+ આ પ્રતમાં વૈદ્યને બદલે વેદ છે તે અશુદ્ધ જણાય છે
૨ જન જનમાં [illegible] અંતરગતની–મનની વાતચીત–વાતો કહીકહીને, [illegible]
[illegible] મધુમેહી–મધુપ્રમેહ [illegible] પ્રાણી.

"દરેક માણુસ પાસે મારા મનની વાત કેટલી કહું ? આનંદરાશિ ભગવાનરૂપ (કુશળ) વૈદ્યના વિયોગે જેને મધુપ્રમેહ થયેલ હોય તે કેવી રીતે જીવી શકે ?"

**ભાવ**–સ્વજન ક્યારે મળશે એવો સવાલ સંતપુરુષોને પૂછવાનું કારણુ એક તો ઉપર કલ્પવામાં આવ્યું છે, તે એ હતુ કે એવા મહાત્મા પુરુષો પાસેથી બરાબર જવાબ મળી શકે, પણુ તે ઉપરાત એક બીજું ખાસ મુદ્દાનુ કારણુ છે અને તે એ છે કે આવી અગત્યની બાબતમા જેને તેને વાત શું કરવી અને કેટલી કરવી ? જેઓથી દુ ખ મટવાનો જરા પણુ સભવ નથી તેની પાસે આવી અંતરગતની બાબતમા રોદણા રોવાથી લાભ શું થવાનો છે અને વાત પણુ એક બે ચાર કહેવાની હોય તો ઠીક, હજારો વાત કહેવાની, હજારો પ્રકારના–અનંતા અનુભવ વિભાવદશામા થયેલા તે સર્વ કહી સંભળાવવાનો હવે વખત આવ્યો છે તે સંતપુરુષ વગર સાભળે કોણુ ? અને સાંભળીને વળી તેનો ઉપાય કોણુ બતાવે ? એ તો સદાગમ સાભળનાર હોય અને પાસે પ્રજ્ઞાવિશાળા અને અગૃહીત-સંકેતા* બેઠેલા હોય ત્યાં આવી ભવ્ય પુરુષ સમક્ષ જ્યારે સંસારી જીવ અતરગતની વાત કરે ત્યારે તેના અનુભવોનો ખ્યાલ આવે, ગૂચનો નિકાલ થાય અને હકીકતનો પરસ્પર સબંધ, કાર્યકારણુભાવ અને પરિણુતિભાવ ખ્યાલમા આવે જેઓથી દુ ખ મટવાનુ નથી તેઓ પાસે વાતો કરવામા કોઈ પ્રકારનો લાભ નથી. અથવા મારા મનમાં અનેક પ્રકારની વાતો કરવાની છે તે હે સતો ! મારા સ્નેહીઓ મળે તો તેઓને કહું. દરેકની પાસે એવી વાતો કરવાથી લાભ શું ? તેથી તો ઉલટા હલકા પડવાનું થાય છે, માટે તેઓ મને ક્યારે મળશે એ કહો. ઘરની વાત ઘરના માણુસોને કહેવી એ જ ઉચિત છે, જ્યા ત્યા બબડ્યા કરવું એ ડાહ્યા માણુસનું કામ નથી આ અર્થ પણુ સમીચીન છે

હે સતો ! મને અધીરજરૂપ વ્યાધિ થયો છે અને તેથી મને સ્થિરતા આવતી નથી, મન મુંઝાયા કરે છે અને એક સ્થાનકે ટકી શકતુ નથી અને તેથી હું પણુ અસ્તવ્યસ્ત-પણે રખડ્યા કરુ છું આવો વ્યાધિ થયેલો માણુસ તો કોઈ કુશળ વૈદ્ય મળે તો જ જીવી શકે, નહિ તો તેના પ્રાણુ જાય. જેમ કોઇ માણુસને મીઠી પેશાબનો અથવા મધુપ્રમેહનો ભયંકર વ્યાધિ થયો હોય તેનું જ્યારે બહુ વિદ્વાન્ વૈદ્ય પાસે નિદાન કરાવવામા આવે–તેનો ભેદ સમજવામા આવે ત્યારે જ તેની દવા થવાથી તે વ્યાધિગ્રસ્ત માણુસ જીવી શકે છે, કારણુ નિદાન સારી રીતે થયા પછી ચિકિત્સા તો ગમે તે કરી શકે છે આવી રીતે મને પણુ અધીરજરૂપ મધુપ્રમેહ થયો છે તો હવે તો આનદસમૂહ ભગવાન્, શુદ્ધ નિરંજન દેવ, ચિદ્ઘનાનંદસ્વરૂપ પરમાત્મારૂપ વૈદ્યનો જો યોગ થાય અને તેઓ તેનું નિદાન કરે તો પછી યોગ્ય ચિકિત્સા કરતા વ્યાધિનું જોર નરમ પડે હે નાથ ! મારો વ્યાધિ તપાસી, તેનું નિદાન કરી મને સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય તેમ કરો, આવા મધુપ્રમેહ જેવા

* આ સર્વ પાત્રો 'ઉપમિતિભવપ્રપચા કથા' ગ્રન્થમા શ્રી સિદ્ધર્ષિ ગણિએ ચિતર્યા છે, તેના સબધમા ત્યા અનેક હકીકત અતિ માર્મિક અને વિચારવાલાયક રીતે બતાવી છે

વ્યાધિની વાત મારાથી જેને તેને કહી શકાય તેમ નથી. આપ કુશળ વૈદ્ય છો, મારો વ્યાધિ લાંબા વખતનો (chronic disease) છે અને જો આપ મારો કેસ હાથમાં લઇ મારા વ્યાધિનું નિદાન કરી આપી મને વ્યાધિથી છોડાવશો તો જ મારો નિસ્તાર થશે. આવી વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં આપને હું કેટલી વાત કરું? મારા સગાસ્નેહીઓ મને મળે તો તેઓની સાથે બેસી જરા આનંદ મેળવું. હે નાથ! એ મારા સગાસ્નેહીઓ મને ક્યારે મળશે એ હવે આપ કૃપા કરીને કહો, હાલ તો હું તેની જ ઝંખના કરું છું, તેની જ જપમાળા ફેરવું છું અને તમે મને મારા આ મોટા દુઃખમાંથી છોડાવી શકશો એવી દૃઢ ભાવના વિશ્વાસપૂર્વક રાખું છું.

કોઈ સાબરની પછવાડે શિકારી કૂતરાઓ લાગ્યા હોય, જંગલમાં પૂર્ણ જોરથી દોડીને સાબર થાકી ગયું હોય અને પાણીની શોધ કરતું હોય તે વખતે તેને ગમે તેટલો ખોરાક આપવામાં આવશે તો તેથી તેને શાંતિ થશે નહિ. એને સુંદર સરોવર પ્રાપ્ત થતાં તે પાણી પીને પોતાની તૃષા મટાડશે અને ત્યારે જ તેના જીવને શાંતિ મળશે; અથવા એક બાળક મુંબઇની બજારમાં તેની માથી છૂટું પડી ગયું હોય તેને ગમે તેટલાં રમકડાં આપશો, ખાવાનું અપાવશો કે પ્રેમથી બોલાવશો પણ તે કદિ સંતોષ પામશે નહિ, તે તો પોતાની માને બોલાવ્યા કરશે અને તે તેને મળશે ત્યારે જ તેના મનમાં શાંતિ થશે. આવી રીતે જ્યારે આપણા મનમાં પરમાત્મભાવ પ્રાપ્ત કરવાની તૃષા ઉત્પન્ન થશે ત્યારે તરસ્યા સાબરની પેઠે અથવા માથી વિખૂટા પડેલા બાળકની પેઠે અન્ય વસ્તુ કદિ આનંદ આપી શકશે નહિ. આવા પ્રકારની તૃષા થાય ત્યારે મન તે પાછળ કેવી રીતે લાગી જાય છે તે અરણ્યમાં મુસાફરી કરતી વખત સખ્ત ઉનાળામાં બપોરે તૃષા લાગે ત્યારે પાણી માટે મુસાફરને કેવી ઝંખના થાય છે તેનો અનુભવ કરનાર વિચારી શકશે. હે પ્રભુ! મારા નાથ! મને હવે સ્વજનોને મળવાની ઇચ્છા થઇ છે અને પરમાત્મભાવ પ્રગટ કરવાની તૃષા લાગી છે તે ગમે તેમ કરીને છીપે એમ કરો. હું આપને ખાત્રીથી કહું છું કે જ્યાં સુધી મારી તૃષા છીપશે નહિ ત્યાં સુધી મને કોઇ કેમેયે ચેન પડશે નહિ.

---

## ૫૬ છવીસમું

(રાગ આશાવરી)

अवधू क्या मागु गुनहीना, वे गुनगनन प्रवीना अवधू०
गाय न जानु बजाय न जानु, न जानु सुरभेवा;
रीझ न जानु रीझाय न जानु न जानु पदसेवा अवधू० १

---

१ अवधू—आनंद स्वरूप भगवान अथवा चेतन. गुनहीन—जेनामां गुणो नथी अथवा हीन अभागी छे तेवो. [illegible] गुनगनन—गुणनी गणतरी, [illegible] प्रवीन—प्रवीण, हुशियार. [illegible] [illegible] रीझ [illegible] प्रसन्न करवा [illegible]

"હે અખંડ સ્વરૂપ ભગવાન્! હું ગુણથી રહિત તે (તમારી પાસે) શું માગું? (તે માગનાર તો) ગુણની ગણતરીમા પ્રવીણ હોય છે. હું તો ગાઈ જાણતો નથી, બજાવી જાણતો નથી તેમ જ સુરના ભેદો જાણતો નથી, તેમ જ વળી રીઝી જાણતો નથી અને રીઝાઈ પણ જાણતો નથી તથા સ્વરૂપસેવા પણ જાણતો નથી. (ત્યારે હું શું માગુ? શા હકે માગું? કેવી રીતે માગું?)"

**ભાવ**—સિદ્ધ પરમાત્માની પ્રાર્થના કરતા શ્રીઆનંદઘનજી મહારાજ કહે છે કે–હે મારા નાથ! આપનામા સર્વ ગુણો પ્રગટ થયા છે અને હું તો હજુ સુધી બાહ્યાત્મા જેવા રૂપે વર્તું છું. મને આપની કૃપાથી સહજ અંતરાત્મપણાનો લક્ષ્ય થયો છે પણ હું હજુ સર્વથા ગુણહીન છું, ગુણરહિત છુ, મારામા વાસ્તવિક રીતે એક પણ ગુણ નથી, મારે હજુ બધુ કાર્ય બાકીમા છે અને મારી પાસે કાઇ નથી. આવો ગુણહીન હુ આપની પાસે શું માગુ? શા હકે માગું? કેવી રીતે માગું? હે પરમાત્મા! મારે આપની પાસે બક્ષીસની માગણી કરવી છે પણ હુ કેવી રીતે માગણી કરું? પ્રથમ તો જે માગનાર હોય છે તે શું માગે છે તેની તેના મનમાં ગણતરી હોય છે, તેનો ખ્યાલ સ્પષ્ટ હોય છે અને તેની માગણી અમુક મર્યાદામા હોય છે હુ તો મારું સ્વરૂપ પ્રગટ થાય અને મને આપનુ પદ મળે એવી મોટી બક્ષીસની યાચના કરવા તત્પર થયો છુ, પણ આપનામા ગુણો કેટલા છે, મારા સ્વરૂપમા શી મહત્તા છે અને કેટલી મહત્તા છે તે ગણવાની તો હજી મારામા હુશિયારી આવી નથી, સંક્ષેપમાં કહુ તો મારામા કઇ કઇ વાતની અલ્પાશતા છે તે પણ હુ હજુ સ્પષ્ટ રીતે સમજી શકતો નથી, મારે શેનો ખપ છે તેનું મને ભાન નથી, મારે તો માગવાનુ પણ બાકીમા છે અને શું માગવાનુ છે તેનો નિર્ણય કરવાનો પણ બાકીમા છે, ત્યારે મારે માગવુ શુ?

વાસ્તવિક હકીકત એવી છે કે–કોઇ કોઇ વાર સિદ્ધદશામા સુખ છે એવી હકીકત સાભળીને આ જીવને તે મેળવવાની ઇચ્છા થાય છે પણ ત્યા વાસ્તવિક સુખ શુ છે અને અહીંના માની લીધેલા સુખ અને ત્યાના અપ્રતિપાતી સુખ વચ્ચે કેટલુ અંતર છે, શો તફાવત છે અને પ્રકારભેદ કેટલો છે એ તે સમજતો નથી. આથી તેને શુ માગવું એનો ખ્યાલ આવી શકતો નથી. હવે પોતે કેવી રીતે ગુણહીન છે અને પોતાને માગતા કેવી રીતે આવડતું નથી તે બન્ને હકીકત સાથે બતાવે છે

હે પરમાત્મા! મારા નાથ! તમારામા અનંત ગુણો છે એમ મેં સાભળ્યું છે પણ તે મને ગાતા આવડતા નથી, તમારા ગુણો અમુક પ્રકારથી ગાઇ શકાય છે એમ પણ જાણતો નથી અને ગુણો કયા કયા છે તે પણ જાણતો નથી આથી ગાયન કરી તમારા ગુણો માગી શકું એ મારા સંબંધમા હાલની અવસ્થાની અપેક્ષાએ બની શકે તેમ નથી.

વળી તમારા ગુણો હુ ભજવી શકું તેમ નથી. ગીતની સાથે જેમ વાજિંત્ર શોભે તેમ

તમારા ગુણોને હું શોભાવી શકતો નથી. મને ગાઈને અને વગાડીને તમારા ગુણોનું કીર્તન કરતાં આવડતું નથી. પોતાને ગાયનકળા આવડતી હોય અથવા વાદ્યકળા આવડતી હોય તો ગુણોનું અવતરણ કરી તેમાં એકાગ્રતા કરાય છે અને પછી ‘અનંત ગીય વાઈએ’ ગીત વાજિત્રમાં અનંતગણું ફળ કહ્યું છે, એ વાત સિદ્ધ થાય. આ તો તે પણ આવડતું નથી અને ગુણ ક્યાં છે તેનું ખરું ભાન પણ નથી તેથી શું માંગું ? કેમ માગું ? વળી આટલાથી પણ અટકતું નથી, પણ હું તો સુરના ભેદો પણ જાણતો નથી. અમુક સુર ખરજ (ષડ્જ) છે, કે પંચમ છે, કે ગાંધાર છે, ધૈવત છે કે નિષાદ છે તે પણ હું જાણતો નથી. સુરના જ્ઞાન વગર ગુણગાન થઈ શકે નહિ એ સુપ્રસિદ્ધ હકીકત છે આથી તાલ સુરના જ્ઞાન વગરનો હું ગાઈ વજાડી ન જાણનાર અને સંગીતશાસ્ત્રથી અનભિજ્ઞ તમારા પાસે શું માગણી કરું અને શેની માગણી કરું ?

અહીં ગુણયાચનામાં સંગીત કેટલું મહત્ત્વનું પદ ધરાવે છે એ શ્રીઆનંદઘનજી મહારાજ જેવાની દશાએ પહોંચેલાના વિચારોથી ખાસ મનન કરવા યોગ્ય વિષય થઈ પડે છે પણ તે બાબત વિચાર કરતાં મૂળ વિષયથી દૂર જવાનું થઈ જાય છે, વાત એટલી જ છે કે તાલ, સુર સાથે સંગીત ચાલતું હોય ત્યારે તેના જ્ઞાનવાળાને તેમાં રસ એવો પડે છે કે તેમાં એકાગ્રતા થઈ જાય છે અને કોઈ વાર એ એવી ઉદાત્ત અવસ્થા અનુભવી શકે છે કે તેને મહાલાભ પ્રાપ્ત થઈ જાય છે

હે નાથ ! ઉપરાંત કોઈની સામે રીઝી કેમ પડાય તે પણ હું જાણતો નથી અથવા તો રીઝ કોને કહે છે તે પણ હું જાણતો નથી અને બીજાને રીઝવવી કેમ શકાય તે પણ મને આવડતું નથી. અપ્રસન્ન હોય તેને પ્રસન્ન કરવાની જે રીત તે રીઝ કહેવાય છે, પોતે તે વખતે જે કાર્ય કરે છે તે રીઝ કહેવાય છે અને સામાને પોતાના તરફ આકર્ષવાનું કાર્ય તે રીઝામણ કહેવાય છે પ્રભુને અથવા પતિને રીઝવવા હાવભાવ ગીત, નૃત્ય, પ્રિય વચન વિગેરે અનેક આવિર્ભાવો કરવામાં આવે છે અને તેથી તે રીઝાય છે પણ હે પરમાત્મા ! આવા પ્રકારની રીઝ અને રીઝામણ જેને અન્યોન્યાશ્રય છે તે બન્નેમાંથી એક પણ મને આવડતાં નથી.

આપની રીઝ રીઝામણ જાણતો નથી એટલેથી જ અટકતું નથી પણ આપના નિરંજન પદની સેવા કેમ કરવી ? કેવી રીતે કરવી ? શું સાધનોથી કરવી અને તેમ કરીને તમારું પદ કેવી રીતે માગવું ? તે પણ જાણતો નથી આપના ચરણકમળની સેવા કરતાં આવડતી નથી, નહિ તો મારી આ દશા હોય નહિ. હે નાથ ! આ પ્રમાણે સ્થિતિ છે ત્યારે હવે મારે આપની પાસે શું માગવું ? કેમ માગવું ? અને કેવી રીતે માગવું ? મને આપની પાસે યાચના કરતા પણ આવડતી નથી.

* ટબામાં વજાવવાનો અર્થ અનાહત અંતર્ધ્વનિરૂપ વાજિત્ર કરે છે મતલબ તે વાજિત્રોના સુર-સમાધિ આદિના ભેદોને જાણતો નથી. આ ભાવ પણ સારો છે

અથવા હે નાથ ! હું આપની પાસે તે સંગીતવિદ્યા માગું કે વાદ્યવિદ્યા માગું કે સ્વરજ્ઞાન માગું ? આવા સાધનો પણ મને આવડતાં નથી ત્યારે મારે તે આપની પાસે ગુણની માગણી કરવી કે ગુણપ્રાપ્તિના સાધનોની માગણી કરવી ? અને મારે ગુણો માગવા તો તે કેવી રીતે માગવા ? નીચેની દરેક ગાથાનો આવી રીતે પણ અર્થ થઇ શકે છે એ ધ્યાનમા રાખવું.

**वेद न जानुं *किताब न जानुं, जाणुं न लक्षण छंदा;**
**तरकवाद विवाद न जानुं, न जानुं कविफंदा. अवधू० २**

"હું વેદ જાણતો નથી, કિતાબ જાણતો નથી, કવિતાના લક્ષણ અને છંદ જાણતો નથી, તર્કવાદ અને વિવાદ જાણતો નથી તેમ જ કવિત્વકળા જાણતો નથી."

**ભાવ**—વળી હે નાથ ! સૂર્ય, અગ્નિ અને ચંદ્રથી ઉદ્ધરેલા સામ, યજુર્ અને ઋગ્વેદ અને ત્રણેથી ઉદ્ધરલો અથર્વ એ ચાર વેદ શ્રીવ્યાસજીએ વિભક્ત કરેલા છે તેમાથી એક પણ હુ જાણતો નથી. હિન્દુ ધર્મશાસ્ત્રનો મૂળ પાયો વેદ છે. એની શ્રુતિના જુદા જુદા અર્થ કરીને અદ્વૈતવાદી આદિ અનેક દર્શનો ઉત્પન્ન થયા છે અને તે એક નયને આશ્રયીને થયેલા છે આત્મજ્ઞાન જેને વાસ્તવિક રીતે મેળવવું હોય તેણે પરસ્પર નયાપેક્ષી જ્ઞાનને સારી રીતે સમજવુ જોઇએ, કારણ કે અન્ય દર્શનના મૂલભૂત નયો વીતરાગ દર્શનના અંગો છે ફક્ત તેઓનુ અવધારણ નકામું છે તેથી જ્યા સુધી એનું જ્ઞાન બરાબર ન થાય ત્યા સુધી કોઇ વખત એકાંત શ્રદ્ધા થવાથી શુદ્ધ શ્રદ્ધાથી ભ્રષ્ટ થઇ જવાય છે અને આત્મિક જ્ઞાન પણ અપૂર્ણ રહે છે આથી વેદમા શુ કહ્યુ છે અને તેને અન્ય દર્શનકારો સ્વમતમા કેવી એક પક્ષદૃષ્ટિથી ખેચી ગયા છે તે સમજવા યોગ્ય છે તદુપરાત પરસ્પરાપેક્ષાવાળા નયસમુદાયના પ્રમાણજ્ઞાનવાન્ સમ્યગ્દૃષ્ટિને ગમે તે ધર્મપુસ્તક લાભ કરનાર થાય છે તે પ્રતીત થાય તેવી હકીકત છે. હે નાથ ! આ ચાર વેદમાથી એક વેદ પણ હુ જાણતો નથી અથવા વેદ એટલે સ્વરૂપજ્ઞાન એ અર્થ લઇએ તો મને આપના યથાર્થ સ્વરૂપનુ સંપૂર્ણ જ્ઞાન પણ નથી

તે જ પ્રમાણે હે પરમાત્મા ! મને મુસલમાનોનુ પવિત્ર ધર્મશાસ્ત્ર કુરાને શરીફ છે તેનુ પણ જ્ઞાન નથી સમુદ્ર જેવા વિશાળ જૈન દર્શનમા સર્વ દર્શનસરિતાઓ આવી મળે છે અને વિશિષ્ટ બોધવાળાને સર્વ ગ્રન્થોમાથી સાર તુલ્ય રત્નો પ્રાપ્ત થાય છે, અર્થાત્ પર-સમયજ્ઞાન થવાથી તેઓનુ અસત્ સ્વરૂપ ભાસમાન થાય ને તેથી જ ઘણે ઊંચે દરજ્જે સત્યની ઉપર રાગ થાય અગર વ્યતિરેક દૃષ્ટાન્તો માટે તેની જરૂર પડે ને તેથી સ્વમત

* કિતાબને બદલે 'કતેબ' પાઠ બે પ્રતમા છે

૨ વેદ=ચાર વેદ, સ્વરૂપજ્ઞાન, કિતાબ=કુરાન, બક્ષીસ છંદ=પિંગળ, સ્વભાવ તરકવાદ=ન્યાયશાસ્ત્ર વિવાદ=ઉત્તર પ્રતિઉત્તર કવિફંદા=કવિત્વકળા, નવી નવી રચના

સિદ્ધ થાય. તદપેક્ષયા આત્મિક જ્ઞાન પૂર્ણ કરવા કુરાન, બાઇબલ, અવસ્થા વિગેરે સર્વ ધર્મગ્રન્થો વાચી-વિચારી દષ્ટિબિંદુઓ સમજવા આત્મજ્ઞાનીનું પરમ લક્ષ્ય હોય છે અથવા કિતાબ એટલે બક્ષીસ એ અર્થ લઇએ તો આપની બક્ષીસ કેવી હોય ? આપની કૃપા કેમ મળે અને કેવી રીતે મળે ? તે પણ હું જાણુતો નથી.

હે નાથ ! હું પિંગલનાં લક્ષણો પણ જાણુતો નથી કે આવા અક્ષરસંયોગથી અમુક વૃત્ત થાય કે આ છંદ માત્રામેળનો છે કે એમાં અમુક ગણો આવે છે વળી ક્યા વૃત્તો સમ છે, ક્યા વિષમ છે વિગેરે લક્ષણો મને આવડતા નથી કે કવિતા કરીને આપની પાસે ગુણયાચના કરું 'પિંગળ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય; વળી વ્યાકરણ વિના વદે, વાણી વિમળ ન હોય' એ સ્પષ્ટાર્થ છે અથવા છંદ એટલે મનુષ્યોમાં વિવિધ સ્વભાવના આવિર્ભાવો હોય છે તે હું બરાબર સમજતો નથી. તેનાં લક્ષણો મારા ધ્યાનમાં નથી અને તેથી તેઓ વિભાવદશામાં પણ કેવી રીતે ગુણ સાથે વર્તે છે તે મારા ખ્યાલમાં નથી. આવી રીતની હકીકત હોવાથી હું આપની પાસે કેવી રીતે ગુણની યાચના કરું અથવા ક્યા ગુણોની યાચના કરું તે હું સમજતો નથી

વસ્તુની ઘટના હેતુપણાના જ્ઞાનપૂર્વક કરવી તેનું નામ તર્ક કહેવાય છે જ્યાં ધૂમાડો દેખાય છે તો તેમાં અગ્નિ હોવો જોઇએ, કારણ ધૂમાડો અગ્નિનું કાર્ય છે વિગેરે તર્ક કહેવાય છે તેને અંગે દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન અને સાથે પ્રમાણ, નય અને ભંગ સ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે અપેક્ષા વિગેરે સમજવાથી આત્માના અન્વયવ્યતિરેકપણા આદિના તર્કવડે આત્મસ્વરૂપનું યથાર્થ લક્ષ્ય થાય છે એ ઉપયોગની સ્ફુર્તિને તર્ક કહેવાય છે વળી એક હકીકતને સ્થાપન કરવા આચાર્ય અને શિષ્યનો પરસ્પર પૂર્વપક્ષ ઉત્તરપક્ષ થાય તે વાદ અને તેના ઉત્તર પ્રતિઉત્તર આપવા તે વિવાદ કહેવાય છે કુતર્ક ઉઠાવી હેતુ અને પરિણામ વગરનો વાદ કરવો તે પણ વિવાદ કહેવાય છે આ તર્કવાદ અને વિવાદમાંથી હું કાંઇ જાણુતો નથી. આ તર્કવાદ વિવાદનું શુષ્ક જ્ઞાન તત્ત્વજ્ઞાનનો પાર પામવા માટે ઉપયોગી નથી કારણ કે શુષ્ક વાદ અને પ્રતિવાદ કરતા કદિ પણ તત્ત્વનો અંત પમાતો નથી એમ ઉપાધ્યાયજી મહારાજ જ્ઞાનાષ્ટકમાં કહે છે પણ હેત્વાભાસવાળી યુક્તિકુયુક્તિથી જ્યારે અન્ય કોઇ લક્ષસ્થાન ઉઠાવી દેવા યત્ન કરતો હોય અથવા શાસ્ત્રાનુભવસિદ્ધ વસ્તુની સ્થાપના કરવી હોય ત્યારે શ્રદ્ધામાં સ્થિર રહેવા માટે આ જ્ઞાનની જરૂર છે કારણ કે તેથી આક્ષેપ કરનાર કે શ્રોતા કઇ જગ્યાએ સ્ખલના કરે છે તે સમજાઇ જાય છે તથા સમજાવી શકાય છે યથાસ્થિત તર્કના નિયમ પ્રમાણે ચર્ચા કરવી તે વાદ અને વિપરીત વાદ કરવો તે વિવાદ. આમાંનું હે પરમાત્મા ! હું કાંઈ જાણુતો નથી.

વળી હે પ્રભુ ! હું કવિનું ચાતુર્ય અથવા તેઓની કળા જાણુતો નથી. નવીન કાવ્યો બનાવવામાં અલંકારના ભેદો, રસના વિભાવો અનુભાવો, સ્થાયી ભાવો અને તેના વિશેષો જાણુવા જોઇએ એ સર્વનું મને જ્ઞાન નથી કે જેથી હું તમારી કવિતા બનાવી તમારા

ગુણનું ગાન કરું, તમારા ગુણોનું કાવ્ય બનાવું અને તદ્દ્વારા તમારા ગુણોની યાચના કરું. આ પ્રમાણે મારી સ્થિતિ છે તેથી હે પ્રભુ! હું તે આપની પાસે હજુ આ જ્ઞાન, વિજ્ઞાન કે જે આત્મજ્ઞાન કરવાનાં સાધન છે તે માગું કે આપના ગુણો માગું ? હું તે કેવી રીતે માગું ? શું માગું ? ખરેખર ! હું માર્ગભ્રષ્ટ થયેલો છું. મને શું કરવું તેનું ભાન નથી. હે મારા નાથ ! મને આપ બરાબર માર્ગપ્રતીક્ષા કરાવો.

**जाप न जानुं जुवाब न जानुं, न जानुं *कथवाता;**
**भाव न जाणुं भगती न जाणुं, जानुं न सीरा ताता. अवधू० ३**

"આપનો જાપ જાણતો નથી, (આપ સંબંધી પ્રશ્નનો) જવાબ પણ જાણતો નથી, (ઉત્તમ પુરુષ–મહાત્મા) કથિત આપની વાતો જાણતો નથી, અથવા કથા-વાર્તા જાણતો નથી, રુચિ જાણતો નથી, ભક્તિ(ના ભેદ) જાણતો નથી અને શીતળ ગરમ શું છે તે પણ જાણતો નથી."

**ભાવ**—નવકારવાળી આદિ સાધન હાથમા લીધા વગર મુખેથી પ્રભુનામોચ્ચારણ કરવુ તે શાબ્દ જાપ કહેવાય છે અને નવકારવાળીથી અથવા હૃદયમા કમળ વિગેરેની કલ્પના કરી જાપ કરવો તે માનસ જાપ કહેવાય છે જો આશ્રવભીતિપૂર્વક યોગજ્ઞાન યથાસ્થિત ન થયું હોય તો થોડો વખત જાપ કર્યા પછી પાછું મન ભ્રમિત થઇ જાય છે જ્યારે પ્રભુના પદની લય લાગે છે ત્યારે અતરધ્વનિ–અજપાજાપ–સોહંસોહનો અસ્ખલિત ઉચ્ચાર ઉઠે છે અને તેનું બરાબર જ્ઞાન ન હોય તો તેમા અનેક પ્રકારની ભ્રમણાઓ પણ થાય છે પ્રાણાયામ વિગેરે તેટલા માટે કાળજ્ઞાન અને શરીરસ્વાસ્થ્ય માટે જ ઉપયોગના છે એમ શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રના પાચમા પ્રકાશની શરૂઆતમા કહે છે. એ બાબતનો જેને નાદ લાગેલો હોય છે તે કોઇક વાર આત્મસ્વરૂપ જોવાના ભ્રમમા પડી જાય છે, તેથી યોગમાર્ગના સપ્રદાયી જ્ઞાન વગર જાપમા હું ઉતરી શકતો નથી. અને હે નાથ ! આપનુ સ્વરૂપ માનસ પ્રત્યક્ષ પણ થતુ નથી અને જ્યા સુધી પરમાત્માનો માનસિક સાક્ષાત્કાર ન થાય ત્યા સુધી ગમે તેટલો જાપ કરવામા આવે તો તેનો પરમાત્મદશાપ્રાપ્તિના લક્ષ્યાર્થને અગે કાઈ પણ ઉપયોગ નથી એ સાદી રીતે સમજી શકાય તેવી હકીકત છે.

વળી અન્ય કોઇ મને પૂછે કે–પરમાત્મા કેવા છે ? તો આપના સાક્ષાત્ સ્વરૂપનું મને

---

* કવિવાતા એવો પાઠાતર ક્વચિત્ છે પણ બીજી ગાથાના છેલ્લા ચરણમા તે વાત આવી ગઇ છે તેથી અત્ર ઉપરનો પાઠ સમીચીન ગણ્યો છે 'કર વાતા' એવો પાઠ છે, તેનો અર્થ 'વાતો કરી જાણતો નથી' એમ થાય છે

૩ જાપ=સ્મરણશક્તિ. જુવાબ=જવાબ કથવાતા=(ઉત્તમ જન) કથિત વાતો=માર્ગો, કથા અને વાતો ભાવ=રુચિ, પ્રણામ ભગતી=ભક્તિ સીરા તાતા=ટાઢા ઉના

દર્શન થયેલું ન હોવાથી હું કાંઈ જવાબ પણ આપી શકતો નથી. એ જવાબ કાંઈ સાધારણ પ્રશ્નનો જવાબ નથી કે તેમાં ગોટો ચાલે આથી આપના સંબંધી પ્રશ્ન પૂછનારને સંતોષ થાય તેવો જવાબ હું આપી શકતો નથી. વાતો તો ઘણી કરું છું પણ સૂરાનો એક પણ સંતોષકારક જવાબ મુદ્દાસર આપી શકતો નથી.

તેવી જ રીતે મહાત્મા પુરુષોએ આપને સેવવાના કયા કયા માર્ગો બતાવ્યા છે? કેવી વિધિ બતાવી છે? તેની વાતો પણ હું બરાબર જાણતો નથી. મારા સાંભળવામાં આવ્યું છે કે આપને સેવવા માટે-આપના ગુણો પ્રકટ કરવા માટે શાસ્ત્રકારો અનેક વાતો કરી ગયા છે, પણ હું તેમાનું કાંઈ જાણતો નથી, અથવા જાણું છું તો બહુ ઉપર ઉપરથી તદ્દન સાધારણ રીતે જાણું છું અને વાસ્તવિક રીતે તો તે વાતો જાણવાનું અણજાણપણું કહેવાય એવું મારામાં છે જ નહિ આપના ગુણોની કે આપની આવા પ્રકારની અન્યકથિત વાતો પણ હું કરી શકતો નથી ત્યારે આપ સાક્ષાત્ મળો તો હું આપને ઓળખી શકીશ કે નહિ તે પણ અચોક્કસ છે અને આપ મળશો ત્યારે હું આપની પાસે સમજ્યા વગર શું માગીશ? હે પ્રભુ! આવી મારી સ્થિતિ છે

વળી હે પ્રભુ! આપની ભક્તિ કેવી રીતે કરી શકાય છે તે પણ હું જાણતો નથી. 'ચિત્તપ્રસન્ને રે પૂજનફળ કહ્યું રે' એમાં શું રહસ્ય છે તે હું સમજતો નથી અને આપની ભક્તિમાં એવી ચિત્તની પ્રસન્નતા થઈ હોય, એવો અપૂર્વ વીર્યોલ્લાસ થઈ ગયો હોય, એવી અપૂર્વ આત્મજ્યોતિનું દિવ્ય દર્શન થઈ ગયું હોય એમ મારા ધ્યાનમાં નથી અને એનું કારણ એ ભક્તિ માટે કેવા પ્રકારનો ભાવ જોઈએ, કેવી ઊંચા પ્રકારની રુચિ જોઈએ, કેવી દૃઢ સદ્દહણા જોઈએ તેનું મને વાસ્તવિક ભાન નથી એ જ હોવું જોઈએ. 'ભાવ વિના દાનાદિકા, જાણો અલૂણો ધાન; ભાવરસાંગ મળ્યા થકી, ત્રુટે કર્મ નિદાન' એ વાત સત્ય હશે એમ મને જણાય છે કારણ કે અનેક રીતે મેં ક્રિયા કરી હશે પણ યસ્માત् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः ભાવશૂન્ય-નિરાદરપણે અથવા અન્યત્ર ચિત્તે કરી હશે તેથી આપનો સાક્ષાત્કાર કદિ થયો નથી. હું તો એમ ભક્તિ કરતો હતો પણ મને સ્પષ્ટ બોધ નહોતો કે આપની ભક્તિ પુષ્પ, ચંદનથી થાય કે ગુણાનુકીર્તનથી થાય કે ખમાસમણાં દેવાથી થાય કે રાગ કાઢીને સ્તવન બોલવાથી થાય કે ઘંટ વગાડવાથી થાય. આવી રીતે ભક્તિનું સ્વરૂપ તેના ભેદ-વિભેદો સમજ્યા વગર અને તેની સાથે ભાવરસાંગ મેળવ્યા વગર કરેલી સર્વ ભક્તિ આત્મઋદ્ધિને ઉત્પન્ન કરનાર ન થવાથી વિફળ ગઈ એમ જણાય છે વિવેકપૂર્વક દશ ત્રિક પાંચ અભિગમ સાચવીને, આશાતના ટાળીને પ્રભુસ્વરૂપ ઓળખી પ્રેમથી સ્નેહથી, એકાગ્રતાથી એક વખત આપની ખરી ભક્તિ થાય તો મારા ભવના ફેરા મટી જાય એમ સાંભળ્યું છે; પણ મને હજુ તે આવડતું નથી; ત્યારે હે નાથ! આપને શું કહું? આપની પાસે શું માગું? કેવી રીતે માગું?

હે નાથ ! ટૂંકામાં કહું તો હું આપને વાસ્તવિક રીતે ઓળખતો જ નથી. આપના સ્વરૂપનું મને ભાન નથી. અરે ! આપ ટાઢા છો કે ઉના છો, શીતળ છો કે ગરમ છો તે પણ હું જાણતો નથી. મતલબ આપને વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિ છે કે નહિ તેનું પણ મને જ્ઞાન નથી. તમે નિરંજન નિરાકાર છો કે ગરમ ઠંડા છો તે પણ હું જાણતો નથી તેથી આપની પાસે હું શું માગું ? અથવા આત્માનો કર્મતાપ મટાડી દઈ તેને શીતળ કરે એવા હિતકાર્યો કયા છે તે હું જાણતો નથી તેમજ આત્મ અહિત કરનાર પ્રાણાતિપાતાદિ આશ્રવ છે તેને પણ હું જાણતો નથી. મતલબ આત્માને શીતળ અથવા ગરમ બનાવનાર પદાર્થોનો મને વિવેક હજુ થયો નથી મારા પ્રભુ ! મારા અંતર્યામી ! મારી આવી સ્થિતિ છે તેથી આપની પાસે હું કેવી રીતે અને શેની યાચના કરુ તે હજુ હું વ્યક્ત રીતે મારા મનમા સમજતો નથી. નાથ ! આ ગુણહીન તરફ દયા કરો, કૃપા કરો, દૃષ્ટિ નાખો

**ग्यान न जानुं विग्यान न जानुं, न जानुं भजनामा ( न जानुं पदनामा );**
**आनंदघन प्रभुके घरद्वारें, रटन करुं गुणधामा. अवधू० ४**

" મારામા યથાસ્થિત વસ્તુગ્રાહી ઉપયોગ નથી, વિશિષ્ટ કળા હું જાણતો નથી અને આપના ભજનો કરવાની રીતિ હું જાણતો નથી અથવા તો નિરંજન પદના નામો મને આવડતા નથી, આથી હું તો આનંદસમૂહ પરમાત્માના મંદિરના દ્વાર પાસે ભમ્યા કરુ છું અથવા દ્વાર પાસે ઊભો રહી પ્રભુનુ રટણ કરું છું જે રટણ ગુણોના ધામ(સ્થાન)રૂપ છે "

**ભાવ**—હે નાથ ! મારામા યથાસ્થિત વસ્તુગ્રાહી ઉપયોગ નથી કે જેથી પ્રત્યક્ષ ઉપયોગથી આપનાં દર્શન કરું, આપના ગુણની પ્રતીતિ કરુ અથવા તો પરોક્ષ ઉપયોગથી મતિશ્રુતદ્વારા આપના દર્શન કરુ. સામાન્ય ઉપયોગથી આપનુ બરાબર જ્ઞાન થતુ નથી અને તેથી વારંવાર માર્ગપરિભ્રષ્ટ થયા કરુ છુ જે વસ્તુ મારે પ્રાપ્ત કરવી છે તેનુ મને સર્વાશે જ્ઞાન નથી તેથી હુ તેને કેવી રીતે સ્પષ્ટ-વ્યક્ત કરું ? તેમ જ હે નાથ ! મારામા કોઈ ખાસ કળા પણ નથી કે જેથી તદ્દ્વારા આપને ઓળખુ ચિત્રકળા, લેખકળા, વાદ્ય-કળા, શિલ્પકળા એ સર્વ વિજ્ઞાન કહેવાય છે જો મને ચિત્રકળા આવડતી હોય તો આપનુ ચિત્રામણ કરી આપને વ્યક્ત કરું, આપના ગુણગ્રામ લખતા આવડતા હોય તો તેમ કરી આપને ઓળખુ, એવી રીતે સર્વ કળા માટે સમજવુ, પણ મને તો એ કામને ઉપયોગી થાય તેવી એક પણ કળા આવડતી નથી ત્યારે મારે આપની પાસે શુ મુખ લઈને માગવુ ? અથવા જ્ઞાન એટલે સામાન્ય દર્શન અને વિજ્ઞાન એટલે વિશિષ્ટ

૪ ગ્યાન=વિશિષ્ટ વસ્તુગ્રાહી ઉપયોગ અથવા સામાન્ય દર્શન વિગ્યાન=કળા, અથવા વિશેષ દર્શન ભજનામા=ભજન કરવાની રીતિ પદ=નિરંજન પદ દ્વારે=આગણામા, આગણામા રટન કરુ=ભમું, જપુ ગુણધામા=ગુણોનુ સ્થાન

દર્શન એવો પણ અર્થ થઈ શકે પણ તે કરતા પદના ભાવ સાથે ઉપર લખ્યો તે અર્થ વધારે બંધબેસતો આવે છે જ્ઞાન એટલે શુષ્ક જ્ઞાન અને વિજ્ઞાન એટલે આત્મા સબંધી જ્ઞાન એવો અર્થ ટબાકાર કરે છે તે પણ પ્રસ્તુત વિષયને અનુરૂપ છે

વળી નિરંજન નાથનું ભજન આવી રીતે થાય છે તે પણ હું જાણતો નથી. મહાત્માના ભજનમાં એકતાન થઈ જવાથી છેવટે તન્મય-તદ્રૂપ થઈ જવાય છે એવી વિશુદ્ધ ચિત્તવૃત્તિ કરતા મને આવડતી નથી અને તે માટે ભજન ગુણગાન કરતા પણ આવડતા નથી. તેમજ પાઠાંતરે હે નાથ ! આપના પરમાત્મપદના અનેક નામો છે હજારો કરોડો અનંત નામો છે દરેક ગુણ આપના નામ સાથે જોડી શકાય તેમ છે અને મારા સાંભળવા પ્રમાણે આપનામા અનંત ગુણો છે, પણ તેના નામો પણ હું જાણતો નથી. એ નિરંજન પદનાં આટલા નામો છે એમ જાણતો હોઉં તો તે પદોનું રટણ કરી, તેનો અર્થ વિચારી, તેનું સ્વરૂપ સમજું અને તેનો જાપ કરુ પરન્તુ તે પણ હું જાણતો નથી

આવી રીતે હે નાથ ! હું ગાઈ બજાવી જાણતો નથી, આપને ઓળખતો નથી, કળા ચાતુર્ય વગરનો છુ, સ્વરૂપના યથાસ્થિત બોધ વગરનો છુ અને પરિણામધારા અને વીર્યોલ્લાસથી ભક્તિભાવ રહિત છુ આવો હું ગુણહીન છુ, ગુણની પીછાન વગરનો છુ અને ગુણની ગણત્રી પણ કરી શકુ તેવો નથી. ત્યારે હવે મારે શુ માગવુ ? અને કેવી રીતે માગવુ ? મારે તે પ્રથમ પ્રભુપદ માગવુ કે ગમનવિદ્યા વિગેરે માગવા નથી એ સર્વ માગવુ હે નાથ ! આ પ્રમાણે વિચાર કરતા મારો પાર આવે તેમ જણાતુ નથી, તેથી હુ તો આનંદઘન પ્રભુના મંદિરના દ્વાર પાસે ઊભો રહીને આંટા મારુ છુ મને અંદર પ્રવેશ કરવાનો તો અધિકાર નથી પણ બહાર પહેરો ભર્યાં કરુ છુ અને અંદર દાખલ થવાની દૃઢ ઇચ્છા રાખ્યા કરુ છુ અથવા 'મને મળો, મને મળો' એ પ્રમાણે આપનુ રટણ કર્યા કરુ છુ જાપ કર્યા કરુ છુ આવી રીતે પ્રભુના દ્વાર પાસે રટણ કરવુ એ પણ ગુણનુ ધામ છે, ગુણપ્રાપ્તિનુ કારણ છે એમ મેં સાંભળ્યુ છે જ્યારે મને અંદર પ્રવેશ કરવાનો અધિકાર નથી અને શુ માગવુ અને કેમ માગવુ તે મને આવડતુ નથી ત્યારે એક સ્થૂળ જ્ઞાન તરીકે મે આ માર્ગ સ્વીકાર્યો છે કે-પ્રભુના મંદિર પાસે આંટા માર્યા કરવા અથવા તેમનુ રટણ કર્યા કરવુ આવી રીતે દૃઢ ભાવનાથી એક વસ્તુને ઇચ્છતા ઇચ્છતા કોઈ દિવસ તેનો યોગ થઈ જશે, કારણ કે વસ્તુપ્રાપ્તિનો ક્રમ એ જ છે

શ્રીઆનંદઘનજી મહારાજના આખા પદનુ રહસ્ય ઘણે ભાગે છેલ્લા પાદમા હોય છે એ અત્ર પ્રત્યક્ષ જણાય છે રટણ કરવાની બાબત કથિતાર્થ છે પોતાની લઘુતા, ગુણહીનતા બતાવી પણ છેવટે માગવાનુ શુ છે તે બાબત ખ્યાલ થતી નથી છતા પરમાત્મપદ પ્રાપ્ત કરવા યોગ્ય છે એવી દૃઢ ઇચ્છાને અંગે પ્રભુપદનુ રટણ કરવાનો માર્ગ શોધી કાઢે છે પ્રભુ નામનો જાપ કરતા કરતા તેને છેવટ ઓળખી શકાશે અને પછી તેનો અને પોતાનો અભેદભાવ સમજાતા છેવટે મંદિરમા પ્રવેશ થઈ શકશે તે તાત્ત્વિક અર્થ પ્રાપ્ત થાય છે

જ્યારે પ્રભુ નામની આવી રટણા ચાલે છે ત્યારે સ્થૂળ વિષયકષાય તરફ વૃત્તિ જતી નથી, સંસારદશા તરફ ઉદાસીનતા થાય છે અને છેવટે પરમ વિશિષ્ટ ગુણાનુરાગ થતાં તે પ્રાપ્ત થાય છે આવા પ્રકારનું ગુણુરટણુપણું એ મોક્ષનું ધામ છે, કારણ કે એ રટણા ચાલે છે ત્યારે મનમાં એક એવા પ્રકારની શાંતિ થાય છે અને સ્થૂળ વિષયો તરફ એવી ત્યાજ્ય વૃત્તિ થાય છે કે મોક્ષધામમાં જે અખંડ શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તે છે તેનો અત્ર કાંઇક સાક્ષાત્કાર થાય છે

---

## પદ સત્તાવીસમુ

રાગ–આશાવરી

**अवधू राम राम जग गावे, विरला अलख लगावे. अवधू०**
**मतवाला तो मतमें माता, मठवाला मठराता;**
**जटा जटाधर पटा पटाधर, छता छताधर ताता. अवधू० १**

"હે નિરંજન ભગવાન્! જગતના પ્રાણીઓ રામ રામ મુખેથી ગાય છે, પણ અલક્ષ્ય સ્વરૂપને ઓળખનાર તો કોઇક ભાગ્યશાળી જ હોય છે જૂદા જૂદા મતવાળા પોતપોતાના મતમા મસ્ત હોય છે, મઠધારીઓ પોતાના મઠમા આસક્ત હોય છે, જટાધારીઓ જટામા, પાટધારીઓ પોતાની પાટમા અને છત્રધારીઓ છત્રમા ગરમ થઇ ગયેલા હોય છે"

**ભાવ**—આ પદ શ્રીઆનંદઘનજી મહારાજની ધર્મસહિષ્ણુતા બતાવે છે. એમની દૂધમાથી પાણીને જૂદું પાડવાની હંસબુદ્ધિ કેવા ઉત્તમ પ્રકારની હતી તે આ પદથી જણાઇ આવે છે જે વૃત્તિ આ પદમા બતાવી છે તેવી વૃત્તિ સામાન્ય થઈ જાય તો દુનિયામા ધર્મને નામે જે અનેક ઝગડાઓ ઉત્પન્ન થાય છે તેનો તુરતમા અંત આવી જાય. મતનુ રહસ્ય સમજ્યા વગર અભિમાનને લઇને જે સ્થિતિ અનેક મતોની અને મતાવલંબીઓની થઇ ગઇ છે તેવી સ્થિતિ માટે જવાબદાર મનુષ્યોએ આ પદ બહુ મનન કરી વિચારવા યોગ્ય છે આ મુદ્દા ઉપર છેવટે વિવેચન કરવાનુ રાખી એ યોગી મહાત્મા અત્ર શું કહે છે તે પ્રથમ વિચારીએ

હે પ્રભુ! આ દુનિયાની શુ સ્થિતિ થઇ છે તે આપને કહુ છુ, તે સાભળો—દુનિયાના પ્રાણીઓ 'રામ રામ' ગાયા કરે છે પણ રામ કોણ છે તે સમજતા નથી,

---

૧ જગ=જગત્, દુનિયાના લોકો વિરલા=કોઇક અલખ=અલેક, અલક્ષ્ય લખાવે=જગાવે અથવા જાણે મત=વૈશેષિક, સાખ્ય વિગેરે માતા=મસ્ત મઠ=શૃગેરી, શારદાપીઠ વિગેરે મઠો પટા=પાટ, શ્રીપૂજ્યની વિગેરે છત=છત્ર તાતા=ગરમ, તપ્ત થઈ ગહેલા

વિચારતા નથી, જાણવાની દરકાર કરતા નથી તેઓ તો ફોનોગ્રાફના યંત્રવત્ દશરથ રાજાના પુત્ર રામનું નામ લઈ જાણે છે, પણ રમતે ઇતિ રામ 'નિજ સ્વભાવમાં રમણ કરે તે રામ' એ ભાવ જાણતા નથી તેમ વિચારતા પણ નથી. સ્વભાવ શું ? વિભાવ શું ? નિજ સ્વભાવ શું ? પરભાવ શું ? કોને પ્રાપ્ત થાય ? કેમ પ્રાપ્ત થાય ? તેનું શું પરિણામ થાય ? એનો તેઓ ખ્યાલ, તોલ કે વિચાર કરતા નથી, માત્ર મુખેથી રામ રામ બોલી જાય છે એ રામ શબ્દનો કેટલો વિસ્તૃત અર્થ થઈ શકે છે અને પોતાને અને એ શબ્દને શું સંબંધ છે, પોતે તન્મય ક્યારે અને કેવી રીતે થઈ શકે તેમ છે તેનો ઘણાખરા તો વિચાર જ કરતા નથી. કોઈ ભાગ્યશાળી પ્રાણી હોય છે તે જ રામ શબ્દમાં રહેલું અલક્ષ્ય સ્વરૂપ સમજી શકે છે, જાણી શકે છે વાત એમ છે કે સામાન્ય વ્યવહારુ માણસો આવા સૂક્ષ્મ આત્મસ્વરૂપને ઓળખ્યા વગર રામ રામ પોપટની જેમ બોલ્યા કરે છે, જ્યારે એનું વાસ્તવિક સ્વરૂપ જે અલક્ષ્ય છે તે તો કોઈક જ સમજે છે

(અથવા કોઈ કોઈ પ્રાણીઓ અલખને જાગત કરે છે, ઝોળી, લંગોટી અને ભૂગચમ લઈ અલેક અલેક કર્યા કરે છે, પણ અલેક શું છે તે સમજતા નથી. આવો અર્થ કરવાને બદલે ઉપર બતાવ્યો તે અર્થ વધારે બંધબેસતો આવે છે રામ રામ બોલી જનારા તેનું અલક્ષ્ય સ્વરૂપ જાણતા નથી, માત્ર વ્યવહારથી ઉચ્ચાર કર્યે જાય છે ) આવી રીતે લક્ષ્યાર્થ સ્પષ્ટ કર્યા વગર ઉચ્ચાર કર્યા કરે છે તેનું પરિણામ શું આવે છે તે હવે બતાવે છે અત્ર રામ શબ્દ સંજ્ઞાસૂચક હોય એમ સમજાય છે કોઈ કૃષ્ણ કૃષ્ણ કરતા હોય કોઈ ક્રાઈસ્ટને જપતા હોય, કોઈ પેગંબરને ભજતા હોય, કોઈ જિનને આરાધતા હોય તે સર્વનો અત્ર સમાવેશ કરવો યોગ્ય ગણાશે. ખરી રીતે સ્વરૂપજ્ઞાન થવાને અંગે શું દશા થઈ છે તે વિચારવા યોગ્ય છે

બૌદ્ધ સાંખ્ય, મીમાંસક વિગેરે મતવાળાઓ પોતપોતાના મતમાં આસક્ત રહે છે, મસ્ત રહે છે અને અન્ય શું કહે છે તે સમજ્યા વગર, તેના નયની અપેક્ષા ધ્યાનમાં લીધા વગર, વગર સમજે તેના પર આક્ષેપ કરવા મંડી જાય છે અને પોતે સત્યસ્વરૂપ પરમાત્માના મુખમાંથી નીકળી પડ્યા છે એમ માનવા લાગી જાય છે, એટલું જ નહિ પણ અન્ય મતને હલકો પાડવામાં, તેઓની સાથે લડાઈ કરવામાં અને તેઓની નિંદા કરવામાં ધર્મ સમજે છે પોતાના મનમાં એટલા છકી જાય છે કે પરમતસહિષ્ણુતા શું છે તે તેઓના વિચારપથમાં પણ આવતું નથી. આવી જ રીતે મઠધારીઓ પોતાના મઠમાં આસક્ત થઈ જાય છે તેઓની દૃષ્ટિ એટલી ટૂંકી થઈ જાય છે કે પોતાના મઠની બહાર સત્ય હોઈ શકે એમ તેઓના વિચારમાં પણ આવી શકતું નથી શંકરાચાર્યના શૃંગેરીમઠ, શારદાપીઠ વિગેરે મઠો છે તેમ જ દ્વારિકાના મહંત, સ્વામીનારાયણના વડતાલ, ગઢડા વિગેરેના મઠો અને બીજા અનેક મઠો હોય છે આ મઠનો આશ્રય કરનારા અને તેમનો અનુયાયી વર્ગ ધર્મસર્વસ્વ પોતાના મઠમાં જ આવી ગયું હોય એમ માની લઈને બેસે છે ધર્મનું સત્ય સ્વરૂપ

મઠની બહાર હોઇ શકે એમ તેઓના સ્વપ્નમા પણ આવી શકતું નથી અને બીજા કોઈ અન્ય દૃષ્ટિબિંદુથી સ્વરૂપ બતાવે તો વિચાર કરવાની પણ દરકાર વગર તેને હડધૂત કરી નાખે છે. મઠમાં મગ્નપણું એટલી હદ સુધી થઈ જાય છે કે એક જ સરખી ધર્મવિચારણાવાળા પણ બાજુના અન્ય મહંતના મઠનો તિરસ્કાર કરવામા ધર્મ સમજે છે. એ મઠરાગથી ઉત્પન્ન થયેલું અભિમાનજન્ય ફળ છે જેનો પ્રતીકાર બહુ મુશ્કેલ થઇ પડે છે.

આવી જ રીતે હે નાથ! જટાધારી ખાખીબાવાઓ પોતાની જટામાં ગરમ રહે છે, પાટધારી શ્રીપૂજ્યો વિગેરે અનેક મતાવલંબીઓ પોતાની પાટમા જ આસક્ત રહે છે અથવા પાટધારી રાજાઓ પોતાની રાજ્યગાદી–પાટમા મસ્ત રહે છે અને છત્રધારી દિવાન, સરસૂબા વિગેરે પોતાના છત્રમાં ગરમ રહે છે. એ જટા, પાટ અને છત્રની ગરમીમાં તેઓ એટલા અભિમાનને વશ રહે છે કે ધર્મનુ તત્ત્વ શુ છે તે તેઓના સમજવામાં કદી પણ આવતું નથી. આટલા ઉપરથી એક વિચારશીલ મનુષ્ય તો ત્યા સુધી કહી ગયા છે કે **धर्मस्य तत्त्वं निहितं गुहायाम्** ધર્મનુ ખરું તત્ત્વ તો ગુફામા ભડારી દીધું છે. આ ગુફા તે કઇ સમજવી તે વિદ્વાને વિચારવાયોગ્ય છે. વિચારવાથી સમજાશે કે એ ગુફા તે અન્ય કોઈ નહિ પણ મતરાગ (દૃષ્ટિરાગ) જવાથી વિશુદ્ધ થયેલ ચિત્તગુહા છે. આ પદ પર વધારે વિચાર કરવાથી એનો આશય બરાબર ખ્યાલમા આવશે. ઉપર ઉપરની હકીકતથી સતોષ પામનારા અને તત્ત્વાતત્ત્વનો વિચાર નહિ કરનારા ઉત્ક્રાન્તિની કઈ અવસ્થામા છે તે હવે વિચારીએ.

ટબામા આ ગાથાનો અર્થ બહુ જૂદી રીતે કર્યો છે તે પણ ખાસ વિચારવા લાયક છે ત્યા લખે છે તેનો ભાવ આ પ્રમાણે છે—હે આનદઘન આત્મા! જગતના જીવો 'રામ રામ' એવો જાપ કરે છે, એ શબ્દને રટે છે, પણ એને લઇને અલક્ષ્ય સ્વરૂપને ભૂલી ગયા છે. રામને જ અલક્ષ્યપણે માની લઈ અલક્ષ્યના ઓળખાણની જરા પણ દરકાર કરતા નથી તેઓના મનમા તો એમ જ છે કે પરમ પદાર્થરૂપ રામનુ નામ અમારા હાથમા આવ્યુ છે, હવે અમારે કાઇ કાર્ય કરવાનુ બાકી નથી આ જૈન લોકો માત્ર 'જિન જિન' કરી રહ્યા છે પણ તેનુ સ્વરૂપ સમજ્યા વગર તે ભૂલાવામાં પડ્યા છે, પરંતુ **लोका बहिर्बुद्धयः** લોકો બાહ્ય વસ્તુ ઉપર દૃષ્ટિ રાખનારા જ હોય છે, પણ અલક્ષ્ય સ્વરૂપ સમજવાવાળા તો લાખોમા એક–કોઇ સંતપુરુષ હોય છે. વળી વિષ્ણુમતધારી તેમ જ કબીર ફકીર પણ એમ જ કહે છે લક્ષ્યના ઉપયોગ વિના કેવળ રામ રામનું સ્મરણ કરે તે સર્વ અંધ સસારીઓ સમજવા આવી રીતે રામ નામનું રટણ કરનાર જગવાસી જીવડાઓ અલખને લખી ન શકે, જેવી રીતે ગો નામ લેવાથી અશ્વત્વ વિશિષ્ટ અશ્વની ઓળખાણ ન થાય તેમ મઠવાસી એટલે આવેલા અભ્યાગતોની મઠમા પરિચર્યા કરનાર એવા મઠવાસી મઠમા માતા એટલે મગ્ન થઇ ગયા છે, તેમા જ રક્ત થઈ ગયા છે. કોઇ વળી જટાને જ જગાવી રહ્યા છે, અતસમયે સન્યાસ ધારણ કરવો એને જ

સિદ્ધતાનું કારણ માની રહ્યા છે, એ વગર સિદ્ધિ નથી એમ માની રહ્યા છે, કોઇ જટા ધારવામાં જ સિદ્ધિ માની બેઠા છે વળી કોઇક અંતસમયે લાકડાનો પટ્ટો ધાર્યા વિના સિદ્ધિ નથી એમ માનનારા છે કેટલાક છત્રા એટલે પૃથ્વીને ધારણ કરવામાં-ક્ષત્રિય પણામાં એટલે ક્ષતપ્રહારથી શત્રુઓને હણવી ગરીબનું રક્ષણ કરવામાં સિદ્ધિ છે એમ માની બેઠા છે રહસ્ય એ છે કે-રાજ્યમાં જે આસક્ત થયા છે તે રાજ્યપણામાં જ મગ્ન રહી તેમાં સિદ્ધિ માને છે રાજ્ય વગર જગત્માં નીતિ કોણ પ્રવર્તાવે અને ચોરાદિક દુષ્ટ જનોથી રક્ષણ કોણ કરે ? એમ જણાવી રાજ્યથી જ સિદ્ધિ છે એમ માને છે હવે એ જ દૃષ્ટિથી વિચાર આગળ ચલાવે છે

आगम पढि आगमधर थाके, मायाधारी छाके;
दुनियादार दुनिसें लागे, दासा सब आशाके अवधू० २

" આગમનો અભ્યાસ કરી આગમધારીઓ થાકી ગયા છે, માયાવાદીઓ (પોતાના) વિચારમાં છકી જાય છે અને દુનિયાના માણસો વ્યવહારકામમાં લાગ્યા કરે છે એ સવ આશાના દાસ છે એમ સમજવુ "

ભાવ—જિનાગમના અભ્યાસીઓ આગમનો અભ્યાસ કરી કરીને થાકી જાય છે, પણ જો મતરાગથી મુક્ત થતા નથી તો તેઓને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કદિ પણ થતો નથી. અથવા ઉપર જણાવેલા મઠધારી, પટધારી, છત્રધારીઓને સમજાવવા માટે આગમધારીઓ પ્રયત્ન કરીને થાકી જાય તો પણ તેઓ કદિ સ્વરૂપ સમજવાના નથી; કારણ એ છે કે-સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવા મઠધારી વિગેરે ઇચ્છા જ કરતા નથી. તેઓ તો પોતાના મઠમાં આસક્ત રહે છે, તેના ઉપર પોતાનો નિર્વાહ સમજે છે અને તેના અધ્યાસમાં મસ્ત રહે છે, જ્યાં સત્ય સ્વરૂપ સમજવાની ઇચ્છા કે પ્રવૃત્તિ નથી ત્યાં ગમે તેટલો પ્રયાસ કે દલીલ કરવામાં આવે તો તે તદ્દન બીનઉપયોગી છે એ સમજાય તેવી હકીકત છે આગમધારીને અંગે આ બન્ને અર્થ બરાબર બંધબેસતા આવે છે

અથવા આગમધારીઓ એટલે વેદાભ્યાસી એવો પણ અર્થ થાય છે તેઓ વેદનો અભ્યાસ કરી કરીને થાકી જાય છે પણ અલક્ષ્ય સ્વરૂપ પ્રાપ્ત કરી શકતા નથી. અર્થ કરવાનો એક મુખ્ય નિયમ એ છે કે પ્રચલિત અર્થ થઈ શકતો હોય ત્યાં સુધી એ થીને અન્ય અર્થ ઘટાવવો નહિ, તે નિયમ પ્રમાણે આ અર્થ બરાબર લાગતો નથી, કારણ કે તેઓ પોતાના શાસ્ત્રને આગમ શબ્દથી ઓળખતા નથી.

અને માયાધારી-માયા-પૈસા રાખનારાઓ ધનમાં છકી જાય છે અને તેમાં જ મસ્ત

૨ આગમ=જિનાગમ અથવા વેદ. માયાધારી=માયાવાદી, પૈસાની ખોજવાળી જાત. દુનિસેં= વ્યાપારમાં અથવા દુનિયામાં લાગ્યાંવાળો સમજવા

રહે છે અથવા માયાવાદી વેદાન્તીઓ માયામય જગત્ સમજી પુરુષ અને પ્રકૃતિના સ્વરૂપમાં અન્ય સત્ય હકીકત લક્ષ્યમા જ લેતા નથી. આવી રીતે એકાત સ્વમતાવલબીને કદિ અલક્ષ્ય સ્વરૂપનો આવિર્ભાવ થતો નથી. જેઓ સત્ય સ્વરૂપ સમજવા માગતા હોય તેઓએ પોતાનુ મન નિરતર ઉઘાડુ રાખવું જોઇએ અને રાગદૃષ્ટિથી કે દ્વેષદૃષ્ટિથી અમુક સ્વરૂપ કે સ્વરૂપાભાસ તરફ ન જોવું જોઇએ. જે પૂર્વ વ્યુદ્ગ્રાહિત ચિત્તથી અભ્યાસ કરે છે તે કદિ સત્ય સમજી શકતા નથી.

આવી સ્થિતિ મઠધારી, આગમધારી અને માયાધારીઓની થઈ ગઇ છે અને બાકી જે દુનિયાદારીના વ્યવહારુ માણુસો રહ્યા તે તો દુનિયાના કાર્યમા આસક્ત રહ્યા કરે છે. તેઓ તો ઘર, છોકરા, સ્ત્રી, ધન, ધધો, ખટપટ, સગપણુ અને બીજા અનેક પ્રસંગોમા પરભાવરમણુ પ્રત્યક્ષ દેખાડી આપે છે તેઓને તો સવારથી મોડી રાત સુધી અલક્ષ્ય સ્વરૂપ શું છે તે સંબધી ચિતા કરવાનો અવકાશ કે યોગ્યતા જ નથી ત્યા તેઓ પાસેથી તો શુ આશા રાખવી ?

અથવા આગમધારી અને માયાધારી વિગેરે ઉપર બતાવેલા સર્વ દુનિયાદારીના માણુસો છે, સસારી પ્રાણીઓ છે, સસારથી જરા પણુ ઊંચા આવેલા નથી અને દુનિયાને જ લાગી રહેલા છે, દુનિયાની મમતામા રક્ત છે અને આશાના દાસ છે આ અર્થ પણુ સંબંધ સાથે બેસતો આવે છે.

શ્રી આનદઘનજી મહારાજ કહે છે કે-ઉપર જણુાવેલા સર્વ મતરાગી મનુષ્યો આશાના દાસ છે, મઠ હશે તો પૂજા-મહિમા વધશે, રહેશે એમ સમજનારા હોય છે અને આશીભાવથી ક્રિયા-કષ્ટ સહન કરનારા હોય છે પ્રભુપ્રીત્યર્થ-ફળની અપેક્ષા વગર-નિરાશીભાવથી નિષ્કામપણે તેઓની એક પણ કરણી નથી અને તેમ હોવાથી તે સર્વ વસ્તુત નકામી છે, ફળ વગરની છે અને ખાસ કરીને તે કેવી છે તે નીચેની ગાથામા સ્પષ્ટ બતાવ્યુ છે.

અત્ર બહુ વિચારવા લાયક હકીકત કહી છે આવા આગમધારી અને મઠધારીઓને પણુ આશાના દાસ કહ્યા એ ખાસ લક્ષ્યમા લેવા લાયક બાબત છે આશા કાઇ ધનની જ નથી હોતી માન-પ્રતિષ્ઠા મેળવવાની, પદવી પ્રાપ્ત કરવાની, શિષ્ય, પુસ્તક, ઉપધિ એકઠી કરવાની આશા પણુ પુદ્ગળાનન્દિપણુાને લીધે સસારમા રઝળાવનારી છે, બહિરાત્મભાવની દશા છે અને એકાત વર્જ્ય છે આથી મોટા આગમધારીઓ પણુ આવી આશાપૂર્વક કોઇ પણુ અનુષ્ઠાન કરતા હોય તો તે શ્રી આનદઘનજી મહારાજની દૃષ્ટિમા દુનિયાદારી લોકો જ છે અને નીચેની ગાથામા દુર્લભ પ્રાણી કહ્યા છે તેની ગણુનામા તે આવી શકતા નથી આશાના વિશેષ સ્વરૂપ માટે આ પછીના પદમા પણુ કેટલીક હકીકત બતાવવામા આવશે.

बहिरातम मूढा जग जेता, माया के फंद रहेता;
घटअंतर परमातम भावे, दुरलभ प्राणी तेता अवधू० २

"દુનિયામાં જે પ્રાણીઓ આવા છે તે બહિરાત્મભાવમાં મુંઝાઈ ગયેલા છે અને માયાના ફંદામાં રહેનારા છે; (અથવા જગતના જેટલા પ્રાણીઓ માયાના ફંદામાં રહેનારા છે તે બહિરાત્મભાવમાં મૂઢ થઈ ગયેલા છે) મનમાં પરમાત્મભાવનું ધ્યાન કરે તેવા પ્રાણીઓ દુર્લભ છે—ભાગ્યે જ મળી શકે તેવા છે."

**ભાવ**—ઉપર જણાવ્યું તે પ્રમાણે જેઓ પોતાના મતમાં આગ્રહવાળા પ્રાણીઓ હોય છે, જેઓ પોતાના ધર્મના નામે રળી ખાનારા હોય છે, પણ વસ્તુત. જેઓ આશાના દાસ છે તેઓ બહિરાત્મભાવમાં મુંઝાઈ ગયા છે અગાઉ સાતમા પદના વિવેચનમાં બહિરાત્મ, અંતરાત્મ અને પરમાત્મભાવનું સ્વરૂપ આપણે વિસ્તારથી જોઈ ગયા છીએ જેઓ શરીર ધન વિગેરેમાં આત્મબુદ્ધિ માનતા હોય તેઓ બહિરાત્મભાવમાં વર્તતા હોય છે જેઓ મુખેથી એમ બોલે છે કે શરીરથી આત્મા ભિન્ન છે પણ જેઓની આન્તરિક પ્રવૃત્તિ પરલોકનિરપેક્ષપણે શરીરને પોષણ કરવાની, ઇંદ્રિયોને તૃપ્ત કરવાની અને ઐહિક સુખો ભોગવવાની હોય છે તેઓ પણ અંતરાત્મભાવને એટલો જ દૂર રાખે છે અને પરમાત્મભાવ તેઓથી એટલો બધો દૂર રહે છે કે વાસ્તવિક રીતે તેઓ પણ બહિરાત્મભાવમાં વર્તે છે જ્યાં સુધી આશાના તાબામાં રહેવાનું થાય, જ્યાં સુધી આશા રાખીને આ લોક અથવા પરલોકમાં ફળ મેળવવાની ઇચ્છાથી ધર્મકરણી કરવાનો દેખાવ કરવામાં આવે ત્યાં સુધી બહિરાત્મભાવ જ વર્તે છે એમ સમજવું આથી મતધારી, છત્રધારી અને આગમધારી સર્વ જ્યાં સુધી આશાના દાસ છે ત્યાં સુધી બહિરાત્મભાવમાં મુંઝાઈ ગયા છે એમ અત્ર કહેવાનો આશય છે વળી આવા પ્રાણીઓ માયા—કપટના કબજામાં જ રહેલા છે તેઓ મોહનીય કર્મની એટલી પ્રબળ સત્તા તળે દબાયલા રહે છે કે ધર્મને પણ સંસારનિમિત્ત બનાવી મૂકે છે આથી શુદ્ધ આત્મજ્ઞાન અથવા અનુભવજ્ઞાન તેઓથી દૂર રહે છે શ્રી આનંદઘનજી મહારાજ આ જ વિષય ઉપર લખતાં ચૌદમા શ્રીઅનંતનાથ પ્રભુના સ્તવનમાં લખે છે કે—

ગચ્છના ભેદ બહુ નયન નિહાળતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડીઆ કલિકાલ રાજે

સામાન્ય ગચ્છના ભેદની હકીકત હૃદયચક્ષુથી જેઓ નિહાળતા હોય છે અને તેમાં આસક્ત હોય છે તેઓ તત્ત્વની વાત કરતા લાજતા પણ નથી મતલબ તેઓના મુખમાં તત્ત્વની વાત એક નિર્લજ્જ મનુષ્યના હાથમાં અધિકાર વગરની વાત જેવી લાગે

૧ બહિરાતમ=બહિરાત્મભાવમાં મૂઢા=મુંઝાઈ ગયેલ જગ=જગતમાં જેતા=જેટલા ફંદ=ફંદામાં ઘટ=મન અંતર=માં દુરલભ=દુર્લભ, દુઃખે મળી શકે તેવા પ્રાણી

છે. આવા પ્રાણીઓ ઉદરભરણ, સ્વકીર્તિસ્થાપન વિગેરે કાર્યો કરે છે અને ખરેખર આ વિષમ પંચમ કાળમા મોહ રાજાએ એમના ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવ્યું છે અત્ર કહેવાનો આશય એ છે કે–આત્મસ્વરૂપના જ્ઞાનની વાતો કરવાને બદલે મમત્વને વશ થઈ, ગચ્છના ભેદો જેવી નકામી બાબતમા અમૂલ્ય વખતનો વ્યય કરી, મોહ રાજાના તાબામાં પોતાની જાતને મૂકી દઈ આવા પ્રાણીઓ પણ એક રીતે જોતાં માત્ર પેટભરાપણું કરે છે

અથવા બન્ને પંક્તિને સાથે લઈએ તો માયાવાદી પ્રાણીઓ બહિરાત્મભાવમા વર્તનારા છે એવો અર્થ નીકળે છે. એટલે કેટલાક વેદાન્તીઓ નેતિ નેતિ કરીને માયાવાદનું સ્થાપન કરી એક પરબ્રહ્મનો અભેદવાદ માને છે તેઓ પણ બહિરાત્મભાવમા જ વર્તે છે, કારણ કે પરમાત્મભાવનું સ્વરૂપ ધ્યાવતો અંતરાત્મભાવ એ નથી, કારણ કે તેમા આત્માનું વ્યક્તિત્વ જ રહેતુ નથી. આને બદલે ઉપર જણાવ્યો તે ભાવ આખા પદના અર્થને વિશેષ અનુરૂપ છે.

જેઓ હૃદયમાં પરમાત્મભાવનું ધ્યાન કરે તેવા પ્રાણીઓ તો બહુ દુર્લભ છે. ઉપર ઉપરથી ઠાઠમાઠ રાખનારા, ધર્મને નામે ધતિંગ ચલાવનારા, બહિરાત્મભાવમા વર્તનારા પ્રાણીઓ તો બહુ છે, પરંતુ શરીરમા જ પરમાત્મા બિરાજમાન છે એવુ બોલનારા જ માત્ર નહિ, પણ તે વાતને નિરંતર સ્મરણમા રાખનારા, તે વાતનું ધ્યાન રાખનારા અને પોતાના દરેક કાર્યમાં તે વાત ઉપર લક્ષ્ય આપનારા પ્રાણીઓ બહુ ઓછા હોય છે, મસ્તક મુંડાવનાર પ્રાણીઓ બહુ હોય છે, મન મુંડાવનાર બહુ અલ્પ હોય છે, ઉપર ઉપરથી રામ રામ બોલનારા પ્રાણીઓ બહુ હોય છે, પણ તેની અલક્ષ્ય જ્યોતિને જગાવનાર પ્રાણીઓ બહુ થોડા હોય છે આજે બહુ થોડો વર્ગ અંતરાત્મભાવમા વર્તનારો છે, બાકી ખરેખર ધર્મી હોવાને બદલે ધર્મી હોવાનો દાવો કરનારા અથવા ધર્મી દેખાતા પ્રાણીઓ મોટી સંખ્યામા છે પણ તે પરમાત્મભાવની પ્રાપ્તિને અંગે તો તદ્દન નકામા જ છે

**खग पद गगन मीन पद जलमें, जो खोजे सो बौरा*;**
**चित्त पंकज खोजे सो चिन्हे, ×रमता आनंद भौरा. अवधू० ४**

" જે (પ્રાણી) પક્ષીના પગને આકાશમા અને માછલાના પગને પાણીમા શોધે છે તે બેવકુફ (હોય છે), (જે) હૃદયકમળમા શોધ કરે તે (અંતરમા) રમણ કરતા આનંદભ્રમરને ઓળખે "

---

* બૌરાને બદલે 'બોરા' પાઠ છે, અર્થ એક જ છે

× છેલ્લી પંક્તિ એક પ્રતમા નીચે પ્રમાણે છે 'રમતા અંતર ભમરા' રમણ કરતા અંતર ભ્રમરને એવો તેનો અર્થ થાય છે તે અર્થથી વિશેષ ફેરફાર થતો નથી

૪ ખગપદ=પક્ષીનુ પગલું ગગન=આકાશ મીનપદ=માછલાનુ પગલુ ખોજે=શોધે. સો=તે બૌરા=બાવરા, બેવકુફ પંકજ=કમળ ચિહ્નને=ઓળખે રમત=રમણ કરતા ભૌરા=ભમરા

बहिरातम मूढा जग जेता, माया के फंद रहेता;
घटअंतर परमातम भावे, दुरलभ प्राणी तेता अवधू० ३

"દુનિયામા જે પ્રાણીઓ આવા છે તે બહિરાત્મભાવમા મુંઝાઈ ગયેલા છે અને માયાના ફંદામા રહેનાર છે; (અથવા જગતના જેટલા પ્રાણીઓ માયાના ફંદામાં રહેનાર છે તે બહિરાત્મભાવમા મૂઢ થઈ ગયેલા છે) મનમાં પરમાત્મભાવનુ ધ્યાન કરે તેવા પ્રાણીઓ દુર્લભ છે—ભાગ્યે જ મળી શકે તેવા છે"

ભાવ—ઉપર જણાવ્યુ તે પ્રમાણે જેઓ પોતાના મતમા આગ્રહવાળા પ્રાણીઓ હોય છે, જેઓ પોતાના ધર્મના નામે રળી ખાનાર હોય છે, પણ વસ્તુત જેઓ આશાના દાસ છે તેઓ બહિરાત્મભાવમા મુંઝાઈ ગયા છે આગાઉ સાતમા પદના વિવેચનમા બહિરાત્મ, અંતરાત્મ અને પરમાત્મભાવનુ સ્વરૂપ આપણે વિસ્તારથી જોઈ ગયા છીએ જેઓ શરીર, ધન વિગેરેમા આત્મબુદ્ધિ માનતા હોય તેઓ બહિરાત્મભાવમા વર્તતા હોય છે જેઓ મુખેથી એમ બોલે છે કે શરીરથી આત્મા ભિન્ન છે પણ જેઓની આન્તરિક પ્રવૃત્તિ પરલોકનિરપેક્ષપણે શરીરને પોષણ કરવાની, ઇંદ્રિયોને તૃપ્ત કરવાની અને ઐહિક સુખો ભોગવવાની હોય છે તેઓ પણ અંતરાત્મભાવને એટલો જ દૂર રાખે છે અને પરમાત્મભાવ તેઓથી એટલો બધો દૂર રહે છે કે વાસ્તવિક રીતે તેઓ પણ બહિરાત્મ ભાવમાં વર્તે છે જ્યા સુધી આશાના તાબામા રહેવાનુ થાય ત્યાં સુધી આશા રાખીને આ લોક અથવા પરલોકમા ફળ મેળવવાની ઇચ્છાથી ધર્મકરણી કરવાનો દેખાવ કરવામાં આવે ત્યા સુધી બહિરાત્મભાવ જ વર્તે છે એમ સમજવુ આથી મતધારી, છત્રધારી અને આગમધારી સર્વ જ્યા સુધી આશાના દાસ છે ત્યા સુધી બહિરાત્મભાવમા મુંઝાઈ ગયા છે એમ અત્ર કહેવાનો આશય છે વળી આવા પ્રાણીઓ માયા—દંભના કબજામાં જ રહેલા છે તેઓ મોહનીય કર્મની એટલી પ્રબળ સત્તા તળે દબાયલા રહે છે કે ધર્મને પણ સંસારનિમિત્ત બનાવી મૂકે છે આથી શુદ્ધ આત્મજ્ઞાન અથવા અનુભવજ્ઞાન તેઓથી દૂર રહે છ શ્રી આનંદઘનજી મહારાજ આ જ વિષય ઉપર લખતા ચૌદમા શ્રીઅનંતનાથ પ્રભુના સ્તવનમા લખે છે કે—

ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડીયા કલિકાલ રાજે

સામાન્ય ગચ્છના ભેદની હકીકત હૃદયચક્ષુથી જેઓ નિહાળતા હોય છે અને તેમા જે આસક્ત હોય છે તેઓ તત્ત્વની વાત કરતા લાજતા પણ નથી મતલબ તેઓના મુખમા તત્ત્વની વાત એક નિર્લજ્જ મનુષ્યના હૃદયમા અધિકાર વગરની વાત જેવી લાગે

૩ બહિરાતમ=બહિરાત્મભાવમા. મૂઢા=મુંઝાઈ ગયેલ જગ=જગતમાં. જેતા=જે ફંદ=દાવમાં. ઘટ=મન. અંતર=મા દુરલભ=દુર્લભ, દુ:ખે મળી શકે તેવા, થોડા

છે. આવા પ્રાણીઓ ઉદરભરણ, સ્વકીર્તિસ્થાપન વિગેરે કાર્યો કરે છે અને ખરેખર આ વિષમ પંચમ કાળમા મોહ રાજાએ એમના ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવ્યું છે અત્ર કહેવાનો આશય એ છે કે-આત્મસ્વરૂપના જ્ઞાનની વાતો કરવાને બદલે મમત્વને વશ થઈ, ગચ્છના ભેદો જેવી નકામી બાબતમા અમૂલ્ય વખતનો વ્યય કરી, મોહ રાજાના તાબામા પોતાની જાતને મૂકી દઈ આવા પ્રાણીઓ પણ એક રીતે જોતાં માત્ર પેટભરાપણુ કરે છે

અથવા બન્ને પકિતને સાથે લઈએ તો માયાવાદી પ્રાણીઓ બહિરાત્મભાવમા વર્તનારા છે એવો અર્થ નીકળે છે. એટલે કેટલાક વેદાન્તીઓ નેતિ નેતિ કરીને માયાવાદનુ સ્થાપન કરી એક પરબ્રહ્મનો અભેદવાદ માને છે તેઓ પણ બહિરાત્મભાવમા જ વર્તે છે, કારણ કે પરમાત્મભાવનુ સ્વરૂપ ધ્યાવતો અતરાત્મભાવ એ નથી, કારણ કે તેમા આત્માનું વ્યકિતત્વ જ રહેતુ નથી. આને બદલે ઉપર જણાવ્યો તે ભાવ આખા પદના અર્થને વિશેષ અનુરૂપ છે.

જેઓ હૃદયમાં પરમાત્મભાવનુ ધ્યાન કરે તેવા પ્રાણીઓ તો બહુ દુર્લભ છે. ઉપર ઉપરથી ઠાઠમાઠ રાખનારા, ધર્મને નામે ધતિગ ચલાવનારા, બહિરાત્મભાવમા વર્તનારા પ્રાણીઓ તો બહુ છે, પરતુ શરીરમા જ પરમાત્મા બિરાજમાન છે એવું બોલનારા જ માત્ર નહિ, પણ તે વાતને નિરતર સ્મરણમા રાખનારા, તે વાતનું ધ્યાન રાખનારા અને પોતાના દરેક કાર્યમા તે વાત ઉપર લક્ષ્ય આપનારા પ્રાણીઓ બહુ ઓછા હોય છે, મસ્તક મુડાવનાર પ્રાણીઓ બહુ હોય છે, મન મુડાવનાર બહુ અલ્પ હોય છે, ઉપર ઉપરથી રામ રામ બોલનારા પ્રાણીઓ બહુ હોય છે, પણ તેની અલક્ષ્ય જ્યોતિને જગાવ નાર પ્રાણીઓ બહુ થોડા હોય છે આજે બહુ થોડો વર્ગ અતરાત્મભાવમા વર્તનારો છે, બાકી ખરેખર ધર્મી હોવાને બદલે ધર્મી હોવાનો દાવો કરનારા અથવા ધર્મી દેખાતા પ્રાણીઓ મોટી સંખ્યામા છે પણ તે પરમાત્મભાવની પ્રાપ્તિને અગે તો તદ્દન નકામા જ છે

**खग पद गगन मीन पद जलमें, जो खोजे सो बौरा*;**
**चित्त पंकज खोजे सो चिन्हे, ×रमता आनंद भौरा. अवधू० ४**

“ જે ( પ્રાણી ) પક્ષીના પગને આકાશમા અને માછલાના પગને પાણીમા શોધે છે તે બેવકુફ ( હોય છે ), ( જે ) હૃદયકમળમા શોધ કરે તે ( અંતરમા ) રમણ કરતા આનંદભ્રમરને ઓળખે ”

---

* બૌરાને બદલે ‘ બોરા ’ પાઠ છે, અર્થ એક જ છે

× છેલ્લી પંક્તિ એક પ્રતમા નીચે પ્રમાણે છે ‘ રમતા અતર ભમરા ’ રમણ કરતા અતર ભમરને એવો તેનો અર્થ થાય છે તે અર્થથી વિશેષ ફેરફાર થતો નથી

૪ ખગપદ=પક્ષીનુ પગલુ ગગન=આકાશ મીનપદ=માછલાનુ પગલું ખોજે=શોધે સો=તે બૌરા=બાવરા, બેવકુફ પકજ=કમળ ચિન્હે=ઓળખે રમત=રમણ કરતા ભૌરા=ભમરા

ભાવ—પક્ષીના પગલાંને જે આકાશમાં શોધે છે અથવા માછલાના પગલાંને પાણીમાં શોધે છે તે પ્રાણીને દેખીતી રીતે મૂર્ખ—ગાંડો—બેવકૂફ સમજવો. જમીન ઉપર મનુષ્ય અથવા તિર્યંચના પગલાં જ્યારે તે ચાલે છે ત્યારે પડી રહે છે અને સારો પગી હોય છે તો તેને તે શોધી શકે છે, પણ તેથી તે જ નિયમને અનુસરીને જે માછલાનાં પગલાંને જળમાં અથવા પક્ષીના પગલાંને આકાશમાં શોધવા જાય છે તો તેને તે મળી શકવા નથી, કારણ કે તેના પગલાં પડી રહેતાં નથી; તેવી જ રીતે બહિરાત્મભાવમાં વર્તતા પ્રાણીઓ અંતરાત્મદશામાં વર્તતા પંખીની પેઠે બહિરાત્મભાવમાં પણ પરમાત્મદશાનાં પગલાં શોધવા પ્રયાસ કરે છે, પણ તે પ્રયત્ન મિથ્યા છે. બહિરાત્મભાવમાં જે વસ્તુ નથી તે શોધવાનો પ્રયાસ કરવો એ ખગપદ ગગનમાં અથવા મીનપદ જળમાં શોધવાના પ્રયાસ પેઠે પ્રયાસ કરનારની બેવકૂફી જ બતાવે છે. ઉપર ઉપરથી 'રામ રામ' બોલ્યા કરવું અથવા 'અહં અહં'નો ઉચ્ચાર કરવો અથવા અંતરસ્વરૂપ સમજ્યા વગર વિચાર કરવો કે અમુક ક્રિયા કરવાથી લાભ શું ? અથવા અમુક પ્રકારના શિથિલ વિહારીને વાંદવાથી શું લાભ થવાનો છે ? અથવા 'જે જે' કરવા મંદિરોમાં ભટક્યા કરવા જેવા સવાલો ઉપર વિચાર કર્યા કરવા એમાં એકંદર રીતે કાંઈ લાભ થતો નથી. આવા બહિરાત્મભાવમાં વર્તતા પ્રાણીઓ ધરમ બેઠા બેઠા વાતો કર્યા કરે છે કે આમ કરીએ તો આમ થાય અને આમ ન કરીએ તો આમ ન થાય. કાંઇ કરવું નહીં અને મોટી મોટી વાતો કર્યા કરવી અને તે પણ બીજા માણસોના સંબંધી કર્યા કરવી. પોતાને જાણે તે વાતો સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ જ ન હોય, પોતાને જાણે તે વાત અથવા તેના નિર્ણય સાથે કશું લાગતુંવળગતું ન હોય એવી રીતે પોતાની જાતને અળગી રાખી વાતો કરવી અથવા કોઇ પણ ક્રિયા વ્રત પૂજન કે ધ્યાનનો હેતુ સમજ્યા વગર માત્ર એક દુનિયાદારી કરવી, ધર્મને નામે દુકાન ચલાવવી. આશાદાસીના દાસ થઇને રહેવું—એ સર્વ બહિરાત્મભાવ છે. આવી સ્થિતિમાં રહી જ્યાં વાસ્તવિક રીતે 'ધર્મ' જેવું કે સાધ્ય સ્વરૂપની વાનકી જેવું પણ કાંઇ હોતું નથી ત્યાં ધર્મ માની ચાલ્યો જાય છે અને એવી ઉપર ઉપરની બહિર વાતોમાં જ આયુષ્ય નિર્ગમન કરે છે. 'ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ જિનેસર.' આવી રીતે ધર્મ તરીકે માનેલી ક્રિયાનો મર્મ સમજ્યા વગર બહિરાત્મભાવમાં પડી રહી પોતાની જાતને બેવકૂફમાં ગણાવે છે. આવા પ્રાણીઓ બહારથી ધર્મ આવી જવાનો છે એમ સમજી સાધન સાધ્યનો વિચાર કર્યા વગર મંદિરોમાં, તીર્થોમાં અને આશ્રમોમાં ફર્યા કરે છે અને માયાના ફંદમાં ફસાઇ બહિરાત્મભાવમાં મૂઢ રહે છે; પરંતુ જે પ્રાણીઓ પોતાના હૃદયકમળમાં શોધ કરે, ત્યાં શું છે તેથી તપાસ કરે, તેનામાં હજુ માયા—મમતાના તરંગો ઓછા થયા છે કે નહિ તેની ગવેષણા કરે અને તેની દશા કઇ બાજુએ હજુ વહન કરે છે તેનું અવલોકન કરે ત્યારે તે કમળ પર રમણ કરતા આનંદસ્વરૂપ ભ્રમરને ઓળખે. તમે ખગપદને ગગનમાં અને મીનપદને

જળમા શોધવા જશો તો એમા કાઇ વળવાનું નથી, એવા બહિરાત્મભાવમાં તો આ ચેતન અનેક વખત વર્ત્યો છે, પણ તેનું એક પણ વાસ્તવિક કામ થયું નથી, પરંતુ જ્યારે તમારા હૃદયકમળમા રહેલ અંતરાત્માની શોધ થશે, મનને વૈરાગ્યાદિથી નિર્મળ કરી તેમાં જ્યારે આત્મસ્વરૂપનુ પ્રતિબિંબ જોવામા આવશે ત્યારે તેની ગભીરતા તમારા લક્ષ્યમા આવશે. શ્રી આનંદઘનજી મહારાજ શ્રી ધર્મનાથના સ્તવનમા કહે છે કે—

> દોહત દોડત દોડત દોડીયો, જેતી મનની રે દોડ–જિનેસર,
> પ્રેમપ્રતીત વિચારો ઢુંકડી, ગુરુગમ લેજો રે જોડ–જિનેસર
> ધર્મ જિનેશ્વર ગાઉ રગશુ.

એ નિયમ પ્રમાણે આ તો આત્મસ્વરૂપ શોધવાની ઉલટમા મન જ્યા જ્યાં દોડાવે ત્યા ત્યા દોડ્યો જ જાય છે, અટકતો નથી; પણ હે બંધુ ! તારે આત્મસ્વરૂપ સમજી આ બહિર્ભાવ ત્યાગ કરવો હોય તો સદ્ગુરુ પાસેથી તેનું સ્વરૂપ સમજી તારા પોતાની પાસે જે પ્રેમની પ્રતીત થાય તેમ છે તે જરા વિચારીને જો

અંતરાત્મભાવ પ્રાપ્ત કરવાની અત્ર કુચી બતાવી છે. હૃદયકમળને વૈરાગ્યરૂપ શુદ્ધ જળથી સાફ કરી તેની ઉપર રમણ કરતા સત્, ચિત્ અને આનદસ્વરૂપ ભ્રમરાને શોધવો, એને શોધીને તન્મયપણે–તદ્રૂપે વિહાર કરવો એ અતરાત્મભાવ છે. ઉપર ઉપરથી 'રામ રામ' કે બીજા કોઈ પણ જાપ કરવામા આવે તેમા કાઇ પણ વળવાનું નથી, મતલબ એથી કદાચ સહજ પુણ્યપ્રાપ્તિરૂપ લાભ થાય તો તે કાઈ ખિસાતમા નથી. કમનશીબે આવી રીતે બહિરાત્મભાવમા વર્તતા પ્રાણીઓમા પોતાના મતને માટે એટલો બધો આગ્રહ થઇ જાય છે કે પછી તે અન્ય મતમા સત્યનુ કાઇ સ્વરૂપ કે અંશ છે એટલું પણ દેખી શકતા નથી, એટલેથી પણ ઘણી વાર અટકતુ નથી, પણ પછી ધર્મ, મત કે પથને નામે અનેક પ્રકારની લડાઇઓ કરવામાં તેઓ ધર્મ માની બેસે છે અને એવા ધર્મિષ્ઠ ગણાતા સામાન્ય રીતે સાત્વિક પ્રકૃતિના દેખાતા માણસો પણ ધર્મને નામે એવા ઝગડામા ઉતરી જતા જણાય છે કે પછી ધર્મ પણ એક પ્રકારની દુનિયાદારી જ થઇ જાય છે આર્યાવર્તનો ધાર્મિક ઇતિહાસ લખવામા આવશે ત્યારે આવા મતઆગ્રહથી દેશ કેટલો બધો પછાત પડી ગયો છે તે જણાશે વર્તમાન સમયમા પણ ઘણા નાના મોટા ઝગડાઓ ધર્મને નામે થાય છે આ ઝગડાઓમા વિશેષ ખરાબ તત્ત્વ એ છે કે તે ઝગડો કરનાર લોકો તેમ કરતી વખત ધર્મ કરતા હોય એમ માની લે છે આથી બહિરાત્મભાવમાથી ઊંચા આવવાનો જે એક જ પ્રસંગ–નિમિત્ત છે તે તેઓ ગુમાવી બેસે છે

શ્રી આનદઘનજી મહારાજ તેટલા માટે કહે છે કે–આ સર્વ વૃથા આળપપાળ છે તે છોડી દો, એ સર્વ એક પ્રકારનો સસાર છે એમ સમજો, એ સર્વ મતઆગ્રહમા આશાનું દાસપણુ છે એ વિચારો, એમા માત્ર પોતાનુ પેટભરાપણુ છે તે વાત હૃદયમા લ્યાવો અને તેવી સ્થિતિનો ત્યાગ કરવા નિશ્ચય કરો અને હૃદયકમળમા આનદભ્રમરને શોધી તેની

કરે ત્યારે જ સંસારનો પાર પમાય છે. આ સ્વરૂપ બહુ મનન કરી, વિચારી હૃદયમાં ઉતારવા યોગ્ય છે, વર્તનમા લાવવા યોગ્ય છે અને ખાસ અનુભવવા યોગ્ય છે.

---

## પદ અઠ્ઠાવીસમું

રાગ આશાવરી

**आशा ओरनकी क्या कीजे ? ग्यान सुधारस पीजे. आशा०**
**भटके द्वार द्वार लोकनके, कूकर आशाधारी;**
**आतम अनुभव रसके रसीया, उतरे न कबहु खुमारी. आशा० १**

"પારકાની આશા શું કરવી ? જ્ઞાનઅમૃતરસનું પાન કરવું (એ કર્તવ્ય) છે. આશા ધારણ કરનારો-આશાને વશ પડેલો કૂતરો લોકોને બારણે બારણે રખડે છે (પણ) જે આત્મઅનુભવના રસમા રસિક જીવો છે અથવા જે તેમા મગ્ન-તલ્લીન થઇ ગયેલા જીવો છે, તેનો (તેના મસ્તકનો) કેફ કદિ ઉતરતો જ નથી."

**ભાવ**—આ પદના સબંધમા એક એવી દંતકથા ચાલે છે કે-શ્રી આનદઘનજી મહારાજ જેનું નામ લાભાનદ હતુ તેઓ એક શહેરમા ચોમાસું સ્થિત રહ્યા હતા. ત્યા એક શ્રાવક તેમની બહુ વૈયાવચ્ચ કરતો હતો, તેઓને આગ્રહ કરી આહાર વહોરવા લઈ જતો હતો, જરૂરી કપડા પણ વહોરાવતો હતો અને ઘણો વખત તેમની પરિચર્યામાં કાઢતો હતો. વળી તે ઉપાશ્રયનો શેઠ પણ હતો એમ કહેવાય છે પર્યુષણપર્વના વખતમા એક દિવસ તે પૂજામા સવારે જરા વધારે રોકાઈ ગયો. વ્યાખ્યાન શરૂ કરવાને વખતે કોઈ શ્રોતાએ યાદ આપ્યુ કે અમુક શેઠ હજુ પધાર્યા નથી, પૂજામા છે તે તુરતમા આવશે, પણ નિર્ણય કરેલા વખતે શ્રી આનદઘનજી મહારાજે તો વ્યાખ્યાન શરૂ કર્યું. પર્યુષણના વ્યાખ્યાન અખડ સાભળવાની સ્વાભાવિક ઇચ્છાવાળો તે શેઠ પા કલાક પછી આવ્યો એટલે તેને જરા ખેદ થયો વ્યાખ્યાન પૂરું થયા પછી તે બોલી ગયો કે 'સાહેબ ! આ સેવક પર જરા દયા કરી સહજ વ્યાખ્યાન થોભાવવું હતુ.' ગુરુ કઈ પણ બોલ્યા નહિ ફરી વાર એ ને એ જ વાત કરતા તે શ્રાવકે કહ્યુ કે 'સાહેબ ! હુ કપડા વહોરાવુ છુ, આહાર વહોરાવું છુ, આટઆટલી વૈયાવચ્ચ કરુ છુ તે તો ધ્યાનમા રાખવુ હતુ' આનંદઘનજી બોલ્યા 'ભાઈ, આહાર તો ખાઇ ગયા અને લે આ તારા કપડા' એમ કહી કપડાં ઉતારી નાખી જંગલમા ચાલ્યા ગયા અને ત્યા જઇ આ પદ પ્રથમ બનાવ્યુ ઉપાશ્રય તે શેઠનો હોવાથી તેનો ત્યાગ કરી દીધો-આવી દતકથા છે

---

૧ ઓરનકી=બીજાની ક્યા=શી ? કીજે=કરવી સુધારસ=અમૃતરસ પીજે=પીવો ભટકે=ભટકે છે, રખડે છે દ્વાર દ્વાર=બારણે બારણે લોકનકે=લોકોના કૂકર=કૂતરો આશાધારી=આશાને વશ રહેલો, રસીયા=તેમા રસિક જીવો કબહુ=કોઇ પણ વખત ખુમારી=ઘુમવાપણુ, કેફ

કરે ત્યારે જ સંસારનો પાર પમાય છે. આ સ્વરૂપ બહુ મનન કરી, વિચારી હૃદયમા ઉતારવા યોગ્ય છે, વર્તનમા લાવવા યોગ્ય છે અને ખાસ અનુભવવા યોગ્ય છે.

---

## પદ અઠ્ઠાવીસમુ

રાગ આશાવરી.

**आशा ओरनकी क्या कीजे? ग्यान सुधारस पीजे. आशा०**
**भटके द्वार द्वार लोकनके, कूकर आशाधारी;**
**आतम अनुभव रसके रसीया, उतरे न कबहु खुमारी. आशा० १**

"પારકાની આશા શું કરવી? જ્ઞાનઅમૃતરસનું પાન કરવુ (એ કર્તવ્ય) છે. આશા ધારણ કરનારો—આશાને વશ પડેલો કૂતરો લોકોને બારણે બારણે રખડે છે (પણ) જે આત્મઅનુભવના રસમા રસિક જીવો છે અથવા જે તેમાં મગ્ન—તલ્લીન થઇ ગયેલા જીવો છે, તેનો (તેના મસ્તકનો) કેફ કદિ ઉતરતો જ નથી."

**ભાવ**—આ પદના સબધમા એક એવી દંતકથા ચાલે છે કે-શ્રી આનદઘનજી મહારાજ જેનું નામ લાભાનદ હતુ તેઓ એક શહેરમા ચોમાસું સ્થિત રહ્યા હતા. ત્યાં એક શ્રાવક તેમની બહુ વૈયાવચ્ચ કરતો હતો, તેઓને આગ્રહ કરી આહાર વહોરવા લઈ જતો હતો, જરૂરી કપડા પણ વહોરાવતો હતો અને ઘણો વખત તેમની પરિચર્યામાં કાઢતો હતો. વળી તે ઉપાશ્રયનો શેઠ પણ હતો એમ કહેવાય છે. પર્યુષણપર્વના વખતમા એક દિવસ તે પૂજામા સવારે જરા વધારે રોકાઈ ગયો. વ્યાખ્યાન શરૂ કરવાને વખતે કોઈ શ્રોતાએ યાદ આપ્યુ કે અમુક શેઠ હજુ પધાર્યા નથી, પૂજામા છે તે તુરતમા આવશે, પણ નિર્ણય કરેલા વખતે શ્રી આનદઘનજી મહારાજે તો વ્યાખ્યાન શરૂ કર્યું. પર્યુષણના વ્યાખ્યાન અખડ સાભળવાની સ્વાભાવિક ઇચ્છાવાળો તે શેઠ પા કલાક પછી આવ્યો એટલે તેને જરા ખેદ થયો વ્યાખ્યાન પૂરું થયા પછી તે બોલી ગયો કે 'સાહેબ! આ સેવક પર જરા દયા કરી સહજ વ્યાખ્યાન થોભાવવુ હતુ' ગુરુ કઈ પણ બોલ્યા નહિ ફરી વાર એ ને એ જ વાત કરતા તે શ્રાવકે કહ્યુ કે 'સાહેબ! હુ કપડા વહોરાવુ છુ, આહાર વહોરાવું છુ, આટઆટલી વૈયાવચ્ચ કરુ છુ તે તો ધ્યાનમા રાખવુ હતું' આનદઘનજી બોલ્યા 'ભાઈ, આહાર તો ખાઇ ગયા અને લે આ તારા કપડા' એમ કહી કપડાં ઉતારી નાખી જંગલમા ચાલ્યા ગયા અને ત્યા જઇ આ પદ પ્રથમ બનાવ્યુ. ઉપાશ્રય તે શેઠનો હોવાથી તેનો ત્યાગ કરી દીધો—આવી દતકથા છે

---

૧ ઓરનકી=બીજાની ક્યા=શી ? કીજે=કરવી સુધારસ=અમૃતરસ પીજે=પીવો ભટકે=ભટકે છે, રખડે છે દ્વાર દ્વાર=બારણે બારણે લોકનકે=લોકોના કૂકર=કૂતરો આશાધારી=આશાને વશ રહેલો, રસીયા=તેમા રસિક જીવો કબહુ=કોઇ પણ વખત ખુમારી=ઘુમવાપણુ, કેફ

સ્થૂળ જગતની ઘટના આશા પર બંધાયલી છે દરિદ્ર સ્થિતિનો માણસ ધન મેળવવાની આશા રાખે છે, કુંવારો સ્ત્રી મેળવવાની આશા રાખે છે, વિરહી સ્ત્રી પતિને મળવાની આશા રાખે છે, મરણ કાંઠે સૂતેલો પ્રાણી સાજો થઈ જવાની આશા રાખે છે આવી રીતે અનેક પ્રકારના આશાસૂત્રથી બંધાયેલો આ જીવ અધમ સ્થિતિમાં હોય છે તો પણ સંસાર તરફ ખેંચાતો જાય છે, તેને વળગતો જાય છે, તેને ચાટતો જાય છે એક આશાને તાબે રહીને એટલા (અ)કાર્યો કરે છે કે તેની ગણતરી કરી શકાય નહિ. આ આખા પદ પરથી જણાશે કે નવીન સ્થૂળ વસ્તુઓ મેળવવાની તૃષ્ણા અને તે પ્રાપ્ત થશે એવી આશાને લીધે સંસારદાવાનળથી અતિ તપ્ત થયેલો પ્રાણી પણ સંસારમાં રાજીખુશીથી સબડ્યા કરે છે

આશાનું સ્વરૂપ બતાવતાં કહેવામાં આવ્યું છે કે “ જેમ જેમ શરીર તથા ધનની આશા ફેલાતી રહે છે તેમ તેમ મોહગ્રંથિ વધારે દૃઢ થતી જાય છે જો આશાને રોકવામાં ન આવે તો તૃષ્ણાની સાથે તે પણ આખા વિશ્વમાં વધારે વધારે પ્રસાર પામતી જાય છે અને તેના પાયા દૃઢ થયા પછી તેને કાપવી મુશ્કેલ થઈ પડે છે આશા જો શાંતિને પામી જાય તો મનોવાંછિત સર્વ આત્મીય કાર્યો સિદ્ધ થાય છે અને જો તેમ ન થાય તો આ ભવસમુદ્ર દુસ્તર થઈ જાય છે યમ, નિયમ વિગેરે પ્રશમ સામ્રાજ્યને તથા સદ્બોધરૂપ સૂર્યને રોકનાર આશા જ છે જેઓ વૃદ્ધિ પામતી આશાને રોકી શકતા નથી તેઓ મોક્ષ પ્રાપ્તિ માટે નકામો શ્રમ કરે છે આશા ઇંદ્રિયોને ઉન્મત્ત કરનાર છે આશા વિષની વેલડી છે અને આશાને લઈને જ પ્રાણીને સર્વ દુઃખો પ્રાપ્ત થાય છે. જે ભાગ્યવાન્ પ્રાણીઓ આશા રાક્ષસીને હણી નાખે છે તેઓ આ મહાદુઃખથી ભરપૂર સંસારસમુદ્ર તરી જાય છે જેઓને આશા હોય છે તેઓને મનની શુદ્ધિ પણ રહેતી નથી તેથી સર્વ આશાનો ત્યાગ કરીને જે નિરાશીભાવનું અવલંબન કરે છે તેઓનું મન પૌદ્ગલિક પદાર્થોનો સંગ કરતું નથી અને તેથી તેના પર ? વિજય મેળવે છે તેને સત્ય જ્ઞાન, ચારિત્રપાલન, વિવેક તત્ત્વનિશ્ચય અને નિર્મમત્વપણું પ્રાપ્ત થાય છે, પણ જ્યાં સુધી આશારૂપી દાવાનળ હૃદયમાં બળ્યા કરે છે ત્યાં સુધી મહાદુઃખદાવાનળની શાંતિ થતી નથી. દેવોના સ્વામી ઇંદ્ર સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત કરીને પણ જો વિશેષ પ્રાપ્તિની આશાથી બદ્ધ હોય તો વાસ્તવિક રીતે તે જરા પણ સુખી નથી. નિરાશીભાવ ધારણ કરનાર પ્રાણીનું અંતઃકરણ ચપળતા છોડી દે છે, તેના ઇંદ્રિયહસ્તીઓ વિક્રિયાને તજી દે છે અને તેનો કષાયઅગ્નિ શાંતિ પામે છે (જ્ઞાનાર્ણવ-પ્રકરણ સત્તરમું)

પૂજ્યપાદ શ્રીમદ્યશોવિજયજી જ્ઞાનસારના બારમા નિઃસ્પૃહાષ્ટકમાં લખે છે કે “ પોતાના સ્વભાવ-નિજ સુખની પ્રાપ્તિ ઉપરાંત બીજું કાંઈ પણ પ્રાપ્ત કરવા યોગ્ય નથી. એવી રીતે આત્મઐશ્વર્યથી સંપન્ન મહામુનિ તદ્દન નિઃસ્પૃહ થઈ જાય છે સ્પૃહાવાન પારકી આશા વાળા પ્રાણીઓ હાથ જોડી જોડીને પ્રાર્થના કરે છે, ઘરે ઘરે ભિક્ષા માગે છે, પરંતુ અનંત

જ્ઞાનપાત્ર પ્રાણી તો આખા જગત્‌ને તણખલા તુલ્ય જુએ છે. વિદ્વાન્ માણસે પુદ્ગળમાં આનંદ લેનારી રતિની સાથે પ્રીતિ કરનારી સ્પૃહાને હૃદયમંદિરમાથી બહાર ધકેલી મૂકવી જોઇએ. સ્પૃહાવાળા પ્રાણીઓ તણખલા અથવા રૂની પેઠે તદ્દન હલકા લાગે છે, છતા સસારસમુદ્રના તળિયે જઇને બેસે છે એ મોટી નવાઇની હકીકત છે! નિસ્પૃહી પ્રાણીને જમીન પર શય્યા કરવી પડતી હોય, ભિક્ષાથી જેવું મળી આવે તેવું ભોજન કરવાનું હોય, જીર્ણ વસ્ત્ર પહેરવા મળતા હોય અને જગલરૂપ ઘર નિવાસ કરવા માટે હોય તો પણ તેને ચક્રવર્તી કરતા વિશેષ સુખ છે. **પારકી આશા એ મોટું દુઃખ છે અને નિઃસ્પૃહીપણું એ મોટું સુખ છે. સુખ અને દુઃખનું આ ટૂંકા મુદ્દાસર સંક્ષિપ્ત લક્ષણ સમજવું.**

ઉપાધ્યાયજીના છેલ્લા વચન વિશેષ રીતે સમજવા યોગ્ય છે અને તે જ આ પદનો વિષય છે. શ્રીઆનદઘનજી મહારાજ કહે છે કે–હે ચેતન! તું પારકાની આશા શા માટે કરે છે? તને બીજા કોઇ શું આપવાના છે? તુ અન્ય માણસ પાસેથી અથવા અન્ય વસ્તુની આશા કરે છે પણ તેમા તારુ શું વળવાનું છે? તારુ છે તે તો તારી પાસે જ છે, તારામય જ છે, તુ પોતે જ છો, માટે પરની આશા છોડીને તું જ્ઞાનઅમૃતરસનુ પાન કર જેથી અજરામર થઇ જઇ આ ભવવ્યાધિને હમેશને માટે દૂર રાખી શકીશ. આત્મસ્વભાવનો સ્વાધ્યાય કરતા એક વિદ્વાન્ લખી ગયા છે કે:—

પરકી આશા સદા નિરાશા, એ હે જગ જન ફાંસા,  
તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખવાસા  
આપ સ્વભાવમે રે, અવધુ સદા મગનમે રહેના.

આ પ્રમાણે પરજીવની અથવા પરવસ્તુની આશા નિરાશામા જ પરિણમે છે, એ તો માત્ર માણસને ફાસો દઇ ફસાવે છે, સસારમા રઝળાવે છે અને મળે છે તો મુઝાવે છે અને ન મળે તો ચિતા કરાવે છે, તેથી પરની આશા છોડી દેવા, તેને કાપી નાખવા અભ્યાસ કરવો જેથી નિરતરને માટે સુખ પ્રાપ્ત થાય અર્થાત્ જેથી અજરામર સ્થાન પ્રાપ્ત થાય. પોતા સિવાય અન્ય કોઇના ઉપર આધાર રાખી બેસી રહેવામા અને અન્ય પૌદ્ગલિક વસ્તુ મેળવવાની ઇચ્છામા એટલા લટકી રહેવું પડે છે કે આ જીવ એને પરિણામે જરા પણ ઊંચો આવી શકતો નથી, વળી તે વખતે કેવુ વર્તન કરે છે એ પણ વિચારીએ

આશાથી આ લોકમા અને પરલોકમા આશા કરનારની ફજેતી થાય છે. આ ભવમા આશા પૂરી થતી નથી ત્યા સુધી મનના જે સકલ્પવિકલ્પો થાય છે તે એટલા તો મોટી સંખ્યામા અને દીર્ઘ કાળ સુધી માનસિક દુખ આપનારા હોય છે કે ત્યાર પછી આશા પૂરી થાય તો પણ તેમા આનંદ રહેતો નથી. આશા તો દરરોજ અનેક પ્રકારની થતી હોવાથી સોએ નવાણુ આશાઓ તો કદી પૂરી થતી નથી તે તો વળી એટલી ખરાબ અસર મૂકી જાય છે કે તેનુ વર્ણન કરવુ મુશ્કેલ થઇ પડે. આવી રીતે પૂર્ણ થયેલી અને

अपूर्णु रहेली आशाओ पण परभवमा तो बहु दुःख आपे तेवा चीकणां कर्मनो बंध करावे छे आशाथी आ भवमा अने परभवमा बहु दुःख प्राप्त थाय छे एक रोटलीनो कटको मेळववानी आशाए जेम कुतरो लोकोनां बारणे बारणे रखडे छे तेम आशाधारी प्राणी लोकोनां द्वारे द्वारे रखडे छे एक नीतिवचनमा कह्यु छे केः–

लाङ्गूलचालनमधश्चरणावपातं, भूमौ निपत्य वदनोदरदर्शनं च ।
पिण्डदस्य कुरुते गजपुङ्गवस्तु, धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ॥

'आ माणस रोटलीनो टुकडो आपशे एवी आशामा कुतरो पूंछडी हलावे छे, पगे पडे छे, जमीन पर पडीने पोतानां मुख अने पेट बतावे छे, त्यारे गजराज(हाथी) खावा माटे आवेला रोटलाओ तरफ धीरेथी जुए छे अने सेंकडो कालावाला कर्या पछी खाय छे' हाथीने खवरावबामां केटली महेनत पडे छे अने कुतरो एक रोटलीनो टुकडो हाथमां राखनारनी पासेथी ते मेळववा माटे केटली सेवा करे छे ते बन्ने वच्चेनो तफावत जेओ अवलोकन करीने जोशो तो ते आशा करनार अने नहि करनारनी स्थितिनु अंतर बराबर समजी शकशो; अने एवी रीते आम त्यां रखड्या करे छे छता घेर घेर भटकनार कुतराने कोई जग्याथी लाकडीना मार अने कोई जगाएथी 'हड हड'ना अवाजे सांभळवा पडे छे आशाधारी मानवीओनी बराबर आवी ज स्थिति छे क्षुद्राशय मगज-वाळा शेठीआओ पासे निज गुणनी स्वमुखे कथा करवी, पर्वते पर्वते अने जगले जगले आशामां रही रखडवु, न करवा योग्य धधा करवा, विगेरे अनेक विटबणाओ सहन करवी, अनेक तोफानो मचावी मूकवा अने छता आखरी वखत कुतराना जेवी स्थितिमा रहेवु–आम आपणे बहुधा जोइए छीए आत्मस्वरूपथी भिन्न जड वस्तुनी आशा करनार मनुष्यनी आवी स्थिति थाय छे

आशाधारीनी उपर प्रमाणे स्थिति जणावी. हवे जे आशीभाव तजीने आत्मअनुभवरूप रसमा आसक्त थाय छे तेने केवो आनंद थाय छे ते बतावे छे तेने प्रथम दरजे तो निराशीभाव प्राप्त थाय छे कारण के आत्मानुभव थती वखते ते परवस्तु साथेनो पोतानो संबंध विवेकपूर्वक विचारी शके छे अने ते संबंधनी अनित्यता अने स्वरूपथी भिन्नता ज्यारे तेना ध्यानमा आवे छे त्यारे ते कदि पण स्वथी अन्य(वस्तु अथवा प्राणी)नी आशा न राखवानो निश्चय करे छे अने आ प्रमाणे अन्यनी आशा न राखवाना विचार साथे आ जीवने आत्मानुभवनो रस जामे छे, तेमा तेनु रसिकपणु थाय छे अने छेवटे तेमां ते तल्लीन थाय छे आ आत्मानुभवरसनु पान करवाथी तेनो कैफ चडे छे मदिरानु पान करवाथी जेम कैफ चडे छे तेम; पण मदिरापान अने अनुभवरसना पानमां एक मोटो तफावत छे अने ते ए के मदिरापान कर्या पछी थोडा वखतमा तेनो कैफ उतरी जाय छे त्यारे हाथ-पग तूटे छे शरीर शिथिल थई जाय छे अने काम

કરવાનો ઉત્સાહ તદ્દન મટી જાય છે, પણ આ અનુભવરસનું પાન કર્યા પછી તેનો જે કેફ ચઢે છે તે તો કદિ ઉતરતો નથી. એક વખત તે કેફ ચઢ્યો હોય તો પછી તેની ખૂમારીમા જ આ જીવ પ્રગતિ કરતો જાય છે અને છેવટે અનંત કાળ સુધી કદી પણ ઉતરવાનો પ્રસંગ જ આવતો નથી. આશાધારી કૂતરો બારણે બારણે રખડે છે પણ છેવટે તેનું કંઈ વળતુ નથી અને નિરાશીભાવ પ્રાપ્ત કરી પોતાની સહજ સમાધિરૂપ અનુભવરસનું પાન કરી તેમાં આસક્ત રહેનાર પ્રાણીઓનો કેફ કદી ઉતરતો નથી. તેથી પરની આશા છોડી દઈ સ્વાત્માનુભવ કરવો એ અત્ર ઉપદેશ છે. વાત એમ છે કે જ્યારે અધ્યાત્મજ્ઞાનનો આવો વિષય ચર્ચાતો હોય છે ત્યારે તો આ જીવને તેની સત્યતા સ્પષ્ટ રીતે સમજાય છે, પરંતુ પારકી આશામા તણુયેલો, રાગમા રાચેલો અને સંસારમા સર્જાયેલો આ જીવ પાછો એકલો પડે છે કે બધી વાત ભૂલી જઈ પરભાવમા આસક્ત થઈ જાય છે અને પછી કૂતરાની જેમ અહીં મોઢું નાખે છે, ત્યા મોઢુ નાખે છે અને બધી જગ્યાએથી માર ખાય છે કોઈ વખત ટુકડો રોટલો મળે છે તો પણ તે લાબો વખત ટકતો નથી અને વળી ટુકડો રોટલો પાસે હોય તેટલો વખત પણ વધારે રોટલો મેળવવાની આશામાં કૂતરાપણું તો છોડી શકતા જ નથી આ સ્થિતિ કેટલી દુ ખમય છે તે વિચારવાથી સમજાય તેવું છે

**आशा दासीके जे जाए, ते जन* जगके दासा;**
**आशा दासी करे जे× नायक, लायक अनुभव प्यासा– आशा० २**

"જે પ્રાણીઓ આશા દાસીના છોકરા છે તે પ્રાણીઓ જગતના નોકર છે; આશા દાસી જેને (પોતાના) નાયક–ઉપરી બનાવે છે તે વસ્તુવિચારથી થતા આનંદને અનુભવવાની ઇચ્છાને યોગ્ય થાય છે"

**ભાવ**–જે આશારૂપી દાસીના છોકરાં થાય છે તે આખા જગતના નોકર થાય છે આશારૂપી લોડીના પુત્રો દાસ જ થાય છે, વાદરીનુ બચ્ચું જેમ પોતાની માતાને વળગી રહે છે તેમ તેઓ આશા માતાને વળગ્યા રહે છે અને સામાન્ય રીતે દાસીના છોકરા તો દાસ જ થાય આશા–તૃષ્ણાને જેઓ વશ પડે છે તેઓ આખા જગતના જે પ્રાણીઓના સબધમા તેને અગે આવે તેનો હુકમ પોતાની ઇચ્છાએ અમલમા લાવી તેના દાસ બને છે, તેને નમે છે, તેને પગે પડે છે અને તેની ગુલામગીરી કરે છે. દાખલા તરીકે જ્યારે ધનની આશા હોય છે ત્યારે ધનવાન પ્રાણી પાસેથી યુક્તિ–પ્રયુક્તિ કરી ધન કઢાવી લેવા તેની પરિચર્યા કરે છે, તેની ખુશામત કરે છે અને અનેક ન કરવા યોગ્ય કાર્યો કરે છે,

---

* 'જન' ને સ્થાનક 'સબ' શબ્દ એક પ્રતમા છે

× 'જે' ને બદલે કોઇક જગોએ 'જો' શબ્દ છે – પીયાસા એવો પાઠાન્તર છે

૨ જાએ=જાયા, જાતા, દીકરા જન=માણસો જગકે દાસા=દુનિયાના નોકર નાયક=ઉપરી, સ્વામી લાયક=યોગ્ય અનુભવ પ્યાસા=અનુભવની પ્યાસ, તરસ

આટલા દાસત્વથી સંતોષ ન પામતા જડ પદાર્થની આગળ પૌદ્ગલિક અચેતન સોનારૂપાની પગ પણ કરે છે તે જ પ્રમાણે વિષય સેવવાની આશાથી કુલટા કુભાર્યાની પણ પરિચર્યા કરે છે, તેનો હુકમ ઉઠાવે છે, તે કહે તેમ કરી આપે છે પછી સ્ત્રી ગમે તેવી કુસ્ત્રી, અન્યઆસક્ત અને રાખડી જેવી હોય તો પણ તેના ઉપર રાગબુદ્ધિથી તેને દેવી તરીકે પૂજે છે તેના વચનને ઉપાડી લે છે અને તેને જરા પણ અસંતોષ ન થાય તે સારુ અનેક વિચારો કર્યા કરે છે, એટલુ જ નહિ પણ તેવી સ્ત્રીની ખાતર માતા, પિતા, બંધુ અને સ્નેહી વર્ગની સાથે મોટા કલેશ કરે છે અને પોતાના બાલ્યકાળમા જે અપાર ઉપકાર તેઓએ પોતાની ઉપર કર્યા હોય છે તે સર્વ ભૂલી જાય છે સ્ત્રી તરફથી એટલુ કરવા છતા પણ લાત મળે છે ત્યારે તેને પગે તો ઇજા નથી થઇ એમ કહી, અપમાનનો ઘૂંટડો ગળી જઇ તેને પપાળે છે અને એવુ નિર્વિદ્ય આચરણ કરે છે કે જરા પણ તત્ત્વ–રહસ્ય સમજનાર પ્રાણીને તેના વદન પર હાસ્ય આવ્યા વગર રહેતુ નથી. ધન અને સ્ત્રીની આશાથી પ્રાણી જે જે આચરણો કરે છે તેનુ જો વર્ણન આપ્યુ હોય તો પુસ્તક ભરાય. તે દરરોજના અનુભવનો વિષય હોવાથી સર્વથી સમજી શકાય તેવી હકીકત છે એવી જ રીતે જમીનની, વસ્તુની, ઘરપ્રાપ્તિની આશાથી અથવા માન–તૃષ્ણાથી તેમ જ બીજી કોઈ પણ પ્રકારની આશાથી આ જીવ અનેક કામો કરવા લાગે છે અને કરે છે, અનેક પ્રકારના ધક્કા ખાય છે, પાછો પડે છે અને વળી આશામા અને આશામા પાછો ઊભો થઇ અનેક બાજી પાથરે છે, અનેક કષ્ટ વેઠે છે અને અનેક પ્રકારની ગુલામી સ્વીકારે છે આશા દાસીના જે દીકરા છે તે આવી રીતે આખા જગતના દાસ છે

હવે આશા જેને પોતાના સ્વામી કરે–ઉપરી કરે અર્થાત્ આશા જે પ્રાણીના હુકમમા રહેનાર ગૃહિણી થાય, તે જેના કબજામા આવે તે પ્રાણી અનુભવરસનુ પાન કરવાને યોગ્ય થાય છે અને છેવટે તે અનુભવરસનુ પાન કરે છે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રસ્વરૂપના જ્ઞાનને અનુભવ કહેવામા આવે છે, જેનુ સ્વરૂપ આગળ ચોથા પદના વિવેચનમા અને ત્યાર પછી ઘણી વખત વિચારી ગયા છીએ. તે અનુભવજ્ઞાનની તૃષા ત્યારે જ વ્યક્ત થાય છે કે જ્યા અન્ય જીવની અથવા અન્ય પૌદ્ગલિક પદાર્થો મેળવવાની આશા પર સ્વામિત્વ પ્રાપ્ત થાય. આશા પર સ્વામિત્વ મેળવવાથી સર્વ પ્રકારની હાડમારીનો અંત આવી જાય છે મનમાં સંતોષવૃત્તિ આવી જાય છે અને પરમ સુખ પ્રાપ્ત થાય છે અને પરિણામે સ્વરૂપજ્ઞાનનુ પાન કરવાની તૃષા થાય છે અને તે તૃષાને તૃપ્ત કરવાના સાધન સ્વભાવે જ પ્રાપ્ત થઈ જાય છે છેવટે એ અનુભવરસમા નિમગ્ન થઇ અનંતકાળ સુધી તે જ સ્થિતિમા રહી મહાપ્રમોદ કરાવનાર અજર સ્થિતિ પ્રાપ્ત કરવાનુ પ્રબળ નિમિત્ત કારણ પણ તે નિરાશીભાવ બને છે

અહીં ટબાકાર અનુભવપિપાસા એવો છઠ્ઠી પંક્તિનો પાઠ લઈ આશા દાસી જેને પોતાનો સ્વામી બનાવે તે અનુભવરસનો પિપાસુ એટલે તૃષાવંત–તરસ્યો છે

(બને છે) એમ અર્થ કરે છે મતલબ એના સંબંધમા દાસ તરીકે કે પતિ તરીકે આવનારને એ આશા રખડાવે છે એટલે કોઈ પણ રીતે એનો સબંધ ઈષ્ટ નથી. આ દૃષ્ટિબિંદુથી આ અર્થ પણ સમીચીન છે.

આ ત્રીજી અને ચોથી પંક્તિનો એક બીજી રીતે પણ સુંદર અર્થ થાય છે. જેમ શેઠનું કામ પોતાની દાસીઓને પ્રવર્તાવવાનું છે તેમ જે આશાને દાસી તરીકે પ્રવર્તાવે અથવા તે તરીકે રાખે અને તેમ કરીને-તેના ઉપર હુકમ કરીને પોતાનું કામ શેઠ સિદ્ધ કરે છે તેવી જ રીતે જે આત્મા આશાનો દાસ ન બનતા સ્વસ્વરૂપની સિદ્ધિ માટે યોગ્ય કાર્યોમા ઇચ્છાનો પ્રયાસ કરે તો તે અનુભવને લાયક થાય છે. આ અર્થ કરવામા 'જે નાયક આશા દાસી કરે,' એમ પદચ્છેદ કરવાનો છે આ અર્થ બહુ સુંદર ભાવ બતાવે છે આશય લગભગ ઉપર બતાવ્યો તે જ રહે છે, પણ એમા ફેર એટલો છે કે પ્રથમ અર્થમા આશા તેને નાયક કરે છે અને આ અર્થમા ચેતનજી આશાને દાસી બનાવે છે. આ ભાવ તેથી વધારે સુંદર છે, કારણ કે એમા ચેતનનુ નાયકપણુ યોગ્ય રીતે પીછાનાય છે.

આશા એ એવી વસ્તુ છે કે તેનો પાર પામવામા અને તેના પર સ્વામિત્વ મેળવવામા બહુ મુશ્કેલી નડે છે *ભર્તૃહરિ તેને નદી સાથે સરખાવી તેનો પાર પામનાર યોગીશ્વરના આનદનુ વર્ણન કરે છે, તેમ કરતા નદીમા શુ શું પદાર્થ હોય છે અને તેનો પાર પામવામા કેટલી અગવડો પડે છે તે તરફ લક્ષ્ય ખેંચતા તે કહે છે કે-આશા નામની નદીમા મનોરથ જળ ભર્યું છે, તેથી આખો વખત જૂદી જૂદી ઇચ્છાઓ થયા કરે છે, નદીમા જેમ જળના તરગો થાય છે તેમ અહીં તૃષ્ણાના મોજા આવ્યા કરે છે, નદીમા રાગરૂપી ગ્રાહ (જળમા રહેનાર મનુષ્યનુ પણ ભક્ષણ કરી જાય તેવા મોટા મગરમચ્છો) હોય છે જે પ્રાણીનુ ગ્રસન કર્યા કરે છે, નદી પર જેમ પક્ષીઓ ઊડ્યા કરે છે તેમ આ આશા નદી પર વિતર્કરૂપ પક્ષીઓ ઊડ્યા કરે છે જેથી અસ્તવ્યસ્ત વિચારના ઉડ્ડયન થયા કરે છે, નદીમા પૂર આવે ત્યારે જેમ કાઠા પરના વૃક્ષોનો નાશ થાય છે તેમ આ આશા નદીમા મનોરથજલનુ પૂર આવે ત્યારે વૈર્યવૃક્ષનો નાશ થાય છે, મોટી નદીઓમા જેમ આવર્ત(જળચક્ર) થાય છે અને તેના સપાટામા આવનાર તરનારો પણ ડૂબી જાય છે તેમ આ આશા નદીમા મોહના આવર્ત આવે છે કે જે પ્રાણીને ચક્રભ્રમણમા નાખી દે છે, આવી આશા નદી તરવી મહામુશ્કેલ થઈ પડે તેવી અને અતિ ઊડી છે, તેનો પાર જે યોગીશ્વરો પામી ગયા છે તે આનંદ કરે છે આટલા ઉપરથી જોવામા આવ્યુ હશે કે-આશા પર જય મેળવનાર પ્રાણી આ જીવનનુ વિશિષ્ટ કર્તવ્ય કરે છે, તેમા આનદ માની સાધ્ય પ્રાપ્ત કરવાના માર્ગ પર આવી જાય છે અને અનુભવરસનુ પાન કરવાને યોગ્ય થઇ છેવટે તેનુ પાન કરી સાધ્ય પ્રાપ્ત કરે છે.

---

* आशा नाम नदी मनोरथजला तृष्णातरङ्गाकुला, रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वसिनी ।
मोहावर्तसुदुस्तरातिगहना प्रोत्तुङ्गचिन्तातटी, तस्या पारगता विशुद्धमनसो नन्दन्ति योगीश्वरा ॥ भर्तृहरि

मनसा प्याला प्रेम मसाला, ब्रह्म अग्नि परजाली;
तन भाठी अवटाई पीए कस, जागे अनुभव लाली आशा० २

‘ શરીર ભઠ્ઠીમાં શુદ્ધ સ્વરૂપ અગ્નિ સળગાવી, અનુભવરસમાં પ્રેમરૂપ મસાલો નાખી તેને મનરૂપ પ્યાલામાં ઉકાળીને તેનું સત્ત્વ પીએ છે ત્યારે અનુભવની લાલી પ્રગટ થાય છે ”

ભાવ—શરીરને પોષવા માટે ઉનાળામાં જૂદા જૂદા પ્રકારના એલચી, ગુલાબનાં ફૂલ, વરિયાળી વિગેરે ઠંડા મસાલા નાખી તેનું ડુબિયું કરીને પીવામાં આવે છે અથવા વધારે યોગ્ય અર્થમાં કેશર, એલચી, બદામ, પિસ્તા વિગેરે પૌષ્ટિક મસાલાઓ-વસાણાં નાખીને શીત ઋતુમાં દૂધ પીવામાં આવે છે, તે દૂધને પ્રથમ અગ્નિ પર ગરમ કરી તેને જાડું બનાવવામાં આવે છે અને પછી પાણીનો કેટલોક ભાગ બળી ગયા પછી દૂધનું સત્ત્વ રહે છે તે પીવામાં આવે છે તેથી શરીર મજબૂત થાય છે અને મુખ ઉપર તેની લાલી આવે છે મતલબ મુખ ઉપર પણ તંદુરસ્તપણું જણાય છે આ નિયમને અનુસરી અનુભવરસનું પાન કેવી રીતે કરવું તે અત્ર બતાવે છે આ શરીરરૂપ ભઠ્ઠીમાં પ્રથમ બ્રહ્મ અગ્નિ સળગાવવો. બ્રહ્મ શબ્દના બે અર્થ અત્ર વાચ્ય થઈ શકે છે પ્રથમ અર્થે બ્રહ્મ એટલે બ્રહ્મચર્ય સ્ત્રીસંગનો સર્વથા ત્યાગ કરવો, મનથી પણ તેની ઇચ્છા ન કરવી. જેઓ યોગમાર્ગમાં પ્રવેશ કરવા ઇચ્છા રાખતા હોય તેમણે બ્રહ્મચર્ય પ્રથમ દરજ્જે અવશ્ય પાળવું જરૂરનું ગણવામાં આવ્યું છે, કારણ કે તેથી વીર્યહાનિ અટકી શરીર મજબૂત બને છે અને તેથી મનની અવ્યવસ્થિત સ્થિતિ, કુસ્વપ્ન વિગેરે અવસ્થા મટી જઈ તે સ્થિર બને છે અથવા બ્રહ્મ શબ્દથી શુદ્ધ સ્વરૂપ સમજવું શરીરરૂપ ભઠ્ઠી ઉપર આ બ્રહ્મરૂપ અગ્નિને સળગાવીને તેના પર મનરૂપ પ્યાલો મૂકવો અને પછી સ્વરૂપ પામવાનો પ્રેમ-અભિલાષરુચિરૂપ મસાલો તેમાં નાખીને તે રસને પૂબ ઉકાળવો અને તેનો જ્યારે ચોકખો કસ રહે ત્યારે તે સત્ત્વને પી જવું-પીધા કરવું આથી અનુભવની લાલી જાગ્રત થશે.

અહીં પ્રેમ મસાલો નાખવાનું કહ્યું છે તેનો વાસ્તવિક અર્થ Love સર્વ જીવો તરફ બંધુબુદ્ધિ કોઈને પણ નુકશાન કરવાની વૃત્તિથી દૂર ખસવાપણું અને કોઈ પણ જીવનાં દુઃખો જોઈને ત્રાસ અને પોતાને ભોગે પણ અન્ય ઉપર ઉપકાર કરવાની બુદ્ધિ એ થાય છે એવા પ્રેમરૂપ મસાલાને જ્યારે અનુભવરસમાં નાખીને મનરૂપ પ્યાલો જે તે રસને અને મસાલાને ધારણ કરે છે તેને તે સ્વરૂપવિચારણારૂપ ઠેઅમાં નાખી તેમાં રુચિરૂપ મસાલો નાખે, પછી રેચક પૂરક, કુંભક વિગેરે શ્વાસોશ્વાસવડે પ્રાણ અપાનાદિ પવનના ઉપર નીચે થવારૂપ ઉકાળાથી તેમાં જે નકામું જળ હોય તેને દૂર કરી, મતલબ તેની અંદર જે દ્વેષરૂપ ક્ચરો હોય તેને સળગાવી મૂકી છેવટે જે શુદ્ધ પ્રેમ મસાલાદાર રસ

૨ મનસા=મનરૂપ. પ્રેમ=અનુભવરસમાં પ્રેમ મસાલા=મસાલો, વસાણું. બ્રહ્મ=શુદ્ધ સ્વરૂપ અથવા બ્રહ્મચર્ય પરજાળી=સળગાવી અવટાઈ=ઉકાળીને. કસ=સત્ત્વ. જાગે=જાગ્રત થાય, પ્રકટ થાય. લાલી=લાલાશ.

રહે તેને જરા ઠંડો પડવા દઇ જ્યારે તેને પીવામા આવે ત્યારે સર્વ પદાર્થ તરફ નિરિચ્છકપણાથી પ્રગટેલ ઉન્મત્તતા અને તેથી પ્રગટેલી અનુભવની લાલી આખ પર, મુખ પર અને શરીર પર દેખાય છે. આવા રસનું પાન કરનારનાં કાર્ય, વચન કે ક્રિયા જોયાં હોય તો તેમા બાહ્ય કે અંતરંગ સ્વરૂપમાં તદ્રૂપવૃત્તિ એટલે અનુભવરસની લાલી-એકાગ્રતા સ્પષ્ટ રીતે જોવામા આવે છે. ચેતન! તું પારકી આશા કરી ઘર ઘર રખડી પાછો પડે છે, દુઃખ ખમે છે અને અંતે કાંઈ પ્રાપ્ત કરી શકતો નથી તેને બદલે આ તારી પાસે રહેલ રસમાં મસાલો નાખી પીશ તો આ ઠંડીના દિવસો હોવાથી તને લાભ બહુ થશે, તારા આત્મિક શરીર પર લાલી આવશે અને તને સર્વ પ્રકારની પુષ્ટિ થશે.

મનને પ્યાલો બનાવવામા બહુ વિચાર કર્યો જણાય છે. નકામો કચરો અને શુદ્ધ રસ તે ગ્રહણ કરે છે અને ધારણ કરી રાખે છે. એ સર્વ શુભ અશુભ વિચારોને વ્યક્ત કરવાનું સાધન છે.

કસ-સત્ત્વ પીવાની હકીકત પણ એટલી જ ધ્યાન રાખવા યોગ્ય છે. નકામી વસ્તુનું પાન કરવાથી લાભ થતો નથી, તે મળરૂપે નીકળી જાય છે; પરંતુ સત્ત્વનુ પાન કરી તેને પચાવવામા આવે તો તેનુ રુધિર, વીર્ય વિગેરે ધાતુ બની શરીરને પોષે છે, તેવી જ રીતે પ્રેમ મસાલાદાર રસના પાનનુ સમજી લેવુ.

અનુભવની લાલી પ્રગટ કરવાનો જે ક્રમ આ ગાથામા બતાવ્યો છે તે નીચે પ્રમાણે સમજવો. અનુભવ પ્રગટ કરવા માટે પ્રથમ મનમા વિચાર કરવો, કારણ વિચારને વ્યક્ત કરવાનું સાધન હાલ તો મન જ છે. પછી તે મનરૂપ પ્યાલામા પ્રેમનો મસાલો નાખવો એટલે સ્વરૂપપ્રાપ્તિના વિચાર તરફ પૂર્ણ પ્રીતિ કરવી. આવી પ્રીતિ જ્યારે વિવેકપુરઃસર થશે ત્યારે સ્વપર વિવેચન થવાથી બાહ્ય વસ્તુ અને સંબંધ પરથી પ્રીતિ ઓછી થઇ જશે એવી સ્થિતિ બરાબર પ્રાપ્ત કરવા અને તે નિરંતર બની રહે તેવુ કરવા તેની નીચે બ્રહ્મચર્યરૂપ અગ્નિ સળગાવવો અને તેના વડે શરીરરૂપ ભઠ્ઠીને ખૂબ તપાવવો શરીરને તપાવવાથી તેના પરનો રાગ પણ ઓછો થઇ જશે. આવી રીતે શરીર, સ્ત્રી અને બાહ્ય પુદ્ગળ સંબંધનો ત્યાગ થયા પછી માત્ર સ્વરૂપાનંદ પ્રાપ્ત કરવામા જ પરમ પ્રીતિ પ્રગટ થશે આ પ્રયોગ કર્યા પછી સત્ત્વનું પાન કરવા નિર્ણય થશે તે વખતે યોગ્ય ગુરુના આશ્રય નીચે અધિકાર પ્રમાણે ધ્યાનક્રિયારૂપ સત્ત્વનુ પાન થશે અને તેથી મનની સ્થિરતા પ્રાપ્ત થતા પ્રેમની જમાવટ થશે ત્યારે અનુભવની લાલી તમારા પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક વર્તનમા, પ્રત્યેક વચનમા સ્પષ્ટ જણાઇ આવશે અને તમારા મનમા એટલી ઉદાત્તતા પ્રગટ થશે કે તમારી આસપાસ પણ અનુભવનો શાંત રસ ઝરતો હોય એમ સ્પષ્ટ દેખાઈ આવશે

૫. આનંદસાગરજી આ ગાથાના અર્થ માટે એક વિશેષ અર્થ સૂચવે છે, એ પણ ખાસ વિચારવા યોગ્ય છે. મોક્ષ અથવા આત્માનુભવ માટે સંજ્ઞી પંચેન્દ્રિય જીવો જ યોગ્ય

છે તેથી અહીં મનસા પ્યાલાની વાત કહી છે એ મનરૂપ પ્યાલામાં વાચના, પ્રચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા લક્ષણરૂપ સ્વાધ્યાયરાગ આદિ મસાલો ભરવો હુકામાં જેમ મસાલો નાખવામાં આવે છે તેમ મનરૂપ પ્યાલામાં સ્વાધ્યાયરાગ વિગેરે મસાલો નાખવો. નીચે બ્રહ્મ એટલે બ્રહ્માગ્નિરૂપ અથવા વિશેષ વાસ્તવિક રીતે સાધ્યબિંદુના શુદ્ધ જ્ઞાનરૂપ બ્રહ્મનો અગ્નિ શુદ્ધ કરવો. બ્રહ્મ શબ્દનો જે નવીન અર્થ અહીં બતાવ્યો છે તે ખાસ વિચારવા યોગ્ય છે 'તન ભાઠી અવટાઈ કસ પીએ' એટલે નિરંતર આત્મામાં એકાગ્રતા કરવામાં આવે તો તેથી છેવટે કેવળ સ્વસ્વરૂપમાં રમણતાની દશા પ્રગટ થાય. આ અર્થમાં સાંકેતિક શબ્દોનો જે વિશુદ્ધ આશય બતાવ્યો છે તે ખાસ મનન કરવા યોગ્ય છે મનરૂપ પ્યાલામાં સ્વાધ્યાયરાગાદિ મસાલા ભરી સાધ્યના જ્ઞાનરૂપ બ્રહ્માગ્નિ શુદ્ધ કરી સ્વમાં એકાગ્રતા કરીએ તો સ્વસ્વરૂપમાં રમણતાની દશા પ્રાપ્ત થાય એ આ ગાથાનો આશય છે આપણી વર્તમાન દશામાં પરની આશા કરી સ્વાવલંબનને મૂકી દેવામાં આવે છે, ભૂલી જવામાં આવે છે, વિસારી દેવામાં આવે છે પરંતુ જ્યારે મન નિર્મળ થાય અને સાધ્ય-પ્રાપ્તવ્ય બિન્દુનું શુદ્ધ જ્ઞાન થાય અને સાથે સ્વમાં સ્થિરતા થાય ત્યારે સ્વસ્વરૂપ રમણતાની એકાંત હિતકારક દશા જરૂર પ્રગટ થાય એમાં સંદેહ જેવું નથી. આ જીવને જે જોઈએ છે તે તેની પાસે છે, પારકા પાસેથી કાંઈ આવવાનું નથી, અન્ય કોઈ આપનાર નથી અને અન્યની આશા સ્થૂલ-માનસિક કે આત્મિક વિષયમાં રાખવી એ સાધ્ય સ્વરૂપનું અજ્ઞાન બતાવે છે આ ભાવ બહુ સારી રીતે વિચારવો

***अगम पीआला पीओ मतवाला, चीन्हे अध्यातम वासा;**
**†आनंदघन चेतन व्है खेले, देखे लोक तमासा आशा० ४**

જેની ખબર ન પડી શકે તેવો (મનસા) પ્યાલો હે અધ્યાત્મમતમાં મસ્ત લોકો! પીઓ અને તેમ કરવા પહેલાં અધ્યાત્મનો વાસ ક્યાં છે તે ઓળખો. આનંદસમૂહ ચેતનજી ત્યાં (અધ્યાત્મવાસમાં) રમણ કરે છે અને લોકોનો તમાસો જુએ છે"

ભાવ—જેની કોઈને ખબર નથી એવો ઉપર જણાવેલો પ્યાલો હે મતવાલા! અધ્યાત્મ મતમાં આસક્ત થયેલા સજ્જનો! પીઓ. એ પ્યાલો એવા પ્રકારનો છે કે તેની સાધારણ રીતે કોઈને ખબર પડતી નથી. તે ક્યાં છે? કેવો છે અને કેવી રીતે પ્રાપ્ત થઈ શકે તેવો છે? તે પણ જાણી શકાય તેવું નથી. આવો અગમ્ય પ્યાલો જેમાં મસાલાદાર તત્ત્વ તૈયાર કર્યું છે તે તમે પીઓ. જો તમે અધ્યાત્મમતમાં મસ્ત હો તો ઉપરની ગાથામાં બતાવેલા

---

* અગમને બદલે આગમ પાઠાંતર છે

† આનંદઘન તે જગમે ખેલે એવો પાઠ અન્યત્ર છે

૪ અગમ=જેની ખબર ન પડી શકે તેવો અગમ્ય. મતવાલા=અધ્યાત્મમતમાં મસ્ત ચીન્હે=ચીની, શોધીને વાસા=વાસ, નિવાસસ્થાન ખેલે=ખેલે તમાસા=ખેલ, નાટક.

વિધિ પ્રમાણે તેનુ પાન કરો અને તેમ કરવા સારુ પ્રથમ તો અધ્યાત્મનો નિવાસ ક્યાં છે તે બરાબર ઓળખીને પછી મનસા પ્યાલાનું પાન કરો. અધ્યાત્મ એટલે આત્મા સંબંધી—તેનુ નિવાસસ્થાન આત્મા જ હોય. બાહ્ય પદાર્થ અથવા વસ્તુસંગથી રહિત શુદ્ધ દશામા વર્તતો અથવા શુદ્ધ દશા તરફ ગમન કરતો આત્મા એ અધ્યાત્મનું સ્થાન છે. આત્મા સબંધી હકીકતનું સ્થાન આત્મસ્વરૂપ જ છે એને બરાબર ઓળખીને પછી ઉપરોક્ત અગમ પ્યાલાને પીઓ. ઘણી વખત એવુ બને છે કે અધ્યાત્મને ઓળખ્યા વગર ઉપર ઉપરની હકીકતને જ અધ્યાત્મ સમજી જવામા આવે છે અને તેથી અનુભવરસના પાનને બદલે આત્મવંચન થાય છે, તેથી અગમ પ્યાલાનુ પાન કરવા પહેલા અધ્યાત્મવાસ કયા ? કેવી રીતે અને કેવા પ્રકારે ? થાય છે તે બરાબર સમજી લેવું ઉચિત છે.

એ અગમ પ્યાલાને બદલે કેટલીક પ્રતોમા 'આગમપ્યાલા' એવો પાઠ છે, તેનો અર્થ પણ સ્પષ્ટ છે. અધ્યાત્મવાસને ઓળખીને શ્રુતજ્ઞાનના બોધરૂપ આગમપ્યાલો પીવો. ત્યાં સામાન્ય રીતે મુશ્કેલી પ્રાપ્ત થશે કે શ્રુતજ્ઞાન તો સમુદ્ર જેટલું છે તે સર્વ જાણી શકાય કેવી રીતે ? તો અધ્યાત્મવાસ ઓળખી વસ્તુસ્થિતિનું અને ખાસ કરીને ષડ્ દ્રવ્ય અથવા નવ તત્ત્વનુ જ્ઞાન કરી તેમાથી હેય, જ્ઞેય અને ઉપાદેય શુ છે તે સમજવું એ અધ્યાત્મવાસ ઓળખી લેવાનુ સાધન છે મુમુક્ષુ જીવ તેને અલ્પ સમયમા જાણી શકે છે અને પછી તે સ્થિતિમા તેને જે આનદ થાય છે તે નીચે બતાવ્યો છે

આનંદઘન ચેતનજી એ અધ્યાત્મવાસમા જ ખેલે છે, ત્યા તેને જે સ્થિરતા પ્રાપ્ત થાય છે, તે જ તેનું ક્રીડાક્ષેત્ર છે અને ત્યા ખેલતી વખતે લોકના તમાસા જુએ છે, ભવ-નાટક જુએ છે, સંસારપ્રપચ પ્રત્યક્ષ રીતે જુએ છે. તે વખતે આનદઘન ચેતન કઇક લોકોને કૂદતા જુએ છે, કઇકને વીંછીએ ફટકાવ્યા હોય તેમ અશાતાથી હણાયલા જુએ છે, કોઇને રમતા, કોઇને મરતા, કોઇને રોતા, કોઇને વિષયકર્દમમા આળોટતા, કોઇને હેતુ વગર દોડાદોડી કરતા અને કોઇને પવનની સાથે બાથ ભીડતા એમ અનેક પ્રકારના નાટક કરતા જુએ છે, તેને તે વખતે અનેક પ્રકારની કરુણાદિક લાગણી થાય છે અને તેથી તે નાટકનુ પોતે એક પાત્ર હોવા છતા નાટકમા તે ભાગ લેતા નથી.

આ ગાથાનો ભાવ બતાવતા ઉપરોક્ત પં. આનદસાગરજી લખે છે કે—કોઇ પ્રકારે ઓળખી શકાય નહિ—સ્પર્શ રૂપ રસ ગધ કે શબ્દ દ્વારા જણાય નહિ એવો સ્વસાધ્ય દશાની ઇચ્છાનો પ્યાલો જો પીએ તો અધ્યાત્મનું સ્થાન કયુ ? કેવું અને કેવા ફળને દેનારુ છે ? તેનુ બરાબર જ્ઞાન થાય અને આ જગત્ તમાસા જેવુ લાગે આ ભાવમા અગમ શબ્દનું પારમાર્થિક રહસ્ય બતાવવામા આવ્યુ છે અધ્યાત્મવાસની દરેક હકીકત તેના વિસ્તૃત આકારમા જાણવાની ખાસ જરૂર છે, કારણ કે જે વાસમા જઇને રહેવાની ઉગ્ર ઇચ્છા છે તેના સ્થાન, સ્વરૂપ અને લાભોનુ બરાબર જ્ઞાન ન હોય તો સાધ્ય મેળવવાની

ઉપસ્થિત બની રહે નહિ અને મળે ત્યારે તે ઓળખી શકાય નહિ. વળી તે વખતે આ સંસાર એક નાટક જેવો લાગે એમાં તો કાંઈ નવાઈ નથી. તે વખતે સંસાર–સકળ જગતનું સ્વરૂપ કેવું લાગે તેનો ખ્યાલ ઉપર આપ્યો છે

આવી સંસારસ્થિતિ છે આશા દાસીના છોકરા હોય છે તે આખી દુનિયાના દાસ થઈને રહે છે, એક વસ્તુ પ્રાપ્ત કરવા માટે ઘેર ઘેર ભટકે છે, અનેક પ્રકારના ખેલ ખેલે છે, પણ તેના ચક્રભ્રમણનો છેડો આવતો નથી અને તેની આશા પાર પડતી નથી અને પૌદ્ગલિક વસ્તુની આશા એક વસ્તુ પ્રાપ્ત થયેથી બીજી મેળવવાની ઇચ્છાને–તૃષ્ણાને જન્મ આપે છે અને આવી રીતે મહાદુઃખરૂપ પરસ્પૃહામાં આ જીવ અનેક જન્મ લીધા કરે છે અને સંસારને વળગી બેસે છે આ પદનો ભાવ બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી સમજી તેનો વિષય પોતાના મનમાં ઉતારવા યોગ્ય છે સ્થૂલ વિષયમાં તો શું પણ માનસિક કે આત્મિક વિષયમાં પણ પરસ્પૃહા કરવાનો અત્ર નિષેધ કર્યો છે તે ખાસ વિચારવા જેવું છે સાધ્યનું સ્પષ્ટ જ્ઞાન કરી અગમ્ય પ્યાલાના પાન માટે અહીં જે ભલામણ કરી છે તેનો અંતર આશય સમજી તેમ કરવાની ખાસ જરૂર છે આવા પ્યાલામાં સ્નેહ કરીને પી તેની ધૂનમાં જ્યારે ચેતનજી આવે ત્યારે પછી પોતે સ્વસાધ્ય દશામાં રમણ કરે છે અને સર્વ જગતને જુએ છે ત્યારે તેને એક ખેલ જેવું–નાટક જેવું લાગે છે અરે! એવી વિશુદ્ધ દશા પ્રાપ્ત થયા પહેલા પણ જરા શાંત રીતે વિચાર કરીએ તો આપણને જગત્ તમાશા જેવું લાગશે પર આશા મૂકી દઈ જ્ઞાનસુધારસનું પાન કરી અત્ર બતાવેલ અગમ્ય પ્યાલો પીવા અને તેના પાનની ધૂનમાં પડી જવા દરેક સાપેક્ષ દૃષ્ટિવાને વિચાર રાખવો

---

## પદ ઓગણત્રીસમું

રાગ આશાવરી

अवधू नाम हमारा राखे, सोइ परम महा रस चाखे ॥ अवधू०
*ना हम पुरुषा ना हम नारी, बरन न भांति हमारी;
जाति न पांति न ×साधन साधक, ना हम लघु नहि भारी ॥ अवधू० १

હે અવધૂ! જે અમારું નામ રાખે તે ઉત્કૃષ્ટ મહારસનું આસ્વાદન કરે. અમે પુરુષ નથી સ્ત્રી નથી; અમારો કોઈ વર્ણ નથી, કોઈ ઘાટ નથી, કોઈ જાતિ નથી કોઈ

---

* ના ન નારી નહિ એવો પાઠ છે

× સાધન સાધક જાત સાધ્ય ન સાધ્ય એવો પાઠ છે તે અશુદ્ધ જણાય છે

૧ રાગઆશાવરી [illegible]
[illegible]

પાતિ નથી, અમે સાધન નથી કે સાધન કરનાર નથી, તેમજ અમે હળવા નથી તેમ ભારે પણ નથી."

**ભાવ**–આ પદમાં નયની અપેક્ષા ધ્યાનમા લઈ શ્રીઆનંદઘનજી મહારાજ બહુ ઉચ્ચ ઉહ્યન કરે છે એનો ભાવ સમજવામાં બહુ મુશ્કેલી પડે તેવુ છે, કારણ નયજ્ઞાનનું સ્વરૂપ સમજવુ અને સમજાવવુ એ સહેલી બાબત નથી આપણે પાંચમા પદના વિવેચનમા નયજ્ઞાન પર સહજ વિવેચન કરી ગયા તે પરથી સમજાયું હશે કે સત્યના એક અંશને ગ્રહણ કરીને ચાલે તેને નય કહેવામા આવે છે. સર્વાશ સત્ય જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવામા આવે છે. આ વ્યાખ્યા ઉપરથી સમજવાનુ એ છે કે નયજ્ઞાન એ સંપૂર્ણ સત્ય જ્ઞાન નથી તેમ અસત્ય પણ નથી, માત્ર તે સત્યનો અશ છે એટલી હકીકત ખાસ ધ્યાનમા રાખવી જોઇએ નયાભાસ હોય ત્યા તો સત્યનો અશ પણ તદ્રૂપે રહેતો નથી. આ પદમાં ચેતનજી-ની જે સ્થિતિનું વર્ણન કર્યું છે તે શુદ્ધ દ્રવ્યાર્થિક સંગ્રહનયની અપેક્ષા લઇને કર્યું છે. જીવના એક સર્વસાધારણ અશને લઇને તેની સત્તા ( Potentiality ) ગ્રહણ કરી લે તેવા સામાન્ય જાતિને ગ્રહણ કરનારા દ્રવ્યાર્થિકનયને સંગ્રહનય કહેવામા આવે છે. ત્યા નૈગમ, સગ્રહ અને વ્યવહારનય દ્રવ્યાર્થિક છે અમુક દ્રવ્ય લઇએ તો તેના જાતિ અને પાતિ એટલે સામાન્ય અને વિશેષ ગુણો હોય છે દાખલા તરીકે દેવચંદ નામના મનુષ્યમા મનુષ્યત્વ એ સામાન્ય ગુણ છે અને અમુક આકૃતિ ધારણ કરનાર મનુષ્ય ( દેવચંદપણુ ) તે વિશેષ ગુણ છે. નૈગમનય કેટલીક રીતે સામાન્ય અને કેટલીક રીતે વિશેષ ધર્મોને ગ્રહણ કરે છે, સંગ્રહનય સામાન્ય ધર્મ ગ્રહણ કરે છે અને વ્યવહારનય એકલા વિશેષ ગુણોને ગ્રહણ કરે છે. કોઇ પણ પદાર્થમા સહભાવી ધર્મો હોય તેને ગુણ કહેવામા આવે છે અને ક્રમભાવી ધર્મો હોય તેને પર્યાય કહેવામા આવે છે. આ ક્રમભાવી ધર્મોના અશ ગ્રહણ કરનાર ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવભૂત એ ચાર નય છે. આ પદમા તે સબંધી ઉપયોગી હકીકત આવે છે તે વિચારી સમજવા યોગ્ય છે.

ચેતનજી પોતે જ બોલે છે હે ચેતન! હે અવધૂ! જે અમારુ નામ રાખી આપે, પાડી આપે તે ઉત્કૃષ્ટ આત્મિક રસને ચાખે, તેનો સ્વાદ લે જે મસાલાદાર રસને મનસા પ્યાલામા પીવાનુ અઠ્ઠાવીશમા ( ઉપરના છેલ્લા ) પદમા કહ્યું હતુ અને તેની સાથે એમ પણ કહ્યું હતુ કે તેને માટે તમે અધ્યાત્મનુ નિવાસસ્થાન શોધીને તે રસ પીઓ તે અધ્યાત્મના વિષય આત્માનુ નામ શુ સ્થાપન કરવુ અને તેના વ્યક્ત અવ્યક્ત ધર્મો કેવા છે, કેવા મનાયા છે, તેના સ્વભાવ વિભાવ ક્યા ક્યા છે એ સર્વ સમજી તેનુ એક નામ સ્થાપન કરવામા આવે ત્યારે આગળના પદમા જે રસપાન કરવાનુ કહેવામા આવ્યું છે તે બરાબર જામે અને પછી તેની ખુમારી કદિ પણ ઉતરે નહિ

અનાદિ નિગોદમાથી નીકળીને જેમ જેમ જીવની ઉત્ક્રાન્તિ થતી જાય છે તેમ તેમ

તે વ્યવહારરાશિમાં આવ્યા પછી વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીમાં ફરતો ફરતો ગોળ પાષાણ ન્યાયથી દ્વીંદ્રિયાદિ જાતિ પામી આગળ વધતો જાય છે તે વખતે તેના આત્મિક શુદ્ધ દ્રવ્ય પર કર્મનો મેલ અત્યંત લાગેલો હોય છે ખાણમાં પડેલા સુવર્ણમાં સુવર્ણત્વ તો છે જ, પણ તેના પર માટી બહુ લાગેલી હોય છે તેને જેમ શુદ્ધ કરવાની જરૂર પડે છે તેમ ચેતન ઉપર લાગેલ કર્મવર્ગણારૂપ માટી ખસેડવાની જરૂર પડે છે કર્મમળ લાગેલ હોય છે ત્યારે તેના અનેક નામ પડે છે, અનેક ગતિમાં ચંક્રમણ કરે છે અને જાણે સંસારદશા એ તેનો સ્વભાવ થઈ પડ્યો હોય એમ લાગે છે આવી સ્થિતિમાં આત્માના અસંખ્યાત પ્રદેશ ઉપર કર્મના લેપ લાગ્યા હોય છે પણ તે વખતે આઠ રુચક પ્રદેશ જે આત્માના મધ્યમાં રહે છે તે તદ્દન અલિપ્ત વિશુદ્ધ નિર્મળ રહે છે આ શુદ્ધ રુચક પ્રદેશને લઈને સંગ્રહનય એક સત્યનો અંશ ગ્રહણ કરી જીવની સત્તાને સિદ્ધ તુલ્ય સમજી તેને સિદ્ધ કહે છે આ હકીકત આ પદમાં ખાસ ધ્યાનમાં રાખવાની છે આ સ્થિતિ ધ્યાનમાં રાખી જે અમારું નામ પાડે છે તે ઉત્કૃષ્ટ રસનો સ્વાદ લે છે, મતલબ તેને આત્માનુભવ જાગ્રત થાય છે હવે એ નામ પાડવામાં બાહ્ય દૃષ્ટિની હકીકત પર તમે લલચાઈ જાઓ તેથી તેનાથી બચાવવા અત્ર કહે છે આત્માને સમજવો અને સમજીને તેની સત્તાગત અને વ્યક્ત સ્થિતિ પર વિચાર કરવો એ અનુભવજ્ઞાનનો વિષય છે, એ વાત તો હવે વાંચનાર બરાબર સમજી ગયા હશો. આ પદમાં વિદ્વાન્ યોગી અતિ ઉચ્ચ સ્થિતિમાં ઉડ્ડયન કરે છે તે હવે જોવામાં આવશે.

લોકોની સામાન્ય ટેવ કોઈ વસ્તુનું કોઈ પણ નામ સ્થાપન કરવાની અને તેનો તદ્દ્વારા વ્યવહાર કરવાની હોય છે એ આપણે સાધારણ અવલોકનથી જાણીએ છીએ. કવિ તેને માટે કહે છે કે—સ્વસ્વભાવમાં વર્તનાર જીવો બધા પ્રકારના વ્યવહારમાં વર્તે છે છતાં કેવળ જ્ઞાનમય હોય છે અને તેથી તેને અમુક નામ ઉદ્દેશીને બોલાવવામાં આવે તો તેમ વાસ્તવિક રીતે થઈ શકતું નથી. આ આશયથી આ પદ સ્થાયક છે

તમે કોઈ મારું નામ પાડવા માગો તો મને મારા બાહ્ય સ્વરૂપને જોઈને કહો કે આ પુરુષ છે કે સ્ત્રી છે પણ તે સાચું નથી. અમે પુરુષ પણ નથી, સ્ત્રી પણ નથી. મારું વ્યવહારનયથી એક વિશેષ સ્વરૂપ લઈ તમે મને સ્ત્રી કે પુરુષ કહેવા ધારતા હો તો તે ઠીક નથી. જ્યાં અમે પોતે નવા ઉપજતા નથી કે મરતા નથી ત્યાં પછી તમે મારું સ્ત્રી કે પુરુષ નામ કેવી રીતે આપી શકો?

વળી મારો કોઈ વર્ણ નથી રાતો, પીળો કાળો લીલો ને શ્વેત એવો કોઈ પણ રંગ લઈ વિશેષ ભાવ જે વ્યવહારનયને લઈને વ્યાધિકપણે થાય છે તેમાનો હું કોઈ નથી વર્ણ અશુદ્ધ આત્મદ્રવ્યને પુદ્ગલસંયોગ લાગે છે અને તેથી વ્યવહારથી જીવના અનેક નામ પડે છે કાળો રંગ હોવાથી કોઈનું નામ હબસી પડે છે ગોરો વર્ણ હોવાથી સાહેબ નામ પડે છે લાલ વર્ણ હોવાથી અમેરિકાના મૂળ વતનીઓનું નામ ( Aborigines )

પડે છે, ઘઉં વર્ણ હોવાથી હિંદુ નામ પડે છે, પીત વર્ણ હોવાથી ચીનો કે જાપાની નામ પડે છે એ કાંઇ મારું પોતાનું સ્વરૂપ નથી, એ તો નામકર્મના સંયોગથી ક્રમભાવી પર્યાય છે, પણ મારે તેની સાથે લેવાદેવા નથી. મારી શુદ્ધ દશામાં મને વર્ણ, ગંધ, રસ કે સ્પર્શ કાંઇ લાગતા નથી અને તેથી તન્મય કે તદ્રૂપ હું નથી, તેમજ મારો કોઇ આકાર નથી, ઘાટ નથી. કોઇ મનુષ્ય લાંબા હોય છે, કોઈ ટૂંકા–ઠીંગણા હોય છે, કોઇ જાડા હોય છે, કોઇ પાતળા હોય છે, કોઇ વાંકા હોય છે, કોઇ લંગડા હોય છે વિગેરે અનેક આકારને ધારણ કરનાર હોય છે તે હું નથી અમે તો છીએ તે છીએ, અમારું ત્રણ કાળમાં એક જ રૂપ છે, પણ ઉપર જણાવ્યું તેમાંનું એક પણ સ્વરૂપ અમારું નથી. અથવા વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર વર્ણ પાડવામાં આવે અને તેના પેટા વિભાગ સ્થાનથી અને બીજી સંજ્ઞાથી પાડવામાં આવે–જેમકે ઓશવાળ, પોરવાડ, શ્રીમાળી અથવા તેમાં વીશા દશાના ભેદો એ સંજ્ઞા છે, તેમાં પાછા ગોહિલવાડી, ઝાલાવાડી, સુરતી વિગેરે સ્થાનિક ભેદો છે, અથવા ઔદિચ, મોઢ, કપોળ, દેશાવાળ વિગેરે અનેક પેટા વિભાગો છે તેમાંનો હું પોતે કાંઇ નથી. મતલબ અમારો કોઇ પણ વર્ણ કે ભાત નથી

વળી એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, પંચેદ્રિય એવી અમારી કોઈ પણ જાતિ નથી અથવા દેવતા, મનુષ્ય, નારકી, તિર્યંચ એવી અમારી કોઇ પંક્તિ પણ નથી. જાતિ અને પંક્તિ એ પણ નામકર્મવશાત્ પ્રાપ્ત થયેલ ક્રમભાવી અલ્પ કાળસ્થાયી પર્યાય ધર્મ છે, પણ મારું વાસ્તવિક સ્વરૂપ એ નથી, મારે એની સાથે ન તોડી શકાય તેવો ચાલુ સંબંધ નથી અને હું એ વર્ણ અથવા પંક્તિમય નથી. આ સર્વ હકીકત વ્યવહાર-નયથી સત્ય છે પણ અત્ર તે નયની અપેક્ષા ચાલતી નથી તે ધ્યાનમાં રાખવાનું છે.

કોઈ કાર્ય તમારે કરવું હોય તો તેની સામગ્રી તમારે જોઇએ, તેના સાધનો નીપજાવવા જોઇએ તેમ જ તેને સાધ્ય કરનાર પણ જોઇએ. ઘડો બનાવવામાં દંડ, ચક્ર, ચીવર, દોરી એ નિમિત્ત કારણ છે, માટી સાધન છે અને કુંભકાર સાધક છે–આમાંનો હું કાંઇ પણ નથી હું તો છું તે છું, પણ અત્રે કહ્યું તેમાંનો હું કાંઈ પણ નથી.

તેમ જ હું લઘુ–હલકો પણ નથી અને ભારે પણ નથી. મારો તોલ જ નથી, પછી હલકા ભારેની વાત જ ક્યાંથી ઘટે ? તેથી આકડાના ફૂલ જેવો હું હલકો નથી અને વજ્ર જેવો ભારે પણ નથી દરેક દ્રવ્ય પોતપોતાના ગુણ પર્યાયમાં વર્તે અને અન્યના ગુણ પર્યાય ન ગ્રહણ કરે તેને અગુરૂલઘુભાવ કહેવામાં આવે છે, પરંતુ તે હકીકત તદ્દન જૂદી છે. પ્રસ્તુત હકીકત તો તોલને અંગે છે

આવી રીતે વેદાન્ત દર્શન જેની ઉત્પત્તિ સંગ્રહનયને લઇને થઇ છે તે જેમ નેતિ નેતિ કહે છે તેમ અત્ર આત્માનું સ્વરૂપ બતાવ્યું આત્માની શુદ્ધ સત્તા ગ્રહણ કરી પરમાત્મા સાથે અભેદ માનનાર વેદાન્ત દર્શનમાં ઇશ્વરનું સ્વરૂપ નેતિ નેતિ કરીને આપ્યું છે એટલે

સાથેનો સંબંધ અનિત્ય છે, બ્હેન મરીને સ્ત્રી થાય છે, માતા દીકરી થાય છે અને સંબંધ બદલાયા કરે છે, તેથી શાસ્ત્રકારે કહ્યુ છે કે—

न सा जाई न सा जोणी, न तं ठाण न तं कुलं ।
न जाया न मुआ जथ्थ, सव्वे जीवा अणंतसो ॥ ભવવૈરાગ્યશતક

આવી રીતે સર્વ જાતિમા, સર્વ યોનિમા, સર્વ સ્થાનકે, સર્વ કુળોમા આ જીવો અનંત વાર જન્મે છે અને મરે છે, તેથી સગપણુમા કોઇ જાતનું ઠેકાણુ નથી. આ તો ભવભ્રમણુની વાત કહી, પરંતુ ચાલુ ભવમા પણુ વાસ્તવિક રીતે અમે કોઇના ભાઇ બ્હેન છીએ નહિ તેમ જ બાપ કે દીકરા છીએ નહિ, કારણુ અમારી શુદ્ધ દશામા એવુ બંધુત્વ કે પુત્રત્વાદિ અમે સ્વીકારતા જ નથી. તેથી તમે અમને કોઇના ભાઇ તરીકે કે બ્હેન તરીકે અથવા કોઇના પિતા તરીકે કે પુત્ર તરીકે ઓળખી અમારુ નામ આપો કે આ મનુષ્ય અમુકનો છોકરો છે કે ભાઇ છે વિગેરે તો તે વાત અમારે કબૂલ નથી. અમે તો આમાનુ કોઇ પણુ નામ સ્વીકારતા નથી

પ્રથમ આ પ્રમાણે પુરુષ તરીકે નામ પાડવાનું વિચાર્યું, પછી વર્ણાશ્રમ પ્રમાણે વિચાર્યું, પછી પૌદ્ગલિક દૃષ્ટિએ તેના તોલને, સ્પર્શને, ઊંચાઇને લઇને નામ પાડવાનુ વિચાર્યું તેનો જવાબ નકારમા આવ્યો. હવે પછી તેના અંતરંગ રાજ્યને અંગે અને બાહ્ય વેશને અંગે નામ પાડવાનો વિચાર બતાવે છે તે આપણે જોઇએ.

**ना हम मनसा ना हम शबदा, ना हम तनकी* धरणी;**
**ना हम भेख भेखधर नाहि, ना हम करता करणी. अवधू० ३**

“ અમે મન નથી, શબ્દ નથી, શરીરને ધારણુ કરનાર ભૂમિકા નથી, અમે પોતે ભેખ નથી અને ભેખ ધારણુ કરનાર ( સંન્યાસી ) નથી, તેમ જ અમે ક્રિયા કરનાર નથી અને ક્રિયારૂપ પણુ નથી ”

**ભાવ**—અમુક વિચારને વ્યક્ત કરવાનું કાર્ય મન કરે છે આત્માને સહજ થાય તે અધ્યવસાય કહેવાય છે અને મન દ્વારા વ્યક્ત થતા અધ્યવસાય તે વિચાર કહેવાય છે મનોવર્ગણાના પુદ્ગલોને અવલંબીને થતા આત્માના ચળ પરિણામ એ ભાવ મન છે અને તેની વર્ગણા જે પૌદ્ગલિક છે તે દ્રવ્ય મન છે મનમા તેથી જે વિચાર આવે તે આત્મિક નથી પણુ પૌદ્ગલિક છે અને તેથી મન પોતે આત્મા નથી અમુક વિચારને લઇને આત્માને મન કહેવામા આવે તો તે વાસ્તવિક નથી અમે મન નથી અને અમે મનોમય

---

* તનકી ધરણી=કોઇ જગ્યા પર ‘ તરનકી ધરણી ’ એવો પાઠ છે

૩ મનસા=મન શબદા=શબ્દ તનકી=શરીરની ધરણી=ભૂમિ, ધારણ કરનાર ભૂમિકા ભેખ=વેશ ભેખધર=વેશ ધારણ કરનાર કરતા=કર્તા, કરનાર કરણી=ક્રિયા

આવી રીતે અનેક દૃષ્ટિથી કહ્યું કે—અમે આ નથી, અમે તે નથી વિગેરે એ સર્વની મતલબ વેદાન્ત દર્શનની પેઠે આત્માની વિશેષ સત્તા ગ્રહણ કરી બતાવ્યું કે—આત્મા આ સર્વમાંથી એક પણ રૂપે નથી અને તેથી તેને અમુક નામે બોલાવવામાં આવે તો સમભિરૂઢ નયની અપેક્ષાએ તે વાત સત્ય નથી. તે નયની અપેક્ષાએ તો આત્મા ત્રણ કાળમાં એક સ્વરૂપવાળો છે, જે છે તે છે, તેમાં કાંઈ ફેરફાર થતો નથી, બહિરુપાધિથી થતો ફેરફાર તે નય સ્વીકારતો નથી. તે તો આત્માના દ્રવ્યસ્વરૂપને માને છે અને તેને ઓળખી તેનું જે બરાબર નામ આપે તે તેના ઉત્કૃષ્ટ રસને ચાખે એમ તે કહે છે જ્યારે આ પ્રમાણે છે ત્યારે તમે કોણ છો એવો પ્રશ્ન સહજ થાય છે વેદાન્ત તો નેતિ નેતિ એમ જ પ્રત્યુત્તર આપે છે, કારણ તેને અન્ય નયની અપેક્ષા જોવાની નથી. સમભિરૂઢનય તેના સ્વરૂપને જ વળગી રહી જવાબ આપે છે કે અમે આનંદના સમૂહરૂપ ચૈતન્યમય મૂર્તિ છીએ. આત્માને શુદ્ધ દશામાં અનંત જ્ઞાન પ્રગટે છે તેથી સર્વ વસ્તુસ્વરૂપને જાણે છે, અનંત દર્શન પ્રગટ થાય છે તેથી સર્વ દેખે છે, અનંત ચારિત્રથી સ્વગુણમાં સ્થિરતા પામે છે અને અનંત વીર્ય પ્રગટ થવાથી અનંત શક્તિ તેનામાં હોય છે આત્મા પૂર્ણ બાધિત સ્થિતિમાં હોય તો પણ તેને જ્ઞાનનો અંશ તો રહે જ છે અને તે તેનું અસ્તિત્વ બતાવવા માટે પૂરતો છે આ જ્ઞાન સર્વાંશે તો સાધ્ય દશામાં પ્રાપ્ત થાય છે અને તેને ચિત્ કહેવામાં આવે છે, અસ્તિત્વ એ સત્ છે, જ્ઞાન એ ચિત્ છે અને સ્વિસ્વામાં રમણતા કરવી તે વાસ્તવિક આનંદ છે દુનિયાના જીવો પૌદ્ગલિક પદાર્થોમાં સ્થૂળ આનંદ માને છે તેને આનંદનું નામ પણ આપી શકાય નહિ કારણ કે એ કર્મજન્ય છે અને એનો પાયો જ ખોટો છે ઉક્ત પ્રકારનો વાસ્તવિક આનંદ વેદનીય કર્મનો સર્વાંશે ક્ષય થવાથી પ્રાપ્ત થાય છે એટલા ઉપરથી જોવામાં આવ્યું હશે કે—આ ચૈતન્ય સત્ ચિત્ અને આનંદમય છે—સચ્ચિદાનંદ સ્વરૂપ છે, એ એની ત્રિકાળ અબાધિત સ્થિતિમાં એક સ્વરૂપે રહે છે

આવા મારા આનંદસ્વરૂપ ચૈતન્યમય મૂર્ત્ત ધર્મીને જે પ્રાણી સેવે છે, મતલબ તે મારા સહજાપી ગુણો જે અત્યારે તો કમભાગી ધર્મી-જપધિને લીધે અપાંતર સ્વરૂપને પામી ગયા છે તેની ઉપાસના કરે છે એટલે તેને પ્રગટ કરવા માટે જે પ્રયાસ કરે છે તે બલિહારીને પામે છે એટલે તેનું શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ થતા જગતના મુમુક્ષુ જીવો તેની બલિહારી બોલે છે, તેનાં દુઃખણાં લે છે તેનાં ઓવારણાં લે છે—તેને સર્વ પ્રકારનું માન આપે છે

આ પ્રમાણે આત્મસ્વરૂપની હકીકત વિચારી તેના ગમે તે નામ આપવાનો પ્રયત્ન કરવાને બદલે અથવા તે આ નથી એ નથી પેલો નથી એમ એક દૃષ્ટિબિંદુથી નિહાળી સત્યના અંશ ઉપર ભાર દેવાને બદલે તેના સચ્ચિદાનંદસ્વરૂપને ઓળખી તે પ્રગટ કરવા પ્રયત્ન કરવો એ ખાસ કર્તવ્ય છે જ્યાં સુધી એકલું વ્યવહારુ જ્ઞાન હોય ઝીણવટમાં

ઉતરવાની ઇચ્છા થશે પણ તદનુસાર ચારિત્ર નહિ હોય ત્યાં સુધી વિદ્વાનના ઉપનામ ઉપરાંત કોઇ પણ પ્રકારનો લાભ મળવાનો સંભવ રહેતો નથી, તેથી અત્ર ખ્યાતિ મેળવવાના વિચારને બદલે આત્મખ્યાતિ કરી તેની પ્રગતિ સાધ્ય તરફ બને તેટલી વિશેષ કરાવવા પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે અને તે જ મુખ્ય કર્તવ્ય છે.*

---

* આ પદનો અર્થ એક ટબામા નીચે પ્રમાણે આપ્યો છે ભાષામા ફેરફાર કરી લગભગ ટબામા આપેલ અર્થ અહીં ઉતારી લઇએ છીએ

હે આત્મારામ ! અમારું અનાદિસિદ્ધ નામ રાખે-ધારે સો એટલે સ્વભાવવંત ચેતન પરમ ઉત્કૃષ્ટ-રૂપ આત્મસ્વરૂપને ચાખે આ ભાવમા અમે પુરુષ નથી, સ્ત્રી નથી એટલે આત્મા સ્વ કહીં નથી. ભાત વરણન નાના પ્રકાર અનત જ્ઞાનાદિ ભાતિ વિચિત્રતા અમારી છે, તેથી અમારી જાત એકેંદ્રિયાદિ નહિ, પાત કોઈ જડાદિથી પાતિ એક સ્થાનકે મેળાપ નહિ ( સાધનને બદલે પ્રથમ ગાથામા સાટક પાઠ છે ). અમે હલકા ભારી નથી અગુરુલઘુપણાને લીધે તથા સ્પર્શાભાવપણાને લીધે ૧ ન તાતા ન શીતળ—સસ્થાનભાવ માટે ( સંસ્થાન હોય-અસ્થિનિચય હોય તેમ જ પુદ્ગલ હોય તે જ ઠંડા ગરમ હોય ), ન દીર્ઘ ન છોટા—પુદ્ગલ ધર્મના અભાવ માટે અમારો કોઈ સહોદર નહિ, નહિ કોઈ સહોદરી ભગિની—પુદ્ગલ ધર્મના અભાવ માટે ૨ નહિ અમે મનસા-વિચારણા, તે કારણે જ નહિ અમે શબ્દ અનાદિ સિદ્ધની અપેક્ષાએ તિરણો સસારથી નીસરીને મુક્તિએ પહોચવુ તદ્રૂપ તરવાની ધરણી સ્થાનક અમે નહિ-એટલે અનાદિ કાળમા અમે સસાર ગત્યાગતિમા આવ્યા જ નહિ તો તરવુ અમારે કેમ સંભવે ? પરંતુ સુવિહિત ગીતાર્થે પન્નવણાવૃત્તિમા એવું લખ્યુ છે કે " અનાદિ સિદ્ધ હી સંસારથી પહોચ્યા કહીએ ' એવું કહ્યુ છે તો અનાદિ સિદ્ધતા વિરોધ પામે છે, પછી તત્ત્વ તુ પુન કેવલિનો વદન્તિ નહિ હમ ભેખ-ઓઘે મુહપત્તિથી અમારી સિદ્ધતા નહિ, ના હમ ભેખધર, ભેખ ઓઘા મુહપત્ત્યાદિ તીનહી કાનમે ધાર્યા નહિ-એ અપેક્ષાથી તો અનાદિ સિદ્ધ સસારથી સિદ્ધિને પામ્યા નહિ સ્વરૂપના કર્તા, ન સ્વરૂપ સિદ્ધ કરવાની કરણી-પ્રવર્તન ૩ નહિ અમારે જૈનાદિ દર્શનથી સિદ્ધતા તેથી અમે દર્શન નહિ, સ્પર્શન નહિ—અપૌદ્ગલિકી માટે, તે માટે જ અરસન, જીભ, ગધ, નાસિકા. આદિ શબ્દે વર્ણ સંસ્થાનાદિ કછુ નાહિ અમે આનદનો ધનસમૂહ અત એવ ચેતના જ્ઞાનમય મૂર્ત્તિ છુ, સસારવાસી સર્વ જીવ અમારી બલજાઇ-બલૈયા લે રહ્યા છે ૪ આ ટબાકારનો અર્થ તદ્દન જૂદા દષ્ટિબિંદુથી લખાયલો છે અને ઉપર કર્યો છે તે અર્થ તદ્દન જૂદા દષ્ટિબિંદુથી લખાયલો છે બન્ને અર્થ બહુ સમીચીન છે તેથી અરસ્પરસ ભેળસેળ ન થઇ જાય તેટલા માટે આ અર્થ ખાસ નોટમા આપવામા આવ્યો છે અન્ય જગ્યાએ ટબાનો અર્થ જ્યા લભ્ય હોય છે ત્યા બનતા સુધી મૂળ વિવેચનમા જ દાખલ કરવા પ્રયાસ કર્યો છે ત્રીજી ગાથાના અર્થમા ટબાકાર જે સદેહ બતાવે છે તેનો ખુલાસો નયાપેક્ષા ધ્યાનમા રાખવાથી બહુ સારી રીતે થઈ જાય છે સસારગતિમા જે આવેલ છે તે તો કર્માવૃત્ત ચેતનજી છે અને તેથી પન્નવણાવૃત્તિમા અનાદિ સિદ્ધ સંસારથી પહોચ્યા છે એમ કહ્યુ છે તેને અત્ર જે હકીકત કવિએ બતાવી છે તેને જરા પણ વિરોધ નથી ચેતનજી તેની શુદ્ધ દશામા તરેલ જ છે તેથી તેને તરવાનુ કાઇ બાકી રહેતુ નથી અને એ દષ્ટિબિદુએ વિચાર કરવાથી ટબાકારને જે મુશ્કેલી જણાઇ છે તેનો સ્પષ્ટ ખુલાસો થઇ જાય છે

પણ નથી. વળી કોઇ વિચારવાચક નામ અમે નથી. અમુક વિચારને વ્યક્ત કરનાર શબ્દ છે તેથી કોઇ વાર વિચારવાચક નામ આત્માને આપવામાં આવે કે અમુક આત્માએ અમુક વિચાર કર્યો અને તેથી તે શબ્દમય આત્મા થયો તો તે પણ અમે નથી. મતલબ અમે ચિંતવન કરનાર મન પણ નથી અને ચિંતવન કરેલા વિષયને વ્યક્ત કરનાર શબ્દ પણ નથી. વળી એ મન, શબ્દ અને આખા શરીરને ધારણ કરનાર પણ અમે નથી. જેમ મનને અને અમારે તાદાત્મ્ય સંબંધ નથી તેમ તેના વિચારવાચક શબ્દને પણ સંબંધ નથી અને તેવી જ રીતે મન અને પાંચે ઇન્દ્રિય ધારણ કરનાર શરીરને પણ અમારી સાથે સંબંધ નથી, થોડા વખતનો સંબંધ છે તે તો દેખાય તેવો છે પણ વાસ્તવિક સંબંધ નથી; જો તેમ હોય તો સંબંધ વિનાની સ્થિતિ કદિ થવી ન જોઇએ અને તેથી કોઇ આ ચેતનનું મન અથવા શબ્દ અથવા તેનું નામ આપે તો તે વ્યાજબી નથી.

તરનકી ધરણી-એ પાઠ પણ ક્વચિત્ જોવામાં આવે છે કેટલાક આત્માને પ્રાપ્ત તેજ રૂપ કલ્પે છે તે પણ વાસ્તવિક હકીકત નથી અથવા તે સ્થાનકનો આશ્રય લઇ તરી જવાય, જેમકે વહાણ, પૂલ ( bridge ) વિગેરે તો તે પણ અમે નથી. અમે આવું તરવાનું સ્થાન પણ નથી.

વળી અમે પોતે વેશથી રહિત છીએ. અમે નથી રજોહરણ કે ઓઘા અથવા નથી ગેરવા વસ્ત્ર કે કમંડળ તેમ જ તે વેશને ધારણ કરનાર પણ અમે નથી. અમે લેખ પણ નથી અને લેખધારી પણ નથી, બન્નેથી અળગા છીએ. અમુક લેખથી આત્મસ્વરૂપ પમાય એમ પણ નથી અને એ સ્વરૂપ આત્મારામરૂપ છે એમ પણ નથી.

વળી શુભ અશુભ ક્રિયા કરવાપણું અમારામાં નથી અને અમુક પ્રકારનું કર્તવ્ય પણ અમે પોતે નથી. હું પોતે કાંઇ વસ્તુતઃ કરતો નથી અને ક્રિયારૂપ પણ નથી. વ્યવહારમાં જે કરણી કરતો આત્મા દેખાય છે તે સ્થિરતાને અભાવે છે, વસ્તુતઃ તેને અને આત્માને ચિર સંબંધ નથી, તેથી આત્માને તે ક્રિયામય અથવા તેનો કરનાર કહેવો એ તેના સ્થિરતા સ્વરૂપનું અજ્ઞાન બતાવે છે અતિ ઉદાત્ત સ્થિતિ પ્રાપ્ત કરવા કેટલીક વાર શુભ ક્રિયા કરતો આત્મા વ્યવહારથી દેખાય છે પણ તે ક્રિયા આત્મામયી નથી. આત્માની સ્થિતિ તો સ્થિરતામાં જ છે અત્ર જો વ્યવહાર અને સંગ્રહનયને ભેળવી નાખવામાં આવે તો મોટો ગોટાળો થઇ જાય તેમ છે તેથી આ સ્વરૂપ બરાબર વિચાર કરીને સમજવું સાથે એટલી વાત પણ યાદ રાખવાની છે કે અત્ર કોઇ ક્રિયાનો નિષેધ કર્યો નથી. પ્રસ્તુત હકીકત એ છે કે-આ આત્માનું ગમે જેમે તે નામ પાડો પણ તે બંધબેસતું આવે તેમ નથી, કારણ કે કોઇ પણ નામ એની સત્તાગત સ્વસ્થિતિને અનુરૂપ આવતું નથી. આ અપેક્ષાને બરાબર ધ્યાનમાં રાખી આ પદનો અર્થ વિચારવો જો પદના વિષયને બરાબર લક્ષ્યમાં રાખવામાં નહિ આવે તો કેટલીક ન ધારેલી હકીકત તેના અર્થમાં માની લેવાનો ભ્રમ થઇ જાય તેમ છે, તે સંબંધી વિવેક રાખવા ખાસ સૂચના છે

મતલબ એ છે કે-આત્માને બહારથી કાંઇ કરવાનું નથી અને બહારથી કાંઇ તેનામા આવવાનું નથી, જે છે તે પોતાની પાસે છે અને પોતામાં છે તે પ્રગટ કરવાનું છે તેથી આત્માની શુદ્ધ દશામાં તેનું કેવું સ્વરુપ છે તે બરાબર સમજવા યત્ન કરવો. ઘણી વખત વેશમા જ આત્મત્વ માની લેવામા આવે છે, કેટલીક વાર સારા વિચારો બતાવવામાં જ પરિપૂર્ણતા સમજવામા આવે છે, કેટલીક વાર મોટાં મોટાં ઉપનામો બોલવા બોલાવવામાં જ સપૂર્ણતા ધારી લેવામાં આવે છે, તે સર્વમાં સત્ય શુ છે તે પર વિચાર કરવા માટે આ પદ રચવામા આવ્યું હોય એમ જણાય છે.

આવી રીતે વિચાર અથવા વેશને અંગે અમારું કોઇ પણ નામ આપો, શુભમતિ અથવા ધર્મઘોષ કે આનંદગિરિ એવા નામ આપો તો તેની સાથે અમારે કાંઈ લેવાદેવા નથી.

ना हम दरसन ना हम परसन, रस न गंध कछु नाहि;
आनंदघन चेतनमय मूरति, सेवक जन *बलीजाही. अवधू० ४

"અમે દર્શન નથી, સ્પર્શ નથી, રસ નથી, ગધ નથી, કંઈ નથી, અમે આનંદ-સ્વરૂપ નિ કેવળ ચૈતન્યમય મૂર્ત્તિ છીએ અને જે તેની (તત્ત્વસ્વરૂપે) સેવા કરે છે તે બલૈયા જાય છે-બલિહારીને પામે છે."

**ભાવ**—દર્શન છ છે બૌદ્ધ, નૈયાયિક, સાખ્ય, જૈન, વૈશેષિક અને જૈમિની તેઓના આત્માની ઉત્ક્રાન્તિ અને નિર્વાણને અંગે તથા ચેતન અચેતન વસ્તુના મૂળ સ્વરૂપ, ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશને અગે જૂદા જૂદા અભિપ્રાય છે, જે અત્ર બતાવવા જતા ગ્રથગૌરવ બહુ થઇ જાય (જિજ્ઞાસુએ ષડ્દર્શનસગ્રહાદિ પુસ્તકો જોવા, પણ તેની સાથે મૂલ મન્તવ્યનો ખરેખરો ખ્યાલ રાખવા ભલામણ છે. આ સબધમા સક્ષિપ્ત વિવેચન ચાલીસમા પદના વિવેચનમા અને ઉપોદ્દ્ઘાતમા જોવામા આવશે ) આ છમાનુ એક પણ દર્શન હુ નથી અથવા મારું એક પણ દર્શન નથી દર્શનનો અર્થ સામાન્ય બોધ પણ થાય છે તે અર્થ અહીં બંધબેસતો આવતો નથી. વળી અમે કોઇના ઉપર પ્રસન્ન થતા નથી લોકો કહે છે કે-તીર્થાદિકને ભેટવાથી પ્રભુ પ્રસન્ન થાય છે એ મૂઢતા છે, અમે કોઇના ઉપર પ્રસન્ન થતા નથી, અથવા અમારો કાંઇ સ્પર્શ નથી, રસ નથી, ગધ નથી. સ્પર્શ, રસ, ગંધ એ પુદ્ગલના સહભાવી ધર્મો છે, અમારે તેની સાથે કાંઇ લેવાદેવા નથી.

---

* 'બલીજાહી'ને બદલે 'બલીજાઈ' અથવા 'બલિહારી' પાઠ છે

૪ દરસન=મત, દશ્ય વસ્તુ પરસન=પ્રસન્ન, સ્પર્શ કછુ=કાંઈ ચેતનમય=ચૈતન્યસ્વરૂપ સેવકજન=જે એમને સેવે તે બલીજાહી=બલૈયા જાય, બલિહારી પામે, તેના ઓવારણા-લૂંછણા લે.

આવી રીતે અનેક દૃષ્ટિથી કહ્યું કે–અમે આ નથી, અમે તે નથી વિગેરે એ સર્વની મતલબ વેદાન્ત દર્શનની પેઠે આત્માની વિશેષ સત્તા પ્રકટ કરી બતાવ્યું કે–આત્મા આ સર્વમાંથી એક પણ રૂપે નથી અને તેથી તેને અમુક નામે બોલાવવામાં આવે તો સંગ્રહ નયની અપેક્ષાએ તે વાત સત્ય નથી. તે નયની અપેક્ષાએ તો આત્મા ત્રણ કાળમાં એક સ્વરૂપવાળો છે, જે છે તે છે, તેમાં કાંઈ ફેરફાર થતો નથી, બહિરુપાધિથી થતો ફેરફાર તે નય સ્વીકારતો નથી. તે તો આત્માના દ્રવ્યસ્વરૂપને માને છે અને તેને ઓળખી તેનું જે બરાબર નામ આપે તે તેના ઉત્કૃષ્ટ રસને ચાખે એમ તે કહે છે જ્યારે આ પ્રમાણે છે ત્યારે તમે કોણ છો એવો પ્રશ્ન સહજ થાય છે વેદાન્ત તો નેતિ નેતિ એમ જ પ્રત્યુત્તર આપે છે, કારણ તેને અન્ય નયની અપેક્ષા જોવાની નથી. સંગ્રહનય તેના સ્વરૂપને જ વળગી રહી જવાબ આપે છે કે અમે આનંદના સમૂહરૂપ ચૈતન્યમય મૂર્તિ છીએ. આત્માને શુદ્ધ દશામાં અનંત જ્ઞાન પ્રગટે છે તેથી સર્વ વસ્તુસ્વરૂપને જાણે છે, અનંત દર્શન પ્રગટ થાય છે તેથી સર્વ દેખે છે, અનંત ચારિત્રથી સ્વગુણમાં સ્થિરતા પામે છે અને અનંત વીર્ય પ્રગટ થવાથી અનંત શક્તિ તેનામાં હોય છે આત્મા પૂર્ણ બાધિત સ્થિતિમાં હોય તો પણ તેને જ્ઞાનનો અંશ તો રહે જ છે અને તે તેનું અસ્તિત્વ બતાવવા માટે પૂરતો છે આ જ્ઞાન સર્વાંશે તો સાધ્ય દશામાં પ્રાપ્ત થાય છે અને તેને ચિત્ કહેવામાં આવે છે, અસ્તિત્વ એ સત્ છે, જ્ઞાન એ ચિત્ છે અને સ્થિરતામાં રમણતા કરવી તે વાસ્તવિક આનંદ છે દુનિયાના જીવો પૌદ્ગલિક પદાર્થોમાં સ્થૂળ આનંદ માને છે તેને આનંદનું નામ પણ આપી શકાય નહિ; કારણ કે એ કર્મજન્ય છે અને એનો પાયો જ ખોટો છે ઉક્ત પ્રકારનો વાસ્તવિક આનંદ વેદનીય કર્મનો સર્વાંશે ક્ષય થવાથી પ્રાપ્ત થાય છે એટલા ઉપરથી જોવામાં આવ્યું હશે કે–આ ચેતન્ય સત્, ચિત્ અને આનંદમય છે—સચ્ચિદાનંદ સ્વરૂપ છે, એ એની ત્રિકાળ અબાધિત સ્થિતિમાં એક સ્વરૂપે રહે છે

આવા મારા આનંદસ્વરૂપ ચૈતન્યમય મૂર્ત ધર્મોને જે પ્રાણી સેવે છે, મતલબ તે મારા સહભાવી ગુણો જે અત્યારે તો ક્રમભાવી ધર્મો–પર્યાયોને લીધે અવાંતર સ્વરૂપને પામી ગયા છે તેની ઉપાસના કરે છે એટલે તેને પ્રગટ કરવા માટે જે પ્રયાસ કરે છે તે બલિહારીને પામે છે એટલે તેનું શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ થતાં જગત્‌ના મુમુક્ષુ જીવો તેની બલિહારી બોલે છે, તેનાં લૂંછણાં લે છે, તેના ઓવારણાં લે છે–તેને સર્વ પ્રકારનું માન આપે છે

આ પ્રમાણે આત્મસ્વરૂપની હકીકત વિચારી તેના ગમે તે નામ આપવાના પ્રયત્ન કરવાને બદલે અથવા તે આ નથી, એ નથી પેલો નથી એમ એક દૃષ્ટિબિંદુથી નિહાળી સત્યના અંશ ઉપર ભાર દેવાને બદલે તેના સચ્ચિદાનંદસ્વરૂપને ઓળખી તે પ્રગટ કરવા પ્રયત્ન કરવો એ ખાસ કર્તવ્ય છે જ્યાં સુધી એકલું વ્યવહારુ જ્ઞાન હોય જીવનમાં

ઉતરવાની ઇચ્છા થશે પણ તદનુસાર ચારિત્ર નહિ હોય ત્યાં સુધી વિદ્વાનના ઉપનામ ઉપરાંત કોઇ પણ પ્રકારનો લાભ મળવાનો સંભવ રહેતો નથી, તેથી અત્ર ખ્યાતિ મેળવવાના વિચારને બદલે આત્મખ્યાતિ કરી તેની પ્રગતિ સાધ્ય તરફ બને તેટલી વિશેષ કરાવવા પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે અને તે જ મુખ્ય કર્તવ્ય છે*

---

* આ પદનો અર્થ એક ટબામા નીચે પ્રમાણે આપ્યો છે ભાષામા ફેરફાર કરી લગભગ ટબામા આપેલ અર્થ અહીં ઉતારી લઇએ છીએ.

હે આત્મારામ! અમારું અનાદિસિદ્ધ નામ રાખે-ધારે સો એટલે સ્વભાવવંત ચેતન પરમ ઉત્કૃષ્ટરૂપ આત્મસ્વરૂપને ચાખે આ ભાવમા અમે પુરુષ નથી, સ્ત્રી નથી એટલે આત્મા સ્વ કહીં નથી. ભાત વરણન નાના પ્રકાર અનત જ્ઞાનાદિ ભાતિ વિચિત્રતા અમારી છે, તેથી અમારી જાત એકેંદ્રિયાદિ નહિ, પાત કોઈ જડાદિથી પાતિ એક સ્થાનકે મેળાપ નહિ (સાધનને બદલે પ્રથમ ગાથામા સાટક પાઠ છે). અમે હલકા ભારી નથી અગુરુલઘુપણાને લીધે તથા સ્પર્શાભાવપણાને લીધે ૧ ન તાતા ન શીતળ-સસ્થાનભાવ માટે (સંસ્થાન હોય-અસ્થિનિચય હોય તેમ જ પુદ્ગલ હોય તે જ ઠંડા ગરમ હોય), ન દીર્ઘ ન છોટા-પુદ્ગલ ધર્મના અભાવ માટે અમારો કોઈ સહોદર નહિ, નહિ કોઈ સહોદરી ભગિની-પુદ્ગલ ધર્મના અભાવ માટે ૨ નહિ અમે મનસા-વિચારણા, તે કારણે જ નહિ અમે શબ્દ અનાદિ સિદ્ધની અપેક્ષાએ તિરણો સસારથી નીસરીને મુક્તિએ પહોચવુ તદ્રૂપ તરવાની ધરણી સ્થાનક અમે નહિ-એટલે અનાદિ કાળમા અમે સસાર ગત્યાગતિમા આવ્યા જ નહિ તો તરવું અમારે કેમ સંભવે? પરંતુ સુવિહિત ગીતાર્થે પન્નવણાવૃત્તિમા એવું લખ્યુ છે કે "અનાદિ સિદ્ધ હી સંસારથી પહોચ્યા કહીએ' એવું કહ્યુ છે તો અનાદિ સિદ્ધતા વિરોધ પામે છે, પછી તત્ત્વ તુ પુન કેવલિનો વદન્તિ નહિ હમ ભેખ-ઓઘે મુહપત્તિથી અમારી સિદ્ધતા નહિ, ના હમ ભેખધર, ભેખ ઓઘા મુહપત્યાદિ તીનહી કાલમે ધાર્યા નહિ-એ અપેક્ષાથી તો અનાદિ સિદ્ધ સસારથી સિદ્ધિને પામ્યા નહિ સ્વરૂપના કર્તા, ન સ્વરૂપ સિદ્ધ કરવાની કરણી-પ્રવર્તન ૩ નહિ અમારે જૈનાદિ દર્શનથી સિદ્ધતા તેથી અમે દર્શન નહિ, સ્પર્શન નહિ-અપૌદ્ગલિકો માટે, તે માટે જ અરસન, જીભ, ગંધ, નાસિકા. આદિ શબ્દે વર્ણ સસ્થાનાદિ કછુ નાહિ અમે આનદનો ઘનસમૂહ અત એવ ચેતના જ્ઞાનમય મૂર્ત્તિ છુ, સસારવાસી સર્વ જીવ અમારી બલજાઇ-બલૈયા લે રહ્યા છે ૪ આ ટબાકારનો અર્થ તદ્દન જૂદા દૃષ્ટિબિંદુથી લખાયલો છે અને ઉપર કર્યો છે તે અર્થ તદ્દન જૂદા દૃષ્ટિબિંદુથી લખાયલો છે બન્ને અર્થ બહુ સમીચીન છે તેથી અરસ્પરસ ભેળસેળ ન થઇ જાય તેટલા માટે આ અર્થ ખાસ નોટમા આપવામા આવ્યો છે અન્ય જગ્યાએ ટબાનો અર્થ જ્યા લભ્ય હોય છે ત્યા બનતા સુધી મૂળ વિવેચનમા જ દાખલ કરવા પ્રયાસ કર્યો છે ત્રીજી ગાથાના અર્થમા ટબાકાર જે સદેહ બતાવે છે તેનો ખુલાસો નયાપેક્ષા ધ્યાનમા રાખવાથી બહુ સારી રીતે થઈ જાય છે સસારગતિમા જે આવેલ છે તે તો કર્માવૃત્ત ચેતનજી છે અને તેથી પન્નવણાવૃત્તિમા અનાદિ સિદ્ધ સંસારથી પહોચ્યા છે એમ કહ્યુ છે તેને અત્ર જે હકીકત કવિએ બતાવી છે તેને જરા પણ વિરોધ નથી ચેતનજી તેની શુદ્ધ દશામા તરેલ જ છે તેથી તેને તરવાનુ કાઇ બાકી રહેતુ નથી અને એ દૃષ્ટિબિદુએ વિચાર કરવાથી ટબાકારને જે મુશ્કેલી જણાઇ છે તેનો સ્પષ્ટ ખુલાસો થઇ જાય છે

## પદ ત્રીસમું

રાગ આશાવરી

साधो भाई! समता *रंग रमीजे, अवधू ममता ×संग न कीजे साधो भाई०
संपत्ति नाहि नाहि ममतामें, +ममतामां मिस मटे,
खाट पाट तजी लाख खटाउ, ÷अंत खाखमें लेटे साधो भाई० १

હે સાધક બંધુ! સમતામાં (તમારો) રંગ જમાવો, હે ચેતન! મમતાની સંગતિ (તમારે) ન કરવી. મમતામાં કોઈ પણ પ્રકારની દોલત નથી, (વળી) મમતામાં રહીને (ઉલટી) સ્વામતા ઉભારવાની છે. લાખો રૂપિયા ખાટનાર ખાટપાટ તજી દઈને આખરે રાખમાં રગદોળાય છે."

ભાવ—અગાઉના પદમાં સંગ્રહનયની અપેક્ષા લઈ આત્મા ચિદાનંદઘનસ્વરૂપી ચૈતન્ય મૂર્તિ છે એ વાત કહી, પરંતુ અત્ર જણાવવું પ્રાસંગિક થઈ પડશે કે–સંગ્રહનય સાધક નથી, તે માત્ર જ્ઞેય છે. વ્યવહારનય સાધક છે તેથી હવે એ આનંદઘન ચૈતન્યમય મૂર્તિ પ્રાપ્ત કરવા શું કરવું જોઈએ તે બરાબર સમજવા માટે વ્યવહારનયની અપેક્ષા લઈ સમતા અને મમતામાં બરાબર સ્થિતિ કેવા પ્રકારની છે તે બતાવતા આ પદ યોગી મહારાજ કહી બતાવે છે. આખા પદમાં કહેલી હકીકત વ્યવહારુ રીતે ખાસ ઉપયોગી છે.

હે સાધો ભાઈ! તમારે હવે મમતાની સોબત છોડી દઈને સમતામાં રમણ કરવું યુક્ત છે. હું અને મારું એ મોહ રાજાનો મંત્ર આ જગતને અંધ બનાવી મૂકે છે અને મમતા એ મોહરાજાના મંત્રનો એક વિભાગ છે. એને લઈને વસ્તુ શું છે? કેવી છે?

---

* રંગને બદલે 'શાંતિ' પાઠ છે. બીજી પંક્તિમાં રંગ શબ્દ આ પ્રતમાં મૂક્યા છે તેથી ભાવ એક જ રહે છે.

× સંગને બદલે અહીં 'રંગ' પાઠાંતર એક જ પ્રતમાં આપ્યો છે.

+ મમતામાં મિસ મટે–એ પંક્તિને સ્થાને 'રમતા રામ સમેટે' એવો પાઠ એક પ્રતમાં છે. એ મમતા રમતા રામ–રમણ કરતા આત્માને એક સ્થાને કેદ કરી મૂકે છે એવો તેનો અર્થ થઈ શકે છે. એ પાઠ પણ વિચારવા યોગ્ય છે.

÷ અંત શબ્દને બદલે બે પ્રતમાં 'અંતે' એવો પાઠ છે. એ વધારે સ્પષ્ટ અર્થ આપે છે પણ ઉપર જે પાઠ લખ્યો છે તે સંગીતને અનુસરે છે.

૧ સાધો=સાધુ, સાધક. રંગ રમીજે=રંગ જમાવો. અવધૂ=હે ચેતન! ન કીજે=ન કરવો. સંપત્તિ=સંપદા. નાહિ નાહિ=નથી નથી. મિસ=ચાલી, સ્વામતા. મટે=ખાઉં છે. ખાટપાટ=ખાટલો પાટલો, વ્યવહારુ ગૃહસ્થાઇના ચિહ્ન, ખાટ=પ્રાપ્તિ, લાભ. પટ=ભાગ વ્યવહાર. તજી=છોડી દઈ. લાખ ખટાઉ=લાખ ખાટવાની ઇચ્છાવાળો અથવા લાખો રૂપિયા ખાટેલો. અંત=અંતે છેવટે. ખાખમે=રાખોડીમાં. લેટે=આળોટે છે.

ક્યાંથી આવી ? કેટલો વખત રહેશે ? તેમ જ સ્વજનના પ્રેમ વિયોગનું કારણ શું છે ? કેવા સ્વાર્થ પર એની રચના છે ? એવી અગત્યની બાબતમાં આ પ્રાણીનું જરા પણ લક્ષ્ય જતું નથી અને તેથી પ્રાણી ઘર, સ્ત્રી, પુત્ર, ધન ઉપર પ્રીતિ રાખી તેમાં સુખ સમજી સંસારમા અથડાયા કરે છે, અનેક દુખો પ્રત્યક્ષ રીતે સહન કરે છે અને વેદનાઓ અનુભવે છે; પણ પાછો તે જ પદાર્થોને ચાટતો જાય છે, પચાસ પોણોસો વરસ રહેવાની ધર્મશાળાને ઘરનું ઘર માની બેસે છે, ધનની ઉપર ચોકી કરે છે, સ્ત્રી પુત્રાદિક પાછળ ગાંડો થઈ જાય છે, એની પ્રાપ્તિમા સુખ અને વિયોગમા કલ્પાંત કરી મૂકે છે, પરંતુ વસ્તુસ્થિતિ શું છે તે સમજતો નથી, સમજવા યત્ન કરતો નથી, કોઇ સમજાવે તે પર ધ્યાન આપતો નથી સૂરિકાન્તા કે નયનાવળી જેવી સ્ત્રીઓ, ચૂલણી જેવી માતાઓ, ભરત બાહુબળ જેવા બધુઓ, કુણિક જેવા પુત્રો શુ સુખ આપે છે એના દૃષ્ટાંતો વાંચે, અનેક મનુષ્યો પાસે આવેલી સપત્તિ ચાલી જતી જુએ, છતા મોહ રાજાની અધી એના પર એટલી પ્રબળ અસર કરે છે કે—એ જરા પણ આખ ઊચી કરીને જોતો નથી, તપાસતો નથી, વિચારતો નથી

આ પ્રમાણે સ્થિતિ હોવાથી એક ધનના સબધમા વસ્તુસ્થિતિ કેવી છે તેનું કાઇક સ્વરૂપ અત્ર નિરૂપણ કરી ધન પરનો મોહ ત્યાગ કરવા અને સમતામા રમણ કરવા ઉપદેશ આપે છે ધન આ દુનિયાના વ્યવહારમા અને જીવને રખડાવવામા એટલો બધો મોટો ભાગ ભજવે છે કે એનુ સ્વરૂપ જો એક વખત સમજી-વિચારીને ગ્રાહ્યમા લેવામા આવે તો જરૂર તેના પર અપ્રીતિ થયા વગર રહે નહિ અને તેમ થતા મમતાનો ત્યાગ કરી તેની વિરોધી સમતાના સગમા રમણ કરવાનો નિર્ણય બીજે પગલે તુરત થઇ જાય તેથી આ વ્યવહારુ રીતે ઉપયોગી વિષય જે પર અગાઉ નવમા તથા તેરમા પદમા વિવેચન કરવામા આવ્યું છે તેને હાથમા લઈ તેના પર યોગદૃષ્ટિએ વિચાર બતાવે છે. એ ઉપયોગી વિષયને અગે યોગીરાજ શું કહે છે તે આપણે જોઇએ

હે સાધો ભાઈ ! સાધક બધુઓ ! તમે મમતાનો સંગ છોડી દઇને સમતા સાથે રમણ કરો. રાગદ્વેષના પરિણામને છોડી દો અને સમપરિણામી થાઓ. આ મારું ઘર, આ મારા છોકરા, આ મારુ ધન, એવી બુદ્ધિ છોડી દો અને સર્વ ચેતન અચેતન પદાર્થો પર સમપરિણામી થાઓ. સાધુઓને અમમી કહ્યા છે તેથી તમારે જો દુખનિવૃત્તિરૂપ ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો મમતાની સગતિ જ મૂકી દો એ મમતાની સંગતિમા કેવા પ્રકારનાં દુખો છે તે પર હે સાધકો ! વિચાર કરો.

હે બંધુ ! તું અત્ર બેમાથી એક પ્રકારની સપત્તિ ચાહતો હોઇશ, દ્રવ્યસપત્તિ અથવા ભાવસપત્તિ. દ્રવ્યસપત્તિ તે ધનાદિક અને ભાવસપત્તિ તે સ્વરૂપસપદા હવે તું વિચાર કર કે મમતા કરવાથી તને આ બેમાથી એક પણ પ્રકારની સપત્તિ મળશે ? દ્રવ્ય-સપત્તિ પુણ્યથી મળે છે, રાગ—મમતાથી મળતી નથી. કહેવત છે કે—

જર મેખ્વાહિતા સવાબ કુન્ જો તુ પૈસા મેળવવાની ઇચ્છા રાખતો હોય તો ધર્મ કર.

જર જર કરદન નમે ઉ કરદન. જો તુ પૈસા પૈસા કરીશ તો તે તને કદિ મળશે નહિ.

એવી જ રીતે જો તુ તારી ભાવસંપત્તિ વધારવા ઇચ્છતો હો તો તે મમતાથી કદિ મળશે નહિ, કારણ કે તે આપત્તિઓમા અને તારા અત્યાર સુધીના અનુભવથી જોયુ છે કે મમતાને અને આત્મવિભૂતિને અનાદિ કાળથી વેર ચાલ્યુ આવે છે, અને તારે આટલો વખત સંસારમા રઝળવુ પડ્યુ છે તેનુ કારણ પણ મમતા જ છે, તેથી તને માલૂમ પડશે કે–દ્રવ્ય કે ભાવ બંનેમાથી કોઇ પણ પ્રકારની સંપત્તિ મમતામાં નથી, અમે ભાર મૂકીને કહીએ છીએ કે–હે બંધુ ! કોઇ પણ પ્રકારની વિભૂતિ મમતામા નથી, સર્વથા નથી. અરે ! એટલુ તો નહિ પણ મમતામા તો ઉલટી એટલી શ્યામતા–કાળાશ છે કે તેના સંબંધમા જે આવે તેને તે શ્યામ બનાવી મૂકે છે, ત્યારે હે સાધક ભાઈ ! આવી શ્યામતા લગાડનારી મમતામા રહી તુ વધારે કાળો શા માટે થતો જાય છે ? મમતા હંમેશા પાપપ્રકૃતિને ગ્રહણ કરનાર હોવાથી તને સંસારમાં વધારે વધારે દુઃખભરી કાળી સ્થિતિમાં મૂકી આપે છે અને ત્યા પછી તને અનેક પ્રકારની ઉપાધિ–માનસિક અને સ્થૂળ–થાય છે અને તારા આત્મગુણ ઉપર પડળ વળતાં જાય છે આવી સ્વરૂપાચ્છાદન કરનારી અને શ્યામતા લાવનારી મમતામા તુ શા માટે પડી રહ્યો છે ? શા માટે તારી જાત ઉપર શાહી લગાવે છે ? તુ જો કે લાખો રૂપિયા કમાનાર પ્રાણીઓ પોતાના ખાટલા અને પાટલા એટલે પોતાની સર્વ સંપત્તિ ત્યજી દઇને અંતે શ્મશાનમા જઈ ચિતામા સૂવે છે, રાખમા રગદોળાય છે અને આવી રીતે પોતા ઉપર શ્યામતા લાવી મૂકે છે એ શુ તુ નથી જોતો ? તેં સજ્જનીની સજ્ઝાયમા નથી વાચ્યુ કે —

> સકળ માણને બોલતા કરતા હુકમ હજાર રે,
> દેખતા અગ્નિમાં એકલા, ગયા રાખ સમાન રે;
> બ્રહ્મદત્ત નરક ગયાજી રે એ ઋદ્ધિ અથિર નિદાન રે,
> જેવુ પીપળ પાન રે, મ ધરો જૂઠ ગુમાન રે;
> સજ્જનની રે આતમા.

* * *

> હસી હસી દેતા રે તાળીઓ, રમતા કુસુમની સાથ રે,
> તે નર અંતે માટી થયા લોક ચાલે પરભાર રે;
> પડતા પાશ કુમાર રે, એવુ જાણી અસાર રે,
> છાંડો વિષય વિકાર રે ધન્ય તેહનો અવતાર રે;
> સજ્જનની રે આતમા.

અને મોટા મુંજમ, બ્રહ્મદત્ત જેવા ચક્રવર્તીઓ ચાલ્યા ગયા પણ તેની સાથે તેઓની ઋદ્ધિ અલ્પ પણ ગઈ નહિ તે તુ જાણે છે મુંજ રાજાએ પોતાના ભત્રીજા ભોજને મારી નાખવા માટે સાથે બહાર વનમા મોકલ્યો ત્યારે તેણે મુંજ પર એક વિચારવા લાયક

શ્લોક* લખી મોકલ્યો હતો. તેમા લખ્યું હતું કે "માંધાતા જેવો રાજા કે જે કૃતયુગના અલંકાર જેવો હતો તે ગયો, સમુદ્રમા જેણે પાળ બાંધી એવા રામચદ્ર પણ કયાં છે? તે પણ ગયા બીજા યુધિષ્ઠિર વિગેરે રાજાઓ પણ સ્વર્ગે પહોચી ગયા પણ તેમાંના કોઇની સાથે આ પૃથ્વી (રાજ્ય-દોલત-ધનસંપત્તિ) ગઇ નથી, પણ હે કાકા! તમારી સાથે તો તે જરૂર આવશે એમ મને લાગે છે" આ એક શ્લોક વાંચવાથી મુંજને બહુ પશ્ચાત્તાપ થયો. એમાં બતાવેલો ભાવ જે વિચારે તે જરૂર વિચારમા પડી જાય તેવી જ એ હકીકત છે. આવી રીતે લાખો રૂપિયા કમાનારની સંપત્તિ પણ અહીં પડી રહી છે અને પોતે શ્મશાનમાં પોઢી ચૂક્યા છે એ વાત લક્ષ્યમા લઈ કાંઇ વિચાર કર અને સમતાનો રંગ જમાવી તેમા આનદ કર, તેની સાથે પ્રેમ કર અને તેમા એકરૂપ થઇ જા.

આવી રીતે માયા, મમતા કરી ધન મેળવવુ અને પાછા તેને અત્રે મૂકી ચાલ્યા જવુ અને સાથે માત્ર ક્લિષ્ટ કર્મરૂપ શ્યામતા લઇ જવી એ માયા, મમતાના સંબધનુ અનિવાર્ય પરિણામ છે, જ્યારે સમતાથી મેળવેલી પૂંજી ઓછી થતી નથી, મૂકીને જવું પડતું નથી, તે કોઈ પણ પ્રકારની શ્યામતા લગાડતી નથી, અને ઉલટું તે ભારે થયેલ આત્માનો ભાર ઉતરાવે છે અને સર્વ પ્રકારે તેની અક્ષય અવ્યાબાધ સ્થિતિ કરાવે છે. એ સર્વ વિચારી તારે હવે મમતાનો સગ કરવો જરા પણ ઉચિત નથી. ધનના સંબધમા હજુ પણ તને વધારે વિચાર કરવાનુ બને તેટલા માટે યોગી મહારાજ આગળ વધે છે.×

**धन धरतीमें गाडे बौरे, धूर आप मुख ल्यावे;**
**मूषक साप होयगो आखर, तातें अलच्छि कहावे. साधो माई० २**

"આ ગાડો જમીનમા ધન દાટે છે (તેથી) પોતાના મ્હોઢા ઉપર ધૂળ નાખે છે. છેવટે (મરીને) ઉંદર કે સર્પ થશે અને તેથી (તેને) અલક્ષ્મી કહેવામા આવે છે."

---

* मान्धाता स महीपति क्षितितलेऽलंकारभूतो गत, सेतुर्येन महोदधौ विरचित क्वासौ दशास्यान्तक ।
अन्ये चापि युधिष्ठिरप्रमृतयो यावन्त एवाभव-न्नैकेनापि सम गता वसुमती मुञ्ज ! त्वया यास्यति ॥

× છેલ્લી બે પક્તિનો અર્થ એક પ્રતમા બીજી રીતે બતાવ્યો છે તે પણ જોઇએ ખાટ એટલે લાભ-પ્રાપ્તિ તેનો પાટ એટલે માર્ગ છોડી દઇને લાખ મેળવવાની ઇચ્છા કરે છે તે અતે રાખોડીમા ભળે છે લાભ મેળવવાનો રસ્તો સમતામા છે તેને છોડી દઇને પછી લાખો મેળવવાની ઇચ્છા કરે તે કેવી રીતે મળી શકે? જે રસ્તે લાભ થવાનો છે તે રસ્તો મૂકી દેવામા આવે ત્યારે પછી લાભ ક્યાથી થાય? ગેરરસ્તે ચાલનારને લાભ મળતો નથી પણ અતે ધૂળમા રગદોળાવુ પડે છે તારે જો આત્મ-કલ્યાણ કરવુ હોય તો ખાટવાનો માર્ગ કદિ છોડવો નહિ અથવા એ રસ્તો છોડે તો કદિ લાખ મેળવવાની આશા રાખવી નહિ આ ભાવાર્થ જરા ખેચીને આણેલો જણાય છે, છતા વિચારવા યોગ્ય છે

૨ ધરતીમે=જમીનમા ગાડે=દાટે બૌરે=બાઉરો, ગાડો ધૂર=ધૂળ આપમુખ=પોતાના મ્હોઢા પર લ્યાવે=લાવી નાખે છે મૂષક=ઉંદર હોયગો=થઇશ આખર=છેવટે (મરીને) તાતે=તેથી અલચ્છિ=અલક્ષ્મી, લક્ષ્મી નહિ તે કહાવે=કહેવાય છે.

ભાવ-પૈસાને ચોર ચોરી ન જાય ઇત્યાદિ અનેક કારણોથી અથવા તે સાત પેઢી સુધી ચાલે એવી તૃષ્ણાથી આ ગાંડો ભાઇ પૈસાને જમીનમા દાટે છે પૈસાને અંગે અનેક પ્રકારના મૂર્ખાઇભરેલા વિચારવગરના આચરણોમાનુ આ પણ એક આચરણ છે, પણ પ્રથમ તો પૈસા દાટવા સારુ ખાડો ખોદે ત્યારે જ પોતાના મુખ ઉપર ખરું ધૂળ નાખે છે અને પૈસા જમીનમા દાટ્યા પછી તેના ઉપર ધૂળ-માટી છાંટી ખાડાનુ મોં બંધ કરે છે ત્યારે વાસ્તવિક રીતે તે પોતાના મોઢા ઉપર જ ધૂળ વાળે છે ધનને અંગે આ ગાંડુ ગાંડપણ તો વિચારો ! પોતે પૈસાનુ દાન કે તેનો ભોગ કરી શકતો નથી પણ પોતાની સતતિ વખતે વહન નિર્માલ્ય થવાની છે એવી ધારણા ધારી ધનને ધરતીમા દાટી મૂકવા સારુ ખાડા ખોદે છે, હવે તે બાબતનુ પૃથક્કરણ કરી જોઇએ તો તેમાં તેની કેટલી ગાંડાઇ-મૂર્ખતા છે તે જણાશે ઘણી વખત તો પોતે ધન દાટ્યા પછી તે હકીકત છૂપી રાખવા સારુ કોઇને સ્થળ કે દાટવાની હકીકત કહેતો નથી અને અચાનક મરણ થતા તે હકીકત તેની સાથે જ મરણ પામે છે અને દાટેલું ધન ભૂમિમા જ રહે છે સતતિ માટે ધનસગ્રહ કરતો એમા એક એવી માન્યતા ઓતપ્રોત રહેલી છે કે પોતાની સતતિ શક્તિ વગરની અને નસીબ વગરની થશે. હવે આ બન્નેમાથી એક પણ પ્રકારની પ્રાપ્ત થાય તે ધન તેની પાસે ટકી શકતુ નથી એ સુસ્પષ્ટ છે ધનની વાસનામાં પોતે મરણ પામીને ધન ઉપર સર્પ કે ઉંદર થઇ તેની ચોકી કરે છે અને તે ધન તેના મૃત્યુ માટે થાય છે. ધનમૂર્છા આવી રીતે તેને અનેક ઉપાધિનુ ભવાતરમા પણ કારણ બને છે આવા અનેક કારણોને લઇને ધનને અલક્ષ્મી કહેવામાં આવે છે લોકો એને નસીબની દેવી, પૂજ્ય સ્થાનને યોગ્ય અને સર્વ ગુણનુ સ્થાન ગણે છે તે માત્ર તેના પરના મૂર્ખાઇ ભરેલા રાગને લઇને જ છે, વસ્તુત. તે લક્ષ્મી છે તે લક્ષ્મીવાન નહિ પણ અલક્ષ્મી એટલે ન કિંચિત્ વિદ્યતે યસ્ય સા અલક્ષ્મિ લક્ષ્મી વગરના, ધન વગરના, નિર્ધનના નામને યોગ્ય છે કોઇ પણ પ્રકારની આત્મલક્ષ્મી તે વાસ્તવિક લક્ષ્મી છે તેવી લક્ષ્મી ધનમાં નથી અને તેથી તેના વડે યુક્ત પુરુષોને લક્ષ્મીવાન કહેવા એ લક્ષ્મીના સ્થૂળ સ્વરૂપ તરફ જ લક્ષ આપવા છે એ સ્થૂળ લક્ષ્મીની સેવા કરનારા હેતુ વગર અને સાધ્ય વગર એની પ્રાપ્તિ માટે દોડ દોડ કર્યા કરે છે, એની ખાતર મૂર્ખ શેઠીયાઓની ખુશામત કરે છે, એની ખાતર અનેક પ્રકારના નાચ નાચે છે આવી રીતે પોતાના મુખ પર શ્યામતા લાવનાર અને લક્ષ્મીના નામને યોગ્ય નહિ એવી લક્ષ્મીના પતિઓ એને જમીનમાં દાટીને કે તીજોરીમા ભરીને એનો દાનાદિક વ્યાપારમા ઉપયોગ કરતા નથી, પોતે તેનો ઉપભોગ કરતા નથી અને ઉપરથી અનેક ક્લિષ્ટ કર્મરૂપ શ્યામતા વહોરી લઇને ભવાતરમાં દુર્ગતિમા રખડે છે

એ સ્થૂળ લક્ષ્મી મુખ પર શ્યામતા કેમ લાવે છે તેના અનેક દૃષ્ટાંતો શાસ્ત્રોમાં અને ઇતિહાસમા પ્રસિદ્ધ છે ધવળશેઠ લક્ષ્મીનો પૂજારી તેની ઉપાસનામાં કેવી ગતિ પામ્યો, તે આપણે શ્રીપાળના રાસમા વાંચી ગયા છીએ; મમ્મણશેઠ મોટો લક્ષ્મીપતિ હતો નહિ

પૂરમાથી લાકડાં ખેચનારો માત્ર તેલ ને ચોળા ખાતો હતો; તેવી જ રીતે બીજા અનેક ધનના સ્વામીઓ ધૂળમાં રગદોળાયા સાંભળ્યા છે, અનુભવ્યા છે, જોયા છે. પોંપી અને સીઝરના ઘાટ જોઇએ, ઓરંગઝેબનો રાજ્યલોભ જોઇએ, હૈદરઅલ્લી યા ટીપુ સુલતાનના કાવાદાવા જોઇએ તો સર્વ વાતનું એક જ પરિણામ આવતું જણાશે કે લક્ષ્મીપતિઓને અલક્ષ્મી-નિર્ધન કહેવા એ જ હકીકત વાસ્તવિક છે. વળી ધન વાપરવાથી જ વધે છે, દાટવાથી વધતુ નથી, એટલુ જ નહીં પણ ત્યાં ને ત્યા ટકી રહેતું નથી. વસ્તુપાળ તેજ-પાળ ધોળકાથી શ્રી શત્રુંજય જતા રસ્તે ધાડનો ભય ઉત્પન્ન થતાં એક ખેતરમાં ધન દાટવા ગયા ત્યા તેમને સામો ધનનો કળશ-ચરુ પ્રાપ્ત થયો, જેનો વ્યય તેઓએ શ્રી સિદ્ધાચળ પર કર્યો; પણ એ પ્રસગે તેજપાળની પતિવ્રતા સ્ત્રી અનુપમા દેવી ધનનું સ્વરૂપ બતાવે છે તે આ ગાથામા કહેલી હકીકતને વાસ્તવિક બનાવે છે ધનની ઉપર વાસના રહે તો મરણ પામીને તેના ઉપર સર્પ કે ઉંદર થઇ ચોકી કરવી પડે છે, વૃક્ષરૂપે તેના ઉપર મૂળ નાખીને રહેવું પડે છે, તે ઉપરાત મનુષ્યભવમા વહાણ પર ચઢી પરદેશ રખડવુ પડે છે, સમરાગણ-મા ઝુકાવવુ પડે છે અને દેવગતિમા વ્યંતરાદિક અધમ જાતિમા અવતાર લઈ ધન પર ચોકી કરવી પડે છે-આવી રીતે સર્વત્ર એની મૂર્છા આ જીવને હેરાન કર્યા કરે છે એની પ્રાપ્તિમા દુખ છે, એના વ્યયમા ઉપાધી છે, એના રક્ષણમા ત્રાસ છે. આવી રીતે લક્ષ્મી-ની શુ સ્થિતિ છે તે વિચારી મમતાનો ત્યાગ કરો અને સમતાને ધારણ કરો, તેનામા રંગ જમાવો અને તેમા લય પામો. લક્ષ્મી પ્રાપ્ત ન થઇ હોય તેણે તેટલા માટે જરા પણ મુઝાવું યોગ્ય નથી, કારણ તેના પતિઓ અનેક પ્રકારની ઉપાધિ જ ભોગવે છે. તે દૈવયોગે પ્રાપ્ત થઇ હોય તો તેનો શુભ વ્યય કરવો કે જેથી લાભ થાય

**समता रतनाकरकी जाइ, अनुभव चंद सुभाइ;**
**कालकूट तजी *भावमें श्रेणी, आप अमृत ले आइ. माधो भाई० ३**

" સમતા રત્નની ખાણ-સમુદ્રની દીકરી છે, અને અનુભવરૂપ ચદ્રમા તેનો ભાઇ થાય છે. કાલકૂટ વિષને વર્જીને શુભ પરિણામની ધારારૂપ અમૃત તે પોતે લઇ આવી છે."

**ભાવ**-મત્સ્ય પુરાણમા એવી કથા છે કે-દેવતાઓએ મેરુપર્વતનો મથન દંડ અને વાસુકી સર્પનુ દોરડું બનાવી રત્નો શોધવા માટે સમુદ્ર જે રત્નાકર-રત્નની ખાણ કહેવાય છે તેનું મથન કર્યું અને તેમાથી ચૌદ રત્નો બહાર કાઢ્યા, જેના નામો નીચેના શ્લોક-મા બતાવ્યા છે

* 'ભાવમે' ને બદલે બને પ્રતમા 'ભવમે' એ પાઠ છે

૩ રતનાકર=રત્નાકર, સમુદ્ર જાઇ=દીકરી ચદ=ચદ્ર, ચદ્રમા સુભાઈ=સારો ભાઇ, બધુ કાલકૂટ= અતિશય આકરુ ઝેર ભાવમે શ્રેણી=શુભ પરિણામની ધારા આપ=પોતે જ લે આઈ=લઇ આવી

लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वन्तरिश्चन्द्रमाः
गावः कामदुघाः सुरेश्वरगजो रंभादि देवाङ्गना।
अश्वः सप्तमुखो विषं हरिधनुः शङ्खोऽमृत चाम्बुधे
रत्नानीह चतुर्दश प्रतिदिनं कुर्युः सदा मङ्गलम् ॥

લક્ષ્મી, કૌસ્તુભ રત્ન, પારિજાતક પુષ્પ, સુરા (મદિરા), ધન્વન્તરી વૈદ્ય, ચંદ્ર, કામ દુધા ગાય, ઐરાવણ હાથી, રંભા વિગેરે દેવાંગના, સાત મુખવાળો અશ્વ, વિષ (કાળકૂટ ઝેર), ઇંદ્ર ધનુષ્ય, શંખ અને અમૃત–આ ચૌદ રત્નો મથન કરીને શોધી કાઢ્યા, તે હકીકત ઉપર આ ગાથામાં ઉપમાન કરી બતાવ્યું છે ઉપરના શ્લોકમાં જણાવ્યું છે કે ચૌદ રત્નોમાં પ્રથમ લક્ષ્મી પ્રાપ્ત થઈ છે સ્થૂળ લક્ષ્મીને તો લક્ષ્મીનું નામ આપવું તદ્દન અયોગ્ય છે, એ ઉપરની ગાથામાં વિસ્તારથી જોઈ ગયા. જે નિરંતર પોતાના પતિનું સુખ વધારે, તેના હિતનું ચિંતવન કરે અને પતિને રાજી રાખવા જે નિરંતર પ્રયાસ કરે એનું નામ જ લક્ષ્મી કહી શકાય અને સમતા એ એવા પ્રકારની લક્ષ્મી છે તેથી તે જ લક્ષ્મી કહેવરાવવાને યોગ્ય છે

આ સમતા રત્નાકરની દીકરી છે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનેક રત્નના આકર ચિદાનંદઘન સ્વરૂપી ચેતનજીમાંથી તે નીકળી છે અને તેથી તે રત્નાકરની દીકરી છે એમ સમજવું તે ચારિત્રરત્નના એક વિભાગ તરીકે તન્મય છે એમ સમજવું હવે જ્ઞાનરત્નના એક વિભાગ તરીકે અનુભવ જેનું સ્વરૂપ આપણે આગળ ઘણી વાર વિચારી ગયા છીએ તે છે સદસદ્વિવેક કરી વસ્તુસ્વરૂપને તેના યથાર્થ આકારમાં બતાવનાર આ અનુભવજ્ઞાનરૂપ ચંદ્રમા પણ ઉપરોક્ત રત્નાકરમાંથી નીકળે છે તેથી રત્નાકરની પુત્રી સમતા અને પુત્ર અનુભવ એ બન્ને ભાઈ બહેન થાય છે

હવે ઉપરોક્ત રત્નાકરમાં કાળકૂટ વિષ પણ છે. અશુભ ધ્યાનનું જ્ઞાન થવારૂપ હલાહલ ઝેર ત્યાં છે રત્નાકરની શુદ્ધ સ્થિતિમાં અશુભ ધ્યાન હોય નહિ પણ જ્યારે ઉત્ક્રાન્તિની સ્થિતિમાં ચેતન અશુભ કર્મફળથી મુક્ત હોય છે ત્યારે રત્નત્વ કાંઈક ગુપ્ત પ્રચ્છન્ન અને કાંઈક સ્પષ્ટ હોય છે તે પ્રસંગે આ સમતા અને અનુભવ બહેન ભાઈ તે કાળકૂટ ઝેરનો ત્યાગ કરી શુભ પરિણામની ધારારૂપ અથવા પરિણમનના તરંગ એટલે ભાવ પરાવર્તનરૂપ મિષ્ટી લઈ આવે છે અહીં કહેવાનો આશય એ છે કે–અશુભ ધ્યાન–આર્ત્ત અને રૌદ્ર આ જીવને સંસારમાં રઝળાવી કદર્થના કર્યા કરે છે અને તેથી તે કાળકૂટ ઝેર છે કારણ કે એનાથી ભવભ્રમણરૂપ જન્મ મરણ આ જીવના વારંવાર થયાં કરે છે એ કાળકૂટ વિષનો ત્યાગ કરાવી સમતા અને અનુભવ આ જીવમાં સદ્ધ્યાન ઉત્પન્ન કરી ઉંચે તેની પ્રમત્ત અવસ્થા દૂર કરી અપ્રમત્ત સ્થિતિમાં લાવી મૂકે છે અને ત્યાંથી પણ શુભ પરિણતિરૂપ ધર્મ શુક્લધ્યાનમાં ક્રમસર આગળ પ્રગતિ કરાવી મિષ્ટીમાં આ જીવને દાખલ કરી દે છે. અપ્રમત્ત અવસ્થામાં આવેલો જીવ ત્યાર પછી આઠમ ગુણ

સ્થાનક( progressive stage )માં આવે છે ત્યારે તે શ્રેણી માડે છે અને તે સ્થિતિ એટલી આનદજનક છે કે એની મીઠાશ અમૃત સાથે સરખાવવી એ માત્ર સમજાવવા પૂરતું જ છે, મતલબ એ સ્થિતિમાં અમૃતથી પણ અનંતગુણી મીઠાશ છે. ચૌદ રત્નો શોધતા દેવતાઓએ જેમ છેવટે અમૃત પ્રાપ્ત કર્યું તેમ આ સમતા અને ચંદ્ર રત્નો પ્રાપ્ત થયા પછી પણ કોઇ વાર અશુભ ધ્યાનરૂપ કાળકૂટ ઝેર પ્રાપ્ત થયા છતા પણ ચેતનજીને દૃઢ પુરુષાર્થ કરી પ્રગતિ કરવા અને અમૃતને પ્રાપ્ત કરવા દેવતા પેઠે નિશ્ચય થયો તેથી અપ્રમત્ત અવસ્થા પ્રાપ્ત કરી શ્રેણીગત અમૃતધારાને છેવટે ચેતનજીએ પ્રાપ્ત કરી :

શ્રેણી બે પ્રકારની છે · ઉપશમ અને ક્ષપક કષાયાગ્નિ ઉપરઉપરથી બુઝાય પણ અંદર સત્તાએ રહે તેને ઉપશમ શ્રેણી કહે છે એ અવસ્થામાં આગળ વધેલો જીવ પાછો અપક્રાન્તિ પામી નીચે ઉતરી જાય છે આવી ઉપશમ શ્રેણી એક ભવમા બે વખત કોઇ જીવ કરે છે પાચથી વધારે વખત એ શ્રેણી આખા સસારમા કોઈ પણ જીવને થતી નથી ક્ષપકશ્રેણી પર ચઢેલો જીવ તો એ જ ભવમા સર્વજ્ઞત્વ પ્રાપ્ત કરી સર્વ આધિ, વ્યાધિ, ઉપાધિથી રહિત અજરામરસ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે ઉત્ક્રાન્તિને અગે આ શ્રેણી પ્રગતિનો માર્ગ બતાવે છે એનુ સ્વરૂપ કર્મગ્રથાદિ પુસ્તકોથી ખાસ સમજવા યોગ્ય છે

આવી રીતે સ્થૂળ લક્ષ્મી તો મુખ પર ધૂળ નાખનારી અને અનેક પ્રકારે ઉપાધિ કરનારી છે અને સમતારૂપ લક્ષ્મી અમૃતને લાવી આપનારી છે તેથી વસ્તુસ્થિતિ સમજી સત્ અને અસત્ અથવા લાભ કરનાર અને હાનિ કરનાર પદાર્થ વચ્ચેનુ અતર જાણી તેનુ વિવેચન કરી પોતાની સ્થિતિ સુધારવા સારુ સમતાને ગ્રહણ કરવાનો નિર્ણય કરવો એ મુખ્ય આવશ્યકીય કર્તવ્ય છે.

**लोचन चरण सहस चतुरानन, इनतें बहुत डराइ;**
**आनंदघन पुरुषोत्तम नायक, हित करी कंठ लगाइ. साधो भाई० ४**

" જેની હજાર ચક્ષુ છે, જેના હજાર પગ છે અને જે ચાર મુખવાળા છે તેનાથી તે ( સમતા ) બહુ ડરી ગઈ, આનંદસમૂહ પુરુષોત્તમ નાયકે ( તેના પર ) પ્રેમ કરીને તેને પોતાને ગળે વળગાડી, "

***ભાવ**—જેમના હજાર નેત્ર છે તે ઇદ્ર તથા જેમના હજાર પગ છે તે શેષનાગ

---

* આ ગાથાનો અર્થ ટબા ઉપરથી વિચાર કરીને લખ્યો છે અને તેમાં જો કાઇ પણ સ્ખલના થઈ હોય તો તેને માટે હું જવાબદાર છુ વિ ક

૪ લોચન=આખ ચરણ=પગ સહસ=હજાર ચતુરાનન=ચતુર્મુખ, બ્રહ્મા અથવા ચાર મુખે દેશના દેતા શ્રી જિનેશ્વર દેવ. ઇનતે=એનાથી ડરાઈ=ડરી ગઈ પુરુષોત્તમ નાયક=વિષ્ણુ અથવા પુરષમા શ્રેષ્ઠ હિત=હેત, પ્રેમ કંઠ=ગળે લગાઇ=વળગાડી

* આ ગાથાનો અર્થ કરવામા જે દતકથાદિક પર સૂચવન થયું છે તે બરાબર સ્પષ્ટ થતું નથી અર્થનો ઝળકાટ તેથી બરાબર થતો નથી એટલું અત્ર કહી દેવું યોગ્ય છે વિ. ક

लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वन्तरिश्चन्द्रमाः
गावः कामदुघाः सुरेश्वरगजो रंभादि देवाङ्गनाः ।
अश्वः सप्तमुखो विषं हरिधनुः शङ्खोऽमृतं चाम्बुधेः
रत्नानीह चतुर्दश प्रतिदिनं कुर्युः सदा मङ्गलम् ॥

લક્ષ્મી, કૌસ્તુભ રત્ન, પારિજાતક પુષ્પ, સુરા (મદિરા), ધન્વન્તરી વૈદ્ય, ચંદ્ર, કામદૂધા ગાય, ઐરાવણ હાથી, રંભા વિગેરે દેવાંગના, સાત મુખવાળો અશ્વ, વિષ (કાળકૂટ ઝેર), ઇંદ્ર ધનુષ્ય, શંખ અને અમૃત–આ ચૌદ રત્નો મંથન કરીને શોધી કાઢ્યાં, તે હકીકત ઉપર આ ગાથામાં ઉપમાન કરી બતાવ્યું છે ઉપરના શ્લોકમાં જણાવ્યું છે કે ચૌદ રત્નોમાં પ્રથમ લક્ષ્મી પ્રાપ્ત થઈ છે સ્થૂળ લક્ષ્મીને તો લક્ષ્મીનું નામ આપવું તદ્દન અયોગ્ય છે, એ ઉપરની ગાથામાં વિસ્તારથી જોઈ ગયા જે નિરંતર પોતાના પતિનું સુખ વધારે, તેના હિતનું ચિંતવન કરે અને પતિને રાજી રાખવા જે નિરંતર પ્રયાસ કરે એનું નામ જ લક્ષ્મી કહી શકાય અને સમતા એ એવા પ્રકારની લક્ષ્મી છે તેથી તે જ લક્ષ્મી કહેવરાવવાને યોગ્ય છે

આ સમતા રત્નાકરની દીકરી છે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનેક રત્નના આકર ચિદાનંદઘન સ્વરૂપી ચેતનજીમાંથી તે નીકળી છે અને તેથી તે રત્નાકરની દીકરી છે એમ સમજવું તે ચારિત્રરત્નના એક વિભાગ તરીકે તન્મય છે એમ સમજવું હવે જ્ઞાનરત્નના એક વિભાગ તરીકે અનુભવ જેનું સ્વરૂપ આપણે આગળ ઘણી વાર વિચારી ગયા છીએ તે છે સદસદ્વિવેક કરી વસ્તુસ્વરૂપને તેના યથાર્થ આકારમાં બતાવનાર આ અનુભવજ્ઞાનરૂપ ચંદ્રમા પણ ઉપરોક્ત રત્નાકરમાંથી નીકળે છે તેથી રત્નાકરની પુત્રી સમતા અને પુત્ર અનુભવ એ બન્ને ભાઈ બહેન થાય છે

હવે ઉપરોક્ત રત્નાકરમાં કાળકૂટ વિષ પણ છે અશુભ ધ્યાનનું જ્ઞાન થવારૂપ હળાહળ ઝેર ત્યાં છે રત્નાકરની શુદ્ધ સ્થિતિમાં અશુભ ધ્યાન હોય નહિ પણ જ્યારે ઉત્ક્રાન્તિની સ્થિતિમાં ચેતન અશુભ કર્મફળથી મુક્ત હોય છે ત્યારે રત્નત્વ કાંઈક શુભ, પ્રચ્છન્ન અને કાંઈક સ્પષ્ટ હોય છે તે પ્રસંગે આ સમતા અને અનુભવ બહેન ભાઈ તે કાળકૂટ ઝેરનો ત્યાગ કરી શુભ પરિણામની ધારારૂપ અથવા પરિણમનના તરંગ એટલે ભાવ પરાવર્તનરૂપ શ્રેણી લઈ આવે છે અહીં કહેવાનો ભાવાર્થ એ છે કે–અશુભ ધ્યાન–આર્ત્ત અને રૌદ્ર આ જીવને સંસારમાં રખડાવી કદર્થના કર્યા કરે છે અને તેથી તે કાળકૂટ ઝેર છે કારણ કે એનાથી ભવભ્રમણરૂપ જન્મ મરણ આ જીવનાં વારંવાર થયા કરે છે એ કાળકૂટ વિષનો ત્યાગ કરાવી સમતા અને અનુભવ આ જીવમાં સદ્ધ્યાન ઉત્પન્ન કરી છેવટે તેની પ્રમત્ત અવસ્થા દૂર કરી અપ્રમત્ત સ્થિતિમાં લાવી મૂકે છે અને ત્યાંથી પણ શુભ પરિણતિરૂપ ધર્મ શુક્લધ્યાનમાં ક્રમસર આગળ પ્રગતિ કરાવી શ્રેણીમાં આ જીવને દાખલ કરી દે છે અપ્રમત્ત અવસ્થામાં આવેલો જીવ ત્યાર પછી અષ્ટમ ગુણ

સ્થાનક( progressive stage )માં આવે છે ત્યારે તે શ્રેણી માડે છે અને તે સ્થિતિ એટલી આનંદજનક છે કે એની મીઠાશ અમૃત સાથે સરખાવવી એ માત્ર સમજાવવા પૂરતું જ છે, મતલબ એ સ્થિતિમાં અમૃતથી પણ અનંતગુણી મીઠાશ છે. ચૌદ રત્નો શોધતા દેવતાઓએ જેમ છેવટે અમૃત પ્રાપ્ત કર્યું તેમ આ સમતા અને ચંદ્ર રત્નો પ્રાપ્ત થયા પછી પણ કોઇ વાર અશુભ ધ્યાનરૂપ કાળકૂટ ઝેર પ્રાપ્ત થયા છતા પણ ચેતનજીને દૃઢ પુરુષાર્થ કરી પ્રગતિ કરવા અને અમૃતને પ્રાપ્ત કરવા દેવતા પેઠે નિશ્ચય થયો તેથી અપ્રમત્ત અવસ્થા પ્રાપ્ત કરી શ્રેણીગત અમૃતધારાને છેવટે ચેતનજીએ પ્રાપ્ત કરી *

શ્રેણી બે પ્રકારની છે ઉપશમ અને ક્ષપક કષાયાગ્નિ ઉપરઉપરથી બુઝાય પણ અંદર સત્તાએ રહે તેને ઉપશમ શ્રેણી કહે છે એ અવસ્થામા આગળ વધેલો જીવ પાછો અપક્રાન્તિ પામી નીચે ઉતરી જાય છે આવી ઉપશમ શ્રેણી એક ભવમા બે વખત કોઇ જીવ કરે છે પાચથી વધારે વખત એ શ્રેણી આખા સંસારમા કોઈ પણ જીવને થતી નથી. ક્ષપકશ્રેણી પર ચઢેલો જીવ તો એ જ ભવમા સર્વજ્ઞત્વ પ્રાપ્ત કરી સર્વ આધિ, વ્યાધિ, ઉપાધિથી રહિત અજરામરસ્વરૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે ઉત્ક્રાન્તિને અગે આ શ્રેણી પ્રગતિનો માર્ગ બતાવે છે એનું સ્વરૂપ કર્મગ્રંથાદિ પુસ્તકોથી ખાસ સમજવા યોગ્ય છે.

આવી રીતે સ્થૂળ લક્ષ્મી તો મુખ પર ધૂળ નાખનારી અને અનેક પ્રકારે ઉપાધિ કરનારી છે અને સમતારૂપ લક્ષ્મી અમૃતને લાવી આપનારી છે તેથી વસ્તુસ્થિતિ સમજી સત્ અને અસત્ અથવા લાભ કરનાર અને હાનિ કરનાર પદાર્થ વચ્ચેનું અંતર જાણી તેનું વિવેચન કરી પોતાની સ્થિતિ સુધારવા સારુ સમતાને ગ્રહણ કરવાનો નિર્ણય કરવો એ મુખ્ય આવશ્યકીય કર્તવ્ય છે.

**लोचन चरण सहस चतुरानन, इनतें बहुत डराइ;**
**आनंदघन पुरुषोत्तम नायक, हित करी कंठ लगाइ. साधो भाई० ४**

"જેની હજાર ચક્ષુ છે, જેના હજાર પગ છે અને જે ચાર મુખવાળા છે તેનાથી તે (સમતા) બહુ ડરી ગઈ, આનંદસમૂહ પુરુષોત્તમ નાયકે (તેના પર) પ્રેમ કરીને તેને પોતાને ગળે વળગાડી."

***ભાવ**—જેમના હજાર નેત્ર છે તે ઇંદ્ર તથા જેમના હજાર પગ છે તે શેષનાગ

---

* આ ગાથાનો અર્થ ટબા ઉપરથી વિચાર કરીને લખ્યો છે અને તેમા જો કાઇ પણ સ્ખલના થઈ હોય તો તેને માટે હું જવાબદાર છુ વિ ક

૪ લોચન=આંખ ચરણ=પગ સહસ=હજાર ચતુરાનન=ચતુર્મુખ, બ્રહ્મા અથવા ચાર મુખે દેશના દેતા શ્રી જિનેશ્વર દેવ. ઇનતે=એનાથી ડરાઇ=ડરી ગઈ પુરુષોત્તમ નાયક=વિષ્ણુ અથવા પુરુષમા શ્રેષ્ઠ હિત=હેત, પ્રેમ કંઠ=ગળે લગાઇ=વળગાડી

* આ ગાથાનો અર્થ કરવામાં જે દંતકથાદિક પર સૂચવન થયું છે તે બરાબર સ્પષ્ટ થતું નથી અર્થનો ઝળકાટ તેથી બરાબર થતો નથી એટલુ અત્ર કહી દેવું યોગ્ય છે વિ. ક

તથા ચાર મુખવાળા બ્રહ્મા તેનાથી સમતા બહુ ડરી ગઈ છે મતલબ તેઓનાં હજાર નેત્ર, પગ અને ચાર મુખ જોઈ અસ્વાભાવિક રૂપ દેખી સમતા તેઓ પાસે જતી નથી અને તેથી તેઓમા સમતા આવતી પણ નથી. તેથી છેવટે પુરુષોત્તમ નાયક વિષ્ણુદેવે તેના પર પ્રેમ લાવી તેને પોતાને ગળે વળગાડી. એટલે કે સમતાને તેઓએ અંગીકાર કરી. રજોગુણ અને તમોગુણ હોય ત્યા સમતાને સ્થાન મળતુ નથી, તેની હયાતી સત્ત્વગુણમાં જ છે અને વિષ્ણુ સત્ત્વગુણ બતાવનાર છે; તેથી ઇંદ્ર, શેષ કે બ્રહ્મા પાસે સમતા જતી નથી પણ વિષ્ણુ પાસે જાય છે એમ કહેવામા તે સત્ત્વગુણાવલંબી છે એમ કહેવાનો આશય હોય એવી માન્યતા રહે છે

લક્ષ્મીની દંતકથામાં તે ઇંદ્ર અને શેષનાગથી ડરી ગઈ અને છેવટે વિષ્ણુદેવે તેને પોતાને ગળે વળગાડી એવી હકીકત જાણવામા આવી નથી, તેથી દંતકથા અનુસાર આ ગાથાનો અર્થ બરાબર બેઠો નથી. તે સંબંધી વિશેષ તપાસ કરવામાં આવે છે કદાચ સમુદ્રમંથનની કથા સાથે શેષ, ઇંદ્ર, બ્રહ્મા વિગેરેને સંબંધ હોય અને તેને અંગે આ ગાથામાં કાંઈ ભાવ દાખલ કર્યો હોય તો તે પણ વિચારવા યોગ્ય છે

કષાયના ક્રોધ, માન, માયા, લોભ એ ચાર મુખ છે એટલે એ ચાર આકારમા એ દર્શન આપે છે અને તેને હજારો પગ છે, મતલબ તે અનેક રીતે પ્રવેશ કરે છે, તેમ જ તેની આંખો પણ હજારો છે, કારણ કે તે દરેક વસ્તુને જુદા જુદા આકારમાં દેખે છે; એવા કષાયોથી સમતા બહુ ડરી ગઈ છે, કારણ કે તેઓ હોય ત્યાં એ રહી શકતી નથી. તેથી છેવટે જ્યારે આનંદઘન સમૂહ પુરુષોત્તમ નાયક શ્રી જિનેશ્વર દેવને શરણે ગઈ ત્યારે તેઓએ તેને હિત કરનારી જાણીને પોતાને ગળે વળગાડી, મતલબ તેની સાથે દૃઢ આલિંગન કર્યું અને તેથી કષાયો તરફથી સમતાને જે પીડા થતી હતી તે દૂર થઈ. પુરુષોત્તમ-પણું પ્રાપ્ત કરવા સમતાની ખાસ જરૂર હોવાથી પુરુષોત્તમ નાયકે જેમ લક્ષ્મીને પોતાને ગળે વળગાડી તેમ તમારે પણ તેની સાથે પ્રેમ જમાવવાની જરૂર છે—આ અર્થ પણ બંધબેસતો આવે છે

અથવા ચતુરાનન—ચારે મુખે દેશના દેતા શ્રી જિનદેવથી સમતા બહુ ડરી ગઈ અને સમતાને તે શ્રી પુરુષોત્તમ નાયક પ્રભુએ પ્રેમ કરી ગળે વળગાડી—આ અર્થ કરવામાં યોજના સરળ સહજ શબ્દ વદન રહી જાય છે અને પ્રકરણસંગત થાય છે

કહેવાની મતલબ એક જ જણાય છે કે—સાધુ ભાઈઓ ! આ સમતા કે જેની સોબતમાં પછી તમે તમારું આત્મધન ગુમાવો છો તે તો સર્વ પ્રકારે તમને નુકશાન કરનારી છે એનાથી તમારો એક પણ અર્થ સરવાનો નથી અને સમતા તમને મોક્ષના સુખ નજીક લાવી આપે તેવી છે; તેથી તેના સંબંધમાં આ પદમા જે જે કારણો બતાવ્યાં છે તે વિચારી તમારી પરિણતિ સુધારો, તમારા પ્રત્યેક કાર્યમાં સમતા લાવો અને પછી છેવટે

સ્થૂળ કાર્યો તરફ જ સમતા લાવો, મતલબ એ સંસારદશા છોડી દઇ, એના ઉપર સમતા લાવી, સાધકદશાને માર્ગે ચઢી જાઓ અને જેમ બને તેમ આત્મગુણ પ્રકટ કરવાના વિશાળ માર્ગમાં નિરંતર આગળ વધો, ત્યાં પણ તમને મમતા તરફથી વારંવાર પશ્ચાત્ અપકર્ષણ થયા કરશે પણ એના પ્રેમની અલ્પતા અને તેના ભયંકર પરિણામો વારંવાર વિચારી તેને વિસરી જાઓ, તેના તરફ તિરસ્કાર બતાવો અને તેનો દૃઢ નિશ્ચયપૂર્વક ત્યાગ કરો એટલે તે તમને કાંઇ કરી શકશે નહીં.

---

## પદ એકત્રીસમું

શ્રીરાગ *

**कित जांनमतें हो प्राणनाथ, इत आय निहारो घरको साथ. कित० १**

"કોઇ જાણકારના મત પ્રમાણે હે સ્વામી! અહીં આવીને આપનો નિજ પરિવાર જુઓ."

×**ભાવ**—પ્રથમ પંક્તિ અશુદ્ધ હોય તેમ જણાય છે, તેને બદલે 'ઉત કહા જાત હો પ્રાણનાથ' એમ પાઠ હોય તો અર્થ બરાબર બેસતો આવે છે. પરંતુ મૂળ પાઠમા આવો ફેરફાર કરવાનો સંશોધનકાર અને વિવેચનકારનો અધિકાર નથી આ પાઠ પ્રમાણે સુમતિ ચેતનજીને કહે છે કે–હે મારા નાથ! તમે ક્યા જાઓ છો? હે પતિ! તમે એક વાર અહીં આવી તમારો પોતાનો પરિવાર–સગા સ્નેહીઓ, સબંધીઓ, મિત્રો વગેરે છે તેને જુઓ તો ખરા. ચેતનજીને પોતાનુ ઘર છોડીને પારકા મંદિરે (વિભાવદશામા) રખડવાની ટેવ પડેલી છે અને ત્યા જઇ માયા, મમતા સાથે વિલાસ કરવામા તેને આનંદ આવે છે એ માયા, મમતા કેવી રીતે વચક શઠ સચક અને ખોટા ખત ખતવનારી છે, તે આપણે નવમા પદમા વિસ્તારથી જોઇ ગયા છીએ અને તેમા એમ પણ જોયુ છે કે–મમતા દરેક પ્રકારે ચેતનનું અહિત કરનારી છે અને સમતા સિવાય કોઇ પણ તેનુ હિત કરનાર નથી, છતા ચેતનજી તો માયા, મમતાના ઉપર ઉપરના રાગથી લલચાઇ જઈ તેના મંદિરે વિભાવદશામા પડ્યા રહે છે એટલુ જ નહિ પણ પોતાની શુદ્ધ પતિવ્રતા સાધ્વી સુમતિ-(સ્વભાવદશા)ની સાથે વાત પણ કરતા નથી, તેની દરકાર પણ કરતા નથી અને પારકા મંદિરે રખડવાની ટેવને લીધે પોતાના બીજા સગાસંબંધીઓ જેવા કે ક્ષમા, માર્દવ, આર્જવ, સત્ય, શૌચ આદિ ધર્મબધુઓ તેને પણ વિસરી ગયા છે અને તેઓની સાથે

---

* ચાલતા રાગોમા એ 'આઈ સુદર નાર કર કર શૃગાર'ના લયમા ચાલશે

૧ કિત=કોઇ જાનમતે=જાણકારના મત પ્રમાણે પ્રાણનાથ=સ્વામી ઇત=અહીં આય=આવીને નિહારો=જુઓ ઘરકો=પોતાનો, નિજ સાથ=પરિવાર

× આ આખુ પદ અશુદ્ધ છે તેમ જ તેના પર ટબો બિલકુલ નથી તેથી અર્થ કરવામા ઘણો આધાર આગળ પાછળના સબધ ઉપર રાખ્યો છે

ઓળખાણ પણ રાખતા નથી. માયા, મમતા તેને એવું મદિરાપાન કરાવે છે કે તેના ઘેનમાં ચેતનજી સ્વભાવને યાદ પણ કરતા નથી. બાર વરસ સુધી કોશાને ઘરે રહેતી વખતે સ્થૂલીભદ્રને પોતાનાં સગાં કે સંબંધીઓ યાદ પણ આવ્યાં નહોતાં અને તેઓની સાથે વાત કરવાની પણ તેને ઇચ્છા થઇ નહોતી; તેવી રીતે ચેતનજી હાલ તો માયા, મમતા સાથે એવા દઢ આસક્ત થઇ ગયા છે કે પોતાના પરિવાર સામે દૃષ્ટિ પણ કરતા નથી. આવે વખતે સમતા-ચેતનજીની પત્ની જરા પ્રસંગ લઇને તેને પોતાના ઘરનું અને વેશ્યા મંદિરનું સ્વરૂપ તેના યથાસ્થિત આકારમાં બતાવી આપે છે ચેતનજીએ તે રાજીખુશીથી સાંભળ્યું કે સાંભળતી વખત પણ કાન આડા હાથ ધર્યો તે માલૂમ નથી પણ અર્ધા મનથી સાંભળ્યું હશે એમ જણાય છે એ હકીકત ચેતનજીને પોતાને પૂછવાથી જ જણાઈ આવશે.

અહીં તો કોઇ વખત મહાપ્રયાસે અથવા અનાયાસે સુમતિને મંદિરે ચેતનજી આવી ચડ્યા હશે તેને જોઇ સમતા ચેતનજીના મનની જરા હામાડોળ સ્થિતિનો લાભ લઇ કહે છે તે નોંધી રાખ્યું છે "હે નાથ! મારા પતિ! તમે ત્યાં ક્યાં લાગ્યા છો? તમે મારી સામું જોતા નથી એ તો આપને યોગ્ય લાગતું હશે, પણ આ તમારો પરિવાર છે તેને તો જુઓ. મારી સામું ન જુઓ તો ખેર, પરંતુ આ તમારા પરિવાર સામું જોઇને પણ આ મંદિરે પધારો. તમે જ્યાં ભટકો છો ત્યાંની વાસ્તવિક સ્થિતિ શું છે તે જરા આપને કહું છું તે સાંભળો."

મૂળ પાઠ ઉપર આપ્યો છે તે સર્વ પ્રતોમાં છે, તેથી તે પ્રમાણે અર્થ કરવા યત્ન કરવો જોઇએ. તેના બે અર્થ થઈ શકે છે એક અર્થ તો વ્યવહારના મતે તમે તમારો પરિવાર જુઓ. તમે હાલ તો વિષય કષાય પ્રમાદને જ તમારા પરિવાર તરીકે જાણ્યો છો અને તેઓના જ સંબંધમાં રાજી રહો છો, પણ તે અયુક્ત છે કારણ કે એને તમે તમારો પરિવાર સમજો છો તે અજ્ઞાનતાને લીધે છે જ્ઞાની અથવા સર્વજ્ઞના મત પ્રમાણે અથવા ડાહ્યા માણસોના મત પ્રમાણે આપનો પરિવાર કયો છે તે આપ વિચારી જુઓ' એમ થાય છે અને બીજો અર્થ એમ થાય કે-હે પ્રાણનાથ! તમે ક્યાં જઇને નમો છો તે તો વિચારો, તમે અહીં આવીને તમારા ઘરનો-સાચા પરિવાર કયો છે તેનું અવલોકન કરો. તમે હાલ જેને પૂજ્ય ધારીને નમો છો તેની આંતરિક સ્થિતિ શું છે, તેનું વસ્તુસ્વરૂપ શું છે તે જરા વિચારો, જુઓ, તપાસો અને પછી તમને યોગ્ય લાગે તે કરો આ પ્રમાણે અર્થ કરવામાં 'કિત જા નમતે' એવું પદચ્છેદ થાય છે, પણ તે અર્થ સંબંધને અનુરૂપ નથી. અત્ર તો સ્વસ્વરૂપની વિરુદ્ધતા જણાવવી છે તેથી ... અર્થ નથી.

હવે સુમતિના મંદિરમાં (સ્વભાવદશામાં)
દશામાં) શું છે તેની ઓળખાણ કરવા સુમતિ
સન્મુખ ઊભા ઊભા સાંભળે છે

**उत माया काया कबन जात, *यहु जड तुम चेतन जगविख्यात;**
**उत करम भरम विषवेलि संग, इत परम नरम मति मेलि रंग. कित० २**

"ત્યાં માયા અને શરીર કઇ જાતિનાં છે? તે સર્વ જડ અચેતન છે અને તમે ચેતન છો એ પ્રસિદ્ધ હકીકત છે. (વળી) ત્યાં કર્મના ભ્રમરૂપ વિષવેલડીનો સંગ છે અને અહીં પરમ નરમ બુદ્ધિના એકત્રિત થવારૂપ રંગ છે."

**ભાવ**—મારા નાથ! તમે વિભાવદશામાં ભમ્યા કરો છો પણ ત્યાં તો માયા, મમતા અને શારીરિક વાર્તા જ તમને પ્રાપ્ત થશે. છળકપટ કરી આત્મવંચના કરવી, મારું મારું કરી સંસારને ચાહ્યા કરવો અને શરીરની શુશ્રૂષા કરી તેને પાળવું, પોષવું અને તેને માટે સંખ્યાબંધ ઉપાધિઓ કરવી એ સર્વ આપને વિભાવદશામાં પ્રાપ્ત થશે. ત્યાં માયા, મમતા આપની સ્ત્રીઓ થવા આવશે, પરંતુ તે બન્ને કઈ જાતિની છે તેનો તો આપ વિચાર કરો. લગ્નસંબંધ કરતી વખત સ્ત્રીની ખાનદાની અને કુળ વિગેરે ખાસ જોવામાં આવે છે. હલકા કુળની સ્ત્રી સાથે લગ્ન થઈ જાય તો આખો ભવ બગડે છે એ જાણીતી વાત છે. સંસારમાં રહેવાનું હોય અને સ્ત્રી તરફની પ્રતિકૂળતા હોય તો આખું જીવન ધૂળધાણી બને છે એ વિષય પર વધારે લખવાની જરૂર રહેતી નથી, દરરોજના સામાન્ય અનુભવનો તે વિષય છે લગ્નસંબંધ કરતી વખતે આપણે કન્યાની જાતિ વિગેરે જોઇએ છીએ તેમ જ યૂરોપ, અમેરિકામાં પણ સરખી પંક્તિ જોવામાં આવે છે, પણ આ તમારા માયા, મમતાના સંબંધમાં તો તદ્દન વિપરીત જાતિનો સંબંધ છે તે અચેતન-પૌદ્ગલિક-જડ છે અને તમે ચેતનસ્વરૂપ આત્મા છો, એ વાર્તા સર્વ જાણે છે, જગજાહેર પ્રસિદ્ધ હકીકત છે અથવા માયા મમતા જડ-અજ્ઞાન છે અને તમે વ્યક્ત અવ્યક્તરૂપે અનંત જ્ઞાનના ધારણ કરનારા છો, ત્યારે આવી મૂર્ખ સ્ત્રીઓ સાથેના સંબંધથી તમારી ભવિષ્યની પરણ્યા પછીની જિંદગી કેમ જશે તેનો જરા વિચાર કરો. મૂર્ખ સાથે સંબંધ કરી તમારે તમારો ભવ બગાડવો હોય તો તમારી ઇચ્છા, બાકી સ્પષ્ટ રીતે જણાય છે કે-તમારો અને માયા, મમતાનો સંબંધ જો કે ઘણા કાળનો છે પણ તે તમારા કુળને અનુરૂપ નથી.

વળી હે મારા પતિ! એ વિભાવદશામાં કર્મનો બંધ થાય છે અને થવાનો છે જેટલો કાળ વિભાવદશામાં રહેવાનું થશે તેટલો કાળ નવીન અશુભ કર્મબંધ કરી ચેતનજી ભારે થતા જવાના છે એમાં જરા પણ સંદેહ નથી, કારણ કે વિભાવદશામાં કર્મનો આકર્ષ બહુ થાય છે, તેથી તે દશામાં અનેક નિબીડ કર્મ બંધાતા જશે અને પછી તમને

---

* 'યહુ' ને બદલે ઉબે-ઉઠે એવો પાઠાંતર છે અર્થ એક જ છે

૨ ઉત=ત્યાં કાયા=શરીર કબન=કઇ જાત=જાતિના છે યહુ=તે સર્વ. જડ=અચેતન, પૌદ્ગલિક. જગવિખ્યાત=પ્રસિદ્ધ હકીકત છે કરમ=કર્મ ભરમ=ભ્રમ વિષવેલિ=ઝેરી વેલડીનો પરમ=ઉત્કૃષ્ટ નરમ=નમ્ર મેલિ=એકત્રિત

એટલા બધા ભૂલાવામા નાખી દેશે અને અત્યાર સુધીમા નાખી દીધેલા પણ છે કે વિભાવદશા કઈ અને સ્વભાવદશા કઈ તેનુ પણ તમને ભાન રહેશે નહિ અને તેથી એવા ભ્રમમા પડી જશો કે વિભાવદશાને જ સ્વભાવદશા માની લેશો વળી આ એક જ પ્રકારનો ભ્રમ નહિ પણ તેને યોગે તે દશામા બીજા પણ અનેક પ્રકારના ભ્રમો તમને થશે. જ્યાં સુખ મળવાની સ્વપ્ને પણ આશા નહિ હોય ત્યા સુખ શોધશો, અથવા અમુક કાર્યમા સુખ હશે કે નહિ તેનો અવ્યવસ્થિત વિચાર કરશો અરે! વાસ્તવિક સુખ શુ છે અને ક્યા છે અને કેમ મળે તેનો તમને વિચાર આવતો પણ અટકી જશે અને આવા અનેક ભ્રમમા તમે અવ્યવસ્થિતપણે ઘસડાયા કરશો. આ ઉપરાત વળી વિભાવદશામા તમને વિષયપિપાસારૂપ વિષવેલડીનો સગ થશે. વેલડીનો સ્વભાવ છે કે તે નિરતર વૃદ્ધિ પામ્યા કરે અને ઊંચી ચઢી તેના આશ્રિતને ચોતરફથી એવી વીંટી લે કે પછી આશ્રય પોતે ત્યાંથી-તેનાથી દૂર ખસી શકે જ નહિ. વિષયો ભોગવવાની ઇચ્છારૂપ આવી વિષવેલડી જે તમને ભ્રમને લીધે અમૃતવેલી લાગતી હશે તે તમને ચોતરફથી ઘેરી લઈ કોઈ પણ બાજુ જવા દેશે નહિ અને આખો વખત તમને પોતાના કબજામા રાખી મૂકશે.

આવી રીતે વિભાવદશામા કમભ્રમ અને વિષવેલડીનો સબધ છે અને તે પ્રત્યેક તમને અનેક પ્રકારના ત્રાસ ઉપજાવનારા છે, તમને રખડાવનારા છે, તમારી સ્વતત્ર વિચારશક્તિ પર મજબૂત કાબૂ મેળવી તમારી નિર્ણયશક્તિ, તુલનાશક્તિ અને ન્યાયબુદ્ધિને ઉડાવી નાખનારા છે, અને અહીં સ્વભાવદશામા પરમ નરમ મતિ જે હુ-સમતા તેની સાથે એકત્ર રગ જામે તેમ છે સમતા મહાઉત્કૃષ્ટ નમ્ર સ્વભાવની છે, એ તો તેના નામ ઉપરથી જ જણાય છે અને વળી તેની સાથે જ્યારે પ્રેમ થાય ત્યારે તે એવો રગ જમાવે છે કે એમા દ્વિધા ભાવ રહેતો જ નથી અને મનમા જરા પણ ભ્રમ કે શોક થતો નથી. આવી રીતે વિભાવદશામા અને સ્વભાવદશામાં શુ છે તે બતાવી સમતા ચેતનજીને એક વાર વધારે વિજ્ઞપ્તિ કરે છે કે-હે નાથ! તમે આપણે મદિરે પધારી આપણો પરિવાર કેવો છે તે જરા અવલોકન કરી જુઓ, આપે માયા મમતા સાથે સબધ કરી જોયો છે હવે જરા થોડો વખત એ જડ સબધ મૂકી તમારી ખાનદાની અને ઉચ્ચ કુળને યોગ્ય મારો સબધ કરો અને પછી તેનુ પરિણામ તપાસો.

ચેતનજીને ગળે એ હકીકત બરાબર ઉતરે તેટલા માટે સમતા હજુ પણ એ જ મુદ્દા પર સવિશેષપણે તેમનુ ધ્યાન ખેંચે છે

> उत काम कपट मद मोह मान, इत केवल अनुभव अमृत पान;
> आली कहे समता उत दुःख अनंत, इत *खेलहु आनंदघन वसंत किह० २

* ખેલહુને બદલે ખેલે એવો પાઠાંતર બી. મા. ની બુકમાં છે

૨ કામ-નાના પ્રકારની ઇચ્છા. કપટ-છળ. મદ-આઠ પ્રકારના અહંકાર. મોહ-અજ્ઞાન. માન-અભિમાન. આલી-સખી. અનંત-છેડા વગરનું ખેલહુ-ખેલે છે રમે છે વસંત-વસંતોત્સવ.

"ત્યાં (વિભાવદશામાં) નાના પ્રકારની ઇચ્છાઓ, છળકપટ, આઠ મદ, અજ્ઞાન અને અભિમાન છે અને અહીં (સ્વભાવદશામા) માત્ર કેવળ આત્મસ્વરૂપના બોધરૂપ અમૃતનું પાન કરવાનુ છે. સખી કહે છે કે-હે બ્હેન સમતા! ત્યા પાર વગરનુ દુઃખ છે અને અહીં આનંદરાશિ ભગવાન્ વસંતોત્સવ ખેલે છે."

**ભાવ**-વિભાવદશામાં અને સ્વભાવદશામા પાન કરવાનું હોય છે પણ બન્ને પીણામા તફાવત બહુ છે. એકમા વિવિધ પ્રકારની ઇચ્છાઓ થાય છે, મને આ વસ્તુ મળો, તે મળો એવી કામના વારંવાર થયા કરે છે, વસ્તુ પ્રાપ્ત થયા પહેલાં તેને માટે એવી દૃઢ ઇચ્છા રહે છે કે જાણે તે વગર ચાલી શકશે નહિ, વસ્તુ પ્રાપ્ત થયા પછી તે પરનો રાગ થોડા વખતમા ઉતરી જાય છે, તે પૌદ્ગલિક સર્વ વસ્તુઓ માટે અવલોકન કરી જોનારને જણાય તેમ છે, વળી એ દશામા અનેક પ્રકારના છળ, કપટ, છેતરપીંડી, દભ કરવા પડે છે, ખોટા રૂપ અને મુખાકૃતિ ધારણ કરવા પડે છે અને મનના વિચારો, ભાષાના વચનો અને કાયાની પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ વિરોધ અનુભવવો પડે છે, વળી એ દશામા જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય, તપ, વિદ્યા, બળ અને ધનના મદ થાય છે, તેમજ ત્યા અજ્ઞાનનું એટલુ બધું જોર રહે છે કે તેથી વિવેકચક્ષુ કદિ ઉઘડતા જ નથી અને વળી ત્યા અભિમાન પણ વારવાર થયા કરે છે. આવી રીતે વિભાવદશામા વિષય કષાયની પરિણતિ પ્રબળપણે વર્તે છે અથવા ષડ્રિપુ આ જીવ ઉપર વારવાર વિજય મેળવી પોતાનુ સામ્રાજ્ય સ્થાપન કરે છે, તેથી તેને વિભાવદશામા આવી ક્લિષ્ટ પરિણતિના રસનું પાન થાય છે અને તેનો કેફ ચડે છે પછી જેમ ભર્તૃહરી કહે છે તેમ—

आदित्यस्य गतागतैरहरहः सक्षीयते जीवितं, व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते।
दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते, पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूत जगत्॥१॥

'સૂર્યનો ઉદય થાય છે અને અસ્ત થાય છે, તેમ તેની સાથે જીવનનો ક્ષય થતો જાય છે, કામધધાની ધમાલમા કાળ પસાર થતો જાય છે તે જણાતુ નથી અને જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા અને વિપત્તિ જોઇને મનમા ત્રાસ પણ થતો નથી, ખરેખર મોહરૂપ પ્રમાદમદિરા પીને આ દુનિયા ગાડી થઇ ગઈ છે'

આવી રીતે અજ્ઞાનના કેફમાં આ પ્રાણી ગમે તેવું વર્તન કરે છે, ગમે તેવું બોલે છે અને ગમે ત્યા રઝળે છે, એના કાર્યમા એક તત્ત્વ દેખાશે નહિ, એના વિચારમા એકસરખાપણું પ્રાપ્ત થશે નહિ, એના વર્તનમા એક નિયમ દેખાશે નહિ. મદિરા-કેફથી મત્ત થયેલો મૂર્ખ જેમ અસ્તવ્યસ્તપણામા ડોલા ખાય એમ જરાકમા એને અભિમાનના શિખર પર ચઢેલો જોશો અને જરાકમા એને તરકટ-છળ-પ્રપચ કરતો જોશો, જરાકમા એ વિષયની ઇચ્છા કરશે અને જરાકમા પોતાની નાની વાતની મોટી બઢાઇ મારવા મડી જશે. વળી કોઈ

વાર વૈરાગ્યની વાતો ઉપર ઉપરથી કરવા લાગશે તો કોઈ વાર કામકથા, રાજકથા, દેશ કથામાં એકરંગી થઈ જશે. આવી રીતે ઢંગધડા વગરનું તેનું વર્તન એક મદિરા પીધેલ માણસની સાથે જ સરખાવી શકાય તેમ છે વિભાવદશામાં આવી રીતે કામ, કપટ, મદ, મોહ, માનનું પાન કરવાનું છે

અને હે નાથ ! આ સ્વભાવદશામાં તો માત્ર યથાર્થ સ્વરૂપજ્ઞાનના બોધરૂપ અનુભવ અમૃતનું જ પાન કરવાનું છે એમાં વસ્તુસ્વરૂપને તેના યથાર્થ આકારમાં બતાવી તેને તદ્રૂપે ઓળખાવી દેવું અને તે વિચારમાં આ જીવને મગ્ન રાખવો એ અનુભવજ્ઞાન છે તેમાં જેમ જેમ વિશેષ મગ્નતા થતી જાય છે તેમ તેમ તેની મીઠાશ વધતી જાય છે અને તેના પાનમાં અધિક અધિક આનંદ થતો જાય છે વિભાવદશામાં અજ્ઞાનતાનું જોર છે અને સ્વભાવદશામાં અનુભવઅમૃતનું પાન છે

સમતા કહે છે કે—હે સુમતિ ! વળી તે વિભાવદશામાં પાર વગરનું દુઃખ છે ત્યાં કર્મનો બંધ એટલો થાય છે કે તેને પરિણામે મહાદુઃખ સહન કરવાં પડે છે અને તે ભોગવતી વખતે વળી નવીન કર્મબંધ થાય છે અને એમ તેની ઉત્તરોત્તર શ્રેણી એટલી લાંબી લાંબી ચાલ્યા કરે છે કે તેનો છેડો આવતો નથી. જ્યાં કામમદ અને મોહનું જોર હોય, જેમાં અજ્ઞાનનું આચ્છાદન થઈ ગયેલ હોય ત્યાં પછી દુઃખનો છેડો કઈ રીતે આવી શકે એ સમજાય તેવું છે મતલબ વિભાવદશામાં દુઃખની પરંપરા ચાલ્યા જ કરે છે અને હે સખિ ! અહિં તો આનંદરાશિ ભગવાન પોતે વસંતોત્સવ ખેલે છે જેમ વસંત ઋતુમાં વિલાસી લોકો ફાગ હોરી ગાય છે અબીલ ગુલાલ ઉડાવે છે અને બીજા અનેક પ્રકારના આનંદ કરે છે, તેમ સ્વભાવદશામાં આનંદસમૂહ ભગવાન પોતે જ આનંદમાં ઉતરી પડે છે એટલે પછી ત્યાં દુઃખનું તો નામ જ રહેતું નથી આવી રીતે સ્વભાવદશામાં અને વિભાવદશામાં શું શું છે તે હે ચેતનજી ! તમે વિચારો.

નિજ સ્વરૂપે શાંત રસનું અથવા સુમતિનું સ્વરૂપ હે ચેતનજી ! તમે આવી રીતે વિચારો તમારા પરિવારને જુઓ. આ જ યોગી શ્રીઆનંદઘન મહારાજ શ્રી શાંતિનાથજીના સ્તવનમાં કહે છે કે—

આપણો ચેતન ભાવ જે એક ચેતનાધાર રે,
અવર સવી સાથ સંયોગથી એહ નિજ પરિકર સાર રે,
શાંતિજિન એક મુજ વિનતિ.

મારો આત્મા જ્ઞાન દર્શન સ્વભાવવંત છે, તે એક અદ્વિતીય સ્વરૂપમયી ચેતનાને આધારે આશ્રય કરી રહ્યો છે, એટલે કે ચેતનાને આધારે આત્મા આધેય છે અને એ ચેતના સિવાયનો બીજો સર્વ સાથ જે પુદ્ગલ સંબંધી શરીર પુણ્ય પાપ સુખ દુઃખાદિ સર્વ છે તે સંયોગજન્ય છે જ્ઞાનાદિક ગુણ સમવાય–તાદાત્મ્ય સંબંધે છે અને રાગ, દ્વેષ,

ક્રોધ, ઇચ્છા વિગેરે આરોપિત ધર્મ છે પણ આત્મસ્વભાવ નથી. એવી રીતે અગાઉની ગાથામાં કહેલા અને તે ઉપરાંત ખંતિ, મદ્દવ, અજ્જવ, શમ ઇત્યાદિને તારો પોતાનો પરિવાર તું જાણ '

આવી રીતે પોતાના પરિવારને ઓળખી લેવો એ ખરેખરું કાર્ય છે, એને વિશેષ પ્રકારે ઓળખવા માટે શ્રીઆનંદઘનજીનું બનાવેલું શ્રી શાંતિનાથજીનું આખું સ્તવન મનન કરીને વાચવું, વિસ્તારભયથી અત્ર તે દાખલ કર્યું નથી. તે સ્તવનથી બરાબર સમજાશે કે પોતાનો પરિવાર કયો છે અને તેનો અને ચેતનજીનો સબંધ કેવો છે એ સ્તવનમા જ્યારે 'અહો અહો હુ મુજને કહુ, નમો મુજ નમો મુજ રે' એ હકીકત કહે છે ત્યારે આખમા હર્ષાશ્રુ આવી જાય છે, કારણ કે ચેતનજીને વિચાર કરતાં કરતા એવા પરમાત્મભાવનો મેળાપ થઇ જાય છે કે અપરિમિત દાન આપનાર પોતાની જ ભેટ કરાવી આપે છે પોતાના આત્માને આવી રીતે નમવાનુ કહેવાનો જે અભિનવ વિચાર અત્રે બતાવ્યો છે તે ઉત્કૃષ્ટ સાધ્ય દશામા રમણુતા અને સુમતિનો સગ બતાવે છે. એટલા માટે હે ચેતનજી! તમારે તમારી જાતને નમવા યોગ્ય કરવી હોય તો તમારા પોતાના પરિવારને મળી જાઓ, તેને આદરો, તેની સાથે રમણ કરો, તેઓ સાથે ખેલ ખેલો અને તદ્રૂપ થઇ જાઓ અને કુલટાઓનો સગ છોડી દો, તેઓની વાત મૂકી દો, તેઓની છાયામા જવાનો ખ્યાલ પણ છોડી દો અને તેઓ સબંધી કથા, વાર્ત્તા, વિચાર, પૃચ્છા કે કલ્પનાનો પણ ત્યાગ કરો.

સુમતિ એટલે શુભ ક્રિયા કરવાની રુચિરૂપ પરિણુતિ-તે બારમા ગુણુસ્થાનક સુધી હોય છે. ત્યાર પછી ગુણુસ્થાનકમારોહમા સમતા બરાબર પ્રાપ્ત થાય છે અને તેથી પ્રવૃત્તિ કરાવનાર સુમતિની જરૂર રહેતી નથી સુમતિ સંબધી આ પદોમા વારંવાર ઉલ્લેખ આવે છે તે સંબધી એક પદ પન્યાસજી શ્રીગંભીરવિજયજીએ બનાવ્યુ છે તે વિચારવા યોગ્ય છે

રાગ વસત

પિચકારીન કાહેકો મારી, રે દઈ મારે લાલ પિચ૰
લાજકી ભરી કછુ કહી ન શક્ત હુ, સુખસે સુના દઉ ગી ગારી એ ચાલ
સુખદાયક સ્યાની ન ધારી, રે સુમતિ સગ સદા એ આંકણી.
મૈત્રી પ્રમોદ હી કરુણા ગમત હૈ, જગજીવન ભીતિ નીવારી રે. ૧
ન્યાય યથારથ વચન વદત હૈ, હિત મિત મધુર ઉચારી રે ૨
ન કિયો ન કરાયો નિજીવ ગહત હૈ, દત્ત અસન જલ વસતિ વિહારી રે ૩
દેવ પશુ નર કામ તજત હૈ, ત્રિકરણુ બ્રહ્મ સભારી રે ૪
અનિચ્છક ધર્મ સાધન હિ ધરત હૈ, મ ગ્રહ સર્વ નીવારી રે ૫
રાગ દ્વેષ ઉપાય હરત હૈ, સહે શીત ઉષ્ણુ અવિકારી રે ૬
યસી સુમતિ જિનવચન પીયત હૈ, કરે ગભીર ભવોદધિ પારી રે ૭

આવી સુમતિની સંગતિ કરવી, તે દ્વારા નિજ પરિવારને ઓળખવા અને વધુ દ્વારા ગુણસ્થાન પર ક્રમે ક્રમે આરોહ કરી અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવા દૃઢ ભાવના રાખવી અને તે પણ નિરંતર રાખવી, નહિ તો વિભાવદશાનું જોર એટલું બધું છે કે ગમે તે વખતે તે સુમતિ અને તેના પરિવારને હાંકી મૂકી તમારા ઉપર પોતાનું સામ્રાજ્ય એવું સ્થાપન કરશે કે ઘણા વખત સુધી તમે સુમતિને યાદ પણ નહિ કરી શકો હવે એ વિભાવદશામાં પડી ગયેલા ચેતનજી કેવા કઠોર થઈ ગયા છે તેને ઉદ્દેશીને આવતા પદમાં શુદ્ધ ચેતના કહે છે તે વિચારવા યોગ્ય છે તેનો આશય પતિને નિજ મંદિરે પધરાવી, નિજ પરિવારને ઓળખાવી નિજસ્વરૂપ પ્રાપ્ત કરાવવાનો અને પરઘર ભટકવાનું બંધ કરાવી કુલટાઓનો સંગ છોડાવવાનો છે

લગભગ આ પદમાં બતાવ્યો છે તેને મળતો ભાવ બતાવનારું એક પદ શ્રીમદ્ યશોવિજયજીએ રચ્યું છે તે પણ વિચારવા યોગ્ય છે

ચેતન મમતા છાંડ પરીરી છાંડ પરીરી દૂર પરીરી, ચેતન
પર રમણીશું પ્રેમ ન કીજે આદરી સમતા આપ વરીરી. ચેતન૦ ૧

મમતા મોહ ચંડાલકી બેટી સમતા સંયમનૃપ કુંવરીરી;
મમતા મુખ દુર્ગંધ અસત્ય, સમતા સત્ય સુગંધી ભરીરી. ચેતન૦ ૨

મમતાસેં લરતે દિન જાવે, સમતા નહિ કોઉ સાથ લરીરી;
મમતા હેતુ બહુત હૈ દુશ્મન, સમતા કે કોઉ ન અરિરી. ચેતન૦ ૩

મમતા કી દુર્મતિ હૈ આલી, ડાકિની જગત અનર્થ કરીરી;
સમતાકી શુભ મતિ હૈ આલી પરઉપકાર ગુણે સમરીરી. ચેતન૦ ૪

મમતા પુત્ર ભયે કુલખંપન, શોક વિયોગ મહામચ્છરીરી;
સમતા સુત હોવેગો કેવલ, રહે દિવ્ય નિશાન ધુરીરી. ચેતન૦ ૫

સમતા મગન રહે જો ચેતન, જો એ ધારે શીખ ખરીરી;
સુજસ વિલાસ લહેગો તો તું ચિદાનંદઘન પદવી વરીરી. ચેતન૦ ૬

શ્રીઆનંદઘનજી મહારાજનું પદ વાંચ્યા પછી આ પદના અર્થમાં તુરત જ પ્રવેશ કરી શકાય તેમ છે ઉપરોક્ત પદમાં સમતા અને મમતાનો તફાવત બતાવી ખરો ભાવ ઝળકાવવા પ્રયત્ન કર્યો છે બન્ને યોગના વિષય પર લખનારાઓ એક જ વિષયમાં કેવી જૂદી જૂદી શૈલી આદરે છે તે પણ આ પરથી જણાઈ આવે છે બને મહાત્માઓના સંબંધમાં વિશેષ ઉલ્લેખ ઉપોદ્ઘાતમાં લેવામાં આવશે. અત્ર જે ભાવ તેઓએ પ્રગટ કર્યો છે તે વારવાર વિચારવા યોગ્ય છે સમતા, મમતાના આવિર્ભાવો અને સ્વભાવ તેમજ વિભાવદશાના આવિર્ભાવોનું દર્શન કરી તેઓમાંથી કોનો આદર કરવો અને કોનો ત્યાગ કરવો તેનો-મતલબ હેય ઉપાદેયનો-નિશ્ચય કરવો પ્રસ્તુત વિષય ઉપર દૃઢ નિશ્ચય કરી આત્મજીવનનો છેવટનો નિર્ણય કરવાનો આ અવસર ચૂકવા જેવો નથી.

લડી. ‡ દુશ્મન + સખી. ÷ થયા, થાય છે × કુળને કલંક લગાડનાર

# પદ બત્રીસમું

રાગ રામેરી

पीया तुम, निठुर भये कयुं ऐसे. निठुर०
मैं तो मन वच क्रम करी राउरी,
राउरी रीत अनेंसे. पीया तुम० १

"હે પતિ! તમે આવા કઠણ કેમ થઈ ગયા છો ? હું મન વચન કાયાએ કરી આપની છું અને તમારી રીતિ જ ગ્રહણ કરું છું."

**ભાવ**—આ શ્રી આનંદઘનજીનું પદ બહુ અર્થઘટનાવાળું અને નૂતન પ્રકારનુ છે, એનો આશય સમજવો અતિ મુશ્કેલ છે એના પર બે ટબા પણ મળી આવ્યા છે. તે અર્થ અને મારા ગુરુ મહારાજે બતાવેલો અર્થ અત્ર કરવામા આવ્યો છે અને તે સ્ફુટ કરવા વિવેચન કરવામા આવ્યુ છે તે વિચારવા વિનતિ છે.

ઉપર્યુક્ત એકત્રીશમા પદમાં સુમતિ ચેતનજીને નિજ પરિવાર જોવાની વિજ્ઞપ્તિ કરે છે અને તેની સાથે સ્વભાવદશામા અને વિભાવદશામા શું શુ વસ્તુસ્થિતિ છે તેનું તેને દિગ્દર્શન કરાવે છે. એ સર્વનો આશય પતિ માયા, મમતાની સોબતમા કુછંદે પડી ગયા છે તે માર્ગથી તેમને છૂટા પાડી શુદ્ધ ચેતનાના અતિ પવિત્ર માર્ગ તરફ પ્રયાણ કરાવવાનો છે. ઉપરના પદમા જે સ્વરૂપ બતાવ્યું તેથી પણ ચેતનજી સમજ્યા નહિ ત્યારે હવે કાઇ વિનતિરૂપે અને કાંઇક અતિ માયાળુપણે સુમતિ ચેતનજીને કહે છે અને તે વખતે તેની સખી શ્રદ્ધા પાસે ઊભી છે.

હે મારા નાથ! તમે આવા કઠોર કેમ થયા છો ? મે તમને આગળ મમતા, માયાનુ કુટિલપણું બતાવ્યુ, વિભાવદશાનુ વિભાવપણું બતાવ્યું અને શુદ્ધ દશાનું મહત્ત્વ બતાવ્યું, છતા તમે તો મારા સામું જોતા પણ નથી! ખરેખર! મારા નાથ! આપ આટલા બધા કઠોર શા કારણે થયા છો? તમે મારી સામું તો જુઓ હું તો મન વચન કાયાએ કરીને તમારી જ છું, હું મનમા તમારુ જ ધ્યાન કરુ છું, વચનથી તમારો જ જાપ કરું છું અને મે શરીર તમને જ અર્પણ કરી દીધુ છે હુ તમારી સર્વ રીતિઓ અંગીકાર કરું છું, તમને જે વસ્તુઓ તત્ત્વત હિતકારી હોય તેને હું ગ્રહણ કરુ છુ, તમારા પવિત્ર સગાઓ સાથે જ સગપણ રાખુ છુ અને શુદ્ધ દશામા તમે જેવા પવિત્ર છો

---

૧ પીયા=પતિ નિઠુર=કઠોર, સખત, બેશરમ ભયે=થયા કયુ=શામાટે ઐસે=એવા મેં=હું. ક્રમ=કાયા, શરીર રાઉરી=આપ સાહેબની, રાજાની, તમારી રીત=રીતિ અનેસે=ગ્રહણ કરીશ અથવા અન એસી એટલે એવી નથી

તેવી જ હું પવિત્ર છું આવી આપની પરમ પવિત્ર સાધ્વી પતિપ્રાણા સ્ત્રી તરફ આપ કઠોર કેમ થઇ ગયા છો ?

અથવા હું મન વચન કાયાએ કરીને આપ સાહેબની છું અને આપની રીત તેવી નથી, મતલબ હું આપના પાલવને પકડતી આવું છું અને આપ મારી દરકાર નહિ કરતા મારાથી ઉલટી રીત ગ્રહણ કરી મારી સામું પણ જોતા નથી. હે નાથ ! આપ આવા કઠણ હૃદયના શા માટે થયા છો ? આપને આ પ્રમાણે વર્તન ચલાવવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી. 'એક પખી કેમ પ્રીતિ વરે પડે, ઉભય મિલ્યા હુવે સંધી' એ વાત આપ જાણો છો. હું આપના તરફ આટલો બધો રાગ બતાવું અને આપ મારા તરફ બેદરકારી રાખો એ કઇ રીતે યોગ્ય ગણાય તેનો આપ જરા વિચાર તો કરો. અને વળી આપ મને તુચ્છકારી કોઈ સુસ પતિપ્રાણા સ્ત્રીની સોબત કરતા હો તો તો તે વાત કંઇક પણ ઉચિત ગણાય, પણ આપ તો કુલટાઓના મંદિરમાં રખડ્યા કરો છો, જે કુલટાઓ તમારી રીતિ કદિ ગ્રહણ કરવાની નથી, જેમણે અત્યાર સુધી કદિ તેવી રીતિ ગ્રહણ કરી પણ નથી, તેવી સ્ત્રીઓની સોબતમાં આપ પડ્યા છો તેથી આપ મારી હકીકત તરફ જરા ધ્યાન આપો અને જ્યારે હું આપના પર અતુલ્ય પ્રેમ રાખું છું ત્યારે આપ તદ્દન બેશરમ ન થાઓ. આપને ઓળભો આપીને આટલું કહું છું તે ખાતર પણ મને ખેદ થાય છે, પણ હે નાથ ! હવે મારા મનમાં જે વિચાર થાય છે તે આપને જણાવી દેવા ઉચિત ધારીને જ આટલું કહું છું

'અનુભવ હમતો રાવરી દાસી' એ તેરમા પદમાં આ વિચાર ઘણી સ્પષ્ટ રીતે બતાવ્યો છે તે તરફ વાચકનું ધ્યાન ખેંચવામાં આવે છે.

फुल फुल *भमर कीसी भाउरी भरत हुं, निबहे प्रीत क्युं ऐसे;
मैं तो +पीयुसें ऐसी मीलि आली, कुसुम वाससंग जैसे पीया तुम० २

" ફૂલે ફૂલે ભમરાની જેમ હું પ્રદક્ષિણા દઉં છું, પણ એવી રીતે પ્રીતિ કેમ નભાવવી ? હે સખિ ! હું તો પતિ સાથે એવી રીતે મળી છું કે જેવી રીતે ફૂલ તેની વાસ સાથે (મળી ગયેલ હોય તેમ) "

ભાવ–વળી હે મારા નાથ ! ગુલાબ ચંપો મોગરો, માલતી કે એવા એવા બીજા

* ભમરને બદલે ક્વચિત્ ભવર [illegible]
+ પીયુસેંને બદલે ક્વચિત્ પિયસે [illegible]
૨ [illegible]

સુગંધી ફૂલની સુવાસથી આકર્ષાઇ ભ્રમરો જેમ ફૂલની આસપાસ અને ચોતરફ ચક્કર લીધા કરે, જરામાં તેની ઉપર આવે, વળી એક બાજુમા જાય, વળી બીજી બાજુમા જાય, અને તેની પરના પ્રેમને લીધે તેના ફરતી પ્રદક્ષિણા ફર્યા કરે, તેવી રીતે હું તો મારા નાથ પરના પ્રેમથી આકર્ષાઇ તેમના ફરતી, તેમની આજુબાજુ, તેમની ઉપર ચોતરફ ફર્યા કરું છુ, તેમના પ્રેમમા મસ્ત થઈ તેઓશ્રીની ઓળગે જાઉં છું, અને આટલું કરતાં છતા પણ પતિ તો મારી સામું જોતા પણ નથી. ત્યારે હવે મારે તે પ્રીતિનો નિભાવ કેવી રીતે કરવો ? આપણે ઉપર પડતા જઈએ અને પતિ લાત મારે, સામું પણ ન જુએ ત્યારે હવે પ્રીતિનો નિર્વાહ શી રીતે કરવો ? પ્રીતિના નિયમ પ્રમાણે બન્નેનું મન હોય તો જ પ્રીતિ વધે છે, નહિ તો પ્રીતિ નભતી પણ નથી તો વધે તો કેવી રીતે ? એકપખી પ્રીતિ લાંબો વખત ચાલતી નથી એ સુપ્રસિદ્ધ નિયમ છે.

આટલી હકીકત સાભળી શ્રદ્ધા સખી જે બાજુમા ઊભી હતી તેણે સુમતિને કહ્યું કે– " સખિ ! તમે કહો છો કે ' શવરી રીત અનૈસેં ' પણ અત્યાર સુધીમા તમે તમારા પતિથી કાંઇ જૂદાઇ જણાવી હશે અને તેથી પતિ કદાચ રુઠ્યા હશે અને તમારા પર મન નહિ લગાવતા હોય " શ્રદ્ધા સખીના આવા વચન સાભળી સુમતિ તેનો પ્રત્યુત્તર આપે છે.*

હે સખિ ! હુ તો પતિ સાથે એવી મળી રહી છુ કે જેવી રીતે ફૂલ–પુષ્પ તેની વાસ સાથે મળી ગયેલ હોય. ફૂલ અને તેની સુવાસ જેમ જૂદા નથી, ઘટ અને ઘટત્વ જૂદા નથી, અત્તર અને અત્તરની સુગધી જેમ જૂદી નથી, તેમ હું સુમતિ મારા પતિ સાથે એકરૂપે મળી રહી છું. મારા મનમા તેમના સંબધી જ વિચાર આવે છે, મારા વચનમા તેમના ગુણાનુવાદ અને ગુણોત્કર્ષ આવે છે, મારું શરીર તેમને જ અર્પણ છે, મારામાં તેમના સિવાય અન્યનો સકલ્પ પણ નથી ટૂકામા હુ તો તેમનામય છુ, તદ્રૂપ છુ, તત્સ્વરૂપ છુ મે કદિ પણ એમના તરફ ભિન્નભાવ બતાવ્યો નથી, મારી કદિ પણ તેમના તરફ અરુચિ થઈ નથી, મારુ મન કદિ અન્ય પુરુષ તરફ ગયુ પણ નથી તેઓ ગમે તેવી કુલટાઓનાં ઘરે જાય, તેઓને બોલાવે, તેઓ સાથે વિલાસ કરે તેમ છતા પણ મે પતિ તરફ કદિ ઉપેક્ષા કરી નથી તેઓ જ્યારે મારે મદિરે પધારે છે ત્યારે તેઓની સાથે હુ એકરૂપ થવા તૈયાર જ રહુ છુ, અત્યારે પણ તૈયાર છું અને ભવિષ્યમા કદિ તેમનાથી વિપરીત થવાની નથી આટલુ બધુ કરતા છતા પણ નાથ મારાથી તદ્દન વિરુદ્ધ વર્ત્યા કરે છે, મારી તરફ જરા પણ પ્રેમ દર્શાવતા નથી એનું કારણ શુ હશે ? તે હે સખિ ! વિચાર કરવા યોગ્ય છે હુ તો સ્પષ્ટ રીતે કહુ છુ કે–મારો અને મારા પતિનો ફૂલ અને તેની વાસની પેઠે અભેદ છે, અને મારામા કદિ દ્વિધાભાવ થવાનો નથી.

---

* આવી રીતે શ્રદ્ધા સાથે વાતચીત થાય છે એવો અર્થ કરવો જ યુક્ત થશે કારણ પ્રથમ ગાથા પતિને ઉદ્દેશીને લખી છે અને આ ગાથામા **આલી** શબ્દ આવે છે તેનો તે વગર બીજી કોઈ રીતે ખુલાસો થઇ શકતો નથી ટબાકાર પણ એ જ રીતે અર્થ કરે છે

*ऐठी सान कहापर एती, नीर +निवाहिये भैंसे,
गुन अवगुन ×न विचारो आनंदघन, कीजियें तुम †हो वैसे पीया तुम०

" એને જગતનો એઠવાડ જાણો, શા ઉપર એટલી બધી ( મમતા તેના પર રાખો છો ! ) ( તેમ કરીને તમે ) ભેંસવડે પાણી વહો છો. હે આનંદઘન પ્રભુ ! ગુણ અવગુણનો વિચાર નથી કરતા, તમે જેવા ( શુદ્ધ સ્વરૂપે ) હો તેવી મને કરો "

**ભાવ**—આ ગાથાનો અર્થ કરવામાં ઘણી મુશ્કેલી પડી છે પ્રથમ અર્થ પ શ્રી ગંભીરવિજયજીએ બતાવ્યો તે પ્રમાણે લખું છું ટબાકારનો અર્થ ત્યાર પછી આપવામાં આવશે. આ બન્ને અર્થ વિચાર કરવા માટે રજૂ કર્યાં છે કોઈ નવીન અર્થનો ખુલાસો વાંચનારને થાય તો જણાવવા વિજ્ઞપ્તિ છે

સુમતિ ચેતનજીને હવે કહે છે કે–હે નાથ ! આ માયા મમતા–ભોગદશા એ તો જગતનો એઠવાડ છે, કચરો છે, ઉકરડે નાખવા યોગ્ય છે તમારા ભોગની પ્રત્યેક વસ્તુઓનું પૃથક્કરણ કરી જોશો તો તમને જ જણાશે કે એ વસ્તુઓ અનેક પ્રાણીએ અનંતી વાર ભોગવી છે, તમારી માયા મમતા સ્ત્રીઓ પ્રત્યેકને ઘરે રખડે છે અને પોતાને ઘરે આવનાર દરેક સાથે વિલાસ કરે છે–આવા જગતના એઠવાડ ઉપર તમારે આવડી બધી પ્રીતિ શી ! એવા એઠવાડને તો ઉકરડે નાખવો ઘટે, તે તો ગટરમાં ફેંકી દેવા યોગ્ય ગણાય, તેને બદલે તમે તેને ચાટવા જાઓ છો, ઉલટી (વમન) કરીને ફેંકી દેવા યોગ્ય વસ્તુને તમે ચુંબન કરો છો ! માંસગ્રંથિઓને હાથમાં લઈને તેમાં મોહ પામો છો ! મળ મૂત્રના ભંડારને આલિંગન કરો છો ! અરે ! મારા નાથ ! તમે જરા વિચારો તો ખરા કે તમે કયે રસ્તે ઉતરી ગયા છો ! ખરેખર તમારા જેવા શુદ્ધ નિરંજન નિર્લેપ ચિદાનંદઘન સ્વરૂપી ચેતનજી આવા પદાર્થ પર અને આવી વસ્તુઓ પર પ્રેમ રાખી રહ્યા છે તેથી અત્યારની તમારી સ્થિતિ જોતા મારે કહેવું જોઈએ કે–તમે એક પખાલીના પાડા છો અક્કલ વગરના અને યંત્રની જેમ કામ કરનાર પખાલીના પાડામાં જેમ દીર્ઘ દૃષ્ટિ ન હોય તેવા તમે પુદ્ગલપ્રીતિથી થઈ ગયા છો. એને લઈને પછી ગુણ અવગુણનો વિચાર પણ કરતા નથી; તમે જોતા નથી કે માયા મમતાની સાથે રહેવામાં તમને પોતાને કેટલું નુકસાન થાય છે અને સુમતિ સાથે–મારી સાથે રહેવામાં કેટલો લાભ થાય છે. આ સર્વ હકીકત આપ

---

* એઠી નન કહાપર એતી એ પંક્તિમાં ત્રણ પાઠાંતરો છે જાન શબ્દે ઘાન છે એઠી નનિ કહાપર એતી એવો પણ પાઠ છે

\+ નિરવહિયેને બદલે નરવહિયે એવો પાઠ એક પ્રતમાં છે

× ૧ ન અને હો શબ્દ ત્રીજી તથા ચોથી પંક્તિમાં અનુક્રમે આવે છે તે કેટલીક પ્રતોમાં મૂકી દીધા છે

† ...[illegible]..., કચરો. નનમાનવું કહાપરત્વ માટે એનીએટલી બધી. નીરઃપાણી. નિર્વહિયેનિસ્તારીએ, વહન કરીએ. નન–ભેંસ. કરીએ/પધારીએ. તસે...[illegible]

વિચારમાં લેતા નથી, ગ્રાહ્યમાં પણ લેતા નથી, એમા આપની મોટી ભૂલ થાય છે. આપ ન કરવા યોગ્ય કરો છો, ન જવા યોગ્ય સ્થાનકે ભટકો છો અને આપના શુદ્ધ પ્રેમીને તિરસ્કારો છો. હે નાથ! હવે તો મારી વિજ્ઞપ્તિ છે કે-તમે તમારી શુદ્ધ દશામા જેવા છો તેવા પ્રગટ થાઓ અને મને પણ તેવી કરો. હે આનંદઘન નાથ! મને હવે આપના શુદ્ધ સ્વરૂપમા સમાવી દો. આપ હાલ કઠોર થયા છો તેથી મને બહુ ખેદ થાય છે હું મન વચન કાયાથી આપની જ છું, આપની સર્વ રીતિ ગ્રહણ કરવાવાળી છું અને ગ્રહણ કરવા તૈયાર છું.

આ પ્રમાણે અર્થ કર્યો છે તે વિચારવા યોગ્ય છે. આખા પદનો આશય તો બન્ને અર્થમાં એક જ આવે છે કે ચેતનજીએ માયા મમતાનો પ્રસંગ મૂકી શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા ઉદ્યમ કરવો તે સર્વ પ્રકારે ઇચ્છવા યોગ્ય છે, પણ તેની દલીલો જુદા જુદા દૃષ્ટિબિંદુથી થાય છે. *ટબાકારે જે અર્થ લખ્યો છે તે પણ સમજવા યોગ્ય છે

"હે ચેતન! તમે શા ઉપર અટકી જાઓ છો (અથવા અવગુણ માનો છો), પાડાથી પાણી લાવીએ. હે આનંદઘન! ગુણ અવગુણનો વિચાર ન કરો અને તમે જેવા છો તેવી મને કરો."

**ભાવ**—હે ચેતનજી! મારા પતિ! મારા શિરછત્ર મુકુટમણિ પ્રિય પ્રાણનાથ! હું તમારા તરફ આટલો પ્રેમ રાખુ છું, તમારા તરફ આકર્ષાઇને ચાલી આવુ છું અને તમે આટલા બધા મારા તરફ કઠોર કેમ થઈ ગયા છો? તમે મારી પાસે આવતા અટકી કેમ જાઓ છો? હે મારા પ્રભુ! મેં તો તમારું કાંઈ બગાડ્યુ નથી અને તમે મારો અવગુણ શા કારણે માનો છો? હુ આપની પાસે જેટલી વાત કહુ છુ તેટલી આપણા બન્નેના હિતની અને ખાસ કરીને તમારા લાભની કહુ છુ તે શિખામણની વાત સાભળવાને બદલે તમે મારા સામું આવી વક્ર દૃષ્ટિએ શા માટે જુઓ છો? આપનું શુભ ઇચ્છવા અંગે મારી તરફ પ્રેમ બતાવવાને બદલે તમે મારાથી એઠ્યા શા માટે જાઓ છો? એટલે મારા તરફ ગુસ્સાની નજરે શા માટે જુઓ છો? પખાલના પાણીનુ વહન સાધારણ રીતે બળદથી થાય છે, પણ કોઈ વખત બળદ હાજર ન હોય તો પાડાથી પણ કરવામા આવે (ઘણી જગ્યાએ બળદને બદલે પાડા ઉપર પખાલનું પાણી લાવવાનો રિવાજ છે) એટલે આપનો પ્રેમ શુદ્ધ ચેતના તરફ થતો હોય તો તમને તે બહુ આગળ વધેલી સ્થિતિમા પ્રાપ્ત થાય તેમ છે અને મારો અને તમારો સંબંધ તો દશમા ગુણસ્થાનક સુધી જ રહેવાનો છે તેથી તમે મારા તરફ પ્રેમ બતાવતા ન હો તો હે નાથ! એમા આપ યોગ્ય કરતા નથી એ તો કોઈ વખત શુદ્ધ

* એઠી=અટકી, અવગુણ માનો છો જાનને બદલે આ અર્થમા જાવ એવો પાઠ છે કહાપર=શા ઉપર એતી=આટલા નીર=પાણી નિવહીએ=લાવીએ ભૈસે=પાડાથી તૈસી=તેવી

ચેતના ન મળે તો સુમતિથી કામ ચલાવવું જોઈએ. તમારે પાણીનું કામ છે, તમારી દશા સુધારવાનું કામ છે, તેથી પખાલ પાડાથી આવે છે કે બળદથી આવે છે તેને માટે આપે વિચાર કરવો યોગ્ય નથી. આપને રોટલાનું કામ છે, ટપટપનું કામ નથી. આપ મારા અને શુદ્ધ ચેતનાના ગુણ અવગુણનો વિચાર ન કરો. આપને શુદ્ધ ચેતના ન મળે તો મારાથી નિર્વાહ કરો અને આપની સ્વરૂપદશા પ્રાપ્ત કરવામાં જેટલી બની શકે તેટલી આપની સેવા કરવાનો લાભ આપો. આપ જાણો છો કે દસમા ગુણસ્થાનક સુધી કષાયનો આવિર્ભાવ છે તેને દૂર કરવા માટે સમતાભાવની જરૂરિયાત છે, તેથી આપ એવો વિચાર ન કરો કે આ સુમતિ આગળ જતાં તો કાંઈ કામની નથી. અત્યારે ખરેખરી સહચારિણી તરીકે આપની સેવા બજાવનાર હું છું અને મારા સંબંધથી આપને ઘણા પ્રકારના લાભ થવાના છે એ નિર્વિવાદ હકીકત છે, તેથી મારા અને શુદ્ધ ચેતનાના ગુણ અવગુણનો વિચાર કર્યા વિના જેવા તમે તમારા શુદ્ધ સ્વરૂપમાં છો તેવી મને કરો. આવી રીતે સુમતિ પતિને કહે છે કે–હે નાથ! વિભાવદશામાં પડી જઈ આપ મારા તરફ નિષ્ઠુર થયા છો તે નિષ્ઠુરતા હવે બંધ કરો અને આપ કોઈ મારો અવગુણ જોતા હો તો તે મને બતાવો કે જેથી હું આપની ઇચ્છાને માન આપું અને મારી ભૂલ સુધારું. બાકી મારામાં અને શુદ્ધ ચેતનામાં કાંઈ ફેરફાર જોઈ, મારો અવગુણ ગ્રહણ કરી, મને તજી દેવી અને તેને બદલે માયા-મમતાને ગ્રહણ કરવી એ તો કોઈ પણ રીતે ઇષ્ટ નથી. હે નાથ! મારામાં કાંઈ અવગુણ હોય તો તે સુધારી મને તમારા સ્વભાવમાં મેળવી લો અને મને આપના જેવી કરો.

આ આખું પદ આંતરદશાના ખપી જીવને ઊંડા હૃદયમાં અસર કરનાર છે. એમાં એટલો ઉત્કૃષ્ટ ભાવ બતાવ્યો છે કે તેની ખરેખરી ખૂબી સમજવા માટે આંતરદશાને યોગ્ય થવું જોઈએ. જુદાં જુદાં પદોમાં સુમતિ પતિને શુદ્ધ દશામાં આવવા માટે અનેક દૃષ્ટિબિંદુથી હકીકત રોશન કરે છે અને તે પતિને પોતા તરફ કઠોર શા માટે થયા છે તેનાં કારણો પૂછતાં એક તદ્દન નવીન આકારમાં હકીકત રજૂ કરે છે. જો તેઓ પોતાની અને શુદ્ધ ચેતનાની વચ્ચેના નજીવા તફાવત ઉપર મક્કમ રહી પોતા ઉપર ગુસ્સે થયા હોય તો તેમ ન કરવા વિજ્ઞપ્તિ કરે છે. આ ભાવ કવિની પ્રતિભાશક્તિ બતાવે છે. સુમતિ અને શુદ્ધ ચેતના વચ્ચેનો તફાવત એટલો સૂક્ષ્મ અને એટલો આગળ વધેલી સાધકદશામાં પ્રાપ્ત થાય છે કે તેને લઈને ચેતનજી સુમતિ તરફ પરાઙ્મુખ રહેતા હોય એમ ધારી લઈ તેને તેમ નહિ કરવા વિજ્ઞપ્તિ કરવી, માયા મમતાનો સંગ મૂકી દેવા સમજાવવું એ ચેતનજીની વર્તમાન વિભાવદશા તરફ એવો આ કતરો ફટકો મારનાર છે અને ચેતનજીને તેથી એવી વિદ્વત્તાભરી રીતે મૂર્ખ બનાવે છે કે એનું રહસ્ય સમજ્યા પછી મનમાં એક પ્રકારનો આનંદ આવે છે.

આખા પદનો ભાવાર્થ એ છે કે ચેતનજીએ સ્વભાવદશા અને વિભાવદશાનું સ્વરૂપ વિચારી, બંનેનો વાસ્તવિક રંગ કેવો છે તેનો ખાસ નિર્ણય કરી, જેથી પોતાનું વર્તન

વાસ્તવિક હિત થાય તે માર્ગ આદરવો, વિભાવનું જોર થઇ જવા દેવું નહિ અને સ્વભાવ-ને પ્રગટ કરવા બની શકે તેટલો અને બની શકે તેટલી દિશાએથી જરૂર પ્રયત્ન કરવો. આ જીવનનું તે કાર્ય છે અને તેની સફળતામા જીવનયાત્રાની સફળતા છે. આનંદઘન અને સુમતિ એક થાય, એક થવા માટે બનતો પ્રયાસ કરે, પ્રયાસ કરવા માટે યોગ્ય સામગ્રી એકઠી કરે અને એ પ્રત્યેક સાધ્ય માટે જેટલો બની શકે તેટલો પ્રગતિ તરફ પુરુષાર્થ થાય એ ખરુ જીવનનિર્વહન છે, એના પ્રયાસમા આનંદ છે અને એની પ્રાપ્તિ-મા સાધ્યબિંદુનું લક્ષ્યસ્થાન છે.

---

## પદ તેત્રીસમું

રાગ ગોડી

**मिलापी आन मिलाओ रे, मेरे अनुभव मीठडे मित्त. मिलापी०**
**चातक पीउ पीउ पीउ *रटे रे, पीउ ×मिलावे न आन;**
**जीव पीवन पीउ पीउ करे प्यारे, जीउ नीउ आन ‡ए आन. मिलापी० १**

"મારા અનુભવ મીઠા મિત્ર ! મેળાપ કરી જાણનાર ! (પતિને) લાવીને મેળવી આપો ચાતક પીઉ પીઉ કરે ( તેમ હુ પતિ પતિ રટું છુ ) (પણ) પતિને લાવીને મેળવી આપતા નથી, મારો જીવ ( પ્રેમરસ ) પીવાને તરસ્યો થઇને પીઉ પીઉ કરે છે, હે પ્યારા ! મારા જીવનરૂપ તેમને લાવ, લાવ."

**ભાવ**-એક વિરહી સ્ત્રી પોતાના પતિનો વિયોગ સહન કરી શકતી ન હોવાથી પોતાના પવિત્ર પ્રેમ રાખનાર ગોઠીયા પાસે જઇ તેને વિજ્ઞપ્તિ કરે કે 'હે બંધુ ! તમે મારી દશા તો જુઓ ! મારા પતિ પર હુ શુદ્ધ પ્રેમ રાખુ, તેઓની ખાતર મારુ સર્વ સુખ તજુ, તેઓ ઉપર મારા પ્રાણ પાથરુ, તેઓના વિરહથી રાતના ઊંઘ પણ ન લઉં છતા તેઓ મારે ત્યા પધારતા નથી, મારો ઘણા કાળનો વિયોગ દૂર કરતા નથી, માટે

---

* રટેરેને બદલે 'કરે રે' એવો પાઠ બે પ્રતમા છે, રટે શબ્દ લેવામા પીઉનો ભાર વધારે આવે છે તેથી એ પાઠ મૂળમા જાળવી રાખ્યો છે

× મિલાવેને બદલે 'મિલાવો' અથવા મિલાવ પાઠો છે એ શબ્દનો કયો અર્થ કરવો તેના પર પાઠાંતરનો અત્ર આધાર છે

‡ 'આનિ અવાનિ' એવો પાઠ બે પ્રતોમા છે એનો અર્થ સમજાતો નથી આનિ=એટલે લાવ અને અવાનિ=અર્વાગ્, જલદી એવો અર્થ ઘટી શકે ખરો તે વિચારવા યોગ્ય છે

૧ મિલાપી=મેળાપ કરી જાણનાર, કરી આપનાર આન=લાવીને, મિલાવો=મેળવી આપો. મીઠડે=મીઠા, દીલોજાન મિત્ત=મિત્ર, દોસ્ત મિલાવે=મેળવી આપે આન=આણીને, લાવીને પીવન=પીવાને માટે તરસ્યો થયો થકો જીઉ નિઉ=મારા (નિજ) જીવનરૂપ . એ=એને, મારા પતિને

ચેતના ન મળે તો સુમતિથી કામ ચલાવવું જોઈએ. તમારે પાણીનું કામ છે, તમારી દશા સુધારવાનું કામ છે, તેથી પખાલ પાડાથી આવે છે કે બળદથી આવે છે તેને માટે આપે વિચાર કરવો યોગ્ય નથી. આપને રોટલાનું કામ છે, ટપટપનું કામ નથી. આપ મારા અને શુદ્ધ ચેતનાના ગુણ અવગુણનો વિચાર ન કરો. આપને શુદ્ધ ચેતના ન મળે તો મારાથી નિર્વાહ કરો અને આપની સ્વરૂપદશા પ્રાપ્ત કરવામાં જેટલી બની શકે તેટલી આપની સેવા કરવાનો લાભ આપો આપ જાણો છો કે દસમા ગુણસ્થાનક સુધી કષાયનો આવિર્ભાવ છે તેને દૂર કરવા માટે સમતાભાવની જરૂરિયાત છે, તેથી આપ એવા વિચાર ન કરો કે આ સુમતિ આગળ જતાં તો કાંઈ કામની નથી. અત્યારે ખરેખરી સહચારિણી તરીકે આપની સેવા બજાવનાર હું છું અને મારા સંબંધથી આપને ઘણા પ્રકારના લાભ થવાના છે એ નિર્ણીત હકીકત છે, તેથી મારા અને શુદ્ધ ચેતનાના ગુણ અવગુણનો વિચાર કર્યા વિના જેવા તમે તમારા શુદ્ધ સ્વરૂપમાં છો તેવી મને કરો આવી રીતે સુમતિ પતિને કહે છે કે—હે નાથ! વિભાવદશામાં પડી જઈ આપ મારા તરફ નિષ્ઠુર થયા છો તે નિષ્ઠુરતા હવે બંધ કરો અને આપ કોઈ મારો અવગુણ જોતા હો તો તે મને બતાવો કે જેથી હું આપની ઇચ્છાને માન આપું અને મારી ભૂલ સુધારું બાકી મારામાં અને શુદ્ધ ચેતનામાં કાંઈ ફેરફાર જોઈ, મારો અવગુણ ગ્રહણ કરી, મને તજી દેવી અને તેને બદલે માયા-મમતાને ગ્રહણ કરવી એ તો કોઈ પણ રીતે ઇષ્ટ નથી. હે નાથ! મારામાં કાંઈ અવગુણ હોય તો તે સુધારી મને તમારા સ્વભાવમાં મેળવી લો અને મને આપના જેવી કરો.

આ આખું પદ આતુરદશાના ખપી જીવને ઊંડા હૃદયમાં અસર કરનાર છે એમાં એટલો ઉત્કૃષ્ટ ભાવ બતાવ્યો છે કે તેની ખરેખરી ખૂબી સમજવા માટે આતુરદશાને યોગ્ય થવું જોઈએ. જુદા જુદાં પદોમાં સુમતિ પતિને શુદ્ધ દશામાં આવવા માટે અનેક દૃષ્ટિબિંદુથી હકીકત રોચન કરે છે અને તે પતિને પોતા તરફ કઠોર શા માટે થયા છે તેના કારણો પૂછતાં એક વખત નવીન આકારમાં હકીકત રજૂ કરે છે કે તેઓ પોતાની અને શુદ્ધ ચેતનાની વચ્ચેના નજીવા તફાવત ઉપર મદાર રાખી પોતા ઉપર ગુસ્સે થયા હોય તો તેમ ન કરવા વિજ્ઞપ્તિ કરે છે આ ભાવ કવિની પ્રતિભાશક્તિ બતાવે છે સુમતિ અને શુદ્ધ ચેતના વચ્ચેનો તફાવત એટલો સૂક્ષ્મ અને એટલી આગળ વધેલી સાધકદશામાં પ્રાપ્ત થાય છે કે તેને લઈને ચેતનજી સુમતિ તરફ પરાઙ્મુખ રહેતા હોય એમ ધારી લઈ તેને તેમ નહિ કરવા વિજ્ઞપ્તિ કરવી, માયા મમતાનો સંગ મૂકી દેવા સમજાવવું એ ચેતનજીની વર્તમાન વિભાવદશા તરફ એવો આકરો ફટકો મારનાર છે અને ચેતનજીને તેથી એવી વિદગ્ધતાભરી રીતે મૂર્ખ બનાવે છે કે એનું રહસ્ય સમજ્યા પછી મનમાં એક પ્રકારનો આનંદ આવે છે

આખા પદનો ભાવાર્થ એ છે કે ચેતનજીએ સ્વભાવદશા અને વિભાવદશાનું સ્વરૂપ વિચારી, બન્નેનો વાસ્તવિક ર[illegible] કેવો છે તેનો ખાસ નિર્ણય કરી, જેથી પોતાનું વર્તવા

વાનો ઉપાય સુમતિ અજમાવે છે. આવા વિરહના પ્રસંગમાં પતિના મિત્ર દ્વારા તેને સંદેશો પહોંચાડવો અને પતિને સમજાવવા માટે વચ્ચે પડવા વિનતિ કરવી એ ચાલુ સંસારસ્થિતિને તદ્દન અનુરૂપ છે *

ત્રીજી અને ચોથી પંક્તિમાં મારા પતિને લાવ લાવ એમ આજ્ઞાર્થદર્શક શબ્દો વાપર્યા છે તે સતીની આતુરતાને અંગે વપરાયલા છે એમ સમજવું. તેનો અધિકાર અનુભવને હુકમ કરવાનો નથી અને હવે પછી જે વિચારો તેણે બતાવ્યા છે તેથી હુકમ કરવાનો ભાવ નીકળતો નથી તેથી આ શબ્દો માત્ર આતુરતાથી અનુભવ તરફ સુમતિએ ઉદ્‌ગારરૂપે કાઢ્યા હોય એમ જણાય છે. સુમતિ પોતાની સ્થિતિનું-વિરહાવસ્થાનું વિશેષ વર્ણન આપે છે અને અનુભવ તે સાંભળે છે તે વિચારીએ.

**दुखीआरी निशदिन रहुं रे, फिरुं सब सुधबुद्ध खोय;**
***तनकी मनकी कवन लहे प्यारे, +कीसें देखाउं रोय. मिलापी० २**

"રાત્રિ દિવસ હું દુ:ખણી રહું છું અને સર્વ શુદ્ધબુદ્ધ ખોઈને હાલુંચાલું છું, મારા મનની ને તનની (પીડાને) કોણ જાણી શકે? મને શરીરની અને મનની શાંતિ જરા પણ થતી નથી–તે સર્વ હું રોઈને (પણ) કેવી રીતે બતાવી આપું?"

---

* આ ગાથાના અર્થને અંગે કેટલાક વિચારો અહીં આપ્યા છે ચાતક પતિ પતિ કહીને રટે છે તેમ હું રટું છું એ પછવાડેનો વિભાગ અર્થ ઉપરથી અધ્યાહાર સમજાય છે 'પીઉ મિલાવન આણ' એટલે તમે પતિને મેળવી આપતા નથી એમ કહીને અનુભવ ઉપર જરા આક્ષેપ કર્યો છે આવી રીતે આક્ષેપ કરીને જાણે સામા મનુષ્ય ઉપર બોજો મૂકવો એ જ આશય જણાય છે, નહિ તો વાસ્તવિક રીતે પતિ નિજ મંદિરે ન પધારે તે અનુભવની કાંઈ જવાબદારી નથી અથવા મિલાવ=મેળાપ ન આણ= તમે આણતા નથી, કરી આપતા નથી એવો પણ અર્થ થાય અથવા મિલાવન એટલે મેળાપ અને આણ એટલે લાવો આવી રીતે અર્થ કરીએ તો તે અર્થ સીધી રીતે પ્રાપ્ત થાય છે મને એમ લાગે છે કે આ પંક્તિમા પાઠ 'પીઉ મિલાવન કાજ' જોઈએ એટલે પછી આ બે પંક્તિમા ચાતકની જ વાત છે એમ થાય બપૈયો પીયુને મળવા ઉત્સુક થઈ પીયુ પીયુ કરે છે આ પ્રમાણે બહુ સુંદર અર્થ પ્રાપ્ત થાય છે અને ત્યાર પછીની છેલ્લી બે પંક્તિમા સુમતિ પોતાની સ્થિતિ બતાવી ચાતક સાથે પોતાની સરખામણી કરી પતિનો મેળાપ કરાવી આપવાનું કહે છે, પરંતુ એ નૂતન પાઠની મે કલ્પના કરી છે તે કોઈ પ્રતમા ન હોવાથી તેવો ફેરફાર કરવાની મારી સત્તા નથી

* 'તન મનકી કબહુ લહું પ્યારે' આવો પાઠાંતર આખી પંક્તિ માટે છે, તેનો અર્થ શરીરની અને મનની (શાંતિ) ક્યારે મેળવું એમ થાય છે

+ કીસકી દિખાવું એવો પાઠાંતર છે, અર્થ એક જ છે

૨ દુખીઆરી=દુ:ખણી નિશદિન=રાત્રિદિવસ ફિરુ=હાલુંચાલું છું સુધબુદ્ધ=શુદ્ધિ અને બુદ્ધિ, હોશકોશ ખોય=ખોઈને કવન=શાંતિ (સંબંધ ઉપરથી) સંસ્કૃતમા એને અર્થ પાણી થાય છે કીસે= કેવી રીતે? દેખાઉં=બતાવું રોય=રોઈને

તમે જરા તેઓને મળીને મારે મંદિરે પધરાવો. તેઓ મારું વિયોગ દુઃખ ભાંગી નાખે એવો કોઈ માર્ગ કરી આપો કે જેથી મારી પીડા મટી જાય.' વિરહિણી સ્ત્રીની આવી અવસ્થાને બરાબર બેસતા આવતા આ પદને સુમતિ અને અનુભવના સંવાદરૂપમાં સમજાવી શકાશે. એ શૃંગાર અને શાંતરસમિશ્રિત પદનો ભાવ હવે વિચારીએ.

અનુભવ મીત મિત્ર! તમે મારા અને મારા પતિના શુદ્ધ મિત્ર છો, પ્રિય સ્નેહી છો. (અનુભવ અને સુમતિ તો સાથે જ રહે છે અને ચેતનજીને તેની શુદ્ધ દશા તરફ પ્રયાણ કરવાની સાચી સલાહ આપનાર મિત્ર પણ એ જ છે તેથી અને ચેતનજી પાસે તેની સલાહનું વજન સ્હેજ હોવાથી તથા બંનેનો મેળાપ કરાવી આપવામાં અનુભવકુશળ હોવાથી સુમતિ તેને કહે છે) હે દિયરજી! તમે મારા પતિને લાવીને તેનો મારી સાથે મેળાપ કરાવી આપો. જો તમે આવીને જરા તસ્દી લો અને તેમને સમજાવીને મારા પતિ સાથે મેળાપ કરાવી આપો તો પછી પતિને હું મારે વશ રાખી તેઓને આનંદ કરાવું અને પછી તેઓનો અને મારી બહેન શુદ્ધ ચેતનાનો સંયોગ થતાં ભવની ભાવઠ ભાંગી જાય અને પતિ એકરૂપ થઈ જાય. હાલ તો વિરહ કાળમાં મારી શી દશા થાય છે તે અનુભવ મિત્ર! જરા સાંભળો અને તેમાંથી તમને યોગ્ય લાગે તે મારા પતિને કહો.

ચાતકપક્ષી જેમ વરસાદની રાહ જોઈ 'પીઉ પીઉ' કરી મૂકે છે, મતલબ વર્ષાસમય નજીક જોઈ બપૈયો જેમ તેને માટે આતુરતાથી આરડે છે તેવી રીતે પતિને મળવાના ઉત્સાહથી અને આતુરતાથી હું પતિના નામની જપમાળા જપું છું, આખો વખત 'પતિ-પતિ' એમ જાપ કર્યા કરું છું અને જેમ બપૈયો વરસાદની રાહ જોઈ, તેની જપમાળા લઈ, તેનું નામોચ્ચારણ કરી તેના આવવાની વાટ જુએ છે તેમ, હું પણ પતિઆગમનની વરસાદ પેઠે રાહ જોઉં છું. આટલું કરવા છતાં અનુભવ મિત્ર! તમે પતિને સમજાવીને મેળવી આપતા નથી. મારો જીવ તો પતિના દર્શનનું પાન કરવા માટે તરસ્યો થઈ રહ્યો છે, મારા મનમાં પતિના દર્શનની ઉત્સુકતા છે, ચક્ષુમાં પતિદર્શનની કામના છે, કાન પતિના શબ્દ સાંભળવા આતુર છે અને મારું આખું અંગ પતિમેળાપના વિચારથી કંપ્યા કરે છે તેથી જાણે મારા પ્રત્યેક અવયવ ચાતકની પેઠે 'પીઉ પીઉ' કરી રહ્યા છે, એની કૃશતા અને ઉન્મત્તતા અંગપ્રત્યંગરૂપે પતિ શબ્દની નિર્વચના સ્પષ્ટ બતાવી આપે છે તેથી હે અનુભવ મીત મિત્ર! એ મારા જીવનરૂપ પતિને તું ગમે તેમ કરીને અહીં લાવ, લાવ.

વિરહી સ્ત્રીની અવસ્થાનો ખ્યાલ કરો, અનંત કાળથી તેની આશા નહિ પૂર્ણ કરનાર પતિ તરફ શુદ્ધ પવિત્ર પ્રેમ રાખનાર પતિપ્રાણા પતિવ્રતા સાધ્વી સતીનું વર્તન વિચારો અને છતાં તે કેટલા ઉપાયથી પતિને નિજ મંદિરે પધારવા વિજ્ઞપ્તિ કરે છે તે સંબંધમાં આગળના પદો વિચારો. (ખાસ કરીને આ વિષય પર જુઓ પદ ૮, ૯, ૧૦ ૧૩, ૧૪, ૧૬ ૧૮ તથા ૩૧) અને ત્યાં આ વિશેષ ઉપાય તરીકે અનુભવ મિત્રને વિજ્ઞપ્તિ કરી પતિને નિજ મંદિરે તેડી લાવવા માટે અને બન્નેનો મેળાપ કરી આપવા માટે તેને કહે

વાનો ઉપાય સુમતિ અજમાવે છે. આવા વિરહના પ્રસંગમાં પતિના મિત્ર દ્વારા તેને સંદેશો પહોચાડવો અને પતિને સમજાવવા માટે વચ્ચે પડવા વિનતિ કરવી એ ચાલુ સંસારસ્થિતિને તદ્દન અનુરૂપ છે *

ત્રીજી અને ચોથી પંક્તિમા મારા પતિને લાવ લાવ એમ આજ્ઞાર્થદર્શક શબ્દો વાપર્યા છે તે સતીની આતુરતાને અંગે વપરાયલા છે એમ સમજવું. તેનો અધિકાર અનુભવને હુકમ કરવાનો નથી અને હવે પછી જે વિચારો તેણે બતાવ્યા છે તેથી હુકમ કરવાનો ભાવ નીકળતો નથી તેથી આ શબ્દો માત્ર આતુરતાથી અનુભવ તરફ સુમતિએ ઉદ્દગારરૂપે કાઢ્યા હોય એમ જણાય છે. સુમતિ પોતાની સ્થિતિનું–વિરહાવસ્થાનું વિશેષ વર્ણન આપે છે અને અનુભવ તે સાંભળે છે તે વિચારીએ.

**दुखीआरी निशदिन रहुं रे, फिरुं सब सुधबुद्ध खोय;**
***तनकी मनकी कवन लहे प्यारे, +कीसें देखाउं रोय. मिलापी० २**

"રાત્રિ દિવસ હું દુઃખણી રહું છું અને સર્વ શુદ્ધબુદ્ધ ખોઇને હાલુંચાલું છું, મારા મનની ને તનની (પીડાને) કોણ જાણી શકે? મને શરીરની અને મનની શાંતિ જરા પણ થતી નથી–તે સર્વ હું રોઇને (પણ) કેવી રીતે બતાવી આપું?"

---

* આ ગાથાના અર્થને અંગે કેટલાક વિચારો અહીં આપ્યા છે ચાતક પતિ પતિ કહીને રટે છે તેમ હું રટુ છું એ પછવાડેનો વિભાગ અર્થ ઉપરથી અધ્યાહાર સમજાય છે 'પીઉ મિલાવન આણ' એટલે તમે પતિને મેળવી આપતા નથી એમ કહીને અનુભવ ઉપર જરા આક્ષેપ કર્યો છે આવી રીતે આક્ષેપ કરીને જાણે સામા મનુષ્ય ઉપર બોજો મૂકવો એ જ આશય જણાય છે, નહિ તો વાસ્તવિક રીતે પતિ નિજ મંદિરે ન પધારે તે અનુભવની કાંઈ જવાબદારી નથી અથવા મિલાવ=મેળાપ ન આણ= તમે આણતા નથી, કરી આપતા નથી એવો પણ અર્થ થાય અથવા મિલાવન એટલે મેળાપ અને આણ એટલે લાવો આવી રીતે અર્થ કરીએ તો તે અર્થ સીધી રીતે પ્રાપ્ત થાય છે મને એમ લાગે છે કે આ પંક્તિમા પાઠ 'પીઉ મિલાવન કાજ' જોઇએ એટલે પછી આ બે પંક્તિમા ચાતકની જ વાત છે એમ થાય બપૈયો પીયુને મળવા ઉત્સુક થઇ પીયુ પીયુ કરે છે આ પ્રમાણે બહુ સુંદર અર્થ પ્રાપ્ત થાય છે અને ત્યાર પછીની છેલ્લી બે પંક્તિમા સુમતિ પોતાની સ્થિતિ બતાવી ચાતક સાથે પોતાની સરખામણી કરી પતિનો મેળાપ કરાવી આપવાનુ કહે છે, પરંતુ એ નૂતન પાઠની મેં કલ્પના કરી છે તે કોઈ પ્રતમા ન હોવાથી તેવો ફેરફાર કરવાની મારી સત્તા નથી

* 'તન મનકી કબહુ લહુ પ્યારે' આવો પાઠાંતર આખી પંક્તિ માટે છે, તેનો અર્થ શરીરની અને મનની (શાંતિ) ક્યારે મેળવુ એમ થાય છે

+ કીસહી દિખાવું એવો પાઠાંતર છે, અર્થ એક જ છે

૨ દુખીઆરી=દુઃખણી નિશદિન=રાત્રિદિવસ ફિરુ=હાલુ ચાલુ છુ સુધબુદ=શુદ્ધિ અને બુદ્ધિ, હોશકોશ ખોય=ખોઇને કવન=શાંતિ (સંબંધ ઉપરથી) સંસ્કૃતમા એને અર્થ પાણી થાય છે કીસે= કેવી રીતે? દેખાઉં=બતાવુ રોય=રોઇને

ભાવ—હે અનુભવ મીઠા મિત્ર! મારા પતિના વિરહમાં હું રાત દિવસ દુખમાં ને દુખમાં રહું છું, અને તે વાત જેમ તેમ કરતાં પણ વિસરાતી નથી અને તેથી મારી બધી શુદ્ધબુદ્ધ ચાલી ગઈ છે અને એક ઉન્મત્તની માફક જાણે મારા બધા હોશકોશ ઊડી ગયા હોય તેમ હું ફરું છું. હું અહીંતહીં જાઉં છું પણ મારું કોઈ બાબતમાં ચિત્ત ચોંટતું નથી તેથી ગાંડી જેવી લાગું છું. આ પતિનો વિરહાગ્નિ એટલો સખત લાગે છે કે તેની જ્વાળામાં મને તનની કે મનની શાંતિ મળતી નથી. હું બળી રહી છું અને મારા શરીરમાં અને મારા મનોરાજ્યમાં વિરહનો અગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો છે. મારા મનની ને તનની પીડા જાણનાર તારા વિના કોઈ નથી. એક વિરહી સ્ત્રી જે પરમ પતિવ્રતા હોય તેને જ્યારે પતિનો વિરહ થાય ત્યારે તેની કેવી દશા થાય તે તો હે અનુભવ મિત્ર! તમે અનેક કાવ્યોમાં વાંચ્યું હશે. અત્યારે મારી આ દશા થઈ છે કે હું તમને રોઈને પણ તે કઈ રીતે બતાવું? રડવામાં પણ જરા શુદ્ધિ તો જોઈએ અને મારી શુદ્ધબુદ્ધ પણ એટલી કમતી થઈ ગઈ છે કે હું તમને રડીને પણ મારો ખરેખરો મનોભાવ બતાવી શકું તેમ રહ્યું નથી.

પચીશમા પદમાં સુમતિ કહે છે કે—દરેક મનુષ્યની આગળ મનની વાત કેવી રીતે કહી શકાય? હવે તેને અહીં અનુભવ સ્વજન મળેલ છે તેથી તેની પાસે મન ખોલીને પોતાની ખરેખરી સ્થિતિ બતાવી આપે છે અને તેમ કરતાં તેને કહે છે કે—હે મિત્ર! મારા પતિવિરહે મારા શરીરની અને મનની એવી સ્થિતિ થઈ ગઈ છે કે—હું તે તારી પાસે રોઈને બતાવી શકતી નથી. રડવામાં રડવા પૂરતી અને તે સાથે પોતાનું દુખ બતાવવા પૂરતી તો શુદ્ધિ હોવી જોઈએ, તેટલી પણ મારામાં નથી તેથી હું તને રડીને પણ મારો ખરો મનોભાવ સમજાવી શકતી નથી. મારો તો આખો દિવસ ખેદ કરવામાં જ જાય છે. મને બીજું કાંઈ સૂઝતું નથી અને મારા આખા શરીરમાં અને મનમાં વિરહાગ્નિની જ્વાળાઓ ઊઠ્યા કરે છે અને તે મને બાળી નાખે છે. હે મિત્ર! હજુ પણ કેટલી વાત કહું? અત્યારે તારી પાસે મન ખોલીને કહું છું. પતિવિરહે મારા હાલ કેવા થયા છે? તે જરા સાંભળ અને પતિને તે કહીને તેની સાથે મારો મેળાપ કરાવી આપવા હવે બનતો પ્રયાસ જરૂર કર.

સુમતિ શુદ્ધબુદ્ધ ખોઈ બેસે એનો ભાવાર્થ એ સમજવો કે—મમતા, માયાના પ્રસંગમાં આ જીવ એટલો બધો પડી ગયો છે કે તેનામાં શુદ્ધ બુદ્ધિ જે કાંઈ હોય તે ચાલી જાય છે. વદન નહિ જેવી થઈ અવ્યવસ્થિત અથવા અસ્વસ્થ સ્થિતિમાં પડી રહે છે, અને તે સાહેબજી તો ઉન્મત્તની પેઠે માયા, મમતા વેશ્યાઓના ઘરે રખડ્યા કરે છે. આવી સ્થિતિને પરિણામે ચેતનજીની પોતાના મનની અને શરીરની શાંતિ રહેતી નથી, તે ધનની લાલચે અહીંતહીં વલખાં માર્યાં કરે છે. ઇંદ્રિયના ભોગો પ્રાપ્ત કરવા જ્યાં ત્યાં ચાંચ નાખ્યા કરે છે અને આખા સંસારચક્રમાં ગાંડા માણસની પેઠે રખડે છે. એની એ સ્થિતિ

એટલી દયાજનક છે કે શુદ્ધ સ્વભાવદશા એનું વર્ણન કરતા રડી પડે છે, એને અશ્રુ આવી જાય છે અને કહે છે કે એ દશા એટલી બધી નિકૃષ્ટ–અધમ છે કે–રડીને પણ તે કેવી રીતે બતાવી શકાય ?

કબનનો અર્થ જળ–પાણી એમ થાય છે. બીજી રીતે કબ–ન લહું એટલે કયારે પણ લેતી નથી એમ કરીએ તો શાતિ શબ્દ અધ્યાહાર લેવો જોઇએ. અથવા ઉપરની શુદ્ધ બુદ્ધ શબ્દ અધ્યાહાર લઈએ તો બરાબર અર્થ પ્રાપ્ત થાય છે. કવન એટલે કોણ અર્થ પણ બધબેસતો આવે છે.

આ ગાથામા અને હવે પછીની ગાથામા વિરહી સ્ત્રીનું આબેહુબ વર્ણન આપ્યું છે અને તે સ્થિતિ સુમતિની વિરહી અવસ્થા સાથે એટલે કે ચેતનજીની પરઘર રમવાની ટેવ સાથે બરાબર મળતી આવે છે. આખા પદનો યોગપરિભાષામા બહુ સુદર અર્થ થાય છે એ બરાબર વિચારી સમજવા યોગ્ય છે વિવેચન પર બરાબર વિચાર કરવા વિજ્ઞપ્તિ છે.

**निसि अंधिआरी मोही हसे रे, तारे दांत दिखाइ;**
***भादु कादु में कियो प्यारे, असूअन धार वहाइ. मिलापी० ३**

" અધારી રાત્રિ તારાવડે દાત દેખાડીને મને હસે છે, આસુની ધારા કાઢીને મે ભાદરવો ( મહિનો ) કાદવવાળો કર્યો છે "

**ભાવ**—હે અનુભવ મિત્ર ! મારી સ્થિતિ કેવી થઈ છે તે જરા સાભળ. આ અધકારમય રાત્રિ મારા દુખ ઉપર ડામ દેવા વાસ્તે તારારૂપી દાતની પંક્તિ દેખાડીને મને હસે છે, મારી મશ્કરી કરે છે, વિરહાગ્નિમા બાળી મૂકી મને ત્રાસ આપે છે. પતિવિરહી સ્ત્રીને રાત્રિનો સમય એકલા પસાર કરવો એ બહુ મુશ્કેલ થઈ પડે છે, વિરહ જવાળા દિવસ કરતા પણ રાત્રે વધારે સતાવે છે અને સસ્કૃત કવિઓ પોતાની પ્રતિભાથી જ્યારે વિરહી સ્ત્રીનુ વર્ણન કરે છે ત્યારે રાત્રિનો સમય તેની સ્થિતિનુ દર્શન કરાવવા માટે વધારે પસંદ કરે છે. એકાત સ્થાનમા કામદેવ પોતાનું જોર વધારે ચલાવે છે એ કાવ્યગ્રથો વાચનારથી અજાણ્યું નથી. અધારી રાત્રિ આ બિચારી વિરહી સ્ત્રીને બહુ હેરાન કરે છે, અને તેની પીડાની દયા ખાવાને બદલે આકાશમા ઝળકતા તારારૂપ દાત દ્વારા આ વિરહિણીની

---

* ભાદો કાદો એવો પાઠાતર છે, લિગવ્યત્યય છે, અર્થ એક જ છે

૩ નિસિ=રાત્રિ અધિઆરી=અધકારમય, ઘોર અધારી મોહી=મને તારે=તારા, ઉપગ્રહ દાત=દાતની પક્તિ દિખાઇ=બતાવીને ભાદુ=ભાદરવો, અગિયારમો મહિનો કાદુ=કાદવવાળો, જળમય અસૂઅન=આંસુ ધાર=ધારા વહાઈ=કાઢીને

મશ્કરી કરે છે જ્યારે ખડખડાટ હાંત કાઢવામાં આવે છે, અટ્ટહાસ્ય કરવામાં આવે છે ત્યારે દંતપંક્તિ બહાર દેખાય છે, તેવી રીતે આ આકાશરૂપ સ્ત્રી આકાશમાં ઝળકતી તારાપંક્તિરૂપ પોતાના દાંત બતાવી બતાવીને આ વિરહી સ્ત્રીને ત્રાસ આપ્યા કરે છે. આ પંક્તિમાં ભાવ એવો છે કે પતિના વિરહે સૌભાગ્યવતી સ્ત્રી પતિના વિરહથી ખેદ પામીને આખનું એક પણ મટકું માર્યા વગર પતિના નામની જપમાળા જપતી પતિના માર્ગનું નિરીક્ષણ કરે છે અને નિઃશ્વાસ નાખી આલી આંખે આકાશ સામું જુએ છે દુઃખીને દુનિયા પોતાની મશ્કરી કરતી જણાય છે, સુખીને પોતા તરફ હસતી જણાય છે, તે પ્રમાણે આ પતિવિરહિણી સ્ત્રીને આકાશ પણ તારારૂપ દાંત દેખાડીને મશ્કરી કરતું હોય અને તે દ્વારા રાત્રિ પણ તેની મશ્કરી કરતી હોય એમ લાગે છે

સુદી એટલે મને. એનો અર્થ મોહમય રાત્રિ એવો પણ થઈ શકે એકાંત સ્થાનમાં મોહ રાજા પોતાનું પરાક્રમ વધારે બતાવે છે, એ પ્રસિદ્ધ હકીકત છે તેથી અહીં રાત્રિનો સમય પસંદ કર્યો છે

પતિવિરહમાં શોક કરી કરીને—આંસુઓની ધારા પાડીને મેં હે અનુભવ મિત્ર! ભાદરવો શ્રાવણ ઝાવવાળો કરી મૂક્યો છે, મતલબ કે મારી આંખમાં એટલાં બધાં આંસુ આવે છે કે લોકોક્તિ પ્રમાણે મારી એક આંખમાં શ્રાવણ અને એક આંખમાં ભાદરવો ચાલ્યા જાય છે મારાં આંસુ ખળતાં નથી, અટકતાં નથી, બંધ પડતાં નથી; અને આવી રીતે પતિવિરહમાં હું ચોધાર આંસુએ રડ્યા જ કરું છું અને પતિને મળવાને આતુર રહું છું

વિરહી સ્ત્રીઓ સંસારમોહમાં આસક્ત થઈ પતિના વિરહ વખતે આવી જ રીતે વિલાપ કરે છે, આવા જ પ્રકારે આંસુ પાડે છે અને તેવી સ્થિતિ અહીં સુમતિની બતાવી છે તફાવત એટલો જ છે કે વિરહી સ્ત્રી મોહથી તેવી સ્થિતિમાં આવે અને તેનું સાધ્ય ઇંદ્રિયવિષયતૃપ્તિ હોય છે અને સુમતિ શુદ્ધ પ્રેમથી પતિ તરફ આકર્ષાય છે અને તેનું સાધ્ય શુદ્ધ ચેતનત્વ પ્રકટ કરવાનું છે

યોગઅર્થમાં અંધારી રાત્રિ તે આત્મજ્ઞાન પર પડેલાં આવરણોથી થયેલી અજ્ઞાનદશા સમજવી અને તેમાં તારાઓરૂપ દંતપંક્તિ તે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાનાદિ ઉપરથી શ્વેત દેખાતા ખોટા ચમકારા સમજવા. રડવાની હકીકત સામાન્ય રીતે આવા ભદ્રલોક પોતાના સંબંધીને અજ્ઞાનયુક્ત સ્થિતિમાં સબડતા જોવાથી ખેદ કરે તેને અનુરૂપ છે આંસુની ધારા આવે છે તે વધારે ખેદયુક્ત સ્થિતિ બતાવે છે આવી રીતે હું પતિના વિરહથી હેરાન થાઉં છું, રડું છું અને અન્યવડે હસાઉં છું, પણ મારા પતિ મારા ઉપર કૃપા કરીને મારા મંદિરે પધારતા નથી તેને હે અનુભવ મિત્ર! હવે તમે મેળવી આપો

+चित्त चोरी चिहुं दिसे फीरे, ‡प्राणमें दो करे पीस;
*अबलासें जोरावरी प्यारे, एती न कीजे ×रीस. मिलापी० ४

"ચિત્તરૂપ ચકવી હૃદય ઉપર બન્ને હાથ દાબીને ચારે દિશામાં ફરે છે, હે પ્યારા ! અબળા સ્ત્રી ઉપર જોરાવરી કરીને આટલી બધી રીસ કરવી ન ઘટે."

**ભાવ**—ચિત્તરૂપ ચકવી પોતાના હૃદય ઉપર બન્ને હાથ મૂકીને પતિની શોધમા ચારે દિશામા ફર્યા કરે છે. પતિનો મેળાપ કરવાની દૃઢ ઇચ્છામાં ચિત્તરૂપ ચકવી આખી દુનિયામાં ફર્યા કરે છે અને પોતાનુ હૃદય તૂટી ન જાય તેટલા માટે વિરહી સ્ત્રીની પેઠે પોતાની ધડકતી છાતી ઉપર હાથ મૂકી રાખે છે. અસહ્ય વિરહાવસ્થાનું આ અંતિમ દુ:ખદર્શન છે. રડી રડીને થાકી ગયેલી, નિસાસા નાખતી વિરહી સ્ત્રીની ધડકતી છાતી ફાટી ન જાય તેટલા માટે તે કાંઇક દિલાસારૂપે પોતાના બન્ને હાથ તેના ઉપર મૂકે છે. પતિથી વિખૂટી પડી ગયેલી ચકવી જેમ નદીના કિનારા ઉપર પ્યુ પ્યું કર્યા કરે છે અને આમતેમ ઊડે છે તેમ વિરહી સ્ત્રી પતિઘેલી થઇ તેના નામની જપમાળા જપતી ચોતરફ ફર્યા કરે છે.

અહીં પાઠાતરનો અર્થ વિચારીએ 'ચિત્ત ચાતક પીઉ પીઉ કરે રે, પ્રણુમે દો કર પીસ' એવો પાઠ ભીમશી માણેકવાળી બુકમા છે ચિત્તરૂપ ચકવો પતિ પતિ એવો અવાજ કરે છે અને બન્ને હાથ મેળવીને પગે લાગે છે—આવો અર્થ થઈ શકે છે, પણ તેમ કરવામા ઘણા પ્રકારની અગવડ જણાય છે એક તો ચાતકને પીયું પીયુ કરવાનું જણાવવું ચાલતી હકીકતને અનુરૂપ નથી, તેને સામાન્ય જાતિવાચક શબ્દ ગણી તેનો અર્થ ચકવી કરીએ તો જ કાઇક અર્થઘટના થાય તેમ છે. જેમ ચાતક પાણી પીવાને તરસ્યો થયો હોય તે પ્યુ પ્યુનો અવાજ કર્યા કરે તેમ તેમ હું પતિ પતિનો જાપ કર્યા કરું છુ એવો બીજો અર્થ થઇ શકે તે કાઇક ઠીક છે, પણ તેમા દ્વિતીય પંક્તિનુ અર્થગાભીર્ય જળવાતું નથી. ચકવી બે હાથ જોડીને પતિને પગે પડતી હોય એ તદ્દન અસ્વાભાવિક હકીકત છે, કારણ કે પતિ તો મંદિરે પધારતા નથી એટલે એને પગે પડવાની વાત કેવી રીતે આવી શકે? આ બધી બાબતનો વિચાર કરતા ઉપર મૂલમા જે પાઠ લખ્યો છે તે વિશેષ ઠીક હોય એમ લાગે છે

---

+પ્રથમ પંક્તિને સ્થાને 'ચિત્ત ચાતક પીઉ પીઉ કરે રે' એવો પાઠ છે, એમા અર્થ તદ્દન ફરી જાય છે, તેની ચર્ચા વિવેચનમા કરી છે

‡બીજી પંક્તિને સ્થાને 'પ્રણુમે દો કર પીસ' એવો પાઠ છે, તેની ચર્ચા પણ વિવેચનમા કરી છે

*'અબલાસુ' એવો પાઠાતર છે

×રીસને બદલે 'ઇસ' શબ્દ એક પ્રતમા છે, પણ તે અશુદ્ધ જણાય છે

૪ ચોરી=ચકવી, ચાતકની વિરહી સ્ત્રી ચિહું દિસે=ચારે દિશામા પ્રાણમે=હૃદય ઉપર દો=બે કરે=હાથવડે પીસ=દાબીને, મેળવીને અબળા=સ્ત્રી, બળ વગરની જોરાવરી=બળાત્કાર, રીસામણી. એતી=એટલી ન કીજે=કરવી ન ઘટે. રીસ=ગુસ્સે થવુ તે

હે નાથ ! અમે એમે તેવી પણ અબળા જાતિ કહેવાઇએ, અમારી સ્ત્રીજાતિ ઉપર આપ આટલી બધી જોરાવરી કરો એટલે બળહીન સ્ત્રીજાતિ ઉપર તમે આટલા બધા ગુસ્સે થાઓ અને તેને આટલી વ્યથા આપો તમા તેના ઉપર રીસ ચઢાવો એ આપને ઘટતુ નથી. જે અનુભવ ! નાથ તો ક્યાય ભટકતા હશે પણ તુ એને મારી વતી કહેજે કે આવી રીતે આપના જેવા અનંત બળના ધણીને અબળા ઉપર આટલો બધો આક્રોશ કરવો, તેને ત્રાસ આપવો અને તેના મંદિર તરફ દૃષ્ટિ પણ ન કરવી એ કોઇ રીતે તમારા ચેતન નામને ઘટતુ નથી, તમારા અમારા સ્નેહસબંધને અનુરૂપ નથી અને બન્ને બાજુના અનુક્રમે સબળ નિબળપણાને અંગે પણ યુક્ત નથી. હે અનુભવ ! મારા નાથને આટલુ કહીને, તેઓને સમજાવીને, ગમે તેમ કરીને તેઓને મારે મંદિરે લઇ આવજે એક વખત મારા મંદિરે પધારશે ત્યારે તો હુ એવો રંગ મચાવી દઇશ કે બનતા સુધી તેમને મારા રૂપ બનાવી દઇ અહીંથી ખસવા પણ નહિ દઉં વળી હે અનુભવ ! સાભળ. તને એક વધારે વાત પણ કહી દઉં

*आतुर चातुरता नहि रे, सुनि समता टुक बात;
आनंदघन प्रभु आय मिले प्यारे, आज घुरें हर भात मिलापी० ५

‘ ગરજવાનને ચતુરાઈ હોવી નથી, સમતા ટૂકી વાત કહે છે તે ( હે અનુભવ ! ) સાંભળ. આનંદઘન પ્રભુ કોઇ પણ પ્રકારે આજ મારે મંદિરે આવીને મને મળે એવો મેળાપ તુ કરાવી આપ ”

ભાવ—અનુભવ મિત્ર ! મારી વિરહદશાને લીધે મે તને ઉપર જણાવ્યુ તેમા કઇ ઘટે નહિ હોય, હુ નકામુ બોલી હઇશ અથવા વધારે પડતુ બોલી ગઇ હઇશ એમ જો તને લાગતુ હોય તો હુ તને કહી દઉં કે આતુર માણસમા ચતુરાઇ રહેવી નથી ગરજવાનને અક્કલ હોતી નથી એ તુ સારી રીતે સમજે છે જ્યારે એક વસ્તુ પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા થાય છે અને તેના ઉપર પ્રેમ બતાવતા છતાં તે મળી શકતી નથી ત્યારે પછી તે વસ્તુના ઇચ્છક પ્રાણીને પોતાના મન ઉપર કબજો રહી શકતો નથી અને અધીરાઇને અંગે જેમ તેમ બોલી નખાય છે; તેથી ઉપરની વાતમાં અબળા ઉપર જોરાવરી કરવાના સબંધમા કે એવી બીજી કોઇ બાબતમા પતિને આકરુ લાગી જાય તેવુ મારાથી બોલાઇ ગયુ હોય તો તેના પર ગરજવાનને અક્કલ હોતી નથી એ નિયમ પ્રમાણે ધ્યાન ન આપતા, હુ તને વિનતી કરુ છુ અને ટૂકામા વાત કહુ છુ તે સાભળ. બધી લાબી લાબી

* પ્રતોમાં પ્રથમ પંક્તિ આ પ્રમાણે છે આતુર આતુરતા નહિ રે પરંતુ એનો અર્થ બરાબર ઉપરની હકીકત સાથે બંધબેસતો આવતો નથી

૫ આતુર=ગરજવાન ઉત્સુક. ચાતુરતા=ચતુરાઇ સુનિ=સાંભળ. આય=આવીને. હરભાત=હરકોઇ પ્રકારે ગમે તે પ્રકારે

વાતનો સાર સંક્ષિપ્તમા એટલો જ છે કે–ગમે તે પ્રકારે આનંદઘન પ્રભુ–મારા ચેતનજી, જેઓ આનંદસમૂહ ચિદાનંદસ્વરૂપ છે અને મારા પ્રભુ છે, મારા પ્રાણનાથ છે, તેઓ મને આવીને આજ ને આજ મળે, મારા મંદિરે પધારે અને મારો અનંત કાળનો વિરહ ભાંગી નાખે એમ તું કર મારા બોલવામા કોઇ દોષ રહી ગયો હોય તો તે માફ કરીને મારા નાથ મારી સાથે આવીને રહે એવો ઉપાય કર.

પ્રથમ પંક્તિમા 'ચાતુર આતુરતા નહિ' એવો પાઠ છે. મારા ચતુર નાથને મળવાની આતુરતા નથી; આકાક્ષા નથી; પણ મને તો તેઓના વિરહથી એટલી બધી પીડા થાય છે કે હું તે સહન કરી શકતી નથી, માટે હે અનુભવ મીઠડા મિત્ર! મારા પતિ મને ગમે તે પ્રકારે મળે એવો તું ઉપાય કરી આપ, તુ તેઓને સમજાવી અમારો મેળાપ કરાવી આપ આવી રીતે અર્થ કરવાથી પણ ઠીક ભાવ પ્રાપ્ત થાય છે. ચેતનજીને ચતુર કહેવા એ એની વર્તમાન દશાને અનુરૂપ નથી અને ટૂંક વાત એ શબ્દનો જે સ્પષ્ટ ભાવ ઉપર લખેલા અર્થમાં આવે છે તે આ અર્થમા આવતો નથી તેથી સાધારણ રીતે ઉપર જે પ્રથમ પાઠ લખ્યો છે તે વધારે સારો હોય એમ જણાય છે

આખા પદમા બહુ અદ્ભુત વાત કરી છે. આત્મજીવન ગાળવાની દૃઢ ઇચ્છા જે મુમુક્ષુ જીવને થાય છે તેને વચ્ચે વચ્ચે મોહ તરફ અનાદિ વિભાવદશાના જોરથી આકર્ષણ થયા કરે છે, તેવી દશામા એ કદાચ પડી જાય છે તો પણ તેનુ ચૈતન્યબળ વિશુદ્ધ થયેલુ હોવાને લીધે તે અધમ સ્થિતિમા વધારે વખત રહી શકતો નથી, તેની ભાવના અતિ ઉદાત્ત હોવાથી તેનો પરમ આદર્શ તેના હૃદયદેશમા આવી તેને જાગ્રત રાખ્યા કરે છે અને તેથી તે વિરહી સ્ત્રીની દશાને અનુભવે છે શુદ્ધ ચૈતન્યદશા પ્રાપ્ત કરવાને વખતે તેના ચિત્તમા જે પ્રબળ ભાવના થાય છે તે એટલી ઉત્તમ હોય છે કે યોગીઓ તેનો ખ્યાલ આ જીવને ક્યા શબ્દોમા આપે? આ જીવને તેટલા માટે પરિચિત હોય તેવી સંસારદશાની કોઇ સ્થિતિનુ દૃષ્ટાત બતાવી યોગમાર્ગ તરફ ગમન કરનાર પરમ સાધ્ય પ્રાપ્ત કરવાની દૃઢ ઇચ્છાવાળાની આતર સ્થિતિનુ દર્શન કરાવે છે અને તેટલા માટે વિરહી સ્ત્રી અને ચકવા ચકવીના દૃષ્ટાતની અહીં યોજના કરી છે. આ પદનો ભાવ જેમ જેમ વિચારવામાં આવશે તેમ તેમ તેમાથી ચૈતન્યદશા જાગ્રત કરવાની ઉન્નત ભાવનાનો ઝળકાટ સવિશેષપણે પ્રાપ્ત થશે દરેક સાધ્ય દૃષ્ટિવાળા જીવનુ અંતિમ લક્ષ્ય આનંદઘન પ્રભુ અને સમતાનો હરકોઇ પ્રકારે સંયોગ થાય અને તે સંયોગ થયા પછી કાયમ બન્યો રહે એ જ રહેવુ જોઈએ અને તે સાધ્ય પ્રાપ્ત કરવામા જેટલે દરજ્જે ફતેહ મળે, જેટલી પ્રગતિ થાય, જેટલો વધારો થાય તેટલા પ્રમાણમા આ જીવનયાત્રાનુ સાફલ્ય સમજવું. પદમા જે અર્થગૌરવ અને ખાસ કરીને ઉત્પ્રેક્ષા મૂકેલ છે તે બહુ આનંદ આપે તેવા છે. કવિના ચાતુર્યનુ અને ભાવ દર્શાવવાની અદ્ભૂત પ્રતિભાનું અહીં સ્પષ્ટ ભાન થાય છે.

---

## પ. ચોત્રીસમું

રાગ—ગોડી

देखो आली नट नागरको सांग*, और ही और रंग ×खेलत तातें,
[1]फीका लागत अंग देखो० १

"હે સખી ! પ્રવીણ નાટકિયાનો વેશ (તો) જુઓ. તે જુદા જુદા પાઠ ભજવે છે તેથી તેના અંગો તદ્દન ફિક્કા લાગે છે."

ભાવ—અનુભવને ઉપર જણાવ્યું તે પ્રમાણે કહીને પતિ પાસે મોકલ્યા પછી શુદ્ધ પવિત્ર સાધ્વી સુમતિ પોતાની સખી શ્રદ્ધા પાસે બેસી પોતાના પતિ સંબંધી વાતો કરે છે બે સખીઓ એકઠી થાય ત્યારે આવી વાતો કરે એ તદ્દન સ્વાભાવિક છે એટલા ઉપરથી એ પતિ તરફ જરા પણ અણગમો બતાવે છે એવો અર્થ નીકળતો નથી, પરંતુ પોતાનો અતિ પ્રેમ છતાં પતિ કેવું અઘટિત વર્તન ચલાવે છે એ બતાવવા માટે આ હકીકત પોતાની સાહેલીને કહે છે શુદ્ધ ચેતના સુમતિને આ પ્રમાણે કહે છે એવો અર્થ લઈએ તો પણ તેમાં વિરોધ નથી.

સુમતિ કહે છે—હે સખી ! મારા પતિ મહાપ્રવીણ નાટકિયા છે. તેઓ વારંવાર નવા નવા વેશ પહેરે છે અને નવા નવા નાટકો ભજવે છે (એ નટનાગરની બાજી કેવી અદ્ભુત છે તે આપણે પાંચમા પદમાં બહુ વિસ્તારથી વિચારી ગયા છીએ.) હે સખી ! એ મારા નાટકિઆ નાથના વેશ તો જુઓ. એ કાંઈ ગામડીઆ ભવાયા હોય તેવા મૂર્ખ નથી, પણ શહેરી નાટકિઆ જેવા બહુ ઉસ્તાદ છે, પ્રવીણ છે, કુશળ છે પ્રવીણ નાટકીઆ પેઠે આ ચેતનજી વારંવાર પાઠ ભજવે છે અને વેશ ફેરવે છે, થોડો વખત તે માયા સાથે પ્રેમ કરે છે, વળી તે કુમતિની સાથે નાચ કરે છે, પાછા વળી મમતાની સાથે બેસે છે વળી પાછા તૃષ્ણાને પગે પડે છે, વળી રાગમાં રંગાઈ રતિમાં રમે છે, શોકમાં ડૂબી અરતિમાં આરડે છે, કપટકળા કેળવી જગતને ધૂતે છે, અભિમાન કરી માનમતંગજ પર ચઢે છે ક્રોધ કરી અન્યને તુચ્છકારે છે, પોતાના પર ગુસ્સે થઈ પોતાનું જ માથું ફોડે છે,

---

* નટનાગર કે સ્વાંગ એવો પાઠ બે પ્રતમાં છે

× ખેલતને બદલે 'ખેલતી' એવો પાઠ છે જે અશુદ્ધ જણાય છે

† ફીકાને બદલે ધીકી પાઠ છે અને એક પ્રતમાં અંગને બદલે માંગ શબ્દ છે જેનો અર્થ સમજાતો નથી.

૧ દેખો=જુઓ. આલી=સખી. નટ=નાટકીઓ. નાગર=પ્રવીણ, શહેરી, નાયક. સાંગ=વેશ. ઔર હી ઔર=જુદા જુદા. રંગ=પાઠ. ખેલત=ખેલે છે ભજવે છે તાતેં=તેથી. ફીકા=ફિક્કા. લાગત=લાગે છે. અંગ=અવયવો. (જુઓ વિવેચન)

ઇંદ્રિય ભોગમાં આસક્ત થઇ સ્પર્શ, રૂપ, રસ, ગંધ અને શબ્દના અનેક પ્રકારના વિલાસો-માં મોજ માણે છે, રાજા થઈ હાથી પર બેસે છે, ભિખારી થઈ 'ભીક્ષા દેહિ' કરે છે, રોગી થઈ રખડે છે, ભોગી થઇ ભટકે છે, શોગી થઇ છટકે છે, કોઇ વાર દેવનો વેશ કાઢે છે, કોઇ વાર મનુષ્યનો વેશ ધારણ કરે છે, કોઇ વાર અનેક પ્રકારના તિર્યંચોના વેશ ધારણ કરે છે, કોઇ વાર નારક જાતિમા મહાદુ:ખ ભોગવનાર વેશને પહેરી લે છે. આવી રીતે અનેક જાતિમા અનેક વ્યક્તિરૂપે અને તે પ્રત્યેકમાં પાછા જૂદા જૂદા આંતરસ્થિતિ બતાવનારા મોહના આવિર્ભાવો ધારણ કરી નવા નવા પાઠો ભજવે છે, નવા નવા પાત્રોનાં કપડાં પહેરી લે છે અને તેથી થાકી જાય છે પછી અતિશય પાઠ ભજવેલા નાટકીઆના અંગો જેમ ફીક્કા-ઢીલાં પડી જાય તેમ તેના અવયવો તદ્દન ફીક્કા પડી ગયેલાં દેખાય છે, તેના મુખ ઉપર, તેના શરીર પર, તેના પ્રત્યેક અવયવ પર થાકની નિશાનીઓ પ્રત્યક્ષ દેખાય છે. અથવા અતિવિષયી માણસોના અંગ જેમ ફીક્કા દેખાય તેમ મારા નટનાગર કુમતિ, માયા, મમતા, તૃષ્ણા વિગેરે અનેક વેશ્યાઓ સાથે નાચતા હોવાથી તેમના શરીર ઉપર પણ વીર્યહાનિના પરિણામો સ્પષ્ટ દેખાય છે જોને! તેઓના અંગ તદ્દન ફીક્કાંફચ જેવા લાગે છે, તેઓના ગાત્રો શિથિલ થઇ ગયા દેખાય છે અને તેઓની ચામડી ઉપરથી જાણે રતાશ ઊડી ગઇ હોય એમ તેઓની આખના ફીક્કા પડેલા ખૂણાઓ ઉપરથી જણાય છે.

અથવા અંગ શબ્દનો અર્થ 'મોક્ષના સાધનો' એવો પણ થઈ શકે. અનેક સ્ત્રીઓ સાથે ખેલવાથી તેઓના મોક્ષનાં સાધનો તદ્દન ફીક્કા થઇ ગયા છે. આવા સાધનો પતિને હવે રુચતા પણ નથી અને તેથી કરીને સ્વપરિણામ તેમને પસંદ આવતા પણ નથી. વિભાવમા રમણ કરવાની એટલી બધી ટેવ પડી ગઇ છે કે-સ્વભાવદશા તરફ પ્રયાણ કરવાના સ્વપરિણામો તરફ તેમને રુચિ પણ થતી નથી

અથવા અંગનો અર્થ 'નિજ પરિવાર' લઇ શકાય ચેતનજીનો નિજ પરિવાર ક્ષમા, માર્દવ, આર્જવ, સંતોષ, દમ, દયા, તપ વિગેરે છે, તે સર્વ ચેતનજીની આવી પરરમણતા જોઇને તદ્દન ફીક્કા પડી ગયા છે તેઓને એમ થાય છે કે-અમારો જ કુટુંબી થઇને આ ચેતનજી માયા, મમતાની કુસંગતિમા પડી જઇ કેવા નિષિદ્ધ આચરણો કરે છે! કેવા અધમ કાર્યો કરે છે! કેવી પરિણતીની મલિનતા કરે છે! આવા આવા વિચારથી ચેતનજીનો પોતાનો પરિવાર ફીક્કો-ઝાખો પડી ગયો છે ચેતનજી પણ ઉપર ઉપરના મોહથી માયા-તૃષ્ણામા રૂપરંગ દેખે છે અને આ નિજ પરિવારના માણસોને ફીક્કા સમજે છે. આવા આવા અનેક વેશ કાઢીને ચેતનજી બીજા બીજાની સોબતમા રખડ્યા કરે છે.

## પદ ચોત્રીસમું

રાગ–સોરઠી

देखो आली नट नागरको सांग*, और ही और रंग ×खेलत तातें,
†फीका लागत अंग  देखो० १

"હે સખી! પ્રવીણ નાટકીયાનો વેશ (તો) જુઓ. તે જૂદા જૂદા પાઠ ભજવે છે તેથી તેના અંગો તદ્દન ફીક્કાં લાગે છે."

ભાવ–અનુભવને ઉપર જણાવ્યું તે પ્રમાણે કહીને પતિ પાસે મોકલ્યા પછી શુદ્ધ પવિત્ર સાધ્વી સુમતિ પોતાની સખી શ્રદ્ધા પાસે બેસી પોતાના પતિ સબંધી વાતો કરે છે બે સખીઓ એકઠી થાય ત્યારે આવી વાતો કરે એ તદ્દન સ્વાભાવિક છે એટલા ઉપરથી એ પતિ તરફ જરા પણ અણગમો બતાવે છે એવો અર્થ નીકળતો નથી, પરંતુ પોતાનો અતિ પ્રેમ છતાં પતિ કેવું અઘટિત વર્તન ચલાવે છે એ બતાવવા માટે આ હકીકત પોતાની સાહેલીને કહે છે શુદ્ધ ચેતના સુમતિને આ પ્રમાણે કહે છે એવો અર્થ લઇએ તો પણ તેમાં વિરોધ નથી.

સુમતિ કહે છે–હે સખી! મારા પતિ મહાપ્રવીણ નાટકીયા છે તેઓ વારંવાર નવા નવા વેશ પહેરે છે અને નવા નવા નાટકો ભજવે છે (એ નટનાગરની બાજી કેવી અદ્ભુત છે તે આપણે પાછળ પદમાં બહુ વિસ્તારથી વિચારી ગયા છીએ.) હે સખી! એ મારા નાટકીઆ નાથના વેશ તો જુઓ. એ કાંઇ ગામડીઆ ભવાયા હોય તેવા મૂર્ખ નથી, પણ શહેરી નાટકીઆ જેવા બહુ ઉસ્તાદ છે, પ્રવીણ છે, કુશળ છે પ્રવીણ નાટકીઆ પેઠે આ ચેતનજી વારંવાર પાઠ ભજવે છે અને વેશ ફેરવે છે, કોઇ વખત તે માયા સાથે પ્રેમ કરે છે, વળી તે કુમતિની સાથે નાચ કરે છે પાછા વળી મમતાની સાથે બેસે છે વળી પાછા તૃષ્ણાને પગે પડે છે, વળી હાસ્યમાં રંગાઇ રતિમાં રમે છે, શોકમાં ડૂબી અરતિમાં ભારડે છે, કપટકળા કેળવી જગતને ઠગે છે અભિમાન કરી માનમતગજ પર ચઢે છે, ક્રોધ કરી અન્યને તુચ્છકારે છે, પોતાના પર ગુસ્સે થઇ પોતાનું જ માથું ફોડે છે,

---

* નટનાગર કે સાંગ એવો પાઠ બે પ્રતમાં છે

× ખેલતને બદલે ખેલતી એવો પાઠ છે જે અશુદ્ધ જણાય છે

† ફીકાને બદલે 'ફીકી' પાઠ છે અને એક પ્રતમાં અંગને બદલે માંગ શબ્દ છે જેનો અર્થ સમજાતો નથી.

૧ દેખો=જુઓ. આલી=સખી. નટ=નાટકીઓ. નાગર=પ્રવીણ, શહેરી, નાયક. સાંગ=વેશ. ઔર હી ઔર=જૂદા જૂદા. રંગ=પાઠ. ખેલત=ખેલે છે ભજવે છે તાતે=તેથી. ફીકા=૫ર૩ વગરના. લાગત=લાગે છે અંગ=અવયવો. (જુઓ વિવેચન)

કથીર વચ્ચે છે. રૂપાનો સાચો રૂપિયો હોય અને કથીરનો ઢોળ ચઢાવેલો ખોટો રૂપિયો હોય, એ બે વચ્ચે જેટલો આતરો છે તેટલો મારી અને માયા મમતાની વચ્ચે આંતરો છે. માયા મમતા નિર્જીવ કિંમતના છે, ખોટા છે, બોદા છે, રૂપિયા તરીકે ચલાવવા જતાં રાજ્યનો મોટો ગુન્હો અને તેને પરિણામે થતી સખ્ત સજા અને તિરસ્કારને વહોરી લેનાર છે અને હુ સાચા રૂપિયા જેવી પૂર્ણ કિમતવાળી, શુદ્ધ રૂપવાળી, કચનવર્ણની અને સાચો અવાજ આપનારી છુ અને ચેતનજીને કોઈ પણ પ્રકારની અગવડમા નહિ મૂકતાં ઊલટી તેઓને ઇચ્છિત સ્થાનકે જવાની ટિકીટ ખરીદવા માટે મદદગાર થનારી છું; પણ ચેતનજી તો આ તરફ નજર પણ કરતા નથી, અને માયા મમતાના ફંદમા—ઉપર ઉપરના કૃત્રિમ રાગમાં રંગાઇને ફસાઇ ગયા છે, તેઓની સોબતમા પડી નવા નવા વેશ કાઢ્યા કરે છે અને ચારે ગતિમા અહીંતહીં અટવાયા કરે છે. આવી હકીકત છે ત્યારે હવે ચેતનજીને સમજાવવા માટે શું કરવું ? તેઓને ઘણાએ ઉપાલંભ આપ્યા તેની તો કાંઇ અસર થઇ નથી.

રાગનો રૂપિયો એ શબ્દ હાલ પણ મારવાડી ભાષામા કથીરના અર્થમા વપરાય છે. સંસ્કૃત કોષમા તો રગ એટલે કલઇ અર્થ થાય છે, રાંગ એવો શબ્દ નીકળતો નથી. એકંદરે રાગનો ઉપર લખેલો અર્થ અત્યારે પણ પ્રચલિત હેવાથી તે પાઠ શુદ્ધ હોય એમ જણાય છે

આ પદમા જે વિચાર બતાવ્યો છે તે સાદી રીતે ચિદાનદજી મહારાજે પોતાના પ્રથમનાં બે પદમા બતાવેલ છે. 'પિયા પરઘર મત જાવો રે' અને 'પિયા નિજ મહેલ પધારો રે' આ બન્ને પદમાં પતિને યોગ્ય ઉપાલંભ આપવામા આવ્યો છે અને પરઘરમા શું છે અને નિજ મંદિરમા શુ છે તેનો ચિતાર આપી પતિને નિજ મંદિરે પધારવા વિજ્ઞપ્તિ કરી છે. એ બન્ને પદ વાચવાથી અને શ્રીઆનદઘનજીનુ 'નાથ નિહારો આપ મતાસી' એ નવમું પદ વાચવાથી સુમતિ કેવા પ્રકારના ઉપાલભ આપે છે તે જોઇ શકાય તેમ છે. તાત્પર્ય એ છે કે—આવા અનેક પ્રકારના ઉપાલભ દઇ પતિને નિજ મદિરનુ રહસ્ય સમજાવી—બતાવી, તેઓ પારકે ઘરે રખડતા અટકી જાય એમ કરી આપવાનો આ દીર્ઘ પ્રયાસ છે અને તેમા ફત્તેહ થઇ જાય તો સાધ્ય તરફ ગમન થાય એમા કશી નવાઇ નથી.

तनु शुध खोय घूमत मन एसें, मानुं कुछ खाइ भांग;
एते पर आनंदघन *नावत, ×कहा और दीजे बांग? देखो० ३

* નાવતને બદલે 'નાચત' પાઠ છે, અર્થ અસિદ્ધ છે

× છેલ્લી પક્તિમા નીચે પ્રમાણે પાઠાતર છે "ઔર કહા કોઈ દીજે સગ" કોઈ બીજો સગત આપશે? કોઈ બીજો સોબત કરશે? એવો તેનો અર્થ થાય છે વિવેચન જુઓ

૩ તનુ=શરીર શુધ=શુદ્ધિ, ખબર ખોય=ખોઇને, વિસારીને ઘૂમત=ઘૂમે છે એસે=એવુ માનુ=જાણે કુછ=કાઇક ખાઇ=ખાધી, પીધી ભાગ=તમાકુ, ગાજો એતે પર=એ ચલણ પર, એવી હકીકત પર નાવત=આવશે નહિ. કહા=શુ ઔર=બીજી. બાગ=રાડ

કથીર વચ્ચે છે. રૂપાનો સાચો રૂપિયો હોય અને કથીરનો ઢોળ ચઢાવેલો ખોટો રૂપિયો હોય, એ બે વચ્ચે જેટલો આંતરો છે તેટલો મારી અને માયા મમતાની વચ્ચે આંતરો છે. માયા મમતા નિર્જીવ કિંમતના છે, ખોટા છે, બોદા છે, રૂપિયા તરીકે ચલાવવા જતા રાજ્યનો મોટો ગુન્હો અને તેને પરિણામે થતી સખ્ત સજા અને તિરસ્કારને વહોરી લેનાર છે અને હું સાચા રૂપિયા જેવી પૂર્ણ કિંમતવાળી, શુદ્ધ રૂપવાળી, કંચનવર્ણની અને સાચો અવાજ આપનારી છુ અને ચેતનજીને કોઇ પણ પ્રકારની અગવડમાં નહિ મૂકતા ઊલટી તેઓને ઇચ્છિત સ્થાનકે જવાની ટિકીટ ખરીદવા માટે મદદગાર થનારી છું; પણ ચેતનજી તો આ તરફ નજર પણ કરતા નથી, અને માયા મમતાના ફંદમાં-ઉપર ઉપરના કૃત્રિમ રાગમાં રંગાઇને ફસાઇ ગયા છે, તેઓની સોબતમાં પડી નવા નવા વેશ કાઢ્યા કરે છે અને ચારે ગતિમા અહીંતહીં અટવાયા કરે છે. આવી હકીકત છે ત્યારે હવે ચેતનજીને સમજાવવા માટે શું કરવું ? તેઓને ઘણાએ ઉપાલંભ આપ્યા તેની તો કાંઇ અસર થઇ નથી.

રાગનો રૂપિયો એ શબ્દ હાલ પણ મારવાડી ભાષામાં કથીરના અર્થમા વપરાય છે. સંસ્કૃત કોષમા તો રંગ એટલે કલઇ અર્થ થાય છે, રાગ એવો શબ્દ નીકળતો નથી. એકંદરે રાગનો ઉપર લખેલો અર્થ અત્યારે પણ પ્રચલિત હેવાથી તે પાઠ શુદ્ધ હોય એમ જણાય છે.

આ પદમા જે વિચાર બતાવ્યો છે તે સાદી રીતે ચિદાનંદજી મહારાજે પોતાના પ્રથમના બે પદમા બતાવેલ છે. 'પિયા પરઘર મત જાવો રે' અને 'પિયા નિજ મહેલ પધારો રે.' આ બન્ને પદમા પતિને યોગ્ય ઉપાલંભ આપવામા આવ્યો છે અને પરઘરમાં શું છે અને નિજ મંદિરમા શુ છે તેનો ચિતાર આપી પતિને નિજ મંદિરે પધારવા વિજ્ઞપ્તિ કરી છે. એ બન્ને પદ વાચવાથી અને શ્રીઆનંદઘનજીનુ 'નાથ નિહારો આપ મતાસી' એ નવમુ પદ વાચવાથી સુમતિ કેવા પ્રકારના ઉપાલંભ આપે છે તે જોઇ શકાય તેમ છે. તાત્પર્ય એ છે કે-આવા અનેક પ્રકારના ઉપાલંભ દઇ પતિને નિજ મંદિરનું રહસ્ય સમજાવી-બતાવી, તેઓ પારકે ઘરે રખડતા અટકી જાય એમ કરી આપવાનો આ દીર્ઘ પ્રયાસ છે અને તેમા ફત્તેહ થઇ જાય તો સાધ્ય તરફ ગમન થાય એમા કશી નવાઇ નથી.

तनु शुध खोय घूमत मन एसें, मानुं कुछ खाइ भांग;
एते पर आनंदघन *नावत, ×कहा और दीजे बांग ? देखो० ३

---

* નાવતને બદલે 'નાચત' પાઠ છે, અર્થ પ્રસિદ્ધ છે

× છેલ્લી પંક્તિમા નીચે પ્રમાણે પાઠાંતર છે "ઔર કહા કોઈ દીજે સંગ" કોઈ બીજો સંગત આપશે ? કોઈ બીજો સોબત કરશે ? એવો તેનો અર્થ થાય છે વિવેચન જુઓ

૩ તનુ=શરીર શુધ=શુદ્ધિ, ખબર ખોય=ખોઇને, વિસારીને ઘૂમત=ઘૂમે છે એસે=એવુ માનુ=જાણે કુછ=કાઇક ખાઇ=ખાધી, પીધી ભાગ=તમાકુ, ગાંજો એતે પર=એ ચલણ પર, એવી હકીકત પર નાવત=આવશે નહિ. કહા=શુ. ઔર=બીજી. બાંગ=રાડ

"શરીરની શુદ્ધિ ખોઈને મન એવું ભમે છે કે જાણે કાંઈક ભાંગ પીધી હોય નહિ ! આટલી હકીકત પર પણ આનંદઘન આવશે નહિ તો પછી શું બીજી બાંગ દેવામાં આવે–પોકાર પાડવામાં આવે ?"

ભાવ—અહો સખી ! મારા પતિ ચેતનજીએ પોતાના શરીરની શુદ્ધિ વિસારી મૂકી છે, પોતાના શરીરના શા હાલ થાય છે તેની તેઓ દરકાર કરતા નથી અને તેઓનું મન પણ જેમ ભમે એવું ભમે ત્યાં રખડ્યા કરે છે કે જાણે તેઓએ ભાંગ પીધી હોય નહિ ! અત્યારે તે મારા નાથનાં લક્ષણ જોયાં હોય તો જણાશે કે તેઓના કામમાં કોઈ પણ પ્રકારની વ્યવસ્થા નહિ, બોલવાનો પડો નહિ, વર્તનનું ઠેકાણું નહિ, કોની સાથે કેવી રીતે બોલવું–ચાલવું જોઈએ તેનો વિચાર નહિ; એ તો એવા પ્રકારના થઈ ગયા છે કે જેમ એક માણસે ભાંગ પીધી હોય, લીલાગર કે ગાંજો પીધો હોય અને પછી શરીરની કે મનની શુદ્ધિ વગર ગમે ત્યાં અથડાયા–પછડાયા કરે તેવી રીતે તેઓ મનની અને શરીરની શુધબુધ ખોઈને આડાઅવળા ભટક્યા કરે છે. તેઓને વિચાર થતો નથી કે પોતે કોણ છે ? કોની સોબતમાં રહે છે ? અને કેવી જગ્યાએ ભટકે છે ? પોતાની આબરૂને તેથી કેટલું નુકસાન પહોંચે છે એની દરકાર કર્યા વગર પોતાની જાતને પણ ઓળખતા નથી અને એક પીધેલ માણસની પેઠે ઉન્મત્તની પેઠે વર્તન કરે છે. કોઈ પ્રસંગે દારૂડીઆ કે ગાંજાખોર રખડુનો દેખાવ જોવાનો પ્રસંગ બન્યો હોય તો તેના–(પતિના) શરીરના શા હાલ થાય છે તે બરાબર તારા ધ્યાનમાં આવે. તેના મનમાં જે અવસ્થા–વિચારો થાય છે તે તો અનુભવથી જ જણાય. જેઓ એવી લતમાં પડી ગયા હોય છે તેવાની અવસ્થા સંબંધી *વિચારો વાંચ્યા હોય, જાણ્યા હોય તો જરૂર બહુ દયા આવે. સુમતિએ પતિને ભાંગ પીધેલ સાથે સરખાવ્યો એ વચન સત્ય પણ વિચારવા લાયક હકીકત છે. 'મોહમય પ્રમાદમદિરા પીને જગત્ ઉન્મત્ત થઈ ગયું છે' એ ભર્તૃહરિના વિચારો આપણે અન્યત્ર આ જ ગ્રંથના વિવેચનમાં જોઈ ગયા છીએ. અને શુદ્ધ ચેતનના અનંત ગુણ એક બાજુએ અને તેનું વિષયકર્દમમાં વિવિધ રૂપે રાચવાપણું બીજી બાજુએ મૂકી તેને સરખાવવામાં આવે તો ચેતનજીના વર્તનને એક ભંગેરી–ગંજેરીની પંક્તિમાં મૂકવામાં સુમતિએ જરા પણ ખોટું કર્યું છે એમ કહી શકાય નહિ, છતાં તે શુદ્ધ પતિવ્રતા સાધ્વી પતિનું આટલું પણ વાંકું બોલતાં કેટલી ડરે છે તે 'કુછ' શબ્દથી જણાય છે. એ શબ્દ સહજ અથવા કાંઈક એવા અર્થમાં વપરાય છે લે કે આ ચેતનજીએ તો ગળા સુધી ભાંગ પીધી છે અને તેના કેફમાં તે માયા, મમતાના વેશ્યાવાસમાં પડ્યા રહે છે, પણ પતિ સંબંધી એવી વાત પોતાની સખી સાથે કરતાં પણ સુમતિના મનમાં જે ખેદ થાય છે તે બતાવનારો એ શબ્દ છે.

હે સખી ! આટલી આટલી વાત કરતાં છતાં અને આવી રીતે અનુભવ મિત્ર સાથે

* See Confessions of an Opium Eater

કહેવરાવતાં છતાં પણ જો મારા નાથ, જેઓ પોતાની શુદ્ધ સત્તાએ આનંદના સમૂહ છે તેઓ મારા મંદિરે ન પધારે તો પછી મારે તે શુ હવે બાગ પોકારવી? હવે કરવું શું? સતી સ્ત્રીને ઘટે તેવી રીતે મર્યાદામા રહી સહજ વધારે સખ્ત શબ્દો કહી પતિને સમજાવતાં છતા પણ તેઓ સ્વમંદિરે પધારવાનો વિચાર જ ન કરે તો પછી શું રાડો પાડીને મારી વધારે ફજેતી કરવી? જો સખી, તેઓ ઘણા વખતથી મારે મદિરે આવતા તો નથી જ, હું દૂતી સાથે કહેવરાવુ છું તે સાભળતા નથી, અનુભવ મિત્રને કહેવાનું કહ્યુ છે તેનું પણ કાઇ પરિણામ આવ્યુ નથી, તેથી હવે તો જે થાય તે જોયા કરવાનું છે, વધારે રાડો પાડીને ઘરનો ફજેતો કરવો એમા મને તો લાભ જણાતો નથી. દશમા પદમાં સુમતિ આ જ પ્રમાણે કહે છે 'એતી સુની આનંદઘન નાવત, ઔર કહા કોઉ ડુંડ બજાવે.' એ વિચાર જણાવતી વખતે પતિ બાજુમા ઊભા ઊભા સાભળતા હતા અને આ વખતે ગેરહાજર છે એટલો તફાવત છે.

"ઓર કહા કોઇ દીજે સગ" એ પાઠનો અર્થ જૂદી રીતે પણ થઈ શકે. માત્ર તે વખતે ચેતનજી નજીક છે એવો ભાવ લેતા પદના બાકીના ભાવ સાથે તે અર્થને અસંબદ્ધ-પણુ પ્રાપ્ત થાય છે હે ચેતન! એવા કથીરના ચલણ પર તને કદિ આનંદઘન પ્રભુ મળવાના નથી અને એ તારી પાસે નહિ આવે તો બીજો કોઇ તને સોબત આપે, તારી સાથે આવે, નિરંતર તારા પર પ્રીતિ રાખે એ કદિ બનવાનુ નથી એમ તારે જરૂર માની લેવું. તારા સંગી થશે તો અતે આનંદઘન પ્રભુ જ થશે, આ માયા મમતા તો કુલટા છે, એ તો તને મૂકીને તરત ચાલી જશે, તને ધક્કો મારીને નાસી જશે જો તારે અવિચળ પ્રેમ કરવો હોય તો આનંદઘન સાથે જ કર તે કાઇ આવા ખોટા ચલણ પર આવવાના નથી એ સ્પષ્ટ સમજજે, તેઓ તો બરાબર પરીક્ષા કરીને રૂપાનો રૂપિયો હશે, સાચું ચલણ હશે ત્યા જ આવશે પાઠાતરનો આ પ્રમાણે અર્થ થઇ શકે છે, તે પણ વિચારવા યોગ્ય છે.

આખા પદનો અર્થ ગંભીર દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે આ ચેતનજી નાના પ્રકારના વેશો કાઢે છે, ચારે ગતિમા રખડે છે અને ચોરાશી ચૌટામા ભટકે છે, પણ એનો આરો આવતો નથી. એનું મુખ્ય કારણ એક જ છે, અને તે એ કે આ ચેતનને સ્વભાવ અને વિભાવ વચ્ચે તફાવત શું છે તેનો વિવેક નથી, તેને સ્વપરનુ ભાન નથી તેથી અન્ય વસ્તુમા આસક્ત થઇ જઇ ઉપર ઉપરનુ માન્યતાનુ સુખ લેવામા લલચાઈ જાય છે, પરતુ એટલો વિચાર કરતો નથી કે એ સુખ શું છે? શેનું છે? અને કેટલા વખતનું છે? મતલબ ટૂકામા કહીએ તો એ વાસ્તવિક સુખને ઓળખતો નથી અને માની લીધેલા સુખના કારણો, સ્થિતિ અને સ્વરૂપ સમજતો નથી અને કોઇ યોગ્ય મહાત્મા તેને સમજાવવા પ્રયત્ન કરે તો તે તરફ લક્ષ્ય આપતો નથી આને પરિણામે પછી પરભાવમા તેનુ રમણ થાય છે અને તે ધીમે ધીમે એટલો નીચે ઉતરી જાય છે કે મહાન્ દશાના સ્વપ્ન પણ તેને

આવવાં નથી. વિભાવદશામાં ઉન્મત્તની પેઠે ચાળા કર્યા કરે છે અને સંસારમાં રખડી મરી જાય છે પણ તેનો પાર આવતો નથી. આવી રીતે ધક્કા ખાતા છતાં પણ મનની શુદ્ધિ ભાંગ પીધાને લીધે ન હોવાથી તે સંસારને ચાટતો જાય છે અને ઝેરના કીડાની પેઠે ઝેરમાં જ સુખ માને છે

રૂપાના રૂપિયાનો અને ત્રાંબાના રૂપિયાનો તફાવત ઓળખી, ભાંગની અસરથી મનશુદ્ધિ ખોઈ છે તે પાછી મેળવી વસ્તુસ્થિતિ વિચારો, સમતાને ઓળખો, ઘરની સીધી પ્રેમ લેરો અને પરરમણીસંગ મૂકી દો આવી સુમતિની વાત સાંભળવાનો અવસર આવ્યો છે તે પણ મોટા પુણ્યનો ઉદય સમજો એ સુમતિનું વચન નહિ માની, નહિ સાંભળી, સંસારમાં રહ્યા તો પછી સુમતિ કાંઈ બાંગ પોકારવાની નથી અને અન્ય ગતિમાં જશો ત્યાં તેની બાંગ સંભળાવાની પણ નથી, માટે સુમતિ સાથે પ્રેમ જમાડવાનું અને તેના મંદિરે રહેવાનું મન કરી ઉત્ક્રાંતિમાં ઊંચા આવો. વિચારશો તો જણાશે કે આવો અવસર સંસારપરિભ્રમણમાં વારંવાર આવતો નથી.

---

## પદ પાંત્રીસમું

રાગ—દીપક અથવા કનડો.

**करे जारे जारे जारे जा**

**सजि सिणगार बनाइ *आभूषण, गई तब सूनी सेजा करे० १**

"(સખીઓ) કહે છે 'જા, જા, જા.' શણગાર સજી, આભૂષણો ધારણ કરી (પતિ પાસે) ગઈ ત્યારે શય્યા સૂની (માલૂમ પડી)"

ભાવ—શ્રદ્ધા સખી પાસે ઉપરના પદમાં જણાવ્યા પ્રમાણે વાત કરી ત્યારે શ્રદ્ધાએ સુમતિને દિલાસો આપ્યો. 'બહેન, અત્યાર સુધી તો પતિ તારે મંદિરે આવ્યા નથી એ વાત ખરી છે પણ હવે તે અનુભવને પતિ પાસે મોકલ્યો છે તેથી તે તારે મંદિરે આવશે એમ મને લાગે છે માટે હવે તું પણ તારે મંદિરે જા અને પતિને ભેટ.' શ્રદ્ધા આવી રીતે આગ્રહ કરીને સુમતિને પોતાને મંદિરે મોકલે છે તે વખતે સુમતિનું મન માનતું નથી, તેના મનમાં પતિ આવે એવો ભરોસો આવતો નથી અને તેથી તેને મંદિરમાં જવાની હોંશ થતી નથી છતાં સખીના આગ્રહથી પોતે જવાનો વિચાર કર્યો મંદિરે આવી. પતિ આવવાના હોય ત્યારે સૌભાગ્યવતી સ્ત્રી સોળ શણગાર× સજે છે તે પ્રમાણે સુમતિએ પગથી તે માથા સુધી

---

* આભૂષણને બદલે ભૂખણ પાઠ છે પણ તેનો અર્થ એક જ છે

૧ કરે=કરે છે. નરે=ના. સંભારણ કરી. સિણગાર=શૃંગાર, ઉત્તમ વસ્ત્ર, ઘરેણાં વિગેરે સોળ શણગાર. બનાઇ=બનાવીને પહેરીને. આભૂષણ=ઘરેણાં. તબ=ત્યારે. સૂની=ખાલી, પતિ વગરની. સેજ=શય્યા.

× જુઓ પદ વીસમું

શણગારો ધારણ કર્યાં તેમ જ હાથ, પગ અને ડોકમાં આભૂષણો ધારણ કરી પતિને મળવા ઉત્સુક થઇ શયનગૃહમાં જઇને જુએ છે તો શય્યા તદ્દન ખાલી પડી છે, ત્યા પતિ જણાતા નથી અને સેજડી બીછાવેલી હતી તે એમ ને એમ પડેલી છે. પતિને મળવાને ઉત્સુક સાધ્વી સ્ત્રીને તે વખતે કેવો આઘાત લાગ્યો હશે તે હવે પછી બતાવવામા આવે છે.

આ પક્તિઓનો બીજો પણ અર્થ થઇ શકે છે. ક્રિયા આડંબરરૂપ શણગાર સજ્યો પણ શુદ્ધ ઉપયોગરૂપ પતિ વગરની શય્યા છે તેથી શણગાર નકામો છે ગમે તેટલો બાહ્ય આડંબર ક્રિયા માટે રચવામા આવે, મોટા પાયા ઉપર સામગ્રીની તૈયારીઓ કરવામા આવે, અનેક પ્રકારની ઉપર ઉપરની બાહ્ય ધામધુમ કરવામા આવે, પરતુ જ્યા સુધી તેમાં આત્મા નથી એટલે કે આત્માનો શુદ્ધ ઉપયોગ નથી ત્યા સુધી શય્યા તો ખાલી જ છે. અત્ર ક્રિયાનો નિષેધ બતાવ્યો નથી પણ શય્યા સૂની હોય તો તેનું બીનઉપયોગીપણું બતાવ્યું અથવા વધારે વાસ્તવિક રીતે કહીએ તો બાહ્ય ક્રિયાથી જે વસ્તુગત લાભ થવો જોઇએ તેના પ્રમાણમા લાભની અતિ અલ્પતા બતાવી છે. એ જ ક્રિયાની સાથે જો શુદ્ધ ઉપયોગ હોય તો બહુ લાભ થાય માત્ર બાહ્ય ક્રિયા સાથે શુદ્ધ આતરગત ઉપયોગ ન હોય તો તે રાજા વગરના સૈન્ય, પતિ વગરની પત્ની, ચૈતન્ય વગરના શરીર જેવુ છે. આ ભાવ બહુ વિશાળ દૃષ્ટિથી ગ્રાહ્યમા લેવા યોગ્ય છે.

શ્રીમદ્યશોવિજયજી એક સ્થળે કહે છે કે —

ક્રિયા મૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ *અપૂઠી,
જૈન દશા ×ઉનમે હી નાહિ, કહે સો સબહી જૂઠી. પરમ૦
પરપરનતી +અપની કરી માને, કિરિયા ગરવે –ઘેહેલો,
ઉનકુ જૈન કહો ક્યુ કહીએ, સો મૂરખમે પહેલો પરમ૦

યાદ રાખવાનું છે કે–આમા પણ ક્રિયાનો નિષેધ નથી, પણ બાહ્ય ક્રિયામા પરિપૂર્ણતા માની લેનારની માન્યતામા કેટલો ફેરફાર છે તેનો ચિતાર છે, કારણ કે તે જ મહાત્મા આગળ કહે છે કે—

ક્રિયા ‡બિના જ્ઞાન નહિ કબહુ, ક્રિયા જ્ઞાન બીનુ નાહિ,
ક્રિયા જ્ઞાન દોઉ મીલત રહતુ હે, ¶જ્યૌં જલરસ જલમાંહી પરમ૦

આવી રીતે જળ અને જળરસના મેળાપની પેઠે બાહ્ય ક્રિયા અને શુદ્ધ ઉપયોગનો સ્વાભાવિક સયોગ કરવા માટે આ વચન છે, તે બરાબર સાધ્ય દૃષ્ટિએ વિચારવું એ મહાવાક્યનો ઉપયોગ ક્રિયાનો નિષેધ કરવામાં અને બેસી રહેવામા કરવાનો નથી પ્રમાદનો ત્યાગ કરવાનો અને જ્ઞાન તથા ક્રિયા ઉભયનો યોગ કરવાનો એ વિચાર બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી સમજવા યોગ્ય છે

* વિપરી~ પોતાની – ગાંડો ‡ વગર. ¶ જેમ.

विरहव्यथा कछु ऐसी व्यापती, मानु कोई मारती *वेजा;
अंतक अंत कहालु लेगो प्यारे, चाहे जीव तु ले जा करे० २

"વિરહની પીડા એવી થાય છે કે–જાણે કોઈ બાણના પ્રહાર કરતુ હોય. હે યમ રાજ ! તુ તે હવે કેટલો અંત લઈશ મરણ હોય તો હવે તો જીવ જ લઈ જા."

ભાવ—પતિની સેજડી ખાલી જોઈને સુમતિના મનમા મહાઆઘાત લાગ્યો તે આપણે ઉપર જોઈ ગયા. તે વખતે તે વિચાર કરે છે કે–પતિના વિરહની પીડા કાંઈક એવી વ્યાપી જાય છે કે જાણે કોઈ બાણના પ્રહાર કરતુ હોય નહિ ! કામદેવ પોતાના કુસુમબાણથી જે વખતે કામીને વીંધે છે તે વખતે તેને એવી પીડા થાય છે કે જેવી પીડા સખ્તમા સખ્ત અણીદાર બાણના વાગવાથી પણ થાય નહિ તેટલા માટે સુમતિ કહે છે કે–પતિ વગર મારી આવી વ્યથિત અવસ્થા થઈ પડી છે બાણના પ્રહારથી જાણે પોતે મુઝાઈ ગઈ હોય તેવી તેની સ્થિતિ ગઈ છે અહો ! અંત લેનારા ! તુ મારો અંત ક્યાં સુધી લેશે ? તારે મારો અંત કેટલો લેવો છે ? તુ સિદ્ધસ્વરૂપે અંતક એટલે અંત લેનાર છે પણ હાલ વિરહાવસ્થામા રાખીને મારો અંત ક્યા સુધી લઈશ ? દુનિયાનો નિયમ છે કે કોઈ પણ બાબતમા છેવટ સુધી અંત લેવો નહિ, બહુ તાણવાથી ક્યારેક તૂટી જાય, એ તુ જાણે છે, છતાં મારો અંત ક્યા સુધી લેવાનો છો ? અરે મારા નાથ ! તારી એમ જ ઇચ્છા હોય તો મારો જીવ તુ લઈ જા આ પ્રમાણે વિરહમાં ને વિરહમા મને વ્યથિત કરી મારી નાખવાને બદલે તો મારા પ્રાણ લઈ જા કે આવી પીડા ભોગવવામાથી મારી મુક્તિ થાય. હે ચેતનજી ! મારુ ચેતનાપણુ છે અને સમતા છે તે તુ લઈ જા, તુ તેને તારી પાસે રાખ અને તેનો તુ મને તે ઉપયોગ કર એવી રીતે મારા શુદ્ધ ચેતનનો અંત આવશે તો પણ હુ તારારૂપ બની જઈશ, તારામય બની જઈશ અને પતિઅરણમા પ્રાણાર્પણ કરવાની આર્ય સ્ત્રીની ઉન્નત ભાવનાનો મારા અને તારા એકત્ર જોડાણમા અંત આવશે, આપણે એક થઈ રહીશુ અને પરમ સુખનુ આસ્વાદન કરશુ હે નાથ ! તને ગમે તે કર, જોઈએ તો મારુ જીવન લે, મારા પ્રાણ લે, પણ હવે આ વિરહવ્યથાનો છેડો લાવ, હવે હદ થઈ છે, વધારે પીડા મારાથી સહન થઈ શકે તેમ નથી

અત્ર જીવ લેવાનુ કહ્યું તે આલંકારિક છે પતિઅરણમાં પ્રાણ અર્પણ કરવાથી પતિ મેળાપ થાય છે તે માન્યતા પર આ રૂપક છે પતિને એ રીતે સમજાવીને પોતાનુ શુદ્ધ સતીત્વ બતાવી આપવાનુ તેમાં લક્ષ્યાર્થ છે તેને ઉપાલંભ તરીકે પણ કહી શકાય. જેમ

---

* બેજાને બદલે તેજા પાઠ છે તેનો અર્થ ધોળી થાય છે તે અર્થ પણ સુંદર છે અને તે પાઠ બે પ્રતોમાં છે

૨ વિરહવ્યથા=પતિવિરહથી થતી પીડા વ્યાપતી=થતી, પ્રસરી. માનુ=જાણે કે બેજા=બાણના પ્રહાર. અંતક=અંતના લેનાર, યમ. અંત=છેડો. કહાલુ=ક્યા સુધી ! લેગો=લઈશ. ચાહે=મરણ હોય તો.

છોકરાઓ તોફાન-મસ્તી કરતા હોય તેને કહેવું કે 'હત તારી મા ઉપવાસ કરે.' એના જેવુ એ છે. તુ મારો જીવ લે અને તેને તુ રાખી મૂક. મતલબ એ જ આવે છે કે-તું શુદ્ધ સમતા ધારણ કરી છેવટે શુદ્ધ ચેતનામય થઇ જા. આ બન્ને અર્થ બરાબર બંધબેસતા આવે છે.

બેજાને બદલે નેજા પાઠ છે. નેજક એટલે ધોબી જેમ ધોબી લુગડા ધોતી વખતે તેના ઉપર ધોકાવડે પ્રહાર કરતો હોય તેમ વિરહવ્યથાના પ્રહાર મને બહુ સખત લાગે છે અને તે એવા આકરા લાગે છે કે જાણે ધોબી ધોકાવડે ધમધમાવતા હોય.

આવી રીતે શુદ્ધ પતિવ્રતા સ્ત્રી સુમતિ અથવા શુદ્ધ ચેતના પતિને માટે વિરહાનલમાં ડૂબી જઈ શોક કરે છે અને પતિ વગરની સેજડી જોઈ અતિ દિલગીરીમા ગરકાવ થઈ જાય છે. છેવટે પતિ તો હાજર નથી પણ તેઓને ઉદ્દેશીને વિજ્ઞપ્તિ કરે છે.

**कोकिल काम चंद्र चूतादि, ×चेतन मत है जेजा;**
**नवल नागर आनंदघन प्यारे, आइ अमित सुख +देजा. करे० ३**

"કોકિલનો કલરવ, કામદેવ, ચંદ્ર, આબાની કેરીઓ વિગેરે જે જે ચેતનના મત પ્રમાણે પ્રમાણભૂત (આનદના સાધનો તરીકે) ગણાયલા છે (તેને સાથે લઇને) હે સલુણા! સકળ કળાકુશળ મારા પ્રભુ આનંદઘન! અહીં પધારીને માપ વગરનું ઘણું સુખ દઈ જા."

**ભાવ**-વિભાવદશામા ચેતનજી હોય છે ત્યા સુધી તેને કોકિલનો કલરવ, કામદેવનો રતિવિલાસ, ચદ્રની શરદ્ જ્યોત્સ્ના, આબાના વૃક્ષ નીચે કલ્લોલ તેમજ વિજળીનો ચમકાટ, મેઘનો ગર્જારવ વિગેરે પદાર્થો કામોદ્દીપક તરીકે બહુ પસંદ આવે છે અને તેવા પદાર્થોની સોબતમાં પોતે હોય છે ત્યારે બહુ સુખ અનુભવે છે, બહુ આનદ માને છે અને પોતાની જાતને બહુ ભાગ્યશાળી ગણે છે. હે મારા નવલ નાગર સલુણા નાથ! મારા ચેતનજી પ્યારા! તમે આનદ આપનાર તરીકે જે વસ્તુને પ્રમાણભૂત ગણી હોય તેને લઇને મારા મંદિરે આવો-પધારો અને મારો અનાદિ કાળનો વિરહ ભાગી નાખી મને અમિત સુખ આપો.

હે મારા નાથ! જેમ તમારે મતે હાલ કોકિલ, ચદ્ર, કામ, ચૂતાદિક આનંદના પદાર્થો

---

× દેન મતત હે જેજા' આ પ્રમાણે પાઠાતર છે, તે પાઠ બન્ને પ્રતમાં છે તેથી સાર્થ હોવો જોઇએ પણ તેનો અર્થ બેસતો નથી

+ 'દેજા' પાઠાતર છે

૩ કોકિલ=કોયલ કામ=કામદેવ ચદ્ર=ચદ્રમા ચૂતાદિ=આબો વિગેરે (વિગેરેથી મેઘનો ગર્જારવ, વિજળીનો ચમકાટ આદિ સમજવા) ચેતન=ચૈતન્ય-મારા પતિ મત=અભિપ્રાયે, મતે, પ્રમાણભૂત ગણ્યા છે જે જા=જે જે, જે કોઈ નવલ=સલુણા નાગર=સકલ કળાકુશલ આઇ=આવીને અમિત=અપાર દેજા=દઇ જા, આપી જા

મળ્યા છે તે જ પ્રમાણે તમારા શુદ્ધ મતે આર્ય ક્ષેત્ર, ઉત્તમ જાતિ, શરીરસ્વાસ્થ્ય, દેવ ગુરુધર્મની જોગવાઈ, ઇંદ્રિયોનુ આરોગ્ય, શ્રદ્ધા વિગેરે અનેક આનંદના પદાર્થો તમને આ ભવમાં મળ્યા છે એક સ્થૂળ આનંદ આપનાર છે, એક માનસિક આનંદ આપનાર છે; એક વિભાવદશામા તમને અભિમત છે અને એક સ્વભાવદશામા અભિમત છે આથી તમને જે અભિમત પદાર્થો છે અને જે તમને મળ્યા છે તે સર્વને લઈને અને ખાસ કરીને મારો અને તમારો અતર પ્રદેશમા મેળાપ થવાનો હોવાથી આપને સ્વાભાવિક આનંદ આપે તેવા સર્વ પદાર્થો સાથે લઈને આપ મારે મંદિરે પધારો અને મને લધુ-ભાપ વગરનુ સુખ આપો આ મારો વિરહકાળ છે, આપની સેજડી ખાલી પડી છે અને તે જોઈ મને શસ્ત્રપ્રહાર જેવો આઘાત થાય છે તેવી સ્થિતિને કૃપા કરીને દૂર કરો, જેથી મને સુખ થાય અને આપને ઘરઘર ભટકવુ મટી જાય.

હે મારા નાથ ! આવો અવસર વારવાર આવતો નથી, તમને આ ભવમાં જે અનુકૂળતા પ્રાપ્ત થઈ છે તે પણ મહાદુર્લભ છે, તમને મનુષ્યભવ મળવો એ પણ મોટી મુશ્કેલીની બાબત છે, તેમાં પણ આ સ્વભાવ વિભાવના સ્વરૂપ સમજવા જેટલી બુદ્ધિ તમને પ્રાપ્ત થઈ છે તે તો મહાભાગ્યે કોઈ વાર જ પ્રાપ્ત થાય છે તમારામાં તે સર્વ ભરેલ છે અથવા તમે લાયક છો, પણ તમે તો પેલીઓની સોબતમા એવા પડી ગયો છો કે બુદ્ધિદીપક આડુ મોટુ આવરણ મૂકી દો છો અને તે ખસેડવુ તમને પણ બહુ મુશ્કેલ થઈ પડે છે આ સર્વ સ્થિતિને ઓળખી તમે તમારે માટે સ્વતત્ર વિચાર કરી શકો, તમારી જાત તરફ જોઈ શકો, તમારા પરિવારને ઓળખી શકો તેના ગુણ-દોષ તરફ કેટલાક વિવેચન કરી શકો એટલી શક્તિ તમને પ્રાપ્ત થઈ છે, તો પછી મારી આપને વિજ્ઞપ્તિ છે કે—આપ આપના મત પ્રમાણે આપને જે અભિમત વસ્તુ હોય તે સર્વ લઈ મારે મંદિરે પધારો અને મને આનંદ આપો. મારી વિરહાવસ્થા દૂર કરો અને આપ આપના નામને છાજે તેવા ભોગવિલાસ મારી સાથે ભોગવો.

મુદ્દાની હકીકત એક જ છે આ ચેતનજી સ સારદશામા એવા ડૂબી ગયા છે કે પોતામા વાસ્તવિક મહાન્ ગુણો છે તેનો તેને ખ્યાલ પણ આવતો નથી, તેથી મહાત્મા આનંદઘને આવા અતિ પવિત્ર સદ્ગુણોને આકાર (સુમતિ-શુદ્ધ ચેતના વિગેરેનો) આપીને તેઓને બોલતા કર્યા છે તે આ જીવને બરાબર વસ્તુસ્થિતિ સમજાવવા સારુ કામને લગતા તેને પ્રિય મનાયલા શબ્દો બોલીને તેને પોતાના તરફ ખેંચે છે અને તે દ્વારા તેને ખરી હકીકતનો ખ્યાલ આપે છે એનો ઉદ્દેશ ચેતનજીને વિભાવમાર્ગમાંથી ઓસરાવી શુદ્ધ સ્વભાવ તરફ લઈ આવવાનો છે સ્થૂલ સુખની ખોટી માન્યતા ઉપરનો ભાવ ખેંચી લઈ આ વાસ્તવિક સુખની વાનગી ચાખવા અને અમિત સુખ સુમતિને દેવાને બહાને પોતે જ એક વાર પ્રયાસ કરી જોવો ઉચિત છે

જેમ જેટલી બાહ્ય ક્રિયાઓ કરવામાં આવે, જેમ જેટલો ઉપર ઉપરથી વૈરાગ્યનો ડોળ

દેખાડવામાં આવે અને ગમે તેટલી ખાલી ટાપટીપ કરવામા આવે પણ જ્યાં સુધી એ સર્વમાં શુદ્ધ ઉપયોગ ભળતો નથી, એટલે કે જ્યા સુધી એનું વાસ્તવિક તાદાત્મ્ય અંતરાત્મદશામા થતું નથી ત્યાં સુધી સર્વ બાહ્ય આચરણુનો સાર લગભગ શૂન્યતામાં આવે છે. આત્મા વગરનું શરીર જેમ ફેંકી દેવા યોગ્ય છે તેમ શુદ્ધ ઉપયોગ વગરની ક્રિયા વિશિષ્ટ સાધ્ય દૃષ્ટિએ એટલુ અલ્પ ફળ દેવાવાળી થાય છે કે તત્ફળાપેક્ષયા નકામી છે એમ કહી શકાય. આ પ્રમાણે હકીકત હોવાથી સુમતિ પતિ વગરની સેજડી જોઇ ખેદ કરે તે સ્વાભાવિક છે. સુમતિ પતિને કહે છે કે-કોકિલ વિગેરે તમને બાહ્ય સુખ આપનારા પદાર્થો પ્રિય છે તેને લઇને પણ એક વાર મંદિરે પધારો, એક વખત મદિરે પધારશો તો પછી બાહ્ય પદાર્થનો તમારો સંબંધ, તેની સ્થિતિ અને તેનાં કારણો તમારા ધ્યાન પર લાવવામા આવશે; એટલે પછી આપને યોગ્ય લાગે તે ગ્રહણ કરજો, પરતુ હે નાથ ! હવે આ બાબતનો બહુ અંત લો નહિ અને ગમે તેમ કરીને મારે મંદિરે પધારી એક વખત તો રગ જમાવી મારા વિરહકાળનો છેડો લાવો.

---

## પદ છત્રીસમું

રાગ-માલસિરિ

**वारे नाह संग मेरो, युंहीं जोबन जाय;**
**ए दिन हसन खेलनके सजनी, रोते रेन विहाय. वारे० १**

"નાથ મારી સોબત અટકાવે છે-કરતા નથી અને આવી રીતે મારુ જોબન (નકામું) ચાલ્યુ જાય છે. હે સખી ! આ દિવસો તો હસવા ખેલવાના છે (તેને બદલે) રોતા રોતા પસાર થાય છે."

**ભાવ**—આ પદ માત્ર ભીમશી માણેકવાળી બુકમા છાપેલું છે. મારી પાસે પદોની બીજી પ્રતો આવી છે, તેમા તે નથી શૈલી આનદઘનજીની જણાય છે તેથી આખુ પદ મૂકી દેવાને બદલે તેના કર્તા આનદઘનજી હશે કે કેમ ? તેની ચર્ચા ઉપોદ્‌ઘાતમા કરવાનું રાખી તે પદનું વિવેચન અત્ર કર્યું છે.

સુમતિએ પતિને અનેક પ્રકારના સંદેશા કહેવરાવ્યા, આડકતરી રીતે તેઓને પોતાના મનનો અભિપ્રાય પણ સભળાવી દીધો, એ સર્વની અસર હજુ પતિ ઉપર થઈ નહી. દરમ્યાન એક વખત સખીઓના આગ્રહથી પોતે પતિ, મદિરે પધારશે એમ ધારી શયન-ગૃહમા ગઈ તો શય્યા ખાલી દીઠી (ઉપરનુ પદ જુઓ) ત્યા શય્યા નજીક બેસી કેટલાક

---

૧ વારે=વારે છે, અટકાવે છે નાહ=નાથ, પતિ સગ=સોબત યુહીં=આવી રીતે દિન=વખત હસન ખેલનકે=હસવા ખેલવાના સજની=સખી રેન=રાત્રિ વિહાય=વહાય, પસાર થાય છે.

શોકોદ્ગાર કાઢી પછી પોતાની સખી શ્રદ્ધા પાસે આવી તેને પોતાના દુઃખની વાત કરે છેઃ હે સખી ! પતિ તો મારો સંગ કરતા નથી પણ ઊલટા તેને અટકાવે છે, અને તેમ કરીને મારો સંગ ન થાય એવું વર્તન કરે છે અને મારું યૌવન ચાલ્યું જાય છે. અત્યારે પતિ સાથે મેળાપ કરી, હસવા ખેલવાનો વખત છે, યૌવનકાળમાં વિલાસી સ્ત્રી પુરુષો અનેક પ્રકારના આનંદ કરે છે વસંતઋતુમાં વિલાસ કરે છે અને શરદ્ઋતુમાં ચંદ્રજ્યોત્સ્નાનો આનંદ અનુભવી વાર્તાવિનોદ કરે છે—આવી રીતે યૌવનકાળમાં અનેક પ્રકારના આનંદો ભોગવી પરસ્પર પ્રેમ વધારે છે; પણ મારે તો પતિ મંદિરે પધારતા ન હોવાથી મારો યૌવનકાળ—આનંદ કરવાનો વખત હોવા છતાં મારું યૌવન નિષ્ફળ ચાલ્યું જાય છે, એટલું જ નહિ પણ હસવા ખેલવાને બદલે પતિવિરહમાં આખી રાત્રિ દરરોજ રોતાં રોતાં પસાર થાય છે પતિ વગરની શય્યા જોઈને યૌવનમસ્ત સ્ત્રીને કેવી દિલગીરી થતી હશે, એ તો તું જાણે છે, મારી પણ એ જ સ્થિતિ થઈ છે સંસારરસિક સ્ત્રીઓ આવા પ્રસંગે અનેક પ્રકારની વાછનાઓ પૂર્ણ કરે છે ત્યારે મારે તો રાત્રિઓ રડવામાં જ પસાર કરવી પડે છે અને આવા મજા ઉડાવવાના દિવસો એળે જાય છે

આ પદનો આધ્યાત્મિક અર્થ કરતી વખતે યૌવનકાળ એટલે ધર્મનાં સાધક બાધક કારણોની અર્થાત્ વિશિષ્ટ ફળ આપનાર અને તેમાં પ્રત્યવાય નાખનાર કારણોની સમજણ એ ભાવ લેવો. આવા પ્રકારની સમજણને—જ્ઞાનને ધર્મયૌવનકાળ સમજવો ચેતના કહે છે કે—હે સખી ! મારા પતિ મારો સંગ કરતા નથી તેથી મારો ધર્મયૌવનકાળ—ધર્મ સાધના કરી શુભ ફળ બેસાડવાનો અગત્યનો વખત નકામો ચાલ્યો જાય છે આ દિવસો શુભ ધર્મફળ પ્રાપ્ત કરવા માટે તેમાં હસવાના ખેલવાના—તેમાં રમણ કરવાના છે અને તેમ કરી ધર્મસાધન કરી લેવાના છે એ અવસર એવો સુંદર છે કે એ વખતમાં ધારીએ તેટલું શુભ ફળ મેળવી શકાય તેવું છે અને તેમ કરવા માટે જે અનુકૂળતા પ્રાપ્ત થવી જોઈએ તે મળી પણ છે સંસારચક્રમાં આવો અવસર વારંવાર આવતો નથી. અનેક દુર્ગતિઓમાં તો શુભ ફળ વિચારવાનો અવકાશ જ આવતો નથી. આવો સારો અવસર પ્રાપ્ત થવા છતાં પતિ તો આર્ત તેમ જ રૌદ્રધ્યાનમાં પોતાનો વખત કાઢી નાખે છે, નકામી રાજકથા દેશકથા વિગેરે વિકથા કરવામાં કાળ ગુમાવે છે વિષયકષાયસેવનમાં અને પ્રમાદમાં સમય નિર્ગમન કરી નાખે છે, પોતાને જે સાધન કરવાનું છે તે સર્વ રહી જાય છે અને મળેલી અનુકૂળતાઓનો કંઈ પણ સદુપયોગ થતો નથી આ અર્થમાં યૌવનકાળ તે ઉપર જણાવ્યું તેમ ધર્મના સાધક બાધક કારણો અને તેનાં ફળની સમજણ એ સમજવો; આનંદના દિવસો તે ઇચ્છિત સાધન કરવાનો સમય જાણવો અને રાત્રિ રોવામાં જાય છે તે આર્ત રૌદ્રધ્યાનમાં કાળ ચાલ્યો જાય છે, એમ સમજવું હવે આવી બાબતમાં આપણો કેટલો નકામો કાળ જાય છે તે જરા વિચારવા યોગ્ય છે એક દિવસે સવારે ઊઠીને રાતે સૂતા સુધીમાં કેટલી કલાકો નકામી રીતે પસાર કરી છે તેની વિચારણા કરશો તો જણાશે કે—ઘણો સમય સાધારણ

વ્યવહારના કાર્ય ઉપરાંત નકામી વાતોમા-પરનિંદામાં અથવા સ્વોત્કર્ષમાં ચાલ્યો જાય છે. એ ઉપરાંત ઇંદ્રિયોને અનુકૂળ પદાર્થો મેળવવામાં, શરીરની સભાળ કરવામાં અને ખાન-પાનના પદાર્થોની ગોઠવણુ કરવામાં ઘણો કાળ જાય છે. ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગની ચિંતામાં, તેના વિચારમા અને સંસારને વળગતા જવાના પ્રયાસ, પ્રપંચ અને ધમાધમમા ઘણો કાળ પસાર થાય છે. આવી જ રીતે આર્ત્ત અને રૌદ્રધ્યાનના પ્રસગો આ જીવને એટલા બધા પ્રાપ્ત થાય છે કે તેમા આનદ માને છે, મસ્ત બને છે, રાચીમાચી રહે છે અને મોજ માને છે. સસારફળને આપનાર કારણોનો તે વિચાર પણુ કરતો નથી, કોઈ વાર વિચાર કરે છે તો તેને અટકાવવા નિર્ણય કરતો નથી અને કોઈ વાર શુભ વિચારણામા આવી જઈ કાંઇ નિર્ણય કરે છે તો તેને વળગી રહેતો નથી અને જરા વિષમ પ્રસગ મળતા સસાર તરફ ઢળી જાય છે. અહો મિત્રવર્ય ! આ મનુષ્યજન્મ, આર્યક્ષેત્ર, સુદેવ, સુગુરુધર્મનો યોગ વિગેરે સાધનો મહાપુણ્યયોગથી મળે છે તો તેનો લાભ લેવો-તેમાં હસવું ખેલવું એ તારું કર્તવ્ય છે. આવા સારા વખતમા તો તારે એવી અનેક પ્રકારની જોગવાઇમા રમણુ કરી, સાધનનો લાભ લઇ, સાધ્ય સન્મુખ થઇ જવું ઉચિત છે આવો યૌવનકાળ નકામો ચાલ્યો જશે તો પછી પસ્તાવો થશે, ઘડપણુમા પગ ઘસડવા પડશે ત્યારે બહુ ખેદ થશે, પણુ પછી તે ખેદ કે પસ્તાવો નકામો છે, મોડો છે, નિષ્ફળ છે.

नग भूषणसें जरीजातरी, मोतन कछु न सुहाय;
इक बुद्धि जीयमें ऐसी आवत है, लीजेरी विष खाय. वारे० २

"રત્નઅલંકારવડે શણુગારાએલી મને મોતીની માળા પણુ પસદ આવતી નથી, ગમતી નથી. મારા દિલમા એક એવો વિચાર આવે છે કે ( આવી સ્થિતિને બદલે તો ) હુ ઝેર લઇ લઉં, ઝેર ખાઇ જઉં."

**ભાવ**—પતિને પ્રસન્ન કરવા માટે સુમતિએ પોતાના નાજુક સૌદર્ય યુક્ત શરીર ઉપર રત્નઆભૂષણો પહેર્યા હતા અને તે એટલા બધા હતા કે તેનાથી જાણે પોતાનુ શરીર જડી લીધુ હોય તેમ દેખાતુ હતુ સોળ શણુગાર સજી સુદરી પતિ પાસે જાય છે ત્યારે પોતાની સારામા સારી વસ્તુઓ શરીર પર ધારણુ કરે છે, તેવી રીતે સુમતિ પણુ જાણે રત્નઆભૂષણુવડે જડાઇ ગયેલી હોય તેવી દેખાતી હતી સુમતિ પોતાની તે સ્થિતિનો વિચાર કરતા બોલે છે કે-આવી રીતે શણુગાર સજેલી મને મોતીની માળા પણુ પસદ આવતી નથી પતિ મદિરે પધારતા હોય તો સાધ્વી સતીએ શણુગાર સજવો ઉચિત ગણાય, મારે

૨ નગ=રત્ન ભૂષણુસે=અનકારથી જરી=જડેલી જરીજાતરી=શણુગારાયલી, સોનાના આભૂષણોથી જડેલી-મઢેલી મોતન=મોતીની માળા કછુ=કાઇ ન સુહાય=ગમતુ નથી ઇક=એક બુદ્ધિ=વિચાર જીયમે=દિલમા, મનમા લીજેરી ખાય=લઇને ખાઉં વિષ=ઝેર

શણગાર સજવાનું પ્રયોજન જ રહેતું નથી અને સજેલ શણગાર મને ગમતો પણ નથી. પતિનો આવો અસહ્ય વિરહ હોવાને લીધે હવે તો મારા મનમાં એમ થાય છે કે—હું ઝેર ખાઈ લઉં, કારણ પતિ મને ટળવળાવે છે પરન્તુ મારે મંદિરે પધારતા નથી અને મારાથી હવે તેનો વિરહ સહન કરી શકાતો નથી. અત્ર વિરહી સ્ત્રીના મનમાં જે વિચારો થાય તેનો તાદૃશ્ય ચિતાર આપવામાં આવ્યો છે

**આધ્યાત્મિક અર્થ**—શુદ્ધ ચેતના અથવા સુમતિએ પંચમહાવ્રતરૂપ આભૂષણો ધારણ કર્યાં છે અને તેમાં ક્વચિત્ ક્વચિત્ ક્ષમા, સંતોષ, સંયમ વિગેરે રત્નો જડ્યા છે આવાં આવાં અનેક રત્નોથી વિભૂષિત થયેલ શરીર ગુણરત્નોથી ચમકતું છે, મઢાઈ ગયેલ છે, જડાઈ રહેલ છે તેમાં વળી દીક્ષાદિક અવસરે નવીન રત્નો જડવામાં આવે છે અને એમ ભવચક્રમાં ભમતાં કોઈ કોઈ વાર નવીન નવીન દીક્ષાદિક રત્નો ચેતનજી ચેતના પાસે ધારણ કરાવે છે એ ઉપરાંત ચેતનાએ પોતાના ગળામાં મૌક્તિક ગુણમાળા પણ ધારણ કરી છે અને તેમ કરીને પોતાનું અખંડ સૌભાગ્યપણું બતાવી આપ્યું છે ચેતના પોતાની શુદ્ધ દશામાં અનેક ગુણો ધારણ કરનાર છે અને તેનું મળરહિત શુદ્ધ શરીર રત્નઆભૂષણોથી વિભૂષિત છે, પરંતુ ચેતનજી પોતાને મંદિરે આવતા નથી, પોતાનો શુદ્ધ ભાવ પ્રગટ કરતા નથી અને કુલટા સ્ત્રીઓનો સંગ મૂકતા નથી, તેથી છેવટે કંટાળો ખાઈને શુદ્ધ ચેતના કહે છે કે—ઉપર ઉપરના દીક્ષાદિક રત્નોનો ગમે તેટલો બાહ્ય આડંબર કરવામાં આવે પણ જ્યાં સુધી મારા નાથ પોતે ત્યાં હાજર નથી ત્યાં સુધી સર્વ નકામું છે, ફોકટ છે, વ્યર્થ છે ગમે તેટલી શુભ કરણી કરવામાં આવે પણ જ્યાં સુધી તેમાં શુદ્ધ ઉપયોગ ન હોય, ગમે તેટલા બાહ્ય આડંબર કરવામાં આવે પણ જ્યાં સુધી અંતરાત્મા જાગ્રત થઈ બેઠા ન હોય ત્યાં સુધી વસ્તુતઃ તથાપ્રકારના ફળની અપેક્ષાએ સર્વ વ્યર્થ છે જેમ આત્મા વગરનું શરીર ફોકટનું છે તેમ આત્મા વગરના—મારા ચેતનજીપતિ વગરના સર્વ બાહ્ય ઉપચારો—પછી ગમે તેવું સુંદર નામ આપવામાં આવે તો પણ નકામા છે અને તે બાહ્ય ઉપચાર જરા પણ પસંદ નથી ગમે તે ક્રિયા કરવાની હોય પરન્તુ તેમાં જ્યાં સુધી શુદ્ધ ઉપયોગ અંતર્ગત વર્તતો ન હોય ત્યાં સુધી સર્વ પ્રયત્ન સાધ્ય ફળ આપનાર થતા નથી એ સ્પષ્ટ હકીકત છે.

મારા નાથની ગેરહાજરીમાં મને રત્ન, આભૂષણો કે મોતીની માળા પણ પસંદ પડતા નથી અને સતીને તેમ થવું તે તદ્દન તેના સતીત્વને અનુરૂપ છે તેથી હવે તો મારા મનમાં એવો વિચાર આવે છે કે—આવી કફોડી સ્થિતિ ભોગવવાને બદલે ઝેર ખાઈ લઉં વિરહાવસ્થામાં ઝેર—વિષ ખાઈ જીવનનો અંત લાવવાની બુદ્ધિ કામાવશતાથી કેટલાક મનુષ્યોને કોઈ કોઈ વખત થાય છે જે ઉતાવળથી થયેલા સાહસિક વિચારનું બહુધા પરિણામ હોય છે ચેતના સામાન્ય રીતે એવો વિચાર અત્ર બતાવે છે કે—પતિવિરહની અવસ્થા હવે અસહ્ય થઈ પડી છે અથવા આનો બીજો અર્થ એવો પણ થઈ શકે છે કે—જીવને એટલે ચેતનજીને એવી બુદ્ધિ થાય છે કે હવે તો વિષ ખાઈ લઉં; અત્યારે જે

સુંદર સંસારિક ભોગ છે, તે હાલ તો ભોગવી લઉં, આગળ ઉપર શું થવાનું છે તેની કોને ખબર છે? જે થવાનું હશે તે થશે, પણ હાલ તો આવા પૌદ્ગલિક ભોગો ભોગવી લઉં, આવા આવા વિચાર કરીને જીવ અનેક વાર ઝેર ખાય છે. તેના પરિણામે આત્મદશાથી મૃત્યુ પામી સંસારચિતા પર બળે છે અથવા ભૂમિદાહ પામે છે અને કુમરણ–આત્મહત્યા(અલંકારિક)ના પરિણામે પાછા એવા અનેક ભવો કરે છે. આવી રીતે અનેક વાર વિષ ખાધું, ઝેર પી લીધું, પણ ભૂખ્યો રાંક જીવ ધરાયો નહિ અને તેથી તેને એવું એઠું ખાવાની બુદ્ધિ થયા જ કરે છે. આવા અનિષ્ટ કારણો મેળવીને પ્રાપ્ત થયેલ ધર્મયૌવનકાળ આ જીવ ગુમાવી દે છે. આ પ્રમાણે અર્થ કરવો ઠીક લાગે છે, બાકી શુદ્ધ ચેતના પોતે ઝેર ખાવાનો વિચાર કરે એ તો ચાલુ અર્થમા કે આધ્યાત્મિક અર્થમા બેસતું આવે તેમ નથી અને તેવી જ રીતે સુમતિ જેવી સાધ્વી સતી એવો વિચાર કરે તે તદ્દન બનવા યોગ્ય લાગતુ નથી, એમ ઉપર ઉપરથી જણાય છે, પરંતુ પતિવિરહે પોતાનો અંત લાવવાનો જે નિર્ણય ચેતના અત્ર બતાવે છે તે તેના સતીત્વને યોગ્ય છે અને તેટલા પૂરતી જ દૃષ્ટાતની યોજના ઘટાવવી યોગ્ય જણાય છે આ અર્થઘટના કરવાથી સતીત્વનું પોષણ થાય છે 'જીયમે' એટલે બાહ્ય દશામાં વર્તતા ચેતનજીને એ અર્થ કરવામા જો કે ભાવાર્થ બરાબર આવે છે છતા એટલુ કહેવું જોઇએ કે તેમ કરવામા પ્રથમના બે ચરણ સાથે સહજ અર્થભંગ થાય છે સર્વ રીતે વિચાર કરતા એમ લાગે છે કે–ચાલુ અર્થ કરવામા વિરહી સ્ત્રીની પેઠે સુમતિ અથવા ચેતનજીએ અસહ્ય વિરહ વેદનાને લીધે વિષ ખાઈ જીવનનો અંત આણવાનો વિચાર કર્યો અને તેનો આધ્યાત્મિક અર્થ કરતા જીયમેનો અર્થ ચેતનજીને એમ કરવો એ શુદ્ધ દશામા ચેતનજીને અનેક ગુણરત્નો–આભૂષણો અને ગુણમૌક્તિકમાળા હોય છે તે તેને અત્યારે ગમતી નથી અને તે ગુણો ગ્રહણ કરવાને બદલે ચેતનજીને હજુ પણ વિષ ખાઇ લઇ–સાંસારિક સુખો ભોગવી સંસાર વધારવાનો જ વિચાર થયા કરે છે, એ અતિ ખેદનો વિષય છે.

**ना सोवत है, लेत उसासन, मनहीमें पीछताय;**
**योगिनी हुयकें निकसूं घरतें, आनंदघन समजाय. वारे० ३**

"હુ ઊંઘતી નથી, ઉશ્વાસ પણ લેતી નથી (માત્ર નિશ્વાસ જ લઉં છુ) અને મનમા (વારવાર) પશ્ચાત્તાપ કરું છુ જોગણ થઇને હવે તો ઘરમાંથી બહાર નીકળી જઉં (એવો વિચાર થાય છે) (તેટલા માટે હે સખી!) આનંદઘનને તું સમજાવ."

**ભાવ**–વિરહી સ્ત્રી જેવી રીતે રાતના ઊંઘતી નથી પણ પતિ નામનું રટણ કરતી કરતી ઉજાગરો કરી આખી રાત પસાર કરે છે તેમ મને પણ ઊંઘ આવતી નથી. વિરહી

3 સોવત=ઊંઘતી ઉસાસ=ઊંચો શ્વાસ પીછતાય=પશ્ચાત્તાપ કરે, ખેદ કરે, પાછળથી દાઝનારૂપ ખેદ યોગિની=જોગણ હુયકે=થઇને નિકસૂ=નીકળુ ઘરતે=ઘરથી સમજાય=સમજાવ

સ્ત્રી બધો વખત દિલગીરીને લીધે નિઃશ્વાસ મૂક્યા કરે છે, નીચો શ્વાસ લે છે, પણ ઊંચો શ્વાસ લેતી નથી તેવી રીતે હું પણ ઊંચો શ્વાસ લેતી નથી અને વિરહી સ્ત્રી જેમ મનમાં વારંવાર ખેદ પામ્યા કરે છે તેમ હું પણ પશ્ચાત્તાપ કર્યા કરું છું, ખેદ પામ્યા કરું છું, શોકગ્રસ્ત થઈ જાઉં છું, આટલી બધી વિજ્ઞપ્તિ કરવા છતાં અને પતિ માટે આટલું ઝાંખવા છતાં પણ પતિ જ્યારે પોતાને મંદિરે નથી જ પધારતા ત્યારે વિરહી સ્ત્રી જોગણ થઈ, ભભૂત લગાવી, ઘર છોડી, સંસાર તજી દેવાનો વિચાર કરે છે, તેમ હું પણ આ વિરહાવસ્થા સહન ન થવાથી જોગણ થઈ ઘરથી નીકળી જવાનો વિચાર કરું છું, તેથી હે સખી ! હવે તો તું ચેતનજીને–મારા નાથને–મારા હૃદયવલ્લભને સમજાવ. તેઓને કહે કે–આ તમારી પ્રાણવલ્લભા તમને મળવાને આટલી બધી આતુર છે અને તમે તેની સામે દૃષ્ટિ પણ કરતા નથી તો હવે તો તે તમારા વિરહથી ભેખ ધારણ કરશે ને જોગણ બની જશે.

આધ્યાત્મિક અર્થઃ–આ આખું પદ આધ્યાત્મિક અર્થથી ભરપૂર છે. તેના અર્થનો કિંચિત્ ખુલાસો કરવા અત્ર પ્રયાસ કર્યો છે વધારે વિચારણાથી વિદ્વાન્ વાચકને તેમાંથી અનેક નવા ભાવ સ્ફુરશે એમ લાગે છે કોઈ નવીન ભાવ જાણવામાં આવે કે અથવા સ્ફુરે તો વિવેચન કર્તાને જણાવવા કૃપા કરવી. હકીકત એમ છે કે–વિરહદશામાં જેમ પતિપરાયણ સતીને ઊંઘ આવતી નથી તેમ વિભાવદશામાં વર્તનારા જીવોને યોગનિદ્રા આવતી નથી. મતલબ તેની શુદ્ધ ચેતના પતિસંયોગે જે સુખ મેળવી શકે તે તેને મળતું નથી અને તે સુખ પૈકી એક સુખ આનંદથી મીઠી નિદ્રા આવવાનું છે યોગનિદ્રામાં ચેતનજી પોતાના મન, વચન, કાયાના યોગોનું રુંધન કરી બાહ્ય દશામાંથી નિવર્તી અંતર દશામાં વર્તતો રહે છે અને તેથી બાહ્ય દશાને અંગે તેને યોગનિદ્રામાં પડી ગયેલો જાણવામાં આવે છે જ્યાં સુધી પ્રાણી સંસારદશામાં રચ્યોપચ્યો રહેતો હોય છે ત્યાં સુધી તેને યોગનિદ્રા આવતી નથી અને યોગનિદ્રા શું છે તેનો ખ્યાલ પણ આવતો નથી. શુદ્ધ ચેતના ઊંઘ આવતી નથી એમ કહે છે તે બાહ્ય દશાને અંગે સંસારજાગૃતિ અને યોગનિદ્રાનો અભાવ સમજવો

વિરહદશામાં રાચતી સતી પતિના નામનું સ્મરણ કરતી નિસાસા મૂક્યા કરે છે શોકમાં રક્ત થાય છે પણ ઊંચો શ્વાસ લેતી નથી. ઊંચો શ્વાસ લેવો તે હમેશાં સંતોષ, આનંદ, સ્વાસ્થ્ય બતાવનાર છે તે દુઃખી જીવોને હોતો નથી; નીચો શ્વાસ શોકથી, ખેદથી અને અસ્થિરતાથી આવે છે તે વિરહી સ્ત્રીઓના નસીબમાં હોય છે એવી રીતે આ જીવ પણ વિભાવદશામાં વર્તતો હોય છે ત્યારે નીચા પરિણતિરૂપ નિસાસા મૂક્યા કરે છે પણ ઉચ્ચ પરિણતિરૂપ ઉસાસ લેતો નથી. વિભાવદશામાં પરિણતિની નિર્મળતા થવી અશક્ય છે બહુ મુશ્કેલ છે અને તેથી મહાભાગ્યોદય હોય તો જ જીવ ઉચ્ચ વિચારશ્રેણીમાં આવી શકે સંસારદશામાં આસક્ત જીવ સ્થૂળ સુખની સગવડ માટે અને વિષયભોગ માટે ઉધમ કર્યા કરે છે, વિશુદ્ધતર જીવનની અપેક્ષાએ એ સર્વ નિસાસા જ છે

વિરહી સ્ત્રીના મનમાં અનેક પ્રકારના વિચારો આવ્યા કરે છે. પતિ પોતાને મંદિરે પધારશે કે નહિ? કયારે પધારશે? મારી સાથે પ્રેમ કરશે કે નહિ? મારો વિયોગ હમેશને માટે દૂર કરશે કે નહિ? આવા આવા વિચારો કરી સુમતિ અથવા શુદ્ધ ચેતના પોતાના મનમા મુંઝાયા કરે છે, ખેદ પામે છે અને તેને લઈને મનમાં તેને પશ્ચાત્તાપ થાય છે કે પતિને પોતાની તરફ આકર્ષણ કરીને ખેંચી લાવવામા હજી પોતે નિષ્ફળ નીવડી છે. ચેતનજી પણ માયા, મમતાની સોબતમા પડી જઈ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરતા નથી અને પ્રાપ્ત થયેલ અવસરનો લાભ લેતા નથી, છેવટે બહુ પશ્ચાત્તાપ પામે છે અને ખેદ કરે છે, પરતુ પછી ગયેલ અવસર હાથમા આવતો નથી શુદ્ધ ચેતનાના પ્રસંગનો લાભ લેવામા પ્રમાદ કરનાર અથવા બેદરકારી કરનારને પશ્ચાત્તાપ થાય એમા કાંઇ નવાઇ જેવું નથી.

આવા કારણથી કટાળીને શુદ્ધ ચેતના વિચાર કરે છે કે—હવે તો જોગણ થઇને ઘર બહાર નીકળી જઉં. આગલી ગાથામા ઝેર ખાવાની હકીકત કહી હતી અને ઉપરના પદમાં જીવ લેવાની વાત અંતકને કહી હતી તેને અનુરૂપ આ વિચાર છે પતિવિરહી સ્ત્રી પતિને અનેક પ્રકારે વિનવે છતા તે જયારે મંદિરે ન પધારે ત્યારે પછી સ્વાભાવિક રીતે તે એવો વિચાર કરે કે હવે જ્યારે પતિમેળાપની આશા રહી નથી ત્યારે ભભૂત લગાવી, અલેક જગાવી, જોગણ થઈ ઘરથી નીકળી પડું. અહો ચેતનજી! તારા ઉપર આટલો પ્રેમ રાખનારી પતિનિષ્ઠાવાળી એક સાધ્વી તારા મદિરમાથી નીકળી જશે તો પછી તારે ભભૂત ચોળવાનો જ વખત આવશે અને તું રાખમા જ રગદોળાઇશ તારે બહુ વિચાર કરવાની જરૂર છે. આવી મહાપતિપરાયણા સતી તારો પરિચય કે જેના ઉપર તેનો પ્રથમ અને સર્વોત્કૃષ્ટ હક છે તેને ઇચ્છે છે અને તુ તેની દરકાર પણ કરતો નથી, એ તને કોઇ પણ પ્રકારે ઘટતું નથી. જો, તારી પત્ની સતી છે તેથી બીજુ તો કાઇ કરશે નહિ પણ તુ કુલટાની સોબતમા રહે છે તેથી કટાળી તારુ ઘર છોડી જોગણ થઈ જશે તો તારા શા હાલહવાલ થશે? અને પછી તારે તેની શોધમા કેટલી સસારયાત્રા કરવી પડશે? તેનો તુ વિચાર કર આ સર્વ હકીકત ધ્યાનમા રાખી સુમતિ કહે છે "હે સખી શ્રદ્ધા! તું પતિ પાસે જા અને તેમને સમજાવ તેઓને મારી સર્વ હકીકત કહે, મારી વર્તમાન સ્થિતિ શું છે તે તેઓને બતાવી આપ અને છેવટે જો તેઓ મારે મદિરે નહિ આવે તો મારી શું સ્થિતિ થશે તે તેઓને તાદૃશ્ય બતાવી આપ. પતિને કહેજે કે તમારો ધર્મયૌવનકાળ ચાલ્યો જાય છે અને તેવા વખતમા મારી સાથે વિલાસ કરી આનદ ભોગવી લેશો તો તમારે પછી કોઇ પણ પ્રકારની ચિતા રહેશે નહિ, નિરંતરને માટે દુખનો છેડો આવી જશે અને તેઓશ્રી અને હું વિજન પ્રદેશમા સાદિ અનત અવ્યાબાધ સુખ ભોગવશું એ સુખ કેવુ ઊચા પ્રકારનુ છે તે કહેવાની અત્યારે જરૂર નથી પણ મારા નાથ મારી પાસે આવે તો તેની વાનકી તો તેઓને બતાવી આપુ આટલો સદેશો તુ મારા નાથને જરૂર આપજે."

આ પદની ભાષા શ્રી આનંદઘનજીની સામાન્ય શૈલીને તદ્દન અનુરૂપ છે, એમાં બતાવેલા વિચારો પ્રૌઢ અને અંતરંગ છે અને એનો ભાવ તથા આશય હૃદયના ઊંડા પ્રદેશમાં અસર કરનાર છે બીજી કોઈ પણ પ્રતમાં એ પદ નથી છતાં એ શ્રી આનંદઘનજીની કૃતિ નહિ હોય એમ કહેવામાં આચકો આવે છે

---

## *પદ સાડત્રીસમું

રાગ વેલાવલ

या जोगे चित्त ल्यावो रे, वहाला या जोगे०
समकित दोरी शील लंगोटी, घुलघुल गांठ घुलाउं;
तत्त्वगुफामें दीपक जोउं, चेतन रतन जगाउं रे वहाला या जोगे० १

"હે વહાલા! તે જોગમાં—તે સંબંધસાધનમાં ચિત્તને લગાડો. સમકિતરૂપ દોરી અને શીલ લંગોટી લગાવી અને તેમાં ઘોળાવારૂપ ગાંઠને ઘોળાવું (વળી) તત્ત્વગુફામાં દીપક(જ્યોતિ)ને જોઉં અને ચેતનરત્નને જગાડું."

ભાવ—ઉપરના પદમાં શુદ્ધ ચેતનાએ સખી શ્રદ્ધા પાસે પોતાની વિરહાવસ્થામાં કેવી સ્થિતિ થાય છે તે સંબંધી વાત કરી અને છેવટે પોતાનો વિચાર એમ બતાવ્યો કે હું હવે જોગણ થઈ ઘરથી નીકળીશ. એમાં પતિને સમજાવવા માટે સખીને વિજ્ઞપ્તિ કરી છે ત્યાં એક બીજો જ આશય પ્રાપ્ત થાય છે મીરાંબાઈના વૈરાગ્યવાળાં પદોમાં એક પ્રસિદ્ધ પદ છે તે રસિક વાચકોના જાણવામાં હશે. "શોધવા ચાલી પિયુને શોધવા ચાલી, પિયુને શોધવા ચાલી, પ્રેમની જોગણ પિયુને શોધવા ચાલી, પિયુને શોધવા ચાલી." મારા વિચાર પ્રમાણે આ પદમાં જે ભાવ બતાવ્યો છે તેનો આ પ્રમાણે આશય હોવો સંભવે છે પતિને માટે ભેખ ધારણ કરીને હું હવે જોગણ થઈ છું, પતિની શોધ કરું છું, પતિના નામની માળા જપું છું અને પતિ મારી પ્રાર્થના સાંભળી મારા મંદિરે જરૂર પધારશે એવી વાંછા કરું છું આ સ્થિતિ બરાબર બતાવવા માટે શ્રદ્ધા સખીને સુમતિ કહે છે કે—હે સખી! મેં તને ઉપર જણાવ્યું તેમ હું પતિની ખાતર ભેખ ધારણ કરીશ, પણ તું પતિને કહેજે કે—આ તમારા પ્રેમની જોગણ તમને મળવા આતુર છે એના જોગ

---

* આ પદ પણ ભીમશી માણેકના છાપેલ પુસ્તક સિવાય બીજી કોઈ પણ પ્રતમાં નથી. તેનો અર્થ સુંદર છે તેથી અત્રે તેના પર વિવેચન કર્યું છે આ પદ શ્રી આનંદઘનજી મહારાજનું હોવું જોઈએ કે નહિ તે પર પણ ઉપર વિવેચન કર્યું છે

૧ તા જોગે=તે સંબંધસાધનમાં તેમાં. ચિત્ત લાવો=ધ્યાન આપો. દોરી=દોરો. લંગોટી=કચ્છ. ઘુલઘુલ=તેમાં કસ ઘોળાવારૂપ ઘુલાઉં=ઘોળાવું લગાવું દીપક=દીવો. જગાઉં=જાગ્રત્ કરું જગાડું

ઉપર પ્રેમ લાવજો, એના લેખ ઉપર ઉદાર દૃષ્ટિથી જોજો, એના વિશુદ્ધ વર્તન તરફ વહાલ બતાવજો. એ તમારા વિયોગથી ભૂલી પડેલી ભામિની તમારા તરફ એકાંત હિતદૃષ્ટિથી-પ્રેમદૃષ્ટિથી જુએ છે, માટે એનો યોગ કેવો છે તે જરા જુઓ. હે સખી ! આ પ્રમાણે સર્વ હકીકત તું મારા નાથને કહેજે અને છેવટે જણાવજે કે—આ તમારી હૃદયવલ્લભા સતી સાધ્વી શુદ્ધ ચેતનાનો યોગ અતિશ્રેષ્ઠ છે તેથી તેના ઉપર તમારું મન લગાડો.

આવી રીતે ઉપોદ્ઘાત કરી, આ પદમા જૈન દૃષ્ટિએ યોગ કેવો હોય તેનું દર્શન કરાવ્યું છે. આ ભાવ લાવવા માટે જોગણુ શબ્દની અર્થઘટનામા આગલા પદ સાથે સહજ ખેચતાણુ કરવી પડી છે, પણુ આખા વિવેચનમાં કર્ત્તાનો આશય શુ હશે તે સમજવાનો પ્રયાસ હોવાથી તેમા કાંઇ પણુ વિરોધ નથી આ પદમા યોગ બતાવ્યો છે તે સમજવા માટે બહુ વિશાળ યોગજ્ઞાનની આવશ્યકતા છે. જેમ જેમ એનો પ્રકાશ વધારે પડશે અને ખાસ કરીને જેમ જેમ અનુભવ વધારે થશે તેમ તેમ તેમાં રહેલ સૌંદર્યનો ઝળકાટ થશે. અત્ર બતાવેલ યોગમા મનને જોડી દેવા ચેતનજીને વિજ્ઞપ્તિ છે. એક વખત ચેતનજી એ યોગમાં ચિત્ત લાવે કે તુરત સુમતિ તો તેની પાસે જ છે, તેના મંદિરે તે જરૂર પધારે અને છેવટે શુદ્ધ ચેતના પણુ વિકાસક્રમમા આગળ જતા પ્રાપ્ત થઇ જાય. આવી રીતે યોગમા પ્રવેશ કરી તેમાં ચિત્ત પરોવવા માટે આગ્રહ કરવાનો હેતુ ચેતનજી અને શુદ્ધ ચેતનાનો મેળાપ કરાવવાનો છે.

જોગી દોરી, લંગોટ રાખે છે, લંગોટને ગાઠ બાધે છે અને સાધ્ય દીપકના દર્શન કરવા ચિદ્ગુહામાં પ્રવેશ કરે છે અને અલેકને જગાવે છે તેનું અત્ર સામ્ય બતાવે છે હે ચેતનજી ! તમે હઠાદિ વર્જ્ય યોગમાર્ગ મૂકી દઈ વિશુદ્ધ જોગનો પંથ નીહાળશો ત્યારે તમને તેમા અપૂર્વ આનંદ થશે. ત્યા પ્રથમ તો તમે માર્ગાનુસારીના અતિ ઉત્તમ ગુણો પ્રાપ્ત કરી, ત્રણુ કરણુવડે શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર સાપેક્ષ દૃષ્ટિએ રુચિ પ્રાપ્ત કરશો એ શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ પરની રુચિને સમ્યક્ત્વ કહેવામા આવે છે, જેની પ્રાપ્તિથી સંસાર પરિમિત થાય છે, સાધ્યનું સામીપ્ય થાય છે અને વિકાસમાર્ગમા પ્રગતિ ઝપાટાબંધ થતી જાય છે એ સમકિત અથવા સમ્યક્ત્વ-રૂપ દોરી તમને ત્યા પ્રાપ્ત થશે અને એક વખત તેના પર તમારું ચિત્ત લાગશે એટલે આગળ કયો માર્ગ ગ્રહણુ કરવો તે તો આપોઆપ સૂઝી રહેશે. જોગીઓ લંગોટીને બાધવા કમર ઉપર કંદોરો રાખે છે તેને દોરી સમજવી શરીરના મધ્ય ભાગ પર કંદોરો બાધવાથી જાણે અન્યત્ર અવ્યવસ્થિત વિહાર સામે એક જાતનો પ્રતિબંધ થઇ જતો હોય એવું જણાવવાનો આશય હોય એમ પણુ જણાય છે મતલબ અશ્વને અંકુશમા રાખવા માટે જેમ મધ્ય ભાગમા પટ્ટો રાખવામા આવે છે તેવો આ સમ્યક્ત્વરૂપ દોરીનો ઉપયોગ સમજવો વળી યોગના આદ્ય અંગ તરીકે સર્વ યોગદર્શનકારો બદ્ધકચ્છ થવાનો ઉપદેશ આપે છે. યોગમાર્ગમા પ્રવેશ કરી વધારો કરવાની આકાક્ષા હોય તેમણે અખંડ બ્રહ્મચર્ય

મનસા, વચસા અને કર્મણા પાળવુ જોઈએ. એ બ્રહ્મચર્યને યમ કહેવામા આવે છે અને પાંચ પ્રકારના યમ મહાવ્રતમા એને પાતંજળ યોગદર્શનકાર પણ ચોથુ સ્થાન આપે છે* અન્યત્ર હેમચંદ્રાચાર્યાદિક જૈન ગ્રંથકારો પણ એને બહુ ઉચ્ચ પદ આપે છે અને યોગના અંગ તરીકે ગણે છે સ્ત્રીવિષયનુ અથવા તત્સબંધી વાતોનુ સ્મરણ, કથન, રહસ્ય વાતો, રાગપૂર્વક અવલોકન, રહસ્ય ભાષણ, સંકલ્પ, અધ્યવસાય અને સંયોગની નિષ્પત્તિ એ આઠે અંગવાળુ મૈથુન વર્જ્યું છે એમ દક્ષ સંહિતામા કહ્યુ છે+ તાત્પર્યાર્થ એ છે કે—યોગવિષયમા પ્રગતિ કરનારે બ્રહ્મચર્ય બરાબર પાળવુ જોઈએ. આ યોગમા તેથી જ બ્રહ્મચર્યરૂપ અથવા શીલરૂપ લંગોટી ધારણ કરવાનુ બતાવવામાં આવ્યુ છે શીલનો અર્થ શુદ્ધ આચાર પણ થાય છે અને તેમા અનેક પ્રકારના વિશુદ્ધ વર્તનનો સમાવેશ થતો હોવાથી અત્ર તેનો નિર્દેશ કર્યો હોય એમ માનવાનુ કારણ રહે છે એ અર્થમા વપરાતા શીલ શબ્દના જૈન શાસ્ત્રકારે ૧૮૦૦૦ ભેદ બતાવ્યા છે× સ્થળસંકોચથી અત્ર તે પર વિવેચન કર્યુ નથી. ઉપર જણાવેલા અઢાર હજાર શીલાંગો વિશુદ્ધ આચારને અંગે કરવામાં આવ્યા છે+ બન્ને અર્થ બરાબર બંધબેસતા આવે છે તેથી યુક્ત છે આવી રીતે શીલ લંગોટને સમકિત દોરી સાથે બાંધીને તેમાં ધોળાવારૂપ-રમણ કરવારૂપ ગાંઠ બાંધુ છુ ચારિત્રનો સ્વભાવ રમણ કરવાનો છે તેથી સમકિત ગ્રહણ કરી, શીલાંગો આદરી પછી તેનામા રમણરૂપ ગાંઠ બાંધવામા આવે છે—મનના નિશ્ચય કરવામા આવે છે આ ગાંઠ કાંઈ ઉપર ઉપરથી બાંધેલી નથી પણ તેમા ધોળાવારૂપ મજબૂત ગાંઠ બાંધી શીલાંગમાં રમણ કરવામા આવે છે, ત્યાં તત્ત્વાનુસંધાન થાય છે અને જ્ઞાનાદિ વિશિષ્ટ ગુણોમાં રમણતા થતા છેવટે તે પર દૃઢ પ્રેમ થાય છે એવી સુદૃઢ ગાંઠ તે છે

યોગાંગની સાધનાથી ઉત્તરોત્તર પ્રગતિ સિદ્ધાવસ્થાનુ દર્શન થાય છે તેમ જ પિંડસ્થાદિ ધ્યાન કરતા છેવટે રૂપાતીત ધ્યાનની હદ સુધી ચેતનજી પહોચે છે ત્યારે તે ચિદ્ગુહામા દીપક જુએ છે પ્રથમ જ્યારથી સમ્યક્ત્વદર્શન પ્રાપ્ત થાય છે ત્યારથી તેને દૂરથી તો સાધ્યનુ દર્શન ઉપર જણાવ્યુ તેમ થાય છે પણ ખાસ પોતાની ચિદ્ગુહામાં રહેલા દીપકનુ દર્શન તો ધ્યાનના ચઢતા પગથિયે થાય છે તાત્પર્યાર્થ એ છે કે—જે સાધ્યનુ દર્શન અત્યાર સુધી પોતાથી બહાર થતુ હતુ તે હવે સ્વમા થાય છે ચિદ્ગુહાની શુદ્ધિ થયા પછી આ વિશિષ્ટ યોગસાક્ષાત્કાર થાય છે આવી રીતે જેમ યોગીઓ ચિદ્ગુહામા દીપકનુ ધ્યાન કરે તેમ આ વિશુદ્ધ યોગી તત્ત્વજ્ઞાનરમણતામા વિશિષ્ટ ધ્યાનના અનુસંધાનથી શુદ્ધ સાધ્ય દીપકનુ દર્શન કરે છે અહીં સાધ્યનુ દર્શન કરનાર પ્રથમાવસ્થામાં

---

* જુઓ પાતંજળયોગદર્શન પાદ ૨ સૂત્ર ૩૦ + જુઓ સદર સૂત્ર ૩ પરની ટીકા
× જુઓ બાધ્યાત્મકલ્પદ્રુમ વિવેચન પૃ ૩૫૧-૩૬૦ (દ્વિ આ)
— દિગંબર એટલે બ્રહ્મચર્ય અને શીલ એટલે શુદ્ધ વર્તન-ચારિત્ર આ બન્ને અર્થનો નિષેધ ન કરેલ. એ હુ થાય છતાથી પછી વખત જુદ થઈ ગયા છે અને વિવેચનમાં બન્ને અર્થ બતાવ્યા છે

ચેતનજી પોતે જ છે, સાધ્ય બહાર છે અને તેનું દર્શન તેને કરવાનું છે એમ તેને લાગે છે. શુદ્ધ ચેતનાનો અને ચેતનજીનો વસ્તુતઃ તો અભેદ છે, પણ વર્તમાન વિભાવાવસ્થામાં ભેદ સ્પષ્ટ છે. સાધ્ય સાધનની જરૂરિયાત ચેતનજીને જ છે અને તે સાધનની પ્રાપ્તિથી સાધ્યદર્શન થતા, છેવટે સાધ્ય અને સાધકની એકત્વતા જણાતા સાધ્ય, સાધક અને પ્રેરક ચેતના સર્વ એક થઈ જશે, એ વિકાસક્રમમા યોગપ્રગતિગત પ્રાપ્તવ્ય સ્થિતિ છે. વર્તમાન ચેતનાના વક્તવ્યમા વિરોધ લાગતો હોય તો તે માત્ર વિભાવને લઈને જ છે, એમાં સ્વરૂપ જાણનારને જરા પણ શંકાસ્થાન લાગે તેવું નથી.

વળી જેમ યોગી અલેક જગાવે છે એટલે અલક્ષ્ય સ્વરૂપ પ્રગટ કરવા માટે ધૂણી સળગાવે છે તેમ આપણો વિશુદ્ધ યોગી ચેતનરત્નને જગાવે છે. એ સમજે છે કે–આ ચેતનજી પોતે જ શુદ્ધ, નિરંજન, નિર્લેપ, નિઃકર્મા, અકલંકી, અવિનાશી, શુદ્ધ બુદ્ધ છે, એની વાસ્તવિક સ્થિતિ અધુના આવૃત્ત છે, પણ એને યોગ્ય પુરુષાર્થથી જો જાગ્રત કરવામા આવે તો તે પરમપદને પ્રાપ્ત કરી શકે છે અને ત્યા તે નિરંતર રહી શકે છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાના પ્રયાસને ચેતનરત્નને જગાવવાના અર્થમા વાપરેલ છે. એનુ સામ્ય અલેક જગાવવાની સાથે સમજવુ.

હે મારા નાથ ! આવી રીતે દોરી, લંગોટ ધારણ કરી, ગાઠ બાધી ચિદ્દગુહામાં દીપક જોઉં અને અલેકને જગાવુ એવા પ્રકારની મારી સ્થિતિ થાય એવા યોગ ઉપર તમે તમારું ધ્યાન દોડાવો, તમારું મન તેમા પરોવો. વળી એ યોગમા અન્ય શું શુ થાય છે તે પણ બતાવે છે.

**अष्ट करम कंडेकी धूनी, ध्याना अगन जगाउं;**
**उपशम छनने भसम छणाउं, मली मली अंग लगाउं रे, वहाला. ता जोगे० २**

"આઠ કર્મરૂપ છાણાની ધૂણીમા ધ્યાનઅગ્નિને સળગાવુ અને નિવૃત્તિભાવરૂપ ગલણે ભસ્મને છણીને (પછી તેને) લઈ લઇને અંગે લગાવું."

**ભાવ**—જોગી ધૂણી ધખાવે છે તેવી રીતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ કર્મ તથા તેની ઉત્તર એક સો અઠ્ઠાવન પ્રકૃતિરૂપ છાણાની ધૂણી બનાવુ. આ જીવને સંસારમા રખડાવનાર, અનેક પ્રકારની ઉપાધિ કરાવનાર અને સંસારમા રક્ત રાખનાર કર્મો છે તે સર્વ કર્મપ્રકૃતિ આત્મા સાથે ક્ષીરનીરન્યાયે મળી રહે છે, તે બધી પ્રકૃતિઓને યોગી જેમ છાણા ખડકીને તેની ધૂણી બનાવે તેવી રીતે તેને ગોઠવીને તેની નીચે ધ્યાનઅગ્નિ સળગાવું. ધર્મધ્યાન

---

૨ કંડેકી=છાણાની ધૂની=ધુણી, અગ્નિસ્થાન અગન=અગ્નિ ઉપશમ=નિવૃત્તિભાવરૂપ છનને=ગલણે ભસમ=ભસ્મ મલી મલી=લઇ લઇને, મેળવી મેળવીને અંગ=અંગે, શરીરે લગાઉં=ચોળુ

અને શુક્લધ્યાન એ બે શુભ ધ્યાનો છે તેમાં ધર્મધ્યાનના આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય અને સંસ્થાનવિચય એ ચાર ભેદ છે, તેમાં પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એ ચાર વિશેષ ધ્યેય છે ત્યાર પછી શુક્લધ્યાન-મહાઉત્કૃષ્ટ ધ્યાન કરવામાં આવે છે જેના પૃથક્ત્વવિતર્ક સપ્રવિચાર, એકત્વવિતર્ક અપ્રવિચાર, સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ અને સમુચ્છિન્નક્રિય અનિવૃત્તિ એવા ચાર પાયા છે ધર્મધ્યાન તથા શુક્લધ્યાનના એકેક વિભાગમાં જેમ જેમ આગળ આગળ પ્રગતિ થતી જાય છે તેમ તેમ અનેકગુણ કર્મોની નિર્જરા થતી જાય છે, આત્મપ્રદેશે લાગેલાં કર્મો પોતાનું ફળ જણાવ્યા વગર સ્વત: ખરી પડે છે ( એને જૈન પરિભાષામાં પ્રદેશોદય કહેવામાં આવે છે ) કર્મનો નાશ કરવાનો પ્રબળ ઉપાય ધ્યાન છે, નિર્જરા કરવા માટે બાહ્ય અને અભ્યંતર તપ જ સાધન છે અને બહુગત અભ્યંતર તપમાં ધ્યાન મુખ્ય ભાગ ભજવે છે એના પર કાંઈક વિચાર છઠ્ઠા પદના વિવેચનમાં કર્યો છે અને વિશેષ હકીકત ઉપોદ્ઘાતમાં પણ લખી છે વિશેષ ઇચ્છાવંતે શ્રીયોગશાસ્ત્ર વિગેરે ગ્રન્થથી વધારે હકીકત જાણી લેવી. અત્ર કહેવાની હકીકત એ છે કે-કર્મરૂપ ઇંધનને ધ્યાનઅગ્નિથી બાળી દેવાં અને તેને એવા બાળવાં કે તેમાં કોઈ ભાગ પણ કાચો રહે નહિ, સર્વ કર્મોને બાળીને તેની રાખ કરી નાખવી. જેમ જેમ ધર્મ અને શુક્લ સદ્ધ્યાનમાં વધારે વધારે પ્રવેશ થતો જાય છે અને ચેતનજી તેમાં પ્રગતિ કરતા જાય છે તેમ તેમ તેનો કર્મનો ભાર ઘટતો જાય છે અને તત્ત્વગુફામાં જે દીપક તે જુએ છે તેની નજીક નજીક તેનું ગમન થતું જાય છે છેવટે જ્યારે શુક્લધ્યાનના ચોથા પાયા પર આરૂઢ થાય છે ત્યારે અનંતર સમયે તે દીપક સુધી પહોંચી જાય છે સિદ્ધ ભગવાન બની સિદ્ધશિલામાં નિવાસ કરે છે હે પ્રીતમજી ! આવા પ્રકારના યોગ ઉપર તમારૂ મન પરોવી દો, તેનું આરાધન કરો અને તન્મય થઈ મારા અનાદિ વિરહને શાંત કરો.

ઉપર જણાવ્યું તે રીતે કર્મઇંધનની ધ્યાનાગ્નિવડે ભસ્મ થઈ તે ભસ્મ ઉપશમ-નિવૃત્તિભાવરૂપ જળવડે કરીને છણી નાખું—ચાળી નાખું આવી રીતે ભસ્મને ચાળવાથી તેમાં પણ વળી કાંઈ કચરો રહી ગયો હોય તો તે નીકળી જાય છે અને એવી રીતે મેલ વગરની ભસ્મ રહી તેને પછી લઈ લઈને મારા શરીરે ચોળું યોગીઓ પૃથ્વીમાંથી ભસ્મ લઈ તેને બાળીને પોતાના શરીર પર ચોળે છે તેવી રીતે ઉપશમ જળવડે ભસ્મને છણી નાખીને તેને મારા શરીર પર વારંવાર લગાવું તાત્પર્યાર્થ એ છે કે-ધ્યાનાગ્નિથી સળગેલા કર્મોમાં કચરો રહી ગયો હોય તે નિવૃત્તિભાવરૂપ ગળણાથી દૂર કરી નાખું અને કર્મોને વિપાકોદયમાં ન આવવા દેવા પ્રદેશોદયથી વેદી લઈ તેઓને પણ ફેંકી દઉં અને આવી રીતે તદ્દન કર્મ વગરનો-લેપ વગરનો-મેલ વગરનો થઈ જઉં હે ચેતનજી ! જ્યારે તમે આવી ભાવના કરશો અને તેને વળગી રહેવાનો નિર્ણય કરશો ત્યારે મારી ઘણા વખતની આપને મળવાની ચિંતા દૂર થશે અને મારી ભવની ભાવઠ ભાગી જશે ( અને તમારી અને મારી વચ્ચે સાત્મ્ય હોવાથી તમને પણ એવા જ અપૂર્વ આનંદનો અનુભવ થશે. )

કર્મો આ ચેતનજીને કેટલો ત્રાસ આપે છે અને સંસારમાં કેવું અને કેટલું પરિભ્રમણ કરાવે છે તે પર અત્ર ઉલ્લેખ કરવાનો સ્થળસંકોચથી અવકાશ રહેતો નથી, પરંતુ ટૂંકામા એમ સમજવું કે કર્મને લીધે જ આ આખો સંસાર મંડાયો છે અને સુજ્ઞ પ્રાણીનું કર્તવ્ય એ કર્મોનો અને પોતાનો સર્વ સંબંધ કેવી રીતે છૂટી જાય એ વિચાર કરવામાં છે. પ્રબળ પુરુષાર્થ કરવામા આવે તો કર્મપરતંત્રતા પણ દૂર થઇ શકે તેવી છે. યોગમાર્ગે ધ્યાનાગ્નિથી તેનુ જ્વલન કરતા તેનો બહુ અંશે નાશ થતો જાય છે. શુભ વાસના અને ભાવનાવાળા પ્રત્યેક મુમુક્ષુની ફરજ છે કે–એણે ધ્યાનના વિષયનો બરાબર અભ્યાસ કરવો. યોગની એ ચાવી છે અને તે ચાવી ઉઘાડવા માટે તેનો અને તેની અંદર રહેલા યંત્રાદિકનો બરાબર અભ્યાસ કરીને તેને સમજવાની જરૂર છે

**आदि गुरुका चेला होकर, मोहके कान फराउं;**
**धरम शुकल दोय मुद्रा सोहे, करुणानाद बजाउं रे वहाला. ता जोगे ३**

"અરિહંત ભગવાનના ચેલા થઇને મોહનીય કર્મના કાન ફાડી નાખું (વીંધુ), પછી ધર્મ તથા શુકલધ્યાનરૂપ બે મુદ્રાઓ (મારા કાનમા) શોભે અને કરુણાનો નાદ વગાડું"

**ભાવ**—યોગસ્વરૂપ બતાવતાં વિશેષમા શુદ્ધ ચેતના કહે છે કે–જેમ યોગી બની શકે ત્યા સુધી અલેકનાથ, ગોરખનાથ વિગેરે જાણીતા ગુરુસ્થાનમા જઇ તેના પટ્ટધારી મહંતના ચેલા થાય છે અને તેને પોતાના ગુરુ બનાવી તેની પાસે યોગાભ્યાસ કરે છે તેમ હુ આદ્યગુરુ શ્રી અરિહંત ભગવાનના ઉપાશ્રય( આશ્રમ )મા જઇ, તેના પાટધર યોગ્ય ગુરુ પાસે દીક્ષા ગ્રહણ કરી તેમની પાસે યોગનો અભ્યાસ કરું. કોઇ પણ વિષય ગુરુ પાસેથી શીખવામા ને સમજવામા આવે તો જ તેનુ રહસ્ય પ્રાપ્ત થાય છે, કારણ કે ગુરુની પાસે સંપ્રદાય જ્ઞાન અતિ ઉત્તમ પ્રકારનુ હોય છે તે અન્ય પુસ્તકવાચનથી કદિ પ્રાપ્ત થતુ નથી અને ખાસ કરીને યોગનો વિષય તો એવો છે તેના મુદ્રા, આસન અને પ્રાણાયામાદિકમા ગુરુસહાયની અતિ આવશ્યકતા છે. ઘણી વખત યોગને બદલે યોગાભાસમા ચિત્ત એટલુ બધુ પરિપૂર્ણતા માની લે છે કે યોગ્ય ગુરુ વિશુદ્ધ માર્ગ બતાવનાર ન હોય તો બહુધા મહાઅનર્થ થાય છે અને પોતાને કેટલો અધિકાર પ્રાપ્ત થયો છે એ સમજ્યા વગર જો અતિ ઉચ્ચ દશાના ધ્યાનાદિક કરવા મંડી જવાય તો એકદમ અધપાત થઇ જાય છે. આવા આવા અનેક કારણોથી યોગના અભ્યાસીને ગુરુકુળવાસની બહુ જરૂર સર્વ યોગવિષયક ગ્રંથકારોએ બતાવી છે હુ પણ આદ્યગુરુ શ્રી અરિહંત પરમાત્મા જેમણે વિશિષ્ટ યોગ બતાવ્યો છે તેમના ચરણે મસ્તક લગાવી, તેમના તરફથી જે વર્તમાન

૩ આદિ ગુરુ=શ્રી અરિહંત ચેલા=શિષ્ય હોકર=થઇને મોહકે=મોહનીય કર્મના કાન ફરાઉં=કાન ફાડી નાખુ, કાન વીંધુ મુદ્રા=કાનમા યોગીઓ પહેરે છે તે કરુણા=માહણ માહણની ઘોષણારૂપ નાદ=અવાજ, યોગમા થતો નાદ ( અનાહતાદિક ) બજાઉં=વગાડું

મહાત્મા વિદ્યમાન હોય તેમનો શિષ્ય થઇ મોહરાજાના કાનને ફાડી નાખું મુદ્રા પહેરવા માટે યોગીઓ કાનમાં મોટા કાણાં પાડે છે અને તે માટે તેને ચીરે છે, તેવી રીતે હું પણ મોહરાજાના કાનને ફાડી નાખું યોગસાધના કરવાનું પરિણામ એક જ છે કે તેથી સર્વ કર્મોને દૂર કરવાં અને ચેતનજીને કર્મભારથી હલકો કરવો. તે સર્વ કર્મોમાં પણ મહાઅધમ સંસારચક્રમાં રખડાવનાર સપડાવનાર અને ફસાવનાર મોહનીય કર્મ છે, તેટલા માટે એને કર્મનો રાજા કહેવામાં આવે છે એને પકડી, એના કાન ફાડી નાખી એને કબજામાં લેવાના કાર્યને યોગી પોતાના કાન ફાડે છે તેની સાથે અત્ર સરખાવવામાં આવેલ છે મતલબ એ છે કે—યોગી જેમ મુદ્રા પહેરવા માટે કાનને ફાડી નાખે છે તેમ હું પણ મોહનીય કર્મરૂપ કાનને ફાડી નાખું

ઉપરોક્ત રીતે વીંધેલા કાનમાં યોગીઓ મુદ્રા પહેરે છે એ જેઓને યોગીઓનો પરિચય હશે તે જાણતા હશે. હું ધર્મધ્યાન અને શુક્લધ્યાનરૂપ મુદ્રાઓ પહેરું છું સાધ્યનું સામીપ્ય રહેવા સારુ મુદ્રા પહેરવામાં આવે છે ધર્મધ્યાનના ચાર પાયા પૈકી પરમપુરુષમય થવા માટે શ્રી અરિહંત મહારાજનું ધ્યાન ન કરતાં પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, રૂપાતીત એ ચાર ધ્યેય વિભાગ બરાબર મુદ્રાનું સ્વરૂપ ખડું કરે છે અને તેવી જ રીતે ધર્મધ્યાનના બાકીના ત્રણ ભેદો પણ મુદ્રાનો ઉપયોગ બતાવી આપે છે શુક્લધ્યાનમાં મુદ્રા બહુ અલ્પ રહે છે, કારણ કે એ ધ્યાનમાં અંતરાત્મ પ્રદેશના ઊંડા પ્રવાહમાં અવગાહન કરવાનું છે છતાં એને પણ મુદ્રા સાથે સરખાવવામાં કાંઈ વાંધો આવતો નથી. મતલબ એ છે કે—ગુરુમહારાજના સંયોગથી ધ્યાનવિષયનો અભ્યાસ કરી, મોહનીય કર્મને ચીરી નાખું અને ધર્મધ્યાન અને શુક્લધ્યાનને આદરું, આર્ત્ત—રૌદ્રધ્યાનને તજી દઉં

વળી જોગીઓ જેમ શીંગડાં વગાડે છે શંખનો નાદ કરે છે અને બીજા અનેક પ્રકારનાં વાજિંત્રો વગાડે છે તેવી રીતે હું પણ 'માહણ માહણ' એવો કરુણાનાદ કરું અહિંસા પરમો ધર્મઃ। એ જૈનનો પ્રથમ સિદ્ધાન્ત છે, એ જૈનનો મુદ્રાલેખ છે અને અમે તેટલી ઊંચી હદે આ ચેતનજી પહોંચી જાય તો પણ તેણે સ્વને અને અન્યને અહિંસાનો ઉપદેશ તો નિરંતર આપવાનો જ છે, એની શાંત ભવ્ય આકૃતિ જ સમતાનું કારણ છે, વૈરભાવત્યાગનું કારણ છે, અહિંસા પરિણામ જાગ્રત કરવાનું કારણ છે અતિ ઉન્નત દશાએ પહોંચ્યા પછી એને ભાવકરુણા જાગ્રત થાય છે એને મનમાં સવિ જીવ કરું શાસનરસી એવી ભાવદયા મન ઉલસી એ ભાવ થાય છે તેમાં પણ પોતાનો અનુયાયી વર્ગ વધારવાની ઇચ્છાથી એ વિચાર તેનાં મનમાં આવતો નથી, પણ પરમાત્મદશામાં વર્તતા મહાસુખી મહાત્માઓના આત્મા સાથે સામ્ય દર્શાવનાર આત્માઓને કર્મજનિત વ્યાધિથી પીડા પામતા જોઇ તેમના મનમાં અતિ ખેદ થાય છે અને એ દુઃખથી બચાવવા માટેના સિદ્ધ ઉપાય તરીકે તેઓને શાસનરસિક બનાવવા તેમના મનમાં દઢ ઇચ્છા રહ્યા કરે છે આથી તેઓ કરુણાનો નાદ કરે છે એમ અત્ર કહ્યું. 'નાદ' યોગનો પારિભાષિક

શબ્દ છે. એક વિષયમા રત થઈ જવું એનું નામ નાદ છે. યોગી જેમ અનાહત નાદ સાભળે છે તેમ આ ચેતનજી કરુણાનો નાદ સાભળે છે.

હે વહાલા! આવા મહાત્મા ગુરુના ચેલા થઇ મોહરાજાના કાનને ફડાવો અને ધર્મ તથા શુકલધ્યાનમા આસક્ત થઇ આખા જગતના જીવો સાંભળે તેવો 'માહણુ માહણુ' અથવા સર્વ જીવને શાસનરસિક કરવાનો કરુણાનાદ એક વાર બજાવો અને મારે મંદિરે પધારો, મારી વિરહવ્યથા દૂર કરો અને મારી સામે કૃપાદૃષ્ટિથી જોઈ મને ભેટો, મળો, રસરંગમા રેલો.

**इह विध योगसिंहासन बैठा, मुगतिपुरीकुं ध्याउं;**
**आनंदघन देवेंद्रसे योगी, बहुर न कलिमें आउं रे वहाला. ता जोगे० ४**

"આવી રીતે યોગસિંહાસન પર આરૂઢ થયેલ મોક્ષ–અજરામર સ્થાનનુ ધ્યાન કરુ, આનંદઘન ચેતનજી દેવેંદ્રથી યોગી (થાય) પણ ફરી વાર કાદવમા આવે નહિ"

**ભાવ**—શુદ્ધ ચેતના કહે છે કે-ઉપર જણાવેલી રીતે જે ચેતનજીનું મન યોગમા આસક્ત થયું છે, જેને યોગ પર પ્રેમ આવ્યો છે અને જે યોગનો વ્યવહાર કરે છે તે પછી યોગસિંહાસન પર આરૂઢ થઇ ત્યા બેઠા બેઠા અજરામર સ્થાનનુ ધ્યાન કરે છે. ધ્યાનની શરૂઆતમા સાલંબન ધ્યાન થાય છે અને તેમા પ્રથમ સ્થૂળ અને પછી માનસિક અનેક આદર્શ વિગેરે પર ભાવના સ્થિર થતા થતા, આગળ વધતા ઉપર જણાવ્યુ તેમ પિંડસ્થાદિ ધર્મધ્યાનનો પ્રયોગ કરે છે અને પછી શુકલધ્યાનની શરૂઆત કરે છે ત્યારે તદ્દન માનસિક ધ્યાન થાય છે અધિકાર પ્રમાણે એ શુભ ધ્યાનમા મોક્ષમા શુ સુખ છે? કેવા પ્રકારનુ સુખ છે? અને સ્થૂળ સુખની અને તેની વચ્ચે કેટલો અંતર છે? એમ ધ્યાવતા ધ્યાવતાં છેવટે એવી સામ્ય દશા પ્રાપ્ત થાય છે કે જેમા ચેતન સમતામય થઇ જાય છે, શાંતિસ્વરૂપ થઇ જાય છે અને જે સ્થિતિ શ્રી આનંદઘનજી મહારાજે શ્રી શાંતિનાથજીના સ્તવનમા વિસ્તારથી બતાવી છે તદ્રૂપ થતો જાય છે 'મુગતિ સંસાર બેહુ સમ ગણે' આવી રીતે નિષ્કામ વૃત્તિએ વિશિષ્ટ યોગસાધના કરી પોતે આગળ વધતો જાય છે અને ત્યા પછી શું જુએ છે? યોગસિંહાસન પર બેઠેલ મોક્ષપુરીના વાસી પોતાની જાતને જ જુએ છે, પછી તેને 'અહો અહો હુ મુજને કહુ, નમો મુજ નમો મુજ રે' આવી ભાવના થાય છે. તે પોતાની પૂજના વધારવા માટે નહિ, પણ તેને ત્યા પ્રત્યક્ષ અનુભવ થાય છે કે ધ્યેયનું ધ્યાન કરતો હતો તેનો અને મારો અભેદ છે, અર્થાત્ ગુણાપેક્ષયા શુદ્ધ દશામા હું અને ધ્યેય સરખા જ છીએ, શક્તિ વ્યક્તિમા ફેર છે, પણ યોગ્ય પ્રયાસથી શક્તિગત રહેલા ગુણો વ્યક્ત થઇ જશે એમ તેને સ્પષ્ટ જણાય છે

૪ ઇહ વિધ=આ રીતે યોગસિંહાસન=યોગારૂઢ થઇને મુગતિપુરી=મોક્ષ દેવેંદ્રસે=દેવતાના રાજા ઇન્દ્ર જેવા બહુર=ફરીવાર કલિમે=પાપકર્દમમા, કાદવમા આઉં=આવુ

શ્રી આનંદઘનજી મહારાજના ઉપરોક્ત 'અહો અહો'વાળા વાક્ય માટે કેટલીક ટીકા થઈ છે તે અર્થ વગરની છે. એનો સ્પષ્ટ ખુલાસો કરતા પંન્યાસજી આણંદસાગરજી મને લખી જણાવે છે તેની મતલબ એ છે કે-અધ્યાત્મનો પ્રશ્ન ઉપસ્થિત કરવો એ આત્મજ્ઞાન પ્રાપ્તિનું બીજું પગથિયું છે. શ્રી યશોવિજયજી મહારાજ પોતે લખે છે કે अत एव जनः पृच्छोत्पन्नसंज्ञः पिपृच्छिषुः અધ્યાત્મમાર્ગમાં પ્રગતિ કરવા ઇચ્છનાર પુરુષને પ્રથમ પગથિયે અધ્યાત્મનો સવાલ પૂછવાનો વિચાર થાય છે અને બીજે પગથિયે પૂછવાની ઇચ્છા થાય છે. આ બીજા સોપાનથી બહુ કર્મનિર્જરા થાય છે એ નિઃસંદેહ વાત છે અને તેની સાથે યોગઅધ્યાત્મમાં ઘણો વધારો થઈ જાય છે અને પ્રગતિ-વૃદ્ધિ-નિષ્પત્તિ સર્વ એક સાથે થતા જાય છે. આવા અધ્યાત્મના પ્રશ્નને ઉપસ્થિત કરનાર પોતાના આત્માને ધન્ય માનનાર આનંદઘનજી ઉપરોક્ત વચનથી ગુણાનુમોદના કરે છે. આ સ્વરૂપ લક્ષ્ય રાખી સમજવા યોગ્ય છે.

આવી વિશિષ્ટ સ્થિતિ પ્રાપ્ત થતા શુદ્ધ ચેતના અને ચેતનનો એટલો સહયોગ થઈ જાય છે કે પછી આખું પદ અથવા આ વાક્ય શુદ્ધ ચેતના બોલે છે કે ચેતનજી પોતે બોલે છે એ પ્રશ્ન રહેતો નથી. બન્નેનો વસ્તુતઃ પરિણામે અભેદ છે, એટલે જે તફાવત હાલ જણાય છે તે પછી જણાવવાનો પણ નથી. ચેતના તે હકીકત આ પદમાં સ્પષ્ટ કરે છે અને તેથી જ આ પદ તેના મોઢામાં મૂક્યું છે. એ અર્થ લીધા સિવાય ચેતનજી પોતાની વિભાવદશામાં આ શબ્દો બોલવાને યોગ્ય નથી.

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते । આ પ્રમાણે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે (યોગભ્રષ્ટ જીવ યોગીને ઘરે અથવા શ્રીમાનને ઘરે જન્મ લે છે); જૈન શાસ્ત્રમાં પણ સાત લવ આયુષ્ય ઓછું રહે તો અનુત્તર વિમાને પ્રચુર પુણ્યોદયનો ભોગ ભોગવવા તેત્રીશ સાગરોપમના આયુષ્યથી અપૂર્ણ યોગવાળા જીવ ઉત્પન્ન થાય છે અને પછી એક ભવ મનુષ્યનો કરી ઇપ્સિત સ્થાનકે પહોંચે છે. આસન્નસિદ્ધ જીવ જેમ અનુત્તર વિમાને જાય છે તેમ ઓછી પ્રગતિવાળા સિદ્ધ યોગીઓ તેથી ઉતરતી સદ્‌ગતિમાં જાય છે અને મનુષ્યના ભવો પણ કરે છે પણ દુર્ગતિમાં જતા નથી, પાપકર્મમાં ખરડાતા નથી, વિષયભોગરૂપ વિષ્ટાનો આહાર કરતા નથી, તેમાં રમતા નથી, ફસાતા નથી, આસક્ત થતા નથી, તેટલા માટે શુદ્ધ ચેતના કહે છે કે-આવી રીતે પોતાની જાતને મુક્તિપુરીમાં યોગસિંહાસન પર આરૂઢ થયેલ ધ્યાવનાર મારા શુદ્ધ ચેતનજી કોઈ વાર દેવેન્દ્ર થાય છે અને કોઈ વાર મનુષ્યભવમાં આવી યોગસાધના કરનાર ઉપર જણાવ્યા તેવા યોગી થાય છે અને ત્યાં સમકિત દોરી, શીલ લંગોટી લગાવી યોગમાર્ગમાં પ્રગતિ કરે છે અને બાકી રહેલો યોગ પૂરો કરે છે. વળી સદ્‌ગતિમાં જઈ, શુભ કર્મો ભોગવી, પાછા મનુષ્યભવમાં આવી, યોગમાર્ગમાં વધારો કરે છે, પણ પાપરૂપ કાદવમાં ફરી વાર ખરડાતા નથી, તેને આદરતા નથી અને તેમાં આનંદ માનતા નથી. આ જીવ એક વખતે યોગમાર્ગમાં આસક્ત થયો અને તેને અમ્મર્ જ્ઞાન થયું એટલે પછી એને એવા એવા અનુભવો થતા જાય છે અને એવાં

વિશુદ્ધ સ્થિતિનાં દર્શન થાય છે કે જેનું વર્ણન કરવું અશક્ય છે. અત્ર મુક્તિપુરીમા યોગસિંહાસન પર બેઠેલ પોતાની જાતનાં દર્શન આપણને શ્રી આનંદઘનજી મહારાજે કરાવ્યા, પરંતુ જ્યારે યોગમાર્ગમા પ્રગતિ થાય છે અને સંસારથી અભિનિષ્ક્રમણ થાય છે ત્યારે એવા અનેક દર્શન થાય છે, એ અનુભવજ્ઞાન વધતાં વધતા જણાઇ આવશે.

ચેતનજી ! તારી કલ્પનાશક્તિનો ઉપયોગ કર, તારી શક્તિને કામે લગાડ, તારાં કલ્પેલાં સુખનો માર્ગ જો, તારી સ્થિતિનો વિચાર કર અને પછી તને આ મહાવિમળા દશામાં કાંઇ આનંદ આવતો હોય તો આ બધા બાહ્ય ઢોંગ છોડી દે અને તારા પોતામાં રહેલ અનંત આનંદના સ્થાનરૂપ તારા પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવા વિચાર કર અને તે પ્રાપ્ત કરવા માટે-પ્રગટ કરવા માટે-તારી શુદ્ધ સનાતનતા વ્યક્ત કરવા માટે આ પદમાં બતાવેલ યોગમાર્ગ તું આદર. આ પદમા રહેલો ગંભીર આશય વિચારવા યોગ્ય છે.

આ પદની રચના શૈલી જોતા તે શ્રી આનંદઘનજી મહારાજનુ બનાવેલું ન હોય એમ માનવાનું કાઈ કારણુ નથી. શૈલી તેઓના જેવી જ છે, પરંતુ વિષય સહજ સામાન્ય છે. એક પણ પ્રતમાં એ પદ આપ્યું નથી તેથી કદાચ ક્ષેપક હોય એમ માનવાને કારણ રહે છે. એ સબધમાં નિર્ણયપૂર્વક કાઇ પણ કહી શકાય તેમ નથી પદનો ભાવ અતિ સુંદર અને આકર્ષક છે અને તેથી અત્ર તે પર વિવેચન કરવાનું યોગ્ય ધાર્યું છે. શ્રી આનદઘનજીનુ બનાવેલુ આ પદ ન હોય એમ માનવાનુ માત્ર એક જ કારણ છે અને તે એ છે કે-યોગના અંતરભેદનુ જોગી સાથે જે સાત્મ્ય બતાવ્યુ છે તેમા શ્લેષોનો ઉપયોગ કર્યો છે તે શ્રી આનંદઘનજીની દૃઢ શૈલીને અનુરૂપ નથી. જેવી દૃઢ શૈલી તેમણે શ્રી શાન્તિનાથજીના સ્તવનમા વાપરી છે અને અન્યત્ર પદોમાં પણ જ્યા જ્યા શ્લેષો વાપર્યા છે ત્યા તેઓ એકદમ અભેદ સદૃશ સ્થિતિ બતાવી શક્યા છે તેવું દૃઢ સાદૃશ્ય આ પદમા જણાતું નથી. સાધારણ રીતે ભાષાશૈલી તેઓની ભાષાને અનુરૂપ છે, પરંતુ દરેક પદની છેલ્લી પંક્તિમા તેઓ અત્યુત્તમ રહસ્ય લાવી મૂકે છે તેવુ આ પદમા નથી, છેલ્લી પંક્તિ એકદમ નરમ પડી જાય છે, તેથી આ પદ તેમનુ જ કરેલું હોવું જોઇએ એમ કહી શકાતુ નથી. સમુચ્ચયે એનો ભાવ ખાસ વિચાર કરવા યોગ્ય છે

---

## પદ આડત્રીસમું

રાગ મારુ

मनसा नट नागरसूं जोरी हो, मनसा नट नागरसूं जोरी हो;
नट नागरसूं जोरी सखी हम, और सबनसे तोरी हो. मनसा० १

---

૧ મનસા=ઉપયોગ નટનાગર=સર્વ કળાકુશળ, રગાચાર્ય જોરી=જોડી, એક્ત્ર કરી દઈ ઔર=બીજા, અનેરા સબનસે=સર્વ સાથેથી તોરી=તોડી નાખી, દૂર કરી

"(મેં) કળાકુશળ નાગરિક નટમાં મન જોડી દીધું અને તેવી રીતે મનને નટનાગરમાં જોડી દઈ અનેરા સર્વ સાથેથી તેને તોડી નાખ્યું."

ભાવ—ઉપરના પદમાં જણાવ્યા પ્રમાણે જ્યારે યોગમાં ચિત્ત લાગે ત્યારે નિશ્ચયશુદ્ધિ થાય. આ નિશ્ચયશુદ્ધિ તે આત્મશુદ્ધિ સમજવી. નિશ્ચયશુદ્ધિ થાય તે પ્રસંગે મનને અથવા ઉપયોગને કેવી રીતે જોડવા અને તે પ્રસંગે શુદ્ધ ચેતનાનું સ્વરૂપ કેવું થાય તે આ પદમાં બતાવે છે. દરેક હકીકતને પ્રસંગે શુદ્ધ ચેતના અને ચેતનનો અભેદ સમજવો, માત્ર શુદ્ધ ચેતનાની વાત આવે ત્યારે ચેતનજી પરથી બહુ કર્મમળ નીકળી જવાથી તેનું બહુ ખરી પ્રગટ થયેલું મૂળ સ્વરૂપ સમજવું. આ બાબત ધ્યાનમાં રાખવાથી કેટલીક વાર પ્રત્યક્ષ વિરુદ્ધ લાગતી હકીકતનો પણ ખુલાસો થઈ જશે.

પાંચમા પદના પ્રસંગે આપણે નટનાગરની બાજીની મજા જોઈ છે. એક સમયમાં સ્થિરતા વિગેરે પામવા છતાં ઉત્પત્તિ, વિનાશ વિગેરે તેના કેવી રીતે થાય છે તે સર્વ આપણે બહુ વિસ્તારથી જોયું હતું. એવી રીતે અનેક પ્રકારની બાજી ખેલતો આ નટનાગર મહાચાતુર્યવાળો ઉસ્તાદ બાજીગર છે. હવે એ જ નટનાગરને સૂત્રધાર-રંગાચાર્ય કલ્પીએ તો વળી વધારે આનંદ આપનારી હકીકત તે જણાવશે. અનેક પ્રકારના ખેલને ગોઠવનાર અને તેઓનો અરસપરસ સંબંધ સમજીને યોજનાર રંગાચાર્ય બહુ વાસ્તવિક રીતે નટનાગર કહેવાય છે. તે પોતે કોઈ પાઠ ભજવતો નથી પણ દરેક પાઠ તેની આજ્ઞાનુસાર ભજવાય છે અને દરેક પાત્રના અભિનયદ્વારા રંગાચાર્ય અપ્રસિદ્ધપણે વ્યક્ત થાય છે. આથી દરેક પાઠની વ્યવસ્થા માટે જેમ તે જવાબદાર રહે છે તેમ વાસ્તવિક રીતે કહીએ તો તે જ પાઠ ભજવે છે એમ કહી શકાય. રંગાચાર્યનું કામ સર્વથી વધારે મુશ્કેલ છે અને તેથી નાટ્ય કલાની સર્વ કમાણી તેને જ મળે છે. આ ચેતનજી પણ એવા જ રંગાચાર્ય છે. એના હુકમ પ્રમાણે સર્વ બાજી મંડાય છે અને પાત્રોના અભિનય, નૃત્ય અને અર્થાંતર પ્રયોગોને માટે જવાબદાર રહે છે. સર્વ બાજીના પ્રયોગ તે સમજતો હોવાથી નાટ્યકળાને અંગે બહુ ઉપયોગી પુરુષમાં તેની ગણના થાય છે. આ ચેતનજી પણ તે જ પ્રમાણે સૂત્રધારનો પાઠ ભજવે છે. તે દરેક બાજી જાણે છે અને તેની આજ્ઞાનુસાર સર્વ પ્રયોગો ચાલે છે. સિદ્ધના જીવો પણ આખી બાજી સમજતા હોવાથી નટનાગર કહી શકાય અને આસન્નસિદ્ધ જીવો પણ તે જ કક્ષામાં આવી શકે. મતલબ ટૂંકામાં કહીએ તો સર્વ એક રીતે સૂત્રધાર છે અને તેની આજ્ઞાનુસાર બાજી રચાય છે અને ભજવાય છે. સિદ્ધના જીવો બાજી રમતા નથી પણ અન્ય રમાતી બાજીઓને બરાબર જાણી શકે છે, તેઓ પોતે બાજી રમતા હોય એમ ધારવું જ હોય તો જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગની વિશુદ્ધ બાજીમાં પાંચમા પદમાં તેઓ માટે પણ જે ઉત્પત્તિ, લય અને સ્થિતિ બતાવી છે તે સમજી લેવી અને તેટલા પૂરતો તેઓ પણ સૂત્રધારનો પાઠ ભજવે છે એમ અપેક્ષાથી કહી શકાય.

શુદ્ધ ચેતના સુમતિને કહે છે કે–હે સખી ! મેં મારું મન આ નટનાગર ચેતનજીમાં જોડયું છે. ચેતનજીનો ઉપયોગ તો કોઇ વાર આત્મિક દ્રવ્ય પર લાગે છે અને કોઈ વાર પૌદ્ગલિક દ્રવ્યોમાં ચાલે છે, પણ ઉપરના પદમા યોગમાં ચિત્ત પરોવવાનું કહ્યુ તેવી વાત બની આવે ત્યારે મારા પતિનું ચિત્ત સ્વવિષયક આત્મ દ્રવ્યમા જોડાય છે અને ત્યાર પછી તે જ્યા ત્યાં રખડતું હોય ત્યાંથી પાછું ખેંચાઈ જાય છે. શુદ્ધ દશામાં યોગનિષ્ઠ મહાત્માઓ સમજે છે કે–શુદ્ધ ચેતનાના આધાર આત્માનો પોતાની સાથે અભેદ છે અને અન્ય પૌદ્ગલિક દ્રવ્યનો પ્રસંગ તે સર્વ સંયોગજન્ય છે, ત્યારે સામાન્ય ચેતના તો વિચિત્ર પ્રકારની છે. આવી રીતે આરોપવાળા ધર્મ ઉપરથી વૃત્તિ દૂર કરી પોતાના પરિવાર શમ--શાતિ આદિમાં તેઓ ચિત્તને પરોવે છે. આ પદમાં તે પર હવે પછી વિવેચન કરવામા આવશે અને શ્રીઆનંદઘનજી મહારાજે શ્રી શાતિનાથજીના સ્તવનમા પણ તે જ વાત કરી છે.

> આપણો આતમ ભાવ જે, એક ચેતનાધાર રે,
> અવર સવી સાથ સયોગથી, એહ નિજ પરિકર ધાર રે ૧૧
> શાંતિ જિન એક મુજ વિનતિ.

આવી રીતે જ્યારે શુદ્ધ ચેતના ઉપર સ્વાભાવિક પ્રીતિ વ્યક્ત થાય અને અન્ય સર્વ સયોગજન્ય સબંધ આદિ અને અતવાળા છે એમ સમજાય ત્યારે સ્વાભાવિક રીતે સ્વભાવ તરફ પ્રીતિ થાય અને અન્ય સયોગજન્ય પ્રીતિ પર દુર્લક્ષ્ય થતા થતા છેવટે તે સબધ છૂટી જાય અથવા છોડવાની દૃઢ આગ્રહવાળી વૃત્તિ થાય એ તદ્દન યોગ્ય હકીકત છે. યોગમા પ્રીતિ લગાડવાની ઇચ્છાવાળી શુદ્ધ ચેતના જે ચેતનઆધેયનો આધાર છે તે તેટલા માટે યોગમાર્ગ તરફ વિશેષ પ્રગતિ કરનાર ચેતનજી જે કાર્ય કરે તેને માટે પોતાનો અને તેનો સ્વાભાવિક સબધ વ્યક્ત કરતા અત્ર કહે છે કે-હે સખી ! હું મારા નટનાગરમા મારું મન જોડી દઉં છુ અને તે એવું જોડી દઉં છું કે બીજા સર્વ પૌદ્ગલિક પદાર્થોમા તેમનો જે ઉપયોગ બાધક દશામા થતો હતો તે સર્વ ત્યાથી ખેંચી લઈ તેને શુદ્ધ ચેતનજીમા જોડુ છુ. આ વાતનો ટૂકમા સાર એટલો છે કે–યોગમાર્ગમા ચિત્ત આવવા માડે એટલે ચેતનજીની શુદ્ધ ચેતના વ્યકત થવા માડે છે અને તેના એક અનિવાર્ય પરિણામ તરીકે ચેતનજીનો ઉપયોગ જે અત્યાર સુધી અનેક પરભાવમા રમણ કરતો હતો તે હવે આત્મદ્રવ્યમા સ્થિર થાય છે

અત્ર એક બીજી હકીકત પણ પ્રાપ્ય છે. વસ્તુત ખરેખર નટનાગર તો કેવલ્યજ્ઞાની અને સિદ્ધ મહાત્માઓ જ છે, જેઓ સર્વ નાટક જાણે છે તેઓ ઉપર મનને જોડી દેવાથી નિશ્ચયશુદ્ધિ બરાબર થતી જાય છે અને તેથી અહીં એમ પણ કહેવાનો આશય હોય એમ જણાય છે કે–અન્ય સર્વ પદાર્થોમાથી ઉપયોગ ખેચી લઈ શુદ્ધ ચેતન દ્રવ્ય જે

ઉપરોક્ત નટનાગરમાં વ્યક્ત થયું છે તેમાં તેને જોડી દઉં છું. ગમે તે અર્થ કરતાં આ પદ આત્માની શુદ્ધ દશા પર આરોહણમાં પ્રગતિ કરવાની વ્યક્ત સ્થિતિ બતાવે છે હવે એવી રીતે ગુણસ્થાનકમારોહ કરતાં કેવા કેવા વિચારો આવે છે અને વ્યવહારને અંગે જે મુશ્કેલી લાગે છે તેના કેવા ખુલાસા થાય છે તે પણી યુક્તિ સાથે સંક્ષેપમાં બતાવે છે, તે બહુ વિચાર કરવા લાયક છે જીવનના કેટલાક અગત્યના સવાલોનો ખુલાસો થાય તેવી બાબત અહીં દાખલ કરેલી છે

*लोक लाज नाहि काम, कुल मरजादा छोरी;
लोक बटाउ +हसो बिरानो, अपनो कहत न कोरी ×मनसा० २

"લોકલાજનું (અમારે) કામ નથી, કુળમર્યાદા (અમે) છોડી દીધી છે; વાટે જતાં-આવતા લોકો હસો (તેની અમને દરકાર નથી), તેઓ સર્વ પારકા છે અને પોતાની કાંઈ વાત કહેતા કરતા નથી."

ભાવ—શુદ્ધ ચેતના કહે છે કે-આવી રીતે નટનાગરમાં મનને જોડી દેતાં મને લોકલાજની દરકાર નથી અને મે કુળમર્યાદા પણ છોડી દીધી છે સાધારણ રીતે નાટકીઆ ઉપર પ્રીતિ કરતાં પહેલા વિચાર કરવો જોઈએ કે લોકોમાં પોતાની એથી આબરૂ ઓછી થશે અને તેટલા માટે બીજા કોઈ કારણથી નહિ તો લોકલજ્જાની ખાતર પણ નાટકીઆ ઉપર પ્રેમ કરવા પહેલા અટકવું જોઈએ અથવા લોકલાજ ન હોય તો છેવટે કુળની-કુટુંબની મર્યાદા ખાતર પણ નાટકીઆ ઉપર પ્રીતિ ન કરવી જોઈએ. ઉત્તમ કુળવાન સ્ત્રીનો વ્યવહાર હમેશા પોતાના કુળને અનુરૂપ પતિ સાથે સંબંધ કરવો એ છે; એવી સ્ત્રીઓ નાટકીઆ સાથે કદિ પણ સંબંધ કરવાની ઈચ્છા રાખવી નથી. શુદ્ધ ચેતના કહે છે કે-મે નટનાગર સાથે એવું મન લગાવી દીધું છે કે રસ્તે ચાલતા લોકો હસો કે મશ્કરી કરો તેની પણ મને દરકાર નથી હું તો લોકલાજની દરકાર કર્યા વગર અને કુળમર્યાદાથી બંધાઈ ગયા વગર માત્ર નટનાગરમાં પ્રીતિ રાખું છું અને તેના પ્રત્યે મનને જોડી દઉં છું, અન્ય

---

* લોકલાજ નહિ ન કાજ — આ પ્રમાણે પ્રથમ પંક્તિ ભીમશી માણેકવાળા બુકમાં છે તેનો અર્થ લોકલાજ તમારે નથી! અમારે તેનું કામ નથી. આમ પ્રશ્નોત્તર રૂપે અર્થ થાય છે પણ અક્ષરો વધી જતા લાગે છે અને તે પાઠમાં અર્થ ખેંચવો પડે છે તેમ જ બીજી કોઈ પ્રત તે પાઠને ટેકો આપતી નથી.

+ હસોને સ્થાને હસે એવો પાઠ છે અર્થ એક જ છે

× બીજી અને ચોથી પંક્તિને છેડે 'હો' એક બુકમાં વધારે છે પણ સર્વ પ્રતોમાં તે નથી. અક્ષર રાગ બેસાડવા ખાતર 'હો'ની જરૂર હોય તો વધારી લેવો. પછી ગાવાનું ધોરણ જોતાં 'હો' હોવો જોઈએ, પણ કોઈ પણ પ્રત તેને ટેકો આપતી નથી તેથી મૂળ પાઠમાં દાખલ કરેલ નથી.

૨ લોકલાજ=લોકોની શરમ. કાજ=કામ. છોરી=છોડી દીધી. બટાઉ=વાટે જતા-આવતા. હસો=ખુશીથી હસો. બિરાનો=પારકા છે. અપનો=પોતાની વાત કહત ન=નથી કહેતા. કોરી=કોઈ

કોઇ ઉપર પ્રીતિ કે સંબંધ હોય તો તે પણ તોડી નાખું છું. લોકો તો સર્વ પારકા છે અને પારકાની વાતો કરનારા છે; વળી તેઓ પોતાની તો વાત કરતા પણ નથી અને વિચારતા પણ નથી એવા નકામા પંચાત કરનારાના અભિપ્રાય ઉપર હું કાંઇ કરતી નથી અને મારી પ્રીતિ નટનાગરમાથી ખેંચી લેતી નથી.

આ પદમા નટ શબ્દ ઉપર ભાર મૂકીને અર્થ વિચારવાનો છે. સામાન્ય વ્યવહારના નિયમ પ્રમાણે કુળવાન સ્ત્રીએ નાટક કરનાર, પછી તે ગમે તેવાં રૂપ કરનાર, અભિનય કરનાર અથવા જાદુના ખેલ કરનાર હોય તો પણ તેની સાથે પ્રીતિ કરવી એ ઉચિત નથી. એલાયચી કુમારને આથી ઊલટી રીતે જ્યારે નટી ઉપર પ્રીતિ લાગી હતી ત્યારે તેણે કુળ મર્યાદા છોડી દીધી હતી અને તેના પિતાએ તેને ઘરમાંથી કાઢી મૂકયા હતા, છતા પ્રેમનું લક્ષણ એવુ છે કે લોકલાજની દરકાર કર્યા વગર અને અન્ય શું કહે છે તે સાંભળ્યા વગર પ્રીતિમા આસકત નર જરૂર પોતાની પ્રિય વસ્તુ તરફ ખેચાય છે, તેવી રીતે અહીં શુદ્ધ ચેતનાને ચેતનજી ઉપર એવી પ્રીતિ લાગી છે કે તે અન્ય કોઇ હકીકતની દરકાર કર્યા વગર પતિમાં મનને જોડી દે છે. નટનો વેશ ધારણ કરવાનો આગ્રહ કર્યો તો એલાયચી કુમારે તે પ્રમાણે કર્યું, પણ કુળમર્યાદા કે બીજા કોઈ પણ મનસ્વી કારણથી ખરી પ્રીતિનો ભાવ તજ્યો નહિ. બીજી હકીકત ખાસ ધ્યાનમા રાખવા લાયક એ છે કે-લોકો પારકી વાત કરે છે અને પોતાને માટે કદિ વાતો કરતા નથી. આવા પરનિંદારકત અને આત્મવિચારણા નહિ કરનારા લોકોના અભિપ્રાય ઉપર આધાર બાંધી મહાચતુર નટવરથી પ્રીતિ બાંધી હોય તેને શુદ્ધ ચેતના કેમ તજી દે ?

આવી જ રીતે ધર્મ સંન્યાસ લેવાની ચેતનજીની ઇચ્છા થાય એટલે કે શુદ્ધ ચેતના અને ચેતનજીનો સયોગ થવાનો પ્રસગ પ્રાપ્ત થાય ત્યારે તેને કહેવામા આવે છે કે-"ભાઇ ! આ તમારે ઘેર ઘેર ભટકવું, ભિક્ષા માગવી, તરપણી ઉપાડવી, અડધા પગ ઉઘાડા દેખાય તેવા વસ્ત્ર પહેરવા એ શુ તમને યોગ્ય લાગે છે ? તમારા સગાસબધીને મૂકીને ચાલ્યા જવુ એ તમને અથવા તમારા કુળને યોગ્ય છે ? તમે તમારા અન્ય સગાઓ તરફનો ધર્મ કેમ ભૂલી જાઓ છો ? તમને લોકલાજ પણ નથી આવતી કે આવી રીતે ભિખારી થઇને ભટકવાનુ પસદ કરો છો ? અને તમારા ઉત્તમ કુળને આવી રીતનો ભિક્ષુનો વેશ કાઢવો ઉચિત છે ?" નિશ્ચયશુદ્ધિ કરવામા ઉદ્યુકત થયેલા ચેતનજી એટલે કે જે ચેતનજી પર શુદ્ધ ચેતનાએ પોતાનું મન જોડવા માડયુ છે અને તેથી નટનાગરની પેઠે નવીન સંવિજ્ઞ વેશ ધારણ કરવા જે નટનાગર તૈયાર થયા છે તેને આવો સવાલ પૂછતા તે બહુ સરળતાથી જવાબ આપે છે કે-સ્થૂળ લોકલાજનુ અમારે કામ નથી, જેને આત્મ જાગૃતિ કરવી હોય તેણે પોતાના આત્મદ્રવ્યનો વિચાર કરવાનો છે. યોગ્ય અંકુશ નીચે યોગ્ય વિચાર કરતા તેને સ્પષ્ટ ખાત્રીપૂર્વક જણાય કે તે વિચાર યોગ્ય છે અને લોકો તો

માત્ર સ્થૂળ સુખના ખોટા ખ્યાલને લીધે અને મહાનિબિડ મોહનીય કર્મની પ્રચુરતાને લીધે સંસારમાંથી ઊંચા આવતા નથી અને અન્ય આવવા ઇચ્છા કરતો હોય તો તેની મહત્ત્વતા, ગંભીરતા અને યોગ્યતા સમજી શકતા નથી, તો પછી તેણે તે વિચારને સ્થૂળ લોકલાજ ખાતર તજી દેવો ન જોઇએ. તદુપરાંત જે વખતે અનેક જનોને લાભ કરવાનો માર્ગ પ્રાપ્ત થઇ શકતો હોય તે વખતે વ્યક્તિગત ધર્મો સમષ્ટિના લાભ ખાતર અને સર્વથી વધારે આત્મધર્મ ખાતર વિસરી જવાય તો તેમાં કોઇ પણ પ્રકારની ભૂલ થતી હોય એમ તેને લાગતું નથી. તે સમજે છે કે વીરપરમાત્મા ઘરેથી નીકળ્યા હશે ત્યારે નંદિવર્ધનને, યશોદાને અને બીજા સગાસંબંધીઓને બહુ લાગ્યું હશે, પણ આવા વ્યક્તિગત ધર્મોનો વિચાર કરીને આત્મધર્મ મૂકવાનો નિશ્ચય લોકલાજની ખાતર કે કુળમર્યાદાની ખાતર મહાત્મા પુરુષો કદિ કરતા નથી. આથી ચેતનજી જવાબમાં એટલું જ કહે છે કે-જે કોઇ કાર્ય કરવું હોય તે બરાબર વિચારીને કરવું, પછી તેમાં લોકલાજના કે કુળમર્યાદાના વિચાર કરવા યુક્ત નથી.

આથી પણ વિશેષ પ્રગતિ કરવાની યોગ્યતા થાય ત્યારે કુળ એટલે પોતાના ગચ્છની મર્યાદા પણ ચેતનજી છોડી દે છે મતલબ આગળ વધતા વધતા તેને ગચ્છમર્યાદામાં રહેવાની જરૂર જ રહેતી નથી. જ્યારે જિનકલ્પની તુલના કરતા હોય અથવા જિનકલ્પ આદરતા હોય ત્યારે કુળમર્યાદામાં શુદ્ધ ચેતન રહેતા નથી. વ્યવહારનો, કુળમર્યાદાનો, લોકલાજનો ત્યાગ કરે છે ત્યારે તેને પોતાના પગ નીચે દબાવી દે છે ગચ્છના અર્થમાં કુળ શબ્દનો ઉપયોગ તે મર્યાદાનો ત્યાગ—સ્થવિરકલ્પનો ત્યાગ કરી જિનકલ્પ આદરવાના અવસરે કરવાનો છે એમના વિહાર વિષેશમાં ફેરફાર હોય છે પણ એ ઊંચી હદની વિશેષ યોગ્યતાની વાત છે અત્ર ભાવ એ છે કે-શાસ્ત્રમર્યાદાથી તે વર્તે છે લોકલાજથી લેવાઇ જતા નથી.

આવું મારુ વર્તન જોઇને લોકો—રસ્તે ચાલનારા પ્રાણીઓ—સંસારરસિક જીવો હસો, મશ્કરી કરો, તેની મને દરકાર નથી, કારણ કે હસનારા સર્વ પામર છે, માયા મમતામાં પડી પોતાના આત્મધર્મથી પણ પરાઙ્મુખ થયેલા છે અને પોતાના શુદ્ધ સ્વરૂપને ભૂલી ગયેલા છે વળી તેઓ એટલા તો હાપણથી ભરેલા છે કે તેઓ નિરંતર પારકી જ વાતો કરે છે, જાણે કે પોતે સર્વ સુખ પ્રાપ્ત કરી લીધા છે અને હવે પોતાને પ્રાપ્ત કરવાનું કાંઇ બાકી રહ્યું જ નથી, તેથી તેઓ પોતાનો તો વિચાર પણ કરતા નથી અને અન્ય કોઇ જરા પણ સ્વાત્મોત્કર્ષ માટે પ્રયાણ કરે તો તેની વાતો કરવા મંડી જાય છે આવા મનુષ્યોની વાત તરફ કેટલું ધ્યાન આપવું તેનો વિચાર કરી મે તો તે તરફથી મારો ઉપયોગ જ પાછો ખેંચી લીધો છે

લોકોની વાત ઉપર કેટલો આધાર રાખવો તે પર જરા વિચાર કરીએ. ભર્તૃહરિએ

રાજ્ય તજી સંન્યાસ ધારણ કર્યો ત્યારે તે પોતાની ધૂનમાં નદીની વેળુના તકીઆ બનાવી તે પર બેસતો હતો. જળ ભરવા આવનાર પનીઆરી તેને વેળુના તકીઆ પર બેસતો જોઈ કહેવા લાગી કે 'જોયુ બહેન! આ રાજ્યપાટ તજ્યા, સંસાર તજ્યો પણ હજુ રાજાનો ઇશક કાંઇ ગયો છે? આ તેમણે રૂના તકીઆ તજી દીધા તો વળી વેળુના તકીઆ પર સૂવું પડે છે!' આ વાત સાંભળીને ભર્તૃહરિને વિચાર થયો કે વાત ખરી છે, તેથી તેણે એકદમ વેળુના ગાદી તકીઆ ફેંકી દીધા. એ બનાવ જોઈને પનીઆરી વાતો કરવા લાગી કે 'જોયું બહેન! એમણે સંસાર છોડ્યો પણ હજુ ક્રોધ ગયો છે? આપણે આટલું જરા ગાદીતકીઆ સબંધી કહ્યું ત્યા તો આટલી રીસ ચઢી ગઇ!'

આવી રીતે આપણે પ્રત્યેક વ્યવહારના કાર્યમા જોઇએ છીએ કે-દુનિયાને ટાઢું કે ઊનું કાંઇ ગમતુ નથી, પ્રસંગે અપ્રસંગે અન્યની સાચી કે ખોટી વાતો કરવી એ તેઓ પોતાનો ધર્મ સમજે છે અને કોઇ પણ વાત કરતા એવી મુખાકૃતિ રાખે છે કે જાણે પોતે સર્વગુણસંપન્ન છે અને હવે પોતાને કાંઇ કરવાનું અવશિષ્ટ રહ્યું જ નથી. વિશેષમા નિંદ્ય આચરણ કરતી વખતે લોકલાજથી ડરી જવું યોગ્ય છે, કારણ કે સમાજનો અંકુશ ઘણી વખત કુમાર્ગગમનના દ્વારમા અર્ગલા તુલ્ય કામ કરે છે, પરંતુ જ્યારે મહાન્ ધર્મ અથવા વિશિષ્ટ પરોપકાર ખાતર અન્ય સૂક્ષ્મ બાબતોની બેદરકારી બતાવવાનો પ્રસંગ આવે અને તેવા પ્રસંગે મોહગ્રસ્ત સંસારરસિક જીવો તેવા ઉચ્ચ આશયને સમજી નહિ શકવાથી ખોટી વાતો કરી સાધારણ ધર્મોને પ્રાધાન્ય આપે તો તેથી જરા પણ નાસીપાસ થવાની જરૂર નથી **સવિ જીવ કરું શાસનરસી** એવી ભાવદયાના ઉલ્લાસમા જે પ્રસંગે તીર્થંકર મહારાજાઓ ઘરથી બહાર નિષ્ક્રમણ કરે છે અથવા પરમ આત્મજ્યોતિ પ્રગટાવી સંસાર પરાઙ્મુખ વૃત્તિ થવાથી તેનો ત્યાગ કરવા વિચાર કરે છે તેવે પ્રસંગે આ સંસાર-રસિક જીવોના મધ્યમ પ્રકારના વિચારોથી તેઓ દોરાઇ જતા નથી અને તેમ કરવું જરા પણ યોગ્ય નથી બબ્બે રૂપિયાનો લાભ મેળવવા ખાતર કદાચ બસો પાચસો રૂપિયાનો ભોગ આપવો પડે તો તે યોગ્ય છે અને તેટલી દૃષ્ટિ ન પહોચાડી શકનારા બધુઓ બસો પાચસોના વ્યય ઉપર જ અભિપ્રાય આપે તો તેની સાથે જોડાઇ જવું તે યુક્ત નથી. મહાન્ આત્મિક ધર્મ આગળ પતિધર્માદિ વ્યક્તિગત ધર્મનો સમષ્ટિના લાભ ખાતર અથવા આત્મોન્નતિના વિશિષ્ટ લાભ ખાતર ભોગ આપવો પડે તો યોગદૃષ્ટિએ તે સર્વથા ઉચિત છે

**मात तात* सज्जन जात, वात करत है मोरी;**
**चाखें रसकी क्युं करी ×छूटे ? सुरिजन सुरिजन टोरी हो. मनसा० ३**

---

* પ્રથમ પંક્તિ 'માત તાત અરુ સજ્જન જાતિ' એમ પણ છે અરુ અને બીજી પંક્તિને છેડે ઉપરની ગાથામા જણાવ્યુ તેમ હો એક બુકમા છે પણ એક પ્રતમા નથી

× છૂટેને બદલે ચૂટે એવો પાઠ છે પણ તે અશુદ્ધ જણાય છે

૩ માત તાત=માતાપિતા સજ્જન=સગાસબધી જાત=જાતિ, જ્ઞાતિવાળા ભોરી=ભોળી, વિચાર વગરની ચાખે રસકી=જેણે એક વાર રસ ચાખ્યો છે તેની ક્યું=કેમ? સુરિજન=સ્વજન ટોરી=સંગ

"માતાપિતા, સગાંસબંધી અને નાતીલાઓ વાત કરે છે તે બિસાત વગરની લાગે છે; જેણે (એક વાર) રસ ચાખ્યો છે તેનો સ્વજનો સાથેનો મેળાપ હે સજ્જનો! કેમ કરીને છૂટે!"

ભાવ—જે વખતે આત્મઅનુભૂતિ કરવાની ઇચ્છા થતા પૌદ્ગલિક સબંધ અને સંસારનો ત્યાગ કરી સર્વવિરતિ આદરવાનો વિચાર થાય છે અને તેમ કરીને યોગમાર્ગમા ઉત્કટપણે પ્રવેશ કરી પ્રગતિ કરવા વિચાર થાય છે તે વખતે મારા માતાપિતા, સગાં સબંધીઓ અને જ્ઞાતિવાળાઓ મારા સબંધમાં જે વાતો કરે છે તે તદ્દન સાધારણ પ્રકારની અને દમ વગરની લાગે છે એવે પ્રસંગે સાંસારિક માતાપિતા કહે છે કે 'ભાઇ! તમે જે સંસારત્યાગનો વિચાર કરો છે તે તો મોટી વાત છે પણ તે કાંઇ તમારાથી બને નહિ, તમારો વિચાર હોય તો પણ હજુ થોડો વખત અભ્યાસ કરો, આવા કામમા ઉતાવળ ન કરવી જોઇએ' મારા મનમા જે ઉત્સાહ યોગમાર્ગ પર આરૂઢ થવાનો થયો હોય છે તેના સબંધમા આવી નરમ-નરમ વાતો કરી અથવા સ્ત્રીની વય, પુત્રની અવસ્થા, આર્થિક સ્થિતિ વિગેરે અનેક કારણો બતાવી મને નિરુત્સાહી બનાવે છે અને ગમે તેવા પ્રયાસો કરી મને પોતાના સંસારદાવાનળમાં ખેંચીખેંચીને પણ રાખવા પ્રયત્ન કરે છે છેવટે બીજો ઉપાય ન ચાલે તો મને અનેક પ્રકારની ધમકીઓ પણ આપે છે મારા પર તહોમત મૂકી રાજ્ય કે કોઇ લાગ મને ત્રાસ આપવાનો પ્રયાસ પણ કરે છે અને ગમે તેમ કરી મને યોગમાર્ગમા વધતો અટકાવે છે, પણ જાણું છુ કે તેઓની એક પણ દલીલમાં દમ લાગતો નથી. મને તેઓની વાત તદ્દન સામાન્ય અને બિસાત વગરની લાગે છે હુ એમ પણ જાણું છુ કે તેઓની વાત દીર્ઘ વિચાર વગરની અને મોહ–મદિરાની અસરવાળી છે કોઇ માણસે દારુ પીધો હોય તે વખતે તે અન્યની પાસે વાતો કરે તે જેમ કીંમત વગરની અને આડા માર્ગે દોરનારી જણાય છે તેમ મોહ–મદિરાની અસર નીચે બોલાયલી અને અપાયલી તેઓની સલાહ મને તદ્દન લોળી લાગે છે

હે બંધુઓ! જેણે એક વખત ખરેખરા સજ્જન પુરુષો સાથે પ્રેમ બાંધ્યો હોય અને તેઓના સત્સંગનો લાભ લઇ તેનો રસ પીધો હોય તેને પછી તે રસનો રંગ કેવી રીતે છૂટી શકે? સાધારણ રીતે સ્થૂળ રસની વાત જુઓ મધનો કે કેરીનો રસ તમે એક વખત ચાખ્યો હોય અને તે વખતે તે તમને બહુ આકર્ષક લાગ્યો હોય તો પછી તેના પરથી પ્રેમ દૂર કરવા માટે તમને દમ વગરની ગમે તેટલી દલીલો આપવામાં આવે તો પણ તમને તેની અસર શું થશે? જ્યા સુધી એવા પ્રકારનો રસાસ્વાદ ન થયો હોય ત્યા સુધીની વાત જુદી છે પણ એક વખત તેનો સ્વાદ લાગ્યા પછી તો અન્ય રસમાં પ્રેમ કદિ આવતો જ નથી આ હકીકત મારા સાંસારિક સગાંઓ સમજી શકતા નથી. મેં સંતોષ, ક્ષમા, આર્જવ માર્દવ વિગેરે સ્વજનોનો પૂરો સગ તો હજુ કર્યો નથી પણ

તેઓના સંગનો રસ જરા જરા ચાખ્યો તે તે ઉપરથી મને તેના ઉપર એટલો બધો પ્રેમ આવી ગયો છે કે હવે તે રસ છૂટી શકે તેમ નથી, તે આકર્ષણ દૂર થઇ શકે તેમ નથી, તે પ્રીતિ વિસરી શકાય તેમ નથી. યશવિલાસમા શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાય સુડતાલીશમા પદમાં કહે છે કે —

લોકલાજસે જો ચિત્ત ચોરે, સો તો સહજ વિવેક હી સુના
પ્રભુગુન ધ્યાન વિગર ભ્રમ ભૂલા, કરે કિરિયા સો રાને રૂના;
ઘડિ ઘડિ સાંભરે સાંઈ સલુણા.

આવી જ રીતે તે જ મહાત્મા શ્રીશાતિનાથજીના સ્તવનમાં કહે છે કે—

જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ, બીજા રે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યો રે જેણે અમી લવ લેશ, બાકસ બુકસ તસ ન રુચે કીમેજી

આવી રીતે જેણે યોગમાર્ગનો—પરમાત્મગુણપ્રકટીકરણનો રસ એક વખત ચાખ્યો હોય તે તેને કદિ વિસરી શકતો નથી અને તેને પછી સાધારણ વસ્તુઓમા—પદાર્થોમા કે પ્રાણીઓમા પ્રેમ આવતો નથી, તેને તે સર્વ બાકસબુકસ લાગે છે, રસ વગરના છોતરાં લાગે છે, સ્નેહ વગરના કુશકા લાગે છે વળી એ સ્વજનો એવા છે કે એનો જેમ જેમ વધારે અનુભવ થતો જાય, જેમ જેમ તેઓનો પ્રસગ વધારે પડતો જાય તેમ તેમ તેઓના પ્રેમની અને સજ્જનતાની વિશેષ વિશેષ પ્રતીતિ થતી જાય છે અને તેમ હોવાથી તેઓનો વધારે પ્રસગ પાડવાની થતી ઇચ્છામા સગાસંબધીઓ જે પ્રત્યવાય નાખે છે તેમા તેઓનુ ભોળપણુ અથવા સ્પષ્ટ શબ્દોમા કહીએ તો મૂર્ખાઈ જ જણાઇ આવે છે. (ભોળાનો વાસ્તવિક અર્થ મૂર્ખ જ થાય છે.) આ પ્રમાણે હકીકત છે તે વિચારી જ્યારે શુદ્ધ આત્મજાગૃતિ કરવા મનમા દૃઢ ભાવના થાય ત્યારે પોતાના સગાઓની વાત કેવી લાગે છે તે પર વિચાર કરી, અત્યાર સુધી અધ્યાત્મની વાતો કરતાં કેવી વૃત્તિ થાય છે અને નકામી વાતો કરવામા કેવો જ્ઞાનનો બોજો ઘસડવો પડે છે તે વિચારવુ. જ્યારે અતરગ વૃત્તિ ઉદ્ભવે છે ત્યારે અતકરણથી આ ચેતનને સંસાર પર ત્રાસ છૂટે છે, એ એના સગાસબધીઓની વાતોની યોગ્ય કિમત આંકે છે અને પોતાને યોગ્ય માર્ગ ગ્રહણ કરી લે છે. યોગમાર્ગમા એક વખત રસ જગાડો, અતકરણપૂર્વક સ્વજન સાથે પ્રેમપ્રસંગ કરો, પછી આગળ માર્ગ શું લેવો તે જરૂર સૂઝી જશે. દૃઢ ભાવના અને પ્રબળ પુરુષાર્થની આગળ અન્ય પ્રત્યવાયો અડચણ કરી શકતા નથી

***ओराहनो कहा कहावत ओरपें, नाहि न कीनि चोरी;**
**काछ कछयो सो नाचत निवहेई, और चाचरी चरी फोरी.× मनसा० ४**

* ઓરાહનોને બદલે એક જગ્યાએ 'ઔરહનો' શબ્દ છે અર્થ એક જ હોય એમ જણાય છે ઉપાલભો એ સસ્કૃત શબ્દનુ આ પ્રાકૃત રૂપ છે

× છેલ્લી પક્તિમા પાઠ "ઔર ચાચર ચર ફેરી" એવો પણ પાઠ છે અન્યત્ર બીજી અને ચોથી પક્તિને છેડે 'હો' મૂક્યો છે તે જરૂર પ્રમાણે રાગાનુસાર બોલવાનો છે

૪ ઓરાહનો=ઉપાલભ, ઠપકો કહા=શુ ? શા માટે ? કહાવત=દેવરાવવો ઓરપે=બીજાની પાસે.

“ ( ચેતનજીને ) બીજાની પાસે શા માટે ઠપકો દેવરાવવો ? તેણે ચોરી કરી નથી ( ગુન્હો કર્યો નથી ) એમ કાંઇ નથી ( હવે તો ) કચ્છ લગાવ્યો તે નાચ કરવાથી જ ભજે ( પાઠ ભજવવાથી જ ખીલે, ) બાકી બીજા તો ગાનારની ટોળી વિગેરે વ્યવહાર માત્ર છે ”

ભાવ—હવે આ ચેતનજીને અન્ય પાસે ઠપકો પણ શું દેવરાવવો ? હવે ઠપકો દેવરાવવાનો જરા પણ અવકાશ નથી અને તેમ કરવાનું કારણ પણ રહ્યું નથી. ચેતનજીએ અત્યાર સુધીમા અનેક વખત ચોરી કરી નથી એવું કાંઇ નથી, ત્યારે હવે તેણે બીજાની પાસેથી શું શિખામણ લેવાની છે ? પોતે અત્યાર સુધીમાં અનેક પ્રકારની ભૂલો કરતો આવ્યો છે તે હકીકત તેને હવે સમજાણી છે તે જાણે છે કે પોતે રાગ વિગેરે કારણોથી અનેક પ્રકારની કસુરો વારંવાર કરતો આવ્યો છે અને તે ગુન્હાઓની શિક્ષા તરીકે તેને ભવભ્રમણ થઇ છે અને થયા કરે છે તે અત્યાર સુધીમાં ઘડીકમાં રાગ કરતો, ઘડીકમાં દ્વેષ કરતો, ઘડીકમા કષાય કરતો, ઘડીકમા પ્રમાદ કરતો, ઘડીકમાં વિકથા કરતો અને એવી એવી અનેક જાતની તે ભૂલો કરતો હતો અને તેથી પોતાનું આત્મધન ગુમાવી દેતો હતો. આ સર્વ વાત તેના જાણવામાં હવે આવી છે દરમાવતમાં તેને હવે વસ્તુસ્વરૂપનો ભાસ થવા લાગ્યો છે, ત્યારે એવા વખતમા તે બીજાની પાસેથી સંસારમાં આસક્ત થવાની શિખામણો અથવા તેને અનુરૂપ ઠપકાઓ શા માટે સાંભળે ? અને તેવી રીતે સાંભળવાનું તેની પોતાની ઉન્નતિ માટે કેવી રીતે થાય ? વળી રાગાદિક જે જે કસુરો તેણે કરી છે તેની સજા તો તેણે પોતે જ ખાવાની છે, તેમા હવે અન્યની પાસે શું વાતો કરવાની છે ? અને જ્યારે તેનું મન નગ્નાગરમા લેવાઈ ગયું છે તો પછી પોતાનો ગુન્હો કેવો છે ? કેટલો છે ? અને તેની યોગ્ય સજા થઇ છે કે નહિ ? તે સર્વ વાતનો વિચાર ચેતનજી પોતે જ કરી લેશે. જો ચેતનજી ગુન્હો કબૂલ કરતા ન હોત તો અન્યની પાસે તેને ઠપકો દેવરાવવાની જરૂર હતી, પણ હવે તો તે પોતાની ભૂલો બરાબર સમજી શકે છે તેથી હવે તેણે પોતે જ પોતાને શિક્ષા કરવી. હવે તો પોતે જ ગુરુ અને પોતે જ ચેલા બની જવું આવી રીતે પોતાનો ગુન્હો પોતાને બરાબર સમજાય અને તેની શિક્ષા પણ પોતે જ જાતે કરી શકે ત્યારે નિશ્ચયશુદ્ધિ થઈ છે એમ સમજવું જ્યાં સુધી રાગાદિકના પોતાના માર્ગો સાચા છે અથવા ઠીક છે એવી વૃત્તિ રહે, પોતાનાં કુટિલ વિષમ કાર્યો અથવા આચરણોનો યેન કેન પ્રકારેણ બચાવ કરવાની ઇચ્છા રહે ત્યાં સુધી સમજવું કે હજુ આ જીવ ખરેખરો શુદ્ધ થયો નથી અને તેને અન્ય પાસે ઉપાલંભ દેવરાવવાની જરૂર છે પોતે ભૂલે છે એ સમજવું જોઇએ, ભૂલમાં પોતાની ગૃદ્ધિ કેટલી છે તેનું માપ કરવું જોઇએ અને ભવિષ્યમાં એવો ગુન્હો ન થાય તેને માટે દૃઢ ભાવના કરવી જોઇએ. આ પ્રમાણે જ્યારે વૃત્તિ થાય

નાચ્છિન્નથી. ન કીર્તિ=નથી કરી. ચોરી=ગુન્હો. કચ્છ=કછોટો ( નાચતી વખત અથવા મહાદિક કરતી કરતી વખત પહેરે છે તે ) કચ્છોત્પન્નેવી, પારણ કર્યો. સોક્તે. નાચત=નાચવાથી. નિવહેળાને ઔરન્નાચીના બધા તો. ચાચરી=અરેધાની ટોળી. મરી દોરી=સાધારણ, વ્યવહાર માત્ર.

ત્યારે નિશ્ચયશુદ્ધિ થાય અને તેવી સ્થિતિ જ્યારે મનસા નટનગરમાં જોડાય અને ઔર સબનસે તોડાય ત્યારે જ થાય, એ વાત બરાબર વિચારીને ગ્રાહ્યમાં લેવા લાયક છે.

મલ્લ જ્યારે કુસ્તી કરવા તૈયાર થાય છે ત્યારે પોતાના સાથળ ઉપર કચ્છ પહેરે છે અને તેવી જ રીતે નાચ કરનાર પણ પોતાના કપડા પડી ન જાય અથવા નાચવાના જોસમા અવ્યવસ્થિત ન થઇ જાય તેટલા માટે કચ્છ પહેરી લે છે. આથી નાચવામા સરળતા પ્રાપ્ત થાય છે. આવી રીતે નાચવાનો વેશ લીધો હોય તે નાચવાથી જ ભજે છે, નાચવાનો વેશ લઇને પછી બેસી રહેવાય નહિ અને કોઈ તેવો વેશ લઈને પછી બેસી રહે તો તેમ કરનારને ડહાપણવાળો પણ ગણવામા આવે નહિ. આવી રીતે તેં જે કામ હાથમા લીધું છે અને જેને માટે વેશ કાઢ્યો છે તે વેશ ભજવવાથી જ ઠીક ગણાય, તે કામ પાર ઉતારવામા જ તારુ ડહાપણ ગણાય તેં મોક્ષ જવા માટે ચારિત્રીયાનો વેશ લીધો હોય અથવા તો કુસ્તી કરતી વખતે જેમ કચ્છ બાંધીને મલ્લ કુસ્તી માટે તૈયારી બતાવે છે તેમ તેં કોઇ પણ પ્રકારની મોક્ષપ્રયાણની તૈયારી બતાવી હોય તો પછી તારે તે વેશને બરાબર ભજવવો યોગ્ય છે, પછી તુ બેસી રહીશ અથવા બીજો પાઠ ભજવીશ તો તે તને શોભશે નહિ. આ હકીકત કહીને સર્વવિરતિ આદરી દીક્ષાનો વેશ લેનાર અથવા દેશવિરતિ આદરી શ્રાવકનો વેશ કાઢનાર અને ત્યાર પછી અન્ય કાર્યમા પડી જઇ પોતાનો વેશ ન ભજવનાર–વેશને લજવનાર કેવી રીતે હાસીપાત્ર થાય છે અને તે હકીકત તેને કેવી રીતે શોભા આપનાર થતી નથી તે બતાવ્યુ વેશ લીધો હોય તે તો બરાબર ભજવવો જ જોઇએ અષાઢાભૂતિને જ્યારે ભરત ચક્રવર્તીનુ નાટક કરવા કહ્યું ત્યારે તેમણે એવી તદ્રૂપ ભાવના અતઃકરણથી કરી અને અભિનય સાથે એવો સુદર પાઠ ભજવી આપ્યો કે સત્યરૂપે આરિસાભુવનમા ભરતચક્રીની પેઠે તેમને કૈવલ્યજ્ઞાન પણ ઉત્પન્ન થયુ. આનુ નામ પાઠ ભજવ્યો કહેવાય બાકી બીજા સર્વ છે તે તો ગવૈયાની ટોળીના સાજ માત્ર છે, વ્યવહારરૂપ છે. જેમ નાચનારની સાથે વાજા વગાડવાવાળા, તબલચી, શરણાઈવાળા વિગેરે અનેક હોય છે પણ મુખ્ય નાચનાર તો એક જ હોય છે તેવી રીતે મુખ્ય કાર્ય કરવા ધાર્યું હોય છે તે તો એક જ હોય છે અને વચ્ચે વચ્ચે જે કાર્ય થાય છે તે તો સાધ્યરૂપ નથી પણ સાધારણ છે. દાખલા તરીકે નાચનારની સાથે ઉપર ગણાવેલ સાજ હોય છે તેવી રીતે મોક્ષમાર્ગ સાધતા વચ્ચે સ્વર્ગગમનાદિ કાર્યો થઇ જાય, તે સર્વ પ્રાસગિક છે. આ જીવે કાર્ય મોટું આદર્યું છે, તેનુ પ્રયાણ મોક્ષે જવાનુ છે, તેનુ સાધ્ય મોક્ષસ્થાન છે અને તેટલા માટે તેને યોગ્ય તેણે જે વેશ કાઢ્યો હોય તે તેણે ભજવવો યોગ્ય છે વચ્ચે સ્વર્ગગમનાદિ કાર્યો બની આવે તે ભલે બન્યા કરો, પરતુ આ જીવે–ચેતનજીએ પોતાનુ સાધ્ય કદિ ચૂકવુ નહિ, કાઢેલો વેશ બરાબર ભજવવો અને તેમ કરી પોતાની જાતને શોભા મળે તેમ કરવું.

આ ચેતનજીએ નટનાગરમાં પ્રેમ જોડ્યો છે અને બીજા સર્વથી તેનો સંબંધ છોડી નાખ્યો છે આટલી હદ સુધી જ્યારે તેની ઉત્ક્રાન્તિ થઈ છે ત્યારે હવે તેણે વળી પાછું મનને અસ્તવ્યસ્ત કરી જ્યાં ત્યાં રખડાવી કાછેલા વેશમાં ભગાવું પાડવું ન જોઈએ. જો તેમ કરવામાં આવે તો તેના અભિનય અને કળામાં મોટી ખામી આવે અને પાત્ર તરીકે તેની ગણનામાં મીંડું આવી જાય. આટલા માટે ચેતનજીએ પોતે જે કસુરો અજાણ કરી છે તે જ્યારે નટનાગરમાં પ્રીતિ થવાથી તેને જણાઈ આવી ત્યારે હવે તેને બહારના સાંસારિક સંબંધી પાસેથી શિખામણ લેવાની અથવા તે અનુસાર ચાલી પોતાના કાછેલા વેશમાં ક્ષતિ આણવાની જરૂર રહી નથી અને તેમ કરવા કદાચ તે લલચાઈ જાય તો સમજવું કે હજુ તેને નટનાગરમાં પ્રીતિ થઈ નથી, થઈ હોય તો માત તાત અરુ સજ્જન જાત જે ચોળી ચોળી વાતો કરે તેમાં તેનું મન કદી પણ લાગે નહિ. અહો સુજ્ઞ ચેતનજી ! તમારો કાછેલો વેશ હવે બરાબર ભજવી બતાવો અને આ સર્વ વ્યવહારને અંગે તમારે શું કરવું જોઈએ તે તમારા નટનાગર જેની સાથે તમે મન જોડ્યું છે તેને પૂછી જુઓ. હવે કાછેલો વેશ છોડી દેતા નહિ અથવા જે વેશ પહેર્યો છે તેનાથી બીજો (જૂદો) પાઠ ભજવતા નહિ.

> ग्यानसिंधू मथित पाई, प्रेमपीयूष कटोरी हो;
> मोदत[×] आनदघन प्रभु शशिधर, देखत दृष्टि चकोरी मनमा० ५

"જ્ઞાનસમુદ્ર મથીને તેમાથી પ્રેમઅમૃતની પ્યાલી પ્રાપ્ત કરી છે (તે પીને) આનંદ પ્રભુ ચંદ્ર અને (તેને દેખીને) ચકોર નિશ્ચયદૃષ્ટિ આનંદ પામે છે, રાજી થાય છે"

ભાવ—પુરાણપ્રસિદ્ધ વાર્તા છે કે-દેવોએ સમુદ્રમંથન કરીને અમૃત પ્રાપ્ત કર્યું અને તેનું પાન કરીને ચંદ્રમા અમર થયો. અમૃતપાન એ દેવતાઓનું પણ લક્ષ્યસ્થાન રહે છે અને તેને પ્રાપ્ત કરવા માટે અનેક પ્રકારના પ્રયાસ કરવામાં આવે છે અહીં જ્યારે ચેતનાએ નટનાગરમાં પ્રીતિ જોડી અને ઓર સબનસે તેને તોડી નાખી ત્યારે તેના ઉપર ઘટના કરતા કવિ કહે છે કે-આ પ્રેમ (૧૦૪૦) જેને માટે અન્ય શાસ્ત્રકારો પણ બહુ લખે છે તે ખરેખર અમૃત છે જ્યારે આ ચેતનજીને નિશ્ચયદૃષ્ટિ જાગ્રત થાય છે ત્યારે તેને સર્વ જીવો ઉપર બંધુત્વ અને સ્વસમાનત્વ પ્રત્યક્ષ દેખાય છે એ પ્રેમ ચેતનજીને એવા સ્થાનમાં મૂકી દે છે કે જ્યાં તે ખરેખર અજરામર થઈ જાય છે અને તેથી એ પ્રેમઅમૃતને વધારે સારી રીતે સમુદ્રમંથનની કથાની સાથે ઘટાવી શકાય.

* ગ્યાનસિંધૂ નવિન પાઈ એમ પાઠાન્તર એક પ્રતમાં છે એ પાઠ અશુદ્ધ લાગે છે

× મોદતને સ્થાને એક પ્રતમાં મોદત પાઠ છે અર્થ લગભગ સરખો છે

૫ ગ્યાનસિંધૂ=જ્ઞાનસિંધુ, જ્ઞાનસમુદ્ર મથિત=મંથન કરીને. પ્રેમપીયૂષ=પ્રેમઅમૃત, નિર્મળ દષ્ટિરૂપ પ્રેમ અમૃતરસની કટોરી=પ્યાલી, કટોરો શશિધર=ચંદ્રમા. દેખત=દેખીને દૃષ્ટિ=નિર્મળ દૃષ્ટિ ચકોરી=ચકોર, ચતુર

અનેક શાસ્ત્રસમુદ્રનુ મંથન કરીને શોધી કાઢેલ આ પ્રેમઅમૃતનો પ્યાલો છે અને તે મહાભાગ્યવાન હોય તેને પ્રાપ્ત થાય છે. એ પ્રેમઅમૃતનુ પાન કરીને આનંદઘનરૂપ જીવાત્મા જે અત્યારે અંતરાત્મ સ્વરૂપમા વર્તે છે તે રૂપ ચદ્રમા બહુ આનંદમા વર્તે છે ચંદ્રને જેમ મથન કરીને પ્રાપ્ત કરેલ અમૃત રસનો એક કટોરો પીવા મળ્યો ત્યારે તેને બહુ આનદ થયો હતો તેવી રીતે બહુ વાસ્તવિક રીતે જીવાત્માને પ્રેમપીયૂષના પાનથી આનદ થયો છે, આત્મચંદ્ર તેથી મોદે છે, હરખે છે, મજા કરે છે, પ્રફુલ્લિત થાય છે, ખીલે છે અને વધારે તેજસ્વી બને છે અને તે હકીકત જોઇને ચતુર નિશ્ચયદૃષ્ટિ પણ ખુશી થાય છે, રાજી થાય છે, હર્ષમા આવી જાય છે. ચેતનજી પોતાના નિજ સ્વરૂપમા આવી તેને વધારે ખીલાવે છે, એ બનાવ જોઇને નિશ્ચયદૃષ્ટિરૂપ ચકોરી હર્ષમા આવી જાય તે બરાબર યુક્ત છે, ઉચિત છે, સ્વભાવને અનુરૂપ છે.

આ પ્રેમપીયૂષની ભાવના એટલી ઉત્તમ રીતે કરવામા આવી છે કે—એના પર યોગનુ બધન કરવાથી તે બહુ આશ્ચર્યકારક પરિણામ નીપજાવી શકે તેમ છે. પ્રેમ એ એવી વસ્તુ છે કે—એનુ વર્ણન શબ્દોમા થઈ શકતુ નથી અને જ્યારે એ પ્રેમ મોહનુ રૂપ તજી દઈ સ્વભાવરૂપ પકડે અને સર્વ મનુષ્યો પર, સર્વ પ્રાણી ઉપર, સર્વ આત્મ-દ્રવ્ય ઉપર લબાય ત્યારે તેમાથી જે આનદધારાઓ છૂટે છે તે અનુભવથી જ સમજાય તેવી છે એનું વર્ણન કરવામા કવિની કલમ નકામી થઇ પડે છે, એનો વાસ્તવિક ખ્યાલ અનુભવથી જ પ્રાપ્ય છે. મૈત્રીભાવનાનુ આ પ્રબળ પરિણામ છે.

તાત્પર્યાર્થ એ છે કે—અન્ય સર્વ ઉપાધિઓનો ત્યાગ કરી નિજ સ્વરૂપ સમજો, ભવાતરમા આ ચેતનજીએ અનેક ભૂલો કરી છે તેને લઇને તેની આધુનિક શોકાસ્પદ સ્થિતિ જણાય છે, તે સમજી, તેના કારણો વિચારી, તેને દૂર કરો અને છેવટે તેને નટનાગરમા જોડી દો મતલબ તે પોતે જ નટનાગર છે એટલે તેને તેના નિજ સ્વરૂપમા મેળવી આપો તે વખતે પછી તેને જે અખડ પ્રેમ જાગ્રત્ થશે અને તેથી તેને જે મહાઆનદ પ્રાપ્ત થશે તે એવો છે કે એક વખત તે રસનો પ્યાલો પીવાથી તમને તે જણાઈ આવશે વારવાર તમને કહેવાથી તેનુ રસત્વ તમારા ખ્યાલમા નહિ આવે પણ એક વાર તેનુ પાન કરશો ત્યારે તમને તેમા એટલુ માધુર્ય લાગશે કે પછી તમે યોગીઓ તરફથી તેના પાનની ભલામણ માટે રાહ પણ જોશો નહિ. અત્યારે તમને ભલામણ એક જ કરવાની છે કે—તમે જે વેશ કાઢ્યો છે તે બરાબર ભજવો, જો તમારું મોક્ષ જવાનું પ્રયાણ હોય તો તેને માટે યોગ્ય ભાતુ તૈયાર કરો અને પછી તમને લોકલાજ, કુળમર્યાદા કે અન્યકૃત મશ્કરી માટે દરકાર પણ રહેશે નહિ, તમારુ આત્મદ્રવ્ય શું છે અને તે તેના શુદ્ધ સ્વરૂપમા કેવા પ્રકારે પ્રગટ થાય તેનો વિચાર કરવા માટે પણ એક વાર તેને નટનાગર સાથે જોડી દો

---

## પદ ઓગણચાલીસમું

રાગ જેતી અથવા જયજયવંતી

**+तरस की जइ दइ कौ दइकी सवारीरी,**
**तीक्षण कटाक्ष छटा लागत कटारीरी तरस० १**

"પૌદ્ગલિક સુખની તૃષ્ણા શું છે ? જુઓ ! (તે) કોઈ (એક) કર્મ છે કે કર્મનું લશ્કર છે ? તેના તીક્ષ્ણ કટાક્ષની પંક્તિ જાણે કટાર હોય તેવી લાગે છે "

**ભાવ**—ઉપરના પદમાં જણાવ્યું તે પ્રમાણે મનને નટનાગરમાં જોડવાથી અને બીજા સર્વ સાથેનો તેનો સંબંધ તોડવાથી નિશ્ચયદૃષ્ટિ જાગ્રત્ થાય છે ત્યારે તો મોહનીય કર્મનું જોર રહેતું નથી, પરંતુ તેવી સ્થિતિ પ્રાપ્ત થતા સુધી મોહ રાજાનું જોર બહુ રહે છે, તે કેવા પ્રકારનું છે ? તે અત્ર અદ્ભુત રીતે બતાવે છે. આ પદમાં મોહ રાજાના લશ્કરનું જોર કેવા પ્રકારનું છે તે નિશ્ચયદૃષ્ટિ પ્રાપ્ત કરવા ઉદ્યુક્ત થયેલા ચેતનજીને ઉદ્દેશીને બતાવે છે

મોહનું સ્વરૂપ બતાવતા કહે છે કે—વ્યવહારદૃષ્ટિમાં જ્યાં સુધી આ ચેતનજી હતા ત્યા સુધી તેને પૌદ્ગલિક સુખની ઇચ્છા વારંવાર થતી હતી. કોઈ વખત તેને સ્ત્રીસંભોગની ઇચ્છા થાય, કોઈ વાર સુંદર ભોજનો જમવાની ઇચ્છા થાય, કોઈ વાર મદ્યપાન કરવાની ઇચ્છા થાય, કોઈ વાર સુગંધી પદાર્થોની સુવાસ લેવાની ઇચ્છા થાય, કોઈ વાર સુંદર સ્ત્રી તરફ દૃષ્ટિપાત કરવાની ઇચ્છા થાય અને કોઈ વાર મધુર ગીત, નૃત્ય સાંભળવાની ઇચ્છા થાય, તેવી પાંચે ઇંદ્રિયોના વિવિધ પ્રકારના વિષયસુખની તેને જે ઇચ્છાઓ થતી હતી તે સર્વ તેણે માની લીધેલા સુખને પ્રાપ્ત કરવા માટે જ થતી હતી. પ્રભુના સુંદર સ્વરૂપનું ધ્યાન કે તદ્ગુણગાન દેખવાની કે શ્રવણ કરવાની વિશિષ્ટ ઇચ્છા પણ તેને થતી ન હોતી. ત્યારે આવી તેને પૌદ્ગલિક સુખની તૃષ્ણા થતી હતી તે વસ્તુ શી છે ? આવા સવાલના જવાબની વિચારણામાં તે કહે છે કે—અરે ભાઈ ! જુઓ તો ખરા, મને એમ લાગે છે કે પૌદ્ગલિક સુખની તરસ તે કર્મ હશે, પણ તે એકાદ કર્મ હોય એમ તો સંભવતું નથી; તે એવા જોરથી દઢ આગ્રહ સાથે આવે છે કે તે એકાદ છૂટું કર્મ હોય એમ તો લાગતું નથી પણ તે તો કર્મનું મોટું લશ્કર હોય એમ જણાય છે જાણે કર્મની સેનાનું ધાડિયું આવતું હોય એવી તેની રીત જણાય છે આનું કારણ પોતે જ જણાવે છે એક ચક્ષુઇંદ્રિયનો જ વિષય પકડીએ. જ્યારે કામદેવનાં સર્વ શસ્ત્રોથી સજ્જ થયેલી નવયુવતી

---

+ પ્રથમ પંક્તિ બે પ્રતોમાં આવી રીતે છે "તરસ કી જૈરી દઈ કો દઈકી સવારીરી" એ પાઠ સુન્દર છે તેની અર્થચર્ચા વિવેચનમાં કરી છે

૧ તરસ=પૌદ્ગલિક સુખની તૃષ્ણા. કી=કઈ વસ્તુ છે ? શી વસ્તુ છે ? જઈ=જુઓ. દઈ=દૈવ કર્મ દૈ=કોઈ એક કે દઈકી=કર્મના સવારી=લશ્કર તીક્ષણ=તીક્ષ્ણ. કટાક્ષ=આંકી નજરે જોવું તે, વાંકું વિલોકન. છટા=પંક્તિ. લાગત=લાગે છે કટારી=કટાર જેવી.

કટાક્ષ ફેંકે છે એટલે જ્યારે તે વક્ર વિલોકન કરે છે ત્યારે તેનાં તે તીક્ષ્ણ કટાક્ષની પંક્તિ કટારની જેમ શરીરને ભોંકે છે દેખાવમા તે વક્ર વિલોકન કાંઈ જણાતું નથી પણ કટારના માર કરતાં પણ તેનો પ્રહાર અસહ્ય હોય છે. ચક્ષુઇંદ્રિયના વિષયનો આ તો એક વિભાગ થયો. એવી રીતે તેના બીજા અનેક પ્રકાર થાય છે અને તેવી રીતે બીજી ઇંદ્રિયોના વિષયોનો હુ વિચાર કરું છુ ત્યારે જણાય છે કે એ પૌદ્ગલિક વિષયની તૃષ્ણા તે એક કર્મ નથી પણ કર્મનું મોટુ લશ્કર છે અને તે ચેતનજીની તરફ પોતાનો ગૂઢ માર ચોતરફથી એવો પ્રબળપણે ચલાવે છે કે–ચેતનજીને તે તદ્દન હરાવી દઇ, પોતાના કબજામાં લઇ હતાશ કરી મૂકે છે સાધારણ રીતે તે એક કર્મ હોય તો તેનું આવુ પ્રબળ જોર સંભવે નહિ, કારણ કે એક દુશ્મન એટલું બધુ કામ કરી શકે નહિ. વિષયસુખની અભિલાષા તો આવતી વખત જ ચેતનજીને ઊંધો પાડી દે છે અને તેને મજબૂત રીતે પોતાને વશ કરી લે છે તથા કબજામા લઇ લે છે. ત્યારે એને પ્રેરનાર કર્મ તે એક છૂટુ છવાયુ કર્મ ન હોવુ જોઇએ પણ કર્મરાજાની આખી સેના હોવી જોઇએ. એક સ્રીના કટાક્ષ જ મોહરાજની પ્રેરણાથી આટલુ કામ કરે છે તો તેની પાછળ તેની મદદમા કર્મની મોટી ફોજ હોવી જ જોઇએ.

વાસ્તવિક હકીકત પણ એ પ્રમાણે છે મોહનીય કર્મને સર્વ કર્મકટકદળના રાજાની પદવી આપવામા આવી છે અને જ્યારે તે પોતાની સેનામાથી એકાદ કર્મને આ ચેતનજીને વશ કરવા મોકલી આપે છે ત્યારે તેની પછવાડે કર્મની આખી સેના પોતાનાં શસ્રાસ્ર સાથે ખડી રહે છે એનુ અદ્ભુત વર્ણન ઉપમિતિભવપ્રપચા કથા વાંચનારે અનેક પ્રસંગે વાચ્યું હશે. ત્યા કર્મરાજ–મોહનીય કર્મના મત્રીનુ પદ વિષયાભિલાષને આપવામા આવ્યુ છે અને તેના પાચ ઇંદ્રિયોરૂપે પાચ પુત્રનો કરેલો આ સર્વ સસારપ્રપંચ છે એમ બતાવ્યું છે. ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજી પણ એવી જ રીતે કહે છે કે—

રાગ કેશરી છે વડ રાજા રે, વિષયાભિલાષ તે મત્રી તાજા રે;
જેહના છોરુ ઇંદ્રિયપચો રે, તેહનુ કીધો એ સકળ પ્રપચો રે*

રાગ કેશરી મોહરાજાનો મોટો પુત્ર છે અને તે પિતાની ગાદી પર બેઠો છે એમ અત્ર બતાવ્યું છે. આ રાગના સપાટામા જે આવે છે તે સસારમા ખૂચી જાય છે અને તેઓનું સ્થાન પછી નરક, નિગોદ જ થાય છે એમ ઉપાધ્યાયજી તે જ સ્વાધ્યાયમાં આગળ જતા કહે છે. આટલા સહજ કરાવેલા મોહરાજાના પરિચયથી જણાયું હશે કે વિષયની તૃષ્ણા તે મોહકટકદળ છે અને તેને વશ કરવા માટે અથવા તેની સામે થવા માટે પ્રબળ પુરુષાર્થ અથવા ભગીરથ પ્રયત્નની જરૂર છે. એ ભોગતૃષ્ણાનુ સ્વરૂપ હજુ પણ વધારે આગળ બતાવવામા આવશે. આવું તૃષ્ણાનુ સ્વરૂપ ચેતનજી જ્યારે યોગમાર્ગમા પ્રગતિ

* રાગ પાપસ્થાનક પર સજ્ઝાય–ગાથા બીજી

કરવા દૃઢ ઇચ્છાવાળા થાય ત્યારે જ તેના સમજવામા આવે છે, ત્યા સુધી તો તે સંસારના સર્વ કાર્યોમા મસ્ત બની રહે છે અને તે ગમે તેટલી વખત પાછો પડે છતાં તેને તેમા એટલો સ્વાદ આવે છે કે તે સંસારને ચાટતો જાય છે હાડકું ચાટનાર કૂતરાને તો પોતાનું લોહી પીવાનો પણ માની લીધેલો સ્વાદ મળે છે પણ આને તો તેટલો સ્વાદ પણ આવતો નથી, પણ મોહરાજાએ તેને એવા ઊલટા પાટા બંધાવી દીધા છે કે તે જરા પણ ઊંચી આંખ કરતો નથી જોતો નથી, વિચારતો નથી

પ્રથમ પંક્તિમા અન્ય પ્રતનો પાઠ 'તરસ કીજેરી દયકો દયકી સવારીરી' છે એ પાઠનો ભાવ આ પ્રમાણે થઇ શકે હે પ્રભુ! મારા પર તરસ કરો, દયા કરો. આ જે કર્મ મારી તરફ આવે છે અને મારા પર જોર ચલાવે છે તે કોણ છે? એ તે કર્મ છે કે કમનું મોટું લશ્કર છે? આ પ્રમાણે ભાવ થઇ શકે છે પણ તે માટે તરસનો અર્થ દયા એમ કરવો પડે છે તાણીને એ અર્થ બેસી શકે છે પણ મૂળમાં જે પાઠ લીધો છે તે વધારે સારો અને સુસ્પષ્ટ અર્થ આપે છે

હવે એ લોભતૃષ્ણા આ ચેતનજીની સાથે કેવી રીતે વર્તે છે તે સંબંધી હકીકત જણાવે છે આ ભાવ સમજી વિચારીને એ લોભતૃષ્ણાના સંબંધમા કાંઇક નિર્ણય પર આવી જવા એટલે તેનો સંબંધ કેટલો અને કેટલા વખત સુધી રાખવો ઉચિત છે તે નિર્ણય કરવા યોગ્ય છે યોગમાર્ગના અભ્યાસી માટે યોગનું દ્વિતીય અંગ નિયમ છે એ ધ્યાનમાં રાખવું

सायक लायक नायक प्रानको पहारीरी,
कायर क्या मनलाज बाज न कछु वारीरी तरसकी० २

"(લોભતૃષ્ણાના) બાણો લાયક એના ચેતન સરદારના પ્રાણને હરનારાં છે શું (તેને) જરા-ઘડપણ છે? અથવા શું તેને લોકલાજ છે? (તેના પર) લગામ પણ નથી કે તેને વારીને (કાંઇ) પણ ચાબુક-ઠપકો આપી શકું"

ભાવ—આ લોભતૃષ્ણા જ્યારે ચેતનજી ઉપર પોતાનો ઘેરો ઘાલે છે ત્યારે તેની પાસે પાંચ ઇંદ્રિય-સ્પર્શ રસ ગંધ રૂપ અને શબ્દરૂપ બાણો એવાં જબરજસ્ત હોય છે કે તે પ્રત્યેક પ્રાણીને હણી શકે છે જૂની કથાઓમા વાંચ્યું હશે કે અગ્ન્યસ્ત્ર, વાયવાસ્ત્ર વિગેરે શસ્ત્રો એવાં પ્રબળ હોય છે કે પોતાનું કામ જરૂર કર્યા વગર રહેતા નથી, તેવી જ રીતે આ કાળમા બંદૂક તથા તોપના ગોળીગોળાઓ મહાઘાતક હોય છે આ પ્રમાણે લોભ તૃષ્ણાનું એક એક બાણ આ ચેતનજીના પ્રાણને હણનારું છે ઉપર એવી શંકા કરી હવે

૨ સાયક=બાણ લાયક=યોગ્ય નાયક=આ માલિક સરદાર પ્રાનકો=પ્રાણને પહારીરી=હણનાર ઘાતક મજરવા (તે) જરાવસ્થા છે માયા જનલાજ=(તેને) લોકલાજ છે વાજ=લગામ નાથી વારીરી=વારીને

કે–આ ભોગતૃષા તે એક કર્મ છે કે કર્મનું લશ્કર છે તેનો અત્ર ખુલાસો થાય છે. તે એવી જબરજસ્ત છે કે–તેનુ પ્રત્યેક બાણુ આ ચેતનજીના પ્રાણનું ઘાતક નીવડે છે, ચેતનજીને અસ્તવ્યસ્ત કરી નાખે છે અને તેને મુંઝવી દે છે ચેતનજીના પ્રાણ તે જ્ઞાનદર્શનચારિત્રરૂપ નિજ ગુણ સમજવા આત્માના આ જ્ઞાનજીવન, દર્શનજીવન અથવા ચારિત્રજીવનને ભોગતૃષા હરી લે છે અથવા તો તેનો ઘાત કરે છે. વિષયસુખની લાલસા એવી પ્રબળપણે થાય છે અને તેનું જોર એકદર રીતે એટલું તાકાતવાળુ હોય છે કે એની સાથે લપટાયલા ચેતનજી પોતાના નિજ સ્વરૂપને ભૂલી જાય છે, પરવશ બની જાય છે અને ત્યાર પછી એવા ખેલો ભજવે છે કે તેનામા જાણે સદ્જ્ઞાનજીવન કે સચ્ચારિત્રજીવન હશે એમ પણ લાગે નહિ. ચેતનજીની આવી વ્યથિત અવસ્થા કરનાર ભોગતૃષા છે અને ચેતનજી પોતે કેવા છે? એ તો સ્વભાવત લાયક નાયક છે, મહાઉત્તમ સરદાર છે, ખુદ ભોગતૃષાને ઉત્પન્ન કરનાર કર્મકટકના પણ તે સરદાર છે, જો કે તે તેની વિભાવદશા છે. અનંત ઉચ્ચ ગુણોના પણ તે સ્વામી હોવાથી શક્તિરૂપે પણ તેને 'લાયક' કહી શકાય અને તેને પોતાને મહાઅનર્થપરપરામાં ઉતારનાર કર્મોના તે પોતે ઉત્પન્ન કરનાર હોવાથી તેને તેના સ્વામી પણ કહી શકાય આવી રીતે તે બેવડી રીતે એક બીજાથી વિરુદ્ધ પડે એવી સ્થિતિ ધારણ કરનાર છે, પરતુ એમા ફેર એટલો છે કે–એનું કર્મ-સ્વામિત્વ વ્યક્ત છે અને એનુ ગુણસ્વામિત્વ શક્તિમા અવ્યક્તરૂપે રહેલુ છે બાકી એ ઉત્કૃષ્ટ આનદ ભોગવવાને યોગ્ય છે. એવા 'લાયક' ચેતનજીના પ્રાણને અત્યારે તો ભોગ-તૃષાના એક એક બાણુ હણે છે એવી દુર્બળ સ્થિતિમા તે નાયક આવી ગયા છે આવી ભોગતૃષાને વધારે ઓળખવા માટે કવિ પૂછે છે

વિચાર થાય છે કે–આવી રીતે ચેતનજીના પ્રાણની ઘાતક ભોગતૃષાને કાઇ ઘડપણ હશે કે નહિ? એટલે એ કોઇ વખત ઘરડી થઈ પોતાનુ જોર ઓછુ કરતી હશે કે દરરોજ નવયૌવના સ્ત્રીની પેઠે પૂર દમામમા જ રહેતી હશે? એ તૃષા પોતે વૃદ્ધાવસ્થા છે અથવા તેને વૃદ્ધાવસ્થા કઇ અસર કરે છે? તેનો જવાબ એક વાર્તિક પૂરો પાડે છે

जीर्यन्ति जीर्यतः केशा, दन्ता जीर्यन्ति जीर्यतः ।
यौवनाशा धनाशा च, जीर्यतोऽपि न जीर्यति ॥

વૃદ્ધ પુરુષના બાલ સફેદ થઇ જાય છે અને તેના દાત પડી જાય છે, મતલબ તેના બાલ અને દાત પર ઘડપણ પ્રાપ્ત થાય છે પણ પુરુષ વૃદ્ધ થતો જાય છતા તેની વિષય-સુખતૃષ્ણા અને ધનતૃષ્ણા વૃદ્ધ થતી નથી, ઉલટી તે તો વૃદ્ધિ પામતી જાય છે. ઘડપણમા તે પોતાનુ આકરું સ્વરૂપ ધારણ કરે છે આટલા ઉપરથી જણાયું હશે કે ભોગતૃષાને ઘડપણની કાઇ પણ અસર થતી નથી એવી જ રીતે બીજો પ્રશ્ન પૂછે છે કે–એ ભોગતૃષાને લોકલાજ કાઇ હશે કે નહિ? માણસો પોતાના મનથી નહિ તો જે સગાસબધીઓમા

પોતે રહેલા હોય, જેમની સાથે પોતાનો વહીવટ ચાલતો હોય તેની લજ્જા ખાતર ઘણુ સારા કામો કરે છે અથવા ખરાબ કામ કરતા અટકે છે, પણ આ ભોગતૃષ્ણાને એ પણ નથી. એની અસર તળે માણસ એવા અધમ કામ કરે છે કે જેનુ વર્ણન થઈ શકે નહિ. ભોગતૃષ્ણા જ્યારે પ્રબળ સ્વરૂપમા હોય છે ત્યારે તેની અસર નીચે મુંઝાયેલો પ્રાણી તદ્દન અંધ બની જાય છે અને જાણે દુનિયા તેને જોતી જ નથી એવી રીતે કોઈના વિચારની કે અભિપ્રાયની દરકાર રાખ્યા વગર એ પોતાનુ કામ ચલાવ્યે જાય છે અને તેટલા માટે અનેક શાસ્ત્રકારો એવા પ્રાણીને 'વિષયાંધ' કહીને સંબોધે છે. વ્યવહારમાં નજર કરતાં જણાશે કે ભોગતૃષ્ણામા આસક્ત થયેલા પ્રાણીઓ અનેક પ્રકારનાં અપ્રમાણિક આચરણ કરે છે, સગા ભાઈ સાથે ધન ખાતર લડે છે, લેણદેણમાં ગોટા વાળે છે, મોટી વૃદ્ધ ઉમરે દશબાર વરસની બાળા સાથે પૈસા આપી પરણતાં તેની આગામી સ્થિતિનો વિચાર કરતા નથી, પરસ્ત્રીલંપટ થાય છે અને એવી અનેક પ્રકારની અઘટિત ઘટનાઓ કરે છે કે જે બતાવી આપે છે કે–તેઓ તદ્દન અંધ છે વળી એ ભોગતૃષ્ણાનુ સ્વરૂપ બતાવવા કવિ કહે છે કે–એની કોઈ લગામ પણ હાથમા નથી કે જેથી તેને વારીને કહી શકાય કે તેણે આ પ્રમાણે વર્તવુ જોઈએ. એક સારો અશ્વ લગામથી વશ રહી શકે છે પણ આ ભોગતૃષ્ણાને તો બીલકુલ લગામ જ નથી; એથી એ લગામ વગરના ઘોડાની પેઠે પોતાનો દોર નિરંકુશપણે ચલાવે છે અને તેમા તેને કોઈ પણ પ્રકારનો અટકાવ કરી શકતો નથી. લગામ વગરનો અશ્વ કેવી રીતે ચાલે છે તે એક વખત અનુભવવા જેવુ છે આવી રીતે ભોગતૃષ્ણા પર વૃદ્ધાવસ્થાની પણ અસર થતી નથી, તેને લોકલાજ પણ નથી અને તેને લગામ પણ નથી આ પ્રમાણે હકીકત હોવાથી તે આખી જિંદગી સુધી કોઈ પણ પ્રકારના અંકુશ વગર અને લોકવિચારથી સંકોચ પામ્યા વગર પોતાનુ સર્વ જોર આ ચેતનજી પર પૂર દમામમા ચલાવે છે અને આ ચેતનજી જ્યા સુધી ભોગભાગ પર પ્રગતિ કરવાનો વિચાર અને નિર્ણય કરી તેનુ વાસ્તવિક સ્વરૂપ સમજતો નથી ત્યાં સુધી તેનો દોર ઓછો પણ થતો નથી.

मोहनी मोहन ठग्यो जगत ठगारीरी,
दीजीए आनंदघन दाह* हमारीरी ठरसकी० २

" આખા જગતને ઠગનારી ભોગતૃષ્ણાએ મારા મનમોહન પતિને (પણ) છેતર્યો છે હે આનંદઘન પ્રભુ! (તે પતિને મને) પાછો અપાવો એવી અમારી આહના–વિજ્ઞપ્તિ છે

---

* દાહને બદલે એક પ્રતમાં દાદ પાઠ છે દાદ એટલે અરજી (hearing) આ પાઠ ઠીક લાગે છે

૨ મોહની=મોહ કરનારી, તૃષ્ણા. મોહન=મારો પતિ પ્રેમનુ સ્થાન, મનોહર. ઠગ્યો=છેતર્યો. જગત ઠગારી=સર્વને છેતરનારી દીજીએ=પાછો આપીએ. આનંદઘન=હે આનંદઘન પ્રભુ. દાહ=દાઝ આહના. હમારી=અમારી, અમારા તરફની

**ભાવ**–ઉપરોક્ત ભોગતૃષા આખા જગતને છેતરનારી છે. તેની અસર તળે આવનારને તે અંધ બનાવી દે છે, પોતે યૌવનના પૂરજોરથી કામ કરે છે અને લોકલાજની દરકાર રાખતી નથી તેથી તે આખી દુનિયાને એટલે દુનિયાના પ્રાણીને છેતરીને ઊંધા પાટા બંધાવે છે. સર્વ પ્રાણીને તે સ્વાર્થી બનાવી વિષયસુખના કચરામા રગદોળે છે અને તેમા તેને ડુક્કરની પેઠે આનંદ લેવરાવે છે તેથી તેનાથી મુક્ત પ્રાણી આ દુનિયામા કોઇ વિરલ હશે. શુદ્ધ ચેતના કહે છે કે–આવી મોહની–ભોગતૃષા જે આખા જગતને ઠગનારી છે તેણે મારા પતિને–ચેતનજીને પણ ઠગ્યો છે, તેને પોતાના કબજામા લઇ લીધો છે અને તેને પોતાને વશ બનાવી દીધો છે. એને પરિણામે તે અધ થઇ જઇ અસ્ખલિતપણે લોકલાજની દરકાર વગર ઠગાયા કરે છે અને જે વિષયોમા વસ્તુત: કાઇ સુખ નથી તેમા સુખ માની સંસારમા ફસાયા કરે છે. એ મોહની પણ એવી છે કે એણે જગતમા મોટા મોટા ઋષિ-મુનિઓને પણ ઠગ્યા છે અને મારા પતિ પણ તેથી ઠગાઇ ગયા છે. પોતાના વાસ્તવિક સ્વરૂપનુ ભાન ભૂલી, મારા પ્રેમની અવગણના કરી, સ્વરૂપજ્ઞાનના અભાવે ચેતનજી ઘસડાયા કરે છે અને વિષયભોગના સાધનો એકઠા કરતા જાય છે અને મને તથા સુમતિને શોધતા નથી, મળતા નથી, યાદ કરતા નથી, અમારો સંબધ વિચારતા નથી અને અમારો સગ કરતા નથી મોહનીએ એમને એવા ઊંધા પાઠ ભણાવી દીધા છે કે તે ચેતનજીને અમારી છાયામા આવવાનો વિચાર પણ કરવા દેતી નથી અને તેનાથી ઠગાયલા ચેતનજી નિરતર એ જ સ્થિતિમા રહી સંસાર–ચક્રમા અટવાયા કરે છે

હવે હે આનદઘન પ્રભુ! આવી જગતને ઠગનારી મોહની પાસેથી ચેતનજીને લઈ–લઇને અમને સોપો એવી અમારી વિજ્ઞપ્તિ છે. અમારા પતિ અમારી પાસે આવે, અમારે મંદિરે પધારે અને અમારા સાથે આનંદ (જ્ઞાનાનદ વિગેરે) ભોગવે તથા અમારી વિરહવ્યથા દૂર કરે એવું આપ કરી આપો તો અમારી ચેતનજી સંબધીની ચિતા દૂર થાય, અમારા મનની ગ્લાનિ ખસી જાય, અમને સર્વ પ્રકારે આનદ થાય અમારા મનમા ખેદ એટલો છે કે–આવી અધમ કુલટા મોહિની જેવી સ્ત્રીઓ સાથે અમારા શુદ્ધ નિરજન સ્વરૂપી નાથ ભટકે અને દૂર નજીક બેઠા બેઠા અમે જોયા કરીએ એ અમને જરા પણ ઠીક લાગતુ નથી, અમને શોભતુ નથી અને ચેતનજીને તેમ કરવુ કોઇ રીતે ઘટતું નથી. હવે તો ચેતનજી મનને નટનાગરમા જોડી દે અને બીજા સર્વ સાથેથી તેનો સબધ તોડી નાખે એમ તેનો વિચાર થયો છે તેથી તે સ્વત જ મોહની-પણ્યસ્ત્રી સાથેનો સંબંધ છોડી નાખશે. પણ એ કુલટા આખા જગતને ઠગનારી છે તેથી યોગમાર્ગ પર ચઢવાને ઉદ્યુક્ત થયેલા અમારા ચેતનજીને વળી કાઇ છળ કરી છેતરી જાય નહિ એ અમારા મનમા ભય છે એ મોહનીના માર્ગ એવા ગૂઢ છે અને અત્યાર સુધી એણે ચેતનજીને એવી એવી યુક્તિપ્રયુક્તિથી ભૂલાવામા નાખ્યા છે કે ગમે તે બાજુથી તે ચેતનજી પર

પોતે રહેતા હોય, જેમની સાથે પોતાનો વહીવટ ચાલતો હોય તેની લજ્જા ખાતર ઘણું સારાં કામો કરે છે અથવા ખરાબ કામ કરતા અટકે છે, પણ આ લોભતૃષ્ણાને એ પણ નથી. એની અસર તળે માણસ એવા અધમ કામ કરે છે કે જેનું વર્ણન થઈ શકે નહિ. લોભતૃષ્ણા જ્યારે પ્રબળ સ્વરૂપમાં હોય છે ત્યારે તેની અસર નીચે મૂકાયેલો પ્રાણી તદ્દન અંધ બની જાય છે અને જાણે દુનિયા તેને જોતી જ નથી એવી રીતે કોઈના વિચારની કે અભિપ્રાયની દરકાર રાખ્યા વગર એ પોતાનું કામ ચલાવ્યે જાય છે અને તેટલા માટે અનેક શાસ્ત્રકારો એવા પ્રાણીને 'વિષયાંધ' કહીને સંબોધે છે વ્યવહારમાં નજર કરતાં જણાશે કે લોભતૃષ્ણામાં આસક્ત થયેલા પ્રાણીઓ અનેક પ્રકારનાં અપ્રમાણિક આચરણ કરે છે, સગા ભાઈ સામે ધન ખાતર લડે છે, લેણદેણમાં ગોટા વાળે છે, મોટી વૃદ્ધ ઉમરે દશબાર વરસની બાળા સાથે પૈસા આપી પરણતાં તેની આગામી સ્થિતિનો વિચાર કરતા નથી, પરજીવ પટ થાય છે અને એવી અનેક પ્રકારની અઘટિત ઘટનાઓ કરે છે કે જે બતાવી આપે છે કે–તેઓ તદ્દન અંધ છે વળી એ લોભતૃષ્ણાનું સ્વરૂપ બતાવતાં કવિ કહે છે કે–એની કોઈ લગામ પણ હાથમાં નથી કે જેથી તેને વારીને કહી શકાય કે તેણે આ પ્રમાણે વર્તવું જોઈએ એક સારો અશ્વ લગામથી વશ થઈ શકે છે પણ આ લોભતૃષ્ણાને તો બીલકુલ લગામ જ નથી; એથી એ લગામ વગરના ઘોડાની પેઠે પોતાનો દોર નિરંકુશપણે ચલાવે છે અને તેમાં તેને કોઈ પણ પ્રકારનો અટકાવ કરી શકાતો નથી. લગામ વગરનો અશ્વ કેવી રીતે ચાલે છે તે એક વખત અનુભવવા જેવું છે આવી રીતે લોભતૃષ્ણા પર વૃદ્ધાવસ્થાની પણ અસર થતી નથી, તેને લોકલાજ પણ નથી અને તેને લગામ પણ નથી. આ પ્રમાણે હકીકત હોવાથી તે આખી જિંદગી સુધી કોઈ પણ પ્રકારના અંકુશ વગર અને લોકવિચારથી સંકોચ પામ્યા વગર પોતાનું સર્વ જોર આ ચેતનજી પર પૂર દમામમાં ચલાવે છે અને આ ચેતનજી જ્યાં સુધી યોગમાર્ગ પર પ્રગતિ કરવાનો વિચાર અને નિર્ણય કરી તેનું વાસ્તવિક સ્વરૂપ સમજતો નથી ત્યાં સુધી તેનો દોર ઓછો પણ થતો નથી.

मोहनी मोहन ठग्यो जगत ठगारीरी,
दीजीए आनंदघन दाह* हमारीरी तरसकी० २

" આખા જગતને ઠગનારી લોભતૃષ્ણાએ મારા મનમોહન પતિને (પણ) છેતર્યો છે હે આનંદઘન પ્રભુ! (તે પતિને મને) પાછો અપાવો એવી અમારી યાચના-વિજ્ઞપ્તિ છે "

* દાહને બદલે એક પ્રતમાં 'દાદ' પાઠ છે દાદ એટલે અરજી (hearing). આ પાઠ ઠીક લાગે છે.

૨ મોહની=મોહ કરનારી, તૃષ્ણા. મોહન=મારો પતિ પ્રેમનું સ્થાન, મનોહર. ઠગ્યો=છેતર્યો. જગત ઠગારી=સંસારને છેતરનારી. દીજીએ=પાછો આપીએ. આનંદઘનજી=આનંદઘન પ્રભુ. દાહક, આહના. હમારી=અમારી, અમારા તરફની

**ભાવ**–ઉપરોક્ત ભોગતૃષા આખા જગતને છેતરનારી છે. તેની અસર તળે આવનારને તે અંધ બનાવી દે છે, પોતે યૌવનના પૂરજોરથી કામ કરે છે અને લોકલાજની દરકાર રાખતી નથી તેથી તે આખી દુનિયાને એટલે દુનિયાના પ્રાણીને છેતરીને ઊંધા પાટા બધાવે છે. સર્વ પ્રાણીને તે સ્વાર્થી બનાવી વિષયસુખના કચરામા રગદોળે છે અને તેમા તેને ડુક્કરની પેઠે આનંદ લેવરાવે છે તેથી તેનાથી મુક્ત પ્રાણી આ દુનિયામા કોઇ વિરલ હશે. શુદ્ધ ચેતના કહે છે કે–આવી મોહની–ભોગતૃષા જે આખા જગતને ઠગનારી છે તેણે મારા પતિને–ચેતનજીને પણ ઠગ્યો છે, તેને પોતાના કબજામા લઇ લીધો છે અને તેને પોતાને વશ બનાવી દીધો છે. એને પરિણામે તે અધ થઇ જઇ અસ્ખલિતપણે લોકલાજની દરકાર વગર ઠગાયા કરે છે અને જે વિષયોમા વસ્તુતઃ કાઇ સુખ નથી તેમા સુખ માની સસારમા ફસાયા કરે છે. એ મોહની પણ એવી છે કે એણે જગતમા મોટા મોટા ઋષિ-મુનિઓને પણ ઠગ્યા છે અને મારા પતિ પણ તેથી ઠગાઇ ગયા છે. પોતાના વાસ્તવિક સ્વરૂપનુ ભાન ભૂલી, મારા પ્રેમની અવગણના કરી, સ્વરૂપજ્ઞાનના અભાવે ચેતનજી ઘસડાયા કરે છે અને વિષયભોગના સાધનો એકઠા કરતા જાય છે અને મને તથા સુમતિને શોધતા નથી, મળતા નથી, યાદ કરતા નથી, અમારો સબધ વિચારતા નથી અને અમારો સગ કરતા નથી મોહનીએ એમને એવા ઊંધા પાઠ ભણાવી દીધા છે કે તે ચેતનજીને અમારી છાયામા આવવાનો વિચાર પણ કરવા દેતી નથી અને તેનાથી ઠગાયલા ચેતનજી નિરતર એ જ સ્થિતિમા રહી સંસાર–ચક્રમા અટવાયા કરે છે

હવે હે આનદઘન પ્રભુ! આવી જગતને ઠગનારી મોહની પાસેથી ચેતનજીને લઈ-લઇને અમને સોપો એવી અમારી વિજ્ઞપ્તિ છે અમારા પતિ અમારી પાસે આવે, અમારે મદિરે પધારે અને અમારા સાથે આનદ (જ્ઞાનાનંદ વિગેરે) ભોગવે તથા અમારી વિરહવ્યથા દૂર કરે એવું આપ કરી આપો તો અમારી ચેતનજી સબંધીની ચિતા દૂર થાય, અમારા મનની ગ્લાનિ ખસી જાય, અમને સર્વ પ્રકારે આનંદ થાય અમારા મનમા ખેદ એટલો છે કે–આવી અધમ કુલટા મોહિની જેવી સ્રીઓ સાથે અમારા શુદ્ધ નિરજન સ્વરૂપી નાથ ભટકે અને દૂર નજીક બેઠા બેઠા અમે જોયા કરીએ એ અમને જરા પણ ઠીક લાગતુ નથી, અમને શોભતું નથી અને ચેતનજીને તેમ કરવું કોઇ રીતે ઘટતુ નથી. હવે તો ચેતનજી મનને નટનાગરમા જોડી દે અને બીજા સર્વ સાથેથી તેનો સબધ તોડી નાખે એમ તેનો વિચાર થયો છે તેથી તે સ્વત જ મોહની-પણ્યસ્રી સાથેનો સંબંધ છોડી નાખશે. પણ એ કુલટા આખા જગતને ઠગનારી છે તેથી યોગમાર્ગ પર ચઢવાને ઉદ્યુક્ત થયેલા અમારા ચેતનજીને વળી કાઇ છળ કરી છેતરી જાય નહિ એ અમારા મનમા ભય છે એ મોહનીના માર્ગ એવા ગૂઢ છે અને અત્યાર સુધી એણે ચેતનજીને એવી એવી યુક્તિપ્રયુક્તિથી ભૂલાવામા નાખ્યા છે કે ગમે તે બાજુથી તે ચેતનજી પર

તેના અસાવધપણામાં હલ્લો કરે અને ચેતનજીને ગુંગળી નાખે, તેથી હે પ્રભો ! અમારી વિજ્ઞપ્તિ છે કે-આપ ચેતનજીને શુદ્ધ માર્ગપ્રવીણ કરાવી તેનો અમારો યોગ કરાવી આપો. ચેતનજી મોહનીને ઘરે જાય એ વાત ઘણી જ ખરાબ છે અને તે હકીકતથી અમારા મનમાં અગ્નિ સળગે છે, અમને તેથી બહુ જ ખેદ થાય છે અને તેથી અમારા મનની બળતરા આપ પ્રભુ પાસે અમે કાઢીએ છીએ. ('દાહ' શબ્દમાં આ બન્ને ભાવ-બળતરા અને વિજ્ઞપ્તિનો સમાઈ શકે છે ) હે પ્રભુ ! હવે આપ ચેતનજીને શુદ્ધ સ્વરૂપ સમજાવીને નિરંકુશપણે વર્તનારી, નિરંતર યુવાવસ્થા ભોગવનારી અને લાજ વગરની કુલટા ભોગતૃષ્ણા જે આખા જગતને ઠગે છે તેનાથી તેનો પ્રસંગ મૂકાવી આપો.

વિષયભોગમાં ચેતનજીની શું દશા થાય છે તે હકીકત કવચિત્ કવિએ પોતે કહી અને કવચિત્ શુદ્ધ ચેતનાના મુખમાં મૂકી તેના ત્યાગની અને શુદ્ધ યોગમાર્ગ આદરવાની પ્રેરણા કરી, સ્વભાવરમણતામાં લીનતા કરવા અત્ર પ્રબળ ઉપદેશ આપ્યો છે તે વિચારી મનને નટનાગરમાં જોડી દેવું અને ભોગ સબંધ તોડી નાખવું અને તેમાં પ્રગતિ કરી યોગમાર્ગ પર આરોહણ કરવું એ અત્ર ભાવ છે

---

## પદ ચાલીસમું

### રાગ આશાવરી

*મીઠો લાગે કન્તડો ને, ખાટો લાગે લોક;
કંત વિહુણી+ ગોઠડીરે, તે રણમાંહિ પોક × મીઠડો૰ ૧

'પતિ મીઠા-મધુર લાગે છે; મારા નાથ વગરની ગોઠ કરવી તે રણમા-જંગલમાં પોક મૂકવા જેવું છે"

ભાવ-પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિ અતિ મધુર લાગે છે; અને પતિ વગરનો આખો લોક અને તે લોકના માણસો ખાટા લાગે છે મતલબ પતિને પોતાનું સર્વસ્વ સમજનાર અબળા (સ્થૂળ બળની નજરથી) પણ દૃઢ પ્રતિજ્ઞાવાન સબળા( આધ્યાત્મિક

* મીઠાને બદલે ભાઠાપે શબ્દ બીજી પ્રતમાં છે તે મીઠા શબ્દનું પ્રેમદર્શક રૂપ છે અર્થ એક જ રહે છે

+ વિહુણી સ્થાને એક પ્રતમાં વિના પાઠાન્તર છે અર્થ એક જ છે લયમાં વિનાને બદલે ઉપર લખેલો પાઠ વધારે સુંદર લાગે છે

× એક પ્રતમાં પોકને બદલે ફોક પાઠ છે ફોકટ નિષ્ફળ એવો તેનો અર્થ થઈ શકે પણ પાઠ અશુદ્ધ લાગે છે

૧ મીઠો=મધુરો. કંતડો=પતિ. ખાટો=અણગમતો. લોક=પતિથી અન્ય લોક. કંત=પતિ. વિહુણી= વગરની બિચારી. ગોઠડી=પ્રીતિ, કરવી રણમાંહિ=જંગલમાં વનમાં. પોક=પોક મૂકવું તે

નજરથી)ને તેના ઉપર પ્રેમ આવતો નથી, તે તો પતિમા પોતાનું ચિત્ત એટલુ દૃઢપણે સ્થાપિત કરે છે કે તેને પતિ વગરની સર્વ વસ્તુઓ અને લોકો ઉપર રાગ થતો નથી એટલુ જ નહિ પણ એમા એને એક પ્રકારની ખટાશ લાગે છે. ખટાશને લીધે તે વસ્તુ ખાવી ગમતી નથી એટલુ જ નહિ પણ દૂરથી તેને જોઇને પણ મ્હો ખાટું થઈ જાય છે આ પતિપરાયણા સ્ત્રી કહે છે કે-પતિ વગર અન્ય સાથે સોબત કરવી કે સંબંધ કરવો તે જગલમા પોક મૂકવા જેવું છે. જેમ કોઈ પ્રાણીને કોઇ બાબતમા ફરિયાદ કરવી હોય તો જગલમા જઇને રાડો પાડવાથી કોઇ સાભળતુ નથી અથવા જનસુધારણા માટે વિવેચન કરવુ હોય તે જગલમા જઇને કરવાથી નિષ્ફળ થાય છે, તેવી રીતે પતિ વગર કોઇની સાથે ગોષ્ઠી કરવી તે નિષ્ફળ છે, અર્થ વગરની છે, નકામી છે આ પ્રમાણે વ્યવહારુ દૃષ્ટિથી આ ગાથાનો ભાવ પ્રાપ્ત થાય છે. અન્ય સાથેની ગોષ્ઠીને રણમા પોક મૂકવા સાથે સબંધ-નિષ્ફળતાને અગે ઘટાવી છે. સામાન્ય રીતે 'અરણ્યરુદન' શબ્દ જેનું પરિણામ કાઈ ન આવે તેવા પ્રસગ માટે વપરાય છે એમ મારુ ધારવુ છે. ગોષ્ઠીનો અરણ્યરુદન સાથે સબંધ એટલા પૂરતો ઘટી શકે કે-અન્ય સાથે ગોષ્ઠી કરીને તેના પરિણામે અરસપરસ જે વચનવ્યવહાર થાય તે નિરર્થક થાય છે અને તેથી તેવી ગોષ્ઠી નિષ્ફળ છે, તેથી કારણમા કાર્યારોપ કરવાથી તે અરણ્યરુદન તુલ્ય છે; અથવા વધારે વાસ્તવિક રીતે કહીએ તો નિષ્ફળત્વનું સાધર્મ્ય હોવાથી ઉપમા બરાબર ઘટતી આવે છે અને ઉપર જણાવ્યો તેવો આરોપ કરવાની પણ જરૂર નથી

આ તદ્દન સામાન્ય અર્થવાળા પદમા બહુ ગૂઢ ભાવાર્થ હોય એમ જણાય છે શ્રી આનદઘનજી મહારાજના સર્વ પદોમા ગુહ્ય અર્થ હોય છે તે ભાવ સમજવો અને ઝળકાવવો એ ઘણું મુશ્કેલ કાર્ય છે એ આપણે અનેક પ્રસંગે જોયું છે. આ પદમા તેમનો વાચ્યાર્થ સમજવા માટે કોઇ શબ્દ પણ સૂચવન થતો નથી તેથી વધારે મુશ્કેલી પડે છે. મારા ગુરુમહારાજના કહેવા પ્રમાણે આ પદનો આશય અતિ ઉદાત્ત છે અને એ પ્રત્યેક આત્મવાદને સૂચવનાર છે તદનુસાર આત્મવાદ સબંધી કેટલોક ઉલ્લેખ ખાસ અભ્યાસ કરી બતાવવા પ્રયાસ કર્યો છે હવે આપણે આ પદનો સૂચક ભાવ સમજવા યત્ન કરીએ.

પ્રત્યેક આત્મા સ્વસ્વરૂપે સ્વતત્ર સ્વાધીન છે, કોઇ કોઇનો અશ નથી એ **પ્રત્યેક આત્મવાદ** છે. આ પ્રત્યેક આત્મવાદને અત્ર પતિ તરીકે કલ્પ્યો છે દરેક શરીરે આત્મા પૃથક્ પૃથક્ છે, ભિન્ન ભિન્ન છે, કોઇ સર્વવ્યાપી આત્માનો તે અશ નથી પણ પ્રત્યેક વ્યક્તિ છે, સિદ્ધ દશામા પણ પ્રત્યેક આત્માનુ ભિન્નત્વ પૃથક્ પૃથક્ અવગાહનારૂપે સ્પષ્ટ વ્યક્ત અને ભિન્ન રહે છે એ **પૃથક્ આત્મવાદ છે.** એ પ્રત્યેક આત્મવાદરૂપ અથવા પૃથક્ આત્મવાદરૂપ પતિ મને અતિ પ્રિય લાગે છે અને બીજાં દર્શનોની જૂદી જૂદી આત્મા સબધી જે માન્યતા છે તે મને ઇષ્ટ લાગતી નથી એમ શુદ્ધ ચેતના-આત્માની પત્ની અત્ર કહે છે હવે આત્માના સ્વરૂપ અને ઉત્ક્રાન્તિને અગે આ દૃષ્ટિથી જૂદા

જુદા સંપ્રદાયોની માન્યતા કેવા પ્રકારની છે તે સંક્ષેપથી અત્ર વિચારીએ. વાત એમ છે કે-ભિન્ન ભિન્ન દર્શનકારો આત્માના અનેક પ્રકાર કલ્પે છે તેની ઉત્ક્રાન્તિ અને છેવટની સ્થિતિને અંગે જુદા જુદા વિચાર બતાવે છે કોઈ આખા વિશ્વમાં એક સર્વવ્યાપી આત્માને માની માયાથી તેના પૃથક્ ભેદો થયેલા સમજે છે અને અંત્ય અવસ્થામાં જ્યોતિનો વિસ્ફુલિંગ-તણખો જુદો જણાયલો તે પાછો જ્યોતિમાં ભળી જાય છે, પરંતુ પ્રત્યેક આત્મા જુદા નથી, જુદા દેખાતા હતા તે માયાથી લાગતા હતા વળી કોઈ સર્વ કાર્યના કર્તા-હર્તા ઈશ્વરને માને છે અને કહે છે કે પ્રત્યેક જીવનું કાંઈ કર્યું કે ધાર્યું થતું નથી, આ પ્રમાણે સુખદુઃખ દેનાર ઈશ્વરને કલ્પી આત્માની શક્તિને દબાવી દે છે અથવા તેની શક્તિને નકામી બતાવી ઈશ્વરેચ્છાને બળવાન બનાવે છે, વિગેરે વિગેરે આત્મા સંબંધી અનેક પ્રકારની માન્યતા છે તે સંબંધમાં પ્રત્યેક દર્શનકારો શું કહે છે તેનો અને સાથોસાથ તે દર્શનોને જણાવનાર મહાત્માઓનો સંક્ષેપથી વિચાર કરીએ.

જૈન મતમાં જિનેન્દ્ર દેવ છે જે રાગ દ્વેષથી રહિત છે; મોહ મહામલ્લને હણનાર, કેવળજ્ઞાન અને કેવળદર્શનયુક્ત છે; તેઓ સુરાસુરથી પૂજ્ય, સદ્ભૂત અર્થના પ્રકાશક અને સર્વ કર્મનો ક્ષય કરીને પરમપદ પામેલા છે અનાદિ કાળથી ખાણમાં રહેલ સુવર્ણ સાથે જેમ મળ લાગેલ છે તેમ આત્મા સાથે કર્મ લાગેલાં છે, તેનો ક્ષય કરી આત્માના સહજ ગુણ જ્ઞાન-દર્શન-ચારિત્ર પ્રગટ કરવા માટે પરમ પુરુષાર્થ કરવાની જરૂર છે સુવર્ણ જેમ ખાણમાં માટીથી આવૃત હોય ત્યારે પણ તેનામાં કંચનત્વ તો રહેલું છે જ, તેવી રીતે ચેતન કર્માવૃત હોય ત્યારે પણ તેનામાં શુદ્ધ ચૈતન્ય તો હોય છે જ; ક્રિયા, યોગ, તપ, સંયમ વિગેરે દ્વારા કર્મમળ દૂર કરવા માટે પરમ પુરુષાર્થ કરવાની જરૂર છે અને તેમ કરવાથી ચેતનના ગુણો આવૃત હોય છે તે વ્યક્ત થાય છે ચેતનમાં જે મહાન્ ગુણો છે તે બહારથી લેવા જવાના નથી પણ અંદર પ્રચ્છન્ન-આવૃતરૂપે રહેલા છે તે વ્યક્ત કરવાના છે આત્મા પ્રત્યેક શરીરે દેહપ્રમાણ ભિન્ન છે અને સર્વ કર્મમળ દૂર કરી મોક્ષમાં જાય ત્યારે પણ તેનું વ્યક્તિત્વ સુરપાઈ જ રહે છે એક વખત કર્મમળ દૂર થયા પછી ફરી વાર તેને કર્મમળ લાગતો નથી એટલે મોક્ષમાં ગયા પછી ચેતનનું પુનઃ સંસારમાં અવતરણ થતું નથી. કર્મ આઠ પ્રકારના છે તેના ઉત્તરભેદો અને તે પ્રત્યેકની તરતમતા ઘણા ભેદવિભેદમાં વહેચાઈ ગયેલી છે. આત્માના જ્ઞાન ગુણનું આવરણ કરે તે જ્ઞાનાવરણીય દર્શન ગુણનું આવરણ કરે એ દર્શનાવરણીય, શારીરિક સુખદુઃખનો અનુભવ કરાવે તે વેદનીય, સંસારમાં અને તત્ત્વજ્ઞાનમાં સત્ય માર્ગ ન સૂઝવા દેતા મૂઝવી નાખે તે મોહનીય ચેતનને અનેક જાતિમાં જન્મ આપી તેને અવનવા અનુભવ કરાવે તે નામ કર્મ, ઉચ્ચ નીચ જાતિમાં અવતરણ કરાવે તે ગોત્ર કર્મ પ્રત્યેક ભવમાં અમુક કાળ સુધી સ્થિતિ કરાવે તે આયુ કર્મ અને ત્યાં વસ્તુપ્રાપ્તિમાં, તેના દાનમાં, ભોગોપભોગાદિમાં પ્રત્યવાય કરે તે અંતરાય કર્મ ઉપર જણાવ્યું તેમ આ આઠ કર્મોના

અનેક ભેદો થાય છે, તે ચેતન ઉપર લાગ્યા કરે છે અને તેનો ભોગકાળ થયે ફળ આપી ખરી પડે છે. ચેતન જ્યા સુધી મિથ્યાત્વ દશામા વર્તતો હોય છે ત્યાં સુધી ઉપર લખેલાં સર્વ કર્મો તેની પ્રચુરતા સાથે હોય છે. એ નિગોદમાં હોય છે ત્યારે અવ્યક્ત દુખ ભોગવીને અનેક જન્મ મરણુ કરે છે એવી નિગોદ સર્વ લોકમા ભરેલી છે. સોયના અગ્રભાગ પર તેના અનત જીવો રહી શકે છે. કાઇક અકામ નિર્જરા થતાં આ જીવ બાદર નિગોદમાં આવે છે. ત્યાર પછી બાદર વનસ્પતિ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી જે સર્વ એકેન્દ્રિયવાળા× છે તેમા આવે છે તેમાંથી વળી કાઇક નિર્જરા થતા તે બે, ત્રણુ, અને ચાર ઇન્દ્રિયવાળા જીવની ગણુનામા આવે છે અને આગળ વધતા તે પંચેંદ્રિય તિર્યંચ થાય છે. કર્મપ્રચુરતા થતા તે આગળ વધતો અટકી પાછો નીચે પણુ ઉતરી જાય છે અને કર્મ ઘટતા કોઈ વખત મનુષ્ય પણુ થાય છે મનુષ્યગતિમા તેને દેવગુરુનો યોગ થઇ જાય છે તો તે શુદ્ધ માર્ગનુ આરાધન કરી પોતાની પ્રગતિમા વધારો કરે છે. એવી રીતે ઉત્ક્રાન્તિ અપક્રાન્તિમાં નરક અને દેવલોકમા દુખ સુખ પણુ અનેક પ્રકારના અનુભવે છે. શુદ્ધ માર્ગનો આશ્રય થતા કોઇ વાર તેની નિવિડ મિથ્યાત્વ મોહનીય કર્મગ્રન્થિનો ભેદ થાય છે અને આવો ભેદ થયા પછી તેને **સમ્યગ્દર્શન** પ્રાપ્ત થાય છે. પછી વ્રત, પચ્ચખ્ખાણુ, ત્યાગ, વૈરાગ્ય, યોગાદિ કાર્યથી વિરતિભાવને તેના સવિશેષ રૂપમા પામી, ઉચ્ચ આચરણુ કરી અપ્રમાદીપણે શુદ્ધ ચારિત્ર પાળતા કર્મનો ભાર ઓછો કરતો જાય છે અને છેવટે શુદ્ધ કૈવલ્યજ્ઞાન જ્યારે તેને પ્રાપ્ત થાય છે ત્યારે તે સચરાચર જગતના ત્રિકાળ ભાવો પ્રત્યેક સમયે જાણે-દેખે છે છેવટે શેષ અલ્પ કર્મમળ હોય છે તેનો પણુ ક્ષય કરી અજરામરપદ પ્રાપ્ત કરે છે. આવી રીતે મોક્ષમા ગયા પછી ત્યા તેની સાદિઅનંત કાળ સુધી સ્થિતિ થાય છે, તેને સસારમા ફરી વાર આવવુ પડતું નથી અને ત્યા તે સચ્ચિદાનંદ-સ્વરૂપે અનંત આત્માનદ પ્રાપ્ત કરે છે અને તેમા રમણુ કરે છે. આવી રીતે આત્માનો ભેદાભેદ સ્વીકારનાર **સ્યાદ્વાદ** શૈલી જે ચેતનજીની ઉત્ક્રાન્તિ બતાવે છે તે સમજીને વિચારવા યોગ્ય છે એ મતમા **તત્ત્વ સાત** અથવા **નવ** છે. ચૈતન્યસ્વરૂપ જીવ અને જડ તે અજીવ કર્મપ્રકૃતિને ચેતન સાથે મળવાનો માર્ગ-પ્રણુાલિકા તે આશ્રવ, તેનો અવરોધ કરવાના કારણો તે સવર, આત્મા સાથે લાગેલ કર્મમળને ખખેરી નાખવો તે નિર્જરા, તેનો સયોગ થવો તે બધ અને તેનો સર્વથા ક્ષય થવો તે મોક્ષ. આ સાત

* અવ્યવહાર રાશિમા અનત જીવો એકેન્દ્રિય અવસ્થામા આખા વિશ્વમા ભરેલા છે, તે સૂક્ષ્મ છે, આખે ન દેખી શકાય તેવા છે, એક શ્વાસોશ્વાસમા સાડાસત્તર ભવ કરે છે અને તેવી સ્થિતિમા અનત કાળ ફર્યા કરે છે એ સ્થિતિમા એક સોયના અગ્રભાગ પર અસખ્ય ગોળા હોય છે અને એક ગોળામા અનત જીવો હોય છે એ જીવોને નિગોદના જીવ કહેવામા આવે છે વિચાર કર્યા વગર (અકામ નિર્જરાથી) ઘર્ષણઘૂર્ણન ન્યાયથી કર્મક્ષય થતાં એમાથી જીવ ઉન્નત સ્થિતિમા આવે છે એ નિગોદનું સ્વરૂપ જૈન ગ્રન્થોમા ઘણા વિસ્તારથી આપવામા આવ્યુ છે

× ઇન્દ્રિયો પાચ છે સ્પર્શન, રસના, નાસિકા, ચક્ષુ અને શ્રોત્ર

તત્ત્વો સાથે સુખનો અનુભવ કરાવનાર તે પુણ્ય તત્ત્વ અને તેથી વિપરીત દુઃખનો અનુભવ કરાવનાર તે પાપ તત્ત્વ, એ બેને મેળવતાં નવ તત્ત્વ થાય છે જગત્કર્તા ઈશ્વરને માનવાથી કેટલા પ્રકારના દોષ આવે છે તે આ મતના ગ્રંથોમાં બહુ વિસ્તારથી બતાવવામાં આવ્યું છે સપ્તભંગી અને સાત નય અને તેના ઉપભેદો જેના સબંધમાં આપણે પાછળ પદના વિવેચનમા સહજ વિચાર કરી ગયા છીએ તે આ મતની કુંચી છે એ સપ્ત નય એટલી વિદ્વત્તાથી આ દર્શનના ગ્રંથોમા ચર્ચ્યા છે અને તેનુ સ્વરૂપ વર્તમાન જ્ઞાનકાળમા એવી સારી રીતે ન્યાયને મળતુ આવતુ જણાય છે કે તેને બતાવનાર તરફ સ્વાભાવિક રીતે જ તે મતના અનુયાયી ન હોય તેનુ પણ ધ્યાન ખેંચાય છે આત્માને કૂટસ્થ નિત્યતા ઘટતી નથી તેમજ સાખ્યમત અકર્તૃત્વ બતાવે છે તેમા પણ અનેક દૂષણો આવે છે તે આ મતનાં શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યું છે ઉપર જે જીવ નામનુ પ્રથમ તત્ત્વ કહ્યું તેના નવ વિભાગ છે ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય ૫ વનસ્પતિકાય, ૬ બે, ૭ ત્રણ, ૮ ચાર અને ૯ પાચ ઇંદ્રિયવાળા જીવો પૃથ્વ્યાદિનુ સજીવત્વ તો હવે વિજ્ઞાનથી પણ સિદ્ધ થયુ છે તેથી તે મતના શાસ્ત્રકારો તેને માટે જે કોટિઓ બતાવે છે તેનુ પુનરાવર્તન કરવુ આવશ્યક નથી. જીવ અને પુદ્ગલને ગતિસહાય્ય સ્વભાવ તે ધર્મ, સ્થિતિસ્વભાવ તે અધર્મ, અવકાશ આપનાર આકાશ, શબ્દ, અંધકારાદિ પુદ્ગલ અને કાળ એ સર્વ અજીવ તત્ત્વમાં આવે છે વિષય કષાયાદિમાં મન વચન કાયાનો વ્યાપાર તે આશ્રવ અને મહાવ્રત, દેશવિરતિ, સમિતિ, ગુપ્તિ, યતિધર્મો વિગેરે સવર તત્ત્વમાં આવે છે. બાર પ્રકારના તપથી કર્મની નિર્જરા થાય છે કર્મબધ વખતે તેનાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને અનુભાગ નિર્ણીત થાય છે અને સર્વ કર્મરહિતપણાને મોક્ષ તત્ત્વ કહેવામા આવે છે આત્મા, ધર્મ, અધર્મ આકાશ પુદ્ગલ અને કાળ એ ૬ દ્રવ્ય છે, તેમાં ધર્મ, અધર્મ આકાશ અને કાળ એક દ્રવ્ય છે અને પુદ્ગલ તેમજ જીવ અનેક છે પુદ્ગલ એક મૂર્ત છે, બાકીના પાંચ અમૂર્ત છે કર્મ પણ પૌદ્ગલિક છે, એનો સબંધ છૂટતા ચેતન ઊર્ધ્વ ગતિ કરે છે અસગત્વથી ઊર્ધ્વ ગતિ થાય છે તે બાણના પૂર્વ પ્રયોગ વિગેરે દ્દષ્ટાંતોથી સમજી લેવી. પાણીમાં જેમ વસ્તુ હલકી થતાં ઉપર તરે છે તેમ કર્મભારથી મુક્ત થતાં ચેતનની ઊર્ધ્વ આલોકાંત ગતિ થાય અને ત્યાં તેની અનંત કાળ સુધી સ્થિતિ રહે છે સિદ્ધ દશામા દ્રવ્ય પ્રાણ હોતા નથી પણ અનત જ્ઞાન અનત દર્શન, અનત વીર્ય, અનત સુખરૂપ ભાવ પ્રાણ હોય છે સિદ્ધદશાનુ સુખ સાંસારિક સુખ કરતા તદ્દન જુદા પ્રકારનુ છે અને તે પરમાનદરૂપ છે આ મતમાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવયુક્ત હોય તેને સત્ કહેવામા આવે છે એ ત્રિપદીમાં બહુ સૂક્ષ્મ રહસ્ય સમાયેલું છે અને જૈન તત્ત્વજ્ઞાનનો એમાં સમાવેશ થઇ શકે છે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રને મોક્ષમાર્ગ માનવામાં આવે છે મિથ્યાત્વ અવિરતિ, કષાય અને યોગથી કર્મબધ થાય છે અને તેનો જેમ જેમ પ્રતિબંધ કરવામાં આવે તેમ તેમ નવીન કર્મોપચિ

ઓછી થતી જાય છે આત્મા પ્રગતિ કરતાં નવીન કર્મ ઓછાં ગ્રહણ કરે અને પૂર્વબદ્ધ કર્મોનો કાંઈક પ્રદેશ અથવા વિપાક ઉદયથી ભોગ કરી લે અને કાંઈક નિર્જરાથી ક્ષય કરી નાખે ત્યારે છેવટે સર્વથા કર્મનો ક્ષય કરતા તે **મોક્ષ**—અજરામર પરમાનંદ સ્થાન પ્રાપ્ત કરી ત્યા સુસ્થિતપણે રહે છે. ચેતનનુ ત્યા પણ વ્યક્તિત્વ સ્પષ્ટ જ રહે છે. જો કે ગુણ સાદૃશ્ય છે પણ પરમ તત્ત્વમા મળી જઈ તેની વ્યક્તિ નાશ પામી જતી નથી એ જૈન મતના મોક્ષમાર્ગનું રહસ્ય છે.

**બૌદ્ધો ક્ષણિકવાદી** છે. તેઓ **દુઃખ, સમુદય, માર્ગ** અને **નિરોધ** એ **ચાર આર્ય સત્ય** માને છે. વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ એ દુઃખના પ્રકાર છે. આ સંસારી સ્કંધરૂપ જ જીવ છે, તેથી અન્ય જીવ એવો કોઈ પદાર્થ નથી. રૂપ, રસ વિગેરેનુ જ્ઞાન તે વિજ્ઞાન એટલે નિર્વિકલ્પક જ્ઞાન, આલોચના માત્ર સામાન્ય જ્ઞાન Perception થાય તેને વિજ્ઞાન કહેવામા આવે છે સુખ દુખ અને અદુખરૂપી વેદના એ પૂર્વકૃત કર્મના ઉદયથી થાય છે નિમિત્તનું ગ્રહણ કરવાપણુ તે પ્રત્યય, એનાથી જાતિવ્યક્તિનો યોગ કરી સવિકલ્પ જ્ઞાન થાય તે સજ્ઞા. પુણ્યાપુણ્યાદિ ધર્મસમુદય તે સસ્કાર, એના પ્રબોધથી પૂર્વે અનુભવેલા વિષયનું સ્મરણ વિગેરે થાય છે અને પૃથ્વી, ધાતુ વિગેરે રૂપસ્કધ. આ પાચ સ્કધ સિવાય ‘ જીવ ’ અથવા ‘ આત્મા ’ એવો પદાર્થ કોઈ પ્રમાણથી સિદ્ધ થતો નથી આ પાચે સ્કધને ક્ષણસ્થાયી સમજવા તે નિત્ય અથવા કાલાન્તરઅવસ્થાયી નથી. આવી રીતે બૌદ્ધો દુખતત્ત્વની વ્યાખ્યા કરે છે. લોકમા હુ અને મારુ વિગેરે જે અખિલ ગણ ઉદય પામે છે તેને સમુદયતત્ત્વ કહેવામા આવે છે. સર્વ સસ્કાર ક્ષણિક છે એવી વાસના જેમા બધાઈ છે તે માર્ગ અને નિરોધ તે મોક્ષ આવી રીતે ચાર આર્ય સત્ય માનવામા આવે છે સર્વ સંસ્કારનું ક્ષણિકત્વ બૌદ્ધો ઘણી યુક્તિપૂર્વક સિદ્ધ કરવા મથન કરે છે તેઓ સસ્કારને નિત્ય માનવામા કેવા કેવા હેત્વાભાસો થાય છે તે સંબંધી અનેક રીતે ચર્ચા કરે છે તે અત્ર લખવાથી વિષય બહુ પારિભાષિક થઇ જાય તેમ છે* **સર્વ સસ્કાર ક્ષણિક** છે એમ કહીને એટલુ બતાવવા તેઓ માગે છે કે–કોઈ પણ પ્રકારે આત્મા કે જીવ એવો પદાર્થ માનવો નહિ પણ જ્ઞાનક્ષણનો સતાન જ વ્યવહાર માટે બસ છે. ક્ષણિક સસ્કાર અન્ય ક્ષણે બીજા તદ્રૂપ સસ્કારને જન્મ આપે છે અને આવી ક્ષણસતાનપરપરાથી જ એક વિષયનું દીર્ઘ કાળ સુધી જ્ઞાન થાય છે આ પ્રમાણે સૌતાન્ત્રિક નામના બૌદ્ધ સપ્રદાયનો મત છે વૈભાષિક સપ્રદાયવાળા બાર પદાર્થ માને છે તેઓ પણ સસ્કારને તો ક્ષણિક જ માને છે બૌદ્ધો પરમ પુરુષાર્થની પ્રાપ્તિ **ચાર ભાવના**થી માને છે. આ ચાર પ્રકારનો વારવાર વિચાર કરીને નિશ્ચય કરવાથી સિદ્ધિ થાય છે ૧ સર્વ ક્ષણિક છે, ૨ સર્વ દુખ છે, ૩ સર્વ સ્વલક્ષણ છે ( એકના જેવુ અન્ય નથી, પોતે પોતાના જેવુ જ છે ), અને ૪ સર્વ શૂન્ય છે આવી રીતે ચાર ભાવનાથી સકળ વાસના-

* જુઓ ષડ્દર્શનસમુચ્ચય શ્લોક છઠ્ઠા પરની ટીકા અને સર્વદર્શનસંગ્રહનો બૌદ્ધ પ્રકરણ વિભાગ.

એની નિવૃત્તિ થતા શૂન્યરૂપ પરિનિર્વાણનો આવિર્ભાવ થાય છે બૌદ્ધ મતની સર્વ જૂદી જૂદી શાખાઓમા કેટલોક મતભેદ છે પણ આત્માનુ ક્ષણિકત્વ તો સર્વમા સામાન્ય છે અને સર્વ એમ માને છે કે રાગાદિના જ્ઞાનસંતાનના અને વાસનાના ઉચ્છેદથી મુક્તિ મળે છે

નૈયાયિક (અક્ષપાદ) દર્શનવાળા ગૌતમના અનુયાયી કહેવાય છે અહીં પોતાની અચિંત્ય શક્તિના માહાત્મ્યથી મહેશ્વર સૃષ્ટિના સંહાર કરનાર મનાય છે અને દુ:ખના અત્યંત ઉચ્છેદરૂપ નિ:શ્રેયસ તત્ત્વજ્ઞાનથી ઉત્પન્ન થાય છે એવી તેની માન્યતા છે કહેવાનું તાત્પર્ય એમ નથી કે–તત્ત્વજ્ઞાન થતા જ નિ:શ્રેયસ પ્રાપ્તિ થાય છે પણ વાત એમ છે કે–તત્ત્વજ્ઞાનથી દુ:ખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે એમા પ્રથમ છેલ્લાનો અને ત્યાર પછી ઉત્તરોત્તર તેની આગળનાનો નાશ થાય છે મિથ્યા જ્ઞાન એટલે દેહાદિ અનાત્મ વસ્તુમા આત્મબુદ્ધિ. આ દેહાદિમાં રહેલી આત્મબુદ્ધિના પોતાના અનુકૂળ પદાર્થો ઉપર રાગ અને પ્રતિકૂળ પદાર્થ ઉપર દ્વેષ તથા મોહ એ દોષો છે રાગાદિ દોષ પરસ્પર અનુબંધી હોવાથી મોહ પામેલો પ્રાણી રાગયુક્ત થાય છે અને રાગી મોહ પામે છે વસ્તુત આત્માને અનુકૂળ પ્રતિકૂળ કાંઈ નથી. આ દોષોથી પ્રેરિત પ્રાણી પ્રતિષિદ્ધ આચરણો કરી પાપપ્રવૃત્તિ કરે છે અને અધર્મને લાવે છે અથવા દાન, રક્ષણ, સત્યાદિ આચરણ કરી પુણ્ય પ્રવૃત્તિ દ્વારા ધર્મને લાવે છે આ ઉભયરૂપ પ્રવૃત્તિ પ્રશસ્ત અપ્રશસ્ત જન્મ ઉત્પન્ન કરે છે અને ત્યા શરીરાદિ દ્વારા પ્રતિકૂળ વેદનીયતાવાળુ વાસનાત્મક દુ:ખ ઉત્પન્ન થાય છે મિથ્યા જ્ઞાનથી દુ:ખ સુધીના દોષો અવિચ્છિન્ન પ્રવૃત્તિવાળા છે અને તે જ સંસાર છે અને તે ઘટીયંત્રની પેઠે નિરવધિ અનુવર્તન કરે છે કોઈ સદુપદેશ દ્વારા જ્યારે પ્રાણીને જણાય છે કે–આ સર્વ હેય છે ત્યારે તેને નિવર્તન કરનાર અવિદ્યાદિની નિવૃત્તિ કરવા તે ઇચ્છે છે તેની નિવૃત્તિનો ઉપાય તત્ત્વજ્ઞાન છે ચાર વિદ્યામાં વિભક્ત પ્રમેયની ભાવના કરનારને તે તત્ત્વજ્ઞાન જેને *સમ્યગ્દર્શન કહે છે તે થાય છે; એનાથી મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે, એનો નાશ થતા દોષોનો નાશ થાય છે તેથી પ્રવૃત્તિનો નાશ થાય છે, પ્રવૃત્તિનાશથી જન્મનો નાશ થાય છે અને જન્મનો નાશ થતાં આત્યંતિકી દુ:ખનિવૃત્તિ થાય છે આ આત્યંતિકી દુ:ખનિવૃત્તિ તે અપવર્ગ આ દર્શનવાળા સોળ તત્ત્વ માને છે વૈશેષિક અને નૈયાયિક વચ્ચે તત્ત્વ સંબંધી મતભેદ છે, તથાપિ અન્યોન્ય તત્ત્વાવતારભાવ થઈ શકવાને લીધે બહુ મોટો જ અંતર રહે છે અને તેથી તે ઉભયના મત તુલ્ય છે આ દર્શનમા દુ:ખની નિવૃત્તિને જ મોક્ષ માનવામા આવે છે, અખંડ જ્ઞાન અને સુખની પ્રાપ્તિનો સ્વીકાર કરવામા આવતો નથી; જગત્ દ્વારા અનુમાનથી ઈશ્વરનુ અસ્તિત્વ સિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવે છે અને મોક્ષપ્રાપ્તિ માટે ઈશ્વરપ્રસાદને આવશ્યક માનવામા આવે છે

સાંખ્યમતાવલંબીઓ કેટલાક નિરીશ્વરવાદને માને છે અને કેટલાક ઈશ્વરને માને છે.

* જૈનોનુ સમ્યગ્દર્શન આનાથી તદ્દન જુદુ છે

તત્ત્વવ્યવસ્થા બન્નેની સમાન છે. દુઃખ ત્રણ પ્રકારના માને છે, આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક. આધ્યાત્મિક દુખ બે પ્રકારનું હોય છે· શારીર અને માનસ. શરીરમા જ્વર, અતિસારાદિ વ્યાધિ થાય તે શારીરિક દુઃખ અને કામ, ક્રોધ, લોભાદિ તે માનસ દુઃખ આ સર્વ આતર ઉપાયથી સાધ્ય હોવાને લીધે આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. બાહ્ય ઉપાયથી સાધ્ય દુખ બે પ્રકારનું છે· યક્ષ, રાક્ષસ, ગ્રહાદિના આવેશથી થયેલું દુખ તે આધિદૈવિક અને મનુષ્ય, પશુ, સર્પાદિથી થયેલુ તે આધિભૌતિક આ ત્રણ પ્રકારના દુઃખથી બુદ્ધિમા રહેલા રજઃપરિણામના ભેદથી પ્રાણીને પીડા થાય છે અને દુઃખ ટાળવા તત્ત્વજિજ્ઞાસા ઉદ્દ્ભવે છે એ તત્ત્વ પચીશ છે. સત્ત્વ, રજસ્ અને તમસની સમાવસ્થાને પ્રકૃતિ કહે છે અને તેનું બીજું નામ પ્રધાન પણ કહેવાય છે એ પ્રકૃતિ નિત્ય છે, અચ્યુત છે, અનુત્પન્ન છે, સ્થિર છે અને કદાપિ વિકારને પામતી નથી. સાખ્યમતાનુસાર સૃષ્ટિક્રમ આ પ્રમાણે છે. એ પ્રકૃતિમાથી બુદ્ધિ પેદા થાય છે, એને વિષય નિશ્ચયરૂપા સમજવી. એનુ નામ ‘ મહાન્ ’ પણ કહેવાય છે, એ બુદ્ધિથી હું સુભગ છું, સુંદર છુ વિગેરેરૂપ **અભિમાન** પેદા થાય છે, એ અભિમાનમાથી **સોળનો સમૂહ** પેદા થાય છે સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર એ પાચ બુદ્ધીન્દ્રિય, પાયુ, ઉપસ્થ, વાક્, પાણિ અને પાદ એ પાચ કર્મેન્દ્રિય અને મન તથા પાચ તન્માત્રા એમ સોળ ઉત્પન્ન થાય છે. સૂક્ષ્મરૂપ પાચે ઇદ્રિયોનુ અવસ્થાપન તે તન્માત્રા કહેવાય છે, એ પાચ સૂક્ષ્મ તન્માત્રાથી પાચ ભૂત પેદા થાય છે રૂપથી તેજ, રસથી જળ, ગધથી ભૂમિ, શબ્દથી આકાશ અને સ્પર્શથી વાયુ આવી રીતે બુદ્ધિ, અહંકાર, પાચ જ્ઞાનેદ્રિય, પાચ કર્મેન્દ્રિય, મન, પાચ તન્માત્રા અને પચભૂતરૂપ **ચોવીશ તત્ત્વ** થયા અને તે સર્વથી અન્ય, અકર્ત્તા, વિગુણ, ભોક્તા એવુ **પુરુષતત્ત્વ** પચીશમુ છે. આમા પ્રકૃતિ કોઇનો વિકાર નથી, બુદ્ધિ, અહકાર અને પાચ જ્ઞાનેન્દ્રિય પ્રકૃતિવિકૃતિ છે, બાકીના સોળ વિકૃતિ છે અને પુરુષ પ્રકૃતિ પણ નથી અને વિકૃતિ પણ નથી. તન્માત્રામા ભૂત લય પામે છે, તન્માત્રા મહત્મા લય પામે છે, મહત્ પ્રકૃતિમા લય પામે છે, અને પ્રકૃતિ કશામા લય પામતી નથી આત્મા–પુરુષ તો અકર્ત્તા જ રહે છે. કર્ત્તાપણાનો ધર્મ પ્રકૃતિનો છે એક તૃણને વાળી શકવાનું પણ પુરુષમા સામર્થ્ય નથી. એ સત્ત્વ, રજસ્ કે તમસ્ ગુણથી રહિત છે પ્રકૃતિના વિકારરૂપ બુદ્ધિ જે ઉભયમુખ દર્પણ જેવી છે તેમા સુખદુઃખાદિનુ પ્રતિબિબ પડે છે તે સ્વચ્છ આત્મામા સ્ફુરે છે તેથી તેને ભોક્તા લક્ષણમાત્રથી કહી શકાય જો કે તે તો માત્ર પ્રકૃતિનો સાક્ષી જ રહે છે તથાપિ જેમ સ્ફટિકની પછવાડે ગમે તે રગની વસ્તુ મૂકી હોય તો તદ્રૂપ વર્ણ તેનો દેખાય છે તે પ્રકારે પુરુષનું સ્વરૂપ બહારથી ભિન્ન થતુ અને તત્પ્રમાણમા તે ભોક્તા થતો હોય તેમ દેખાય છે સાખ્યમતમા પુરુષનુ લક્ષણ નિત્ય ચૈતન્યશક્તિરૂપ જ છે, જ્ઞાનરૂપ નથી. જ્ઞાનને તો તેઓ બુદ્ધિનો ધર્મ ગણે છે આત્મા જે કેવળ છે તે બુદ્ધિથી અવ્યતિરિક્ત છે પણ સુખદુઃખાદિ ભાવઇદ્રિય દ્વારા બુદ્ધિમા સક્રાન્ત થાય છે અને ઉપર જણાવ્યુ તેમ

બુદ્ધિ ઉભયમુખ દર્પણ જેવી છે એટલે તેનામા ચેતનશક્તિ પ્રતિબિંબ પામે છે, અને તેમ થતા સુખદુઃખની લક્ષણા પુરુષપરત્વે થાય છે પુરુષ અનેક છે આ પુરુષ અને પ્રકૃતિ ઉભયે સંવગત છે, અરસપરસ સયુક્ત છે અને તેઓનો સંયોગ તે પંગુ અને અંધના સંયોગ જેવો છે શુદ્ધ ચૈતન્ય પંગુ-પાંગળો છે અને પ્રકૃતિ જડ-અંધ છે. પુરુષ પ્રકૃતિનો આશ્રય કરી બુદ્ધિમાં પ્રતિબિંબિત શબ્દાદિનુ પોતામા પ્રતિબિંબ પડતાં તેમાં આનંદ માને છે અને પ્રકૃતિને આવી રીતે સુખરૂપ માની સંસારમા પડ્યો રહે છે આ પુરુષ અને પ્રકૃતિ વચ્ચે તફાવત શું છે એ સમજાતા વિવેકજ્ઞાન થાય છે અને તેથી પુરુષનો પ્રકૃતિથી વિયોગ થાય છે એ મોક્ષ સમજવો પ્રકૃતિનો વિવેક સમજાતાં પ્રકૃતિ ટળી જાય છે અને પુરુષ સ્વરૂપે રહે છે બંધના છેદથી મોક્ષ થાય છે એ બંધ ત્રણ પ્રકારના છે પ્રકૃતિને આત્મા જાણી તેની ઉપાસના કરવી તે પ્રાકૃતિક બંધ, ભૂત ઇંદ્રિય, અહંકાર, બુદ્ધિ એ વિકારને આત્મા જાણી ઉપાસના કરવી તે વૈકારિક બંધ, માગાદિ કર્મને પુરુષબુદ્ધિથી સેવવા તે દાક્ષિણ્ય બંધ આ બંધને લીધે મરેલાને પણ પાછી સંસારપ્રાપ્તિ થાય છે સાંખ્યમતમાં પુરુષને સંસાર નથી, મોક્ષ નથી અને બંધ પણ નથી, તે સર્વ પ્રકૃતિને જ છે, અને એનો પુરુષ સાથે સંબંધ ગણવામા આવે તે અવિવેકને લીધે જ છે પુરુષ તો કૂટસ્થ, નિત્ય અને અપરિણામી છે સાંખ્યમત પ્રાયઃ નિરીશ્વરવાદને સ્વીકારે છે. જગતના કારણમાં ત્રિગુણાત્મક પ્રધાનને માને છે અને સૃષ્ટિની વ્યવસ્થા તેનાથી માને છે તેમજ અચેતન પ્રકૃતિ પુરુષના (આત્માના) મોક્ષને અર્થે પ્રવર્તે છે, તેના દૃષ્ટાંતમા તેઓ એમ બતાવે છે કે-જેમ અચેતન દૂધ વત્સની વૃદ્ધિ માટે થઈ શકે છે તે પ્રમાણે અચેતન પ્રકૃતિ (પ્રધાન) પુરુષના મોક્ષ માટે થઈ શકે છે 'પરમેશ્વર કરુણાએ કરીને પ્રવર્તક છે એ વાતને સાંખ્યો અનેક હેતુઓ આપી રદ કરે છે

સાંખ્યમતના એક ભેદ અથવા વિભાગ જેવો પતંજલિનો મત છે એ દર્શનને સેશ્વર સાંખ્યદર્શન કહી શકાય. એ મતને યોગદર્શન પણ કહેવામાં આવે છે એ મતમાં ઉપર સાંખ્યમતના જણાવેલા પચીશ તત્ત્વ ઉપરાંત ઈશ્વરને છવીશમુ તત્ત્વ માનવામાં આવે છે પરમેશ્વરનો અનુગ્રહ સંસારાગારથી તદ્દ અપેક્ષા પ્રાણી પર થાય છે પુરુષને તદ્દન શુદ્ધ માનવામાં આવે છે પણ બુદ્ધિકૃત પ્રતીતિને અનુસરે છે અને આવી રીતે જોનાર આત્મા તદાત્મક જણાય છે આવી રીતે તપ્યમાન પુરુષ લાંબા વખત સુધી અષ્ટાંગ યોગ સાધે છે અને પરમેશ્વરનુ પ્રણિધાન કરે છે ત્યારે તેને સત્ત્વ અને પુરુષની અન્યતા શુદ્ધરૂપમા જણાય છે અને તે વખતે અવિદ્યાદિ પંચ કલેશ તથા સારા તથા નઠારા કર્માશય સમૂળ નષ્ટ પામે છે આ પછી નિર્લેપ પુરુષનુ પૂર્ણ મુક્તરૂપે કરીને અવસ્થાન તે તેનુ કૈવલ્ય છે આ વાત જેવ યોગદર્શનકાર એ કે સેશ્વર સાંખ્યમતવાળા ગણાય છે છતાં તેમા પણ ઈશ્વરનુ કાર્ય લગભગ નહિ જેવુ છે જીવાત્માનો મોક્ષ એ યોગદર્શનના મત પ્રમાણે કેવી રીતે થાય છે તે ખાસ વિચારવા યોગ્ય છે આ વિચારને જૈનનો યોગમાર્ગ જે ઘણા પાના

વિવેચનમા બતાવવામાં આવ્યો છે તેની સાથે સરખાવવો. એ સંબંધી ઉપોદ્ઘાતમા પણ વિવેચન જોવામાં આવશે. આ મતમા **યોગનાં આઠ અંગ** બતાવ્યા છે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ પુરુષને નિસંગ માનવામા આવે છે પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપ વૃત્તિઓ **જેનું બીજું નામ અંતઃકરણ** છે એને ચિત્તના ધર્મ તરીકે માનવામા આવે છે તેનો નિરોધ કરવાનો છે પુરુષનુ નિર્મળ સત્ત્વ સદા સ્થિત રહે છે જે જે પદાર્થો ઉપર તે ઉપરક્ત થાય છે તે તે દૃશ્ય પદાર્થની તેના ઉપર છાયા પડે છે, છતાં સ્વત તે નિસંગ રહે છે મતલબ કે-તે અપરિણામી છે. ચિત્શક્તિ પરિણામી છે ચિત્તની અસ્થિરતા સ્વાભાવિક હોય છે અથવા વ્યાધિ આદિ જન્ય હોય છે ચિત્તની ક્ષિપ્ત અવસ્થાને તજવા યોગ્ય (હેય) ગણવામા આવી છે એકાગ્ર અને નિરુદ્ધ અવસ્થાને ઉપાદેય ગણવામાં આવી છે. એકાગ્ર અવસ્થામાં એક વસ્તુમા એકતાન થાય છે અને જે અવસ્થામાં સર્વ વૃત્તિઓનો નિરોધ થઈ સસ્કારશેષ રહે છે તેને નિરુદ્ધાવસ્થા કહેવામા આવે છે. સમાધિના બે પ્રકાર છે સપ્રજ્ઞાત અને અસપ્રજ્ઞાત એકાગ્ર ચિત્તમ' બાહ્ય વિષયવાળી પ્રમાણાદિ વૃત્તિઓના નિરોધને પ્રથમ સપ્રજ્ઞાત સમાધિ કહેવામા આવે છે. એ સપ્રજ્ઞાત સમાધિના વળી સવિચાર, અવિચાર, સાનદ અને સાસ્મિત એવા ચાર પ્રકાર છે. ભાવ્ય પદાર્થમા ચિત્તને ફરી ફરીને નિવેશન કરવું અને અન્ય સર્વનો પરિહાર કરવો એનું નામ ભાવના અથવા સમાધિ છે. સર્વ વૃત્તિઓના નિરોધને અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે. ક્લેશ, કર્મવિપાક અને આશયનો જેમા અટકાવ થાય એવા ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહેવામા આવે છે. ક્લેશ પાચ પ્રકારના છે, અનિત્ય, અશુચિ, દુ ખ અને અનાત્મમા અનુક્રમે નિત્યત્વ, શુચિત્વ, સુખત્વ અને આત્મત્વની પ્રતીતિ કરવી એ પ્રથમ અવિદ્યા નામક ક્લેશ છે. દૃક્ અને દર્શનશક્તિના એકાત્મત્વનુ અભિમાન તે અસ્મિતા સુખને જાણનારની સુખના સ્મરણપૂર્વક સુખના સાધનોમા તૃષ્ણાપૂર્વક ઇચ્છા તે રાગ દુ ખને જાણનારની દુ ખના સ્મરણપૂર્વક દુ ખના સાધનોમા નિંદાબુદ્ધિ તે દ્વેષ શરીર અને વિષયોનો મને વિયોગ ન થાય તો સારું એ પ્રકારનો નિમિત્ત વગર પ્રવર્તનારો ભયક્લેશ તે પાચમો અભિનિવેશ આ પાચ પ્રકારના ક્લેશ સસારમા પ્રવૃત્તિ કરાવે છે અને સાસારિક દુ ખના હેતુ થઇને પુરુષને પીડે છે. વૃત્તિનો નિરોધ અભ્યાસ અને વૈરાગ્યથી થાય છે એના સાધનોમા પ્રથમ ક્રિયાયોગની જરૂરિયાત યોગદર્શન બતાવે છે તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાનને ક્રિયાયોગ કહેવામા આવે છે. ફળની ઇચ્છા રાખ્યા વગર આ ક્રિયાયોગ કરવાની આજ્ઞા છે અહીં યોગના આઠ અગ પર વિવેચન કરવામા આવે છે જેનુ સામાન્ય સ્વરૂપ આપણે છઠ્ઠા પદમાં જોયુ છે યમ, નિયમાદિ પ્રથમના પાચ યોગાગ મધ્યમ અધિકારી માટે છે. એ અષ્ટાગ યોગનુ આદરથી નિરતર અને દીર્ઘકાળ સુધી અનુષ્ઠાન કરવાથી સમાધિ વિરોધી ક્લેશનો ક્ષય થતા અભ્યાસ અને વૈરાગ્યે કરી મધુમતી આદિ સમાધિની પ્રાપ્તિ

થાય છે એ મધુમતી સમાધિ એ ઋતંભરા પ્રજ્ઞાની સિદ્ધિ છે આવી સિદ્ધિઓથી અમુક સત્ય જ્ઞાનાદિ પ્રાપ્ત થાય છે એના પ્રત્યેક બિંદુમા રસ હોય છે તેથી તેને મધુપ્રતિક કહેવામા આવે છે પછી વિવેકજ્ઞાન થાય છે તેમા સવ ભાવને શાંત, ઉદિત કે અવ્યપદિશ્ય ગણવામાં આવે છે સર્વ વૃત્તિનો અસ્ત થતા પર વૈરાગ્યનો આશ્રય કરનાર ક્લેશનો નિરોધ કરવાને સમર્થ એવી નિર્બીજ સંસ્કારશેષતાને અસંપ્રજ્ઞાત સમાધિ કહેવામા આવે છે મનના લય સાથે ક્લેશના બીજનો પણ લય થઈ જાય છે, વિવેકજ્ઞાનના પરિપાકને લીધે કાર્ય કારણાત્મક સવ વસ્તુનો પ્રધાનમા લય થાય છે અને બુદ્ધિ અને સત્તાના સંબંધથી રહિત થઈ કૈવલ્યને પામે છે આ પાતંજલ યોગમતનો મોક્ષ છે

**વૈશેષિક** દર્શનના સ્થાપનાર કણાદ છે, એનુ બીજુ નામ કણભક્ષ પણ કહેવાય છે તે મતમાં કણ એટલે પરમાણુને કારણ માનવામા આવે છે આ દર્શનના દેવતા, લિંગ, વેષાદિ નૈયાયિકને મળતા હોય છે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય અને કેટલાક અભાવ એ સાતને પદાર્થ માને છે પૃથ્વી, અપ્, તેજ વાયુ, અંતરિક્ષ, કાલ, દિગ્ આત્મા અને મન એમ નવ પ્રકારનાં દ્રવ્ય માને છે. ગુણ ચોવીશ પ્રકારના છે સામાન્ય, વિશેષ અને સમવાયનુ બહુ લબાણથી આ દર્શનના ગ્રંથોમા વિવેચન આપવામાં આવે છે સામાન્ય એટલે જાતિ વિશેષ એકસરખા દ્રવ્યને અન્ય દ્રવ્યમાથી જુદુ સ્પષ્ટપણે પાડી આપે છે કર્મ ક્રિયારૂપ છે અને દ્રવ્યમાં અંત્યવિશેષ સંબંધ બતાવનાર આધાર આધેયભૂત સંબંધના પ્રત્યયના હેતુને સમવાય કહેવામા આવે છે તંતુમાં પટ છે એવા પ્રત્યયના હેતુરૂપ અપૃથકરણ કારણને સમવાય કહેવામાં આવે છે અભાવ ચાર પ્રકારના ગણવામા આવે છે પ્રાગભાવ એટલે પ્રથમનો અભાવ પ્રધ્વંસાભાવ એટલે નાશ અને અત્યંતાભાવ એટલે સર્વથા વિનાશ અથવા ગેરહાજરી. અન્યોન્યાભાવ અરસપરસને અપેક્ષિત છે દુ:ખની આત્યંતિક નિવૃત્તિને મોક્ષ માનવામાં આવે છે

**જૈમિનીય** અથવા **મીમાંસક** મતમા બે મોટા વિભાગ છે યજ્ઞ વિગેરે કરનારને પૂર્વમીમાંસાવાદી કહેવામાં આવે છે; તેઓ કુકર્મ વર્જે છે યજનાદિ ષટ્ કર્મ કરે છે બ્રહ્મસૂત્ર ધારણ કરે છે ગૃહસ્થાશ્રમમા વસે છે અને શૂદ્ર અન્નાદિ વર્જે છે ઉત્તરમીમાંસાવાદીને વેદાન્તી કહેવામાં આવે છે; તે બ્રહ્માદ્વૈતને માને છે, સવ શરીરમા આત્મા એક છે બ્રહ્મ સવત્ર છે અને માયાથી ભેદ થાય છે પણ વસ્તુત: ભેદ નથી એમ તેઓનો અભિપ્રાય છે આત્મામાં લય થઈ જવો એને તેઓ મુક્તિ માને છે અને એ સિવાય અન્ય મુક્તિ–મોક્ષ કાઈ નથી એ તેઓનો મત છે પ્રથમ પૂર્વમીમાંસાવાદીનો મત સંક્ષેપથી વિચારીએ તેઓ વેદવાક્યને પ્રમાણ ગણે છે ગુરુ પણ તેને જ ગણે છે અને સ્વયં સંન્યસ્ત ધારણ કરે છે મનુષ્ય સવજ્ઞ થઈ શકે એ વાતનો તેઓ સ્વીકાર કરતા નથી. સૃષ્ટિકર્તા અથવા સર્વદર્શી કે વીતરાગ એવા સવજ્ઞ કોઈ મનુષ્યથી હોવાનુ બનવુ તદ્દન અસંભવિત છે એમ તેઓ માને છે. એવા પુરુષના અભાવે તેનુ પ્રમાણ થઈ શકે એવુ તો બને જ કેવી

રીતે ? ઇન્દ્રજાળથી પણ દુનિયામા અનેક પ્રકારના આડંબર થઈ શકે છે પરંતુ આડંબરના કારણથી અમુક પ્રાણીને ઇશ્વર માનવો એ આ મતના વિચાર પ્રમાણે એક ધૃષ્ટતા જ છે. અભ્યાસથી શુદ્ધિનુ તારતમ્ય થાય પણ બુદ્ધિનો પરમ પ્રકર્ષ થાય એ તદ્દન અસંભવિત હકીકત છે. વેદવાક્ય નિત્ય અને અપૌરુષેય છે એમ તેઓની માન્યતા હોવાથી તેમાં તેઓ યથાર્થત્વની સંભાવના કરે છે. **વેદવાક્યનો પાઠ** કરવાથી **ધર્મજિજ્ઞાસા** થાય છે ધર્મ-સાધન શોધતા તેના નિમિત્તો કયા કયા છે તેનો વિચાર થાય છે. અહીં ક્રિયા તરફ પ્રવર્તક વચનને **નોદના** કહેવામા આવે છે અને તદ્રૂપ ધર્મ માનવામા આવે છે. મતલબ એ છે કે–વેદવચનકૃત નોદનાથી ધર્મ જણાય છે જે અતીંદ્રિય હોવાથી તેને જાણવાનુ સાધન જ નોદના છે. આ મતના સૂત્રોના કરનાર જૈમિની છે વેદને તેઓ સ્વતઃ પ્રમાણ માને છે. વેદનું અપૌરુષેયત્વ અત્ર શબ્દના નિત્યત્વને આધારે સિદ્ધ કરવામા આવે છે. વેદની અંદર આવેલા કર્મકાડનાં જૂદા જૂદા વાકયોની પૂર્વાપર સંગતિ જણાવવી એ આ દર્શનનુ મુખ્ય પ્રયોજન છે.

**ઉત્તરમીમાંસામાં શાંકર વેદાન્ત** દર્શનનો સમાવેશ થાય છે. એ પૂર્વમીમાંસાની અપેક્ષાએ નૂતન દર્શન છે નેતિ નેતિ એ સૂત્ર પર એ દર્શનનો મુખ્ય આધાર છે, સર્વ **બ્રહ્મમય** જગત્ માને છે, પદાર્થનુ અન્ય રૂપ માયાકૃત છે એમ કહે છે, માયાથી બ્રહ્મસ્વરૂપ સ્પષ્ટ જણાતુ નથી એમ માને છે, આત્માનુ પૂર્ણ બ્રહ્મત્વ પ્રગટ કરી પરબ્રહ્મમા તેનો લય કરી દેવો એ તેની મુક્તિ સમજવામા આવે છે આત્માની મુક્તિ થયા પછી તેનુ વ્યક્તિત્વ કોઇ પણ પ્રકારનુ રહેતુ નથી, એ આ દર્શનનો મત છે એ **અદ્વૈત** મતના નામથી પ્રસિદ્ધ છે

**ચાર્વાક** અથવા લોકાયત મતવાળાને **બાર્હસ્પત્ય** એવું નામ પણ આપવામા આવે છે આ મતવાળા નાસ્તિક છે પૃથ્વી, અપ્, તેજ અને વાયુ એ ચાર ભૂતાત્મક જગત્ માને છે. આ ચાર અથવા કોઇના મત પ્રમાણે આકાશ સાથે પાચ ભૂતના સંયોગથી સ્વાભાવિક રીતે ચૈતન્યશક્તિ પેદા થાય છે. શરીરથી ચૈતન્યશક્તિને ભિન્ન માનતા નથી. તેઓ કહે છે કે–જીવ નથી, નિવૃત્તિ નથી, ધર્મ નથી, અધર્મ નથી, પુણ્ય પાપનું ફળ નથી, માતા વિગેરે અગમ્ય પ્રતિ પણ ગમન કરે છે, વરસમા એક દિવસ સર્વ ચાર્વાકો એકઠા થઈ ગમે તે સ્ત્રી સાથે વ્યવહાર કરે છે, પ્રત્યક્ષ પ્રમાણને જ માને છે અને આ શરીરે ભોગવાય તેટલું સુખ ભોગવી લેવાની ભલામણ કરે છે, ઇંદ્રિયગોચર જગત્‌ને જ માને છે, પરલોક કે મોક્ષ પ્રત્યક્ષ ન હોવાથી તેની હયાતી જ સ્વીકારતા નથી તેઓ માને છે કે અસ્પૃષ્ટ, અનાસ્વાદિત, અનાઘ્રાત, અદૃષ્ટ અને અશ્રુત એવા જીવાદિકનો આદર કરી જે લોક સ્વર્ગ અપવર્ગાદિ સુખની લિપ્સાથી છેતરાઇ શિરોવેદના, મુંડન, તપશ્ચરણ વિગેરે કરી જન્મ વ્યર્થ કરે છે તે મહામોહમા ભમે છે, અગ્નિહોત્રાદિ કર્મ તો માત્ર બાળક્રીડા છે, એ બુદ્ધિ અને પુરુષત્વ વગરના લોકોની આજીવિકા છે. તેઓ કહે છે કે–સ્વર્ગ પણ

નથી, મોક્ષ પણ નથી, પરલોકગામી આત્મા પણ નથી, જીવાય ત્યાં સુધી જીવવું, વિષયસુખ ભોગવવું, દેહ ભસ્મ થઈ જશે તે પાછો આવનાર નથી. અનુમાનાદિ પ્રમાણથી જેઓ સ્વર્ગ-મોક્ષ માને છે તેની આ મતવાળા મશ્કરી કરે છે ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેયનો વિચાર કર્યા વગર જે મળે તે ખાવું પીવું અને આનંદ કરવો એ આ મતનો સિદ્ધાન્ત છે જુદા જુદા દર્શનકારોએ વિધિનિષેધ બતાવ્યા છે તે માત્ર આજીવિકા નિમિત્ત જ છે એમ કહી યૌવન, ધન, સંપત્તિ આ ભવમાં મળ્યાં હોય તેનો યથેચ્છ સ્વચ્છંદપણે ભોગ-વિલાસ કરવાનું આ મતવાળા કહે છે; ધર્મને અને કામને તેઓ એક જ ગણે છે વળી તેઓ દલીલ કરે છે કે-જ્યોતિષ્ટોમમાં મારેલ પશુ જો સ્વર્ગમાં જતું હોય તો યજમાન પોતાના પિતાને શા માટે મારતો નથી ? આ લોકમાં દાન કરવાથી સ્વર્ગમાં સ્નેહીઓ જો તૃપ્ત થતા હોય તો મહેલની અગાશી ઉપર સ્નેહીને નીચે જમીન ઉપરથી કેમ આપી શકાતું નથી ? આ દેહમાંથી નીકળેલો કોઈ પણ જીવ જો સ્વર્ગમાં જતો હોય તો સગા-વહાલાના સ્નેહથી પીડાઈ એક પણ જીવ પાછો કેમ આવતો નથી ? માટે મરેલાની પ્રેતક્રિયા વિગેરે કાર્યો બ્રાહ્મણોએ પેટ ભરવા માટે કર્યાં છે દેહવ્યતિરિક્ત આત્મા ન હોવાથી આ મતવાળા દેહસુખને જ પુરુષાર્થ માને છે આ મતને કોઈ દર્શનમાં ગણવો કે નહિ તે વિચારવા યોગ્ય પ્રશ્ન છે

મુક્તિ સંબંધી વિચાર કેટલાંક દર્શનનો અહીં સામાન્ય પ્રકારે બતાવ્યો. અત્ર દર્શન સંબંધી કેટલીક વાત પ્રસ્તુત છે તે પણ પ્રસંગોપાત જણાવવી ઉચિત ધારવામાં આવે છે આર્યાવર્તના ધર્મોના મુખ્ય બે ભેદ પાડી શકાય. વેદને પ્રામાણ્ય માનનાર અને તેનું પ્રામાણ્ય નહીં સ્વીકારનાર દ્વિતીય વિભાગમાં જૈન, બૌદ્ધ અને ચાર્વાક વિગેરેનો સમાવેશ થાય છે વેદને પ્રામાણ્ય માનનારના બે મુખ્ય વિભાગ પડી શકે છે દર્શનધર્મો અને પુરાણધર્મો દર્શનધર્મના છ વિભાગ છેઃ નૈયાયિક, વૈશેષિક સાંખ્ય, યોગ પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા. પ્રોફેસર મેક્સમુલરે ષડ્દર્શન Six Schools of Indian Philosophy નામક પુસ્તકમાં આ છ દર્શનનું સ્વરૂપ બતાવવા પ્રયત્ન કર્યો છે આપણે ઉપર જે સ્વરૂપ જોયું તેમાં પણ એ સર્વનું સ્વરૂપ આવી જાય છે શ્રી હરિભદ્રસૂરિ ષડ્દર્શનનાં નામોમાં બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય જૈન, વૈશેષિક અને જૈમિનીયને ગણાવે છે જૈમિનીય દર્શનમાં પૂર્વમીમાંસાનું સ્વરૂપ જ તેઓ બતાવે છે વેદાન્ત અથવા ઉત્તરમીમાંસાના સંબંધમાં ટીકામાં સહજ સૂચના માત્ર જ છે એથી શાંકર મતનો પ્રસાર શ્રી હરિભદ્રસૂરિના વખતમાં બહુ સંભવતો નથી. તે સાધારણ રીતે પ્રવર્તતો હોવાથી તેનું ખંડન શાસ્ત્રવાર્તાસમુચ્ચયમાં વિસ્તારથી કર્યું છે બીજા પુરાણધર્મના મુખ્ય ચાર ભેદ છેઃ શૈવ, વૈષ્ણવ શક્તિ અને પ્રકીર્ણ શૈવ સંપ્રદાયમાં પાશુપત શૈવ, પ્રત્યભિજ્ઞ અને રસેશ્વર એ ચાર સંપ્રદાય છે અને વૈષ્ણવ સંપ્રદાયમાં શ્રીસંપ્રદાય અને માધ્વી સંપ્રદાય એવા બે વિભાગ છે એ ઉપરાંત રુદ્ર, સનકાદિ સંપ્રદાય પણ વૈષ્ણવ મતમાં આવે છે. શક્તિ સંપ્રદાય

વાળા શક્તિની ઉપાસના કરે છે. એના દાક્ષિણ અને વામ માર્ગ એમ બે સંપ્રદાય છે. એમાં ધર્મ અને ઉપાસનાને નામે અનેક દુરાચાર પણ ચાલે છે પ્રચૂર્ણ સપ્રદાયમાં ગાણપત્ય, સૌરપત્ય વિગેરે આવે છે. એ સર્વ વિભાગ સર્વદર્શનસગ્રહ ગ્રંથમા માધવાચાર્યે પાડેલા છે

દર્શનધર્મો સબધી વિવેચન આપણે સંક્ષેપમા ઉપર જોઇ ગયા. તેવી જ રીતે પુરાણધર્મોનુ સ્વરૂપ સક્ષેપમા જોઈ જઇએ એટલે તેનો પણ સહજ ખ્યાલ રહે. **રામાનુજ** સપ્રદાયને **શ્રીસંપ્રદાય** પણ કહેવામા આવે છે. તેને અનુસરનારા લક્ષ્મી અને વિષ્ણુનુ પૂજન કરે છે, કપાળમાં ઊર્ધ્વ પુંડ્ર કરે છે અને વચ્ચે કંકુની ઊભી લીંટી કરે છે. રામાનદી પથ આ સપ્રદાયનો છે અને કબીર, નાનક, દાદુ વિગેરે પણ આ પથમાંથી જ નીકળ્યા છે. આ પંથવાળા વિષ્ણુ અથવા વાસુદેવને **બ્રહ્મ** કહે છે, તેને જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ માને છે, તે જગતૂથી ભિન્ન નથી પણ તેના નિયામક છે અને સ્વયં સગુણ છે, **કારણરૂપ બ્રહ્મમાંથી કાર્યરૂપ** જગત્ થાય છે એવી તેમની માન્યતા હોવાને લીધે અને જગત્કારણ બ્રહ્મ સગુણ માનતા હોવાને લીધે આ મત **વિશિષ્ટ અદ્વૈત** કહેવાય છે. **एकोऽहं बहु स्याम्** એ સૂત્ર પર તેઓ માન્યતા રાખે છે ભોગ્ય, ભોક્તા અને નિયામક અથવા ચિત્, અચિત્ અને ઇશ્વર એ ત્રણ **તત્ત્વ** આ સપ્રદાયવાળા માને છે કેવળ અદ્વૈતવાદીઓ જે અવિદ્યાનો સ્વીકાર કરે છે તે આ વિશિષ્ટ અદ્વૈતવાળાઓ સ્વીકારતા નથી તેઓ અજ્ઞાનને અનાદિ અભાવરૂપ માનતા નથી પણ જ્ઞાનના અભાવરૂપ માને છે અને જ્ઞાનને આત્માનો ગુણ ગણે છે. ભકતવત્સલ ભગવાનની પાચ પ્રકારની ઉપાસનાથી થયેલા વિજ્ઞાનવડે દૃષ્ટા અને દર્શનનો ભેદ જતો રહે છે અને તે વખતે ભગવાન્ પોતાના ઉપાસકોને સ્વપદ આપે છે. વિષ્ણુપદની પ્રાપ્તિનો ઉપાય ભક્તિ છે અને તે વિવેકથી સિદ્ધ થાય છે જીવાત્માને આ પથવાળા એકાત, નિત્ય, અજ, શાશ્વત અને પુરાણ માને છે, પણ તેને બહુ સૂક્ષ્મ સમજવામા આવે છે, વાળના અગ્ર ભાગથી પણ સૂક્ષ્મ સમજે છે અને શરીરપ્રમાણ આત્મા માનનાર મતનું આ સપ્રદાયવાળા ખંડન કરે છે આ સપ્રદાય જ્ઞાન અને કર્મ યોગથી ભકિતપૂર્વક **બ્રહ્મપ્રાપ્તિને** માનનાર છે ચિત્ અને અચિત્ બન્નેને બ્રહ્મના પ્રકાર સમજવામા આવે છે તેથી વસ્તુત તેઓ ભેદાભેદનુ ગ્રહણ કરે છે બ્રહ્મનુ સર્વ શરીર છે એમ સમજે છે તેથી અભેદનું ગ્રહણ કરે છે. ચિદ્, અચિદ્ અને ઇશ્વરના સ્વરૂપસ્વભાવના વૈલક્ષણ્યને લીધે તેઓના અસકરપણાથી ભેદનું ગ્રહણ કરે છે જીવાત્માને નિર્મળ જ્ઞાનરૂપ ગણે છે પણ અનાદિ કર્મરૂપ અવિદ્યાથી તે વેષ્ટિત હોવાને લીધે જૂદા જૂદા કર્માનુસાર જ્ઞાનનો સંકોચ વિકોચ થયા કરે છે એમ માને છે અભિગમન (દેવમદિરના માર્ગને વાળવો), ઉપાદાન (ચદન, પુષ્પાદિ પૂજાના સાધન સપાદન કરવા), ઇજ્યા (પૂજન), સ્વાધ્યાય (મત્રનો જાપ) અને યોગ (ધ્યાન) એ પાચ પ્રકારની ઉપાસનાવડે એકઠા કરેલા જ્ઞાનથી દૃષ્ટા અને દર્શનનો નાશ થતા ભગવાન્ પોતાના ભક્તને નિરવધિક અનત ગુણવાળુ **સ્વપદ** આપે છે.

પુરાણદર્શનોના વૈષ્ણવ વિભાગમાં બીજો માધ્વી સંપ્રદાય આવે છે તે બ્રહ્મ સંપ્રદાય અથવા પૂર્ણપ્રજ્ઞ સંપ્રદાયના નામથી ઓળખાય છે આનંદતીર્થનો આ સંપ્રદાય બારમા શતકમાં નીકળ્યો છે એમ કહેવાય છે એ મતવાળા ગોપીચંદનનું ઊર્ધ્વ પુંડ્ર કરે છે, વચ્ચે બાળેલા સોપારીની ઊભી લીટી કરે છે અને તેની નીચે હળદરનો ચાંદલો કરે છે; હાથ ઉપર શંખ ચક્રની તપ્ત મુદ્રાઓ કરાવે છે, નારાયણને તેઓ પર બ્રહ્મ માને છે અને આ સર્વ જગત્ તેમના શરીરમાંથી ઉત્પન્ન થયું છે એમ સમજે છે આ મત દ્વૈતવાદી છે સ્વતંત્ર અને અસ્વતંત્ર એવા બે તત્ત્વ માને છે ભગવાન્ વિષ્ણુ સ્વતંત્ર, નિર્દોષ અને અશેષ સદ્ગુણ યુક્ત છે આ મતવાળા ઈશ્વર અને મનુષ્યમાં ભેદ સ્પષ્ટ રીતે જુએ છે ઈશ્વર મનુષ્યના પ્રતિ સેવ્ય છે અને ચાકરથી શેઠ જેમ ભિન્ન છે તેમ ઈશ્વર મનુષ્યથી ભિન્ન છે અંકન, નામકરણ અને ભજન એ ત્રણ પ્રકારની સેવા તેઓ બતાવે છે. શરીર પર નારાયણનાં આયુધો અંકાવવાં તે પ્રથમ, પુત્રનું પ્રભુનામસ્મરણાર્થે કેશવાદિ નામ પાડવું તે દ્વિતીય અને વાણીથી સત્ય બોલવું, શરીરવડે દાનાદિ કરવાં અને મનવડે દયા શ્રદ્ધા સ્પૃહા રાખવી એ તૃતીય સેવાભેદ છે માયાનો આશ્રય લઈ દ્વૈતને જે કલ્પિત ગણે છે તે મતનું આ પંથવાળા ઘણી વેદની ઉક્તિઓથી ખંડન કરે છે વિશ્વઉત્પત્તિલયનો ભેદપ્રપંચ તેઓ અનાદિ માને છે એ ભેદપ્રપંચ પાંચ પ્રકારના છે જીવ અને ઈશ્વરનો ભેદ, જડ અને ઈશ્વરનો ભેદ જીવોનો પરસ્પર ભેદ, જડ અને જીવનો ભેદ અને જડનો પરસ્પર ભેદ. આ પંચભેદનો નાશ પણ નથી અને તે ભેદો પ્રાતિકલ્પિત પણ નથી. તે સત્ય છે અને અનાદિ છે, માટે આ મતવાળા કહે છે કે દ્વૈત જણાતું નથી એ અજ્ઞાનીનો મત છે મોક્ષને આ મતવાળા સર્વ પુરુષાર્થમાં ઉત્તમ ગણે છે અને તે વિષ્ણુના પ્રસાદ વગર મળતો નથી એમ કહે છે આ પ્રસાદ ગુણોત્કર્ષના જ્ઞાનથી થાય છે, અભેદ જ્ઞાનથી થતો નથી. સર્વ ગુણથી પૂર્ણ વિષ્ણુને જાણી મનુષ્ય સંસારથી મુક્ત થાય છે અને નિત્ય દુઃખ રહિત આનંદને ભોગવતો તેની સમીપે આનંદથી રહે છે મુક્તનો આશ્રય શ્રીવિષ્ણુ છે. શંકરના અદ્વૈત મતથી આ મત સર્વાંશે વિરુદ્ધ જણાય છે

વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ પ્રેમભક્તિના સિદ્ધાંતને મુખ્યત્વે કરીને માન આપે છે આ સંપ્રદાયવાળા વિષ્ણુના કૃષ્ણ અવતારને સંપૂર્ણ અવતાર માને છે અને તેમાં પણ તેઓના ગોકુળવાસના અગિયાર વરસ અને છ માસ સર્વોત્તમ માને છે ગોલોકના મધ્યમાં મેઘ જેવા શ્યામ શ્રી બાલકૃષ્ણ હાથમાં વીણા લઈ અખંડ રાસ રમ્યા કરે છે અખંડ સચરાચર વિશ્વની ઉત્પત્તિ શ્રીકૃષ્ણથી માનવામાં આવે છે સર્વ વિશ્વની શ્રી બાલકૃષ્ણમાંથી ઉત્પત્તિ માનવામાં આવે છે તેથી આ મત અદ્વૈત છે અને પુષ્ટિસંપ્રદાયવાળા તેને શુદ્ધ અદ્વૈત મત કહે છે. જીવનો બ્રહ્મ સાથે સંબંધ માનવામાં આવે છે અને જીવનો બ્રહ્મસંબંધ કરનારનો પ્રભુ અંગીકાર કરે છે એમ માને છે છતાં માયાવાદીની પેઠે તેઓ જીવ અને ઈશ્વરનો ભેદ સ્વીકારતા નથી. નિંબાર્ક અથવા ભાસ્કરાચાર્યના મતવાળા પણ

ભક્તિ પ્રધાન માને છે અને દ્વૈતાદ્વૈતની ચર્ચામાં ઉતરવાની વાતને નિરર્થક માને છે અને ભજન કીર્તનમાં આનંદ માને છે.

પુરાણુ મતોમાં શૈવમતાનુયાયીઓ પણુ બહુ હોય છે. તેમાં પ્રથમ **નકુલીશ પાશુપત** મત છે. તેઓ લલાટ, છાતી આદિ જગ્યા પર શિવલિંગ કરે છે. યોગ અને પાશુપત મતને બહુ નજીકનો સંબંધ છે. ઐશ્વર્યપ્રાપ્તિ બન્નેમા અભીષ્ટ અને શક્ય ધારવામા આવ્યાં છે. મત્સ્યેંદ્રનાથ નામના સુપ્રસિદ્ધ પુરુષ આ મતમાં થઇ ગયા છે. કાનફટા યોગીઓ આ પાશુપત મતને માનનારા હોય છે અને કાપાલિક તથા અઘોરીઓની સાથે આ મતને ઘણો નજીકનો સંબંધ હોય એમ ધારવામાં આવે છે હઠયોગને અગે જે અનેક પ્રકારની શરીરયાતના કરવામા આવે છે તે આ મતમાં ખાસ અનુકરણીય અને ઐશ્વર્યપ્રાપ્તિનું કારણુ સમજવામા આવે છે. ગુરુ વગર ચાલી શકે જ નહિ એમ આ મતવાળા માને છે. આઠ પંચક અને ભક્ષ્યાદિ ત્રણુ જાણુનાર ગુરુ હોઇ શકે છે. ક્રિયાલક્ષણુ અને ક્રિયાઉપરમ લક્ષણુ યોગથી આત્મા અને ઇશ્વરનો સબધ થાય છે એમ તેઓ માને છે. ક્રિયાલક્ષણુ યોગમા જપ તથા ધ્યાનાદિનો સમાવેશ થાય છે અને ઉપરમમા સવિદ્નો સમાવેશ થાય છે. શરીરે ભસ્મ લગાડવી, હાસ્ય કરવું વિગેરે વ્રત છે અને ઊંઘ્યા વગર પડ્યા રહેવુ વિગેરે ક્રાથનાદ્વાર છે આ મતમા ઇશ્વરને નિરપેક્ષ માનવામા આવે છે. પચકાદિનો વિસ્તાર સર્વદર્શનસગ્રહ ગ્રન્થમા જોઈ લેવો અન્ય શાસ્ત્રોમા કૈવલ્યપ્રાપ્તિ માટે યોગ કરવાનો હોય છે, અહિ યોગનુ ફળ ઐશ્વર્યપ્રાપ્તિ અને દુખનો અત છે.

શૈવમતાનુયાયી બહુધા બ્રાહ્મણો હોય છે. એ પાશુપતથી વિલક્ષણુ પ્રકારનો સપ્રદાય છે. એ મત બહુધા સેશ્વર સાખ્યની સાથે મળતો આવે છે તેઓ જગતને ઇશ્વરનું કાર્ય માને છે અને ઇશ્વરને કર્મફળદાતા કહે છે. ઇશ્વર તો નિરાકાર છે પણુ મંત્રથી તેના અગોની ભિન્ન ભિન્ન કલ્પના કરી તેનુ ઇદ્રિયગોચર કરેલુ સ્વરૂપ ઉપાસના માટે આવશ્યક ધારવામા આવે છે શિવના અહીં પાચ કૃત્ય માનવામા આવે છે **સૃષ્ટિ, સ્થિતિ, સહાર, તિરોભાવ** અને **અનુગ્રહકરણુ**. શિવતત્ત્વની પ્રાપ્તિ એ પરમ પુરુષાર્થ છે. પાશુપત મતથી ઉલટી રીતે અહીં ઇશ્વરને કર્માદિ સાક્ષેપ માનવામાં આવે છે પરમ પુરુષાર્થનો હેતુ દીક્ષા છે, તેને માટે જ્ઞાનની જરૂર છે, જ્ઞાન માટે ક્રિયાની જરૂર છે, યોગ વગર અભિમતની પ્રાપ્તિ થતી નથી અને વિહિતનુ આચરણુ અને નિષિદ્ધનો ત્યાગ એ ચર્યા વગર યોગનો નિર્વાહ થતો નથી તેથી અહીં વિદ્યા, ક્રિયા, યોગ અને ચર્યા એ ચાર પાદ પર બહુ ભાર મૂકવામા આવે છે **પશુ, પતિ** અને **પાશ** એ ત્રણુ પદાર્થ માનવામા આવે છે. પતિ પદાર્થ શિવને માનવામા આવે છે એ મતમા ઇશ્વરને સર્વવ્યાપક, સ્વતત્ર કર્તા માનવામા આવે છે અને ઉપરકહ્યા તે પાચ કૃત્ય (સૃષ્ટિ આદિ) તેનાથી થાય છે એમ આ મતવાળા કહે છે જીવાત્મા તે પશુનામક બીજો પદાર્થ, તે નિત્ય અને વિભુ મનાય છે એ ચાર્વાક

મતનો દેહાદિરૂપ નથી, નૈયાયિકની પેઠે મનથી પ્રકાશ્ય નથી, જૈનની પેઠે અવ્યાપક નથી, બૌદ્ધની પેઠે ક્ષણિક નથી, અદ્વૈતવાદી પેઠે એક નથી, સાંખ્ય પેઠે અકર્તા પણ નથી. એ પશુ ત્રણ પ્રકારના છે કર્મક્ષયથી જેનાં કર્મો ક્ષય પામી ગયાં છે તે વિજ્ઞાનાકળ, પ્રલય વખતે ઉપસંહાર થવાથી મલ કર્મયુક્ત હોય તે પ્રલયાકળ, અને મલ માયા અને કર્મયુક્ત હોય તે સકળ પાશ નામક તૃતીય પદાર્થ ચાર પ્રકારનો છેઃ મલશક્તિ, કર્મશક્તિ, માયાશક્તિ અને રોધશક્તિ. આત્માની સ્વાભાવિક દૃક્‌ક્રિયાને આવરણ કરનાર તે મલશક્તિ. તે મલ ચોખા ઉપરના છાલા જેવો અથવા ત્રાંબા ઉપરના કાટ જેવો છે ફલાર્થી પુરુષો કરે તે કર્મ–ધર્મ અને અધર્મ રૂપ, બીજ અને અંકુરની પેઠે પ્રવાહરૂપે અનાદિ છે જેમાં પ્રલય વખતે સર્વ જગત્ સમાઇ જાય છે તે માયા તથા તેનાથી જ સૃષ્ટિ વખતે ઉત્પત્તિ પામે છે રોધશક્તિ પાશના અધિષ્ઠાને કરી પુરુષનું તિરોધાન કરે છે

શૈવસંપ્રદાયમાં એક પ્રત્યભિજ્ઞ મત છે તેઓ જીવ શિવનું ઐક્ય માને છે, ભેદ બુદ્ધિ અનાદિ અજ્ઞાનનું કાર્ય છે એમ કહે છે અને એવી ભેદબુદ્ધિ ચાલી જાય ત્યાં સુધી પ્રત્યભિજ્ઞાનની જરૂર છે એમ તેઓ કહે છે આ સંપ્રદાય શાંકરના વેદાન્તને કેટલેક અંશે મળતો આવે છે તેઓ આત્માને પ્રત્યગાત્મા સાથે તાદાત્મ્યવાળો માને છે, પરમેશ્વરની ઇચ્છા માત્રથી જગત્ ઉત્પન્ન થયું છે એમ બોલે છે પરમાત્માને ક્લેશ અને પ્રયાસ વગર સુલભ માને છે અને તેને માટે અભિનવ પ્રત્યભિજ્ઞાને પર અને અપર સિદ્ધના ઉપાય માને છે અનવચ્છિન્ન પ્રકાશ અને આનંદવાળા સ્વતંત્ર પદાર્થને તેઓ મહેશ્વર માને છે શિવતત્ત્વનું દૃઢ પ્રતિપત્તિપૂર્વક જ્ઞાન થવાની જ અહીં જરૂર કહી છે એટલે પછી કાંઇ સાધન કે ભાવના કરવાની રહેતી નથી. ઇશ્વરની પરિપૂર્ણ શક્તિનું જ્યારે સિદ્ધ આગમ અને અનુમાનથી જ્ઞાન થાય છે અને તે જ્યારે આત્મામાં અભિમુખ થાય ત્યારે નિઃસંશય જ્ઞાન થાય છે કે હું પરમેશ્વર છું શિવ સાથે ઐક્ય વગર આવી વ્યવહારિક પ્રત્યભિજ્ઞાનો અસંભવ છે માયાને લીધે એક ભાગે પ્રકાશ થાય તે કામનો નથી પૂર્ણ અવભાસની સિદ્ધિની જરૂર છે અને તે પ્રત્યભિજ્ઞા છે. આત્મા માયાથી અંધ કર્મના બંધવાળો અને સંસારી છે પોતે ઇશ્વર છે એમ જ્યારે વિદ્યાદિવડે તેને સમજાવાય છે ત્યારે તે ચિદ્‌ઘન થાય છે અને તે મુક્ત છે એમ કહેવાય છે ઇશ્વરનાં જ્ઞાન પ્રત્યભિજ્ઞા માટે શ્રમ અને પ્રયત્ન કરવાની જરૂર એટલા માટે છે કે તે શ્રમ અને પ્રયત્ન ( અર્થક્રિયા ) જીવ અને ઇશ્વરનું ઐક્ય સિદ્ધ કરવાને માટે ખેંચતી શક્તિનો વ્યાપાર છે પર સિદ્ધિ અને અપર સિદ્ધિ એ આ શક્તિનું લક્ષણ છે અને હું ઇશ્વર છું એવો ચમત્કાર આ અર્થક્રિયાનો સાર છે ઇશ્વરનું નિર્ભાસિત ગુણના પરામર્શ વગરનું હોય તો પૂર્ણ ભાવને સંપાદન કરાવતું નથી પરંતુ જ્યારે ગુરુવચનાદિથી સર્વજ્ઞત્વ, સર્વકર્તૃત્વ વિગેરે લક્ષણ યુક્ત પરમેશ્વરના ઉત્કર્ષનો પરામર્શ થાય છે ત્યારે પૂર્ણાત્માનો લાભ થાય છે અને તેથી પ્રત્યભિજ્ઞાની જરૂર છે

**રસેશ્વર** દર્શનમાં શરીરને આદ્ય ધર્મસાધન ગણવામાં આવે છે અને અપમૃત્યુ વિગેરે દૂર કરવા માટે રસપાનની પ્રશંસા કરે છે. પારદ(પારા)નુ વિધિપૂર્વક પાન કરવાથી આ શરીરમાં જ અજર અમરપણું પ્રાપ્ત કરી શકાય છે પારાને મારવાના અનેક પ્રકાર આ શાસ્ત્રમાં બતાવ્યા છે અને તેના જૂદા જૂદા પ્રકારના ઉપાયો પણ બતાવ્યા છે પારદના દર્શન, ભક્ષણ, દાન અને પૂજનથી અનેક લાભ માનવામાં આવ્યા છે પારદના શિવલિંગનું માહાત્મ્ય બહુ અદ્ભુત આ દર્શનમા બતાવ્યું છે રસો વૈ બ્રહ્મ એ વેદવાક્ય પર આ મતની રચના છે. સસારના પારને દેનાર એવો 'પારદ' શબ્દનો અર્થ કરે છે. છએ દર્શનમા મુક્તિ દેહપાત પછી બતાવી છે તે આ મતવાળાને ઇષ્ટ લાગતુ નથી, માટે તેઓ કહે છે કે–રસ અને રસાયનવડે દેહનું રક્ષણ કરવું. આ શરીરને હર ગૌરીની સૃષ્ટિમા ઉત્પન્ન કરવુ એટલે **પારદ** અને **અભ્રક** જે અનુક્રમે હર અને ગૌરીથી ઉત્પન્ન થયેલા છે તેના પાનથી તેની સાથે તાદાત્મ્ય કરવું. રસપાનથી જીવન્મુક્તરૂપે અનેક મુનિઓ રસમય શરીર બનાવી સિદ્ધ થયા છે એમ તેઓ માને છે. તેઓ કહે છે કે–આ શાસ્ત્ર ધાતુવેધ માટે નથી પણ દેહવેધ દ્વારા મુક્તિ આપવી એ તેનું પરમ પ્રયોજન છે. દિવ્ય શરીર ન હોય ત્યા સુધી મોક્ષ મળવો અસભવિત છે તેથી **પારદ રસના જુદા જુદા પ્રકારનાં પાનથી દૃઢ શરીર પ્રાપ્ત કરવું જરૂરનું છે એમ અત્ર માનવામાં આવે છે.** વિદ્યામાત્રનુ સ્થાન, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ શરીર અજરામર થઇ જાય એને સર્વથી વધારે શ્રેયસ્કર હકીકત માની છે રસરાજ શરીરને અજરામર કરે છે એમ તેઓ માને છે. આ મતવાળા આ લોકમા જ બ્રહ્મતત્ત્વ પ્રાપ્ત થાય છે એમ માને છે.

આવી રીતે દર્શનકારો આત્માની ઉત્ક્રાન્તિ જૂદી જૂદી રીતે બતાવે છે તે અત્ર શ્રી હરિભદ્રસૂરિકૃત ષડ્દર્શનસમુચ્ચય ગ્રથ જેના ઉપર શ્રી ગુણરત્નસૂરિ મહારાજની સુદર ટીકા છે અને માધવાચાર્યનો સર્વદર્શનસગ્રહ એ બન્ને ગ્રથના ભાષાતરાનુસાર સક્ષેપથી લખેલ છે એ અતિ વિસ્તારવાળા વિષયને અતિ સક્ષેપમા લખતા બહુ મુશ્કેલી પડી છે છતા તે બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી જ સમજી શકાય તેવો વિષય છે અને ખાસ અભ્યાસકને જ તેની પ્રાપ્તિ થાય તેવુ છે, તેથી તેમા સ્ખલના થઈ હોય તે ક્ષતવ્ય ગણવામા આવશે એટલુ અત્ર કહી દેવુ પ્રાસગિક ગણુ છુ. આત્માને અગે આવા આવા મતભેદ છે બૌદ્ધો ક્ષણિકવાદી છે, મીમાસકો તેનો ઇશ્વર સાથે અભેદ માને છે, સાખ્યો તેનું વર્તમાન રૂપ પ્રાકૃતિક છે એમ કહે છે, ચાર્વાકો તેનું અસ્તિત્વ જ સ્વીકારતા નથી, તેમ જ નૈયાયિક વૈશેષિક સૃષ્ટિના સહારકર્તા શિવને માને છે તેમજ પુરાણ સંપ્રદાયો આત્માને અગે જૂદી જૂદી વાત કરે છે તે સર્વ ઉપર જણાવી છે. એ સર્વમા આત્માનુ વ્યક્તિત્વ રહેતુ નથી, કરેલ શુભ કર્મનુ ફળ અથવા કર્મનો નાશ થવા પછી અજરામર સ્થિતિની પ્રાપ્તિ નથી તેથી તે આત્મવાદ મને ઇષ્ટ નથી મને તો પ્રત્યેક આત્મવાદ જે સર્વજ્ઞ તીર્થંકરોએ બતાવ્યો છે અને જેમા આત્માનુ નિત્યાનિત્ય સ્વરૂપ બતાવી આત્માને જ કર્મનો કર્તા,

કર્તા માન્યો છે અને કર્મનો નાશ થવાથી જેની મુક્તિ માની છે તથા જેની મુક્ત દશામાં વ્યક્તતા નાશ પામતી નથી તે વાત રુચે છે એ વાત મને નયનિક્ષેપ અને ન્યાયની દૃષ્ટિથી બંધબેસતી જણાય છે અને તે વાતમા આત્માનુ વ્યક્તિત્વ સ્હેતુ હોવાથી મારા પતિ તરીકે તેના ઉપર મારો પૂર્ણ ભાવ–રાગ–આકર્ષણ થાય છે અન્ય કલ્પનાથી મોઢું મીઠું થતુ નથી, કારણ કે આત્માની હયાતી ન સ્વીકારનારા અથવા તેનુ અસ્તિત્વ ન સ્વીકારનારા અને મારા પતિને પરતંત્ર બનાવી દેનારાઓની વાત મને પસંદ ન આવે તે બનવાજોગ જ નથી. મારા પતિ વગર જે વાતચીત–ગોષ્ઠી થાય છે તે જંગલમા રુદન કરવા જેવી નકામી છે, મને તેના પર જરા પણ પ્રીતિ થતી નથી અને કોઈ સાધારણ સ્ત્રીને પણ પતિની એવી દશા થતી જોવી ગમે એ હુ માની શકતી નથી જો આત્માનુ વ્યક્તિત્વ સ્હેતુ જ ન હોય તો પછી સર્વ ક્રિયાઓ કરી તેને પ્રકૃતિ–કર્મ આદિથી મૂકાવવાની જરૂર શુ છે ? શાને માટે કરવુ ? કોને માટે કરવુ ? જે કરણીનુ ફળ આત્માના અન્યમા લય થવામા આવે તે કરણી નકામી છે, ઉપયોગ વગરની છે શક્તિનો નકામો વ્યય બતાવનાર છે આવી ક્રિયાઓ ટૂંકામા કહીએ તો વર વગરની જાન જેવી છે જેઓ આત્માને માનતા નથી તે મત તો મને ઇષ્ટ નથી જ, પણ જેઓ તેની હયાતી સ્વીકારે છે તેઓ પણ તેનો છેવટે લય અથવા વ્યક્તિત્વનાશ માને તો તે વાત પણ કોઇ રીતે મને પસંદ આવતી નથી. આ પ્રમાણે શુદ્ધ ચેતના કહે છે તે પતિપરાયણા સતી સ્ત્રીને ઉચિત છે, એ સમજે છે કે એનુ શુદ્ધ ચેતનત્વ પ્રગટ કરવા જતા આખરે ચેતનજી એક વ્યક્તિ તરીકે સર્વથા નાશ પામી જશે ત્યારે પછી એવી ક્રિયા કરવામા સાધ્વી સ્ત્રી કેમ ઉદ્યમ કરે કે જે કરવાથી પતિ સર્વથા નામનિશાન વગરના થઇ જાય.

જૈન મતમાં મોક્ષ સ્વરૂપ બતાવતાં કહે છે કે શરીર, ઇંદ્રિય, આયુષ્ય, યોગ–એ બાહ્ય પ્રાણ, પુણ્ય, અપુણ્ય, વર્ણ ગંધ, રસ, સ્પર્શ પુનર્જન્મગ્રહણ, વેદત્રય, કષાયાદિ સંગ, અજ્ઞાન, અસિદ્ધત્વ એ આદિ સહિત–દેહાદિના આત્યંતિક વિયોગને મોક્ષ કહેવામા આવે છે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને અનંત સુખ એ રૂપ જીવન સિદ્ધોને પણ હોય છે સિદ્ધદશા સુખમય છે એ સંબંધમાં ત્રણ વિરુદ્ધ મતો છે આત્માને મુક્તિ મળે ત્યારે બુદ્ધયાદિ ગુણ માત્રનો ઉચ્છેદ થાય છે એટલે આત્માને સુખમય મનાય નહિ એમ વૈશેષિકો કહે છે; ચિત્તસંતાનનો અત્યંત ઉચ્છેદ થવાથી આત્માનો જ અસંભવ માની બૌદ્ધો એ દશામા સુખ માનવાની ના પાડે છે; આત્મા અભોક્તા છે તેથી તેની મોક્ષમા સુખમયતા માની શકાય નહિ એમ સાંખ્યો કહે છે આમાં વૈશેષિકો જે મોક્ષમાં બુદ્ધિનો ઉચ્છેદ કહે છે તેમા તેઓ સ્ખલના કરે છે મોક્ષમા ઇંદ્રિયજન્ય બુદ્ધિનો ઉચ્છેદ હોઇ શકે પણ આત્મસ્વભાવભૂત અતીંદ્રિય જ્ઞાનનો ઉચ્છેદ અસંભવિત છે તેથી તેઓનો અભિપ્રાય બરાબર નથી અતીંદ્રિય જ્ઞાનનો પણ નાશ થઇ જતો હોય તો તેથી સિદ્ધિ તો કોઇ

ઇચ્છશે નહિ. એક જગ્યાએ કહ્યું પણ છે કે વૃન્દાવનમાં વાસ કરી શિયાળપણે અથવા તેની સાથે રહેવું તેને ગૌતમ સારું ગણે છે પણ વૈશેષિકી મુક્તિને ઇચ્છતો નથી. વૈશેષિકોની પેઠે મીમાંસકોનું પણ સમજી લેવું. તેઓ પણ કોઇ પણ પ્રકારનું સુખદુઃખ ન રહે તે સ્થિતિને મોક્ષ કહે છે. વાસનાદિક સર્વે આત્મગુણ ઉચ્છિન્ન થયા નથી ત્યા સુધી આત્યંતિકી દુઃખનિવૃત્તિ થતી નથી. સુખદુઃખનો સંભવ ધર્મ અને અધર્મનિમિત્તથી થાય છે, તેનો ઉચ્છેદ થતાં કાર્યરૂપ શરીરનો ઉપપ્લવ થાય અને આત્માને સુખદુઃખ રહે નહિ માટે તે મુક્ત કહેવાય એમ મીમાંસકો કહે છે. આત્મા પોતે જ સુખસ્વરૂપ હોવાથી સ્વરૂપનો ઉચ્છેદ મુક્તિમા પણ સંભવતો નથી. એમ કહેવામા ન આવે તો સર્વથા અવ્યવસ્થા થઇ જાય. જો સર્વથા સુખાભાવ મોક્ષમાં હોય તો તે પ્રાપ્ત કરવા માટે કરેલ પ્રયત્ન પણ અર્થ વગરના થઇ જાય. સાંખ્યમતાનુસાર ચૈતન્ય સ્વરૂપ પુરુષ એક તૃણને પણ નમાવવાને અસમર્થ છે, જડ પ્રકૃતિને આશ્રયી તે અજ્ઞાનતમચ્છન્ન થાય છે અને ત્યારે પ્રકૃતિગત સુખાદિ ફળને પોતામાં પ્રતિબિંબે છે, જ્ઞાન પેદા થવાથી એને દુઃખરૂપ સમજે છે અને જ્યારે તેને વિવેકખ્યાતિ થાય છે ત્યારે તે કર્મથી વેગળો ખસતો જાય છે. પ્રકૃતિ દૂર થતાં પુરુષનું સ્વરૂપમાં અવસ્થાન તે સાંખ્યમતનો મોક્ષ સમજવો. આનંદ વિગેરે પ્રકૃતિનાં કાર્ય હોવાથી પુરુષને તેની સાથે લાગતુંવળગતું નથી. જ્ઞાનને આ દર્શનવાળા પ્રકૃતિનો ધર્મ–બુદ્ધિનો વિષય માને છે તે અસંભવિત છે, કારણ કે તેઓના માનવા મુજબ મુક્તાત્મા પણ જ્ઞાનના અભાવે અજ્ઞાનતમચ્છન્ન જ રહે છે. સંસારી આત્માને અકર્તા છતા ભોક્તા માનવાથી કૃતનાશ, અકૃતઅભ્યાગમરૂપ દૂષણો આવે છે. પ્રકૃતિ પુરુષનો સંયોગ કોણે કર્યો એ વિવાદાસ્પદ રહે છે અને તેમાં આત્મકૃત કે પ્રકૃતિકૃત સંયોગ માનવાથી અનવસ્થાદિ અનેક દોષો આવે છે. હવે જો પ્રકૃતિ અને પુરુષનો સંયોગ જ ઘટી શકે નહિ તો પછી વિયોગનો સંભવ જ કયાથી રહે? વિવેકખ્યાતિ કહી તે પ્રકૃતિને થવી ઘટતી નથી કારણ કે તે પોતે તો અસંવેદ્ય છે, તેમજ આત્માને પણ ઘટે નહિ. જ્યારે આત્માને આ મતમા પરિણામી અને નિત્ય સ્વીકાર્યો છે ત્યારે તેની સાથે સુખદુઃખાદિનું પરિણામિત્વ સ્વીકારવું જ બંધબેસતુ આવે છે. બૌદ્ધ પક્ષમા જ્ઞાનક્ષણ-પ્રવાહ વગર બીજો આત્મા નથી એમ માનવામા આવ્યું છે. આત્માના અસ્તિત્વથી તેમાં સ્નેહ બંધાવાથી તો સુખદુઃખની તૃષ્ણા થાય અને તે તો વિપરીત વાત છે, કારણ કે તૃષ્ણા હોય ત્યા સુધી તો સંસાર બન્યો રહે છે આવો આત્માભિનિવેશ તો રાગદ્વેષનું કારણ છે માટે ભાવનાથી પુત્રકલત્રાદિનું દુઃખરૂપત્વ વિચારવું–એમ વિચારતાં અભિષ્વંગ તૂટી જાય અને અધિક અભ્યાસથી વૈરાગ્ય પેદા થાય અને ચિત્તસંતાનની નિવૃત્તિ થાય એ આ મત પ્રમાણે મોક્ષ એવી ભાવના વગર કાયક્લેશરૂપ તપ કરવાથી મોક્ષ મળી શકે એ વાતની તેઓ ના પાડે છે નિરાત્મ ભાવનાના પ્રકર્ષવિશેષથી ચિત્તની નિઃક્લેશાવસ્થા તે આ મતની માન્યતા પ્રમાણે મોક્ષ છે. જ્ઞાનક્ષણપ્રવાહ આત્માને માનવાથી કૃતનાશાદિ દોષ આવે છે,

અનાત્મતાની ભાવના આત્માએ કરવી એ પરસ્પર વિરુદ્ધ વાત છે વળી અહીં રાગાદિના ઉપરમને જ મોક્ષ માનવામા આવે છે પણ તે નિર્હેતુક હોવાથી અયત્નસિદ્ધ છે

મોક્ષમા સુખ નથી એ પ્રમાણે કહેનાર ત્રણે મત સબધી વાત સક્ષેપમા આ પ્રમાણે કહી. શુદ્ધ ચેતના કહે છે કે–મને તો પતિનુ વ્યક્તિત્વ રહે અને તેને અનત આનદ મારી સાથે થાય એવા પ્રકારનુ સ્વરૂપ જે સર્વજ્ઞશાસનમાં બતાવ્યુ છે અને જેમાં આત્માનુ વ્યક્તિત્વ મોક્ષમાં સુસ્પષ્ટ રહે છે અને ત્યા તે નિરવધિ આનદ ભોગવે છે એમ બતાવ્યુ છે તે વાત પસદ આવે છે અને તેની સ્વરૂપવિચારણામાં મને હર્ષ થાય છે અને અન્ય સર્વ શાસ્ત્રો તો કોઇ આત્માને સ્વીકારતા જ નથી, કોઈ તેનો લય માને છે કોઇ તેનો અન્યમાં સમાવેશ કરી નાખે છે અને કોઈ તેને સુખાનુભવ વગરનો કરી મૂકે છે–એવી સર્વ વાત મને પસદ આવતી નથી. જ્યાં મારા પતિને જ ઉડાવી દેવામા આવતા હોય અથવા જ્યાં મારો અને તેઓનો સયોગ જ થવો જરૂરનો હોય નહિ અથવા સુખપ્રદ થાય નહિ ત્યા મારે પતિને નિજ ગુણ પ્રગટ કરી મોક્ષમાં–નિવૃત્તિમા જવાનુ કહેવુ એ યુક્ત જ કેમ ગણાય અને એવી મુક્તિને આનદનુ ધામ પણ કેમ કહી શકાય ?

कतवामें* कामण, लोकवामें सोक, एक ठामे किम रहे, दूध× कांजी थोक मीठडो० २

" પતિમા કામણ છે અને લોકમાં સતાપ છે એક સ્થાનકે દૂધ અને છાસ એકત્ર થઇને કેવી રીતે રહી શકે ? "

ભાવ–પતિવ્રતા સાધ્વી શુદ્ધ ચેતના કહે છે કે–મને તો મારા નાથમાં અતિ આનદ લાગે છે અને અન્ય સર્વ લોકમાં સતાપ જણાય છે શુદ્ધ પતિવ્રતા સ્ત્રીનો એક જ માર્ગ હોય છે એને પતિ એ જ લોકસર્વસ્વ જણાય છે, એને પતિથી અન્ય પુરુષ ગમે તેવો સુદર, સુરૂપ બહારથી લાગતો હોય તેમા આકર્ષણ થતુ જ નથી, તે તો સ્પષ્ટ કહે છે કે–એક સ્થાનકે દૂધ અને છાસ કેવી રીતે રહી શકે ? દૂધમાં છાસ ભળે કે તુરત દૂધમા ફેરફાર થવા લાગે છે આવી રીતે શુદ્ધ સતીના હૃદયમાં દ્વિધાભાવ થતો નથી અને થવો સભવતો નથી એ વાત અત્ર વધારે દૃઢ રીતે અને સ્પષ્ટ શબ્દોમાં કહી, તેનો ભાવ વિચારીએ

શુદ્ધ ચેતના કહે છે કે–મારી મનોરથસિદ્ધિ મારા નાથમાં જ થાય તેમ છે, તેથી અન્યત્ર મારો ઉદ્ધાર અથવા પ્રિયસયોગ થવો સભવિત નથી. અન્યત્ર તો મને બહુ પ્રકારનો સતાપ થાય તેમ છે આપણે સર્વ કાર્યો સુખપ્રાપ્તિના હેતુથી જ કરીએ છીએ.

* કામણને સ્થાને કરમણ એવો પાઠ એક પ્રતમાં છે તે અશુદ્ધ જણાય છે

× દૂધમા કાંજી થોક એવો પાઠ બે પ્રતોમાં છે

૨ કતકામણ=પતિમાં કામણ=આકર્ષણ મનોરથ સિદ્ધિ. લોકશ્રમ=લોકમાં. સોક=સતાપ. એક ઠામે=સ્થાને. કિમ=કેવી રીતે. કાંજી=છાસની આશ, પરાશ. થોક=તોક સમૂહ, એકત્ર.

વ્યવહારના પ્રત્યેક કાર્ય કરતી વખતે પણ આપણી માન્યતા પ્રમાણે સુખ મેળવવાની ઇચ્છા હોય છે, ધાર્મિક પ્રગતિ કરતી વખતે નિરાબાધ અક્ષય સુખ પ્રાપ્ત થાય, સુખપ્રાપ્તિ થયા પછી તે નિરંતર એક સરખી સ્થિતિમા બન્યું રહે અને તે સુખથી અવિચ્યુતિ કદિ પણ થાય નહિ એવું સુખ જો આત્માને પ્રાપ્તવ્ય હોય તો તે ખાસ મેળવવા યોગ્ય ગણી શકાય. ઉપરની પ્રથમ ગાથાના છેવટના ભાગમાં આપણે સ્પષ્ટ રીતે જોઇ ગયા કે વૈશેષિક, બૌદ્ધ અને સાંખ્ય તથા મીમાંસકો મુક્તિનું સ્વરૂપ સમજે છે તે પ્રમાણે તેમાં કોઇ પણ પ્રકારનું સુખ નથી. આ દર્શનધર્મો થયા. એ ઉપરાત પુરાણ સંપ્રદાયો જેનું સ્વરૂપ પણ આપણે વિચારી ગયા તેમા પણ મોક્ષમાં સુખપ્રાપ્તિ થાય અથવા ત્યાથી ફરી વાર દેહ ધારણ કરવાનું કદિ પણ રહે નહિ એવી સિદ્ધિ કોઇ સંપ્રદાયે બતાવી નથી. આવી સુખપ્રાપ્તિ જો કોઈ માર્ગે બતાવી હોય તો તે સર્વજ્ઞકથિત શ્રી જૈન શાસનમા જ છે અને તેઓએ જે પ્રત્યેક આત્મવાદ બતાવ્યો છે તેમા બહુ આનદ પ્રાપ્ત થાય અને તે મેળવવા પ્રયત્ન કરવાની ઇચ્છા રહે તેવુ છે. જો ચેતનજી અન્ય મહાન્ સત્તામા લય થઇ પોતાનું વ્યક્તિત્વ સર્વથા ખોઇ બેસતા હોય તો પછી તેનું વ્યક્તિત્વ નાશ કરી તેની સિદ્ધિ કરવામા અથવા તેનો અભેદભાવ સ્થાપિત કરવામા લાભ શુ એ પણ સમજાતુ નથી સુખ મેળવવાની અને તેનો સ્પષ્ટ ખ્યાલ થયા પછી તેને માટેના સાધનો યોજવાની ઇચ્છા સર્વ જીવોને રહે છે, પણ જો તે સુખ મેળવવા જતા સ્વત્વનો જ નાશ થઇ જતો હોય તો પછી મેળવ્યુ શુ કહેવાય ? સ્વનુ અભિમાન ત્યાજ્ય છે પણ સ્વનો વિકલ્પ પણ ન રહે તો સર્વથા અધકાર સ્પષ્ટ જણાય છે એમ કલ્પના કરવાથી સમજાશે જેઓ આત્માનુ અસ્તિત્વ જ સ્વીકારતા નથી એવા ચાર્વાકાદિને માટે તો અત્ર પ્રશ્ન રહેતો જ નથી, પણ બૌદ્ધ ક્ષણિકવાદી છે તેને પણ મુક્તિમા કોઇ પ્રકારનુ સુખ નથી એ આપણે ઉપર જોઈ ગયા પ્રાકૃતિક સબધ માનનાર અથવા સર્વ ભાસ માયાકૃત માનનારને પણ લયમા અથવા પ્રકૃતિ દૂર કરવામા કોઇ પણ પ્રકારનુ સુખ નથી એ વાત મનમા સ્પષ્ટ થાય છે ત્યારે પ્રત્યેક આત્મવાદનું સ્વરૂપ બરાબર બધબેસતું અને આનદપ્રદ લાગે છે આથી પ્રત્યેક આત્મવાદમા કામણ લાગે છે જેમ કોઇ સ્ત્રીએ પતિ પર કામણ કર્યું હોય ત્યારે તેના ઉપર તેનો બહુ રાગ થાય છે અને તેને પતિમા કામણ જણાય છે અને તે સિવાય અન્ય ઉપર રાગ થતો નથી, તેવી રીતે અહી પ્રત્યેક આત્મવાદ એવો સુદર લાગે છે કે જાણે તેણે કામણ કર્યું હોય નહિ ? એવો અત્ર ભાવ છે એ પ્રેરક અને આકર્ષક પ્રત્યેક આત્મવાદનુ સ્વરૂપ જેમ બને તેમ વધારે વિસ્તારથી અને સ્પષ્ટતાથી વિશાળ શાસ્ત્રગ્રથોદ્વારા સમજવા યોગ્ય છે ગ્રંથગૌરવ થવાના ભયથી અત્ર તો તેની રૂપરેખા માત્ર ઉપરની ગાથામા બતાવી છે અને તેનાથી કદાચ તેમા કામણ જોઇએ તેવુ ન લાગતુ હોય તો તે વિષય ઝળકાવવાની મારી અલ્પતા સમજવી, બાકી આત્મવાદનો આ વિભાગ એટલો રમણીય અને આકર્ષક છે અને તેના સબંધમા તર્ક અને ન્યાયની કોટિને અનુસરીને વિશેષ ગ્રન્થોમા એટલું બધું લખાયલું છે કે તેનો

અભ્યાસ કરી સમજી વિચારવાની બહુ જરૂર છે તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં આ એક વધુ જ અગત્યનો પ્રશ્ન ગણાય છે આત્માનું અમરત્વ સ્વીકારનારાઓ તેની અનેક રીતે ચર્ચા કરે છે, પરંતુ વિદ્વાનનું કાર્ય એ છે કે અંધકારનો પ્રદેશ પ્રાપ્ત થતાં ત્યાં મુંઝવાઈ ન જતાં બહુ સૂક્ષ્મ બુદ્ધિથી દરેક દલીલને બરાબર યોગ્ય રીતે વિચારવી અને વિચાર કરીને તેને તેના યથાસ્વરૂપમાં વધાવવી.

અહીં એક બીજો પ્રશ્ન ઊભો થાય છે જ્યાં ન્યાયની દલીલો ટકી શકે તેવું હોતું નથી ત્યાં કહેવામાં આવે છે કે-ભાઈ! એ તો સર્વ દર્શનકારોએ અથવા સંપ્રદાયવાળાઓએ વાડા બાંધી લીધા છે, બાકી માર્ગ તો બધાનો એક જ છે આ વાત ઘટતી નથી. સર્વના માર્ગ એક હોઈ શકે નહિ; એક છે પણ નહિ. માર્ગ તો એક જ હોવો જોઈએ. કુમાર્ગ ઉપર માર્ગનો આરોપ કરવો એ અભિનિવેશ છે, મિથ્યા અજ્ઞાન છે અને આંખો બંધ કરવાનું સૂચવન છે જે તદ્દન અયોગ્ય છે એ પ્રત્યેક આત્મવાદ સત્ય હોય તો તે માર્ગ જ સત્ય હોઈ શકે, પછી એમાં એકાત્મવાદ ચાલે નહિ. સાધન ધર્મોમાં ભેદ હોય તો તે ચાલે પણ સાધ્ય તો સુસ્પષ્ટ અને સારી રીતે વ્યાખ્યા કરાયેલ તથા સમજાયેલું હોવું જોઈએ. દૂધ અને છાસ એક સ્થાનકે એકત્ર એકી વખતે રહી શકે જ નહિ, રાખવાનો પ્રયત્ન કરવામાં આવે તો દૂધ બગડીને છાસરૂપ ખાટું થઈ જાય. મરિચીના ભવમાં શ્રીવીર ભગવાને કપિલને કહ્યું કે 'અહીં પણ ધર્મ છે અને ત્યાં (પ્રભુના માર્ગમાં) પણ ધર્મ છે' એ ઉત્સૂત્ર વચન થયું દૂધ અને છાસ એકત્ર એક સ્થાને રહી શકે એવી અશક્ય વાત તેમણે બતાવી, તેના પરિણામે તેમને અનેક ભવોમાં ભ્રમણ કરવું પડ્યું; માટે સર્વ દેખાતા માર્ગમાં સત્ય માર્ગ તો એક જ છે અને હોવો જોઈએ એ સત્ય માર્ગ છે આ મત પ્રમાણે હોવાથી પ્રત્યેક આત્મવાદ અને લોકના અનેક મતો સત્ય સ્વરૂપે એકી વખતે થઈ શકે નહિ એ વાત અત્ર શુદ્ધ ચેતના કહે છે તે સમજવા જેવી છે

પરમતસહિષ્ણુતાને માટે 'અવધુ રામ રામ જગ ગાવે' વિગેરે પદોમાં જે વિચાર શ્રી આનંદઘનજીએ બતાવ્યા છે તેને આ અર્થ સાથે કોઈ પણ પ્રકારનો વિરોધ નથી, એ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારી સમજવા યોગ્ય છે, તેમ જ હવે પછી ચેતનાને નિષ્પક્ષ કોઈએ છોડી નથી એવો ભાવ ચુમ્માળીશમા પદમાં કહેવામાં આવશે તેની સાથે પણ તેને વિરોધ નથી એ ખ્યાલમાં લેવા યોગ્ય છે પરમત અથવા સંપ્રદાય કે દર્શન પર અવિચારી આક્ષેપ કરવાનો અથવા તેના અનુયાયીઓને ત્રાસ આપવાનો ભાવ વિકારી છે અને ત્યાજ્ય છે તેમાંથી સત્યનો અંશ સ્વીકારી તેને તેટલા પૂરતું માન આપવાનો ભાવ આદરણીય છે, પરંતુ સર્વથા સત્ય અથવા માર્ગરૂપે તેનું વસ્તુસ્વરૂપ શું છે અને કેટલે અંશે આદરણીય છે તે બુદ્ધિપૂર્વક તો જાગ્રત રહેવાની ખાસ આવશ્યકતા છે. એવો નિયમ ન હોય અને સર્વત્ર ધર્મ છે એવી વાતોને કે વિચારને અવકાશ આપવામાં મહત્તા મનાવી હોય તો તો સર્વ ન અવ્યવસ્થામાં જ તેનું પરિણામ આવે. આથી અહીં શુદ્ધ ચેતના કહે છે કે-મને તો

ન્યાયદૃષ્ટિથી વિચાર કરતાં મારા નાથના વ્યક્તિત્વવાદમાં આકર્ષણ થાય છે, મારા પતિના નિજ ગુણ પ્રાપ્ત કરવામાં અથવા વધારે સત્ય ભાષામા બોલતા પ્રગટ કરવામા મને ઉત્સાહ આવે છે અને જે પ્રગટ કરવાથી તેમની સાથે તેઓના સુસ્પષ્ટ પણ એકસરખા વ્યક્ત પૃથગ્, રૂપમા મારો અને તેમનો એકાત્મભાવ અને નિરવધિ સંયોગ થવાનો હોવાથી મને એ પતિસ્વરૂપ બહુ મીઠું લાગે છે અને અનેક દર્શનકારોએ તેનું જે સ્વરૂપ બતાવ્યુ છે તે ખાટુ લાગે છે. એ સ્પષ્ટ કહે છે કે-એ બન્ને સ્વરૂપ એક સ્થાનકે એકી વખતે રહે તે તો તદ્દન અશક્ય વાર્તા છે અને કદિ પણ બનવાજોગ નથી આ વિષય પર વધારે વિસ્તારથી મોક્ષસ્વરૂપ સમજવા માટે શ્રીષડ્દર્શનસમુચ્ચયની એકાવનમી ગાથા પરની વિસ્તૃત ટીકા વાચી જવા ભલામણ છે. તેનો કાંઈક સાર ઉપર બતાવ્યો છે. બાકી આ આત્મસ્વરૂપ અને મોક્ષસ્થિતિ પર એટલુ વિવેચન દરેક દર્શનકારોએ કર્યું છે કે તેને સમજવા ઘણા લાબા અભ્યાસની જરૂર છે.

**कंत विण चो* गति, आणुं मानुं फोक;**
**उघराणी सिरडफिरड, नाणुं ×खरुं रोक. मीठडो० २**

" પતિ વગર ચોતરફ ગમન અથવા ચારે ગતિ શૂન્ય છે અને હું તેને ફોકટની ધારું છુ ઉઘરાણી કરવા જવુ તે તો ધક્કા ખાવાની વાત છે નાણુ તો ખરેખરુ રોકડુ હોય તે જ કહેવાય છે "

**ભાવ**–પતિ વગરનું કોઈ પણ જગ્યાએ ગમન કરવુ તે પતિવ્રતા સ્ત્રીને ઉચિત નથી સૌભાગ્યવતી સ્ત્રી ગમે ત્યા જઈ શકે છે પણ પતિની વિયોગી સ્ત્રી અન્ય પુરુષના ભયથી બહાર જઈ શકતી નથી, હરીફરી શકતી નથી. પતિની ગેરહાજરીમા કોઈ પાસે ઘર-વ્યવહાર ચલાવવા પૈસા માગવા માટે પણ ધક્કા થાય છે, તેમા મજા આવતી નથી ઘરમા રોકડ નાણુ હોય છે તે જ જરૂરને વખતે કામમા આવી જાય છે, ઉઘરાણી પર ભરોસો રહી શકતો નથી. જેની તેની પાસે યાચના કરવામા લાભ થતો નથી ગતિ અને ઉઘરાણી પર આ ગાથામા શ્લેષ છે તે નીચેનો આધ્યાત્મિક ભાવ વિચારવાથી જણાશે

ચાર્વાકાદિ આત્માની હયાતી જ સ્વીકારતા નથી. તેઓ પંચભૂતના સયોગથી જેમ

* ચોને સ્થાનકે 'ચઉ' શબ્દ છાપેલ બુકમા છે, તેનો અર્થ ચાર છે

× આ પક્તિના પાઠાતરો છે છાપેલ બુકમા 'નાણુ તેજે રોક' એમ પાઠ છે. બે પ્રતમા 'નાણુ ખરૂ કો રોક' એમ પાઠ છે અર્થ સર્વ પાઠાતરોમા એક ને એક જ રહે છે

૩ કત=પતિ વિણ=વગર ચો=ચાર ગતિ=ગમન ( અથવા દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી ગતિ ) આણુ=ધ્યકાર, કાઇ નહિ ફોક=ફોકટ ઉઘરાણી=વસુલ માગવી તે સિરડફિરડ=વિખાઇ ગયેલી, ધક્કા ખવરાવે તેવી રોક=રોકડુ

લોહચુંબક, વિજળી વિગેરેમાં બળ આવે છે તેમ એક પ્રકારનું બળ-શક્તિ ઉદ્‌ભવે છે એમ માને છે અને ચૈતન્ય કે તે યુક્ત આત્માને જુદો પદાર્થ જ માનતા નથી તેને તો આ ભવમાંથી અન્ય ભવમાં જવું આવવું કાંઈ થતું નથી. અમુક સમય પછી પંચભૂતનો વિલય થતાં ભૂત ભૂતમાં મળી જાય છે મૃત શરીરમાં પંચ ભૂત વિદ્યમાન હોવા છતાં ચેતના કેમ દેખાતી નથી ? અને અહીં સુખદુઃખ શા કારણથી મળે છે ? અને અહીં કરેલ શુભાશુભ કર્મોનું ફળ કેવી રીતે પ્રાપ્ત થાય છે ? તેનો તેઓ ખુલાસો આપી શકતા નથી અથવા આપે છે તો તે સંતોષકારક થતો નથી તેઓના મત પ્રમાણે ચાર ગતિ નકામી છે અથવા એક ભવમાંથી અન્યત્ર ચારે ગતિમાં દેવ-મનુષ્ય-તિર્યંચ અને નારકીમાં-ગત્યાગતિ કર્માનુસાર થાય છે એ વાત અસંભવિત છે અન્ય દર્શનકારોમાં આત્માનો પ્રત્યેકવાદ ન હોવાથી ભલે તેટલી ક્રિયા કરી, યોગ કરી, ધ્યાન કરી, કષ્ટ તપ કરી આત્માને જ્યારે પરમ શાંતિ મળવાનો પ્રસંગ આવે છે ત્યારે તેના વ્યક્તિત્વનો જ નાશ થાય છે તે બીજા સર્વવ્યાપી આત્મા સાથે મળી જઈ વ્યક્ત-સ્પષ્ટ રીતે રહેતો નથી આથી ચારે ગતિમાં ભ્રમણ કરી આત્માની ઉત્ક્રાન્તિ કરાવવાનો જે મહાન્ પ્રયાસ-પ્રબળ પુરુષાર્થ કરવામાં આવે છે તે સર્વ વ્યર્થ થાય છે, અર્થ વગરનો થાય છે, પરિણામ વગરનો થાય છે વળી વિશ્વના સર્વ આત્માને એક માનવામાં આવે ત્યારે વાસ્તવિક રીતે ચારે ગતિમાં જનાર-ભમનાર કોણ રહ્યું ? તે પણ એક ફૂટ પ્રશ્ન છે આથી આવી માન્યતાવાળાની ચારે ગતિ ફોકટની થાય છે અથવા ચારે ગતિમાં ભ્રમણ કરી ઉત્ક્રાન્તિ કરવાનો પ્રયાસ નકામો જ છે એમ સ્પષ્ટ સમજાય છે

કેટલાક માને છે કે-દુનિયામાં આપણું ધાર્યું કાંઈ થવાનું નથી ઈશ્વરની પાસે પ્રાર્થના કરીએ અને તે આપે તે ખરું આ પ્રમાણે ધારીને ઈશ્વરની પાસે ઉઘરાણી કરે છે કે 'હે નાથ ! મને મોક્ષ આપો ' આવી રીતે બીજી પણ અનેક સ્થૂળ વસ્તુઓની પ્રાર્થના કરે છે આવી રીતે ઉઘરાણી કરવી તે તો બહુ કઢંગું કામ છે એક તો ઉઘરાણી ધીરેલી વસ્તુની થાય, બીજું ઉઘરાણી જેની પાસે કરવાની હોય તેની મરજી ઉપર ઉઘરાણી પતવાનો આધાર રહે. વ્યવહારમાં નિયમ છે કે ' જરઠ ગાંઠે પોતાની પાસે હોય તે જ પૂજી કહેવાય અહીં ઈશ્વર પાસેથી માગણી કરતી વખત ભાન પણ હોતું નથી કે તેને આપણે વસ્તુ ધીરેલી નથી કે તે આપવાને બંધાયેલ હોય. પારકી દયા ઉપર જીવવું તે તો જેને રુચતું હોય તેને ભલે રુચે, સર્વને તો એ વાત પસંદ આવે તેમ નથી. જો તમારી પાસે વસ્તુ ઘરમાં દાટેલી હોય અને તે જ પ્રગટ કરવાની હોય તો તેને માટે પ્રયાસ કરવો એ ઉચિત ગણાય પ્રયાસથી મોડે કે વહેલે વખતે પણ તે વસ્તુ જરૂર મળવાનો એક રીતે ચોક્કસ સંભવ ખરો. આથી સાધનધર્મો કરતી વખત સાધ્ય મળવાની પ્રતીતિ હોય તો કાર્યસિદ્ધિ થવાના ભાનથી પ્રયાસ બરાબર થાય અને તેથી જ આત્મવાદના સ્વરૂપમાં તે વાત ખાસ વિચારવા લાયક છે. જે આત્મધન છે તે તમારું પોતાનું જ છે,

પોતાની પાસે જ છે, ગુપ્ત છે તેને પ્રગટ કરવાનું છે, અન્ય પાસે ઉઘરાણી કરવાની છે જ નહિ અને ઉઘરાણી કરવાથી એવી આધ્યાત્મિક વસ્તુઓ મળી જાય એવી માન્યતા રાખવી એ પણ બેહુદું જ છે. પ્રભુ એવી વસ્તુઓ લઇને બેસી રહેલા નથી અને બેસી રહેલા હોય તો તેની વધારે વખત તમારી પાસે ઉઘરાણી કરાવે અને તમને રગાવી-રગાવીને પછી તે આપે એ વાત પણ ઈશ્વરસ્વરૂપને ઝાંખપ લગાડનારી છે. શુભ કાર્યના શુભ ફળ જરૂર મળશે અને છેવટે કર્મનો વિલય થતાં સચ્ચિદાનંદસ્વરૂપ પ્રાપ્ત થશે. એ હાલ પણ તમારી પાસે જ છે, તમે તેને ઓળખતા નથી, પીછાનતા નથી, જોતા નથી, એક વખત તે જાણ્યા પછી અન્ય પાસે ઉઘરાણી કરવામા રહેલું જોખમ અને પાછા પડવાનો સભવ તમને સારી રીતે જણાશે રોકડું નાણુ તે જ નાણુ કહેવાય અને તમારા આત્મસ્વરૂપમા તે રોકડ જ છે, ઉઘરાણી કરવાની છે જ નહિ–એ વાત બરાબર ધ્યાનમા રાખી સમજી-વિચારી લો. પ્રચ્છન્ન ગુપ્ત રોકડ નાણુ તમારી પાસે ઘણું છે તેને હવે પ્રગટ કરી ફરતું કરી દેવાનો પ્રયાસ કરો, નાણા ઉપરનો કચરો–માટી કાઢી નાખો અને નિરંતરનું સુખ પ્રાપ્ત કરો એ સર્વ તમને પ્રત્યેક આત્મવાદમા–ચેતનના અનત જ્ઞાન, દર્શનાદિ સ્વરૂપમા પ્રાપ્તવ્ય છે, અન્યત્ર નથી એ વાત બરાબર વિચારો, ન સમજાય તો બરાબર અભ્યાસ કરો

આ ગાથામા ગતિ અને ઉઘરાણી પર જે ભાવ મૂક્યો છે તે બરાબર સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારવા યોગ્ય છે એમા પતિવ્રતા સ્ત્રીના ગમન અને ઉઘરાણીને ચેતનની ઉત્ક્રાન્તિ અને સ્વરૂપ સાથે જે સાદૃશ્ય બતાવ્યું છે તે બહુ બોધ આપનાર છે 'નાણું ખરુ રોક' અથવા 'નાણુ તે જે રોક' એ વ્યવહારિક સિદ્ધાન્ત અથવા કહેવતનો અત્ર એવી સારી રીતે ઉપયોગ કરવામા આવ્યો છે કે તેનો ભાવ વિચારતા આધ્યાત્મિક અનેક બાબતોના ખુલાસા થઈ જાય છે ઘણીખરી વાર ઉઘરાણીના ઉપર આધાર રાખી વ્યાપારી પોતાની મૂડી ગણે છે પણ એ ઉઘરાણીના નાણા ઘણી વાર ખોટા થયેલા હોય છે, જરૂર વખતે કામ આવતા નથી અને છતે નાણે નાદાર બનાવે છે અને અહીં તો ધીરેલ નાણું ન હોવા છતા ઉઘરાણી કરવી છે, એને વાસ્તવિક રીતે દયા અથવા ભિક્ષા માગવાના અર્થમા જ સમજવી જોઇએ ઉઘરાણીવાળો તગાદો કરી શકે છે તે યાચના કરનારથી બની શકે જ નહિ. આમ સમજી પ્રચ્છન્ન નાણું પ્રગટ કરવા પ્રબળ પુરુષાર્થ કરો.

**कंत विण मति माहरी, *अवाहडानी बोक; घोक धुं आनंदघन, अवरने ×टोक. मीठडो० ४**

---

* અવાહડાની શબ્દને બદલે છાપેલ પ્રતમા 'અહવાડાની' એમ શબ્દ છે સર્વ પ્રતોમા અવાહડા શબ્દ છે તેનો અર્થ હવાડો હોવો જોઇએ એમ ધારુ છુ, પણ મને અર્થ બતાવ્યો ત્યારે આ પાઠાતર નહોતો, માત્ર છાપેલ બુક જ પાસે હતી તેથી અવાહડાનો અર્થ મે હવાડો જ રાખ્યો છે

× ટોકને બદલે છાપેલ બુકમા 'ઢોક' શબ્દ છે, બન્ને શબ્દના અર્થ સદિગ્ધ છે

૪ કત=પ્રત્યેકઆત્મવાદરૂપ પતિ. વિણ=વગર મતિ=બુદ્ધિ અવાહડા=પાણીનો હવાડો બોક=હવાડાની નીચેનો ખાળીઓ ઘોક=પોકાર ધુ=કરુ છુ અવરને=બીજાને, અન્યને ટોક=છોડી દેવા, સલામ છે

"પતિ વગર મારી બુદ્ધિ હવાડાના ખાળીઆ જેવી છે બીજા સર્વને સલામ કરીને આનંદઘન પતિને પોકાર કરું છું "

ભાવ—પતિ વગરની મારી બુદ્ધિ હવાડાના ખાળીઆ જેવી છે ઊઘાડા ખાળીઆ માંથી જેમ હવાડાનું સર્વ પાણી ચાલ્યું જાય તેમ મને તેઓ નુકશાન કરનારી અને આકુલ વગરની ગણે છે મને કોઈ કશી ગણત્રીમાં ગણતું નથી અને મારી કોઈ દરકાર કરતું નથી તેથી હે મારા નાથ! હું સર્વને સલામ કરીને તમને પોકાર કરું છું અને કહું છું કે-હે નાથ! મારે મંદિરે પધારો અને મારી વિરહવ્યથા શાંત કરો. આ વ્યવહારુ અર્થ છે એમાં શુદ્ધચેતના પતિ વગરની પોતાની સ્થિતિના કફોડાપણાનો નિર્દેશ કરી આનંદઘનને પોકાર કરે છે

આ ગાથાનો આધ્યાત્મિક ભાવ વિચારતાં કેટલોક ભાવ એવો પ્રાસ થાય છે કે જેનો વિચાર સાધારણ રીતે આવવો મુશ્કેલ છે કાંઈક ભાવ સંદિગ્ધ પણ રહે છે ઢોરને પાણી પાવા માટે હવાડો કરવામાં આવે છે તેને નીચે ખાળીઓ હોય છે તે ઊઘાડો મૂકે તો તેમાંથી પાણી ચાલ્યું જાય છે એટલે હવાડો કદિ પૂરો ભરાતો જ નથી. એ ખાળીઆને ઊઘાડો મૂકવાથી ઉપયોગ વગર પાણી નકામું ચાલ્યું જાય છે અને કોઈ પણ ઉપયોગમાં આવતું નથી, તેવી રીતે પ્રત્યેકઆત્મવાદ વગર બીજા સર્વ વાદોમાં અનેક દર્શનકારોના મતોમાં ક્રિયા વિગેરે કરવામાં આવે તે ખાળેથી ચાલ્યાં જાય છે, ઉપયોગ વગરના બને છે આત્માનું વ્યક્તિત્વ જ નાશ પામી જાય ત્યાં પછી ક્રિયા કરનાર કોણ? કરવાનું કારણ શું? તેનો હેતુ શું? કરવાની ગરજ હોય કે ઇચ્છા કોને? જ્યાં પાણી અંદર રાખી મૂકવાની જરૂર જ ન હોય ત્યાં પછી ખાળે ડૂચો કોણ દે? અને દેવાની આવશ્યકતા પણ શું હોય? ક્રિયા કરી આત્મધન એકઠું કરવાનો કોઈ પણ હેતુ કે સાધ્ય ન રહેવાથી તે કરવાનો કોઈ વિચાર કરે તો તેને મૂર્ખ ગણવામાં આવે; કારણ કે પ્રયોજન વગર તો મંદ પણ પ્રયાસ કરતો નથી અને અહિં ક્રિયા કરવાનું કાંઈ પણ પ્રયોજન રહેતું નથી. અથવા પતિ વગરની મારી બુદ્ધિ ખાળીઓ ખુલ્લો રાખી હવાડામાં પાણી ભરવા જેવી મિથ્યા છે નિષ્ફળ છે ઉપરથી પાણી ભરે કોણ? શામાટે ભરે? નીચેથી પાણી ચાલ્યું જાય છે તે જુએ કોણ? એઇને પણ આડો ડટ્ટો દેવાની જરૂર કોને રહે? સર્વ નિષ્ફળ પ્રયત્ન કોણ કરે? તાત્પર્ય એ છે કે-પ્રત્યેકઆત્મવાદ વગર કરેલાં પુણ્ય પાપનું અથવા નિર્જરાનું વાસ્તવિક ફળ મળતું નથી અને તેથી શુભ કરણી કરવા તરફ ધ્યાન પણ રહેતું નથી, આકર્ષણ પણ થતું નથી. આ પ્રમાણે હોવાથી હે આનંદઘન નાથ! હું તો તમને જ પોકારું છું, તમારા જ નામનો જાપ કરું છું અને તમે મારે મંદિરે પધારો એવી પ્રાર્થના કરું છું આપની સાથે મારો સંબંધ થાય તે અનંતકાળ ચાલે તેવો છે અને તે આપનું વ્યક્તિગત સ્વરૂપ સમજી પ્રત્યેક આત્મવાદ સ્વીકારે તેને જ

મેળવવા ઇચ્છા થાય તેમ છે આપના સર્વજ્ઞકથિત સ્વરૂપ સિવાય અન્ય સર્વ લોક મને ખોટા લાગે છે અને અન્યથા બતાવેલ સ્વરૂપવાળા મારા પતિ હોય તો તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો તે તદ્દન નિષ્ફળ લાગે છે આ પ્રમાણે હોવાથી લોકદર્શિત પતિને સલામ છે, મારે તેની સાથે કાંઇ લેવાદેવા નથી. તેઓ મને ઓળખતા નથી, જાણુતા નથી અને તેઓની ખોટી માન્યતા પ્રમાણે મને તેઓ કદિ પણ જાણે એમ લાગતું નથી. મારા પતિ વગરનો આખો સંસાર મારે મન અસ્તવ્યસ્ત છે, વ્યવસ્થા વગરનો છે અને પુણ્ય નિર્જરા આદિ માટે નિષ્ફળ છે તેથી ન્યાય વગરનો છે; માટે હું તો જે આનંદઘન પતિના શાસનમા પ્રત્યેકઆત્મવાદ પ્રવર્તે છે તેવા મારા પતિને–આનંદઘન નાથને પોકાર કરીને કહુ છુ કે–વહાલા ! મારા મંદિરે પધારો, મારા હૃદયનો કબજો લો અને આપના હૃદયમા મને મારુ યોગ્ય સ્થાન આપો

આત્મસ્વરૂપ સમજવા બહુ પ્રયાસ કરવાની જરૂર છે. અન્ય મતમા બતાવેલ અને સર્વજ્ઞમાર્ગમા બતાવેલ આત્મસ્વરૂપ અત્ર ચિતરવામા આવ્યું છે, તેનો હેતુ માત્ર તે જાણુવાની જિજ્ઞાસા ઉશ્કેરવાનો છે આવા નાના પુસ્તકના નાના પદમા આત્મસ્વરૂપ એક દર્શનનું પણ પૂરુ બતાવી શકાય નહિ, તો પછી સર્વ દર્શનકારોના ભિન્ન ભિન્ન મતો બતાવી તેઓને એકસ્વરૂપે ઘટાવવા પ્રયત્ન કરવો એ તદ્દન અશક્ય જેવુ જ છે, પરંતુ આટલા લઘુ ઉલ્લેખથી જણાયુ હશે કે–ચેતનજી સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની ખાસ જરૂર છે, તેને માટે સર્વ દર્શનકારોએ પ્રયાસ કર્યો છે અને તે સર્વમા સફળ પ્રયત્ન જો કોઇ પણ દર્શનકારે કર્યો હોય તો તે કોણે કર્યો છે ? જ્યા અરસપરસ વિરોધ ન આવે એવુ એક સર્વજ્ઞદર્શન જ છે. એક જ ગ્રથમાથી ઉદ્ધરેલ આત્મવાદ અનેક ગ્રંથોમાં જુઓ તો એક સરખો-મળતો જ આવે છે, એવા સર્વજ્ઞકથિત માર્ગનું સ્વરૂપ વિચારી–સમજી આત્મજ્ઞાન મેળવવા ખાસ પ્રયત્ન કરવો યોગ્ય છે આપણે વિજ્ઞાનની અનેક વાતો જાણુવા ઇચ્છીએ, જ્યોતિષ ગ્રહ નક્ષત્રાદિની ગતિનો વિચાર કરીએ માનવ ધર્મશાસ્ત્રના પાના ફેરવી જઇએ અને આપણે પોતે કોણુ છીએ ? અને એ જાણુનાર કોણુ છે ? એનો જ સ્પષ્ટ ખ્યાલ પણુ ન હોય તો પછી પ્રયત્નનુ સાધ્ય લક્ષ્યમા રહેતુ નથી અને અન્યનો વિચાર કરતા સ્વતરફની ફરજ વિસરી જવાય છે આટલા ઉપરથી સ્વનું જ્ઞાન કરવા, તેને ઓળખવા અને તેનુ સત્ય સ્વરૂપ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવા આગ્રહપૂર્વક સૂચના કરી અત્ર વિરમીએ છીએ આ પદને અને પરમતસહિષ્ણુતાના શ્રીઆનંદઘનજીના દૃઢ વિચારોને કોઈ પણ પ્રકારનો વિરોધ નથી તે ઉપર અગાઉ વિવેચન થઇ ગયુ છે હવે આવા પતિ ચેતનાનો સ્વીકાર કરી, તેનો વિરહ મટાડતા નથી તેથી ચેતનાની કેવી દશા થાય છે તે પર શ્રીઆનંદઘન મહારાજ હવે પછીના પદમા વિવેચન કરે છે

---

## *૫૬ એકતાળીશમું

રાગ–વેરાવલ અથવા મારુ

**पीया बिन ×सुद बुद भूली हो, +आंख लगाई दुःखमहेल के,**
**झरूखे झूली हो पीया० १**

"પતિ વગર ભાનસાન ભૂલી ગઈ છું (પતિવિરહરૂપ) દુઃખ મંદિરના ઝરૂખે (ઊભી રહી) આંખો લગાડી-લગાડીને ઝૂલીઝૂલીને જોઉં છું"

ભાવ–ઉપરના પદમાં શુદ્ધચેતનાના પતિનું સ્વરૂપ બતાવ્યું પ્રત્યેકઆત્મસ્વરૂપે તેને અજર અમર નિત્યાનિત્ય વિગેરે લક્ષણ યુક્ત બતાવી તેનું વ્યક્તિત્વ સર્વદા રહે છે એ સમજાવતા સાથે બતાવી આપ્યું કે એવા ચેતનજી શુદ્ધચેતનાના હૃદયવલ્લભ છે અને તે તેને બહુ મીઠા લાગે છે એવા પતિએ આ શુદ્ધચેતનાના હૃદય પર એવું કામણ કર્યું છે કે તેના વગરની બીજી કોઈ ચીજ ચેતનાને ગમતી નથી. આ સર્વ હકીકત આપણે આગલા પદના અર્થમાં સવિસ્તર જોઈ છે હવે શુદ્ધચેતના કહે છે કે–આવા મારા પતિ શુદ્ધ નિરંજન નાથ, માયામમતાની જાળમાં ફસાઈ જઈ મારે મંદિરે પધારતા નથી, મારી સાથે પ્રેમ જોડતા નથી, મને બોલાવતા પણ નથી અને આગાઉ અનેક વાર બતાવ્યું છે તેમ કુલટા સ્ત્રીઓની સંગતમાં આનંદ માને છે તેમાં રસ લે છે અને તેમાં સુખ સમજે છે મેં તેઓની અનેક રીતે પ્રાર્થના કરી, સીધી તથા આડકતરી રીતે તેઓને વસ્તુસ્વરૂપ સમજાવવા પ્રયત્ન કર્યો, દૂતીઓ સાથે કહેવરાવ્યું, મારી સખીઓ તથા અનુભવમિત્રે તેઓને યોગ્ય માર્ગ પર આવી જવા પોતાના તરફથી પણ ભલામણ કરી, પણ મારા નાથ હજુ મારી પાસે આવતા નથી, મને ખોળામાં બેસાડતા નથી મારી વિરહાવસ્થા દૂર કરતા નથી. આવા શુદ્ધ સ્વરૂપે અમૂલ્ય ગુણના ભંડાર મારા નાથના અસહ્ય વિરહથી હવે તો હું મારું ભાનસાન ભૂલી ગઈ છું, વિસરી ગઈ છું અને અવ્યવસ્થિત રીતે અસ્તવ્યસ્ત દશામાં ફરું છું મારા પતિ ઘણા વખતથી મારે મંદિરે પધાર્યા નથી, મને યાદ પણ કરતા નથી, પરંતુ હવે મેં તેઓશ્રીને બહુ રીતે કહેવરાવ્યું છે તેથી તેઓ મારે મંદિરે આવશે એમ આશા રાખું છું આ કારણને લઈને મારા પતિના વિરહરૂપ દુઃખમહેલમાં

---

* આ પદનો રાગ આસાવરીમાં તથા ભાષામાં પદ પ્રમાણે છે જ્યારે આના ૪૮ આશયનું પણ જુદી હકીકતનું ભાષણ પદ આગળ આવશે તેનો અર્થ પણ વિચારવા યોગ્ય છે

× સુદ બુદને સ્થાને બે પ્રતમાં તથા છાપામાં સુધિબુધિ પાઠાન્તર છે તેના અર્થ માટે વિવેચન જુઓ.

+ આંખો લગાઈ એવો પાઠ એક પ્રતમાં છે અર્થમાં ફેર પડતો નથી.

૧ પાઠાન્તર– [illegible] સુદ બુદ ભાનસાન, [illegible] ઝૂલીઝૂલીને [illegible] જોઈ રહી. (આ શબ્દનો અર્થ ભાવાર્થમાં આપ્યો એમ પણ છે તે માટે વિવેચન જુઓ.)

થઇ ગઈ અશુદ્ધોપયોગી આત્માને ઓપશે મળીને પછી તેના વિદેશગમનરૂપ વિયોગ દુઃખમહેલને ઝરુખે અશ્રુપાત કરીને તેમા ન્હાઇ ગઇ વિદેશગમન તે અહીં પરપરિણતિ રમણ–ચિંતવન સમજવુ ઝરુખો તે તેમા જવા–આવવારૂપ અને અશ્રુપાત તે અશુદ્ધ ઉપયોગમાં પ્રવર્તનરૂપ. ઝૂલી એટલે ન્હાઈ પરપરિણતિરમણ અને અશુદ્ધ ઉપયોગમા પ્રવર્તનમાં જાણે હુ ન્હાઇ ગઇ હોઉં એટલુ બધુ તે થઇ ગયું સુબુદ્ધિને રોવાની વાત લખવાનુ કારણ એ છે કે–ચેતનજીને પરપરિણતિમાં રમણતા એટલી બધી થઈ ગઇ છે કે તેના વિયોગે–તેના પરપરિણતિ પ્રવર્તનને લીધે સુમતિ જ જાણે તેમા તરબોળ થઇ ગઇ હોય એમ દેખાય છે થલી દેશમાં ન્હાવણને ઝૂલવુ* કહે છે (થલી દેશ તે નાગોર, બીકાનેર, ફલોધી, પોકરણ વિગેરેનો પ્રદેશ સમજવો) ટબાકારે આ પ્રમાણે અર્થ કર્યો છે તેનો ભાવ બરાબર સમજવા યોગ્ય છે અહીં સુમતિ પોતાની બતને પતિ સાથે એકાકાર કરી સખીને કહે છે કે–પતિ તો એવા પરપરિણતિમા આસક્ત થઇ ગયા છે કે તેઓ મારે મંદિરે કદિ પધારતા નથી, મને યાદ પણ કરતા નથી, મારુ નામ પણ સભારતા નથી. આવી પતિની સ્થિતિ વિચારતાં મને એમ જણાય છે કે–હુ મારી શુદ્ધ બુદ્ધિને તદ્દન ભૂલી ગઈ છુ પતિ પોતે પરપરિણતિમા રમણ કરે છે, અશુદ્ધ ઉપયોગમા પ્રવર્તન કરે છે અને તેમા એટલા ઊંડા ઉતરી ગયા છે કે જાણે તેમા તદ્દન તરબોળ થઇ ગયા હોય તેમ જણાય છે અને મારો અને તેમનો એકીભાવ એવો છે કે તેથી વાસ્તવિક રીતે હુ પણ દુ ખઝરુખારૂપ પરપરિણતિમા પ્રવર્તન કરતાં પતિને દેખીને મારી સુબુદ્ધિ ભૂલી ગઇ છુ–મતલબ પતિ પોતે સુબુદ્ધિને વિસારી બેઠા છે આ ભાવ બતાવવામા ટબાકારે બહુ ચાતુર્ય વાપર્યું છે એમા પરપરિણતિ જેવા આત્મિક વિષયને જે સ્વરૂપ આપ્યુ છે (Abstract idea converted into a concrete form) તે બહુ મનન કરીને સમજવા યોગ્ય છે

આમાં ખાસ વાત સમજવા જેવી એ છે કે–સુમતિ પોતે તો શુદ્ધ જ રહે છે પણ પતિ સાથે તેનો એકાકાર બતાવવા માટે દુ ખમહેલના ઝરુખાની કલ્પના કરી પતિના પર રમણભાવને તાદાત્મ્ય સ્વરૂપે બતાવતાં તેની અવસ્થાનુ યથાસ્થિત ચિત્ર આપ્યુ છે ચેતનજીને મળવા માટે બાહ્ય દૃષ્ટિએ સુમતિ દુ ખમહેલના ઝરુખામાથી નજર કરે છે, અનુભવદ્વારા તેને મળવા હોશ રાખે છે, પરંતુ તેનો આંતર આશય તદ્દન સ્પષ્ટ છે અને સમજવામાં વિચાર કરવો પડે તેમ નથી. પોતે ન્હાઈ ગઇ એમ લખ્યુ છે તે પણ વાસ્તવિક રીતે ચેતનજી પરપરિણતિમાં તરબોળ થઈ ગયા છે એમ બતાવે છે શુદ્ધ સતી સ્ત્રી પતિ સાથે પોતાનો એકીભાવ કેવી સુદર રીતે બતાવે છે તેનો આ એક સુદર નમૂનો છે

---

* અતિચારમાં આવે છે કે અણજળ પાણીએ ઝીલ્યા–ઝીલણુ–ન્હાવુ એવો અર્થ થાય નથી જ્યાં ટબાકાર આ પ્રમાણે અર્થ કરે છે તે વિચારવા યોગ્ય છે

બન્ને રીતે અર્થ કરતા મુદ્દાની વાત એ છે કે—આ ચેતનજી પરભાવમાં રમણ કરી રહ્યા છે અને તેમા રાચી રહ્યા છે એ અતિ ખેદજનક હકીકત છે.

**हसती तब हुं विरानीया, देखी तन मन *छीज्यो हो;**
**समजी तब एती कही, कोई नेह न कीज्यो हो. पीया० २**

"ત્યારે (અજ્ઞાનાવસ્થામા) સામાન્ય સ્ત્રીઓને (પતિવિરહે રડતી) દેખીને હસતી, પણ (અત્યારે) મારું શરીર અને મન છેદાઈ જાય છે. હવે હું બધું સમજી ત્યારે એટલું કહું છું કે 'કોઈ સ્નેહ કરશો મા.'"

**ભાવ**—આપ વિત્યા વગર દુનિયામા કોઇ વાતની ખબર પડતી નથી. જ્યારે બીજી સ્ત્રીઓ પોતાના પતિના વિરહે શોક કરતી હતી ત્યારે તેમને તે પ્રમાણે કરતા દેખીને હું તેઓની મશ્કરી કરતી હતી. મને એમ લાગતું હતું કે આ વિરહાનળમા તે શો દમ છે કે તેને લઇને સ્ત્રીઓ શોકમા ડૂબી જતી હશે. પતિ પોતાને મદિરે ન પધાર્યા હોય તો એમા તે શી મોટી બાબત છે કે સ્ત્રીઓ તે માટે રડતી હશે! (બીરાની એટલે અનેરી) બીજાનુ દુખ જોતી હતી ત્યારે મારા આવા વિચાર હતા, પણ હવે જ્યારે મારા માથા ઉપર આવી પડી, જ્યારે મને માલુમ પડયુ કે પતિ તો મારે મદિરે પધારતા નથી અને મારો યૌવન-કાળ ચાલ્યો જાય છે, ત્યારે મારુ મન અને શરીર સુકાઇ ગયા. જેમ ઠંડી વાય અને ઠાર પડે ત્યારે હાથ પગ સીઝાઇ જાય છે તેમ મારુ શરીર અને મારા વિચારો પતિવિરહથી છીજી ગયા આ વખતે મારા મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો કે—અરેરે! અત્યાર સુધી પતિમેળાપમા શુ સુખ છે? કેવો આનંદ છે? કેવો સતોષ છે? તેનો મે સપૂર્ણ રીતે ખ્યાલ જ કર્યો નહિ. ખરેખર ચેતનજી પણ મારા સયોગમા સુખ શું છે તે સમજ્યા જ નથી, અને એ અજ્ઞાનદશાને લઇને અન્ય તરફ હુ હાસ્ય કરતી હતી ત્યારે શું જાણુપણામા દુખ છે? જો તેમ હોય તો તો પછી અજ્ઞાનવાદને પુષ્ટિ મળે છે, પણ તેમ નથી. જાણુ-પણા વગર સ્વરૂપજ્ઞાન થતુ નથી, અને સ્વરૂપજ્ઞાન થયા વગર હેયઉપાદેયનો ભેદ સમજાતો નથી મે તો આટલો બધો પ્રેમ કર્યો અને પ્રેમનું સુખ સમજી તેથી પતિવિરહમા દુખ કેટલુ થાય છે તેનો પણ ખ્યાલ આવ્યો, આથી હવે હું સર્વને ભલામણ કરું છુ કે—કોઇ સ્નેહ કરશો જ નહિ. સ્નેહ કરતી વખત તો મનમા આનદ આવે છે પણ પછી જ્યારે

---

* છીજ્યોને બદલે એક પ્રતમા 'લાજે' શબ્દ છે અર્થ અનુરૂપ નથી દેખીને બદલે 'પેખી' શબ્દ છે, અર્થનુ સામ્ય છે છેલ્લી પક્તિમા કીજ્યોને બદલે 'કીજે' શબ્દ છે, તેમા કાળનો જ ભેદ છે, અર્થ ફરતો નથી

૨ હસતી=મશ્કરી કરતી તબ=ત્યારે, અજ્ઞાનાવસ્થામા વિરાનીયા=અન્ય સામાન્ય સ્ત્રીઓ. છીજ્યો=છેદાઈ ગયો, પશ્ચાત્તાપ થયો એતી=એટલું નેહ=સ્નેહ. ન કીજ્યો=ન કરશો

પતિનો વિરહ થાય છે ત્યારે બહુ જ ખેદ થાય છે, માટે સ્નેહ થયા પછી વિરહ થાય અથવા સ્નેહ એક સરખો રહ્યા કરે નહિ અથવા એક તરફનો (એક પખો) પ્રેમ થાય તેવો સ્નેહ કોઈ કદિ કરશો નહિ. પદની આ ગાથામાં બહુ વિચારવા લાયક વાત કહી છે તે પર જરા નજર કરીએ.

પ્રથમ તો ચેતન અને ચેતના જે જૂદા જૂદા ભાવો બતાવે છે તેમાં સેળભેળ ન થઈ જાય તે સંભાળવું. અન્ય સ્ત્રીઓ તરફ ચેતના હસે છે તે તેને યોગ્ય છે, કારણ કે પ્રાકૃત સ્ત્રીઓ જે સ્થૂળ સ્નેહ કરે છે તે તો તૂટવાનો જ છે, વિરહથી કે મૃત્યુથી તેમાં વિક્ષેપ પડવાનો જ છે, તેથી એવો સ્નેહ કરવા ના કહેવી તે તો યુક્ત છે; પણ પોતે ચેતન સાથે સ્નેહ કરવાની ના પાડતી હોય એમ જે ભાવ નીકળે છે એનો અર્થ એટલો જ જણાય છે કે-ચેતન હજુ અજ્ઞાનાવસ્થામાં છે, સ્વરૂપ સમજતા નથી અને તેને પરિણામે કુમાર્ગ પર ગમન કરે છે ચેતનનો અને ચેતનાનો પ્રેમ એક વાર જામે તો પછી તેમાં કદિ અંતરાય પડવાનો નથી તેથી તેવા પ્રેમનો નિષેધ સૂચવ્યો હોય એમ લાગતું નથી. અથવા તો પોતે ઘણા વખતથી પતિની રાહ જોઈ પણ પતિ પધાર્યાં નહિ તેથી છેવટે કંટાળીને સર્વ સ્ત્રીઓને એ કહેવા નીકળે કે-તમારે કદિ સ્નેહ કરવો જ નહિ તો તે પણ વાસ્તવિક હકીકત છે સ્થૂળ પ્રેમની પેઠે ધર્મપ્રેમ અથવા આત્મિક પ્રેમમાં પણ પ્રથમ તો મહત્વતા લાગતી નથી પણ એક વાર તેનો રસ ચાખ્યો હોય તો પછી તેના વિરહમાં અતિખેદ સ્થૂળ અને માનસિક અથવા વિશેષ વાસ્તવિક રીતે તે બન્નેથી અપર આધિદૈવિક ખેદ થાય છે.

વિરહદુઃખ ન સમજનાર સ્ત્રી પ્રથમ અન્ય સ્ત્રીઓને હસે, પછી સ્નેહતત્ત્વ લાગ્યા પછી વિરહદુઃખમાં પડી પશ્ચાત્તાપ કરે અને અન્ય કુંવારી સ્ત્રીઓને પ્રેમ ન કરવાની ભલામણ કરે એ સર્વ વાત સમીચીન લાગે છે

જાણપણામાં દુઃખ હોય જ નહિ. જાણપણા વગરની જિંદગી નકામી છે એટલું તો સ્પષ્ટ છે કે-જાણપણાથી જવાબદારી બહુ વધતી જાય છે પણ તેની સાથે જ કર્મનિર્જરા કરવાનો રાજમાર્ગ જ્ઞાનથી હાથમાં આવે છે, અજ્ઞાન કરથી ક્રૂર કોટિ વર્ષો સુધી જેટલા કર્મ દૂર કરી શકાય તેટલા જ્ઞાનથી એક શ્વાસોશ્વાસમાં બાળી દેવાય છે આવા વિશાળ માર્ગના લાભની ખાતર અને આત્માના શ્રેય માટે તેના શુદ્ધ મૂળ ગુણ જ્ઞાનને તો જાગ્રત કરવાની ખાસ જરૂર છે અહીં અજ્ઞાનાવસ્થામાં ચેતન પોતે સમજવો. ચેતના તો શુદ્ધ જ છે, પણ ચેતનજીના વચ્ચે વચ્ચેના પ્રકાશ વખતે તેનો ઝળકાટ થાય છે, તે વખતે સમજી તત્ત્વ એવી કહી એનું અધ્યાસ્ય થાય છે, સ્થિરતાથી ચેતના અને ચેતનની વર્તમાન દશા ઓળખમાં લઈ, તેઓનો વાસ્તવિક અભેદ સમજી આ ગાથાનો અને આ આખા પદનો ભાવ મનમાં વિચારવાથી વસ્તુસ્વરૂપનો ઝળકાટ થશે.

ટબાકાર આ ગાથાનો અર્થ લગભગ ઉપર પ્રમાણે જ કરે છે 'વનમન ભીન્યો' એ

વાક્યને તે વિરાનીયા સાથે લે છે. કુબુદ્ધિવંત સ્ત્રીઓ તેઓના પતિને વિરહે તનથી અને મનથી છીજાઈ ગઇ, સુકાઈ ગઇ અને તેથી તેઓને રડતી દેખીને હું આ પ્રમાણે બોલી. અહીં જે વખતે ચેતના આ વાકય બોલે છે તે વખતે તેને શુદ્ધાત્માથી સંયોગ થયો છે એમ 'તબ' શબ્દ પરથી ટબાકાર બતાવે છે અને પછી તે પ્રાકૃત સ્ત્રીઓને શુદ્ધચેતના બોધ આપે છે કે–હવે હું પણ વિરહદુઃખ શુ છે તે સમજી છું અને તેથી એટલું જ કહું છું કે–કોઈ સ્નેહ કરશો નહિ. આટલુ ટબાકાર લખીને છેવટે ઉમેરે છે કે आत्मसुखाभिलाषयेति शेष + એ શેષ શબ્દનો ભાવ બરાબર સમજાણો નથી. મતલબ એમ જણાય છે કે–આત્મસુખાભિલાષીઓને શુદ્ધ ચેતના એવી ભલામણ કરે છે કે–તમારે કદિ સ્નેહ કરવો નહિ, એટલે કે સ્થૂળ સ્નેહમા રાચવુ નહિ આ પ્રમાણે અર્થ કરવામા 'દેખી' શબ્દનું સ્થાન ફેરવવું પડે છે અને શુદ્ધચેતનાનો બોધ જરાક અપ્રાસંગિક લાગે છે ભાવાર્થ તો સામાન્ય રીતે એક સરખો જ રહે છે. અનુભવ વગર પતિસ્નેહમા લલચાતી સ્ત્રીઓ પતિવિરહે રડે છે તેનુ કારણ સ્નેહ જ છે, માટે એવો સ્નેહ ન કરવો એ જ ઉચિત છે એમ શુદ્ધચેતનાનો ઉપદેશ છે અથવા તો તેના શોકના ઉદ્‌ગારરૂપે આ વાકય તેના મુખમાથી નીકળી ગયુ છે. દુઃખ-મહેલના ઝરુખામા ઊભા ઊભા અશ્રુપાતથી ન્હાઇ જનાર બહુ વખતથી પતિવિરહનુ દુઃખ સહન કરનારી પતિવ્રતા સ્ત્રી આવુ વાકય કંટાળા તરીકે જ બોલે છે એમ સમજવું. બાકી એ વાકયના ગર્ભમા પણ પતિ તરફ સ્નેહ તો સુસ્પષ્ટ જણાય છે. પતિવિરહનું દુઃખ સહન ન થઇ શકે તેમ હોય તો પતિની સાથે સ્નેહ કરશો નહિ, સંબંધ કરશો નહિ એમ બોલે પણ પતિને માથા પર ધારણ કર્યા પછી શુદ્ધ પત્નીની બીજી દશા તો હોય જ નહિ એ અન્ય પુરુષને ઇચ્છે નહિ કે તેના સામુ જુએ નહિ. અત્ર નિષેધ પણ સ્થૂળ પ્રેમનો છે કારણ કે તેમા અંતે વિક્ષેપ જરૂર પડવાનો છે. અનંતકાળ સુધી પતિ સાથે અંતર રહિતપણે મેળાપ થાય તેવું કાર્ય બની શકે તો તેમ કરવાનુ નિષિદ્ધ હોય એમ અત્ર જણાતુ નથી આ ભાવ બરાબર વિચાર કરવાથી સમજાય તેમ છે

> प्रीतम प्रानपति* विना, पिया कैसे जीवे हो ?
> प्रान पवन विरहा दशा, भुयंगनि× पीवे हो. पीया० ३

"અતિ ઇષ્ટ જીવનઆધાર ચેતન વગર (તેની) પત્ની (ચેતના) પ્રાણને કેવી રીતે ધારણ કરે ? વિરહદશારૂપ સાપણુ તેના પ્રાણવાયુને પી જાય છે"

---

+ આત્મસુખની અભિલાષાવડે કરીને એમ અર્થ છે

* 'પ્રાનપતિ'ને બદલે 'પ્રાનપિયા' પાઠ એક પ્રતમા છે

× 'ભુયગનિ'ને બદલે બે પ્રતમા 'ભુયગમિ' પાઠ છે તેનો અર્થ પણ સાપણ થાય છે. છાપેલ બુકમા ભુયગમ શબ્દ છે તેનો અર્થ સર્પ થાય છે.

૩ પ્રીતમ=અતિ ઇષ્ટ પ્રાનપતિ=જીવનઆધાર પીયા=સ્ત્રી, પ્રિયા કૈસે=કેવી રીતે જીવે=પ્રાણ-ધારણ કરે પ્રાન પવન=પ્રાણવાયુ વિરહા દશા=વિરહદશારૂપ ભુયગનિ=ભુજંગણી, સાપણ પીવે=પાન કરે, પી જાય.

ભાવ—સખી ! આ દુનિયામાં વિરહી સ્ત્રી કેવી રીતે જીવન ધારણ કરી શકે ? જ્યારે પોતાના હૃદયવલ્લભ શિરછત્ર મુકુટમણિ પ્રાણનાથનો તેને વિરહ દશા કરે ત્યારે તેને પોતાના પ્રાણ કેવી રીતે ધારણ કરવા ? તે આવા જીવનમાં કેવી રીતે રહી શકે ? કેવી રીતે ટકી શકે ? એક તો તેના પતિ તેના મંદિરે પધારી તેને આનંદ આપી જીવનદોરી લંબાવતા નથી અને બીજુ તેના જીવનને ટૂંકુ કરી નાખનાર બીજા ! તેના પ્રાણને ખાઈ જનાર પણ હાજર છે જે તેના જીવનને તોડીફોડી નાખે છે, અકારુ બનાવે છે, નકામુ બનાવે છે વિરહદશારૂપ સાપણ તેના પ્રાણવાયુનું ભક્ષણ કરે છે અને તેના જીવનના પાયાઓને ખાઈ જાય છે લોકોક્તિ એવી છે કે સર્પ પવનનુ ભક્ષણ કરી તેના ઉપર પોતાનો નિર્વાહ કરે છે વિરહદશારૂપ સાપણ ચેતનાના પ્રાણવાયુનું ભક્ષણ કરવા તૈયાર રહે છે અને તેમા આનંદ માને છે આથી ચેતના પોતાના પ્રાણ કેવી રીતે ટકાવી શકે ? અને એક વાર શુદ્ધ ચેતના જીવિતવ્ય ધારણ ન કરી શકે એવી સ્થિતિમા મુકાઈ ગઈ એટલે તે જાગ્રત થઈ શકતી નથી, મતલબ કે એવી અવસ્થામા શુદ્ધચેતના પ્રગટ થતી નથી એટલે પછી અશુદ્ધ ઉપયોગી આત્માનુ જીવન નકામુ થઈ પડે છે, ભારરૂપ થઈ પડે છે, સંસારમાં રખડાવનારુ થઈ પડે છે વસ્તુતઃ તેથી આ વર્તમાન વિરહદશાને અંગે ચેતનના પ્રાણ જવાનો અથવા મૃત્યુ તુલ્ય ભારરૂપ જીવન ધારણ કરવાનો તેને પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તેનુ કારણ માત્ર તે શુદ્ધચેતનાને વિરહદશામા રાખે છે તે જ છે આવાં કારણોનુ પરિણામ તો એ થાય કે ચેતનજીને આ ભવમા જે સુંદર સામગ્રીઓનો યોગ મળ્યો હોય તે સર્વ નકામો થઈ જાય અને ભવ હારી જવાનુ બની આવે; વિરહદશાને લઈને ચેતનાના પ્રાણ તો ટકી શકે નહિ અને ચેતનજી તેની ગેરહાજરીમાં અથવા તેની મૃતપ્રાય દશામાં કુલટાઓનો પ્રસંગ વધારે વધારે કરે; વળી ચેતના એક વખત મૃતપ્રાય થઈ ગયા પછી તેને ફરી વાર જીવન આપી જાગ્રત કરવામાં બહુ મુશ્કેલી પડે છે પ્રબળ પુરુષાર્થની જરૂર પડે છે, આથી ચેતનાનો વિરહકાળ દૂર કરી તેને પતિપ્રસંગ પ્રાપ્ત થાય, બન્ને અરસપરસ મળીને હેત-પ્રીતની વાતો કરે એવી સ્થિતિમાં તેને મૂકવાની જરૂર છે ચેતનાની પાસે પતિ જો એક વખત આવે અને તેને બોલાવે અથવા તેની વાત એક વાર સાંભળે તો તો પછી ચિંતાનુ કારણ દૂર થઈ જાય, કારણ કે ચેતનામાં એવી પવિત્રતા અને આકર્ષક શક્તિ છે કે તેના પ્રસંગમાં પડ્યા પછી ચેતનજી તેને કદિ વીસરી શકે એમ નથી. આટલા માટે બને તેટલો પ્રયાસ કરી ચેતનાના પ્રાણ બચાવવા ખાતર તેને વિરહદશારૂપ સર્પના મુખમાંથી છોડાવી લઈ આ ભવમાં મળેલી અનુકૂળ સામગ્રીઓનો યથાયોગ્ય લાભ લેવરાવી, ચેતનજી ચેતનાને મંદિરે પધારે એવી ગોઠવણ કરવી જોઈએ. ચેતનાના પ્રાણ બચાવવા માટે બહારના ઉપચાર તદ્દન નકામા છે એ હવે પછી બતાવશે. સર્પ પવનનુ ભક્ષણ કરી તેના ઉપર પોતાનો નિર્વાહ ઘણા વખત સુધી કરી શકે છે એવી જે વિદ્વાનોની માન્યતા છે તે ઉપર બહુ સારુ રૂપક શ્રી આનંદઘનજી મહારાજે અહીં મૂક્યું છે તે બરાબર સમજવું

ટબાકાર આ ગાથાનો અર્થ કરતાં લખે છે કે-પ્રાણપતિ વિના એટલે પ્રાણના સ્વામી પ્રીતિવલ્લભના વિયોગે તેની વલ્લભા કયા પ્રકારે પ્રાણ ધારણ કરે ? એટલે એ નહિ જ જીવે એ અર્થ અર્થાંતરન્યાસથી દૃઢ કરે છે. મારા દશ પ્રાણને વિરહદશારૂપ સર્પ પીવે છે ત્યારે પ્રાણી કેમ જીવી શકે ? છેલ્લી બે પંક્તિને ટબાકાર અર્થાંતરન્યાસ કહે છે તે યુક્ત જણાતું નથી. જ્યારે વિશેષ વાક્યનું સમર્થન સામાન્ય વાક્યથી થાય અથવા સામાન્યનું સમર્થન વિશેષથી થાય ત્યારે અર્થાન્તરન્યાસ અલંકાર થાય છે, એ અલંકારનો અત્ર પ્રયોગ જણાતો નથી.* અર્થવિચારણા કરતા ચેતના ન જીવે શા માટે તેનું કારણ છેલ્લી બે પંક્તિમાં આપ્યું હોય એમ લાગે છે. ટબાકારે એક વાત બહુ સુંદર બતાવી છે. દશ પ્રાણને દશ યતિધર્મ સમજવા આ દશવિધ ધર્મરૂપ પ્રાણવાયુને વિરહઅવસ્થા પી જાય ત્યારે પછી પ્રાણી કેવી રીતે જીવી શકે ? શુદ્ધ ચેતનાના પ્રાણરૂપ ખંતિ-મદ્દવ-અજ્જવાદિ ધર્મનું જે સ્વરૂપ અહીં આપ્યુ છે તેના નામ માત્ર વિચારી જઇએ.

૧. ક્ષાંતિ-ક્રોધનો ત્યાગ.

૨. માર્દવ-માનનો ત્યાગ.

૩ આર્જવ-માયાનો ત્યાગ ( સરલતા )

૪. મુક્તિ-લોભનો ત્યાગ ( સંતોષ ).

૫. તપ-બાહ્ય અભ્યંતર બાર પ્રકારનાં તપ કરવા.

૬. સંયમ-પૃથ્વીકાય આદિકની વિરાધનાનો ત્યાગ રહે તેવી રીતે પ્રવૃત્તિ કરવી.

૭ સત્ય-સત્ય પ્રિય મિત અને હિત કરનારું વચન બોલવું.

૮. શૌચ-અલ્પ ઉપકરણ રાખવા, ગુરુકુળની સેવા કરવી.

૯. આકિંચનત્વ-ધન સુવર્ણાદિ પરિગ્રહનો અસ્વીકાર ( ત્યાગ )

૧૦. બ્રહ્મચર્ય-દેવ, મનુષ્ય અને તિર્યંચના સ્ત્રીપુરુષસંયોગનો કે વિષયસેવનનો સર્વથા ત્યાગ.

આ દશવિધ ધર્મમા એટલી મહત્વતા સમાયલી છે કે એનો સ્વીકાર કરવાથી શુદ્ધચેતના પ્રગટ થાય છે શુદ્ધચેતનાના એ ખરેખર પ્રાણરૂપ છે અને તેને વિરહદશા પી જાય ત્યારે પછી શુદ્ધચેતનાનું જીવનસૂત્ર સુકાઇ જાય છે અને તે અતિ અવ્યક્ત થતી જાય છે આ દશ ધર્મોને આદરવાની ખાસ આવશ્યકતા છે. અન્ય પ્રસંગે તે પર વિસ્તારથી વિચારણા થશે. પ્રિય પતિ વગર શુદ્ધચેતના પોતાની શુદ્ધબુદ્ધ ભૂલી ગઇ છે એનું અત્ર

* પં. આનંદસાગર મહારાજ કહે છે કે-પોતાના પ્રાણાધારને પ્રસ્તુત કરી આપણ વાક્યનું સમર્થન કરી જાય તો સામાન્ય દૃષ્ટાન્ત તરીકે એ અર્થાન્તરન્યાસ કહેલ હોય એમ ધારી શકાય.

કારણ સ્પષ્ટ સમજાય છે એના પ્રાણ પણ ટકી શકે નહિ એવી જ્યાં દશા ખડી થઈ જાય ત્યાં તેની શુદ્ધબુદ્ધ તો ઠેકાણે કેવી રીતે રહી શકે ?

शीतल पंखा कुमकुमा, चंदन कहा लावे हो ?
अनल न विरहानल *य है, तन ताप ×बढावे हो पीया० ४

"(હે સખી !) તું ઠંડા પદાર્થો, પંખા, કપૂર, ચંદનનો ઘોળ વિગેરે શા માટે લાવે છે ? એ તાપ નથી પણ વિરહાનળ છે (તેથી ઉપરોક્ત પદાર્થો તો ઊલટા) શરીરનો તાપ વધારે છે"

ભાવ—પ્રથમ વિરહી સ્ત્રીની અપેક્ષાએ આ ગાથાનો અર્થ કરીએ. હે સખીઓ ! મારા પતિના વિરહને લઈને મારા શરીરમાં જ્વાળા ઊઠે છે અને સખ્ત ગરમી મારા શરીરના પ્રત્યેક અવયવમાં લાગે છે તેને શાંત કરવા માટે તમે કપૂર-ચંદનનો ઘોળ અને બીજા શીત ઉપચારના પદાર્થો લાવો છો અને મને પંખો નાખો છો પણ તેમ શા માટે કરો છો ? તમે સાધારણ રીતે કોઈને દાહજ્વર થયો હોય અથવા તાવ આવ્યો હોય ત્યારે જેમ માથા પર ચંદનનો લેપ કરે, પવન નાખે, શરીરે બાવનાચંદનનો લેપ કરે અને તેવા અનેક પ્રકારના બાહ્ય શીત ઉપચાર કરી શરીરને શાંતિ થાય તેવા પ્રયોગો કરે તેમ કરો છો, પણ તેમ કરવામાં તમારી મોટી ભૂલ છે તમે મારા શરીરમાં થતા દાહને સામાન્ય પ્રકારનો અનલ (ગરમી-તાપ) સમજો છો, પણ તે તેમ નથી; એ તો વિરહાનળ છે સ્ત્રીને પતિવિરહથી થતો અગ્નિ છે, કામજ્વર છે અને તેથી તેને શાંત કરવાને માટે તમે જે જે પદાર્થો લાવો છો તે તેને ઊલટા વધારે ઉદ્દીપન કરે છે મદનજ્વરને શીત ઉપચારના પદાર્થો વધારે છે કારણ કે તેનાથી રતિપતિ વધારે વધારે સાંભરે છે અને પતિવિરહની વેદના વધારે થાય છે; આથી તમે જે ઉપચાર કરો છો અથવા સૂચવો છો તે મારી વિરહાગ્નિ શાંત કરવાને બદલે તેને વધારી મૂકે છે, તમારા કરેલા બાહ્ય ઉપચારો જે હેતુથી તમે કરો છો તે હેતુ પાર પાડવાને બદલે ઊલટા તેઓ તેનાથી વિરુદ્ધ કામ કરે છે; અંતરનો દાહ બાહ્ય ઉપચારથી મટી શકતો નથી.

શુદ્ધચેતનાને અંગે હવે આ વાત વિચારીએ. હે શ્રદ્ધા સખી ! જેમ વિરહાતુર સ્ત્રી કામાગ્નિથી બળી જતી હોય તેને બાહ્ય ઉપચારથી કોઈ પણ પ્રકારનો લાભ થતો નથી, ઊલટી તેનાથી તેની વિરહવ્યથા વધારે થતી જાય છે તેમ મારા નાથ મારે મંદિરે પધારતા

* ય ને બદલે માત્ર છાપેલી બુકમાં યે છે સર્વ પ્રતોમાં ય પાઠ જ છે

× બઢાવેને માટે કોઈક જગ્યાએ વઢાવે લખ્યું છે વ અને બનો અભેદ સર્વત્ર જાણીતો છે

૪ શીતલ=ઠંડા પદાર્થો. પંખા=પવન નાખવાના પંખા કુમકુમા=કપૂર વિગેરે શીતળ પદાર્થો. ચંદન=ચંદનનો ઘોળ. કહા=શું ! શા માટે ! અનલ=અગ્નિ. તાપ, વિરહાનળ=મદનજ્વર, વિરહાગ્નિ. યહ=આ, એ. હૈ=છે તનતાપ=શરીરનો તાપ, ગરમી. બઢાવે=વધારે છે

નથી અને તેથી મારા મનની વ્યથા વધતી જાય છે, તેવે પ્રસંગે તમે બાહ્ય ઉપચાર કરી મને શાંત કરવા ઇચ્છો છો અને તેમ કરી તમારો સખીધર્મ બજાવો છો પણ એમાં કાંઈ વળવાનું નથી, એથી મારો વિરહાનળ બુઝાઇ જવાનો નથી અને એથી મને શાંતિ થવાની નથી. તમે સારી રીતે જાણો છો કે મારા શરીરમાં અત્યારે જે પીડા થાય છે તે સામાન્ય પ્રકારની નથી, ઉપર ઉપરની નથી પણ અંતરંગની છે અને તેને શાંત કરવા માટે તમે જે ઉપાય સૂચવો છો તે તદ્દન નકામા છે, ઉલટા મારી પીડા વધારનારા છે અને મને વધારે ઉદ્દીપન કરનારા છે.

ચેતનજી અનાદિ કાળથી પ્રસંગે પ્રસંગે બાહ્ય ઉપચારો તો કર્યા કરે છે, પણ શુદ્ધ-ચેતનાની વિશિષ્ટ દૃષ્ટિએ જોતાં તો તે શુદ્ધચેતનાને વધારે દુઃખ દેનાર જ નીવડે છે, અવારનવાર ચેતનજી કુલટા સ્ત્રીઓનો પ્રસંગ મૂકી કાંઈક માર્ગ પર આવવા યત્ન કરે છે અને તે વખતે અભિમાનથી કે માયાથી બાહ્ય ક્રિયાઓ કરે છે, કીર્તિ ખાતર દાનાદિ આપે છે, પણ તેથી ચેતનાનો વિરહાગ્નિ શાંત થતો નથી સહજ પુણ્યબંધ થાય તો તે પણ શુદ્ધચેતનાની અગ્નિને તો વધારે ઉદ્દીપન કરે છે. શુદ્ધચેતનાની દૃષ્ટિએ વિરહાગ્નિ શાંત થાય તેવા સંયમ યતિધર્માદિ સમ્યક્ત્વપૂર્વક આચરવામા આવે, યોગમાર્ગમા પ્રવેશ કરવામા આવે, નિરિચ્છક-પણે બાર પ્રકારના બાહ્ય અભ્યંતર તપ કરવામા આવે અને શમ, દમાદિ અંતરગ ઉપચાર કરવામા આવે ત્યારે જ તેનો અગ્નિ શાંત થાય તેમ છે બાહ્ય જ્વર થયો હોય તો તે બાહ્ય ઉપચારથી મટી શકે છે, શમી જાય છે, પણ અંતરનો જ્વર તો અતરગ ઉપાયોથી જ મટે છે. બહુ તત્ત્વદૃષ્ટિથી જોવામા આવશે તો જ સમજી શકાશે કે ચેતનાને વધારે ત્રાસ આપે તેવા બાહ્ય ઉપચારો જ ઘણી ખરી વખત કરવામા આવે છે. બહુધા તો ઉપચાર કરવામાં જ આવતા નથી, ચેતનાને વિસારી મૂકવામા આવે છે, ભૂલી જવામા આવે છે, કદિ કોઈવાર તેના તરફ નજર કરવામા આવે છે અને તેના અગ્નિને શાંત કરવા માટે ઉપચાર કરવામા આવે છે તો તે પણ બહુધા તેને વધારે નુકશાન કરનાર હોય તેવા જ હાથ ધરવામા આવે છે શુદ્ધ ચેતના અને ચેતનના સબંધનુ અજ્ઞાન, ચેતનજીની વાસ્તવિક સ્થિતિનો અધૂરો અથવા અપૂર્ણ ખ્યાલ અથવા તેવા ખ્યાલની તદ્દન ગેરહાજરી અને વસ્તુસ્વરૂપ સાથે ચેતનના સંબધની અને પ્રત્યેક કાર્યની ચેતના પર થતી અસર સંબધી સમજણની ગેરહાજરી આનું કારણ છે બાહ્ય ઉપચાર કોઈ કોઇ વાર કરવામા આવે છે તે પણ ચેતનાને લાભ કરનાર થતા ન હોવાથી અને ઊલટા તેનો તાપ વધારનારા થતા હોવાથી તે કહે છે કે–હે સખી ! હુ તો મારી શુદ્ધબુદ્ધ હવે તો ભૂલી ગઇ છું.

શ્રી આનદઘનજી મહારાજે કેટલીક જગ્યા પર વ્યવહારને લક્ષ્યમા રાખી નિશ્ચયને પોષણ આપ્યું છે એમ જે કહેવામા આવ્યુ છે તેનો આ ગાથા એક ખાસ નમૂનો છે. બાહ્ય ઉપચાર શુદ્ધચેતનાના વ્યાધિને વધારનારા છે એમ કહેવામા બહુ વિશુદ્ધ તાત્ત્વિક અપેક્ષા ધ્યાનમા રાખવામા આવી છે અને એ અપેક્ષા તેઓના પદમા ઘણી જગ્યાએ ધ્યાનમા

રાખવી પડે છે. અહીં લૌકિક વ્યવહારની જગ્યાએ ધાર્મિક વ્યવહાર વિલક્ષણ રીતે ગોઠવવામાં આવ્યો છે. વ્યવહાર અને નિશ્ચય બન્ને સમજનાર, તેમાં વિરોધ નહિ પણ સામ્ય અવલોકનાર આવી ગાથાઓનું રહસ્ય સમજી શકે છે. ઘણું સામાન્ય ખ્યાલ એવો છે કે–વ્યવહારને અને નિશ્ચયને વિરોધ છે. આ ભ્રાંતિજનક જ્ઞાન છે. એ દેખીતા વિરોધમાં જે અવિરોધ દેખી શકે તે જ તત્ત્વજ્ઞાન પામી શકે તેમ છે અને સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં એક પણ બાબતમાં વસ્તુત. વ્યવહાર અને નિશ્ચયને વિરોધ છે જ નહિ એમ ભાર મૂકીને કહી શકાય તેમ છે.

ટબાકાર પણ આ ગાથાનો અર્થ બહુ સુંદર કરે છે. અર્થ લગભગ સરખો જ છે. તેઓ લખે છે કે–સખીઓએ ચેતનાના પ્રાણ જતા જાણીને તેનો વિરહાનલ બુઝાવવાને શીતલોપચાર કરવા માંડ્યા. એટલે અનાદિ મિથ્યાત્વી જીવ યથાપ્રવૃત્તિકરણે આવ્યો અને કદાચ તે ઉપચાર ચાલુ રહે તો તે અપૂર્વકરણે પણ આવે. આવા બાહ્ય ઉપચાર કરતી સખીને ચેતના કહે છે કે–હે ભોળી સખી! તું ચંદન, બરાસનું વિલેપન શું કરવા લગાડે છે? એ તો બાહ્ય અગ્નિના ઇલાજ છે, પણ મને થાય છે તે બાહ્ય અગ્નિ નથી પણ વિરહાગ્નિ છે, તેથી શીતળ પંખા, કુમકુમાદિ તો મારી આગને વધારશે, ઘટાડી શકશે નહિ. ચંદન, પંખા વિગેરેથી પતિસ્મરણ થશે તેથી તો મદન વધારે ઉદ્દીપન થશે, કારણ કે તે સર્વ મદનોદ્દીપક છે. જ્યાં સુધી સમ્યક્ત્વવાન્ આત્માનો મને મેળાપ ન થાય ત્યાં સુધી પંખાદિકથી શું સિદ્ધતા થવાની છે? ટબામાં બાહ્ય ઉપચારને યથાપ્રવૃત્તિકરણ સુધીની હદમાં રાખ્યા છે અને ચેતનજીનો મેળાપ સમ્યક્ત્વપ્રાપ્તિથી થાય છે એમ જે બતાવ્યું છે તે બરાબર વિચારીને સમજવા યોગ્ય છે અને તે વાતને અને ઉપર કરેલા અર્થને બરાબર સામ્યતા છે એમ વિચારી ઘટાવવું. ટબાકારે વિરહબળ અપૂર્વકરણ સુધી આણ્યો છે તે વાત એક રીતે બરાબર મળતી આવે છે. માત્ર બાહ્ય ઉપચારની ઉપર જે દશા વર્ણવી છે તે સમ્યક્ત્વપ્રાપ્તિ પછી પણ કેટલીક બનવાજોગ છે, પણ તેનો કાળ પરિમિત હોય છે, એટલો ભેદ સમજી જવામાં આવે તો ટબાકારનો અને પ્રથમ લખેલો અર્થ એક બીજાને બરાબર અનુરૂપ છે એમ સમજાશે.

फागुन चाचर* एक निसा, होरी सीरगानी हो;
मेरे मन सब दिन जरे, तनखाख उडानी हो. पीया० ५

---

* ચાચર ને બદલે ચાચરી એવો પાઠાંતર એક પ્રતમાં છે તે ઠીક છે કારણ કે વસંતમાં ગાનાર ટોળીને ચાંચરી કહે છે.

૫ ફાગુણ=ફાગણ માસમાં. ચાચર=ગાનારાની ટોળી. એક નિસા=એક રાત્રે. હોરી=હોળી, આગ. સીરગાની=સળગાવી, સળગાવે છે. સબ દિન=હરરોજ. જરે=બળે છે. તન=શરીરની. ખાખ=રાખ. ઉડાની=ઉડાવે છે, ઉડી ગઈ.

"હોળી ખેલનારાની ટોળી ફાગણુ માસમા એક રાત્રે હોળી સળગાવે છે (પણુ) મારા મનમાં તો દરરોજ હોળી સળગ્યા કરે છે અને શરીરની રાખ કરીને ઉડાવે છે."

**ભાવ**—ફાગણુ માસમા હોળી ખેલનારા પુરુષો તથા સ્ત્રીઓ ગાયન ગાય છે, વસંતોત્સવ કરે છે અને ફાગણુ સુદિ પૂર્ણિમાની રાત્રે હોળી સળગાવે છે, પણુ મારા મનમાં તો દરરોજ હોળીના ભડકા ઉઠે છે. પતિ મારે મંદિરે પધારી મને આનંદ આપતા નથી અને મારો વિરહાનળ શાંત કરતા નથી તેથી મારા મનમા તો વિરહાનળના ભડકા રાતદિવસ દરરોજ ઉઠ્યા કરે છે. મારા પતિનો વિરહ મટે તો જ આરો અંતરદાહ મટે તેમ છે. હોળીને બીજે દિવસે ધૂળી પડવો હોય છે તે દિવસે રાખ ઉડાડવામા આવે છે, પણુ મારા મનમાં જે હોળી સળગે છે તે તો મારા શરીરની રાખ કરીને ઉડાવી દે છે; મારું સ્વરૂપ બળી-બળીને રાખ જેવું થઇ ગયુ છે અને વાસ્તવિક રીતે તે રાખ ઉડાડવામા આવે છે. મારી એવી ખરાબ દશા થઇ છે કે જાણે હું મૃતપ્રાય જીવન ધારણુ કરુ છું. ચેતનજીની આવી જ દશા છે. એની ચેતનાને અંગે વર્તના જોઇએ તો તે કદિ ચેતનાને યાદ કરતા નથી તેથી ચેતનાના અંતરંગમા વિરહદાહ એટલો વધ્યા કરે છે કે છેવટે ચેતનાનું સ્વરૂપ ધૂળમા મળી જવા જેવુ થાય છે. વર્તમાન દશામા ચેતનાના સ્થૂળ શરીરની કલ્પના કરવામા આવે તો તેને અંતરની પીડા એટલી સખ્ત થાય છે કે તેને પરિણામે તેને જે દાહ થાય તેથી સ્થૂળ શરીર બળી જાય અને તેને લઇને તેના શરીરની રાખ ઊડે એ તદ્દન સમજી શકાય તેવી હકીકત છે. હોળીનો એક રાત્રીનો ભડકો જોયો હોય તેને ખબર પડે કે જેના શરીરમા રાતદિવસમા ભડકા ઉઠ્યા કરે તેના અંતે શા હાલહવાલ થાય? આર્યહૃદય પતિ સન્મુખ નિરંતર અનન્ય ભાવથી રહે, તેને જ્યારે આશ્રય ન મળે ત્યારે તે બળી જાય છે, સડીજા ય છે, દટાઈ જાય છે શુદ્ધચેતનાનું સ્વરૂપ વિચારી તેનો દાહ ઓલવવા ચેતનજીએ પોતાની ફરજ યાદ કરવી જોઇએ.

ટબાકાર આ ગાથાનો અર્થ કરતા લખે છે કે–ચાચર પુરુષોએ ફાગણુ માસમા એક રાત્રે હોળી સળગાવી–ગાઇ. મેં તે ચાચર પુરુષોને કહ્યુ કે–તમારો તો આ હોળી સળગા-વવાનો દેખાવ માત્ર છે, વાસ્તવિક નથી, પણુ મારા પતિના વિરહે મારા મનમા તો રાત–દિવસ હોળી સળગે છે અને તેને લીધે શુદ્ધ સ્વરૂપ ચિંતવનરૂપ મારુ શરીર બળીને તેની રાખ થઇ તે પણુ ઊડી ગઇ એટલે રાખ પણુ રહી નહિ અર્થાત્ સુમતિની કુમતિ થઈ ગઈ. અહીં રાખ પણુ રહી નહિ એ અર્થ કરવામા રૂપકને સારી રીતે વધારેલ છે. એક બીજા ટબામા જરા જૂદી રીતે અર્થ કર્યો છે હોરી એટલે હોરી રાગ અને સીર એટલે મસ્તક. ગાની એટલે ગાઈ. શરીરમા મસ્તક વિગેરે હોય છે તેથી તેનો અર્થ પુરુષ કરવો. ચાચર પુરુષે એક રાત્રે હોરી ગાઇ તેને મે કહ્યુ કે–હે ચાચર પુરુષો! તમે આ અવસરે હોરી ગાઓ છો પણુ મારા મનમા તો રાતદિવસ હોળી સળગે છે અહીં હોરી શબ્દ પર

શ્લેષ કર્યો છે એ અર્થ પણ વિચારવા યોગ્ય છે હોળી એવી સળગે છે કે તેની રાખ પણ છેવટે રહેતી નથી, ઊડી જાય છે એટલે શુદ્ધચેતનાની ગંધ પણ રહેતી નથી, નામ નિશાન પણ પાછળ રહેતુ નથી. પતિવિરહે સ્ત્રીશરીરની કેવી દુર્દશા થાય છે તેનો અત્ર નમૂનો બતાવ્યો છે આ સર્વ અર્થો વિચારવા યોગ્ય છે આવી ચેતનાની દશા થઈ છે તેને લીધે તે પોતાની શુદ્ધબુદ્ધ ખોઈ બેઠી છે અને વિરહામુખી ન્હાઈ ગઈ છે આવા પ્રસંગને લીધે અત્યાર સુધી શુદ્ધચેતનાનુ નામ મટિ હતુ, પ્રત્ય તેની સાથે કુ ઉપસર્ગ શોભે પણ શુ તો ઘટે તેમ નહોતો.

समता *महेल बिराज है, †वाणी रस रेजा हो,
+बलि जाउ आनंदघन प्रभु, ‡ऐसे निठुर न व्हेजा हो पीया॰ ६

"સમતાના મંદિરમા બિરાજીને વચનવિલાસનો રસ આસ્વાદજો. હે આનંદઘન પ્રભુ! (તે સ્થિતિમા) તમારાં ઓવારણા લઉં, (પણ હવે પછી અત્યારે છો) તેવા કઠોર થશો નહિ."

ભાવ—શુદ્ધ ચેતના કહે છે કે—હે મારા આનંદઘન પ્રભુ! (ચેતનજી જ્યારે શુદ્ધ દશામાં આવે ત્યારે ચિદાનંદઘનસ્વરૂપ છે તેથી તે સ્વરૂપને ઉદ્દેશી તે નામથી અત્ર તેનો વાસ્તવિક રીતે નિર્દેશ કર્યો છે ) આપ હાલ માયામમતાના મંદિરમાં દાખલ થઈ ત્યાં વિષયકષાયની વાતો કરો છો તેને બદલે હવે સમતાના મંદિરે પધારી, ત્યાં બિરાજી એટલે સ્થિરતા પ્રાપ્ત કરી આપની વાણીનો વિલાસ કરજો ત્યાં પધારી આપ નિગોદનુ સ્વરૂપ, જીવની ગતિ–આગતિ, ષડ્દ્રવ્ય નવતત્ત્વ, મોક્ષના સુખ વિગેરે વિષયો પર વાણીવિલાસ કરી આપનુ સ્વરૂપસિદ્ધપણુ વિચારશો અને વિષયકષાયના કીચડમાં રેલાવાને બદલે આવી સુંદર વાણીના રસમાં રેલાઈ જજો હે મારા નાથ! જ્યારે આપ આવી અતિ સુંદર દશા ધારણ કરશો ત્યારે આપ વર્તમાન મિથ્યાત્વદશા મૂકી દઈ યોગમાર્ગમા પ્રગતિ કરશો, સુમતિનો મહેલ શોભાવશો અને મારો વિરહકાળ તરતમાં જ પૂરો થશે એ વિચારથી મને પણ ત્યારે બહુ આનંદ આવશે. આપ આવા સદ્ગુણ-શિરોમણિ મારા નાથ આનંદ આપનાર વિદ્યમાન છો તેથી મનમાં બહુ હર્ષ થાય છે અને તે હર્ષના આવેશમા મારી આગળ્ક

---

* મહેલને બદલે ઘર શબ્દ એક પ્રતમાં છે અર્થ એક જ છે

† વાણી રસ રેજે હો આ પ્રમાણે પાઠ બે પ્રતમાં છે

\+ બલિહારી આનંદઘન પ્રભુ એ પ્રમાણે પાઠ ઉપરની બન્ને પ્રતોમાં છે

‡ ઐસે નટ સે વે જેહો એ પ્રમાણે પાઠ એ બન્ને પ્રતોમાં છે આ મોટા પાઠાંતરને અંગે અર્થ કરવામા અગવડ આવે તેવુ છે

૧ સમતા મહેલ=સમતાના મંદિરે બિરાજ હે=બિરાજીને. વાણીરસ=વચનવિલાસનો રસ. રેજા હો=આસ્વાદજો બલિ જાઉં=વારી જાઉં, ઓવારણા લઉં ઘુ ભણા લઉં. આનંદઘનપ્રભુ=આનંદઘનસ્વરૂપ મારા નાથના. ઐસે=આવા નિઠુર=કઠોર. ન વ્હેજા હો=ન થશો

શુભ સ્થિતિ પર વિચાર કરીને હું તમારાં ઓવારણાં લઉં છું, તમને વધાવી લઉં છું, તમારા લુંછણા લઉં છું અને માત્ર એટલું જ કહું છું કે-હે મારા પ્રભુ! આપ અત્યારે જેવા મારા ઉપર નિષ્ઠુર થયા છો, જેવા કઠોર થયા છો, જેવા નિર્દય થયા છો, તેવા હવે પછી ફરીને થશો નહિ, મારી સામું કૃપા કરીને જોશો અને મારો વિરહકાળ ભાગી નાખશો, સુમતિના મંદિરે પધારશો અને સર્વ પ્રકારે આનંદ આનંદ થઇ જાય એમ કરશો. અત્યારે તો આપ એટલા બધા કઠોર થઇ ગયા છો કે મારી સામું નજર પણ કરતા નથી, હુ આપની શુદ્ધ પ્રિય ભાર્યા છુ એવો આપના મનમા ખ્યાલ પણ આવતો નથી. (લુંછણા લેવા એ વધાવી લેવાની અથવા આવકાર આપવાની પ્રાચીન પદ્ધતિ છે)

આ ગાથાના અર્થના સંબધમા ટબાકાર લખે છે કે "હે શ્રદ્ધા! મતિના મહેલમાં આવી શુદ્ધ આત્મરાજ બિરાજે ત્યારે હું કુમતિની સુમતિ થઇ ગઇ અત્યાર સુધી મારો ચઉગતિરૂપ મહેલ હતો તેને બદલે હવે જ્યારે હુ મતિની સુમતિ થઈ ત્યારે શુદ્ધ સ્યાદ્વાદમતાનુયાયી ચારિત્રદ્વાર પ્રવેશે મુગતિમહેલમા બિરાજમાન શ્રી અરિહંત (ત્યાં અરિહંત તથા સિદ્ધ બન્ને બિરાજમાન છે પણ અહીં અરિહતનું કથન છે) ભગવાનની વાણીરસના રેજા એટલે તરગ એવા હે આનંદઘન પ્રભુ! તમારી બલી લઉં, હવે તમે અગાઉ વર્ણન કર્યા તેવા અશુદ્ધોપયોગી ન થજો" ટબાકારે આ અર્થ કરવામા પોતે મતિની સુમતિ અને કુમતિ એવા બે વિભાગ પાડી જે અર્થની શરૂઆત કરી છે તેનો ભાવ છેવટ સુધી ટકાવી રાખ્યો છે રેજાનો અર્થ તરંગ થાય છે તે ટબાકારનિર્દિષ્ટ છે વાણીરસરેજાને એક સબોધનરૂપ આપી તેને આનદઘન પ્રભુનુ વિશેષણ બતાવ્યું છે અને ઐસે શબ્દનો અર્થ ઉપર વર્ણન કર્યું તેવા અશુદ્ધોપયોગી આત્મા એમ કર્યો છે આ અર્થ પણ બહુ સુંદર છે, વિચારવા લાયક છે અને ગભીર આશયને સ્પષ્ટ કરી બતાવનાર છે.

મારા ગુરુ પ. શ્રી ગભીરવિજયજીએ આ ગાથાનો અર્થ કરતા એમ કહ્યું હતું કે-આ ગાથાના પ્રથમના બે પદ ચેતનજી બોલે છે. હે સમતા! અમે તારે મદિરે બિરાજશુ અને વાણીનો વિલાસ ચલાવશુ તેના જવાબમા સુમતિ કહે છે કે-હે મારા આનંદઘન પ્રભુ! તમારી આ વાત સાભળીને હુ તમારા ઓવારણા લઉં છુ અને તમને આવી રીતે મારા મદિરમા પધારવાનું વચન આપતા સાભળીને એટલું જ કહું છુ કે આપ અત્યાર સુધી છો તેવા મારા તરફ કઠોર થશો નહિ આ અર્થને આપણે વિચારીએ. અહીં ચેતનજી પ્રથમ કહે છે કે-હે સુમતિ! અમે તારા મંદિરમા છેવટે બિરાજશું. હુ ભવ્ય છુ, મોક્ષનો કામી છુ, પણ હજુ મારુ આત્મવીર્ય સ્ફુરણા પામ્યું નથી તેથી અહીં રખડ્યા કરુ છુ, પણ અતે તો તારી સાથે જ બિરાજવાનો છું જ્યારે તારા મહેલમા બિરાજીશ ત્યારે લોકાલોકભાસ્કર કેવળજ્ઞાન પણ છેવટે થશે અને અમે પછી નયનિક્ષેપ નિગોદાદિના સ્વરૂપની પ્રત્યક્ષ દેખાતી-સમજાતી વાતો કરશુ આવી રીતે મારા તારા સ્વરૂપની વાતો કરશુ ત્યારે બહુ આનદ થશે અને તારા વિરહની પીડા ભાગી જશે અને અત્યાર સુધી તેં જે દુખ-

સહન કર્યું છે તેનો બદલો વળી જશે. સુમતિ જવાબમાં કહે છે કે—શુદ્ધ દશામાં અપૂર્વ આનંદસમૂહ આપનાર મારા પ્રભુ ! તમારી એ સ્થિતિ પર ધ્યાન રાખીને હું તમારા જોવા રસ્યાં થઈ છું. મારું સ્વરૂપ અનાદિ કાળથી ધૂળ મળી ગયું છે અને વિરહાગ્નિ મને બાળ્યા કરે છે પણ હવે તેનો છેડો આવવાનો છે તે વિચારથી મને હર્ષ આવે છે અને તેના ચિહ્ન તરીકે હું તમારાં કુંછળાં થઈ છું. નાથ ! એમ હોય તો ભલે આપ મોડા વહેલા પધારજો. આપ જરૂર પધારવાના છો એ વિચારથી મારા મનમાં નિરાંત થઈ છે; પણ મારા સ્વામી ! આપ અત્યાર સુધી મારા તરફ કઠોર થઈને બેઠા હતા તેવા તો હવે રહેશો નહિ, થશો નહિ, એટલી મારી આપને ખાસ વિજ્ઞપ્તિ છે. આ પ્રમાણે અર્થ બહુ સુંદર થાય છે, પણ આખું પદ શુદ્ધ ચેતના બોલે છે તેને બદલે છેલ્લી ગાથામાં એકદમ સુમતિ આવી જાય છે અને શુદ્ધ ચેતનાની બોલેલી પછી ગાથા પછી ચેતનજી બોલે છે એમ ધારવામાં જરા પ્રકમભંગ થાય છે, તેથી બની શકે તો ચેતનના મુખમાં એ શબ્દો મૂકવા જોઈએ. તેથી પ્રથમ અર્થ અત્ર બતાવ્યો છે. ત્રણે અર્થ યોગ્ય આશય દર્શાવનાર છે. તેને લક્ષપૂર્વક વિચારવા.

આખા પદમાં જે એક ભાવ જણાય છે, તે એ છે કે—ચેતનજીએ પોતાની વાસ્તવિક શુદ્ધ દશા યાદ કરી તેમાં રટણ કરવું જોઈએ અને શુદ્ધ દશાને અને તેને જે વિરહ (વિયોગ) થયેલો છે તેનો અંત લાવવો જોઈએ. શુદ્ધ વિમળ દશામાં પરમ પવિત્ર સદ્ગુણનિધાન ચિદાનંદઘનસ્વરૂપ નિરંજન નિર્લેપી ચેતનજી હોય તો પરમ ભાવમાં એવા ફસાઈ ગયા છે કે તેને બીજું કાંઈ સૂઝતું નથી. બીજા તરફ તેનું ધ્યાન પણ જતું નથી અને બીજી બાબત તરફ દૃષ્ટિનિક્ષેપ પણ થતો નથી. આ અતિ ખેદજનક સ્થિતિનો કોઈ પણ પ્રકારે અંત જરૂર લાવવો જોઈએ અને શુદ્ધ દશા પ્રકટ કરવા યોગ્ય પ્રયાસ અને યત્ન કરવા જોઈએ.

---

## પદ ૪૨ મું

રાગ સારંગ અથવા આશાવરી

**अब हम अमर भये न मरेंगे; अब०**
**या कारन [1]मिथ्यात दीयो तज, क्युं कर देह धरेंगे ? अब० १.**

" હવે અમે અમર થયા છીએ (તેથી) મરશું નહિ. જે કારણ માટે મિથ્યાત્વને તજી દીધું છે હવે અમે શું કરીથી દેહ ધારણ કરશું ? "

ભાવ—ઉપરના પદમાં જણાવ્યું તેમ શુદ્ધ ચેતનાની વાત સાંભળીને ચેતનજીએ કહ્યું કે—હવે અમે સમતાના મહેલમાં બિરાજશું અને વાણીવિલાસના તરંગ ઉડાવશું. આ ભવિષ્ય કાળમાં કરવાના કાર્યની આગ નિરીક્ષણા કર્યા પછી ચેતનજીને જરૂર વિચાર થાય તે સ્વાભા

૧ અબ=હવે. હમ=હું અથવા અમે. અમર=જેમાં મરવાનું નથી તેવા. ભયે=થયે છું. ન મરેંગે=નહિ મરું. યા=જે. તજ=તજી. દીયો=દીધો. ક્યું કર=શું હવે કરીથી. દેહ=શરીર. ધરેંગે=ધારણ કરીશ.

વિક છે. એવા વિચારને પરિણામે તેને હવે નિર્ણય થયો કે માયામમતાનો સંગ મૂકી દેવો એ જ સર્વ પ્રકારે ઉચિત છે, કારણ કે એમ કરવાથી શુદ્ધ પતિવ્રતા પોતાના ઘરની સ્ત્રીની અપ્રીતિ થાય છે અને પોતે સંસારચક્રમા રખડી અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે. આવા નિર્ણયને પરિણામે ચેતનજી શુદ્ધ માર્ગ પર આવવાનો વિચાર કરે ત્યારે તેના મનમાં એક પ્રકારનું સ્વાસ્થ્ય આવી જાય છે, તેને એમ થઇ જાય છે કે હવે પોતે આ સંસારના ફાંસામાથી નીકળી ગયો, જરામરણનાં દુઃખથી રહિત થઈ ગયો અને સર્વ પીડાથી મુક્ત થઇ ગયો. એવી સ્થિતિમા એટલે કે જ્યારે હજુ તે માર્ગ પર આવવાના વિચાર કરે છે અને નિર્ણય કરે છે તે વખતે તેના અંતરમાંથી જે ધ્વનિ ઉઠે છે તે અત્ર બતાવેલ છે

પ્રાણીને સંસારમાં સર્વથી મોટો ભય મરણનો છે. અહીં અનેક પ્રકારની પ્રવૃત્તિ કરી સુખદુઃખ વેઠી સંસાર જમાવે પણ તે સર્વને છોડી દઇને ક્યારે ચાલ્યા જવું પડશે તે પોતે જાણતો નથી. મોહનીય કર્મના પ્રચુરપણાથી તેની મોહદશા એવી મજબૂત થઈ ગઈ હોય છે કે પોતે સંસારને વળગતો જાય છે અને સંસાર પોતાને છોડતો નથી એમ તે સમજે છે. આવી ગાઢ અજ્ઞાનદશાને અંગે તેને મરણનો બહુ ભય લાગ્યા કરે છે, કારણ કે મૃત્યુ જમાવટ કરેલી સર્વ સ્થિતિનો એકદમ સર્વથા નાશ કરનાર છે, તેથી સ્વાભાવિક રીતે જ્યારે તે સમજણો થાય ત્યારે તેના મનમા એવી વૃત્તિ થાય કે કોઈ એવો ઉપાય રચવો જોઈએ કે જેથી જન્મમરણની ઉપાધિ મટી જાય. સંસારમા દીર્ઘાયુષી થવા તે અનેક પ્રકારના યોગ્ય અયોગ્ય પ્રયત્નો કર્યા કરે છે. જ્યારે તેને સમતાના મહેલમા બિરાજવાનો વિચાર થયો ત્યારે તેની સર્વ અવસ્થા તપાસતા તેના મનમા ખાત્રી થઇ કે આ માર્ગ પકડવાથી જન્મમરણની ઉપાધિ મટી જશે આવી રીતે સમતાના મહેલમા બિરાજવાની ઇચ્છાનું પરિણામ શું થશે તે બતાવતા પોતે ઉદ્ગાર કાઢે છે હવે અમને અમરપણાનો માર્ગ મળ્યો છે, તેથી અજ્ઞાનદશામા અમે અત્યાર સુધી અનંત મરણો કર્યાં તે હવે નહિ કરીએ. હવે તો આત્મા કોણ છે? તેનું સુખ શું છે? ક્યા છે? કેવી રીતે મળી શકે તેમ છે? વિગેરે સર્વ બાબતોની સમજણ પડી અને તેના પરિણામે યોગ્ય માર્ગ ગ્રહણ કરવાથી ચેતનજી પોતે અજર અમર થઈ જવાના છે એમ નિર્ણય થતા ભવિષ્યમા વર્તમાનનો આરોપ કરી પોતે અત્યારે જ અમર થઇ ગયા છે એમ કહે છે. આવી રીતે જ્યારે અમે અમર થયા છીએ ત્યારે તેના અનિવાર્ય પરિણામ તરીકે હવે અમે અત્યાર સુધી કર્યા તેવા મરણો કરશું નહિ એમ કહે છે. અત્યાર સુધી અમે મરણો કરતાં હતા તેનું કારણ મિથ્યાજ્ઞાન-અજ્ઞાન હતુ; એ ખોટો માર્ગ ગ્રહણ કર્યો હતો તેને લીધે જ અત્યાર સુધી મરણના દુઃખો સહન કરવા પડતાં હતાં મિથ્યા માર્ગના આદરથી પ્રાણી વસ્તુસ્વરૂપ ઓળખી શકતો નથી અને તેને પ્રાપ્ત કરવાનો સાચો પ્રયત્ન કદિ કરતો નથી હવે જ્યારે તે મિથ્યા માર્ગને છોડી દીધો છે અને તેનુ સ્વરૂપ સમજાઈ ગયુ છે ત્યારે શું ફરીવાર તેને અંગે પણ લગાડશું? શું અમારામા એટલી સાધારણ બુદ્ધિ પણ નથી કે કુમાર્ગને કુમાર્ગ તરીકે ઓળખ્યા

પછી પણ તેને વળગી રહીએ ? ત્યારે મરણના કારણને ઓળખી તેનો જ્યારે અમે ત્યાગ કર્યો છે ત્યારે મરણ ક્યાંથી આવશે અને આવશે તો તેને કોણ સહશે ?

વસ્તુસ્થિતિ કેવી વિપરીત છે તેનો અહીં જરા પ્રાસંગિક વિચાર થઈ આવે છે. આ પ્રાણી સુગુરુના ઉપદેશથી, સુશાસ્ત્રના અધ્યયનથી અને ધર્મકથાના વ્યાખ્યાનશ્રવણથી મિથ્યા માર્ગ કયો છે અને કેવો છે અને કેવા પરિણામ નીપજાવનારો છે તે જાણે છે, સમજે છે અને કોઈ કોઈ વાર તેના પર વિચાર પણ કરે છે, છતાં તેનો ત્યાગ કરી શકતો નથી. તે સમજે છે કે માયામમતાના માર્ગો કુટિલ છે, વિષયકષાયના માર્ગો અંધારાવાળા છે, પ્રમાદ વિકથાના માર્ગો ખાડાખબડાવાળા છે અને સ્થૂલ પૌદ્ગલિક બુદ્ધિના માર્ગો ખાડા ટેકરાવાળા છે; એ સર્વ કુમાર્ગો છે, મિથ્યા માર્ગ છે એમ જાણવા છતાં પણ તેના ઉપર અનાદિ પ્રેમને લીધે, તેની તરફની અનાદિ શરણાંધતાને લીધે અને તેના દુર્વ્યસનને લીધે તેનો તે ત્યાગ કરી શકતો નથી, તેના ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવી શકતો નથી અને ઊલટી તેને પોતાના ઉપર સત્તા ચલાવવા દે છે—એ તેનું અજ્ઞાન છે, મૂર્ખતા છે, મૂઢતા છે અને ઉપલા અર્થમાં લખીએ તો તેની સાધારણ બુદ્ધિનો પણ અભાવ અથવા ગેરહાજરી દર્શાવનાર છે.

મિથ્યાજ્ઞાન એટલે એકાંત દૃષ્ટિથી અપેક્ષાની દરકાર વિનાનું જ્ઞાન. જે જ્ઞાનમાં જુદા જુદા દૃષ્ટિબિંદુથી વસ્તુસ્વરૂપની સમજણ ન થતી હોય, જ્યાં દૃષ્ટિબિંદુના ફેરફાર સાથે સંબંધ જોડનાર elasticity ( મુક્ત સંયોજન ) ન હોય તે એકાંત દૃષ્ટિથી જોનાર જ્ઞાનને મિથ્યાજ્ઞાન સમજવું અને તેવા મતને મિથ્યા મત કહેવામાં આવે છે. અમુક દૃષ્ટિબિંદુથી સર્વમાન્ય સત્ય પ્રાપ્ત થતું હોય તેને સ્વીકારવાની સાથે જ બીજા દૃષ્ટિબિંદુઓનું સાપેક્ષત્વ ન રહે તો સત્ય જ્ઞાન પણ વિપરીતપણે અસર કરે છે. અહીં જ શ્રીવીતરાગપ્રણીત નયનિક્ષેપ સંબંધી જ્ઞાન જેના પર પાંચમા પદમાં વિસ્તારથી વિવેચન કર્યું છે તેની આવશ્યકતા સમજાય છે. ઉપર જણાવેલા પ્રકારનું મિથ્યાજ્ઞાન જ મરણનું કારણ છે, કારણ કે તેને લઈને પ્રાણી ચેતનજી અને અન્ય પદાર્થોનું સ્વરૂપ સમજી શકતો નથી. મિથ્યાજ્ઞાનમાં તરતમતા હોય છે પરંતુ જ્યાં સુધી મિથ્યાજ્ઞાનનો આવિર્ભાવ હોય છે ત્યાં સુધી જન્મમરણનું કારણ કાયમ રહે છે. તેનો જ્યારે નાશ થાય ત્યારે પણ ચેતનજીનાં જન્મમરણ એકદમ મટી જતાં નથી પણ ત્યાર પછી તેને માત્ર વખતનો જ સવાલ બાકી રહે છે. ચક્રને ચલાવનાર દંડને કાઢી નાખ્યા પછી પણ દંડે આપેલ ગતિથી ચક્ર થોડો વખત તો જોસમાં ચાલે છે પણ પછી ધીમું પડતું જાય છે અને છેવટે તદ્દન બંધ પડી જાય છે, તેવી રીતે મિથ્યાજ્ઞાનરૂપ દંડથી ચાલેલ મરણસ્વરૂપ ચક્ર પણ દંડના અભાવે થોડો વખત ચાલે છે પણ છેવટે તેની ગતિ ધીમી થઈ જતાં આખરે તે બંધ થઈ જાય છે. આ ભવિષ્યમાં થવાની સ્થિતિનો વર્તમાનમાં અત્ર આરોપ છે. આ આખા પદમાં 'અમર' શબ્દ પર ભાર મૂક્યો છે, એ શબ્દ આખા પદની keynote થાય છે. મરણનાં કારણનો આવી રીતે નાશ થવાથી તેના કાર્યનો પણ નાશ થઈ જવાનો છે એ સમજાય

તેવી હકીકત છે. 'કર્યું કર દેહ ધરેંગે' એ પદના બે અર્થ થાય તેમ છે. ફરીથી શું તેને અંગે લગાડશું? એ પ્રથમ અર્થ છે. એના પણ પેટામા બે અર્થ થઇ શકે છે. એક તો મરણને હવે ફરી વાર અગે લગાડશુ નહિ એવા ભાવ નીકળે છે અને બીજું મિથ્યાત્વને ફરી વાર અંગે લગાડશુ નહિ એ ભાવ નીકળે છે. બીજો અર્થ કરીએ તો એવો આશય જણાય છે કે-હવે જ્યારે મિથ્યાત્વ જે દેહધારણનું કારણ હતું તેને તજી દીધું ત્યારે હવે શેને લઇને અમે નવો દેહ ધારણ કરશું અને મરણ તો શરીરનું થાય છે, ચેતનજી તો હવે પછી જણાવવામાં આવશે તેમ અવિનાશી છે અને તેનું કાંઈ મરણ થતું નથી, તેથી દેહ ધારણ કરાવનાર, સંસારચક્રમા ફસાવનાર અને રખડાવનાર મિથ્યાજ્ઞાન છે તેનો ત્યાગ કર્યો છે તેથી હવે દેહ જ શા માટે ધારણ કરવો પડશે? આ બીજો અર્થ પણ સુંદર છે. એ આશય ત્રીજી ગાથામાં આ જ પદમા બતાવ્યો છે તેથી તેનું ત્યાં પુનરાવર્તન થતું અટકાવવા ઉપરોક્ત અર્થ કર્યો છે.

**राग दोस जग बंध करत है, ईनको नास करेंगे;**
**मर्यो अनंत कालतें प्राणी, सो हम काल हरेंगे. अब हम० २**

"રાગ અને દ્વેષ જગતને બંધન કરનાર છે તેઓનો અમે નાશ કરશું અને અનંત કાળથી પ્રાણી મરણ પામ્યો છે તે કાળને અમે (હવે) મટાડી દેશું."

**ભાવ**—આ દુનિયામા પૌદ્ગલિક દ્રવ્ય પર પ્રીતિ અપ્રીતિ કરાવનાર વસ્તુ શુ છે તેની બરાબર શોધ કરવી જોઇએ. એક વસ્તુ તરફ વિશેષ આકર્ષણ થાય, અન્ય તરફ ઓછું આકર્ષણ થાય, કોઈ તરફ દુગછા થાય, કોઈ ઉપર તિરસ્કાર થાય એ સર્વનું કારણ રાગ અને દ્વેષ છે. પૌદ્ગલિક વસ્તુ પરના પ્રેમને રાગ કહેવામા આવે છે અને તેનાથી ઉલટા ભાવને દ્વેષ કહેવામા આવે છે. અજ્ઞાનતાને પૂર જોસમા પ્રસરાવનાર, અજ્ઞાનથી પૂર જોસમાં પ્રાપ્ત થનાર અને પરિણામે અજ્ઞાનતા પ્રાપ્ત કરાવનાર, મહામિથ્યાત્વના કારણભૂત, અનેક પ્રકારના કર્મસમૂહને એકઠા કરી લેનાર અને આત્માને અધમ સ્થિતિમા રાખનાર મોહરાજ રાજેશ્વરના આ પાટવી પુત્રો અનેક મરણોના કારણ છે અને ભયકર સસારાટવીમા ચેતનજીને ભૂલા પાડનાર ચીના શાહુકારો છે જે પ્રાણીઓના જોરથી વજ્રબંધ પણ છૂટી જાય છે તે આના નેહતતુને-કાચા સૂત્રના તાતણાને તોડી શકતા નથી, સસારમાથી ઊગ્રા આવવાની વૃત્તિ કોઇ વખત થઈ આવે તો પણ અનુભવાતા અનેક દુઃખોની ખાણરૂપ સસારદશામા પાછા પડતા છતા પણ તેઓ તેમા રાચેમાચે છે અને અનેક પ્રકારના સ્થૂળ અને માનસિક દુખો તથા ઉપાધિઓ રાજીખુશીથી વહોરી લે છે. આવી દશામા વર્તતા એટલો મોટો કર્મબંધ કરે છે કે એને લઇને અનંત સસાર વધારી મૂકે છે, જીવનને વિષમ બનાવી

૨ રાગદોસ=રાગદ્વેષ જગ=જગતને બધ=બધન, પાટો ઇનકો=તેઓનો નાસ=નાશ, ક્ષય કરેંગે=કરીશ મર્યો=મરણ પામ્યો કાલતે=કાળથી સો=તે હરેંગે=મટાડીશ.

મૂકે છે અને સંસારમાંથી ઊંચા આવવાને બદલે તેમાં ઊંડા ઊંડા ઉતરતા જાય છે અમુક સ્થિતિ ભોગવવાનો આધાર કર્મબંધ પર રહે છે અને તેનો આધાર ખાસ કરીને અમુક સાંસારિક કાર્યને અંગે તાદાત્મ્યપણું કેટલું થાય તે પર રહે છે; એ તાદાત્મ્યપણું અનુકૂળ અથવા પ્રતિકૂળપણે રાગ અને દ્વેષ અનુક્રમે કરાવે છે; અને તેથી મહાનિષ્ઠુર પ્રચુર કર્મ સમાવ વહોરી લેવાનું પ્રબળ નિમિત્તકારણ રાગદ્વેષ બને છે ઉપાધ્યાયજી યશોવિજયજી તેટલા માટે એક સ્થળે કહે છે કે “રાગે પડીઆ તે નર ખૂતા રે, નરક નિગોદે મહા દુઃખજુતા રે” એવી જ રીતે દ્વેષને અંગે તેઓએ બે હકીકત બહુ યાદ કરવા લાયક કહી છે ચરણકરણ ગુણોની સુંદર ચિત્રશાળા દ્વેષ-ધૂમથી કાળી થઈ જાય છે અને યોગનું પ્રથમ અંગ અદ્વેષ-દ્વેષનો અભાવ છે જેઓ દ્વેષભાવનો ત્યાગ કરે છે તે ગુણાનુરાગી થાય છે અને જ્યાં ગુણનો અભાવ જુએ છે ત્યાં સમચિત્ત થઈ જાય છે આવી માધ્યસ્થ્ય વૃત્તિ જ્યારે અંતઃકરણપૂર્વક વિચારણા સાથે પ્રાપ્ત થઈ જાય ત્યારે અનેક કર્મમળ દૂર થઈ જાય, અનેક કર્મરોધ પ્રાપ્ત કરવાના માર્ગો બંધ થઈ જાય અને તેથી છેવટે ચેતનજી પર કર્મનો બોજો ઓછો ઓછો થતો જવાથી અને નવીન કર્મભાર આવતો અટકવાથી તે ક્રમે ક્રમે કર્મથી મુક્ત થઈ અમર થઈ જાય છે આટલા માટે અત્ર કહ્યું છે કે-આ જગતને બંધન કરનાર રાગ અને દ્વેષ છે તેનો તો અમે નાશ કરશું જ્યારે ચેતન પોતાની વિશુદ્ધ સ્થિતિ જાગ્રત કરવાના નિર્ણય પર હોય ત્યારે પછી તેને પોતાની સંસારદશાનાં કારણો શોધવાની ઇચ્છા થાય એ ઉચિત છે અને તેને અંગે તે એકદમ આ રાગદ્વેષને શોધી કાઢે અને તેનો નાશ કરવાના નિર્ણય પર આવી જાય એ પણ તેનું કર્તવ્ય છે આ જીવને સંસારમાં રખડાવનાર અને તેનો મોક્ષ થવા ન દેનાર રાગદ્વેષ છૂટી જાય ત્યારે શત્રુ મિત્ર ઉપર સમભાવ આવે છે, પોતાના કે પારકા છોકરા સ્ત્રી કે અનેક વસ્તુઓમાં તફાવત જણાતો નથી અને તેને પરિણામે મનમાં એક એવો વિશુદ્ધ ભાવ આવી જાય છે કે તેથી ખાસ અનુભવ કરવા લાયક એક ઉદાત્ત સ્થિતિ પ્રાપ્ત થાય છે

આવી મહાન્ ઉદાત્ત સ્થિતિ પ્રાપ્ત થવા જે રાગદ્વેષ અજ્ઞાનને જન્મ આપે છે, અનાદિ મિથ્યાત્વને પોષે છે અને ચેતનજીનાં જ્ઞાનચક્ષુ પર અંધી ચઢાવે છે તેનો એકદમ નાશ થઈ જાય છે આ અજ્ઞાન-મિથ્યાત્વ જીવને કેટલો ત્રાસ આપે છે તે સમજવું સહેલું છે. આ સંસારમાં જેટલું મિથ્યાત્વ રખડાવે છે તેટલું અન્ય કોઈ રખડાવતું નથી. મિથ્યાત્વથી મોહ, મોહથી રાગદ્વેષ અને તે સર્વથી અનેક અનર્થપરંપરા ચાલે છે એકાંત ધર્મ પર રુચિ થવી, વિશુદ્ધ આત્મસ્વરૂપ શોધવા તરફ અલક્ષ બતાવવું, પોતાના અભિનિવેશોને મજબૂતીથી વળગી રહેવું વિગેરે અનેક રીતે આ ચેતનનાં જ્ઞાનચક્ષુને આવરણ કરનાર, ભ્રમિત સ્થિતિમાં નાખી દેનાર અને ઉન્મત્તની પેઠે ચેષ્ટા કરાવનાર અજ્ઞાનજન્ય અને અજ્ઞાનજનક મિથ્યાત્વ છે બાહ્ય દૃષ્ટિએ ઘણું ભણી ગયેલા માણસો પણ એના જોરથી એવા માયાભ્રમમાં પડી જાય છે કે અંશ સત્યને સંપૂર્ણ સત્ય માની વસ્તુતત્ત્વ સમજ

કરતા નથી, કોઇ શુદ્ધ તત્ત્વ બતાવે તો તે તરફ પ્રીતિ બતાવતા નથી અને આગ્રહમાં પડી જઇ પૂર્ણ સત્યને દાબી દે છે. આટલા માટે રાગદ્વેષ અનત સંસારચક્રમાં ભ્રમણ કરાવનાર છે અને તેથી તેનો નાશ કરવા ખાસ દૃઢ ભાવના કરવી જોઇએ એ બહુ ઉપયોગી બાબત છે.

વળી ચેતનજી કહે છે કે–અનંત કાળથી પ્રાણી જેનાવડે મરતો આવ્યો છે તે કાળને હવે હું મટાડી દઇશ. અત્યાર સુધી કાળ–મરણને વશ પડીને પ્રાણીને અનંતાં મરણો કરવા પડ્યા છે તે મરણને હવે મટાડી દઇશ એટલે હવે મારે અનાદિ મરણે મરવું પડશે નહિ અથવા તે એટલે ઉપર્યુક્ત રાગદ્વેષથી પ્રાણી અનંત કાળ સુધી મરતો આવ્યો છે તેનું કારણ બંધ પડી જવાથી મરણને જ મટાડી દેશું અજ્ઞાનદશામા સંસારચક્ર અનંત હોય છે, વિરતિ ગુણ પ્રાપ્ત થયા પછી તે ઓછું થતું જાય છે અને છેવટે આ પ્રાણીની કર્મથી મુક્તિ થાય છે ત્યારે મરણજન્મ બિલકુલ થતા નથી. તેથી કર્મપ્રચુરતાજન્ય રાગદ્વેષનો નાશ કરવાથી અમરપણાની પ્રાપ્તિ થાય છે કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થઈ જાય એ તો સ્વભાવસિદ્ધ નિયમ છે અને અહીં મરણના કારણભૂત રાગદ્વેષનો નાશ થઇ જવાથી અથવા તેઓ ઉપર કાબૂ આવી જવાથી તેના કાર્યભૂત કર્મબંધનનો નાશ થવાનો એ સિદ્ધ નિયમ છે અને તેમ થવાથી કર્મનો એક આવિર્ભાવ મરણદશા તે પણ અટકી જવાની એમા જરા પણ સદેહ જેવુ નથી. આથી રાગદ્વેષને કાબૂમા લેવાની ખાસ જરૂર છે એ વાત સ્પષ્ટ થાય છે.

પ્રાણીને મરણનો મોટો ભય છે તે જ્યાં સુધી સંસારમા પ્રાણી હોય છે ત્યા સુધી લાગે છે ખાવા–પીવાની, સગાસ્નેહીઓની તથા બીજી અનેક પ્રકારની ઉપાધિ ભોગવનાર વ્યાધિ-ગ્રસ્ત ભિખારી પણ મરણને ઈચ્છતો નથી, મરવાની વાત આવે ત્યા ચોકી જાય છે અને કોઇ 'મર' એવો શબ્દ તેને કહે તો પણ ક્રોધ કરે છે આવા મરણનુ કારણ શોધી, તે કારણને અટકાવી દઈ મરણને જ અટકાવી દેવા એ ખાસ કર્તવ્ય છે, એથી ઉપાધિ ઓછી થઇ જાય છે, સંસારચક્રના ફેરા દૂર થઇ જાય છે અને માનસિક કે આત્મિક અવનતિ એકદમ અટકી જાય છે. કર્મબંધ કરાવનાર રાગદ્વેષરૂપ મહાઉગ્ર શત્રુનો નાશ થવાથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે માટે મોટો પુરુષાર્થ કરી તેઓને કબજામા લેવાનો પ્રયત્ન કરવો યુક્ત છે.

**देह विनाशी हुं अविनाशी, अपनी गति पकरेंगे;**
**नासी जासी हम थीरवासी, चोखे व्है निखरेंगे. अब० ३**

---

૩ દેહ=શરીર વિનાશી=નાશવંત હુ=ચેતન અવિનાશી=અક્ષય અપની=આપણી, પોતાની ગતિ=સ્વરૂપ પકરેગે=પકડીશ, ગ્રહણ કરીશ, લઇશ નાસી=નાશવાળુ જાસી=નાશ પામશે હમ=હુ. થીરવાસી=સ્થિરવાસવાળા, નિશ્ચય નિવાસી ચોખે=શુદ્ધ, નિર્મળ વ્હૈ=થઇને નિખરેગે=નીરખીશ, જોઇશ, અથવા નિખાલસ થઇને રહીશ

"શરીર નાશવંત છે અને હું અક્ષય છું (તેથી હું તો) આપણું પોતાનું સ્વરૂપ પકડી લઈશ; (ત્યારે) તે નાશવંત વસ્તુ નાશી જશે અને હું સ્થિરવાસ કરનાર છું (તે) નિર્મળ થઈને અવલોકન કરીશ અથવા નિખાલસ થઈને રહીશ."

ભાવ—વળી ચેતનજી કહે છે કે—આ શરીર છે તે તો નાશવંત છે; તે તો સડી જશે, પડી જશે અને અંતે કાં તો ભસ્મીભૂત થશે, કાં તો માટીમાં મળી જશે અને કાં તો ગીધ, કાગડા, કૂતરા તેનું ભક્ષણ કરશે. એ શરીર જેના પર અજ્ઞાનદશામાં મોટો મમત્વ બંધાય છે, જેને પોષવાને માટે અનેક પ્રકારની ઉપાધીઓ કરવામાં આવે છે અને જેને અનેક રીતે પંપાળવામાં આવે છે તે તો આખરે નાશવંત છે અને તેની અંદર રહેલ હું જે તેને ગતિમાં મૂકું છું તે તો અવિનાશી છું, શાશ્વત છું, અક્ષય છું. શરીરનો અને મારો સંબંધ જ એવા વિચિત્ર પ્રકારનો છે કે તે ઠીક નહિ, કારણ સંબંધ–સ્નેહ પ્રથમ તો સરખી પ્રકૃતિવાળાનો જ રહે છે અને સંબંધ કરવો પણ તેવા પ્રકારનો જ ઘટિત છે. મારી અને શરીરની પ્રકૃતિ તો તદ્દન વિપરીત છે. તે નાશવંત અને હું અવિનાશી છું. વ્યવહારથી કોઈનું શરીર પડતાં તેનું મરણ થયું એમ લોકો કહે છે પણ તે વાસ્તવિક હકીકત નથી. મરણ વખતે જે થાય છે તે માત્ર એક શરીર સાથેનો જીવનો સંબંધ પૂર્ણ થવાથી છૂટી જાય છે, પરંતુ એ સંબંધ તો પ્રથમથી જ અણઘટતો હતો. તેવા કાચા સંબંધને ચિરંતન કાળનો સંબંધ માન્યો હતો એ જ ભૂલભરેલું હતું. ત્યારે હવે હું તો મારી વાસ્તવિક ગતિ પકડી લઈશ. મારો યોગ્ય માર્ગ કોઈ પણ પ્રકારના મેલ વગર–દોષ વગર પ્રગટ કરવાની મારે ખાસ જરૂર છે. મારું અવિનાશીપણું પ્રગટ થાય, વ્યવહારથી પણ મારા મરણો થતાં દેખાય છે તે સ્થિતિ અટકી જાય અને મારો ચૈતન્યસ્વરૂપનો શુદ્ધ માર્ગ પ્રગટ થાય એ મારી પોતાની ગતિ મારે હવે પકડી લેવી જોઈએ અને તે હું પકડી લઈશ, ગ્રહણ કરીશ, આદરીશ.

દેહ વિનાશી હોવા છતાં તેના સંબંધમાં આ પ્રાણી કેવી કેવી વિચિત્ર વર્તના કરે છે તે પર વિવેચન કરવા અત્ર યોગ્ય નહિ. તે સંબંધમાં શ્રી અધ્યાત્મકલ્પદ્રુમના દેહમમત્વ (પંચમ) અધિકારમાં વિવેચન થઈ ગયું છે. એના વિનાશીપણાનો અનુભવ તો સામાન્ય રીતે નજર કરનારને પણ થઈ જાય તેમ છે. હરરોજ અનેક માણસોને મરણ પામતાં લોકો જોઈએ છીએ. એ સંબંધમાં ચિદાનંદજી મહારાજે એક પદ લખ્યું છે તે પર ધ્યાન આપીએ—

ઓ પટ *વિણસત વાર ન લાગે. ઓ પટ.
વાકે સંગ કહા અબ મૂરખ છિન છિન અધિકો +પાગે. ઓ ૧
અંબર બદલ શશી રીરી, લાવત ‡ઉપમા લાગે,
+સડણ પડણ વિધ્વંસ ધરમ જસ, તસથી નિપુણ નિરાગે. ઓ ૨

* વિનાશ પામતા + અધિક છે ‡ ઉપમાએ + સડવું પડવું અને નાશ થવો એ પુદ્ગલનો ધર્મ છે

આધિ વ્યાધિ વ્યથા દુ:ખ ઈણુ ભવ, નરકાદિક =કુનિ આગે;
¶ડગહુ ન ચલત મગ વિણુ પોષ્યા, ×મારગહુમેં ત્યાગે ઓ૦ ૩
મદ છક છાક "ગહેલ તજ વિરલા, ગુરૂકિરપા કોઇ જાગે;
તન ધન નેહ નિવારી ચિદાનન્દ, ચલિયે તાકે સાગે **. ઓ૦ ૪

આવી શરીરની સ્થિતિ અધ્યાત્મીઓ કહી ગયા છે. સડણુ પડણુ વિધ્વંસન ધર્મયુક્ત પુદ્ગલની રચનામાં રાગ ધરી ચેતનજીની ગતિ છોડી દેવી એ કોઇ પણુ રીતે ઉચિત નથી. એ જ અધ્યાત્મરસિક ચિદાનંદજી મહારાજ અન્યત્ર આત્મબોધ કરતા એક સવૈયો લખે છે.

તુ તો અવિનાશી કાયા પ્રગટ વિનાશી અરુ.
તુ તો હૈ અરૂપી એ તો રૂપી વસ્તુ જોઇએ,
++મલકેરી ‡‡ક્યારી મોહરાયકી —પિયારી એતો,
હોયગી ==નિયારી એ વૃથા ભાર ઢોઈએ;
મહા દુઃખખાનિ દુરગતિકી નિશાની તાતે,
યાકો તો ભરૂસો ¶¶નિહિચિત નાંહિ ××સોહીએ;
ચિદાનન્દ તપ જપ કરી યાકો ""લાહો લીજે,
નીકો નરભવ પાય વીરથા ન ખોઇએ

આવી રીતે શરીર નાશવંત છે, એ આપણે પ્રથમ અનિત્ય ભાવનામાં પણુ વાચીએ વિચારીએ છીએ. એવા નાશવંત શરીર ઉપર પ્રીતિ ચેતનજી કરે એ કોઇ રીતે ઉચિત નથી, તેથી હુ તો હવે મારી ગતિ પકડી લઇશ હુ હવે એવે સ્થાનકે જવાની ધારણા રાખુ છુ કે જ્યા વ્યવહારથી પણુ હું મરણુ પામ્યો એવી મારા સબંધમાં વાત થઇ શકે નહિ. આવું સ્થાન પ્રાપ્ત કરવાનો માર્ગ હું હવે પકડી લઇશ. એમ કરવું એ મારા અવિનાશીપણાને સર્વથા યોગ્ય છે, કારણુ કે ગમે તેમ પણુ શરીર તો કફ, મળ, મૂત્રથી ભરપૂર છે અને તેનો અને મારો સંબધ અયોગ્ય હોવા ઉપરાત હું અવિનાશી છતા મારુ મરણુ થાય છે એમ પ્રચલિત ભાષામા બોલાય છે.

જ્યારે હું મારી પોતાની ગતિ પકડી લઇશ ત્યારે પેલા રાગદ્વેષ અને તેને લઇને થયેલા અને થતા મારા મરણો બંધ પડશે, નાશી જશે, તે નાશવત વસ્તુ હોવાથી દૂર થશે, કારણુ કે જડનો માર્ગ મૂકી ચેતનનો માર્ગ અમે પકડશુ ત્યારે કર્મબધનનું કારણુ નાશ પામશે અમે પોતે ( શુદ્ધ ચેતનજી ) તો નિશ્ચયનિવાસી-શુદ્ધ આત્મગુણુમાં રમણુ કરનાર છીએ-મોક્ષસ્થાનમા વાસ કરનાર છીએ તેથી ત્યા જઇ ચોકખા થઇને સર્વ જગતનુ અવલોકન કરશું અથવા નિખાલસ, કર્મમળથી રહિત-નિર્મળ થઇને રહેશું. રાગદ્વેષ નાશી ગયા એટલે આ જીવ નવીન કર્મબધ કરતો અટકી જાય છે અને તેથી ધીમે ધીમે તેની

---

=વળી આગળ ¶ ડગલુ પણુ × અડધે રસ્તે " ઘેલાપણુ-મદના છાકથી થયેલુ. **સગે-સાથે ++મેલની ‡‡ ક્યારડી, નીક — પ્યારી, વહાલી == ન્યારી, દૂર ¶¶ નિશ્ચયથી, જરૂર ×× ઘટે નહિ "" લાભ

સર્વ કર્મથી મુક્તિ થતાં તે ચોકખો થઇ જાય છે, કર્મમળ તેનો દૂર થાય છે અને તેથી તે શુદ્ધ સ્થાનમાં વાસ કરે છે, અને ત્યાં નિરાંતે બેસે છે બીજો અર્થ એ છે કે-તેવા ચોકખા થઇને પછી સર્વ વસ્તુઓનું તેઓમાં રહેલા સ્વભાવ સ્થિતિસ્વરૂપે અવલોકન કરશું પછી અમને વિષયોનું વિરસપણું, સાંસારિક જીવોનું અજ્ઞપણું, પૌદ્ગલિક પદાર્થોનું અસ્થિરપણું, શુદ્ધ ચેતનજીનું સુંદરમધુરપણું અને એવી અનેક બાબતોમાં વસ્તુસ્વભાવગત યથાસ્થિત ધર્મોનું અવલોકન કરવાનો પ્રસંગ બની આવશે. ત્યાં બેઠા બેઠા અનંત જ્ઞાનથી દુનિયાનું સ્વરૂપ, જીવસ્વભાવની વિચિત્રતા બરાબર લક્ષ્યમાં આવશે. આવી રીતે અવલોકન કરવાની સ્થિતિ મોક્ષમાં પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પણ જ્યારે ચેતનજી પોતાની ગતિ પકડી લે છે અને મોક્ષમાર્ગ તરફ પ્રબળપણે પ્રગતિ કરે છે ત્યારે પણ વધારે વધારે શુદ્ધ આકારમાં પ્રાપ્ત થતી જાય છે અને તેના પરિણામે ચેતનજીને જે નિશ્ચયો ધારણામાં થતા જાય છે તેને વ્યવહારુ આકારમાં મૂકવાથી તેનો સ્થિરવાસ થતો જાય છે અને છેવટે તે અચળ સ્થિરતા પ્રાપ્ત કરે છે એટલા માટે અમરત્વ પ્રગટ કરવાની ઇચ્છા હોય તેણે પોતાની સ્વાભાવિક ગતિ પકડવી જોઇએ.

* નિખરે'નો અર્થ અવલોકન કરશું અથવા નિખાલસ થઇને રહેશું એ બન્ને થાય છે સ્થિરવાસ થયા પછી અવલોકન પણ બરાબર થાય છે અને નિખાલસ થઇને રહેવાય છે

मर्यो अनंत वार बिन समज्यो, अब सुख दुःख विसरेंगे,
आनंदघन निपट निकट अक्षर दो, नहि समरे सो मरेंगे    अब० ४

(આ ચેતન) સમજ્યા વગર અનંત વખત મરણ પામ્યો, હવે સુખ અને દુઃખને ભૂલી જશે. હે આનંદસમૂહ ભગવાન! નિરંતર બે અક્ષરો જે પોતાની અત્યંત નજીક રહેલા છે તેને જે નહિ સંભારે તે મરશે.”

ભાવ-વ્યાધિનું નિદાન સમજ્યા વગર તેની ચિકિત્સા થઇ શકતી નથી તેવી રીતે મરણરૂપ વ્યાધિનું કારણ સમજ્યા વગર તેની ચિકિત્સા થઇ શકતી નથી. હવે તેને સમજવું કે વસ્તુસ્વરૂપ સમજ્યા વગર તે સુખ મેળવવા અને દુઃખનો ત્યાગ કરવા પ્રયત્ન કરતો હતો તેને સુખ સ્થૂળ આકારમાં થાય ત્યારે તે રાજી થતો હતો અને જરા દુઃખ થાય ત્યારે દીલગીર થતો હતો; પરંતુ સુખદુઃખનું વાસ્તવિક સ્વરૂપ શું છે તેનો તેને બિલકુલ ખ્યાલ નહોતો મરણવ્યાધિનું કારણ આવી સુખદુઃખની ખોટી વહેંચણી જ હતી એ હવે

---

* નિરખસે હોય તો નિરખવું-જોવું અર્થ બરાબર લાગે, પરંતુ આવો પાઠ મારાથી કરી શકાય નહિ અને મુશ્કેલી એ છે કે આ પદ કોઈ પ્રતમાં મળતું નથી.

૪ બિન સમજ્યો=સમજ્યા વગર. વિસરેંગે=ભૂલી જશે. નિપટ=નિરંતર. નિકટ=નજીક રહેલા પોતાની પાસે રહેલા. અક્ષર દો=બે અક્ષર (જુઓ વિવેચન). સમરે=સંભારે

આ ચેતનજી સમજ્યો છે, અત્યાર સુધી તે નહિ સમજવાથી અનેક કુમરણે તે મર્યો હતો અને સંસારમા ભમ્યા કરતો હતો. અત્યાર સુધી તે વિષયના સાધનોમાં અને તેની પ્રાપ્તિમાં સુખ માનતો હતો, તેના વિયોગમા દુઃખ માનતો હતો, ધનપ્રાપ્તિમા આનંદ માનતો હતો અને તેના વિરહમા દુખ માનતો હતો; સ્ત્રી પુત્ર મિત્રાદિના સંયોગમાં આનંદ માનતો હતો અને તેના વિયોગમાં દુખ માનતો હતો. સ્થૂળ કીર્ત્તિમા રાચી જતો હતો અને અપકીર્ત્તિ થવાથી હેરાન થતો હતો. આવી રીતે અનેક પ્રકારના સુખદુખના વિચિત્ર ખ્યાલને લીધે તે સસારચક્રમા ભમ્યા કરતો હતો, પણ વાસ્તવિક સુખ શું છે? કયા છે? અને તે પોતે પ્રાપ્ત કરી શકે તેમ છે કે નહિ? તેનો તેને ખ્યાલ જ નહોતો, અને તેને લઇને જ તે અનંત વાર મરણ પામ્યો હતો. મતલબ, તે જન્મમરણથી ભરપૂર સસારમા ભમતો હતો, ભમ્યા કરતો હતો અને તેનાથી પાર પામવાનો માર્ગ ગ્રહણ કરતો નહોતો. હવે તેને સમજાયું કે આ સર્વ સંસાર-પરિભ્રમણનું કારણ સુખદુખનો વિચિત્ર ખ્યાલ છે તેથી તેણે નિશ્ચય કર્યો કે–સુખદુખને હવે ભૂલી જ જવા. ગમે તેવા સયોગો આવી પડે ત્યારે મનની સ્થિતિસ્થાપકતા જાળવી રાખવા, એટલે કે સુખના સ્થૂળ આકારમા રાચીમાચી ન જવા અને દુખના સ્થૂળ આકારમા માનસિક વિરસતા ન બતાવવા ચેતનજીએ નિશ્ચય કર્યો. તેણે મનમા ધાર્યું કે હવે ગમે તેવા સ્થૂળ સુખદુખના પ્રસગો આવે તેને મન પર લેવા જ નહિ, સર્વ અવસ્થામા મનને એક સરખું રાખવું. જ્યા સુધી વ્યાધિનું કારણ સમજવામા આવતું નથી, ખોટું નિદાન થાય છે, ત્યા સુધી ચિકિત્સા બરાબર થતી નથી અને ઘણી વાર વિપરીત જ થાય છે અને પરિણામે દવાથી વ્યાધિ મટવાને બદલે વધી પડે છે. આ સર્વ હકીકત ધ્યાનમા લઇ અમરપણું પ્રાપ્ત કરવાની દૃઢ ભાવનાવાળા મુમુક્ષુ ચેતનજીએ નિશ્ચય કર્યો કે સાસારિક સુખદુખને તો હવે ભૂલી જ જવા. આવી રીતે સુખદુખને ભૂલી જવાથી એકને પ્રાપ્ત કરવાની અને એકનો ત્યાગ કરવાની જે ઇચ્છા વ્યવહારમાં ચેતનજીને કર્મબદ્ધપણાને લીધે થાય છે તે થતી હવે અટકી જશે અને તેથી તેની શુદ્ધ ચેતના પ્રગટ થતા તેનામા અમરપણું સિદ્ધ થશે.

આ પ્રમાણે હોવાથી ચેતનજી પોતાનું અમરપણું બતાવવા પ્રભુસ્તુતિ કરે છે કે–હે મારા નાથ! આનંદરાશિ ભગવાન! નીચે જણાવેલા બે અક્ષરો જે શંકા વગરના છે અને જે પોતાની તદ્દન નજીક રહેલા છે તેનુ જે સ્મરણ નહિ કરે તે મરણ પામશે એટલે કે તે સસારભ્રમણ કરશે ચેતનજી કહે છે કે–અમે તો અમર હતા અને હવે અમારું અમરપણું સિદ્ધ થયુ છે. જેઓ ધ્યાન જે કર્મનિર્જરા કરવાનું મુખ્ય સાધન છે તે કરતી વખતે અથવા બીજી અન્ય વિચારણામા બે અક્ષરો હૃદયતટ પર કોતરી નહિ રાખે તે અનત સસારમા ભમ્યા કરશે અહીં જે બે અક્ષરો બતાવ્યા છે તે શકા વગરના નિરધાર છે, ફરે તેવા નથી, મતલબ તે આત્માનું સહજ સ્વરૂપ બતાવનારા છે અને વળી તે પોતાની પાસે રહેલા છે, પોતાની તદ્દન નજીક રહેલા છે, પોતામય છે, પોતારૂપ છે, અન્યની પાસે

તે લેવા જવા પડે, શીખવા જવા પડે કે શોધવા જવા પડે તેમ નથી આ બન્ને અક્ષરો ક્યા ક્યા છે તે કહે છે

| | | | | |
|---|---|---|---|---|
| આત્મા. | નિજ | યોગ. | મોક્ષ. | હંસ |
| સિદ્ધિ. | મુક્તિ. | ચિત્ | જ્ઞાન. | જ્ઞાત. |
| શિવ. | બુધ. | સુખ. | સુર | મત. |
| પર. | અજ | શુદ્ધ. | ચિત્ત. | શિવ. |

અક્ષર પોતે નિકટ હોય એવો અર્થ કરવો હોય તો ' હંસ ' અથવા ' શિવ ' શબ્દો બરાબર બેસતા આવશે, એટલે કે અક્ષરાનુક્રમમા એ અક્ષર શ અને વ તથા હ અને સ વર્ણન નજીક આવે છે, તેનાથી નિર્દિષ્ટ આત્મા અથવા મોક્ષનુ સ્મરણ કરવાનો અત્ર ભાવ છે

આત્માનુ શુદ્ધ સ્વરૂપ બતાવનારા આ બે અક્ષરોનુ જે પ્રાણી સ્મરણ નહિ કરે તે સંસારચક્રમા ભ્રમણ કરી મરણ પામ્યા કરશે અને ભવવ્યાધિને સહન કર્યા કરશે. ચેતન-સ્વરૂપનુ ધ્યાન હૃદયમા ધારણ કરી જે પ્રાણી સુખદુઃખને વિસરી જશે, પોતાની જાતિને પકડી લેશે અને રાગદ્વેષનો નાશ કરશે તે અમર થઈ જશે. શ્રી આનંદઘન મહારાજ તો ત્યા સુધી કહે છે કે—જેઓ એ પ્રમાણે કરવાનો નિશ્ચય કરે છે તે અમર થઈ ગયા છે એમ જ સમજવુ તેઓની સંસારસ્થિતિ એટલી અલ્પ થઈ જાય છે અને સંસારમાં રહે છે ત્યા સુધીમાં પણ તેઓની સાંસારિક સુખદુઃખોમાં તાદાત્મ્યવૃત્તિ એટલી ઓછી થાય છે કે આવો વિચાર થયા પછી તે અમર થઈ ગયો એમ જ સમજવુ મુમુક્ષુ જીવે તેટલા માટે આ અમર થવાનો માર્ગ પકડી લઈ અમર થઈ જવુ એ સુખદુઃખના વાસ્તવિક ધ્યાલને અંગે યોગ્ય છે *

---

પદ ૪૩ મુ

રાગ-ટોડી.

मेरी तु मेरी तुं काहे डरी ? मेरी०
कहे चेतन समता सुनी आखर, और दोइ दीन *जुठी लरेरी मेरी० १

---

* આ બહુ સુંદર પદ કોઈ પણ પ્રતમાં આપવામાં આવ્યુ નથી. એનો ભાવ બહુ સુંદર છે અને મારા ગુરુમહારાજનુ કહેવુ એમ હતુ કે એ પદ આનંદઘનજી મહારાજનુ બનાવેલુ ન હોય એમ ભાષા ઉપરથી કહી શકાય તેમ નથી. ભાષા તદ્દન આનંદઘનજી મહારાજ જેવી જ છે એમ તો આનંદઘનજીની ભાષા આપણે વિચારી છે તેથી કહી શકીએ કોઈ પણ પ્રતમાં આ પદ આપેલ નથી તેથી તેનું કર્તૃત્વ સંદિગ્ધ તો રહે છે ભાષાશૈલી અને વિચારશીલતા આનંદઘનજીની સામાન્ય કૃતિને અનુસરે છે

* જુઠીને સ્થાને જૂઠ અથવા જૂઠી એવો પાઠાંતર છે

૧ મેરી=મારી. કહે=શામાટે ? ડરેરી=બીહે છે ડરે છે સુની=સાંભળ. ઔર=બીજી માયામમતા દોઇ=બે જુઠી=ખોટી લરેરી=લડશે, તકરાર કરશે.

"ચેતન સમતાને કહે છે 'તું મારી છે, તું મારી છે. તું શા માટે ડરે છે? બીજી છે તે તો છેવટે દોઢેક દિવસ ખોટી લડશે.'"

**ભાવ**–ચેતનજીએ મિથ્યાત્વનો ત્યાગ કર્યો અને રાગદ્વેષનો સંગ છોડી દેવાનો નિશ્ચય કર્યો એ આપણે ઉપરના પદમા જોયું. ત્યા અનંત મરણોનું કારણ શું છે તે પણ તેને સમજાયું અને છેવટે તેણે પોતાની ગતિ પકડવાનો નિશ્ચય કર્યો. આવી રીતે પ્રગતિ કરનાર જ્ઞાનદૃષ્ટિમાં વર્તતો ચેતન જે અત્યાર સુધી સમતાની સામું પણ જોતો નહોતો, જે તેના મંદિરે આવતો પણ નહોતો અને જેણે અનુભવ તથા શ્રદ્ધા વિગેરેની મારફતે મોકલેલા સંદેશાઓની દરકાર પણ કરી નહોતી તે હવે સમતાને પોતાના દિલની હકીકત કહેતા જે કહે છે તે પર અત્ર આ પદનો પ્રથમ વિભાગ છે.

હે સુમતિ! તું શા માટે ડરે છે? તારા મનમાં ભય શા માટે રહે છે? બધી વાતનો વિચાર કરતાં મને જણાય છે કે–તું મારી છે, મારી યોગ્ય સ્ત્રી છે અને મારા ઘરમાં રહેનારી છે. હવે હુ બહુ સારી રીતે સમજ્યો છું કે મારામાં અને તારામા કોઇ તફાવત નથી, મારો અને તારો અભેદ છે, મારી અને તારી વચ્ચે બીજુ કોઇ પણ નથી અને હું અને તું આખરે એક જ છીએ. હું સમજું છુ કે હજુ તને માયામમતાની કે બીજા વિભાવોની બીક લાગે છે પણ તારે તે બીક રાખવાની જરૂર નથી. હું તને ચોક્કસ કહુ છું કે વસ્તુતઃ તુ જ મારા ઘરની સ્ત્રી છે અને છેવટે મારો અને તારો જ સંબંધ બરાબર જામશે તારા વિલાપ સાભળીને, તારા વિરહાલાપનું વર્ણન અનુભવને મુખે સાભળીને અને તારી સ્થિતિનુ પ્રત્યક્ષ સ્વરૂપ નજરે જોઇને મારે તને કહેવુ પડે છે કે–તુ શા માટે ડરે છે? તું શા માટે બીહે છે? આ માયામમતા આદિ તારા સમોવડીયા છે તે તારી સાથે દોઢ દિવસ લડશે, થોડો વખત તારી સાથે ચડભડ કરશે, મને ખેંચી ખેચીને સંસારમા લઈ જવા પ્રયત્ન કરશે, મને અનેક પ્રકારની લાલચો આપશે, સ્થૂળ સુખો બતાવશે, સંસારમા મમત્વ કરાવશે અને ભવાટવીમા રખડાવશે, એ પ્રમાણે તારી પાસે મને નહિ આવવા દેવા માટે બનતા સર્વ પ્રયત્ન કરશે પણ તે પ્રયત્ન હવે વધારે વખત ચાલવાના નથી, દોઢ દિવસ–થોડો વખત સુધી તે પ્રયત્ન ચાલશે, એક બે દિવસ મારી તકરાર કરશે, મને મુઝવશે, તારે મહેલે આવવાના માર્ગ પર આડા બેસી મને લલચાવશે પણ તુ ખાતરી રાખજે કે અંતે તો તુંજ મારી છે અને હું સર્વથા તેનો ત્યાગ કરી તારે મહેલે હમેશને માટે આવવાનો છું.

ભવ્ય જીવની જ્યારે આત્મપરિણતિ જાગે છે ત્યારે તેના મોઢામા આવા જ વાક્યો હોય છે. ભવ્યત્વની છાપથી કાઇ સુમતિને નહિ ડરવાનુ કહી શકાય નહિ, કારણ કે અભવ્યને કોટે વળગેલા અનંત જીવો એ જ સ્થિતિમાં માયામમતા સાથે રખડ્યા કરવાના છે, પરંતુ જ્યારે ચેતનજી પ્રગતિ કરવા લાગે, મિથ્યાત્વનો ત્યાગ કરે, સમકિત મેળવે અને

પોતાની ગતિ પકડી લે ત્યારે તે સુમતિને કહી શકે કે એ માયામમતા હજુ મારો કેડો મૂકતી નથી પણ તેઓ મારી સાથે એક બે દિવસ ખોટી લડી મને હેરાન કરશે, બાકી એ વાતથી તારે જરા પણ ડરવાનું નથી. ત્રેવીશમા પદમાં જણાવ્યું છે* તે પ્રમાણે દોઢ દિવસ એ ટૂંકો વખત બતાવનાર સંજ્ઞાસૂચક શબ્દ છે આપણે વ્યવહારમાં કહીએ છીએ કે બે-ચાર દિવસમાં અમુક કામ કરી નાખીશુ, એટલે ટૂંકા વખતમાં કાર્ય થઈ જશે એવો જ ભાવ દોઢ દિન શબ્દથી મારવાડી ભાષામાં નીકળે છે ટબાકાર એના અર્થને અંગે એક નવીન શૈલી વાપરી તે શબ્દ સમજાવે છે તે આપણે આગળ જોશું ભવ્ય જીવની ગતિ હવે શુદ્ધ આત્મભાવ પ્રગટ કરવા તરફ થઈ છે પણ હજુ તે અનાદિ સંબંધને લીધે વારંવાર વિભાવ તરફ ખેંચાયા કરે છે અત્યારે પોતાની શુદ્ધ દશાના સ્પષ્ટ ભાનને લઈને તે સમતાને કહે છે કે—તારે જરા પણ ભય રાખવાનું કારણ નથી, હું તને સ્પષ્ટ રીતે કહું છું કે—તું આખરે મારી જ છો અને મારા ઘરની દેવી છો. માયામમતાના ભૂલાવો ખવરાવનારા દેખાવથી હું સર્વથા તેમની પાસે રહીને તને વિસરી જઈશ એમ હવે તારે ધારવું નહિ અને એ વાતનો તારે જરા પણ ભય રાખવો નહિ.

ટબાકાર આ ગાથાનો ભાવ બતાવતાં લખે છે કે—ચેતનજી સુમતિને કહે છે કે—હે સુમતિ ! આખર એટલે ભવભ્રમણનો પાકકાળ હવે પ્રાપ્ત થયો છે એટલે મારા ભવભ્રમણનો છેડો આવ્યો છે પાછલો અનંત કાળ તે એક દિવસ સમજવો, કારણ અનંતતા એક છે, અને જે દિવસે અથવા રાત્રે હું કુમતિને ઘરથી બહાર કાઢી મૂકીશ તે અરધો દિવસ, આવી રીતે કુલ દોઢ દિવસ કુમતિ તારી સાથે ફોકટ લડે છે (લડશે) અને લડતા લડતા બોલે છે (બોલશે) કે ચેતનજી મારા પતિ છે, ચેતનજી મારા પતિ છે પણ એના લડવાથી કાંઈ વળવાનું નથી. ભવભ્રમણનો છેડો આવી ગયો છે અને તેથી માયામમતા ભલે દોઢ દિવસ લડશે, પણ પ્રિયે ! તું મારી છો અને તેનાથી તારે જરા પણ ડરવાનું નથી. તારી સોબતથી હું ભવભ્રમણનો છેડો લાવી શકીશ. આ ભાવમાં દોઢ દિવસનો જે અર્થ ટબાકારે કર્યો છે તે ધ્યાન ખેંચનારો છે પૂર્વના અનંત કાળને એક દિવસ ઠરાવ્યો છે અને જે દિવસે માયા-મમતાને કાઢી મૂકી સુમતિ સાથે સંબંધ દૃઢ કરવામાં આવે તે દિવસ અથવા રાત્રિ (આખા દિવસનો અર્ધ ભાગ)ને અરધો દિવસ ગણી તેટલો કાળ-દોઢ દિવસ મમતાદિક ફોકટ લડે છે એમ બતાવી તેનાથી ભય ન રાખવાનું આશ્વાસન ચેતનજી સુમતિને આપે છે એવો અત્ર ભાવ છે.

एती तो हु आनूं निहचे, रीरी पर न जराउ जेरी;
जब अपनो पद आप संभारत, तब तेरे परसंग परेरी   मेरी० २

* જુઓ પૃ૦ ૨૭૩

૨ એતી=એટલું. નિહચે=નિશ્ચે, નક્કી. રીરી=પીતળ. જરાઉ=જડાવ, જડેલ, હીરામાણેક. જેરી=જડાવ. તેરે=તારે. અપનો=મારું પોતાનું. પદ=સ્થાન, સ્થિતિ. સંભારત=સંભારીશ, યાદ કરીશ. પરસંગ=પ્રસંગ, સોબત. પરેરી=પડીશ.

"એટલું તો હું નક્કી જાણું છું કે પીતળ ઉપર હીરામાણેક જડાય નહિ. જ્યારે મારું પદ હું પોતે સંભારીશ ત્યારે તારી સોબતમાં પડી જઇશ."

**ભાવ**—પોતાની સ્ત્રી સૌંદર્યવાન હોય, પ્રવીણ હોય, ચાલાક હોય પણ તેનો પતિ જો અન્ય સ્ત્રીઓમા આસક્ત હોય, કુલટાઓના કુછંદે ચડી ગયેલ હોય અને તેઓને પોતાને ઘેર બોલાવતો હોય અથવા પોતે તેઓને મંદિરે રખડતો હોય તો પછી પોતાની સ્ત્રીના સર્વ ગુણ અથવા કેટલાક ગુણોની પોતાને ખબર હોય છતા પણ તેને દિલાસો આપવાના અને પોતાનું રખડવાનું ચાલુ રાખવાના ઇરાદાથી પોતે બે સ્થિતિની વચ્ચે લટકતી વખત આ પદમા જે વિચિત્ર ભાવ બતાવ્યો છે તેવો જ અનુભવે છે. ચેતનજીને હવે સુમતિ તરફ પ્રેમ જાગ્રત થયો છે પણ માયામમતા તરફનું આકર્ષણ છોડી શકાતું નથી. સુમતિ મળે છે ત્યારે તેને નાખુશ ન કરવા માટે કહે છે કે–હે પ્રિયા! તું મારી છો, તારે જરા પણ ડરવાનું નથી અને આ માયામમતા હાલ તારી સાથે લડે છે તેમા તેઓનું કાંઇ જ વળવાનુ નથી. આટલી વાતથી પણ પ્રવીણ બાળા સુમતિ કાઇ સમજી જાય તેવી મૂર્ખ નથી તેથી તેને ફોસલાવવા-સમજાવવા ચેતનજી વધારે સ્પષ્ટ રીતે કહે છે કે-પ્રિયા! જો. વ્યવહારમા પણ પીતળ ઉપર કાઇ હીરા, માણેક કે અન્ય ઝવેરાત જડાતા નથી, ગધેડા ઉપર સોનાની અંબાડી ઘટતી નથી અને ભિખારીને ચક્રવર્તીનું સિંહાસન બેસવા મળતું નથી એ હુ જાણુ છુ અને તને તો તેની ઘણા વખતથી ખબર છે હુ જાણું છું કે ઘેર ઘેર ભટકનારી એ માયામમતા કુલટાઓ છે, પીતળ જેવી છે અને મારે તેની સાથે સંબંધ રાખવો એ પીતળ ઉપર જડતર જડવા જેવુ અથવા ગધેડા ઉપર સોનાની અંબાડી મૂકવા જેવું છે, તેથી મારી આબરુ હલકી થાય છે એ પણ હું જાણું છું, તેમ જ તું કોણ છો? તારો મારા પર પ્રેમ કેવો છે? અને મે તને અત્યાર સુધી કેટલો અન્યાય આપ્યો છે? તેની વાત પણ મેં તારી પાસેથી સાભળી છે. મને શ્રદ્ધા તથા અનુભવે કહી છે અને મારા ધ્યાનમા તેમાની કેટલીક વાત રહી છે હવે જ્યારે હું મારુ પદ વિચારીશ, મારી સ્થિતિ(Position)નો ખ્યાલ કરીશ, મારા સંબંધનું વાસ્તવિક અવાસ્તવિકપણું ધ્યાનમા લઇશ ત્યારે મને તારો પ્રસંગ થશે, તારી સોબતમા હું પડીશ અને તને આનંદથી ભેટીશ. વ્યવહારમા જેમ પરરમણીમા આસક્ત પતિને પોતાની સ્ત્રી મળે ત્યારે જેવો જવાબ આપે, તે પ્રમાણે હુ તને કહુ છુ કે–હવે મારી જ્ઞાનદૃષ્ટિ જાગ્રત થઈ છે, હુ વસ્તુસ્વરૂપ સમજ્યો છુ અને તેથી માયામમતાનુ ખરુ સ્વરૂપ જાણવામા આવ્યુ છે અને તે પીતળ જેવી છે એ પણ મને જણાયુ છે તથા તેના ઉપર જડાવ કામ કરાવવું તે અનુચિત છે એ પણ હુ જાણુ છુ પીતળ તે પીતળ છે અને સોનુ તે સોનું છે. સોનું ત્રણ કાળમા સોનું જ રહેવાનુ છે. 'સોનુ તે વિણસે નહિ સાહેલડીયા, ઘાટ ઘડામણ જાય, ગુણવેલડીયા'* સોના પર મેલ ચડ્યો હોય તો પણ તાપથી કે

* શ્રીમદ્યશોવિજયજી શ્રીઅનંતનાથજીનું સ્તવન

જ્યાં સુધી અસલ સ્વરૂપ પ્રગટાવી શકાય છે અને એવા સોના પર જ ભારે હીરામાણેક જડી શકાય છે કોઈ ઉદ્ધતાઈ કરી ભારે હીરાને પીતળમાં જડવાનો વિચાર કરે અથવા જડે તો તેમાં તેવો ગાંડો વિચાર કરનારની મૂર્ખાઈ જ જણાઈ આવે છે+ તેથી પીતળ જેવી માયામમતા ઉપર મારા અમૂલ્ય સદ્ગુણોને કેમ જડવું ? જો તેમ કરું તો મારી અજ્ઞતા પ્રત્યક્ષ દેખાય. જ્યારે હું કોણ છું ? તેનો વિચાર કરીશ, જ્યારે મારું સહજ સ્વરૂપ હું સંભારીશ ત્યારે તારો પ્રસંગ જરૂર કરીશ—હજુ અત્યારે તો મને તેમ કરવાનો અવસર પ્રાપ્ત થયો નથી, મારે હજુ કેટલીક અગવડો છે તે દૂર કરીને પછી એ પરભાવ રમણ કરાવનારી સ્ત્રીઓનો પ્રસંગ તજી દઈ તારા સંબંધમાં નિરંતરને માટે રહેવાનો છું આ પ્રમાણે કરવા મારા મનમાં ભાવના જાગ્રત થઈ છે પણ હજુ તેમ કરવા માટે સમય આવી પહોંચ્યો નથી

ચેતનજી અત્ર જે વાત બતાવે છે તે ઉત્ક્રાન્તિમાં હજુ તે કેટલો ચઢ્યો છે તે બતાવે છે ગુણસ્થાનકઆરોહમાં હજુ તે માત્ર માનસિક પરિવર્તનના ભાવનાકાળ સુધી વધી શક્યો છે હવે તેને માયામમતાથી ભોગવાતા વિષયનું વિરસપણું દેખાય છે પણ અનાદિ અભ્યાસને લીધે તેનો ત્યાગ કરી શકતો નથી. તે મનમાં સત્ય સ્વરૂપ સમજવા છતાં ડરે છે કે એ વિભાવદશાના ભાવો વગર પોતાને ચાલી શકશે નહિ. આથી તે સમતાને કહે છે કે—હજુ મારી કાળસ્થિતિ પરિપક્વ થઈ નથી આવી વાત કરવી એ પણ એક પ્રકારની નબળાઈ છે, કારણ કે કાળસ્થિતિ પરિપક્વ થઈ છે કે નહિ તે દિવ્ય જ્ઞાન વગર કોઈથી કહી શકાય નહિ. પુરુષાર્થ કરી કર્મસમૂહનો નાશ કરવા માટે જ ઉત્તમાધિકારીએ પ્રયાસ કરવો જોઈએ. પછી નહિ જેવી સ્થિતિ કદાચ પ્રાપ્ત થઈ જાય તો તેમાંથી પણ નીકળી આવવા પ્રયત્ન કરવો જોઈએ પણ પ્રયાસ કર્યા પહેલા જ ચેતનાને કહેવું કે—જ્યારે મારી સ્થિતિનો વિચાર કરીશ ત્યારે તને મળીશ એ તો એમ બતાવે છે કે—હું વિશુદ્ધ માર્ગ જાણું છું અને તે આદરણીય છે એમ કબૂલ કરું છું છતાં અવિશુદ્ધ માર્ગે પ્રયાણ કરું છું * આવી રીતે બોલવું એ જેમ મહત્તા બતાવે છે તેમ એટલું પણ બતાવે છે કે—ગુણસ્થાનઆરોહમાં ચેતનજી હજુ બહુ આગળ વધ્યો નથી, છતાં એનું સાધ્ય શુદ્ધ માર્ગ તરફ છે, એને એક સુંદર પરિવર્તન મળતાં એકદમ શુદ્ધ માર્ગ પર આવી જવાનો સંભવ

+ સંસ્કૃતમાં એક પ્રાસ્તાવિક શ્લોક છે તેમાં આવો જ ભાવ બતાવ્યો છે कनकभूषणसंग्रहणोचितो यदि मणिस्त्रपुणि परिधीयते न स विरौति न चापि न शोभते भवति योजयितुर्वचनीयता મતલબ એ છે કે સોનામાં રહેવા યોગ્ય ભારે મણિને કદાચ સીસામાં જડવામાં આવે તો તે કાંઈ કોઈની પાસે રડતો નથી પણ તેના સંબંધમાં તેની યોજના કરનારની ટીકા થાય છે આવો ભાવ અત્રમાં બતાવ્યો છે તે વિચારવો

* I know the better course and approve of it, but follow the worse Bacon's Advancement of Learning Vol. II.

છે અને માનસિક ભવ્ય દશામાંથી વ્યવહારિક વિમળા દશામાં આવી સુમતિને ભેટવાનો તેને સુંદર પ્રસંગ છે. જરા વિશેષ આત્મવીર્ય સ્ફુરણા થતાં તે વિશુદ્ધ માર્ગને આદરશે એમ તેના હૃદયજ્ઞાનથી જણાય છે

કોઈ પણ કાર્યનો ક્રમ વિચારશું તો આપણને સહજ માલૂમ પડશે કે વિશુદ્ધ કે અશુદ્ધ કાર્ય પ્રથમ તો વિચારદશામાં-માનસિક પરાવર્તમાં જ હોય છે. કોઈ પણ કાર્ય કરવા પહેલાં તેનો વિચાર થાય છે, સુંદર મહેલ બાંધવા પહેલાં જેમ પ્રવીણ ઇજનેર નકશો કરે છે અને તેની પહેલાં પણ મનમાં ભવિષ્યમાં કરવાના મહેલની આકૃતિ ખડી કરે છે તેમ અમુક કાર્ય કરવા પહેલાં મનમાં તેનું ચિત્ર ખડું થાય છે, કેટલોક કાળ તેના ગુણદોષ પર વિચાર ચાલે છે અને વિચાર થતાં થતાં વચન દ્વારા તેનો સ્પષ્ટ ઉચ્ચાર થાય છે અને છેવટે તે વ્યવહારુ રીતે અમલમાં મૂકાય છે-આ કાર્યક્રમ સ્વાભાવિક છે. વાત માત્ર એટલી જ છે કે કેટલીક વ્યક્તિઓ વિચારકાળમાં બહુ વખત કાઢી નાખે છે અને એકંદર ક્રિયાને અંગે પ્રગતિ ઓછી કરે છે વિચારકાળ પણ બહુ સુંદર છે અને તદ્દન અવ્યવસ્થિત સ્થિતિને બદલે સુંદર માર્ગદર્શક છે, પણ તેમાં પરિપૂર્ણતા માની બેસવાની નથી વિચારકાળ જેમ બને તેમ ટૂંકો કરી અને તે ટૂંકા કાળમાં પણ યોગ્ય વિચારની તુલના કરી વ્યવહારુ રીતે ક્રિયાકાળમાં-વર્તનમાં આવી જવાની બહુ જરૂર છે અહીં ચેતનજી ઘણા ખુલ્લા શબ્દોમાં સ્વીકારે છે કે જ્યારે હું મારું પદ સંભારીશ, મારી સ્થિતિનો ખ્યાલ કરીશ ત્યારે તારો પ્રસંગ જરૂર કરીશ, સાથે તે બોલે છે કે અત્યારે હું જેનો પ્રસંગ કરું છું તે સુવર્ણ નથી, પીતળ છે; આટલું જાણવા છતાં મુદત લંબાવે છે એ અયોગ્ય છે અને તેનું મંદાધિકારીપણું બતાવે છે પ્રગતિ કરવા માંડ્યા પછી તો સાધ્ય-પ્રાપ્તિ બે ઘડીમાં થઈ શકે અને અર્ધ પુદ્‌ગલપરાવર્તન જેટલો કાળ પણ સંસારમાં રહેવું પડે ઉત્તમાધિકારીનું કાર્ય એ છે કે વિશુદ્ધ માર્ગના સ્પષ્ટ બોધ પછી કાળસ્થિતિના કે એવા વિચિત્ર કાલ્પનિક ખ્યાલ ઊભા કરી પોતાની પ્રગતિ અટકાવી દેવી નહિ

યોગમાર્ગ પર જ્યારે પ્રેમ આવે છે ત્યારે પોતાનું પદ સાંભરે છે, સાધ્યનું ભાન થાય છે અને તેના પર ધ્યાન દેવાય છે. એ માર્ગ આદરવાથી સુમતિનો મેળાપ થાય એમાં કાંઈ નવાઈ જેવું નથી ચેતનજી તેટલા માટે જે ઉપર કહે છે તેનો ભાવ એ છે કે જ્યારે હું યોગમાર્ગ આદરીશ ત્યારે મારે તારો પ્રસંગ થશે યોગમાર્ગ તેના અંગો સાથે આદરવામાં આવે ત્યારે એવી મજા આવે છે કે પછી મમતાના તુચ્છ વિષયોનું ક્લિષ્ટપણું સમજાઈ જાય છે અને તેઓ ઉપર નજર નાખવી પણ ગમતી નથી, તે જાણે ઉચ્છિષ્ટ ભોજન હોય તેના જેવા લાગે છે ચેતનજીને હવે વિચારકાળથી આગળ ચલાવી કાર્યકાળમાં લાવો એ ભાવ ઉપરથી સમજી લેવાનો છે.

'અપનો પદ' એટલે પોતાની સ્થિતિ પોતાનો મોભો-પોઝીશન શું છે અને પોતે

કેવી હલકી સ્ત્રીઓનો પ્રસંગ કરે છે એની વચ્ચેની સરખામણી પર અત્ર ધ્યાન ખેંચ્યું હોય એમ જણાય છે ચેતનજી જેવા સુંદર અમૂલ્ય ગુણરત્નાકરને બે બદામની વૈરીઓ સાથે વાત કરવી પણ ન ઘટે તો પછી તેનો પ્રસંગ તો કેમ જ ઉચિત ગણાય ? અથવા અપનો પદ એટલે મુક્તિ–મોક્ષ આ અર્થ ટબાકાર બતાવે છે જ્યારે એ મુક્તિને સંભારશે એટલે જ્યારે તે પોતાનું સાધ્યબિંદુ શું છે ? તે કેવી રીતે પ્રાપ્તવ્ય છે ? તેનો વિચાર કરશે અથવા હું વિચાર કરીશ ત્યારે તારો પ્રસંગ કરીશ આ અર્થ પણ બહુ સુંદર છે અને પદના બીજા ભાવ સાથે બંધબેસતો આવે છે હવે ચેતનજીએ તો લાંબી મુદત નાખી આવવાનો સમય કાંઈ જણાવ્યો નહિ, માત્ર ધીરજ આપી આશા આપી, સુમતિને છાતી પર હાથ મૂકાવ્યો, તેથી સ્વાભાવિક પ્રશ્ન એ ઉઠ્યો કે ચેતનજી ક્યારે સુમતિનો પ્રસંગ કરશે. તેના જવાબમાં હવે કહે છે તે વિચારીએ.

ओसर पाय अध्यातम सेली,* परमातम निज योग= धरेरी;
सकति+ जगाइ निरुपम रूपकी, आनंदघन मिलि केलि करेरी + मेरी॰ ३

"અવસર પામીને (કાળ પરિપક્વ થશે ત્યારે) આત્માના કૃત્યોની રીતિ એટલે પરમાત્મપણાના હેતુરૂપ નિજયોગને ધારણ કરશે અને નિરુપમ રૂપની શક્તિ જાગ્રત કરીને આનંદઘન સાથે મળી (ચેતનજી) લહેર કરશે."

ભાવ–અધ્યાત્મશૈલી એટલે શું તે અહીં ખાસ વિચારવા યોગ્ય છે આત્મા અને પુદ્ગલ વચ્ચેનો તફાવત શું છે ? આત્મિક કાર્યો કયા કયા છે ? શું કરવાથી આત્માની ઉચ્ચ દશા પ્રાપ્ત થાય–પ્રગટ થાય ? એવી દશા પ્રાપ્ત કરવાથી આત્માને શું લાભ થાય ? વર્તમાન દશાનું કારણ શું છે ? વિગેરે બાબતનો નિર્ણય કરી તદનુસાર વર્તવું તેને અધ્યાત્મ શૈલી કહેવામાં આવે છે જ્યારે અમુક બાબતની ધૂન લાગે છે ત્યારે તે સિવાય અન્ય કાંઈ સૂઝતું નથી રમણીઆસક્ત પ્રાણીને સ્ત્રીની વાતમાં આનંદ આવે છે ગણિતમાં ધૂન લાગે છે તે મનોયત્ન કરવામાં જ રાજી થાય છે ધનઆસક્ત પ્રાણી પૈસાની વાત કરે ત્યારે જ તેને રસ આવે છે, તેવી રીતે જુદી જુદી બાબતોની ધૂન માટે સમજવું આવી

---

* સેલીને સ્થાને શૈલી શબ્દ છે તે સંસ્કૃતરૂપ છે રાગમાં શૈલી પાઠ વિશેષ યોગ્ય રીતે ઉચ્ચાર થાય છે અર્થ એક જ છે

= યોગને બદલે જોગ શબ્દ છે બન્ને એક જ અર્થમાં વપરાયેલા છે

+ સકતિને બદલે શક્તિ સંસ્કૃત રૂપમાં ક્વચિત્ પાઠાંતર રૂપે દેખાય છે

+ કરેરીને સ્થાને ક્વચિત્ કરેરી પાઠ એક પ્રતમાં છે અર્થ એક જ છે

૩ ઓસર=અવસર કાળપરિણતિ, સમયપરિપક્વતા અધ્યાતમસેલી=અધ્યાતમશૈલી, આત્માનાં કૃત્યોની રીતિ પરમાતમ=પરમાત્મભાવના હેતુભૂત નિજયોગ=નિજયોગનું સ્વરૂપ ધરે=ધારણ કરે. સકતિ=શક્તિને જગાઈ=જાગ્રત કરીને નિરુપમ=જેને કોઈની ઉપમા આપી ન શકાય તેવા મિલિ=મળીને કેલિ=રમત, આનંદ

રીતે અધ્યાત્મના-ચેતનજીના વિષયની ધૂન આવે તેને અધ્યાત્મશૈલી કહેવામાં આવે છે. જ્યારે તેવી ધૂન આવે છે ત્યારે આત્મા સંબધી વાત, વિચાર અને કાર્યો કરવામા જ રસ આવે છે. આવી અધ્યાત્મશૈલી તો કાળસ્થતિ પરિપકવ થશે ત્યારે ચેતનજીને પ્રાપ્ત થશે. પાચ કારણુ એકત્ર થાય છે ત્યારે એક કાર્ય બને છે કાળ, સ્વભાવ, ભવિતવ્યતા (નિયતિ), પૂર્વકૃત(કર્મ) ને ઉદ્યમ આમા કાળ એ એક ઉપયોગી કારણુ છે. ચેતનજી કહે છે મારી કાળપરિણુતિ જ્યારે પરિપકવ થશે ત્યારે પરમાત્મદશાનો નિજયોગ ધારણુ થશે. હાલ તો હે સુમતિ ! ચાલે છે તેમ ચાલવા દેવું પડશે. પરમાત્મ-સાધ્યસ્વરૂપ પ્રાપ્ત કરવાનો યોગ જ્યારે પ્રાપ્ત થશે ત્યારે આત્માથી સિદ્ધ કેમ થવાય? સિદ્ધ દશાનો અહીં કેવી રીતે અનુભવ થાય? અને સાધકદશામા સ્વરૂપ કેમ પ્રાપ્ત થાય? એ સર્વ શક્તિગત ધર્મો સ્વસ્વરૂપે પ્રાપ્ત થઈ શકે તેની યોગ્ય વિચારણા અને યોજના થશે. પથ્થરમા જેમ સુવર્ણ, દૂધમા જેમ ઘી, તલમા જેમ તેલ સત્તાગત શક્તિરૂપે રહેલ છે, તેમ શરીરમા શક્તિરૂપે વ્યાપી રહેલ પરમાત્માને જોવા તે નિજસ્વરૂપ યોગદર્શન છે નિર્વિકાર નિરંજન નિજસ્વરૂપને કાષ્ઠાન્તર્ગત અગ્નિ પેઠે જોઇ શકે તે સામર્થ્યયોગની લાયકાતવાળો ચેતન આનંદઘનસ્વરૂપ સાથે મળી આનદ કરે છે. શુદ્ધ ચેતનાને પ્રાપ્ત કરવાની દૃઢ ઇચ્છાવાળો પણ હજુ પૌદ્ગલિક પદાર્થના મોહમા આસક્ત અને પ્રસંગ મળતાં તેમાથી બહાર નીકળી આવવાની દૃઢ ઇચ્છાવાળો આ ચેતન હજુ દૃઢ નિશ્ચય કરીને સંસારદશાનો ત્યાગ કરી શકતો નથી અને તેથી સુમતિને કહે છે કે-તારે ડરવું નહિ, હું તારો જ છુ. યોગદૃષ્ટિસમુચ્ચયમાં ઇચ્છાયોગનુ સ્વરૂપ બતાવ્યું છે તે બરાબર મળતુ આવે છે.

આવી રીતે ચેતનજીને પરમાત્મપદ પ્રાપ્ત કરવા ભાવના થઈ છે તે સબધમા બહુ હકીકત લખી શકાય. પરમાત્મભાવ સમજવા માટે ચિદાનન્દજી મહારાજની પરમાત્મ છત્રીશી અને યશોવિજયજી મહારાજની પરમાત્મ પચ્ચીશી ખાસ વાચવા લાયક છે, મનન કરવા યોગ્ય છે અહીં સ્થળસકોચથી તે આખી આપી શકાય તેમ નથી. પ્રથમ છત્રીશીના ઉપયોગી કવનો અહીં બતાવીએ —

રાગ દ્વેષકે નાસતે, પરમાતમ પરકાસ,
રાગ દ્વેષકે જાગતે, પરમાતમ પદનાસ.
લાખ બાતકી બાત યહ, તોકુ દેય બતાય,
જો પરમાતમ પદ ચહે, રાગ દ્વેષ તજ ભાય.
દેહ સહિત પરમાતમા, એહ અચરજકી બાત,
રાગ દ્વેષકે ત્યાગતે, કર્મ શક્તિ જરી જાત.
ભાઈ એહ પરમાતમા, સો હૈ તુમમે યાંહિ;
અપણી શક્તિ સભારકે, લિખાવત દે તાંહિ *

* ચિદાનદજીકૃત પરમાત્મ છત્રીશીની આ અનુક્રમે ૨૩, ૨૫, ૩૨ અને ૩૫ મી ગાથાએ છે

આવો પરમાત્મભાવ છે એને પ્રાપ્ત કરવા આ પદમાં કહ્યું છે અને ઉપર ચિદાનંદજી મહારાજ જણાવે છે તેમ રાગદ્વેષનો ત્યાગ કરવો ખાસ આવશ્યકીય છે એ પરમાત્મદશાનો નિર્યોગ સમજવો.

મેરી તું મેરી તું એવી રીતે બોલવું એ ઇચ્છાયોગ છે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને લીધે સાંભળેલી હકીકતનું અવજ્ઞાન મેળવી તે પ્રમાણે કાર્ય કરવાની ઇચ્છાવાળો પ્રાણી પ્રમાદથી ન કરી શકે, મતલબ અંતઃકરણમાં સત્કાર્યનું ઇચ્છકપણું હોય પણ ધર્મવ્યાપાર સામર્થ્યયોગ કરી શકે નહિ તેને ઇચ્છાયોગ કહે છે આવો ઇચ્છાયોગ પ્રાણી ઘણીવાર કરે છે પણ તે તેની નબળાઈ બતાવે છે અહીં ત્રીજી ગાથામાં જે ભાવ બતાવ્યો છે તે ઇચ્છાયોગ છે અને સામર્થ્યયોગ પ્રાપ્ત કરી શ્રી આનંદઘન પ્રભુ સાથે કેલિ કરવાનું ચેતનજીનું સાધ્ય છે એ સામર્થ્યયોગમાં સિદ્ધિપદપ્રાપ્તિ રહી છે એ યોગમાં શાસ્ત્રમાં બતાવેલા ઉપાય ઉપરાંત ચેતનજી પોતાની અધિક શક્તિ ધર્મવ્યાપારમાં વાપરે એના ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ એવા બે ભેદ છે મોહનીય કર્મના ક્ષયોપશમરૂપ ધર્મસંન્યાસ છે અને ચૌદમા ગુણસ્થાનકે યોગરૂંધનરૂપ યોગસંન્યાસ છે અપૂર્વકરણ ગુણસ્થાનકથી ધર્મસંન્યાસ સામર્થ્યયોગ થાય છે પછી વિશેષ ગુણપ્રાપ્તિ થતાં એ સંન્યાસમાં પ્રગતિ થતી જાય છે અને સર્વવિરતિના ગુણો વધારે વધારે આવે તેને પ્રાપ્ત થતા જાય છે ક્ષપકશ્રેણી માંડનારને ક્ષાયિકકેવળજ્ઞાન પ્રાપ્ત થાય, લોકાલોકના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય અને જે યોગશૈલેશી અવસ્થામાં પણ પ્રાપ્ત થયેલ રહે તે મહાવિશિષ્ટ યોગને યોગસંન્યાસ સામર્થ્યયોગ કહે છે નિરુપમ રૂપની શક્તિ જગાવવાની અહીં જે વાત કરી છે અને પરમાત્મસ્વરૂપનો નિર્યોગ ધારણ કરવાનું કહ્યું છે તે આ યોગસંન્યાસ સામર્થ્યયોગ સમજવો

હે સુમતે ! છેવટે હું આવો યોગ પ્રાપ્ત કરવાનો છું, ઇચ્છાયોગ મૂકી દઇ શાસ્ત્રયોગ કે જેમાં દ્રવ્યાદિના સ્વરૂપના શુદ્ધ બોધ સાથે શુદ્ધ પ્રવૃત્તિ પ્રાપ્ત થાય છે તેથી પણ આગળ વધી જ્યારે હું સામર્થ્યયોગના બીજા યોગસંન્યાસ વિભાગમાં આવી જઇશ ત્યારે આનંદ સ્વરૂપ સાથે કેલિ કરીશ. હું તને ખાતરી આપું છું કે તું મારી જ છે અને છેવટે હું તને મળવાનો છું; તારે જરા પણ ચિંતા કરવી નહિ, જરા પણ રડવું નહિ, જરા પણ ડરવું નહિ

આ પદની આ ગાથાનો અર્થ કરતાં ટબાકાર કહે છે કે–સુમતિ શ્રદ્ધાને પૂછે છે કે ચેતનજી મને ક્યારે મળશે ? તેના જવાબમાં શ્રદ્ધા કહે છે કે–ભવનો પરિપાક થશે ત્યારે ચેતનજી પોતાનું સ્વરૂપ વિચારતો પરમાત્મસ્વરૂપ ચિંતવવાનો સંયોગ ધારણ કરશે તે વખતે ઉપમારહિત એવી નિજસ્વરૂપની શક્તિ–સામર્થ્યને તે જગાવશે અને તેમ થતાં જ તું આનંદઘન સાથે મળી એકીભૂત થઇને કેલિ કરીશ એટલે કે ચેતનજી તે વખતે આત્મારામના સ્વરૂપમાં રમણ કરશે. આ ભાવ પણ સારો છે લગભગ ઉપર કરેલા અર્થ જેવો જ છે, માત્ર શ્રદ્ધાને

સુખમાં એ વચનો મૂકવાથી પ્રક્રમભંગ થાય છે. ચેતનજીએ શરૂ કરેલ લયને બનતા સુધી તોડવો યોગ્ય નથી.

આ પદમા ચેતનજીએ એક નબળાઈ બતાવી છે તે ખાસ વિચારવા યોગ્ય છે. એ કહે છે કે-મારો સમય પાકશે ત્યારે હું વિશુદ્ધ યોગમાર્ગ આદરીશ. આવી રીતે જેનું સ્વરૂપ જાણતા નથી એવા કાળને દોષ દઈ કાઇ પણ પ્રયાસ કર્યા વગર બેસી રહેવું તે અયોગ્ય છે. જ્યારે બની શકે ત્યારે વિચારવું કે આવો સામર્થ્યયોગ સાધવાનો અવસર વારંવાર પ્રાપ્ત થતો નથી; સામર્થ્યયોગ ન સધાય તો તેના સાધનો એકઠા કરવાનો વખત જતો કરવો ઉચિત નથી. એવી રીતે નિર્ણય કરી બને તેટલું કાર્ય સફળ કરવું. કર્મની ચીકાશ એટલી બધી છે કે જો તેને માર્ગ આપવામા આવે તો આ જીવનો પત્તો લાગવા દે નહિ. ઇચ્છાયોગ દઢ કરી, સામર્થ્યયોગના સાધનો યોજી દેવા એ પરમાત્મદશા પ્રાપ્ત કરવાની અને પરમાત્મભાવ પ્રગટ કરવાની ઇચ્છાવાળાને માટે બહુ જ જરૂરનું છે, ખાસ આદરણીય છે અને બહુ સ્પષ્ટ અક્ષરોમા નિર્ણય કરીને સમજવા યોગ્ય છે. સામર્થ્યયોગનું સ્વરૂપ ઉપોદ્‌ઘાતમાં વધારે સ્પષ્ટ કરી બતાવ્યું છે તેથી અત્ર વિશેષ ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી સ્થિતિ અથવા કાળપરિપક્વતા કોઇ પણ કાર્યને અંગે ખાસ ઉપયોગી છે, પરંતુ સર્વજ્ઞપણુ પ્રાપ્ત થયા પહેલા કાળસ્થિતિ ક્યારે પાકશે તે કહી શકાય નહિ તેથી અત્યારે તો સમય થયો નથી, હવે પછી યોગ્ય વખત જોઇ વિશેષ યોગસાધના કરવામાં આવશે એવી વાત કરી પ્રાપ્ત થયેલ જોગવાઇને ગુમાવી દેવી નહિ, વળી આ પદમા અધ્યાત્મશૈલી પ્રાપ્ત કરી નિજસ્વરૂપ યોગ સાધવાનું કહેવામા આવ્યુ છે તે પણ ખાસ મનન કરવા યોગ્ય છે જ્યા સુધી અધ્યાત્મશૈલી પ્રાપ્ત ન થાય ત્યા સુધી ઉપર ઉપરથી યોગ-સદ્દહણા થાય તો પણ તેની જોઇએ તેવી અસર થતી નથી. અંતઃકરણમા અધ્યાત્મની ધૂન લગાડીને પરમ સાધ્ય ઉપર નિરંતર લક્ષ્ય રાખીને શક્તિગત આત્મધર્મોને વ્યક્ત કરવાની આવી સુંદર તક જવા ન દેવી એ શુદ્ધ સનાતન ચેતનજીનું અગ્ર કર્તવ્ય છે. ચેતનજીની વર્તમાન પ્રવૃત્તિ સદાચરણમા તો છે, પરંતુ હજુ શુદ્ધચેતના સાથે તન્મયતા કરાવનાર યોગસંન્યાસનો કાળ પ્રાપ્ત થયો નથી તેને માટે આ પદના વચનો છે. અધ્યાત્મશૈલીમાં રહેલ શૈલેશ શબ્દથી પરમોત્કૃષ્ટ દશા જણાવી છે આ પદનો આ મહાન્ ઉચ્ચ આશય બહુ દીર્ઘદૃષ્ટિથી વિચારવા યોગ્ય છે અને સામર્થ્યયોગનુ સ્વરૂપ સમજી તેને પ્રાપ્ત કરવાના સાધનો એકત્ર કરવાનો આ અવસર ભૂલવા જેવો નથી.

---

## પદ ચુમાળીશમું

રાગ ટોડી

तेरी हुं तेरी हुं एती कहुरी;
इन बातनमें *दगो तुं जाने, तो करवत काशी जाय ग्रहुरी. तेरी हुं० १

"હું તારી પત્ની છું, હું તારી પત્ની છું એટલું કહું છું. એ વાતમાં કાંઈ કપટ તને માલૂમ પડે તો કાશી જઈ કરવત મૂકવું."

ભાવ—ગતપદમાં સ્વશક્તિગત ધર્મો કેવાં સુંદર છે અને તેમાં ચેતનજી ક્યારે આવશે તે બતાવતાં ચેતનજીએ કહ્યું કે પીતળ ઉપર ઢોળ ચઢાવ્યે જશાતા નથી અને છેવટે બતાવ્યું કે આનંદઘનસ્વરૂપ સાથે અવસર પ્રાપ્ત થશે ત્યારે પોતે આનંદ કરશે. આ ઉદ્ગાર સાંભળીને ચેતનાને વિચાર થયો કે ચેતનજી ભાસ ઉપર ઉપરથી મારા પર પ્રેમ બતાવવાનો વિચાર દર્શાવતા હશે પણ તેઓના મનમાં મારા પતિવ્રતપણાની પાકી ખાત્રી હશે કે નહિ તે હજુ તેઓના ઉદ્ગારથી સમજાતું નથી. કારણ કે વચમાં તો કે તેઓ બોલ્યા છે કે પીતળ ઉપર જશાવ કામ ન કરાય, પણ તેઓને મારા કંચનત્વની અને તેઓ પરના મારા વિશુદ્ધ પ્રેમની મારે સ્પષ્ટ અક્ષરોમાં મારે પ્રતીતિ કરાવી આપવી જોઈએ. ચેતનજી વિશેષ સન્મુખ થયા છે તે પ્રસંગનો લાભ લઈ સમતા અત્ર ઉદ્ગાર કાઢે છે તે પર આ પદરચના છે.

શુદ્ધચેતના કહે છે કે—હે ચેતનજી! હું તમારી છું એટલે હું જે કહું છું તે તમે બરાબર ધ્યાનમાં રાખજો. હું અત્યારે તમારી પાસે નથી તેથી કદાચ તમને એમ લાગતું હશે કે ચેતના પોતાની નથી; પણ તમારા હૃદયમંદિરમાં હાલ માયામમતા છે તેથી હું આવતી નથી અને એ કારણને લઈને તમને જુદા પ્રકારની અસર થતી હોય તો હું તમને ખાત્રી આપું છું કે હું તમારી જ છું, મેં મનથી પણ અન્ય પતિને ઇચ્છ્યો નથી અને શરીરથી કોઈની સાથે સંબંધ કર્યો નથી. અત્યાર સુધી આપના વિરહઅગ્નિમાં બળ્યા કરું છું અને આપ મારો વિરહ દૂર કરશો એવી આશામાં આપના નામની માળા હાથમાં લઈ તમારા જાપ કર્યા કરું છું. આ વાતમાં જો આપને જરા પણ ખોટું લાગતું હોય, અસત્યનો ભાસ પણ થતો હોય તો આપ કહો તેવા સોગન ખાઉં, આપ કહો તેવા પ્રકારનું દિવ્ય કરીને આપને પ્રતીતિ કરાવી આપું કે હું સર્વથા મન, વચન, કાયાથી શુદ્ધ પતિવ્રતા રહી છું અને છું.

---

* 'ઇન બાતનકુ દગો તું' ને બદલે આવો પાઠ બે પ્રતમાં છે. એનો અર્થ કરવામાં દગો શબ્દનો ભાવ બેસતો નથી. સંબંધ ઉપરથી તેનો અર્થ બાકી એમ થતો જણાય છે. બાતનમેં ને બદલે બાતમ એમ પાઠ બે પ્રતમાં છે. તેમાં અર્થફેર થતો નથી.

૧ તેરી=તારી. હું=હું. પેત. કહુ. એતી=એટલું. કહુરી=કહું. બાતનમં=વાતમાં. દગો=કપટ. જાણે=જાણે. કાશી=બનારસ. જાય=જઈને. ગ્રહુરી=ગ્રહણ કરું, મૂકવું.

વ્યવહારમાં જ્યારે સામા મનુષ્યને પ્રતીતિ કરી આપવી હોય ત્યારે તે બાબતને અંગે કવચિત્ સોગન ખાવામા આવે છે. ‘ કરવત કાશી જાઈ ગહુંરી ’ એ પદ સોગન ખાવાના અર્થમા વાપરવામા આવેલ છે. મૂળ વાત તો એમ છે કે સસારના અનેક દુ:ખથી તપ્ત થયેલા દુ:ખી માણુસો આ ભવમા કાંઇ સુખ મળ્યું નહિ પણુ આવતા ભવમા સુખ મળશે, એવી અજ્ઞતાસૂચક બુદ્ધિથી કાશી જઇ અસલના વખતમાં કરવત મૂકાવતા હતા. મતલબ માથાથી પગ સુધી કરવતવડે કપાઇ આત્મહત્યા કરતા હતા અને તે પ્રમાણે કરવત મૂકાવતી વખત મનમા આવતા ભવમા અમુક વસ્તુ પોતાને મળે એવી ઇચ્છા રાખતા હતા. આવી રીતે નિયાણું કરીને મરવાના, આત્મઘાત કરવાના બીજા પણુ ઘણુા માર્ગો આ દેશમાં હતા: કેટલાક ગિરનાર પરથી ભેરવજવ ખાતા હતા એટલે એક ઊંચા શિખર પરથી નીચે ખાઇમા પછાડી ખાતા હતા અને શરીરનો પાતથી નાશ કરતા હતા, કેટલાક જગન્નાથજીના રથ નીચે પડી કચરાઇ જતા હતા, કેટલીક સ્રીઓ મૃત્યુ પામેલ પતિ જ પાછો પતિ તરીકે પ્રાપ્ત થાય તેટલા માટે સતી થઇ બળી મરતી હતી. આ સર્વ અજ્ઞાનકષ્ટ હતું. આત્મઘાત કરવાથી કદિ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થતી નથી, એટલું જ નહિ પણુ પૂર્વે બાંધેલા અશુભ કર્મ ભોગવી લેવાનો પ્રસગ છોડી દઇ ઉલટા વધારે ચીકણાં અશુભ કર્મો એકઠાં કરવાનું તેથી પ્રાપ્ત થાય છે આ સર્વ રિવાજો બ્રિટિશ સરકારે બંધ કર્યા છે. કાશીએ જઇ કરવત મૂકાવવું એ અસલ તો આવા અર્થમા વપરાતું હતું પણુ પછી તે એક પ્રકારની સોગન ખાવાની રૂઢી થઇ ગઈ. જેવી રીતે હાલ એમ કહેવામા આવે છે કે અમુક કાર્ય તું કરે તો તારે માથે મુંબઇનુ પાપ. એવી રીતે કરવત મૂકાવવું એટલે તું કહે તેવા સોગન ખાઉં, તુ કહે તેવી રીતે તને પ્રતીતિ કરાવી આપું કે હું શુદ્ધ છું. તેલની ધગધગતી કઢાઇમા હાથ બોળવો, અગ્નિમાથી પસાર થઈ જવુ, પાપ પુન્યની બારી માથી બહાર નીકળી જવુ વિગેરે અનેક રીતે દિવ્ય કરવામા આવતા હતા. એવા અસાધારણુ પ્રયોગથી પોતાનુ શુદ્ધપણુ બતાવી આપવામા આવતું હતુ. અહીં શુદ્ધ ચેતના કહે છે કે–તમે કહો તે રીતે હું મારુ શુદ્ધપણું બતાવી આપવા તૈયાર છું, આપ કહો તે દિવ્ય કરુ, આપ કહો તે સોગન ખાઉ, પરતુ આપ મનમા ચોક્કસ માનજો કે–હું આપની જ છુ અને આપ સિવાય અન્ય કોઇની નથી તે વાતમા જરા પણુ ગોટો નથી, ફેરફાર નથી, અપવાદ નથી.

જ્યારે ચેતનજીને સમ્યગ્ બોધ થાય છે અને તે માર્ગાનુસારીપણુાથી આગળ પ્રગતિ કરે છે ત્યારે તે સુમતિને સહજ મળે છે પણુ વળી વચ્ચે વચ્ચે તેના ઉપર અનાદિ મિથ્યાત્વ જોર કરે છે ત્યારે તે માયામમતાના પ્રસગો શોધવા લાગે છે આવે વખતે ચેતનજીની પ્રતીતિ કરાવવા માટે શુદ્ધ ચેતના પોતે અત્ર લખ્યા છે તેવા ઉદ્ગાર કાઢી ચેતનજીને સમજાવે છે, વસ્તુસ્વરૂપ બરાબર રીતે કહે છે અને તેના પર વિચાર કરવા

ચેતનજીને ઓળખાણ કરે છે અત્ર જે દૃઢ પ્રતિજ્ઞા ચેતનજી સમક્ષ શુદ્ધ ચેતનાએ કરી છે તે માયામમતાની ઉપર સજ્જડ ફટકો મારે તેવી છે, કારણ કે તેમાં આંતર આશય એ છે કે-જેને તમે તમારી માનો છો તે તો ઘેર ઘેર ભટકનારી છે વેશ્યાઓ જેવી છે અને તેઓ એક પણ દિવસ મારા જેવું કરી શકે તેવી નથી. આપના ઉપર એ પરસ્ત્રીઓ ગમે તેટલું હેત બતાવતી હોય, રાગ દર્શાવતી હોય, આકર્ષણ રાખવતી હોય, પણ તેઓ તમારી નથી, તમારી થઈ નથી અને તમારી થવાની નથી. આ ભાવ બરાબર સમજીને મનન કરવા યોગ્ય છે

આ ગાથાનો એક બીજો વિદ્વાનોએ અર્થ કર્યો છે કે એ વાતમાં હે પતિ! તમે દ્વેષ માનતા હો તો કશી=તે કઈ વસ્તુ છે જેને હું અહુરી=ગ્રહણ કરું છું, એટલે મારા શુદ્ધપતિવ્રતપણામાં આપને દોષ લાગતો હોય તો બીજી એવી કઈ વસ્તુ છે બીજો એવો કોણ મારો પતિ કે યાર છે જેને હું ગ્રહણ કરું જેને હું ધારણ કરું તે આપ બતાવો. જો કે આપ મારે મંદિરે ઘણા કાળથી આવ્યા નથી છતાં મેં અન્ય પુરુષ સામે દૃષ્ટિપાત પણ કર્યો નથી અને હું તમારી જ સ્ત્રી છું છતાં એ વાતમાં આપને કાંઈ કપટ લાગતું હોય તો મારું ચિત્ત ક્યાં અને કોના પર છે તે બતાવો. આ અર્થ સુંદર છે પણ તેમાં કરવત શબ્દનો અર્થ બીલકુલ રહી જાય છે તેથી ઉપર પ્રથમ અર્થ કર્યો છે તે જ યુક્ત છે

શુદ્ધ વસ્તુસ્વરૂપનો યથાસ્થિત બોધ થયા પછી પણ ચેતનજી જ્યારે બની આવે ત્યારે વિભાવમાં પડી જાય છે, શુદ્ધ બોધ પર આવરણ આવવાથી બાપડો એકને ઘણીવાર શુદ્ધ માર્ગથી ફંટાળી જઈ મિથ્યાત્વના કુમાર્ગ પર ચઢી જાય છે અને પ્રાપ્ત થયેલ સંપત્તિ ગુમાવી બેસે છે; તેને વળી સદ્ગુરુ સુમતિ આપી ઠેકાણે લાવે છે તેવે પ્રસંગે બોલવાને સમજવાને યોગ્ય આ પદમાં જે ભાવ આપ્યો છે તે વિચાર કરવા લાયક છે સંસારદાવાનળથી તપ્ત થયેલા આ ચેતનજીને ખબર પડતી નથી કે પોતે કોનાથી દુઃખી થાય છે અને શા માટે સંસારમાં રખડે છે એને સત્ય સ્વરૂપ સમજાવવા માટે અત્ર શુદ્ધચેતના સ્પષ્ટ બોધ કરી પોતાનું ત્રિકાળશુદ્ધત્વ પ્રતીત કરાવે છે પોતે ચેતનજીની કિંમત કેટલી ક્યા પ્રકારની આંકે છે તે સવિશેષપણે વ્યક્ત કરતી આગળ વધે છે

वेद पुरान कतेब कुरानमें, आगम निगम कछु न लहुरी;
वाचा रे कोर शीखाइ सबनकी,* मैं हरे+ रमरंग रहुरी   तेरी० २

---

* આચર હેરી શીખાઈ સબનીકી આવી રીતે આ પંક્તિ અન્ય પ્રતમાં છે તેને માટે જુઓ વિવેચન.

\+ તેરે ને બદલે તોરે પાઠાંતર છે

૨ વેદ=ચાર વેદ. પુરાન=અઢાર પુરાણ કુરાન=મહમદ પેગંબરકૃત મુસલમાનનું ધર્મશાસ્ત્ર કતેબ=કિતાબ મહમદ પેગંબરની પછીના મશ્કરીઓએ બનાવેલ ધર્મપુસ્તકો. આગમ=પિસ્તાલીશ આગમ, જૈન

"ચાર વેદ, અઢાર પુરાણ, કુરાન અને કિતાબમા તથા આગમ અને નિગમમા (તારા સિવાય) અન્ય મને પ્રાપ્ત થતું નથી. વાણી ફેરવીને સેવન કરવાની રીત (સર્વત્ર તે ગ્રંથોમા) શીખવી છે. (તેથી) હુ તારા રસરગમાં રહીશ."

**ભાવ**–શુદ્ધ ચેતના પ્રતીતિજનક ઉદ્‌ગાર કાઢતા ચેતનજીને વધારે સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે–હે મારા નાથ ! હુ તમારા કેટલા વખાણ કરું અને તમારે માટે કેટલા ઊંચા પ્રકારના શબ્દોમા વાત કરું ! હુ તો સર્વત્ર આપનો જ ખ્યાલ કરું છું અને આપને જ દેખું છું. મારા મનમાં આપના સિવાય બીજા કોઇનું દર્શન પણ થતું નથી, કારણ કે હું જ્યા જોઉં છું, જ્યા વિચાર કરુ છુ, ત્યા આપની જ વાત મારા સાભળવામાં આવે છે. ચાર વેદ જુઓ, અઢાર પુરાણ જુઓ, હઝરત પેગમ્બરનુ કુરાન જુઓ કે તેના અનુયાયીઓના બનાવેલા કિતાબ નામથી પ્રસિદ્ધ બીજાં મુસલમાની ધર્મશાસ્ત્રો જુઓ, જૈનોના પીસ્તાળીશ આગમ અથવા ઉપનિષદો જે નિગમ× ગ્રથો તરીકે ઓળખાય છે તે જુઓ, વળી તે ઉપરાત બાઇબલ, જરથોસ્ત ગ્રથો, બુદ્ધધર્મના ગ્રથો, તર્ક ગ્રથો કે અન્ય કોઇ પણ ધર્મના પુસ્તકો જુઓ તો ત્યા તારા સિવાય બીજુ કાંઇ જોતી નથી. કોઈ તને ક્ષણિક માને છે, કોઇ તને દેહપ્રમાણુ સમજે છે, કોઇ તને પરમાત્માનો અંશ સમજે છે, કોઇ તને પ્રકૃતિપ્રભાવથી પુરુષાકારનું માયાઅવલિપ્ત સ્વરૂપ ધારે છે, કોઇ તને અનિત્ય માને છે, કોઇ અવિનાશી માને છે, કોઇ કર્માવલિપ્ત પણ વસ્તુત શુદ્ધ ચિદાનંદસ્વરૂપ સમજે છે, એમ અનેક પ્રકારે તારા સંબધી વાતો કરે છે, તારુ સ્વરૂપ સમજવા યત્ન કરે છે, તારા માટે વિચાર કરે છે; પણ હુ ગમે તે ધર્મના પુસ્તકો વાચું છું, વિચારુ છુ કે જોઉં છું તો ત્યા એક અથવા બીજા રૂપે તારી જ વાત જોઉં છું હુ ગમે તે જોઉં છુ તો તારી ને તારી વાત તેમા છે એમ મારા મન પર અસર થાય છે અને તેથી મારા હૃદય પંર તારા સિવાય અન્ય કોઇની વાત કદિ આવતી જ નથી, અન્યનો વિચાર પણ થતો નથી અને અન્ય પર ધ્યાન પણ જતુ નથી મારા નાથ ! તમે એટલા બધા પ્રસિદ્ધ છો કે જ્યા ત્યા હુ આપની જ વાત જોઉં છું. આપની એવી કીર્ત્તિ જોઇ મારે ધણુ મગરૂબ થવાનુ કારણ છે અને એવા સુદર પ્રસિદ્ધ પ્રતિષ્ઠિત પતિને મેળવીને અને તેને તેવા ઉત્તમ પુરુષ તરીકે ઓળખીને કઇ સ્ત્રી એવી મૂર્ખ હોય કે તેવા પતિ પર યોગ્ય પ્રેમ રાખે નહિ, યોગ્ય હેત બતાવે નહિ, યોગ્ય સ્નેહ સાચવે નહિ.

---

ધર્મશાસ્ત્ર નિગમ=આગમના અર્થનો નિરધાર કરનાર શાસ્ત્રગ્રથો, ઉપનિષદોને નિગમ કહે છે કછુ=કોઈ, તારા સિવાય અન્ય. લહુરી=પ્રાપ્ત કરું વાચા=વાણી ફેર=ફેરવી, પ્રગટ કરી. શીખાઇ=શીખવ્યુ છે સેવનકી=સેવન કરવાની વિધિ રસરગ=રસના રગમા રહુરી=રહીશ.

× અર્થ નિરધાર કરનાર ગ્રથને નિગમ કહેવામા આવે છે તે જૈન શાસ્ત્રથી તદ્દન વિરુદ્ધ છે અને તેના ખડન માટે પૂર્વાચાર્ય મહારાજાઓએ 'આગમ પ્રતિપક્ષનિરાકરણ' નામે ગ્રથ રચ્યો છે આ પ્રમાણે મને પન્યાસજી શ્રીઆનદસાગરજી મહારાજ લખી જણાવે છે 'નિગમ' શબ્દ તેથી આનંદઘનજી મહારાજે ઉપનિષદ્ શબ્દના અર્થમા વાપર્યો હોય એમ જણાય છે

શુદ્ધ ચેતનાના મુખમાં અત્ર કવિએ બહુ ચાતુર્યથી જે વાત મૂકી છે, તે પરમતસહિષ્ણુતા બતાવે છે લોકમાર્ગ સેવનારા, અલોકમાર્ગ અનુસરનારા તથા બૌદ્ધ, સાંખ્ય, નૈયાયિક, મુસલમાન કે ખ્રિસ્તી સર્વ ધર્મના નેતાઓએ ચેતનજીની વાત સુંદર રીતે કરી છે, ચેતનજીને શુદ્ધ સ્વરૂપે સમજવા અને વ્યક્ત કરવાના માર્ગ પર વિચાર કર્યો છે, જુદાં જુદા દૃષ્ટિબિંદુઓથી ચેતનજીને સમજવા પ્રયત્ન કર્યો છે એ પ્રયત્નમા તેઓ કેટલે અંશે ફતેહમંદ થયા છે તે પર અહીં વિચાર કરવાનો નથી પણ શુદ્ધ ચેતનાના કહેવાનો આશય એ છે કે-કોઈ પણ ધર્મનાં પુસ્તકો વાચવા વિચારવામાં આવે છે તો તેમાં સર્વત્ર ચેતનજીની વાતો એક યા બીજા પ્રકારે કરેલી જોવામાં આવે છે સત્યનો અમુક અંશ લઈને તેને વિકસ્વર કરવાના પ્રયત્નમા સર્વ શાસ્ત્રકારોએ ચેતનજીની પ્રતિષ્ઠા અને મહત્ત્વ વધાર્યાં છે અને તેટલે દરજ્જે તેમાથી સાર ગ્રહણ કરવા યોગ્ય છે ઘણુંખરું ધર્મપ્રવર્તકોની એવી ઇચ્છા હોય કે પોતે અને પોતાનો અનુયાયી વર્ગ પરમાત્મસ્વરૂપની વિવિધ પ્રકારે સેવા કરી તે પ્રાપ્ત કરવાના માર્ગ પર આવી જાય અને તેમ કરી અક્ષય અવ્યાબાધ, અનંત સુખમય સ્વરૂપ પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવે. આવા સર્વત્રપ્રસિદ્ધ અને આરાધ્ય પતિને મેળવવા માટે શુદ્ધ ચેતના ખરેખર મગરૂબ થાય તેમાં નવાઈ નથી.

હે મારા નાથ! તમે આવા સુપ્રસિદ્ધ છો તો હવે આપ આપની વાણી ફેરવીને સેવન કરવાની વિધિ શીખવો કે જેથી હું હમેશા તમારા રસરંગમાં રહું તમારું સ્વરૂપ જુદા જુદા શાસ્ત્રકારોએ જુદી જુદી દૃષ્ટિથી બતાવ્યુ છે પણ હવે એ સર્વ બાજુ પર મૂકીને તમે પોતે જ તમને આરાધવાની રીત વાણીથી જાહેર કરો અને મને શીખવો સમજાવો, જણાવો. આપ જેવા મોટા માણસો જેની વાત વેદ, પુરાણાદિ સર્વ ગ્રંથોમાં કરી છે તે તો ઠીક, પણ હવે તો આપ પોતે જ સેવનની રીત મને સમજાવો શું કરવાથી પરમાત્મા પ્રસન્ન થાય? શું કરવાથી આત્મા પરમાત્મપણું પામે અને કેવી રીતે મારા નાથ (તમે) પ્રસન્ન રહે? એ આપ પોતે જ મને સમજાવો. એ શીખીને પછી હું આપના જ રસરંગમાં રહેવા ધારણા રાખુ છું અને ગમે તેમ કરી આપને પ્રસન્ન કરવા મારી દૃઢ ઇચ્છા છે મારે તો તમે રાજી થાઓ એમ ગમે તે પ્રકારે કરવુ છે મારે બીજું કોઈનું કામ નથી અને મે જ્યારે આવા વેદપુરાણ, કુરાન, આગમપ્રસિદ્ધ પતિ મેળવ્યા છે ત્યારે મારે બીજાની ઇચ્છા કેમ રહે? બીજા તરફ મારો દૃષ્ટિપાત પણ કેમ થાય? બીજા તરફ સહજ વલણ પણ કેમ રહે?

મતપક્ષ મૂકી દઈ શુદ્ધ સ્વરૂપ સમજવાની ઇચ્છાવાળા તત્ત્વરસિક મુમુક્ષુને જ્યારે સમ્યગ્ જ્ઞાન થાય છે ત્યારે તે સર્વત્ર એકતા અનુભવે છે, ગમે તે ધર્મશાસ્ત્ર વાંચે તો પણ તેમાં સત્યનો અંશ કેવી રીતે આવી રહેલો છે તે તેના ખ્યાલમાં આવી જાય છે અને તે વિરોધના અંતમાં રહેલી એકતા જોઈ શકે છે, તે સર્વત્ર પરમાત્માને આરાધી તત્ત્વસ્વરૂપ પ્રાપ્ત કરવાના માર્ગ પ્રત્યક્ષ દેખી શકે છે અને એ ભાવ એટલો સુંદર છે કે શુદ્ધ ચેતના

ચેતનજીનું મહત્ત્વ બતાવવામાં પરમતસહિષ્ણુતા અને દૂધમા ભળેલું જળ ફેંકી દેવાની અને સત્ત્વ ગ્રહણ કરવાની તેની શક્તિને એક ખાસ અગત્યની બાબત તરીકે બતાવે છે. સત્તાવીશમા પદમાં તથા અન્યત્ર આ વિષય પર કેટલુંક વિવેચન થઇ ગયું છે. ચેતનજીની પાસે જ તેને સેવવાની રીત શીખવાનું શુદ્ધ ચેતના કહે છે તે તેની નમ્રતા બતાવે છે પોતે તો બધું જાણે છે પણ ચેતનજીના મુખથી જ તે માર્ગ કહેવરાવવામા તેનો આશય તેને પ્રસન્ન કરવાનો સ્પષ્ટ જણાઈ આવે છે. રસરંગમા રહેવાનો નિશ્ચય તેનો અને કુટિલ માયામમતા સ્ત્રીઓ સાથેનો ભેદ બતાવવા માટે છે. તેઓ સર્વત્ર ભટકનારી છે અને પતિવ્રતા નથી એ ભાવ પ્રદર્શિત કરવા પોતે તો પતિના રંગથી રંગાઈ જઈ તેમા રહેવાનો નિશ્ચય કર્યો છે એમ બતાવે છે.

પ્રથમની બે પંક્તિનો અર્થ એમ પણ થઇ શકે કે–વેદ, પુરાણ, કુરાન, કિતાબ, અગમનિગમ (એટલે વેદાંત)એ સર્વને હું કાઇ ગણુતી નથી, હું તો તારો મત જ માનું છું, મને અન્ય કાઇ ઇષ્ટ નથી. શુદ્ધ ચેતનાનુ કહેવું એમ છે કે–જે ચેતનજીનો મત તે તેનો પોતાનો મત, એને કોઈ અન્ય ગ્રંથોનું કામ નથી, આ અર્થ પણ ઠીક છે

આ ગાથાનો ભાવ બહુ વિચારવા યોગ્ય છે. જેઓ અકારણ ધર્મના નામે લડાઈઓ જગાવે છે તેઓએ તેમા સત્યાશ કયા અને કેવી રીતે રહેલ છે તે શ્રીઆનંદઘનજીના અભિપ્રાય પ્રમાણે સમજવુ જોઇએ અને સત્ય સ્વરૂપ સમજ્યા પછી ચેતનજી સાથે રસરંગ જમાવવો જોઈએ. હાલ તો શુભ માર્ગો પણ એવા કંટકમય કરી મૂકાયલા જોવામા આવે છે કે તેમા ચાલવાથી લાભ જોઇએ તેવો થતો નથી અને કેટલીક વાર તો મોટી હાનિ થતી જોવામા આવે છે. જ્યારે ધર્મના માર્ગો પણ આવા વિષમ બનાવી મૂકવામાં આવ્યા હોય ત્યારે પછી ચેતનજીને તેનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કેવી રીતે અને કયા કરવું એ મોટો પ્રશ્ન થઈ પડે છે. તેથી વસ્તુસ્વરૂપ સમજી ચેતનજીના રસરંગમા રહી શકાય એવા માર્ગો ગ્રહણ કરવા યોગ્ય છે.

"ચાચર ફેરી શિખાઇ સબનીકી" એવો પાઠાતર છે તેનો અર્થ ગાનારાઓએ સ્પષ્ટ રીતે સેવન કરવાની રીતિ શીખવી એમ થઇ શકે છે. આત્મગાન–હૃદયગાન દ્વારા પરમાત્મભાવને સેવવાની રીતિ શીખવી એટલે આતરગાનથી પરમાત્મભાવ પ્રાપ્ત કર્યો, સમજાયો એ અર્થ સાધારણ રીતે થઈ શકે છે. પ્રસ્તુત હકીકત સાથે ચાચરનો ભાવ બરાબર બેસતો આવતો નથી.

અહીં પરમાત્મભાવ પ્રગટ કરવાની વિવિધ રીતિઓ અન્ય ગ્રંથો બતાવે છે તેના તરફ ધ્યાન ન આપતા શુદ્ધ ચેતના ચેતન–પતિને કહે છે કે–હે નાથ ! આપ પોતે જ હવે સેવનની વિધિ વાણી દ્વારા શીખવો એટલે એથી આપને એક તો મારી સાથે વાતચીત કરવી પડશે અને અત્યાર સુધી આપ મારી સામે જોતા નથી અને સાથે બોલતા નથી તે

સ્થિતિનો અંત આવશે અને આપની પોતાની ઇચ્છા શું છે તે મને વ્યક્ત થતાં હું તેને માન આપી અનુસરીશ. હે નાથ ! તેટલા માટે આપ પરમાત્મભાવ પ્રાપ્ત કરવાની રીતિ મને શીખવો. ટબાકાર આ ગાથાનો અર્થ કરતાં કહે છે કે 'આગમ એટલે જૈનાગમનો નિગમ એટલે માગ પ્રત્યે કાંઈ પ્રાપ્ત કર્યું નહિ, વાણી બોલીને તારી સેવા (શુદ્ધ ચેતનાએ) મને શીખવી.' આ ભાવમાં જાણે સુમતિ ચેતનજીને ઉદ્દેશીને બોલતી હોય તેવો ભાવ બતાવ્યો છે; પણ તે ભાવ ઉપર લખ્યો છે તેવો આત્માને ઉચ્ચતર સ્થિતિમાં બતાવનારો નથી તેથી પ્રથમ અર્થ લખ્યો છે તે વિશેષ યોગ્ય જણાય છે. આ ગાથાનું તાત્પર્ય એ છે —ચેતનજી પોતે એ સેવનની રીતિ વાણી દ્વારા વ્યક્ત કરે તો તેને પ્રથમ તો વિચાર કરવો પડે અને તેમ કરવા ચેતના સુમતિ અને માયામમતાનું સ્વરૂપ સમજી જાય. આવા અનેક હેતુઓ મનમાં રાખી ચેતના ચેતનજી પાસે સેવનની વિધિ વાણી દ્વારા વ્યક્ત કરવા વિનતિ કરે છે. ચેતનાનો આશય પતિ સાથે રસરંગ જમાવવાનો છે અને તેથી તે હજુ પણ આગળ તે જ લયમાં બોલે છે:

> मेरे तो तु राजी चहीए, औरके बोल में लाख सहुरी;
> आनंदघन प्रभु वेगें मिलो* प्यारे, नाहि तो गगवरग बहुरी. मेरी० ३

"મારે તો તું પ્રસન્ન રહે એટલું જોઈએ છીએ. બીજાનાં લાખો વચનો હું સહન કરીશ. વહાલા આનંદઘન નાથ ! જલદી મળો, નહિ તો પછી હું જમાના પ્રવાહમાં તણાઈ જઈશ."

ભાવ-શુદ્ધ પતિવ્રતા સ્ત્રીની ભાવના ગમે તે યોગ્ય પ્રકારે પતિને પ્રસન્ન કરવાની હોય છે, તેને પછી લોકો વચ્ચેથી કહે કે તેની અન્ય પ્રકારે મશ્કરી કરે તેની તે દરકાર કરતી નથી, તેની સખીઓ તેને હસે તેને તે ગણકારતી નથી, બીજા માણસો તેની ગમે તેવા શબ્દોમાં વાતો કરે તે વાતની તેના મનમાં ચોટ રહેતી નથી, તેનું સાધ્ય તો હરકોઈ પ્રકારે પતિને પ્રસન્ન કરવાનું હોય છે. બીજા કોઈ તેને લાખો બોલો સંભળાવે તેની તેને દરકાર હોતી નથી અને તે સર્વને સહન કરી જાય છે. વેદ, પુરાણ, આગમપ્રસિદ્ધ પતિને મેળવીને શુદ્ધ ચેતનાની પણ એવી જ દશા થાય છે. તે સ્પષ્ટ રીતે પતિ સાંભળે તેમ કહે છે કે—બીજા સર્વ ભલે તમારા સંબંધમાં ગમે તે પ્રકારે વાત કરે, માયામમતા તમારી વિરુદ્ધ ગમે તેટલું બોલે અને માયામમતાના સંબંધી મોહરાજનો તમારા સંબંધમાં ગમે તેવા શબ્દોમાં મશ્કરી કરે તેની મારે દરકાર નથી. મારે તો એક જ વાત છે કે—ગમે તે પ્રકારે તમને પ્રસન્ન કરવા અને તમે સર્વદા મારા ઉપર પ્રસન્ન રહો તેવા ઉપાયો યોજવા. વ્યવહારમાં

---

* મિલોને સ્થાને અને પ્રતોમાં મિલ્યો પાઠ છે તેનો અર્થ પ્રસિદ્ધ છે. તેના ભાવ પર વિવેચન કર્યું છે તે જુઓ.

૩ મેરેઃમારે. રાજીઃપ્રસન્ન. ચહીએઃજોઈએ. ઔરકેઃબીજાનાં. બોલઃવચન. સહુરીઃસહન કરીશ. વેગેંઃજલદી. પ્યારેઃવહાલા. ગગવરગમેંઃજમાના પ્રવાહમાં. બહુરીઃતણાઈ જઈશ.

પતિપ્રાણા સતી પતિને રાજી રાખવા અનેક પ્રયત્ન કરે છે અને પતિપ્રેમમાં આસક્ત હોઇને લોકોની વાતની દરકાર કરતી નથી; તેમ હું પણ તમારા સિવાય અન્ય માટે વિચાર કરતી નથી, તમને પ્રસન્ન રાખવા નિરંતર વિચાર કર્યા કરું છું અને તે સબધમાં લોકો મારે માટે વાતો કરે તેની હું દરકાર કરતી નથી.

સુમતિવંત ચેતનની આવી દશા હોય છે. તેને પોતાની શુદ્ધ પરિણુતિ પ્રાપ્ત કરવામા એટલી તલ્લીનતા હોય છે કે તેને લોકોના ઉપરચોટીઆ વ્યવહારની જરા પણુ વિચારણા રહેતી નથી. કહેવાની મતલબ એમ નથી કે વ્યવહાર વિરુદ્ધ તે કોઈ પણુ કાર્ય કરે છે, પરંતુ વાત એમ છે કે સામાન્ય રીતે કોઇ પણુ કાર્ય કરતી વખતે લોકો તે સંબધમા શું બોલશે? પોતાની કીર્તિને તેથી કેટલી અસર થશે? પોતાની સ્થિતિને તેથી યોગ્યાયોગ્ય શું જણાશે? એ સબધી વિચારણા પ્રાકૃત મનુષ્યને વિશેષ હોય છે; તેના કાર્યની રેખા અકિત કરનાર સ્થૂળ વ્યવહારનુ સાધ્યબિંદુ હોય છે. જ્યારે શુદ્ધ ચેતનના કાર્યને મુકરર કરનાર સાધ્ય ચેતનનુ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાનું, પ્રગટ કરવાનું, વિકસ્વર કરવાનું રહે છે એને અગે કોઇ વખત વ્યવહારના માણુસો તેના વર્તનને કે આચરણુને પ્રાકૃત દૃષ્ટિબિંદુથી સ્વીકારી ન શકે, તોળી ન શકે એવુ બની આવે છે અને તેવે પ્રસગે કોઈ કોઇ વાર તેની અયોગ્ય રીતે હાસી કરવાને પણુ તેઓ ચૂકતા નથી. આ પ્રમાણે હકીકત હોવા છતા શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો સાધ્ય દૃષ્ટિવાન ચેતન પોતાનુ વર્તન લોકરુચિ અનુસારે કરતો નથી પણુ સાધ્યપ્રાપ્તિમા પોતે કેટલો આગળ વધી શકે છે એ દૃષ્ટિ રાખીને જ પોતાની કર્તવ્યરેખા અકિત કરે છે. કોઇ કોઈ વખત તો વ્યવહારુ માણુસો તેને બહુ હસે છે, ઉડાવે છે, બનાવે છે, પણુ તે અંતકરણુપૂર્વક સમજે છે કે મારી વાત કરનારા અને મને બનાવનારા બિચારા હજુ તદ્દન સ્થૂળ ભૂમિકા ઉપર છે અને શુદ્ધ બોધથી કમનશીબ રહેલા હોવાથી જ્ઞાનચક્ષુથી વિકળ છે, વસ્તુત અંધ છે. આવા કારણુથી જ શ્રીમદ્યશોવિજયજી મહારાજે સમાધિશતકમા લખ્યું છે કે —

જગ જાણે ઉન્મત્ત ઓ, ઓ જાણે જગ અધ;
જ્ઞાનીકુ જગમે રહ્યો, યુ નહિ કોઈ સબધ

જગતના લોકો સાધ્ય દૃષ્ટિયુક્ત જ્ઞાનીના વર્તનને ગાડા માણુસના વર્તન જેવું ગણે છે. તેને ત્યાગ કરતો જોઇને, ધ્યાન કરતો જોઇને, મનનો નિરોધ કરતો જોઇને તેઓ મનમા હસે છે, તેના ફાટ્યાતૂટ્યા કપડા જોઇને તેની મશ્કરી કરે છે, તેને વ્યવહારના નકામા કાર્યોમા ભાગ ન લેતો જોઇને તેને મૂઢ કહે છે અને તેના દરેક કાર્યની વાસ્તવિક કિંમત સમજવાની પોતાની અશક્તિને લીધે અને પોતાની જેવા બીજા ઘણા માણુસો તે અભિપ્રાયમા પોતાને મળતા થતા જોઇને પોતાનુ ડહાપણુ સુમતિવંત જીવને ઉન્મત્ત ઠરાવવામા વાપરે છે. એ પ્રસગે સામાન્ય જનસમુદાયના ચાલુ પ્રવાહથી ઊંચો આવેલો જ્ઞાની વિચારે છે કે–પોતાના સબધમા વિચાર કરનારા આ બિચારા અંધ છે, જ્ઞાનચક્ષુથી રહિત છે અને વાસ્તવિક

સમજવું વધારે પડતું છે. આથી વધારે સ્પષ્ટ શબ્દોમાં બોલીએ તો ખરી રીતે આવા મનુષ્યના સંબંધમાં બીજા પ્રાણીઓ શું બોલે છે તે જાણવાની કે તે સંબંધી ગવેષણા કરવાની સુજ્ઞ વસ્તુરુચિવંત જીવને ચિંતા જ હોતી નથી. તેનું સાધ્ય તો પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનું અને તે માટે યોગ્ય સાધનો એકઠાં કરવાનું જ રહે છે. તે બની શકે તેટલું યોગ્ય ક્રિયામાં શુદ્ધચેતના પ્રગટ કરવા મથે છે અને તેમાં જેટલે દરજ્જે પોતાને ફતેહ મળે તેટલે અંશે તે પોતાને કૃતકૃત્ય માને છે.

આવી વસ્તુસ્થિતિ હોવાથી શુદ્ધ ચેતના કહે છે કે—હે મારા નાથ ! મારે તું શાણો રહે તેનું કામ છે, બીજા ભલે તેટલા બોલો મારે માટે બોલશે અથવા બોલે છે તે સર્વ સહન કરવા હું તૈયાર છું અને તૈયાર રહીશ. હે મારા નાથ ! મને આપને મળવાની એટલી બધી અભિલાષા થઈ છે કે મને તો તમારા સિવાય બીજી વાત ગમતી નથી, પસંદ આવતી નથી, ધ્યાન ખેંચનારી થતી નથી. હે નાથ ! આપ હવે તો આપની પ્રિય પત્નીને જલદી મળો, હવે જો આપ મને મળવામાં ઢીલ કરશો તો મોટી ભૂલ થશે. અત્યારે મારે ને તમારે મળવાની જોગવાઈ થઈ છે, માયામમતા આપનાથી દૂર ખસી ગઈ છે અથવા ખસી જવાની સ્થિતિમાં આવી ગઈ છે અને આપનાથી જરા દૂરી જઈ આપના પર પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરી શકતી નથી, તેવે વખતે આવો સુંદર દેહ, ઉત્તમ જાતિ, શરીરસ્વાસ્થ્ય, દેવગુરુનો યોગ વિગેરે અનેક પ્રકારની અનુકૂળતાઓ પ્રાપ્ત થયા છતાં પણ જો આપ મને નહિ મળો તો હું સંસારરૂપ ગંગાના પ્રવાહમાં તણાઈ જઈશ, હું નદીમાં ઝંપાપાત કરીશ અને પછી મારો અને તમારો યોગ અમર્યાદિત વખત સુધી લંબાશે. સર્વ પ્રકારની અનુકૂળતા પ્રાપ્ત થયા છતાં પણ શુદ્ધ ચેતનાને પ્રાપ્ત કરવાનો માર્ગ ગ્રહણ કરવામાં ન આવે તો પછી એવી જોગવાઈ સંસારચક્રમાં ક્યારે ફરીવાર મળશે તે કહી શકાય નહિ. આ હેતુને લઈને શુદ્ધ ચેતના કહે છે કે—આપ મને મળશો નહિ તો સંસારસરિતાના પ્રવાહમાં હું ઝંપાપાત કરીશ એટલે હું સંસારમાં ઘસડાઈ જઈશ. મતલબ ચેતનજી આવી અનુકૂળ તકનો અત્યારે લાભ નહિ લે તો પછી તે સંસારમાં ઘસડાઈ જશે અને પછી પાછો તેનો ક્યારે અવસર આવશે તે કહી શકાય નહિ. ચેતના અને ચેતનનો અભેદ છે, તેથી ચેતનાએ ગંગાના પ્રવાહમાં પડવાનું કહેવું તે ચેતનજીને તેમાં તણાવા બરાબર છે. અત્ર જે હકીકત બતાવી છે તે બરાબર સમજી શકાય તેવી છે. અનેક પ્રસંગે ચેતનજીને કહેવામાં આવ્યું છે કે તેને અત્ર જેવી અનુકૂળ જોગવાઈ મળી છે તેવી ભવચક્રમાં કોઈક જ વખત મળે છે; તેનો ઉપયોગ શુદ્ધ દશા પ્રગટ કરવામાં થાય તો તેનું જીવન સફળ થાય છે, નહિ તો તે સામાન્ય વ્યક્તિઓની પેઠે ફોગટ ફેરા જેવું જીવન ગાળી સંસારમાં સરી જાય છે, ખપી જાય છે, ડૂબી જાય છે. શુદ્ધ ચેતના તેની પોતાની સ્ત્રી છે, તેને અનુકૂળ છે અને તેને મળવાને આતુર છે; સુમતિ પ્રાપ્ત કરી તે દ્વારા પોતાનું પ્રસિદ્ધ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી શુદ્ધ ચેતના સાથે અનંત કાળ સુધી વિલાસ કરવાની વિશુદ્ધ વૃત્તિ અને સામગ્રી પ્રાપ્ત કરવાની આવી તક તેણે કોઈ પણ રીતે ફેંકી દેવા યોગ્ય નથી.

ટબાકાર આ ગાથા સુમતિના મુખમાં મૂકે છે. તે કહે છે કે—અહિં જે કથન છે તે જડસગી આત્મારામ પ્રત્યે સુમતિએ કહેલુ છે તે ચેતનજીને પોતાને ઉતાવળે મળવાનું કહે છે અને નહિ તો શુદ્ધ ચેતનાના ઉજ્જવળ તરગોમા મળી જઇ બારમે ગુણુસ્થાનકે પોતે જશે અને સુમતિ નહિ રહેશે એમ બતાવી સુમતિ કુમતિની મર્યાદા બતાવે છે. ટબાકારનો આશય એવો જણાય છે કે—સુમતિ પોતે તો શુદ્ધ છે પણ પતિનો વિરહ સહન કરી શકતી નથી તેથી પોતે બારમા ગુણુસ્થાનકે ઉજ્જવળ આત્મપરિણુતિરૂપ શ્વેત તરગોમા મળી જવાનુ કહે છે અને પછી ત્યા તેનું વ્યક્તિત્વ નાશ પામશે. તેરમા ગુણુસ્થાનકે તો શુદ્ધ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે અને સુમતિ કુમતિનો લય થાય છે અને શુદ્ધ ચૈતન્ય પ્રગટ થાય છે. આવી રીતે હકીકત કહીને ચેતનજીને પોતાના તરફ આકર્ષણુ કરવાનો સુમતિનો આશય હોય એમ ટબાકાર જણાવે છે એ પ્રમાણે અર્થ કરવામા ભાવ ઠીક આવે છે, પણુ સુમતિ આવા પ્રકારની ધમકી ચેતનજીને આપે તે પહેલી અને બીજી ગાથાના ભાવને અનુરૂપ લાગતું નથી. સુજ્ઞ વાચનારે બન્ને અર્થ યોગ્ય રીતે વિચારવા.

આ આખા પદનો આશય ચેતનજીને તેનું શુદ્ધ સ્વરૂપ બતાવી તે પ્રગટ કરવા માટે આગ્રહ કરવાનો છે એમ કરવા જતા શુદ્ધ ચેતનાએ એક વાત બહુ સુંદર કરી છે અને તે એ છે કે—ચેતનજીની વાત સર્વ શાસ્ત્રોએ કરી છે અને ચેતનજી સર્વત્ર પ્રસિદ્ધ છે. આવા સુપ્રસિદ્ધ ચેતનજી પોતાનુ પ્રસિદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા લલચાય તે માટે તેને બહુ સુદર શબ્દોમા બોલાવ્યા છે અને તે વાત ખાસ લક્ષ્યમા રાખવા યોગ્ય છે બીજી વાત ચેતનજી પાસે જ તેને સેવન કરવાની રીતિ કહી બતાવવા સૂચવ્યુ છે. એનો ગર્ભિત આશય વ્યકિત-ભેદે શુદ્ધ દશા પ્રગટ કરવાના માર્ગોનુ વિવિધપણું બતાવવાનો છે. ક્રિયાથી, યોગથી, જ્ઞાનથી અને તેના જૂદા જૂદા વિભેદથી સેવનની રીતિ પ્રાપ્ત થાય છે. અમુક વ્યકિતને કઇ રીતિ અનુકૂળ છે તે તેણે યોગ્ય અકુશ નીચે રહીને શોધી કાઢવાનુ છે આ ઉપરાંત ચેતનજીને પ્રસન્ન રાખવાનો જે ભાવ છેલ્લી ગાથામા બતાવ્યો છે તે પણુ બહુ જ વિચારવા યોગ્ય છે. આવી રીતે બેતાલીશમા પદમા બે અક્ષર સ્મરણુ કરવાની જે વાત કહી છે તે ચેતન અને ચેતનાના અરસ્પરસ ઉદ્ગારોથી સ્પષ્ટ કરવાનુ સૂચવન ત્યાર પછીના બે પદમા કર્યું છે. આ છેલ્લા ત્રણે પદોનો આશય બરાબર વિચારવો.

---

## પદ પીસ્તાલીશમું

રાગ ટોડી

**ठगोरी भगोरी लगोरी जगोरी.**

**ममता माया आतम ले मति, *अनुभव मेरी और दगोरी. ठगोरी० १**

---

* 'અનુભવ મેરી ઔર દ્ગોરી' એ પ્રમાણે પાઠાતર બે પ્રતમા છે અર્થમા ફેર પડતો નથી.

૧ ઠગોરી=ઠગારીઓ, ઠગણીઓ ભગોરી=ભાગી જાઓ લગોરી=લાગી જાઓ, વળગો જગોરી=જાગ્રત થાઓ લે મતિ=મતિ લઇને મેરી=મારી ઔર=તે સિવાય, અન્ય દ્ગોરી=દગો છે, પર છે.

"ઠગારીઓ ! ભાગી જાઓ (ચેતનાને કહે છે) તમે મને વળગો, જાગ્રત થાઓ મમતા, માયારૂપ મતિ લઈને આત્મા (હું) તમને વળગ્યો છું, જ્ઞાનદૃષ્ટિ મારી છે અને તે સિવાય અન્ય દગો છે—પર છે"

ભાવ—આ પદનો અર્થ ઘણો વિષમ છે પ્રથમ મારા ગુરુમહારાજે જે પ્રમાણે અર્થ કર્યો છે તે બતાવું છું, પછી આખું પદ પૂરું કરી ટબાકારનો અર્થ વિચારશું બન્ને અર્થ તદ્દન જુદાં દૃષ્ટિબિંદુથી લખાયેલા હોવાથી એક સાથે તે પર વિવેચન થઈ શકે તેમ નથી. બન્ને અર્થ કરવામાં કેટલાક શબ્દો પદમાં અધ્યાહાર હોય એમ ધારી લેવું પડે છે કર્તાનો ખરો આશય સમજવો મુશ્કેલ છે

ચેતનજી પોતે ઉપર પ્રમાણે પ્રતીતિજનક ઉદ્ગારો શુદ્ધ ચેતના પાસે સાંભળી હવે માયા, મમતાને ઉદ્દેશીને પ્રથમ કહે છે કે—હે ઠગારીઓ ! તમે હવે મારી પાસેથી ભાગી જાઓ, દૂર થઈ જાઓ, અને હે ચેતના ! તમે હવે જાગ્રત થાઓ અને મને વળગો આ મમતા અને માયાની સોબતમાં પડી તેની બુદ્ધિ લઈને ચેતનજી તેને વળગ્યો છે પણ મારી દૃષ્ટિ તો અનુભવદૃષ્ટિ—જ્ઞાનદૃષ્ટિ જ છે અને તે જ્ઞાનદૃષ્ટિમાં જે વસ્તુનો સમાવેશ થતો નથી તે સર્વ દગો છે, પર છે તે વસ્તુ મારી પોતાની નથી વિશ્વાસ કરવા લાયક નથી હાલ તો ચેતનજી એટલે કે હું પોતે પારકી બુદ્ધિએ ચાલ્યો છું પણ તે મારી પોતાની શુદ્ધ દૃષ્ટિ નથી તે સર્વ પર છે, વસ્તુગત ધર્મની તાત્ત્વિક દૃષ્ટિથી અન્ય છે, અવર છે અને ખાસ મુદ્દાનો પ્રસંગ આવે ત્યારે મને પોતાને દગો દેનાર છે અને હેરાન કરનાર છે, મને ફસાવનાર છે *

ચેતનજીને જણાયું કે પોતાના સ્વરૂપનું વર્ણન વેદ પુરાણ, કિતાબ, આગમ, નિગમ વિગેરે અનેક સુપ્રસિદ્ધ ગ્રંથોમાં કરેલું છે અને પોતાનું વાસ્તવિક સ્વરૂપ વર્તમાન વિભાવ દશામાં દેખાય છે તેથી તદ્દન જુદું છે એ હકીકત જાણ્યા પછી અને વળી પોતાને શુદ્ધ ચેતના જેવી સુંદર નવયૌવના પતિવ્રતા સ્ત્રી છે એ વાતથી વાકેફગાર થયા પછી તે માયામમતાનું સ્વરૂપ સમજે છે, વિચારે છે અને પછી તે કહે છે કે—હે ઠગારી માયામમતા ! અત્યાર સુધી હું તમારા તરફ લલચાઈ ગયો હતો, તમને મારી સ્ત્રીઓ સમજતો હતો અને તમારામાં આસક્ત હતો; પણ હવે મને માલૂમ પડે છે કે એ બાબતમાં હું ઠગાયો

* આ પ્રમાણે અર્થ કરવામાં પ્રથમની પંક્તિના બે શબ્દો માયા મમતાને ઉદ્દેશીને બોલાયલા છે અને બીજા બે શબ્દો શુદ્ધ ચેતનાને ઉદ્દેશીને બોલાયલા બતાવ્યા છે તેમ જ બીજી પંક્તિમાં ચેતન પોતાને માટે આતમ શબ્દ વાપરે છે અને વળગ્યા છે એટલા અક્ષરો અધ્યાહાર લેવા પડે છે એટલો અર્થ તાણીખેંચીને કરવો પડે છે પરંતુ પદના આગળ પાછળના ભાવ સાથે તથા ઉપરનાં પદોના ભાવ સાથે આ અર્થ બહુ અનુરૂપ આવે છે કવિ જ્યાં ઉદ્ગાર કાઢે છે—દશમાંથી ગાન કરે છે ત્યારે કેટલીક નિરંકુશતા વાપરે છે તેથી આવી રીતે ચેતનજી પોતાને માટે આતમ શબ્દ વાપરે અને હું એવો ઉચ્ચાર ન કરે તો તે તેના વિભાવ અને સ્વભાવદશાની દેરાદસ્યાળી સ્થિતિને યોગ્ય છે એમ મને લાગે છે. વિ૦ ક૦

હતો, ફસાયો હતો, છેતરાઇ ગયો હતો, તેવી મને છેતરનારી હે લુચ્ચી સ્ત્રીઓ ! તમે હવે મારાથી દૂર જાઓ, મારો છેડો છોડો, મારાથી આઘી જાઓ, અને હે વહાલી શુદ્ધ ચેતના ! તુ હવે જાગ્રત થા અને મારી સાથે લાગ. અત્યાર સુધી મેં તને ઊઘાડી રાખી છે, તારી હકીકત સાભળી નથી, તને ઉવેખી મૂકી હતી, તે ઠીક થયું નથી, પણ હવે તું જાગ્રત થા અને મને ભેટ, મારી પાસે આવ અને મારી હૃદયવલ્લભા થા. અહો ! આ આત્મા ( હુ પોતે ) અત્યાર સુધી માયા, મમતાની બુદ્ધિએ ચાલ્યો છે જ્યારે કોઇ વસ્તુ-સંબધ કે સ્થિતિની તુલના કરવી હોય ત્યારે તેને મમતાની દૃષ્ટિથી જ જોઇ છે, તેની ગણુના વ્યવહારિક સ્થૂળ સુખ, સગવડ અને અજ્ઞાનને અગે જ કરી છે અને તેથી આત્મા વારંવાર ખોટી ગણુતરી કરીને છેતરાયો છે, તેની ગણુતરી ઊધી વળી ગઇ છે, ખોટી પડી છે, ખોટે રસ્તે દોરનારી જણાઇ આવી છે તેણે જે વસ્તુને પોતાની માની હતી તે પારકી જણાઇ છે, પોતાના સબધીઓને ચાલ્યા જતા જોયા છે, પોતાનું દ્રવ્ય ઘસડાઈ જતું જોયુ છે, પોતાના સગાઓને માની લીધેલા વૈરી તરીકે કાર્ય કરતા જોયા છે આ સર્વ ભૂલભરેલી ઉલટી ગણુતરીનુ કારણુ એ હતું કે તે સર્વની કિમત માયા, મમતાના અજ્ઞાનમૂલક ધોરણુ પર કરી હતી અને જ્યા ગણુતરી કરવાનુ ધોરણુ ( Basis ) જ ખોટું હોય ત્યા પછી તેના સરવાળા બાદબાકી ખોટા જ આવે એમા નવાઇ જેવું નથી જેને વસ્તુત સુખ માની સરવાળામા ગણ્યુ હતુ તે તો દુખરૂપ હોવાથી બાદ કરવુ જોઈતું હતુ તેવી જ રીતે ગુણાકાર અને ભાગાકાર પણુ ઉલટા જ થતા હતા આવી રીતે માયા, મમતા પર સુખદુખની ગણુના કરીને ચેતનજી ( હુ પોતે ) અત્યાર સુધી છેતરાયેલ છે, પરંતુ હવે મને સ્પષ્ટ માલૂમ પડે છે કે અનુભવદૃષ્ટિ એ જ મારી દૃષ્ટિ છે વસ્તુસ્વરૂપ યથાસ્થિત જ્ઞાનને, અગાઉ જણાવ્યું છે તેમ, અનુભવ કહેવામા આવે છે એ અનુભવદૃષ્ટિ અથવા જ્ઞાનદૃષ્ટિથી જે ગણુના કરવામા આવે તે વાસ્તવિક ગણુતરી છે, સાચી ગણુતરી છે અને તેવી ગણુતરી પર જે મુકામ બાધ્યુ હોય તે લાબો વખત ટકે છે તેમ જ ગણુતરી કરનારની ગણુનાઓને સાચી બનાવે છે, બાકી એ સિવાય બીજી દૃષ્ટિથી કોઇ પણુ ગણુતરી કરી હોય, સ્થૂળ સ્થિતિ પર તુલના કરી હોય તે સર્વ દગાવાળી–અવિશ્વાસ્ય માલૂમ પડે છે અને તેવી ગણુતરી પર કરેલા કાર્યો પણુ સુખને બદલે પરિણામે દુખ જ આપે છે આવી ભૂલભરેલી ગણુતરી ખોટી છે એમ હવે મને જણાયુ છે તેથી એવી ખોટી ગણુતરી કરાવનાર હે માયામમતા ! તમે હવે મારાથી દૂર ખસી જાઓ, અહીથી ભાગી જાઓ અને મારા પર તમારા વક્ર પ્રયોગો કાંઈ પણુ અજમાવશો નહિ

જ્યારે જ્યારે ચેતનજી જરા પણુ શુદ્ધ દશામા આવે છે, કાઇ શુદ્ધ અવબોધ થાય તેવું વાચન કે શ્રવણુ કરે છે, ત્યારે તેના મનમા આવા શુદ્ધ વિચારો આવે છે અને તે વખતે થયેલી ભૂલ પર પશ્ચાત્તાપ થાય છે, તે સાથે હવે પછી તેમ ન થાય તો ઠીક તેવા વિચારને લઇને આવા ઉદ્ગારો નીકળી આવે છે એવી ક્ષણિક ભાવના લાબો વખત

ટકાવી રાખવા માટે કવિએ એવા પ્રસંગે ચેતનજીના ઉચ્ચારેલા ઉદ્ગારો અત્ર નોંધી રાખ્યા છે એની કિંમત વસ્તુસ્વરૂપના અવબોધ વખતે ઉચ્ચારાયેલા શુદ્ધ ઉદ્ગારોના માર્ગદર્શકત્વ તરીકે બહુ મોટી છે એવી સ્થિતિ અધિકાર અને પ્રસંગો પર આધાર રાખે છે, પરંતુ એવા પ્રસંગે એક સરખી યોગ્ય સ્થિતિ થતાં વસ્તુકથન યથાતથ્ય થાય છે અને તેનો કાયમ લાભ મળે તે માટે એવા પ્રસંગે થયેલ સ્ફુરણા હૃદય પર અંકિત કરવી ઉચિત છે ચેતનજીને અહીં એમ વિચાર થાય છે કે-જ્ઞાનદૃષ્ટિ એ મારી દૃષ્ટિ છે અને બીજો સર્વ ડોળ છે એ સાધારણ વાત નથી. એવી વિચારણાથી થયેલી બુદ્ધિને બરાબર વિકસ્વર કરવાની અને તેવા વિચારો કરવાના પ્રસંગો વધારવાની બહુ આવશ્યકતા છે નકામી વાતો કરવામાં ઘણી વાર બહુ સમય ચાલ્યો જાય છે તેનો સદુપયોગ થવા સાથે જો આવા શુદ્ધ વિચારો અને તે પણ ચેતનજીના પોતાના આંતર ઉદ્ઘાટન સાથે થાય તો બહુ લાભ થવા સાથે ચેતનજીને થોડા વખતમાં માર્ગ પર લાવી મૂકનાર થાય છે મુમુક્ષુ જીવે આ દૃષ્ટિથી વિચાર કરવાની-આત્મનિરીક્ષણ કરવાની બહુ જરૂર છે ઘણીખરી બાબતમાં આ જીવ વિચાર કરતો જ નથી અને કરે છે તો તેની યોગ્ય તુલના કરતો નથી, ઉપર ઉપરના વિચારનું યોગ્ય ફળ બેસતું નથી. શુદ્ધ સ્થિતિના ખપી જીવે તેથી યોગ્ય માર્ગદર્શક આશ્રય તજી વાસ્તવિક માર્ગને સૂચવનાર, આત્મદૃષ્ટિ જાગ્રત કરનાર અને સ્વવિષયને અવલંબી રહેનાર શુભ આત્મવિચારણા કરવી અને તે વખતે સ્વને ઓળખવા માટે પરભાવનું સ્વરૂપ પણ તેટલા પૂરતું વિચારવું અને વિચારી યોગ્ય નિર્ણય કરવો. ચેતનજી હજુ આવે પ્રસંગે વિચાર કરી કેવા કેવા ઉદ્ગાર કાઢે છે તે આગળની ગાથામાં જોવામાં આવશે. એનો હેતુ ચેતનજીને વસ્તુસ્વરૂપનો શુદ્ધ અવબોધ કરાવવાનો છે એ આશય બરાબર સમજવાથી આ આખા પદનો નિષ્કર્ષ બહુ સારી રીતે નીકળી આવે છે. આવી વિચારણા કરવાથી ઘણી વખત જે હકીકતનો ખુલાસો શ્રવણ કે વાચનથી થતો નથી તે સહજમાં થઈ જાય છે અને તે વખતે મનમાં શાંતિ વ્યાપી જાય છે જ્ઞાનદૃષ્ટિ સિવાયની વસ્તુ અથવા મનઃસ્થિતિ ડોળ દેનારી છે એ હકીકત પણ ચેતનજીને વિચારણાને અંગે જ સ્ફુરે છે

भ्रात न मात न तात न गात न,* जात न बात न लागत गोरी;
मेरे सब दिन दरसन फरसन, तान सुधारसपान पगोरी ठगोरी० २

' (તે દૃષ્ટિ સિવાય મારે કોઈ) ભાઈ નથી મા નથી, બાપ નથી, સગા નથી

---

* છપેલી બુકમાં પ્રથમની બે પંક્તિ આ પ્રમાણે છે ભ્રાત ન તાત ન માત ન જાત ન, ગાત ન વાત ન લાગત ગોરી એમાં શબ્દોનું સ્થાન ફરે છે અર્થમાં ફેરફાર જણાતો નથી જાત એટલે ઉત્પન્ન થયો એવો પણ અર્થ થઈ શકે છે

૨ ભ્રાત=ભાઈ માત=માતા, મા. તાત=પિતા. ગાત=સગોત્રીય, સગા અથવા શરીર. જાત=જ્ઞાતીય, એક જાતિવાળા. લાગત=લાગે છે ગોરી=રૂપાળી, સારી, ચોખ્ખી, ઉજળી. મેરે=મારે તો. દરસન=દર્શન. ફરસન=સ્પર્શન, વરતવું, પૂ.ન. તાન=ધૂન. સુધારસપાન=અમૃતપાન. પગોરી=પાકું ખરેખર

નાતીલા નથી અને તેઓની વાત મને સારી લાગતી નથી મારે તો બધા દિવસ તેનું જ દર્શન, પૂજન, તાન અને પાકું અમૃતપાન છે. ”

ભાવ—વળી ચેતનજી સવિશેષપણે કહે છે કે-હે માયામમતા ! તમારા પરિચયથી અત્યાર સુધી હું માબાપ, સ્ત્રી, પુત્ર, સગાસંબંધીઓમા આસક્ત થઇ રહ્યો હતો, તેઓના દુખે દુઃખી થતો હતો, તેઓના હર્ષપ્રસંગોમા ભાગ લઇ રાજી થતો હતો, પણ હવે અનુભવદૃષ્ટિ જાગ્રત્ થઇ છે, અને તે સ્વદૃષ્ટિ છે એમ જણાયા પછી અન્યત્ર વિહાર કરવામા મને મૂર્ખતા જણાઇ છે, અને તેથી જણાય છે કે-અત્યાર સુધી જેમની સાથે સંબંધ કર્યો તે માબાપ, ભાઈ, સગા તથા નાતીલાઓ મારા પોતાના નથી, મારો તેઓ સાથેનો સંબંધ ચિરસ્થાયી નથી, નિત્ય તો છે જ નહિ અને હોવાનો સભવ પણ નથી; અને તેથી મારા ખરેખરાં માબાપ વિગેરે અનુભવ જ છે મા એટલે દુખમાથી રક્ષણ કરે તે માતા. એ અર્થ વિચારીએ તો વાસ્તવિક દુખથી બચાવનાર માતા તો જ્ઞાનદૃષ્ટિ જ છે, કારણ કે ખરુ દુખ-સુખ શું છે તેનું ભાન પણ તે જ કરાવે છે આવી રીતે સર્વ શબ્દો માટે સમજવું. આથી વ્યાવહારિક ભાઇ બ્હેન, માતપિતા, સગાસબધીઓ વિગેરે સંબંધી વાત પણ મને સારી લાગતી નથી, ગમતી નથી, પસદ આવતી નથી તેઓની વાતમા મને સ્વાર્થનો ઓછો વધતો અંશ સ્પષ્ટ દેખાઇ આવે છે અને તે બતાવનાર જ્ઞાનચક્ષુ છે. સ્થૂળ ચક્ષુથી જે હુ સમજ્યો નહોતો, જે હકીકત મારી કલ્પનામા પણ આવી નહોતી, જે હકીકત મેં સ્વપ્નમા પણ દીઠી નહોતી, તે વિવેકપૂર્વક પ્રાપ્ત થયેલ જ્ઞાનચક્ષુથી જણાઇ આવી છે અને તેનાથી મને હવે સાસારિક સબધની અસ્થિરતા અને વસ્તુગત વાસ્તવ સ્થિતિનો બોધ થયો છે આને લઇને ઉપર જણાવ્યું તેમ મને વ્યવહારુ માતાપિતા વિગેરેના સબધમા અને તેમણે કરેલી વાતોમા કાંઈ ઉજ્જવળતા દેખાતી નથી, કાઇ ઇષ્ટતા જણાતી નથી, કાઇ વિશેષતા મળી આવતી નથી, અથવા તે વાત ચોકખી અથવા નિર્મળ હોય એમ પણ મને જણાતું નથી વસ્તુસ્થિતિ સમજ્યા વગર ઉપર ઉપરથી જે વાત થાય, વસ્તુગત ધર્મોની અવાતર સ્થિતિના હાર્દમાં ઉતર્યા વગર તેઓનુ સ્વરૂપ વિચારવામા કે ચિતરવામા આવે એ તેમનો વાસ્તવિક ભાવ હ્રદય પર સ્ફુરે નહિ ત્યા તેનુ સ્પષ્ટ સ્વરૂપ સમજાતુ નથી અને તેથી એવી રીતે કરેલી વાત ચોકખી હોવાની શક્યતા બહુ ઓછી રહે છે

અહીં ગાત શબ્દનો અર્થ સગોત્રીય કર્યો છે તે સબધને અનુરૂપ છે. માબાપ વિગેરે નજીકના સગા પછી ગોત્રીય સગા આવે છે તેથી પ્રક્રમ બરાબર જળવાય છે. ગાત શબ્દનો બીજો અર્થ શરીર પણ થાય છે. માબાપ, ભાઇ વિગેરે પરનો મોહ જેટલો હેરાન કરે છે તેટલો જ શરીર પરનો મોહ ત્રાસ આપે છે, તેથી તે અર્થ પણ ઘટે છે, પરંતુ તે( શરીર ) કાઇ વાત કરતું નથી અને ગોત્રીયો વાત કરે છે.તેથી સબધ જોતા પ્રથમ અર્થ વિશેષ ઘટે છે ‘ જાત ’ શબ્દનો અર્થ સજ્ઞાતીય કરેલો છે તે પણ સબધને અનુરૂપ છે ગોત્રીય પછી જ્ઞાતિના માણસો આવે છે. તે શબ્દનો બીજો અર્થ પુત્ર પણ થાય છે અને

તે અહીં બરાબર બંધબેસતો પણ આવે છે. અહીં કહેવાનો ભાવાર્થ એ છે કે—મને સગાંસંબંધીઓ જે વાત કહે છે તે કોઈ પણ રીતે ઇષ્ટ લાગતી નથી અને હવે તો મને એમ જણાય છે કે મારાં વાસ્તવિક માતપિતા આ અનુભવના આવિર્ભાવો જ છે.

જ્ઞાનદૃષ્ટિને અંગે અહીં આઠ દૃષ્ટિ પર વિવેચન પ્રાસંગિક ગણાય. તેમાં ચોથી દૃષ્ટિથી બરાબર જ્ઞાનદૃષ્ટિ જાગ્રત થાય છે અને તે દૃષ્ટિથી આગળ પ્રગતિ કરનાર ચેતનજીનું અહીં વિવેચન છે. એ આઠ દૃષ્ટિનો ખાસ વિષય અહીં બહુ લાંબો થઈ પડે તેથી અત્ર લખ્યો નથી, અન્ય પ્રસંગે તે પર વિવેચન કરવામાં આવશે (જુઓ યોગના વિષય પર વિવેચન); પરંતુ એટલું તો અત્ર જણાવવું યોગ્ય છે કે—આઠ દૃષ્ટિ પર 'યોગદૃષ્ટિસમુચ્ચય' નામનો શ્રીમાન્ હરિભદ્રસૂરિનો ગ્રંથ અને તે પરથી ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજીની કરેલી આઠ દૃષ્ટિની સજ્ઝાયો ખાસ મનન કરીને સમજવા યોગ્ય છે. ચોથી દીપ્રાદૃષ્ટિથી સમ્યગ્ બોધ થાય છે અને ત્યારથી ચેતનજીની પરિણતિની નિર્મળતા વિશેષ થતી જાય છે. એ દૃષ્ટિવાન ચેતનને પછી માતાપિતા, સગાંસંબંધીઓ જે વાતો કરે તે ઇષ્ટ લાગતી નથી, કારણ કે તેઓની વાતોનું મંડાણ સ્થૂળ—પૌદ્ગલિક દશા પર હોય છે. આ આઠે દૃષ્ટિનું સ્વરૂપ બરાબર મનન કરીને સમજવા યોગ્ય છે. એને યોગદૃષ્ટિ કહેવામાં આવે છે. સમ્યગ્ બોધ થયા પછીની દૃષ્ટિને સમુચ્ચયે જ્ઞાનદૃષ્ટિ કહેવામાં આવે છે. ઉપરોક્ત ગ્રંથોમાંથી એનું સ્વરૂપ સદ્ગુરુ પાસે વિચારવું અને આ ગ્રંથમાં વિવેચન કર્યું છે તે લક્ષ્યમાં લેવું.

એ જ્ઞાનદૃષ્ટિ જ મારે તો દેખવાની વસ્તુ છે, પૂજવાની વસ્તુ છે, પાન કરવાની વસ્તુ છે, લય પામવાની વસ્તુ છે. એક બાબત અનુભવદૃષ્ટિ જાગ્રત થાય એટલે આ ચેતન વિભાવદશામાંથી પાછો હઠી જાય છે. પછી એને સંગ્રહસ્થાન કે રાજમહેલો એવા લાયક જણાતાં નથી, લક્ષ્મીને તે પૂજા કરવા લાયક ગણતો નથી, સોડા-લેમન કે મદ્ય આદિ પદાર્થને પાન કરવા યોગ્ય ધારતો નથી અને મોહક પદાર્થોમાં લય લગાવવી ઉચિત સમજતો નથી; તેમ જ તેને માતપિતા પર પ્રેમ રહેતો નથી, સ્ત્રીપુત્ર પર મોહ રહેતો નથી, ભાઈ સાથે સ્વાર્થ રહેતો નથી, સગાંના સ્નેહની જરૂર રહેતી નથી, યાવત્ પોતાના શરીરની પણ તેને દરકાર રહેતી નથી. એથી પણ વધારે સ્પષ્ટ રીતે કહીએ તો તેઓની વાતો સાંભળવી તે તેના મનને પસંદ પણ આવતી નથી. તેથી તે અનુભવને કહે છે કે—હવે તો મારે દરરોજ તારું દર્શન થાય, તારું પૂજન થાય, તારું પાન થાય અને તારામાં લય પમાય એ જ મારી ઇચ્છા છે. અંતરદૃષ્ટિ જાગૃતિ થતાં ચેતનજીની આવી સુંદર દશા થાય છે; તેને પછી બાહ્ય ઘરનાં કામ ઉપર, વ્યાવહારિક સંબંધ ઉપર અને સાંસારિક વિષયો ઉપર વિરાગ આવી જાય છે અને તે તેમાંથી બહાર નીકળી જવા વિચાર કરે છે, ભાવના કરે છે, નિર્ણય કરે છે. અહીં દર્શન ચક્ષુનો વિષય છે, તાન કર્ણનો વિષય છે, પરસન સ્પર્શેન્દ્રિયનો વિષય છે અને પાન રસેન્દ્રિયનો વિષય છે. એ રીતે અર્થ વિચારતાં નાસિકાનો વિષય સ્પષ્ટ થતો નથી, પચો શબ્દનો એવો કાંઈ અર્થ થતો હોવો જોઈએ પણ તે સ્પષ્ટ થતો નથી. કહેવાનો

ભાવ એ છે કે-મારે હવે સર્વ ઇંદ્રિયસુખની પર્યાપ્તિ તારામા છે, મારે દેખવું, જોવું, ખાવું, સાભળવુ એ સર્વ તારામય છે, મને હવે એમા જ આનંદ આવવાનો છે, બીજી કોઇ વાત મને રુચે તેમ નથી અને મારી ઇંદ્રિયોની પ્રવૃત્તિ અત્યાર સુધી જે પૌદ્ગલિક પદાર્થોમા હતી તે દૂર કરીને હવે હું તેનો સદુપયોગ કરવા ઉદ્યત થયો છું અને તેમ કરવા માટે તેઓની દિશા અત્યાર સુધી વિભાવ તરફ હતી તે ફેરવીને હવે સ્વભાવ તરફ વાળી લેવાનો મેં નિર્ણય કર્યો છે. પગોરીનો અર્થ પાકુ-ખરેખરું એમ કર્યો છે તે અનુમાન પરથી સંબંધાનુસાર કરેલો છે.

શુદ્ધાવબોધ થાય ત્યારે ચેતનજીની આવી જ દશા થાય છે. તેને તે વખતે સંબધનું અસ્થિરપણું અને વિષયોનું વિરસપણું સ્પષ્ટ સમજાય છે અને તેવે પ્રસંગે તેને નિશ્ચય થાય છે કે-હવે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ અનુભવદૃષ્ટિને વધારે વિકસ્વર કરવામા કરવો, કારણ કે પાકુ દરશન ફરસન* લય અને પાન એ જ છે એમ તેને સમજણપૂર્વક વ્યક્ત થાય છે. આવી શુદ્ધ દશા ચેતનજીની કોઈ કોઈ વાર થઇ આવે છે તેવા પ્રસગનો બને તેટલો લાભ લેવો યોગ્ય છે. આખા મનુષ્યજીવનમા એકાદ વખત પણ જો એવો પ્રસંગ બની આવે અને તે વખતે પોતાની યોગ્યતા સમજી યોગ્ય અકુશ તળે યોગ્ય નિશ્ચય થઇ જાય તો તેનો લાભ બહુ મળે છે અને તે પ્રસગે જે સ્થિતિ એક વિજળીના ઝબકારાના આકારમા થઇ આવી હોય છે તેનો લાભ વારવાર-ચિર કાળ અને યાવત્ અનંત કાળ સુધી મળે છે. આવા પ્રસગ જિંદગીમા જ્યારે મળી આવે ત્યારે તેનો પૂર્ણ લાભ લેવા સાથે તે પ્રસગે યોગ્ય નિર્ણય કરી લેવા અને તે નિર્ણયો ગમે તે ભોગે ન ફેરવવાનો દૃઢ નિશ્ચય કરી રાખવાથી સાધ્યનુ સામીપ્ય થવા સાથે જીવનસાફલ્ય થાય છે.

**प्रांननाथ बिछुरेकी वेदन, पार न पावु ÷अथाग थगोरी;**
**आनंदघन प्रभु दरसन ओघट, घाट उतारन नाव मगोरी. ठगोरी० ३**

"પ્રાણનાથના વિરહની વેદના છેડો ન આવે એવી હોવાથી તેનો પાર પામી શકતો નથી આનદઘન પ્રભુના દર્શનરૂપ વિષમ માર્ગ છે, (તદ્રૂપ) સસારસમુદ્રનો ઘાટ ઉતરવા માટે હુ નાવડીની માગણી—યાચના કરું છું"

---

* આવો શબ્દ 'દારકા સ્પર્શી આવ્યા' એમા પણ વપરાય છે એનો અર્થ દારકાની ભેટ કરી આવ્યા યાત્રા કરી આવ્યા એમ થાય છે એટલે ચેતનજીની યાત્રાનો વિષય હવે અનુભવદૃષ્ટિ થઇ છે, તેથી આ અર્થઘટના યુક્ત જણાય છે

÷ અથાગને બદલે 'નયાવુ' શબ્દ એક પ્રતમા છે અર્થ સમજાતો નથી અશુદ્ધ હશે એમ અનુમાન થાય છે

૩ પ્રાનનાથ પ્રાણના રક્ષણ કરનાર વિછુરેકી-વિરહની વેદન-પીડા. પાર-છેડો પાવું-પામુ. અથાગ-જેનો થાગ-પાર-છેડો ન આવે તેવુ થગો સ્થળ દરસન ઝાખી ઓઘટ-અવઘટ, વિષમ ઘટ-રસ્તો ઘાટ-સસારસમુદ્રનો આરો ઉતારન-ઉતારવાને માટે નાવ-વહાણ મગોરી-માગુ છુ, યાચના કરુ છુ

ભાવ—ઉપર કહી તે અનુભવદૃષ્ટિ મારા પ્રાણની રક્ષા કરનારી છે, મને શાશ્વત જીવન આપનારી છે એના વિરહનો માર્ગ પાર ન પામી શકાય તેવો છે, એ સ્થળ એવું છે કે જેમ ઊંડા જળનો તાગ મેળવવો મુશ્કેલ પડે તેમ તેનો છેડો પ્રાપ્ત કરવો મુશ્કેલ પડે તેમ છે મતલબ એ વિરહકાળ ક્યારે પૂરો થશે તે કહી શકાય તેમ નથી બહુ ઊંડાણવાળા સમુદ્રમાં પાણી કેટલું છે અને જમીન કેટલી નીચી આવી છે તે જાણવા માટે બહુ પ્રયાસ કરવો પડે છે અને તેમાં કોઈ વસ્તુ પડી ગઈ હોય તો તે કાઢી આવવામાં અથાગ મહેનત પડે છે એવી રીતે આ વિરહવેદનાનો માર્ગ અથાગ છે એક તો મારો પોતાનો માર્ગ અવળો છે અને વિરહકાળ બહુ લાંબા વખતથી ચાલ્યા કરે છે; આથી એ વિરહકાળ અથાગ જણાય છે મારા પ્રાણ તો હું પોતે જ છું, તેને જાગ્રત્ દશામાં લાવવાની સ્થિતિનો મને વિરહ થયો છે અને તેની આ સર્વ પીડા છે પીડા કોઈ બહારની નથી પણ અનુભવદૃષ્ટિ જે મારી પોતાની વસ્તુતઃ છે તેનો જ વિરહ થયો છે અને તે અપાર જણાય છે, કારણ કે લાંબા કાળથી તેને ઉપાડી લીધેલ છે ચેતનજી પોતે આ પદ બોલે છે એમ શરૂ કરેલ હોવાથી આ પ્રમાણે અર્થ ઘટે છે સમતા એ આ પંક્તિ બોલતી હોય અથવા શુદ્ધ ચેતના બોલતી હોય તો તેનો અને ચેતનજીનો ઘણા વખતથી વિરહ થયો છે તેની વેદના જેનું અથાગ સ્થળ છે તેનો પાર આવતો નથી એવો અર્થ ઘટે છે એ વેદના એટલી લાંબા વખતની—અનાદિ કાળની છે કે તેનો વિચાર કરતાં મારો પત્તો ખાતો નથી. અથવા ચેતનજી કહે છે કે—તે વિરહવેદનાસ્થળ અથાગ—જેનો પાર ન આવે તેવું છે અથવા તે વિરહસ્થળનો પાર લેતાં હું તો થાક્યો છું, ઘણી મહેનત કરી પણ તેનો પત્તો જ ખાતો નથી,

આનંદઘન પ્રભુનાં દર્શન કરવા—તેની ઝાંખી કરવી તે અનુભવ છે અને તે દર્શન એ જ અવઘટ છે—વિષમ માર્ગ છે તે માર્ગ પ્રાપ્ત કરવો બહુ મુશ્કેલ જણાય છે ઘટ એટલે રસ્તો—ઘાટ. અવઘટ એટલે વિષમ માર્ગ, મુશ્કેલ રસ્તો. અનાદિ કાળથી ચેતનજી એવા કુમાર્ગે ચઢી ગયો છે કે એને સીધો રસ્તો સૂઝતો નથી એ માયા, મમતાના કુટિલ માર્ગોમાં પડી સંસારમાં રખડ્યા કરે છે અને તેથી તેને અનુભવના માર્ગો અટપટા લાગે છે મોહથી એની પ્રવૃત્તિ એવી વિપરીત થઈ ગઈ છે એની દૃષ્ટિ એટલી ચપળ થઈ ગઈ છે કે એ વિશુદ્ધ માર્ગને અટપટા માર્ગ સમજે છે અને સરળ માર્ગને અવઘટ સમજે છે ચેતનજી પોતાની મોહાવૃત સ્થિતિમાં આનંદઘન પ્રભુના દર્શનને પણ કેવી રીતે પ્રાપ્ત કરવા તે સમજી શકતો નથી. હવે ચેતનજી સમજવા લાગ્યો છે કે પોતે અત્યાર સુધી રાગ કરવાની બાબતમાં છેતરાયો હતો તે ઉપરાંત હવે તે વિશેષ સમજ્યો છે કે આ સંસાર-સમુદ્રનો ઘાટ ઉતરવા માટે તેને વહાણની જરૂર છે એવા વહાણની ગરજ સારે અથવા તદ્રૂપ જો આત્મિક વહાણ હોય તો તે અનુભવ છે તેથી આનંદઘન પ્રભુનાં દર્શન કરવા માટે અને સંસારસમુદ્રનો ઘાટ ઉતરી પેલે પાર રહેલ મોક્ષસ્થાન પ્રાપ્ત કરવા માટે તે અનુભવ—નૌકાની માગણી કરે છે તે પ્રભુને વિજ્ઞપ્તિ કરે છે કે—હે મારા નાથ! હું અત્યાર

સુધી બહુ ઠગાયો છું, બહુ છેતરાયો છું, બહુ ફસાયો છુ. મને હવે મારા સગાંસંબંધીના સ્નેહમા વાસ્તવિકતા નથી એમ જણાયું છે અને તે બધાં કારણથી હવે મારુ સંસાર ઉપરથી મન ઉદ્વિગ્ન થયુ છે, પરંતુ આપના દર્શન કરવાના માર્ગનો મને પરિચય ન હોવાથી એ માર્ગ મને બહુ વિષમ લાગે છે તેથી આપનું દર્શન થાય અને આ સમુદ્રનો પાર પમાય એવુ અનુભવ–જહાજ મને ગમે તેમ કરી મેળવી આપો. મારી દુઃખી સ્થિતિ સામે નજર કરી, મારા પૂર્વ કાળના દોષોની ક્ષમા કરી, મારા ઉપર કૃપા કરો, મારો હાથ ઝાલો અને મને એવું વહાણુ આપો કે, તેમાં બેસી મારું સાધ્યસ્થાન પ્રાપ્ત કરું, આપના દર્શન કરું અને આપ જેવો થઉં.

હવે ટબામાં જે અર્થ લખ્યો છે તે વિચારીએ. એનો કેટલોક ભાવ વિચારવા લાયક છે, પરંતુ અર્થ તાણી–ખેંચીને આણ્યો હોય એમ કોઇ કોઇ સ્થાન પર લાગે છે. *પ્રથમ ગાથાનો અર્થ કરતા ટબાકાર કહે છે કે–આ વચન શુદ્ધ ચેતનાનું જૈન દર્શન પરત્વે છે. જગતમા આત્માની પાછળ લાગેલા એવા માયા, મમતારૂપ ઠગો ! તમે જતા રહો, ભાગી જાઓ. માયા, મમતાની મતિ લઇને આત્મા મારી અને અનુભવની સાથે દગો કરે છે, માટે હે માયા–મમતા ! તમે ભાગી જાઓ. શુદ્ધ દર્શન વિના ચેતનજી સાથે મારો મેળાપ કરાવે એવુ જગતમા કોઈ નથી. જ્યારે જ્યારે ચેતનજી મને મળવા વાછે છે ત્યારે ત્યારે માયા અને મમતા ચેતનજીને એવા સપડાવે છે, ફોસલાવે છે અને એની બુદ્ધિને પોતાને કબજે કરી લે છે કે એની સાથે દગો કરીને ચેતનજીને મને મળવા દેતા નથી અને અનુભવને પણ મળવા દેતા નથી. આવા કારણથી હુ માયા, મમતાથી કંટાળી ગઇ છુ અને તેને મારાથી દૂર થવા કહુ છું તેમા હે શુદ્ધ દર્શન ! તુ મને મદદ કર. આ પ્રમાણે વાત કરી અને ખાસ કરીને પોતાની અને અનુભવની સાથે માયા, મમતા દગો કરનાર છે એ વાત બતાવીને શુદ્ધ ચેતના માયા, મમતાને દૂર થવા કહે છે. ચેતના જાણે છે કે તેના પતિ હવે જાગ્યા છે અને અત્યાર સુધી જે અજ્ઞાનદશામા હતા, તેને દૂર મૂકી આગળ વધ્યા છે. ચેતના એટલું પણ સમજે છે કે અત્યાર સુધી ચેતનજી માયા, મમતાની બુદ્ધિએ–શીખવણીએ ચાલી પોતાની સાથે અને અનુભવની સાથે દગો કરતા હતા અથવા માયામમતા ચેતનજીને દગો કરવાનુ શીખવતી હતી, તે હવે પોતાનું સામ્રાજ્ય ચલાવી શકે તેમ નથી. આથી શુદ્ધ આગમને–જૈન દર્શનને ઉદ્દેશીને ચેતના કહે છે કે–હે માયા, મમતા ! તમે હવે ભાગી જાઓ અને મારો અને મારા પતિનો મેળાપ હવે થવા દો. અહીં કહેવાનો ભાવાર્થ એ છે કે–જ્યારે ચેતનજી વસ્તુગત ધર્મો ઓળખશે, સ્વપરનુ યોગ્ય વિવેચન કરશે, પરભાવ-રમણતા દૂર કરશે અને પોતાની જાતને બરાબર ઓળખશે ત્યારે તેનું સ્વરૂપ પ્રગટ થશે.

* અહીં અર્થ નીચે પ્રમાણે છે જગોરી=જગતમા. માયા, મમતા ચેતનની મતિ લઇને અનુભવ અને મારી સાથે દગો કરે છે આ શબ્દાર્થ છે

તેમ કરવા માટે મોહસ્થાનો ત્યાગ કરવો અને યથાસ્વરૂપ વસ્તુનો બોધ સ્થિર કરવો એ ખાસ જરૂરની બાબત છે.*

+બીજી ગાથાનો અર્થ કરતા ટબાકાર કહે છે કે–મારે બીજાની શી વાત કરવી? પણ મારો ભાઈ શુદ્ધ ચેતનધર્મ પણ ભર્તારને ગયા જાણી મને બારમે ગુણસ્થાનકે મૂકી તેરમે ગુણસ્થાનકે ચાલ્યો ગયો, મારા પિતા શુદ્ધ ચેતનત્વ પણ તેરમે ગુણસ્થાનકે ચાલ્યા ગયા અને શુદ્ધ ચેતનતા મારી માતા પણ તેરમે ચાલી ગઈ અરે! બીજું તો શું પણ અમારો પેટનો પુત્ર કેવળજ્ઞાન તે પણ તેરમે ગુણસ્થાનકે ચાલ્યો ગયો અને ઓસ્વપ્નવાળી હું તેને મળતો પણ નથી. આવી રીતે સર્વ મારાથી વેગળા થઈ ગયા છે માટે તો સર્વ દિવસ હે શુદ્ધ દર્શન! તારું રમણ છે અને તેના તાનમાં હું રંગાણી છું, ગરકાવ થઈ ગઈ છું આ પ્રમાણે અર્થ કરવામાં શુદ્ધ ચેતનાના મુખમાં જૈન દર્શન સાથે વાત કરવામાં સુંદર ભાવ મૂક્યો છે તે બોલે છે–હે શુદ્ધ દર્શન! મારે હવે માયા, મમતાને શો દોષ દેવો? મારા નાથ ચેતનજી હવે જાગ્રત થયા છે તેથી તેઓનું હવે કાંઈ ચાલવાનું નથી પણ હવે તો શુદ્ધ ચેતનધર્મ મારો ભાઈ, શુદ્ધ ચેતનત્વ મારા પિતા અને શુદ્ધ ચેતનતા મારી મા એ સર્વ મને મૂકીને તેરમે ગુણસ્થાનકે ચાલ્યા ગયાં છે, મારો પુત્ર કેવળજ્ઞાન પણ ત્યાં ચાલ્યો ગયો છે (તે પતિની સાથે ગયા છે એમ ટબાકાર લખે છે એમાં જરા વિસંવાદ+ આવે છે પતિનો હજુ ચેતના સાથે પણ મેળાપ થયો નથી, ત્યાં ચેતનજી સાથે શુદ્ધ ધર્મો જઈ શકે નહિ, પરંતુ તેઓની ચેતનજીથી જુદી કલ્પના કરી વ્યક્તિગત ધર્મો તરીકે તેઓની ન્યારી વ્યવસ્થા કરી તેઓનું અને ચેતનાનું વૈવિધ્ય બતાવતાં આણે તે ધર્મો હજુ આગળ પ્રાપ્ત થવાના છે તે ઉપર ઉત્પ્રેક્ષા અહીં કરવામાં આવી હોય એમ જણાય છે) આ પ્રમાણે મારે કોઈનો આધાર ન હોવાથી હે જૈન દર્શન! હવે હું તો તારા ઉપર જ મારું જીવન ગાળું છું મારે આખો દિવસ અને રાત તારામાં રમણતા છે, તારામાં તાન લાગી ગયું છે અને તારા અમૃત પાનથી હું તૃપ્ત થાઉં છું અહો! વિશુદ્ધ દર્શન! હવે મારે તારો જ આધાર છે અને મારા ચેતનજી જે હવે જરા જાગ્રત થયા છે તેઓનો અને મારો મેળાપ કરાવી આપનાર જો કોઈ પણ વ્યક્તિ હોય તો તે મારા

* જિનાગમને ઉદ્દેશીને આ શબ્દો ચેતના બોલે છે એ શબ્દ અધ્યાહાર ગણ્યા છે અને ભોરીની સાથે [illegible] ભોરીનો અર્થ ક્રિયાપદરૂપે ન કરતાં [illegible] એવો કર્યો છે એ વિગેરે અર્થો ખેંચીને આણવા પડ્યા છે છતાં ટબાકારનો અર્થ મનન કરીને સમજવા યોગ્ય છે દર્શન શબ્દ ત્રીજી ગાથામાંથી અહીં આણ્યો હોય એમ જણાય છે વિ. ક.

+ આ અર્થ કરવામાં ગોરી એટલે ગોરા શરીરવાળી એમ અર્થ કર્યો છે પગી એટલે રંગાણી બાકી બીજા અર્થ લગભગ ઉપર અર્થ કર્યો છે તેને મળતા છે પણ આશય બહુ સુંદર રીતે ફેરવી નાખ્યા છે

+ અનંત જીવો તે સ્થાનક પ્રાપ્ત કરી ગયા છે તે અપેક્ષા અહીં સમજાવે છે –પં. આનંદસાગરજી

જાણવા પ્રમાણે તું જ છે, તારા* ઉપર જ હવે મેં ધારણા કરી છે અને તારા કર્તવ્યને પરિણામે મારું કાર્ય સફળ થશે, પતિનો મેળાપ થશે અને મારી નિરંતરની પીડા દૂર થશે. મને હવે મારાં ભાઇ, માબાપ કે પુત્રની વાત પણ સારી લાગતી નથી, તેઓ તો તેરમે ગુણસ્થાનકે જઇને બેઠા છે, મને તો મારા પતિને મળવાની ખરેખરી ઉત્કંઠા છે અને તે હે દર્શન ! તુ કરાવી આપ અને મારા પતિને માયા, મમતાની પ્રપંચી જાળમાથી છોડાવ. વસ્તુસ્વરૂપનું યથાસ્થિત જ્ઞાન આપી દિવ્ય ચક્ષુથી પ્રત્યક્ષ દેખાતા ભાવો વિશુદ્ધ અનુમાનથી મારા પતિને યોગ્ય રીતે બતાવીને તું તેઓને મારે મંદિરે લઈ આવ. તેઓ જરા જાગ્રત તો થઇ ગયા છે તેથી અત્યારનો વખત બરાબર અનુકૂળ જણાય છે. ત્રીજી ગાથાનો અર્થ કરતા ટબાકાર કહે છે કે-આત્મારામ+ તેરમે ગુણસ્થાનકે ગયા તેના વિયોગનો પાર પામી ન શકું, કારણ કે ત્યા મારાથી પહોચી શકાતુ નથી અને તેનું સ્થળ પણ પામી ન શકુ. આનંદઘન પ્રભુનું દર્શન-શુદ્ધ જૈન દર્શન પતિમેળાપને માટે વિષમ ઘાટ ઉતારવાને માટે સુવિહિત નૌકા છે એટલે પતિ સાથે મેળાપ કેવળજ્ઞાનમા થવા માટે નૌકા સમાન છે.× મારા પતિના વિરહની વેદનાનો પાર હું પામી શકતી નથી, કારણ કે તે અથાગ છે તેથી હે પ્રભુ ! પતિદર્શનરૂપ ઘાટ ઉતરવાને વાસ્તે નૌકાની માગણી કરુ છું. પતિવિરહની વેદનાનો જેને અનુભવ થાય તે જ જાણી શકે. આવી સખ્ત વેદનાનો ઉપાય કરવા માટે પતિવિરહરૂપ વિષમ નદીનો લાબો પટ ઉતરવાને માટે આપની પાસે આજ્ઞારૂપ નૌકાની માગણી કરું છુ અથવા નૌકામાર્ગનું દર્શન કરાવવા આપને વિજ્ઞપ્તિ કરું છુ, આપની પાસે યાચના કરુ છુ, આપની પાસે માગણી કરુ છુ આ અર્થ કરવામા પતિ તેરમે ગુણસ્થાનકે ગયાની વાત કરી છે તેનો ભાવ ભવિષ્યત્ સ્થિતિને અગે હોય એમ ધારી શકાય અથવા તે ફલોદ્દેશ બતાવે છે. એમને મળવાનો માર્ગ શુદ્ધ દર્શનરૂપ ભાવ-નૌકા આપવાની ચેતના આનન્દઘન પ્રભુને વિજ્ઞપ્તિ કરે છે.

આ આખા પદમા મુખ્ય વાત શુદ્ધ ચેતનાને પ્રાપ્ત કરવાની અને માયા, મમતાનો ત્યાગ કરવાની કરી છે માયા, મમતાની પ્રપચી રીતભાત અને શુદ્ધ ચેતનાના સરળ માર્ગો અને તે પ્રાપ્ત કરવાની ચેતનજીની શોધક વૃત્તિ ચેતનજીની યોગમાર્ગમા પ્રગતિ બતાવે છે. માયા-મમતાની બુદ્ધિ તજી દઇ તેણે હવે અનુભવની મતિવડે ચાલવા વિચાર કર્યો છે અને તે

---

* અહીં પ આનંદસાગરજી જણાવે છે કે-પોતાના માતપિતા તરીકે કેવળજ્ઞાનનો ઉલ્લેખ કરી ફલોદ્દેશ બતાવે છે જૈન દર્શન શ્રુતજ્ઞાનને અગે છે અને કેવળજ્ઞાન તેનુ ફળ છે આ હકીકત ધ્યાનમા રાખવાથી ટબાકારનો આશય સમજાશે

+ અહીં ચેતનજી તેરમે ગુણસ્થાનકે ગયાની વાત કરી છે તે ઉપરના ટબાકારના અર્થ સાથે બરાબર બેસતી આવતી નથી વિવેચન જુઓ

× આ અર્થ કરવામા ઓઘટ એટલે નદીનો પટ એવો અર્થ કર્યો છે મગો એટલે માર્ગ અથવા માગુ છુ બંને અર્થ બેસતા આવે છે

પ્રસંગે શુદ્ધ ચેતનત્વનો વિરહકાળ દૂર કરવા પ્રબળ ઇચ્છા બતાવી છે, તે દશા લાંબા વખત સુધી રહે તો બહુ લાભ થાય. એને માટે ચેતનજીને મોહરાજા સાથે મોટી લડાઈ લડવી પડે છે, તેનું સ્વરૂપ હવે પછીના પદમાં બતાવવામાં આવશે. અત્રે જે વાત કરી છે તેનો ભાવ બતાવવામાં વિષમ અર્થને અંગે કેટલીક અર્થચર્ચા કરવી પડી છે, પરંતુ એમ તે અર્થ કરતાં એક ભાવ સ્પષ્ટ રીતે નીકળી આવે છે અને તે માયા, મમતાનું વિરસપણું અને ચેતનત્વનું વિશુદ્ધપણું બતાવે છે એ ભાવ સ્પષ્ટ રીતે આમાં લઈ ચેતનજીને પ્રાપ્ય ધર્મો પ્રાપ્ત કરવા અત્ર સૂચના છે અને વિભાવનો ત્યાગ કરવા આગ્રહ છે ભાવનૌકાની જે વાત પ્રથમ પદમાં કરી છે તેનો ભાવ આ પદમાં વિશેષ સ્પષ્ટ થાય છે એ ભાવ સમજી તેવી નૌકા પ્રાપ્ત કરવા દઢ પ્રયાસ કરવાથી મહાદુઃખમય વિભાવદશાનો અંત આવશે. તેથી ઘાટઉતારણ નાવની યાચના ઉચિત રીતે ઉચિત શબ્દોમાં ઉચિત સ્થાનકે થઈ છે તે બરાબર લક્ષ્યમાં રાખવું અને લક્ષ્યમાં રાખીને તે મેળવવા દઢ ભાવના કરવી અને તેને માટે યોગ્ય સાધનો એકઠાં કરવાં.

---

## પદ છેતાળીશમું

રાગ—ટોડી

चेतन चतुर चोगान लरीरी चेतन०
*जीत लै मोहरायको लसकर, +मिसकर छांड अनादि धरीरी चेतन० १

“ચતુર ચેતન! ખુલ્લા મેદાનમાં લડીને અનાદિ કાળથી ધારણ કરેલી શ્યામતા અથવા બહાનાં કાઢવાની ટેવ છોડી દઈને મોહરાજાના લશ્કરને જીતી લે, અથવા ચતુર ચેતન ચોગાનમાં લડે છે અને ઉપર કહ્યું તેવી રીતે મોહરાજાના લશ્કરને હઠાવે છે.”

ભાવ-ઉપરના પદમાં જણાવ્યું તેમ અનુભવદૃષ્ટિ ચેતનજીની પોતાની છે અને માયા-મમતાની મોહદૃષ્ટિ દગો કરનારી છે તેથી વિષમ વાહિનીનો વિશાળ પટ ઉતરવા માટે ભાવનૌકાની ચેતનજી યાચના કરે છે હવે ચેતનજીને સંસારમાં ફસાવનાર અને અંધ કરી દેનાર મોહરાજા છે એની અને ચેતનજીની વચ્ચે જબરજસ્ત લડાઈ થાય છે જ્યારે મોહરાજાને માલૂમ પડે છે કે—સદાગમની સોબતમાં પડી જઈને ચેતનજી તો મોહને વળ

---

* જીત લે એવો પાઠ બે પ્રતોમાં છે

+ મશકરી એવો પાઠ એક પ્રતમાં છે અને એક પ્રતમાં 'મશકર' પાઠ છે એ પાઠનો અર્થ મશ્કરી એટલે હાંસી એમ કરીએ તો ગંભીરતાનો અભાવ એ અર્થ થઈ શકે છે

૧ ચેતન=હે ચેતન! ચતુર=ચાલાક ચોગાન=ખુલ્લા મેદાનમાં લરીરી=લડીને શો છે જીત લે=જીતી લે મિસકર=બહાનાં કાઢવાં તે. આ બને અર્થ બહુ ઠીક છે અને બન્ને અત્ર ઠીક બેસે છે છાંડ=છાંડીને અનાદિ ધરીરી—અનાદિ કાળથી ધારણ કરી છે તે, અનાદિ કાળથી રાખેલી.

દઇને નિવૃત્તિ નગરીમાં જવાનો પ્રયાસ કરે છે અને તે નગરીમા તો પોતાથી જઇ પણ શકાય તેવુ નથી; ત્યારે ચેતનજીને છેતરવા માટે પોતાના અનુયાયીઓને મોકલે છે તેનાથી ચેતનજી ફોસલાતા નથી, ત્યારે તેની સામે લડાઈ કરવા સૈન્ય મોકલે છે મોહરાજાના પ્રબળ સૈન્ય સાથે ચેતનજીનું મહાતુમુલ યુદ્ધ થાય છે તેનું વર્ણન ઉપમિતિભવપ્રપંચા કથામાં બહુ વિસ્તારથી ચોથા પ્રસ્તાવમાં બતાવ્યું છે તેમા વિષયાભિલાષ મંત્રી, પાચ ઇંદ્રિયો, કષાયો, નોકષાયો વિગેરે બહુ આગળ પાડતો ભાગ લે છે એ યુદ્ધ વાચવા લાયક છે.* અહીં ચેતનજીને ઉદ્દેશીને કહે છે કે–હે ચતુર ચેતનજી! તમે ચોગનમાં આવો, ખુલ્લા મેદાનમાં આવીને મોહરાજા સાથે યુદ્ધ કરો. ગઢની અંદર રહીને લડવું એ તો કાયરનું કામ છે. જેને પૂરતી હિંમત ન હોય અથવા જેની પાસે બહાદુરીથી લડી શકે તેવું પૂરતું લશ્કર ન હોય તે બાયલા બની ગઢની અંદરથી લડે છે અને માત્ર પોતાનો બચાવ જ કરે છે. જ્યારે પોતાના બળ ઉપર પાકો ભરોસો હોય ત્યારે તો ચોગાનમા આવી લડવું એ રજપૂતનુ કામ છે બહાદુર રજપૂતો મરણીઆ થઇને લડતા ત્યારે ગઢનો આશ્રય લેતા નહિ. હે ચેતનજી! તારી લડાઇ છે તે બહાદુરની લડાઇ છે, કાયરની લડાઈ નથી, બાયલાની લડાઈ નથી, નામર્દની લડાઈ નથી. તું એકલો હો તો પણ તારામાં એટલી શક્તિ છે કે તું અનેક સુભટોને મારી હઠાવે અને તારી સામે મોટું લશ્કર હોય તેને દાણોદાણ કરી નાખે રજપૂતોના ઇતિહાસમા વાચીએ છીએ કે સ્થૂળ લડાઇમાં જ્યારે સમરસિંહ અને પ્રતાપસિંહ ઉતર્યા હતા ત્યારે બન્ને હાથમા બે તરવાર લઈ સામા લશ્કરના હજારો માણસોનો સંહાર કરી નાખ્યો હતો, એવી લડાઇ તો નકામી છે, એ આગળ ઉપર તને આ જ પદમા જણાશે,+ પણ આ આત્મિક લડાઇ તો બહુ ઉપયોગી અને શુભ પરિણામ નિપજાવનારી છે. તુ અનેક સુભટોને એકલો મારી હઠાવી શકે તેવી તારામા શક્તિ છે, માટે તું મેદાનમા આવીને મોહરાયના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, રતિ, અરતિ, વેદ આદિ અનેક સુભટો છે તે સર્વને મારી હઠાવીને જીતનિશાન ચઢાવ અને અત્યારે લશ્કર તૈયાર નથી, શરીર સારુ નથી વિગેરે બ્હાના કાઢવાની ટેવ તને અનાદિ કાળથી પડી ગઈ છે તે છોડી દઇને મેદાનમા આવ. હજુ તને તારા પોતાના બળમા ભરોસો નથી તે તારી ભૂલ છે. તારામા એટલી અચિંત્ય શક્તિ છે કે મોહરાજાના આખા લશ્કરને તુ ઉડાવી દે અને તારો વિજયડંકો વગાડી શકે આખા જંગલમા એક સિંહ હોય છે તેને કદિ એમ લાગતું નથી કે આટલા બધા જગલવાસી પ્રાણીઓને તે એકલો કેમ પહોચી શકશે? કે તેને ચારે બાજુથી એ બધા પ્રાણીઓ ઘેરી

* ઉપમિતિભવપ્રપચ ગ્રંથનો સંક્ષેપ છપાઈ ગયેલ છે. મોટા ગ્રથનુ ભાષાતર વિવેચન કર્તા તરફથી બહાર પડી ગયેલ છે, તેમા આ મોહરાજાના યુદ્ધનો જે ભાગ ચોથા પ્રસ્તાવમા બતાવ્યો છે તે ખાસ વાચવા લાયક છે

+ જુઓ આ પદની ત્રીજી ગાથા પરનુ વિવેચન

હશે ત્યારે તે કેમ છૂટી શકશે ? તેને તો મનમાં ખાતરી હોય છે કે–તેની એક ગર્જના આગળ લાખો પ્રાણીઓ જંગલમાં હશે તે સર્વે ઝાંખા થઈ જશે અને ઊભી પૂંછડીએ નાસવા મંડી જશે. તારામાં એથી પણ વધારે શક્તિ છે તારી એક ગર્જના બરાબર નીકળશે તો મોહરાજાનું પ્રબળ સૈન્ય અને તેના કુટિલ શસ્ત્રો સર્વે નકામાં થઈ જશે, માટે તું ખોટા બ્હાના કાઢવા છોડી દે અને મેદાનમાં આવ

અનાદિ કાળથી ચેતનજીને એવી ટેવ પડી ગઈ છે કે જ્યારે જ્યારે મોહરાજા સાથે લડવાનો પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તે ગોટા વાળે છે સૂત્રો ભણવા છે તેથી વિહાર બનતો નથી, સાધુ સાધ્વી છે તેથી રોકાઈ રહેવું પડે છે, પ્રતિક્રમણ કરવા ઇચ્છા ઘણી કરે છે પણ તેમાં ચિત્ત ઠરતું નથી, ખરચ કરવો છે પણ આગળ ઉપર કરશું, હાલ નહિ, અભ્યાસ કરવો છે પણ હાલ જરા દુકાનનું કામ વધારે છે, વ્યાખ્યાનશ્રવણ, પૂજા આદિ કરવાં છે પણ હાલ વખત મળતો નથી–આવા આવાં ચિત્રવિચિત્ર મન-કલ્પિત બ્હાના કાઢી–મિષ કરીને ધર્મકાર્ય કરવાના પ્રસંગો છોડી દે છે અને તેથી મોહરાય સામે લડવાનો ખાસ અમૂલ્ય અવસર ગુમાવી નાખે છે આ તેનો પ્રમાદ છે, એમાં વાસ્તવિક આળસ ( પ્રમાદ ) સિવાય બીજું કાંઈ નથી પોતાની યોગ્ય વસ્તુની કિંમત ન જાણવી અને મનમાં ખોટા વાંધા કરવાથી કોઈ રીતે બચાવ થઈ શકતો નથી. હે ચેતનજી ! આ તારી બ્હાનાં કાઢવાની ટેવ છે તે છોડી દઈને મેદાનમાં આવ અને મોહરાજાના લશ્કરને મારીને હઠાવી દે. એ દેખીતું મોટું લાગતું લશ્કર તારા અવ્યાહત વીર્ય પાસે કમ વગરનું છે, શક્તિ વગરનું છે, નામ માત્ર છે

ટબાકાર એ બાબતમાં બહુ સારો ખુલાસો કરે છે મેદાનમાં આવીને અહીં ચેતનજીને લડવાનું કહે છે તે મેદાન ગુણસ્થાનકરૂપ સમજવું આ ઉત્પ્રેક્ષા સુંદર છે ચેતનજીની જેમ જેમ ઉત્ક્રાંતિ થતી જાય છે તેમ તેમ તે ગુણસ્થાનકમાં વધતો જાય છે એવા ચૌદ ગુણસ્થાનક છે. એ ગુણસ્થાનકના મેદાનમાં આવીને ચેતનજીને લડવા માટે ભલામણ કરી છે. જેમ જેમ મોહરાજા સાથે ચેતન લડતો જાય છે તેમ તેમ ગુણસ્થાનકરૂપ કિલ્લાઓ તે પ્રાપ્ત કરતો જાય છે અને છેવટે ક્ષીણમોહ ગુણસ્થાનકે પહોંચવા આવે છે ત્યારે મોહરાજાનો સર્વથા પરાજય થાય છે મિસકરનો અર્થ ટબાકાર શ્યામતા–કાળાશ કરે છે અનાદિ કાળથી ધારણ કરેલી શ્યામતા–કર્મમળરૂપ તને લાગેલી છે તેને દૂર કરીને હે ચેતનજી ! તું મોહરાજાને મારી હઠાવ. આ પ્રમાણે ટબાકારના કહેવા પ્રમાણે અર્થ થાય છે અથવા શ્યામતા અજ્ઞાનરૂપ છે એમ પણ કહી શકાય. આવી અજ્ઞાનતા દૂર કરી અથવા સમુચ્ચયે કર્મમળ દૂર કરી, પોતાની સ્થિતિ સમજી કેટલીક ઉજ્જ્વળતા પ્રગટ કરી અને બાકીની વિશુદ્ધતા પ્રગટ કરવાનો નિર્ણય કરી ગુણસ્થાનકરૂપ મેદાનમાં આવી ચેતનજી મોહરાજા સાથે તુમુલ યુદ્ધ કરે એવી અત્ર ભલામણ કરી છે ચેતનજી જ્યારે મિથ્યાત્વ ગુણસ્થાનક પર હોય છે ત્યારે તો બહુધા અજ્ઞાનથી આચ્છાદિત હોય છે, પરંતુ જેમ જેમ તે સ્થાનથી

આગળ વધતો જાય છે, મોહરાયના કેટલાક સુભટને હઠાવી નવા નવાં સ્થાનો પ્રાપ્ત કરે છે, તેમ તેમ તેની શ્યામતા દૂર થતી જાય છે અને અજ્ઞાન ઘટતું જાય છે. આવી રીતે છેવટે તે મોહરાયને હઠાવી, શ્યામતા તદ્દન અલ્પ કરી, અજ્ઞાન દૂર કરી, સર્વજ્ઞ સર્વદર્શી થઇ રાજધાનીમાં પ્રવેશ કરે છે. તેની પ્રગતિ કેવી રીતે થાય છે તે બહુ સંક્ષેપથી પણ મુદ્દાસર રીતે નીચેની ગાથામા બતાવે છે.

મિસકરના ઉપરોક્ત બન્ને અર્થ યોગ્ય છે. એ સિવાય એને માટે 'મશકરી' એવો પાઠ એક પ્રતમા છે. એટલે અનાદિકાળથી તારે ગભીરતા છોડી દઇને ખોટી લડાઇ કરવાની-ઢોંગ કરવાની ટેવ પડી છે તે છોડી દે. તારા રૂપને યોગ્ય ગભીરતા તું ધારણ કર અને બાળચાલ-છોકરવાદીપણુ છોડી દે. તારે જે દુશ્મન સાથે લડવાનું છે તે અનેક સાધનસપન્ન છે તેની સાથે લડવામાં મશ્કરી ચાલે નહિ. તારે તારા નામને યોગ્ય મોટાઇ-ગભીરતા રાખવી જોઇએ. તું એ લડાઇને છોકરાનો ખેલ સમજીને અનાદિકાળથી ચાલે છે તેમા તારી ભૂલ છે. હવે જરા તારા નામને યોગ્ય મોટાઇ તું ધારણ કર. આ અર્થ પણ સારો ભાવ બતાવે છે

'લરીરી' એ શબ્દના લડે છે અથવા લડીને એ બન્ને અર્થ થાય છે અને તે બન્નેથી એક સરખો ભાવ આવે છે આ પ્રમાણે લડાઇ કરવાની ભલામણ કરીને હવે તે કેવી રીતે કરવી અને તેનુ પરિણામ શુ આવશે તે બતાવે છે

**नांगी *काढल ताड ले दुशमन, लागे +काची दोइ घरीरी;**
**अचल अबाधित केवल —मनसुफ, पावे शिव दरगाह भरीरी. चेतन० २**

"તરવાર અને તીક્ષ્ણ કાઢલવડે દુશ્મનોને મારી નાખ, તેમા કાચી બે ઘડી લાગશે, (એમ કરવાથી) તું અચળ અબાધિત કૈવલ્ય મત્રી અથવા કર્તા થઇને સર્વ સુખથી ભરેલી શિવરૂપ દરઘા-કચેરી પ્રાપ્ત કરશે"

---

* 'કાઢલ'ને બદલે એક પ્રતમા 'કાઢીલ' અને એકમા 'કાટિલ' પાઠ છે 'કાઢલે' એવો પાઠ છાપેલ બુકમા છે તે કોઇ પ્રતમા નથી અર્થ નહિ બેસવાથી એવો પાઠ મનથી સુધારી નાખ્યો હશે એમ અનુમાન થાય છે કાઢલ એ એક જાતનુ હથિયાર છે જે તે ભાષા ન જાણનારને સમજાય તેમ નથી

+ કાચીને બદલે 'કાચો' પાઠ ભી મા લખે છે તે કોઇ પ્રતમા નથી અને ઘરી સાથે લિગવ્યત્યય કરનારો હોવાથી તે પાઠ અયુક્ત જણાય છે

— મનસુફને બદલે એક પ્રતમા 'ગુન સબ' એમ પાઠ છે તે અશુદ્ધ છે બાકીની સર્વ પ્રતોમા ઉપર લખ્યો છે તે જ પાઠ છે

૨ નાગી=તરવાર, ખડ્ગ કાઢન=શસ્ત્રવિશેષ (ખજર જેવુ) તાડ લે=મારી લે, ફટકો લગાવ. કાચી=કાઇક ઓછી, પૂરી નહિ દોઇ ઘરી=અડતાળીશ મિનિટ. અચલ=હલચલ વગરનો અબાધિત=બાધા પીડા રહિત કેવલ=કૈવલ્યજ્ઞાનરૂપ મનસુફ-મત્રી અથવા બીજો અર્થ સર્વ કાર્યનો કર્તા એમ થાય છે (ટબાકાર) શિવ=મોક્ષરૂપ દરગાહ=દરવા અથવા કચેરી ભરી=પરિપૂર્ણ સુખથી ભરેલી.

ભાવ—ધ્યાન વજરની તરવાર અને તીક્ષ્ણ ઢાલવડે તુ દુશ્મનોને માર. મોક્ષ પામવાની રુચિરૂપ તરવાર અને સ્વરૂપ પ્રાપ્ત કરવાના પ્રેમરૂપ ઢાલવડે તુ મોહરાજાને મારી હઠાવ. તારે મનમા તે વખતે દયા રાખવાની નથી. તુ મનમા એમ વિચારીશ નહિ કે દયામય અહિંસા ધર્મનો અનુયાયી હોવા છતા તારાથી સહાર કેમ કરાય ? કારણ કે પૂર્વે તીર્થંકરાદિકે પણ તેમ જ કર્યું છે અને તારે તેઓનો માર્ગ પકડવાનો છે એક ચૈત્યવંદનમાં કહ્યું છે કે તીર્થંકર મહારાજ

ગુરુ પાસે ભણિયા નહિ, પણ સઘળુ જાણે
લોભ વિના પરમેશ્વર, સુખ સઘળા માણે
રાગ નહિ પણ રીઝવે, સવિ ભવિના મન
દ્વેષ નહિ પણ ટાળીયા, સવિ કર્મના મર્મ
સેવા કરાવે સૌ ભણી નામ ધરાવે સાધુ
સાધ્ય ધરાવવુ છે નહિ, સુધર્મ નિરાબાધુ.

આ પ્રભુના માર્ગે તારે ચાલવાનુ છે તેથી તારે મોહરાજાના સૈન્યનો સહાર કરવા જરા પણ વિચારવાનુ નથી તારે તો હાથમા ઉપાડી તરવાર અને ઢાલ લઈને મેદાનમાં જરા પણ ભય રાખ્યા વગર ઉતરી પડવુ અનેક કર્મો જે અત્યારે તને વિવિધ પ્રકારે ત્રાસ આપે છે અને પ્રથમ દૃષ્ટિએ સખ્યા અને સત્તામા અપ્રતિહત લાગે છે તે સર્વ ઉપર તુ એકલો સામ્રાજ્ય મેળવી શકે એટલી તારામા શક્તિ છે તારી એવી અચિંત્ય શક્તિને તુ જાણતો નથી, તને તેની ખબર નથી, તને તેનો મહિમા બરાબર સમજાયો નથી. જ્યારે તુ મોહરાજાના લશ્કરનો સહાર કરવા મડી જઈ ક્ષપકશ્રેણી માંડીશ ત્યારે સર્વ કર્મોનો નાશ કરતા તને પૂરી બે ઘડી પણ થવાની નથી, આઠમા ગુણસ્થાનકેથી ક્ષપકશ્રેણી માંડી ચેતનજી જ્યારે પ્રગતિ કરે છે ત્યારે અતર્મુહૂર્તના કાળમા તો તેરમે ગુણસ્થાનકે આવી જાય છે અને તે પહેલા તે મોહનીય કર્મનો સર્વથા નાશ કરે છે આવી રીતે અડતાળીશ મિનિટથી પણ ઓછા કાળમા તુ મોહનીય કર્મોનો નાશ કરી શકે તેવી તારામા તાકાત છે કર્મના મોટા સમૂહને પ્રદેશોદયથી વેદી નિર્જરા કરીને તુ વદન દુશ્મન લશ્કરનો થઈ જાય એવી તારા પોતામા શક્તિ છે અને તેમ કરવામા તને વખત પણ બહુ લાગે તેમ નથી. આવી રીતે સ્વસ્વરૂપ પામવામા આડા આવતા દુશ્મનોને મારી હઠાવ અને હતપ્રહત કરી દે

આ પ્રમાણે કરવાથી તને શુ લાભ થશે તે હવે બતાવે છે તુ સર્વ વસ્તુના બોધ રૂપ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરીશ અને તેની સાથે વળી શિવસ્થાન પ્રાપ્ત કરીશ. એનો મહિમા બતાવતા કેટલાક ઉપયોગી વિશેષણો બતાવ્યાં છે તે સમજવા યોગ્ય છે. આ સંસારમા મોટામા મોટી પીડા-ઉપાધિ તારે અહીંથી તહીં અને તહીંથી અહીં દોડધામ કરવાની છે: ઘડીમા તુ મનુષ્ય થાય છે, વળી તિર્યંચ થાય છે, પાછો વળી દેવ થાય છે, પાછો વળી તિર્યંચાદિનો ભવ કરી નારકીમા જાય છે આવી રીતે નારકી નિગોદમા તથા બીજી ગતિઓમા રખડ્યા કરે છે; એક જગ્યા પણ ઠરીને ઠામ બેસતો નથી; તેને બદલે તને એવુ

સ્થાન પ્રાપ્ત થશે કે તારી આવી રખડપટ્ટી બિલકુલ મટી જશે અને તું અચળ થઇ જઇશ. વળી તને અહીં શારીરિક અને માનસિક અનેક પ્રકારે બાધા-પીડા નિરંતર થયા કરે છે, પરંતુ વ્યાધિની પીડા, વિયોગની પીડા, મૃત્યુનો શોક, ધનનો નાશ વિગેરે વિગેરે અનેક પ્રકારની આધિ, વ્યાધિ ને ઉપાધિથી ભરપૂર આ સંસારસ્થાન તજી દઇને તું તદ્દન અબાધિત થઇ જશે વળી તું એ સ્થિતિમા કૈવલ્યજ્ઞાનરૂપ સર્વ વસ્તુનો બોધ પામીશ એટલે તુ સર્વ વસ્તુનુ સ્વરૂપ સ્વત: સમજી શકીશ અત્યારે તો અવ્યવસ્થિત રીતે, વસ્તુધર્મના બોધ વગર ગોટા વાળે છે અને સંસારમા હેરાન થાય છે, પણુ ત્યાં તો કેવળજ્ઞાનરૂપ મુનસફ-વજીર-મંત્રી તને મળશે. ટબાકાર મુનસફનો અર્થ સર્વ કાર્યનો કર્તા એમ કરે છે એ શબ્દ મુનસફી ઉપરથી આવ્યો હોય એમ જણાય છે આવી રીતે અચળ, અબાધિત થઇને કૈવલ્યજ્ઞાનરૂપ મુનસફને પ્રાપ્ત કરીને તુ શિવસ્થાન પ્રાપ્ત કરીશ જે અનંત જ્ઞાન દર્શન, ચારિત્ર, વીર્યાદિ સદ્ગુણોથી અલંકૃત છે. આવી મોક્ષરૂપ દરગાહ એટલે મહંત પુરુષોનુ અંતિમ નિવાસસ્થાન, તને મોહરાજા સાથે ચોગાનમા લડાઇ કરવાથી અને તેના ઉપર જય મેળવવાથી પ્રાપ્ત થશે, માટે હવે તું બહાદુરી કરીને મેદાનમા આવ અને તેનો પરાજય કર. મોટા સંત અથવા પીરના છેવટના નિવાસસ્થાનને એટલે કે જ્યા તેઓનો ભૂમિદાહ કરવામા આવ્યો હોય છે તે સ્થાનને મુસલમાનો દરઘા કહે છે, એને બૌદ્ધ લોકો સ્તૂપ કહે છે અને જૈન ધર્મમા પણુ એ જ શબ્દ વપરાય છે. શિવસ્થાનમા અનંત તીર્થંકરો તથા બીજા વિશિષ્ટ જ્ઞાનીઓ છેવટનુ સ્થાન કરીને રહ્યા છે તેથી અત્ર તેને શિવદરઘા કહેવામા આવી છે અથવા દરઘાનો અર્થ કચેરી પણુ થાય છે. આ ત્રીજા અને ચોથા પાદનું પદચ્છેદ અચળ, અબાધિત અને કૈવલ્ય મુનસફરૂપ શિવદરઘા પ્રાપ્ત કરે એમ પણુ થઇ શકે અને તુ અચળ, અબાધિત હોઈ કૈવલ્ય મુનસફ અને શિવદરઘા પ્રાપ્ત કરે એમ પણુ થઇ શકે. બન્ને રીતે અર્થ કરવાથી છેવટનો ભાવ તો એક જ આવે છે. 'ભરી' વિશેષણુ જ છે અને તેનો અર્થ ભરપૂર એમ થાય છે.

બધી બાબતનો સાર એક જ છે કે-તરવાર કાઢવામા કે કાઢલ કાઢવામાં અથવા તેનાવડે શત્રુનો સંહાર કરવામા પ્રથમ તો આ ચેતનજીએ શત્રુને ઓળખવા જોઇએ, તેને ઓળખ્યા પછી જ તેઓની સાથે લડી શકાય. શત્રુને ઓળખવાની સાથે પ્રાપ્યના લક્ષ્ય-બિંદુનું સ્પષ્ટ જ્ઞાન જોઇએ અને તે પ્રાપ્ત કરવા દૃઢ નિશ્ચય જોઇએ આવી રીતે જ્યારે ચેતનજીને સ્પષ્ટ બોધ થઈ જાય છે ત્યારે પછી તે સમરાંગણુમા શત્રુનો એવો નાશ કરે છે કે તેનું વર્ણુન કરવું મુશ્કેલ છે એનો થોડો ભાવ અગિયારમા પદમા બતાવ્યો છે. એમા જ્યારે સ્વજનો 'અહો અહો' કહીને ચેતનજીને સાબાશી આપે છે ત્યારે સહૃદય વાચનારની આંખમાથી હર્ષાશ્રુ આવી જાય છે આ પદને અને અગિયારમા પદના ભાવને બહુ નજીકનો સંબંધ છે અને એક પ્રતમા આ બન્ને પદોને અનુક્રમમા એક બીજાની સાથે મૂકયા છે.

અહીં જે તરવાર બતાવી છે તે અવિચ્છિન્ન રુચિરૂપ છે તે પણ અગિયારમા પદથી સ્પષ્ટ થાય છે

સુપ્ત ચેતનજી ! હવે જાગ્રત થાઓ, શત્રુઓને ઓળખો, તેઓ સાથે તુમુલ યુદ્ધ કરવાની તૈયારી કરો, તરવારાદિ હાથમાં લ્યો અને મેદાનમાં આવી શત્રુનો પરાજય કરો અને છેવટે અચળ, અબાધિત સ્થાન પ્રાપ્ત કરી અનંત આનંદ ઉઠાવો, તમારા સારુ ચેતના વાટ જુએ છે, તમારો પરિવાર તમારું પરાક્રમ જોવા આતુર છે અને સુમતિ તો અત્યાર અગાઉ તમારી પાસે આવીને તમને ભેટી ગઈ છે અનાદિ કાળથી બ્હાના કાઢવાની ટેવ છે તે મૂકી દો અને પ્રમાદ તજી લડાઈમાં ઝુકાવી દો. લડાઈનો ઝુંઝીઓ વાગે ત્યારે ખરા રજપૂત બેસી રહેતા નથી, ટાઢા જેવા દેખાતા એકલકડી શરીરવાળા રજપૂતો પણ જુસ્સાથી ઉભરાઈ જાય છે, સ્ત્રી, પુત્ર, ઘર કે ધનની દરકાર કર્યા વગર ફરજ સમજીને સજ્જ થઈ જાય છે અને સાધ્ય પ્રાપ્ત કર્યા વગર પાછા ફરતા નથી. તમે તે પ્રમાણે વિચાર કરો અને નિર્ણય કરો. તમે તો સાધ્ય પ્રાપ્ત કરી ત્યાં જ રહેવાના છો અને તમારો સાચો પરિવાર પણ તમારી વાટ જોઈ રહ્યો છે, માટે હવે આ રણશિંગડાનો અવાજ સાંભળી ફરજના આહ્વાનને વધાવી લ્યો અને યુદ્ધમાં ઝુકાવી દો આવી સદ્બુદ્ધિ અને વસ્તુસ્વરૂપ ઓળખવાની ઘડીઓ સંસારચક્રમાં કોઈક વાર જ આવે છે એ વિચારી-સમજી-ધ્યાનમાં લઈ પ્રમાદનો ત્યાગ કરો અને મેદાનમાં આવી જાઓ.

और लराइ लरै सो बोरा, सूर पछारै *भाउ अरिरी;
धरम मरम कहा बुझे ×न औरे, रहै आनंदघन पद पकरीरी चेतनजी० ३

“ બીજી લડાઈ લડે તેને બાવરા-બાવા સમજવા, શૂરવીર માણસો તો ભાવશત્રુને-ખરેખરા વાસ્તવિક દુશ્મનોને પછાડે છે ધર્મના મર્મને શું કરવા પૂછે છે ? તે કાંઈ ખબર નથી; આનંદઘન ભગવાનના પદને પકડીને રહેવું (તે જ ધર્મનો મર્મ છે)

ભાવ—બહાદુર માણસો હોય છે તે પોતાના ભાવ દુશ્મનોને મારી હઠાવે છે પછાડીને જમીન પર નાખે છે ચોસેગા કરી દે છે સાધારણ (મનુષ્ય) દુશ્મનો સામે લડવું એ તો પ્રાકૃત માણસનું કામ છે બહાદુર રજપૂતો સ્ત્રી, વૃદ્ધ, અજ્ઞાન અથવા હથિયાર વગરના માણસ ઉપર શસ્ત્ર ઉગામતા નથી; તેવી રીતે ખરેખરા બહાદુર મુમુક્ષુ હોય છે તે પોતાના ભાવશત્રુ

* ભાઉને બદલે નઉ પાઠ છપેલી બુકમાં છે તેનો અર્થ ફરી વાર ન આવે તેવી રીતે એમ થાય છે વિવેચન જુઓ. બન્ને પ્રતમાં ભાઉ શબ્દ છે અને તે ઉચિત લાગે છે

× ન અક્ષર બન્ને પ્રતમાં નથી.

૩ ઓર=બીજી બોરા=બાવરા બાવા. સૂર=શૂરા બહાદુર માણસો. પછારે=પછાડે, ભૂમિ ઉપર નાખે ભાઉ=ભાવ. અરિરી=દુશ્મનોને મરમ=મર્મ ગૂઢ હકીકત. કહા=શા માટે ? શું સમજ્યા ? બુઝે=પૂછે છે નહીં. ઓર=અપર. પકરી=પકડીને

સાથે લડાઇ કરે છે અને તેનો પરાજય કરે છે. સ્થૂળ લડાઈ લડી નાનું સરખું રાજ્ય મેળવવું એમા કાંઇ દમ નથી, કારણુ કે જ્યા સુધી રાગદ્વેષને નાશ થયે નથી ત્યાં સુધી શત્રુતા ઘટતી નથી પણુ વધે છે. શત્રુને જરા પણુ પ્રસંગ મળે, બહારની મદદ મળે અથવા પોતાના રાજ્યમા કાઇ ખટપટ થાય કે તુરત તે લડાઈ જમાવે છે અને વળી લડાઈ કરીને વૈર-વિરોધથી જે ક્લિષ્ટ કર્મો બંધાય તેથી ભવાતરમાં અનેક દુ:ખયાતના સહન કરવી પડે છે. આવી લડાઇ લડવી એ બહાદુર માણુસનું કામ નથી, સાક્ષેપ દૃષ્ટિવાળા જીવનું કામ નથી, ડાહ્યા માણુસનું કામ નથી. જે લડાઇ લડવાથી અચળ, અબાધિત શિવદશા પ્રાપ્ત થાય અને જેથી કૈવલ્યજ્ઞાનરૂપ વિશાળ બોધ સ્પષ્ટ રીતે પ્રગટ થાય તે લડાઇ લડવી ઉચિત ગણુાય. એ સિવાયની બીજી લડાઇ લડે તેને બાવરો-ગાડો સમજવો ગાડા મનુષ્યની નિશાની એ છે કે-એ જો કે સર્વ કાર્ય કરે છે પણુ તેના પરિણામનો અને તેના લાભાલાભનો તે વિવેકપૂર્વક વિચાર કરી શકતો નથી. સ્થૂળ લડાઈ કરનાર સમજતો નથી કે એ લડાઈ તો પરપરિણુતિની છે, એમાં સ્વભાવ કે સ્વગુણુ પ્રકટ થાય, વસ્તુત: પોતાને લાભ થાય એવું કાઇ નથી અને આવી રીતે વસ્તુસ્વરૂપ સમજ્યા વગર જે લડાઇ કરે છે તેને ગાડો અથવા મૂર્ખ કહેવો એ તત્ત્વદૃષ્ટિએ બરાબર છે જે લડાઇ લડીને મહાન્ રાજ્ય પ્રાપ્ત થાય અને પ્રાપ્ત થયા પછી જાય નહિ એનું નામ લડાઇ કહેવાય, બાકી જે લડાઇથી આખને અળખામણી લાગે-જોવી ન ગમે એવી લોહીની નદીએ ચાલે અને પરિણુામમા બહુ ટૂક વખત માટે કદાચ એક નાનું સરખુ રાજ્ય મળી જાય એનુ નામ ખરી લડાઇ કહેવાય નહિ. શત્રુને એવી રીતે પરાસ્ત કરવો જોઇએ કે એક વાર હાર્યા પછી તે ફરી વાર ઊભો થાય નહિ, લડવાનો કે સામે આવવાનો વિચાર પણુ કરી શકે નહિ અને લડીને મેળવેલા સ્થાનમા તેનો પ્રવેશ પણુ થઇ નહિ, આવી રીતે આતર દુશ્મનની સાથે લડાઇ કરી હોય અને તેમ કરીને ભાવશત્રુને પછાડી નાખેલ હોય તેનું નામ લડાઇ કહેવાય ચેતનજી! તમે અત્યાર સુધી સ્થૂળ લડાઇ લડવાનો ખ્યાલ કર્યા કરો છો તે મૂકી દો અને આવી ભાવ લડાઇ લડી, મોહરાયને તેના લશ્કર સાથે પરાસ્ત કરી, તેને કેદ કરી, કારાગૃહમા નાખી દો કે પછી તમારે કોઇ પણુ પ્રકારની લડાઇ લડવાનું બાકી રહે નહિ અને જીતીને પ્રાપ્ત કરેલી તમારી શાતિ-સામ્રાજ્યવાળી નિવૃત્તિ નગરીમા તમારો અચળ નિવાસ થાય

'સૂર પછાડે નાઉ અરીરી' આવો પાઠાતર બે જગ્યાએ છે. શૂરવીર માણુસ દુશ્મનને એવી રીતે પછાડે કે તે નાઉ એટલે ફરી વાર આવે નહિ. બહાદુર માણુસની લડાઇમા એવી ખૂબી હોય છે કે તે ટૂંક વખતની જીત મેળવતા નથી. પરતુ શત્રુને એવા ઝેર કરે છે, એવી રીતે પછાડીને ભો ભેગા કરી દે છે કે તે ફરી વાર ઉઠવા જ પામે નહિ, ફરી વાર સામે લડવા જ આવે નહિ નાઉને બદલે ભાઉ પાઠ વધારે સુદર અને અર્થઘટના યુક્ત છે

આવી રીતે અમુક લડાઇ લડવી અને અમુક ન લડવી એવી વાત ચેતનજીને કહી,

ત્યારે ચેતનજીને સ્વાભાવિક રીતે શંકા થાય કે દયામય ધર્મ હોવા છતાં આવી રીતે શત્રુનો નાશ કરવાનું સૂચવ્યું તે કેમ ઘટે? કારણ કે શત્રુ પર પણ દયા કરવાનું વારંવાર શાસ્ત્રમાં સૂચવ્યું છે ભાવદયા અને સ્વરૂપદયાનું સ્વરૂપ હજુ ચેતનજીને બરાબર વ્યક્ત થયું નથી તેથી કદાચ આવી શંકા ઉત્પન્ન થાય તો તેને સંતોષ આપવા માટે છેવટે ચેતનજીને ઉદ્દેશીને કહે છે કે—હે ચેતનજી! ધર્મનો મર્મ તમે શું કરવા પૂછો છો? તેમાં બીજું કાંઈ નથી. આનંદઘન ભગવાનના પદને પકડીને બેસી રહેવું એ ધર્મનો મર્મ છે ધર્મનો મર્મ જાણવાની તને ઇચ્છા થઈ છે તેથી તું ધન્ય છે, ભાગ્યશાળી છે, કારણ કે એવા પ્રશ્નનો પ્રસંગ પણ ભાગ્યવાન્ મનુષ્યને આવે છે ઘણાખરા મનુષ્યો તો સંસારમાં એટલા બધા ઉતરી ગયા હોય છે કે તેને ભાવશત્રુ અને દ્રવ્યશત્રુનો તફાવત જાણવાનો કે તે સંબંધી પ્રશ્ન કરવાનો અવકાશ કે પ્રસંગ મળતો નથી. તને હું ટૂંકામાં કહું છું કે આનંદઘનના પદને વળગી રહેવું, તેઓના કથિત માર્ગે ચાલવું અને તેઓની આજ્ઞાને અનુસરવું એ ધર્મનો મર્મ છે પંચમહાવ્રત જેવા યમને આદરી, યોગ્ય નિયમો ધારણ કરી, અભ્યંતર શત્રુનો નાશ કરવો, પ્રભુની આજ્ઞાને અનુસરી પોતાની યોગ્યતા અને અધિકાર પ્રમાણે સદ્ગુરુના આશ્રય નીચે યોગ અને ક્રિયામાર્ગમાં પ્રવેશ અને પ્રગતિ કરવી અને ખાસ કરીને દરેક પ્રસંગે અંદર રહેલા શુદ્ધ ચૈતન્યસ્વરૂપને વિચારવું અને પરમાત્મભાવ પ્રગટ કરવાનું લક્ષ્ય નિરંતર સામીપ્યમાં રાખવું—આ ધર્મનો મર્મ છે આનંદઘન મહારાજ શ્રી ધર્મનાથના સ્તવનમાં કહે છે કે—'ધરમ ધરમ સવ પ્રાણીઓ કરે છે પણ ધર્મનો મર્મ સમજતા નથી' અને પછી આગળ વધે છે તેનો ભાવ એ છે કે 'જેટલી મનની દોટ હતી તેટલો આ પ્રાણી ધર્મની શોધમાં દોડ્યો જાય છે પણ પોતાની પાસે રહેલી પ્રેમની પ્રતીતિ વિચારવી અને તેને બરાબર સમજવા માટે ગુરુગમને લેઈ સેવી એ કર્તવ્ય છે' ધર્મજિનેશ્વરના સ્તવનમાં જે ભાવ બહુ વિસ્તારથી બતાવ્યો છે તેને અહીં સંક્ષેપથી કહેતાં સમજાવે છે કે—આનંદઘનના પદને વળગી રહેવું એ ધર્મનો ખરેખરો મર્મ છે આનંદઘન પ્રભુના આશ્રયે રહેવું તેઓના ઉપદેશ પ્રમાણે વર્તન કરવું અને તેઓમાં પ્રગટ થયેલું પરમાત્મસ્વરૂપ સ્વમાં પ્રગટ કરવા પ્રયાસ કરવો એ ધર્મનો મર્મ છે એ મર્મ જ્યારે સમજાય ત્યારે મોહરાજાની સાથે મેદાનમાં આવીને લડવામાં દયાધર્મને જરા પણ વિરોધ આવતો નથી એ સ્પષ્ટ રીતે સમજી શકાય તેવી હકીકત છે; કારણ કે એમાં સ્વદયા છે અને કોઈ પ્રકારની દ્રવ્યહિંસા નથી.

'આનંદઘન પદ પકરી'નો સીધો અર્થ આનંદસ્વરૂપ પરમાત્માના પગ પકડીને રહે એટલે પરમાત્માના દાસભાવે વર્તે એ ધર્મનું રહસ્ય છે એમ થાય છે આ ભાવ પણ સારો છે જ્યાં સુધી દાસભાવે વર્તવાની ઇચ્છા બરાબર થતી નથી ત્યાં સુધી શુદ્ધ સ્વરૂપનું સાધ્ય સમજાતું નથી. એ તો પ્રગટ હકીકત છે કે રાગદ્વેષ રહિત ભગવાન્ કાંઈ આપી દેવાના નથી અને તેઓની સ્તુતિ કરવાથી તે પ્રસન્ન થવાના નથી, પરંતુ તેઓના દાસભાવે

વર્તવાથી તેઓ આદર્શ જીવન પૂરું પાડી સ્વસ્વરૂપવિચારણાનો પ્રસંગ આપે છે અને એવી રીતે એક વાર સ્વરૂપજ્ઞાન થઇ જાય અને સાધ્યનું લક્ષ્ય સ્થિર થઇ જાય ત્યાર પછી તો આત્મા પરમાત્માના પદની ભાવના કરી શકે છે, આવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આનંદઘન ભગવાનના પદની સેવા કરવાની અને તેઓના દાસભાવે પ્રવર્તવાનો નિર્ણય કરવાની ખાસ જરૂર છે, મુમુક્ષુ જીવના લક્ષ્યસ્થાનના નિર્ણય માટે તેની ખાસ આવશ્યકતા છે અને તે પ્રમાણે કરવાથી બહુ લાભ થવાનો સ્પષ્ટ પ્રસંગ છે. એને માટે શ્રી આનંદઘનજી મહારાજે એ વિચાર જૂદા જૂદા રૂપમા ઘણી જગ્યાએ બતાવેલ છે એટલું કહેવાની જ જરૂરિયાત છે. આ ભાવ વિશેષ સ્પષ્ટ કરવો હોય તેમણે કવિનું બનાવેલું શ્રી ધર્મનાથનું સ્તવન વિચારવું.

ધર્મનો મર્મ જાણવાની જિજ્ઞાસા થવી એ બહુ ભાગ્યોદયની નિશાની છે, એ વાત આ જ કવિએ શ્રી શાતિનાથજીના સ્તવનમા સ્પષ્ટ જણાવી છે.* એવી જિજ્ઞાસા થવી મુશ્કેલ છે તે સાથે બરાબર જ્ઞાન આપે એવા સદ્ગુરુનો યોગ થવો એ પણ તેટલું જ મુશ્કેલ છે.

આ આખા પદમાં મોહરાજા સાથે ઊઘાડી રીતે મેદાનમા આવી યુદ્ધ કરવાની વાત કરી છે એ બહુ આનંદ આપે તેવી, સમજવા લાયક અને બોધદાયક હકીકત છે. એની સાથે પ્રસંગે બીજી કેટલીક હકીકત બહુ ઉપયોગી કહી છે. દાખલા તરીકે અનાદિ કાળથી બ્હાના કાઢવાની આ ચેતનજીની ટેવ છે તેનુ સ્વરૂપ પોતાનુ ચરિત્ર અવલોકન કરવાથી બરાબર સમજાય તેમ છે. જ્યારે મનુષ્યસ્વભાવનું બારિક અવલોકન થયું હોય ત્યારે જ એકાદ શબ્દમાં રહસ્યની વાત લખી શકાય છે. આપણે વસ્તુસ્વરૂપનો જરા બોધ થયા પછી પણ કેવા ગોટા વાળીએ છીએ તે આપણા પોતાથી અજાણ્યુ નથી લગભગ દરેક શુભ પ્રસંગો પ્રાપ્ત થાય છે ત્યારે આપણે આવી જ રીતે તેને ગુમાવી બેસીએ છીએ 'વાર અનંતી ચુકીઆ ચેતન, એણે અવસર મત ચૂકો '+ આવી રીતે અનતી વાર આપણે આવેલા પ્રસગો ચૂકી ગયા છીએ એમ જે ચિદાનંદજી મહારાજે કહ્યુ છે તે આવા બ્હાના કાઢીને કર્યું હશે એમ જણાય છે. શિવદરશ પ્રાપ્ત કરવાની, બીજી સ્થૂલ લડાઇ લડવાની મૂર્ખતાની અને ભાવશત્રુનો નાશ કરવાની તેમ જ ધર્મનો મર્મ સમજવાની વાત કરી છે તે પ્રત્યેક વાત પર એક એક મોટો નિબધ લખી શકાય એમ છે. વિશિષ્ટ લેખકો ઓછા શબ્દોમા કેટલો ભાવ બતાવી શકે છે તે આટલા ઉપરથી સમજાયુ હશે કવિનુ ચાતુર્ય સમજવા સાથે પરપરિણતિનો ત્યાગ કરી મોહરાજા સાથે બરાબર લડાઇ કરવા માટે ચોગાનમા આવવાનુ અત્ર જે આહ્વાન કર્યું છે તેને સમજીને પકડી લેવુ અને આવો પ્રાપ્ત થયેલો શુભ અવસર જવા ન દેવો એ શૂરવીર માણસનું ખાસ લક્ષણ અને કર્તવ્ય છે એમ નહિ કરવામા આવે તો આનદઘન મહારાજની દૃષ્ટિએ તો આપણી

* જુઓ આનદઘનજીકૃત સોળમા શ્રી શાતિનાથજીનું સ્તવન, ગાથા બીજી

× જુઓ ચિદાનંદજી મહારાજકૃત પુદ્ગલ ગીતા, ગાથા ૪૯ મી.

પણ 'બાવરા'માં ગણતરી થવાની છે એમ પુનરાવર્તન કરીને બતાવવાની ખાસ જરૂરિયાત છે. સુજ્ઞ શાણા માણસો ગાંડામાં ખપવા ઇચ્છા ન રાખે એ તો સ્વાભાવિક છે; તેથી ગાંડાપણું દૂર કરી વિરાગપણું આદરો અને તે માટે યોગી મહારાજ જે ભાવ અત્ર પ્રદર્શિત કરે છે તે પ્રગટ કરવા નિર્ણય કરો. આ આપણું વાસ્તવિક કર્તવ્ય ક્ષેત્ર છે અને તેના વિજયમાં આ ભવયાત્રાનું સાફલ્ય છે.

---

## ૪૭ સુડતાળીશમું

રાગ ટોડી

**पिय* बिन निस दिन झूरुं खरीरी, पिय०**
**लहुडी +वडीकी कानि मिटाइ, ×द्वारतें आंखे कब न टरीरी. पिय० १**

"પતિ વગર હું રાતદિવસ ખરેખરી ઝૂર્યાં કરું છું. નાના મોટાની શરમ મટાડી દઈને—મૂકી દઈને બારણામાં (જોતાં) મારી આંખો કોઈ વખત પણ અટકતી નથી—બંધ થતી નથી."

ભાવ—છત્રીશમા અને એકતાળીશમા પદમાં જે વિરહદશાનું વર્ણન કર્યું છે તે ભાવ અહીં વિશેષ સ્પષ્ટ કરે છે. આ વિરહગુરણામાં કરેલા આલાપો સુમતિ અથવા શુદ્ધ ચેતનાના બોલેલા સમજી શકાય છે. બન્ને રીતે તેની અર્થવિચારણા થશે. મને અર્થ બતાવ્યો છે તે શુદ્ધ ચેતનાના મુખમાં આખું પદ મૂકે છે અને ટબાકાર સુમતિના મુખમાં મૂકે છે. બન્ને ભાવ સારો અર્થ આપે છે.

અનેક પ્રકારની વાતો થયા પછી પણ પતિ નિજ મંદિરે પધારતા નથી અને કુલટા સ્ત્રીઓની વાડ ભાળમાં ફસાયા કરે છે, એ સંબંધમાં શુદ્ધ ચેતનાનો શોક સમાતો નથી, પતિવિરહથી તેને ચેન પડતું નથી અને તેથી જેવી રીતે સાધારણ વિરહિણી સ્ત્રી પતિ પરદેશ જાય ત્યારે અનેક પ્રકારના શોકાલાપ કરે છે તેવી રીતે શુદ્ધ ચેતના પોતાની સુમતિ સખીની પાસે અથવા સુમતિ પોતાની શ્રદ્ધા સખીની પાસે હૃદયની વાત કરે છે: હે સખી! મારા હૃદયવલ્લભ મોહનમૂર્તિ પ્રાણપતિ મારે મંદિરે પધારતા નથી અને જ્યાં ત્યાં ભટક્યા કરે છે તેથી મારે પતિનો મહાવિરહ થયો છે અને તે વિરહમાં હું પતિ

---

* પિયને બદલે બે પ્રતમાં 'પિયા' પાઠાંતર છે.

+ 'લહુરી વડીરિ ચૈન મિટાઇ' એવો પાઠાંતર એક પ્રતમાં છે. એનો અર્થ સમજાઈ [illegible].

× એક પ્રતમાં 'દ્વારતિ આંખ' એવો પાઠ છે અને એક પ્રતમાં 'દ્વારિતેં આંખે' એવો પાઠ છે. સર્વ પાઠના અર્થ એક સરખા થાય છે.

૧ પિય=પિયુ, પતિ. બિન=વગર. નિસદિન=રાતદિવસ. ઝૂરું=ઝૂરું છું, દુઃખી થાઉં છું. ખરી=ખરેખરી. લહુડી=લઘુ, નાની. વડીકી=મોટાની. કાનિ=[illegible] શરમ. મિટાઇ=મૂકી દઈને. દ્વારતેં=દ્વારમાં, બારણામાં. આંખે=આંખો, ચક્ષુઓ. કબ=કોઈ વખત. ન ટરીરી=ટળતી નથી, બંધ થતી નથી.

વગર ખરેખર ઝૂરુ છું, પતિવિરહિણી સ્ત્રીને જેમ ખાવું-પીવું ભાવે નહિ, સારાં કપડાં, આભૂષણ પહેરવાં ગમે નહિ અને મનમાં અનેક રીતે અનેક પ્રસંગે શોક થયા કરે તેમ પતિ વગર હું ખરેખરી બળ્યા કરું છું, ઝૂર્યા કરું છું અને પછી તે શોકમા ને શોકમા નાના મોટાની શરમ મૂકીને પતિ આવવાના દ્વાર પર મારી આંખો એવી સ્થિર થઇ જાય છે કે ત્યાથી તે ખસતી નથી. આર્યાવર્તની કુલીન સ્ત્રીઓ જેઓ સયુકત કુટુંબમાં રહે છે તે વડીલની હાજરીમાં પતિ સાથે વાત કરતી નથી અને પતિ સામુ પણ જોઇ શકતી નથી તથા દેશના રિવાજ પ્રમાણે વધારે ઓછું મુખ ઉપર વસ્ત્ર ઓઢી ગૃહમા મર્યાદાથી વર્તે છે. પાશ્ચાત્ય વિચારના ફેલાવા સાથે આ રિવાજમાં પરિવર્તન થતું જાય છે એથી થનાર લાભાલાભની તુલના કરવી અત્ર અપ્રસ્તુત છે. વાત એટલી છે કે-નાના મોટાની યોગ્ય મર્યાદા સાચવવાનો કુળવધૂનો ધર્મ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે યોગ્ય મનાયો છે શુદ્ધ ચેતના કહે છે કે-આવો આર્ય સ્ત્રીનો મર્યાદાધર્મ છે તે પણ પતિવિરહના શોકમાં હું તો વિસરી ગઈ અને ઘરના સર્વ માણસો જાણે તે પ્રમાણે પતિને આવવાના દ્વાર પર નજર ટકાવીને-વાટ જોઇને બેસી રહી છું. પતિ આવવાના હોય તે માર્ગ તરફ જોવાને બદલે મોઢા ઉપર છેડો નાખી તે માર્ગથી દૂર ચાલ્યા જવાનો રિવાજ તજી દઈ, હું તો વિરહઘેલી બની, પતિના માર્ગનુ નિરીક્ષણ કર્યા કરુ છુ પતિ કોઈ પણ વખતે આવી ચઢે એમ મને મનમા લાગ્યા કરે છે, કારણ કે તેઓ હમણા બોલી ગયા છે કે હવે તેઓ અમર* થઇ ગયા છે, હવે જો તેઓએ જે હકીકત જણાવી છે તે પ્રમાણે વર્તન કરે તો તેઓ જરૂર થોડા વખતમા મને મળવા માટે આવવા જોઇએ અને તેથી હું તેઓનો માર્ગ જોયા કરું છુ. પતિ એક વખત માર્ગ પર આવી જાય તો તો પછી થોડા વખતમા સમ્યગ્ માર્ગને સમજી જાય અને ત્યાર પછી મારો મેળાપ થતા વખત લાગે નહિ. આથી પતિ માર્ગ પર આવી ગયા છે કે નહિ એ જોવા માટે હુ બારણા ઉપર નજર ટેકવીને રહું છુ અને પતિના વિરહથી ઝૂર્યા કરું છું

આખ એટલે જ્ઞાનદૃષ્ટિ સમજવી. જ્ઞાનદૃષ્ટિથી શુદ્ધ ચેતના જોયા કરે છે કે-ચેતનજી હવે સ્વભાવદશામા ક્યારે આવશે ? શુદ્ધ સ્વભાવને પ્રગટ થવાની એટલી સરળતા હોય છે કે આખ દ્વારમાથી ખસતી નથી એ હકીકત યથાયોગ્ય છે નાના મોટાની શરમ રાખવાની વાર્તા અત્ર કરી છે તે સાસારિક દૃષ્ટાતની દાર્ષ્ટાતિક યોજના ઘટાવવા માટે હોય એમ જણાય છે. શુદ્ધ ચેતના જેવી પવિત્ર સાધ્વીને ઉપર ઉપરનો દેખાવ કરવાની બાહ્ય મર્યાદા રાખવાનુ કાંઈ કારણ નથી. કદાચ એ શરમ વ્યવહારદૃષ્ટિએ રાખે તો ચેતનજીની માની લીધેલી માયા, મમતા ભાર્યા અને નણદ જેનુ વર્ણન હવે પછી ત્રીજી ગાથામા આવશે તેની હોવા સભવે છે અહીં તેઓની મર્યાદાને બદલે કહાનીનો અર્થ 'વાર્તા' વધારે ઉચિત લાગે છે મતલબ તેઓની વાતની દરકાર કર્યા વગર પતિને માટે ખડે પગે અનિમેષ દૃષ્ટિએ

* જુઓ પદ બેતાળીશમુ

દ્વાર પર રાહ જોઉં છું અને મારો વિરહકાળ ક્યારે ભાગશે તેને માટે મનમાં પ્રગટતા વિચાર-દાવાનળની અંદર ઝૂર્યાં કરું છું.

અથવા બીજી રીતે અર્થ કરતાં સુમતિ શ્રદ્ધાને કહે છે કે-હું મોટી છતાં કુમતિએ પતિને એવા ભરમાવી દીધા છે કે તે મારી તરફ જોતા પણ નથી. પ્રમત્ત ગુણસ્થાનક સંયમનું દ્વાર છે, તે દ્વારા ચેતન સંયમમાં પ્રવેશ કરે છે અને ત્યાર પછી પ્રગતિ કરી આગળ વધે છે, પરંતુ કુમતિએ મારા પતિને એવા ભરમાવી દીધા છે કે તેઓ આ સંયમના દ્વાર પાસે આવતા જ નથી. મતલબ કુમતિએ પતિને સંયમદ્વારથી ટાળી દીધા છે અને ત્યાંથી દૂર ને દૂર રહે એવી યોજના માયા, મમતાએ કરી છે બનતા સુધી તો પતિને કુમતિ માર્ગ પર જ આવવા દેતી નથી, કદાચ માર્ગ પર આવી જાય તો સમ્યગ્ વિશુદ્ધિમાં તે આડી આવ્યા કરે છે, કદાચ અવિરતિ કે દેશવિરતિ ગુણ પતિ આદરે તો સંયમના દ્વાર સુધી પતિને કુમતિ પહોંચવા દેતી નથી. હું તો સંયમના દ્વાર પર મારી નજર ટેકવીને ખડે પગે ઊભી છું કે પતિ ક્યારે એ દ્વાર પાસે આવે, ક્યારે તે દ્વારથી મારા મંદિરમાં પ્રવેશ કરે અને ક્યારે મારો વિરહકાળ ભાંગે. અથવા કુમતિએ પોતાનું એવું પ્રાબલ્ય પતિ ઉપર ચલાવ્યું છે કે પતિ હાલ કુમતિના વેશ્યામંદિરમાં વાસ કરી રહ્યા છે, ત્યાં નાના મોટાની શરમ મૂકી હું ગઈ તો મને બારણેથી જ ટાળી દીધી, અટકાવી દીધી, મારો પ્રવેશ થવા દીધો નહિ. કુમતિ એવી યુક્તિથી કામ કરે છે કે મને મારા પતિ સાથે મેળાપ જ થાય નહિ, કારણ કે કુમતિ જાણે છે કે જો એક વાર પતિનો અને મારો મેળાપ થયો તો પછી પતિ સાચી હકીકત જાણી જશે, વસ્તુસ્વરૂપ સમજી જશે અને કુમતિનું મંદિર છોડી જશે. આ પ્રમાણે ટબાકાર અર્થ કરે છે તે પણ બહુ સુંદર ભાવ આપે છે.

पट भूखन तन मौक न *ओढे, मावे न चौकी जराउ जरीरी;
सिवकमला आली! सुख नउ पावत, कौन+ गिनत नारी अमरीरी पिय बिन० २

"હું શરીર ઉપર વસ્ત્ર કે આભૂષણ જરા પણ ઓઢતી નથી, ચોકી અથવા જડાવ કામ કરેલ ઝવેરાત ગમતા નથી; હે સખી! મોક્ષલક્ષ્મીનું સુખ (જ્યાં સુધી) પ્રાપ્ત કરું નહિ (ત્યાં સુધી એ પ્રમાણે થાય છે) અને દેવાંગનાના સુખને તો કોણ ગણે છે!"

---

* ઓઢે ને બદલે બે પ્રતમાં ઓઢૈ એવો પાઠ છે તેનો અર્થ સંબંધ સાથે બેસતો નથી. બીજા સાચા અર્થ સાથે તેનો સંબંધ હોવો જોઈએ.

\+ કૌન ગિને એવો પાઠ એક પ્રતમાં છે અર્થમાં ફેર નથી.

૨ પટ=વસ્ત્ર. ભૂખન=આભૂષણ ઘરેણાં. તન=શરીર ઉપર. ન ઓઢે=ઓઢતી નથી. ભાવે=જરા પણ (ટબાનુસાર) ભાવે ન=ગમતી નથી. ચોકી=આભૂષણ વિશેષ. જરાઉ=જવેરાત. જરીરી=જરી. સિવકમલા=મોક્ષલક્ષ્મી. આલી=સખી. નઉ પાવત=પામતી નથી. કૌન=કોણ. ગિનત=ગણે છે. નારી અમરીરી=દેવતાની સ્ત્રી, દેવાંગના.

**ભાવ**—મારી વિરહાવસ્થા એવી આકરી થઇ પડી છે કે તેને લઇને હું મારા શરીર પર ( સારું ) વસ્ત્ર ઓઢતી નથી, આભૂષણ ધારણ કરતી નથી. મારા વિરહના તાપમા હુ એવી ડૂબી ગઇ છું કે હું બેસું છુ, ઉઠુ છું કે ફરું છું તેનું પણ મને ભાન રહેતું નથી. મારા શરીર પર ધારણ કરેલાં અથવા ધારણ કરવાના વસ્ત્રનું પણ મને ભાન રહેતુ નથી. એક ઘેલી સ્ત્રીની પેઠે વસ્ત્ર પહેર્યા છે કે નહિ અથવા કેવા પહેર્યા છે તે બાબત પર પણ મારું ધ્યાન રહેતું નથી; તેમ જ ચોકી ( ઘરેણાવિશેષ–ઝાલાવાડમા, સુરતમાં તથા મારવાડમા પ્રસિદ્ધ છે ) અથવા જડેલા ઝવેરાતના ઘરેણાં પહેર્યા હોય તો તે અવ્યવસ્થિત રીતે આડાઅવળા પહેરી લીધાં હોય· તેની ખીલી ડોક પાસે આવવાને બદલે નીચી આવી ગઇ હોય, સુંદર ઘરેણા અવયવ ઉપર આવવાને બદલે આડાઅવળાં લટકતાં હોય, એક હાથમા બંગડી હોય અને એક હાથ તદ્દન ખાલી હોય અથવા બીજી જાતની બંગડી-વાળો હોય, હાથનુ ઘરેણુ પગમાં ને પગનું હાથમાં એમ જ્યાના ત્યા પહેર્યા હોય; આવી રીતે વસ્ત્ર તથા આભૂષણ શરીર ઉપર હુ ઓઢતી નથી, ધારણ કરતી નથી અને મને ચોકી તથા ઝવેરાત જેવા ભારે કિમતના ઘરેણા ગમતા નથી. ચોકી ઝાલાવાડમા થાય છે, તે સોનાની હોય છે અને સાધારણ કિમતવાળી હોય છે, પણ સુરતમા ઝવેરાતની થાય છે અને મોટા મૂલ્યની હોય છે. અથવા ચાર ખૂણાવાળા ચોરસ હીરાને ચોકી કહેવામા આવે છે. જડતર કામવાળા ઝવેરાતના દાગીના પણ બહુ મૂલ્યવાળા હોય છે. સ્ત્રીઓને સ્વાભાવિક રીતે આભૂષણ અને વસ્ત્ર ઉપર વિશેષ પ્રીતિ હોય છે. પતિ નિજ મંદિરે પધા-રવાના હોય છે તે વખતે સુદરી શોળ શણગાર ધારણ કરે છે તેમાં વસ્ત્ર અને આભૂષણ મુખ્ય હોય છે અને સ્ત્રીઓની ચોસઠ કળામા પણ કેટલીક શરીરશોભા અને પતિપ્રસન્નતાને નિમિત્તે હોય છે હે સખી ! આભૂષણ ગમે તેવા કિમતી હોય તો પણ તેના તરફ મન ચોટતું નથી, વળતું નથી, જતુ નથી, મને તે ગમતા નથી, મને તેની દરકાર રહેતી નથી, મારુ ધ્યાન પણ તેઓ તરફ જતું નથી જે પતિને પ્રસન્ન કરવા શણગાર સજવામા આવે તે પતિ તો સામું પણ ન જુએ ત્યારે પછી શણગાર કોને માટે સજવા ? શા સારુ સજવા ? વળી હે સખી ! જ્યા સુધી મોક્ષલક્ષ્મીનુ સુખ પ્રાપ્ત ન થાય ત્યા સુધી દેવાગનાનાં સુખને એટલે અમરગતિના સુખને તે કોણ ગણે છે ? મારે તો મોક્ષનુ સુખ પ્રાપ્ત કરવું છે અને આ ઘરેણા વિગેરેનું સુખ તો દેવાગનાઓ વિગેરેને બહુ ગમે છે તેની હવે મારે દરકાર નથી. મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરવાની સ્થિતિમા મૂકાઈને પછી સાધારણ દેવગતિના સુખની ગણના તે કોણ કરે ? દેવગતિમા સુખ બહુ છે, લોકપ્રકાશાદિ ગ્રથમા તે ગતિના પૌદ્ગલિક સુખનું વર્ણન વાચ્યું હોય તો બહુ આનદ આવે તેમ છે, પરંતુ એ સુખ શાશ્વત નથી અને વળી એ પૌદ્ગલિક સુખ કરતા અપૌદ્ગલિક સુખ બહુ વિશેષ છે, અતિ આકર્ષક છે અને મહાઆનદ આપનાર છે. એ સુખનો અનુભવ જેને એક વખત પણ થયો હોય તે

તેની વાસ્તવિક કિંમત આંકી શકે છે વળી જે સુખ ભોગવ્યા પછી પાછો દુઃખ ભોગવવાનો સંભવ હોય તે સુખને સુખનું નામ પણ કેમ આપી શકાય ? એવી ક્ષણિક અસ્થિર સુખ દેવગતિમાં હોવાથી ગમે તેવું હોય, ગમે તેટલું હોય પણ તે કામનું નથી, મને તે પસંદ નથી, મને તેની મહત્ત્વતા લાગતી નથી

* 'સુખ નહિ પાવત'ને બદલે 'સુખ નમો પાઉં' એ પાઠ વધારે યોગ્ય લાગે છે મોક્ષલક્ષ્મીનું નવું સુખ પ્રાપ્ત કરીને દેવગતિના સુખને કોણ ગણતરીમાં ગણે ? આવો અર્થ વધારે વાસ્તવિક છે; પરન્તુ કોઈ પણ પ્રતમાં એવો પાઠ આપ્યો નથી તેથી પોતાની કલ્પના પ્રમાણે પાઠ ફેરવવાનો અધિકાર નથી. આ પ્રમાણે મારા ગુરુમહારાજે જે અર્થ બતાવ્યો છે તે પ્રમાણે તેનો ભાવ એમ થાય છે કે—અત્યારે તો શુદ્ધ ચેતનાને વિરહાવસ્થાને લીધે શરીરનું પણ ભાન નથી, બાકી એ સાધારણ સુખથી સંતોષ પામે તેવી સ્ત્રી નથી, એ તો જ્યારે પતિની સાથે શિવકમળાનું સુખ પ્રાપ્ત કરે ત્યારે જ નિરાંતે બેસે એવી છે હવે ટબાકારનો અર્થ વિચારીએ બોઠ શબ્દનો અર્થ ટબાકારના કહેવા પ્રમાણે 'જાઉં' એમ થાય છે, મને તે શબ્દનો કોઈ અર્થ બેસતો નથી.

હે સખી શ્રદ્ધા ! પ્રેમ પ્રતિતરાગ રુચિ રંગત, પહીરે ઝીની સારી*—એવી પ્રભુપ્રેમરૂપ સાડી મને પસંદ આવતી નથી. મતલબ મને એક પણ વસ્ત્ર ગમતું નથી તે એટલી હદ સુધી કે તેનો છેડો માથા ઉપર નાખવાની મને ઇચ્છા પણ થતી નથી. પતિ મારાથી એવા વિપરીત વર્તે છે કે એ કુમતિની સોબતમાં પડી જઇ પ્રભુપ્રેમરૂપ સાડી તરફ અવકૃપાની નજરથી જુએ છે અને ધ્યાનરૂપ આભૂષણો પણ હું શરીરે ધારણ કરતી નથી. પતિ જ્યાં મારા મંદિરે પધારે નહિ ત્યારે મારે એવાં આભૂષણો ધારણ કરીને શું કરવું ? હે સખી ! હું તને કેટલી વાત કરું ? મારા ચેતનજી—પતિ હાલ તો મારાથી એટલા વિપરીત વર્તે છે કે એને મોક્ષકમળા પણ પસંદ આવતી નથી તો પછી સાધારણ દેવાંગના તો કેમ ગમે ? તે તો કુમતિના રંગમાં એવા લટ્ટુ થઇ ગયા છે કે શિવલક્ષ્મી પણ તેને પ્રસન્ન કરી શકતી નથી. આ ત્રણ વસ્તુ પ્રસન્ન પતિને વધારે પ્રસન્ન કરે છે; રુચિ, ધ્યાન અને શિવલક્ષ્મીને પ્રાપ્ત કરવાની દૃઢ ઇચ્છા—આ ત્રણ બાબતો પણ મારા નગીના નાથને હાલ પ્રસન્ન કરી શકતી નથી. ત્યારે હવે મારે શું કરવું ? કુમતિના પાશમાં ચેતનજી એવા ફસાઇ ગયા છે અને તેની સાથે એવી એવી વાતો કરે છે કે એને રુચિ, ધ્યાન કે મોક્ષ તરફ પ્રેમ તો શું પણ નજર કરવાની પણ ઇચ્છા થતી નથી આવી રીતે નાની નણંદે પતિને એવા વશ કરી લીધા છે કે મારા સામું પણ જોતા નથી અને તેને લઇને તેમના વિરહના તાપથી હું ખરેખરી ઝૂર્યાં કરું છું

સુમતિના વચન તરીકે આ ગાથાનો ભાવ આ પ્રમાણે થાય છે: હે સખી શ્રદ્ધા !

* જુઓ ૫૬ વીસમું ગાથા બીજી

મને તારો આધાર છે. જો ! પતિવિરહથી પ્રભુપ્રેમરૂપ સાડી મને સુખ આપવાને બદલે દુઃખ આપે છે, તેને શરીર પર જરા ઓઢું છું તો તેથી અશાતા થાય છે. ધ્યાનના ચાર પાયારૂપ ચોખંડા નગથી જડેલ ધ્યાનસ્થ ચિત્તસ્થિતિરૂપ દાગીનો પહેરું છું તો તેથી પણ મને ખેદ થાય છે આત્મારામ-પતિના વિરહે રુચિ કે ધ્યાન થતા નથી. એથી પણ વધારે આગળ કહુ તો પતિ વગર મોક્ષકમળા પણ મને સુખ આપી શકતી નથી. પતિનો મેળાપ થાય તો જ મને સુખ થઇ શકે એમ છે આવી મારી સ્થિતિ થઈ ગઈ છે ચેતનજીની દૃષ્ટિએ જોતા આ ગાથાનો અર્થ આ પ્રમાણે થાય છે. અત્યારે ચેતનજી-આત્માએ કુમતિનો સંગ કર્યો છે તેથી તેને પ્રેમપ્રતિતી રાગથી રંગેલ રુચિરૂપ વસ્ત્ર ગમતા નથી, ધ્યાન કરવાનું થતું નથી અને શિવકમળા ઉપર પ્રેમ આવતો નથી અને તે પ્રાપ્ત કરવા તેને ઇચ્છા પણ થતી નથી તે સંસારમા એવો આસકત થઇ ગયો છે કે મનુષ્યગતિ કે દેવગતિ પ્રાપ્ત કરવાના સાધનો પણ તે મેળવતો નથી, એ તો માત્ર કુમતિ અથવા કુટિલ માયા, મમતાના પ્રસંગમાં પડી તેમાં આસક્ત રહે છે.

ટબાકાર કહે છે કે "શિવકમળા એટલે મુક્તિરૂપ લક્ષ્મીએ મારા પતિને અંતગડ કેવળીપણે વશ કરી લીધા તેથી તે પણ સુખ નઉ પાવત એટલે દુઃખદાયી થયા અને મારા જેવી શુદ્ધ શ્રદ્ધાથી મનુષ્યગતિ દેવગતિરૂપ સ્ત્રી પ્યાર કરે, વાછે, પણ મારે તેઓની ગણુતરી નથી, એ બન્ને ગતિની હુ અવાછકા છું-વાછા કરનારી નથી." આવો જે ભાવ લખ્યો છે તેમા અંતગડ કેવળીપણે પતિને શિવકમળાએ વશ કરી લીધા તેનો ભાવ પ્રસ્તુત હકીકત સાથે મને બંધબેસતો લાગતો નથી, વિદ્વાનોએ તે વિચારી લેવો હવે એ જ લય આગળ ચલાવતા કહે છે.

*सास विसास उमास न राखें, +नणदी नीगोरी भोरी लरीरी;
ओर तबीब न ×तपति बुझावे, आनंदघन पीयुष झरीरी. पिय० ३

"(આયુસ્થિતિ) સાસુ એક શ્વાસોચ્છ્વાસ જેટલો કાળ પણ વિશ્વાસ રાખતી નથી અને પેલી લાજ વગરની નણુદ (તૃષ્ણા) તો સવારથી લડ્યા જ કરે છે આ મારા

* 'સાસ ઉસાસ વિસાસ ન રાખે' આવો પાઠ માત્ર છાપેલી બુકમા છે વિવેચન જુઓ
+ નણદીને બદલે નણંદ અને નણદરી એવા પાઠો છે અર્થ એક જ છે, તેમજ ભોરીને બદલે ભોર પાઠ છે.
× 'તપત બુઝાવત' એવો પાઠ એક પ્રતમા છે, અને એક પ્રતમા 'બુઝાયો' એમ પણ લખે છે
૩ સાસ=સાસુ, અહીં આયુસ્થિતિને સાસુ ગણવામા આવી છે વિસાસ=વિશ્વાસ ઉસાસ=શ્વાસોશ્વાસ જેટલો કાળ નણદી=નણંદ, પતિની બહેન અહીં તૃષ્ણાને નણંદનુ રૂપ આપ્યુ છે નીગોરી=લાજ વિનાની, ભાગ્યહીન, લોકભાષામા આ શબ્દ તિરસ્કાર બતાવે છે ટબાકારના મત પ્રમાણે વ્રજભાષામા આ શબ્દ લાડકવાઈનો અર્થમા વપરાય છે ભોરી=પ્રભાતમા, પ્રભાતથી ઓર=અનેરો, બીજો તબીબ=વૈદ્ય, હકીમ. તપતિ=તાવ, અગ્નિ ન બુઝાવે=ઓલવી શકે નહિ, દૂર કરી શકે નહિ. પીયુષ=અમૃત ઝરી=વરસાદ

અગ્નિને—મારા તાપને બીજો વૈદ્ય મટાડી શકે તેમ નથી, આનંદઘન અમૃતનો વરસાદ થાય (ત્યારે તે તાપ શમે તેમ છે) ”

ભાવ—વિભાવદશામાં પડેલા પતિના સંબંધમાં પોતાને કેટલી અગવડ છે તે સવિસ્તરપણે બતાવતાં શુદ્ધચેતના કહે છે કે—અમારા બાઈજી—સાસુજી જેનું નામ આયુસ્થિતિ છે અને જેને લઈને ચેતનજી એક શરીરમાં અમુક વખત સુધી રહે છે તે મારા પતિનો એક શ્વાસોશ્વાસ જેટલો કાળ પણ વિશ્વાસ રાખતી નથી. અત્યારે મારા પતિ જૂદી જૂદી ગતિમાં જન્મે છે અને ત્યાં ટકે છે તેનું કારણ આયુસ્થિતિ છે. તેવી સ્થિતિ મારા પતિને જૂદી જૂદી ગતિમાં જન્મ આપનાર હોવાથી મારા પતિની વર્તમાન માતા તે થઈ અને તેથી તે મારી સાસુ થઈ. આવી મારી સાસુ મારા પતિનો જરા પણ વિશ્વાસ કરતી નથી, એક મિનિટની, એક સેકંડની પણ પતિની દરકાર કરતી નથી. શ્રી વીરપરમાત્માને ઇંદ્રે જણાવ્યું કે ‘હે પ્રભો! લોકોના હિત સારુ અને શાસનના લાભ માટે આપ આપનું આયુષ્ય બે ઘડી લંબાવો, જેથી ભસ્મગ્રહને આપની નામરાશિ પર સંક્રમતો આપ જુઓ તો તે આક્રમણ કરી શ્રમણ સંઘને પીડા કરે નહિ.’ તેના જવાબમાં પ્રભુએ જણાવ્યું કે—“ચક્રવર્તી કે તીર્થંકર કોઈ પણ એ અર્થ કરવાને સમર્થ નથી, કોઈથી પોતાનું આયુષ્ય એક ઘડી કે એક ક્ષણ પણ વધારી શકાતું નથી.” શરીરનો ભરોસો નથી, તે ક્યે વખતે પડી જશે તેનો વિશ્વાસ નથી છતાં તેના પર મમતા કરીને આ પ્રાણી અનેક પ્રકારનાં કાર્યો આદરી બેસે છે અને પસંદ ન આવે તેવી ગતિમાં જન્મ આપનાર આયુકર્મરૂપ સાસુને એકઠી કરે છે અને પછી તેને તાબે રહી અનેક પ્રકારના ત્રાસ તે ભોગવે છે. આવી રીતે એકઠી કરેલી આયુસ્થિતિ એક ક્ષણનો પણ વિશ્વાસ રાખવા યોગ્ય નથી. જેને સવારે જોયા હોય તે બપોરે નામશેષ થઈ ગયા સાંભળ્યા છે. વાતો કરતાં રસ્તે ચાલતાં ઠેસ લાગવાથી, હૃદય બંધ થઈ જવાથી કે બીજી અનેક રીતે મૃત્યુને વશ થતાં જોયા છે અને જેના વર્તનથી એમ લાગે કે સેંકડો વર્ષો સુધી પૃથ્વીને કે પોતાની અન્ય વસ્તુઓને આ છોડનાર નથી તે સર્વને તજીને ચાલ્યા જતા અનુભવ્યા છે. આવી રીતે સાસુ તો એક ક્ષણ પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી, છતાં વિભાવદશાને લઈને તે આયુસ્થિતિ મારી સાસુ થયેલી છે. વાત એમ છે કે—વિભાવદશાના જોરને લઈને પોતાનાં વાસ્તવિક સગાંઓ કોણ છે તેને પણ ચેતનજી ઓળખતા નથી અને તેની આયુસ્થિતિને સાસુ અત્ર કહેવામાં આવી છે. ‘સાસ ઉસાસ વિસાસ ન રાખે’ એવો પાઠ છાપેલી બુકમાં છે, તેનો અર્થ શ્વાસ અને ઉશ્વાસ જેટલો કાળ પણ વિશ્વાસ રાખે નહિ એમ થાય છે અને તે આખા વાક્યને નણદની સાથે લઈ જવાનું છે. બાકી ભાવ સ્પષ્ટ છે. અથવા બીજી રીતે અર્થ કરતાં પતિ વગર એક શ્વાસોશ્વાસ જેટલા કાળનો પણ વિશ્વાસ રહેતો નથી, એટલે તેટલો વખત પણ ધીરજ રહેતી નથી, પતિ વગર અન્યત્ર મન માનતું નથી અને ચિત્ત ચોંટતું

નથી, એવી વિરહદશા આકરી છે. પતિ વગર હવે તો મનમાં એવો ખેદ થયા કરે છે કે લેશ માત્ર સમય પૂરતી પણ મનમા ધીરજ રહેતી નથી

વળી પેલી નગોરી નણુદી તો પ્રભાતમા વહેલી ઊઠીને લડવા મંડી ગઇ છે અને દરરોજ લડ્યા કરે છે. પતિ વિભાવદશામા ગયા છે ત્યા તેમની બહેન તૃષ્ણા થઇ છે તે સર્વ પૌદ્ગલિક વસ્તુઓને પ્રાપ્ત કરવાથી પણ ધરાય નહિ તેવી પ્રબળ ઇચ્છારૂપ છે. તે તો વળી એવી આકરી છે કે વહાણું વાય છે ત્યારથી મારી સાથે લડ્યા જ કરે છે. તેના મનમા એવું છે કે પતિને સમજાવી જો આ શુદ્ધ ચેતના સ્વભાવદશામા લઇ જશે તો ભાઇ પાસેથી પછી તેને કાઇ વીરપસલી કે મામેરું મળશે નહિ અને ભાઈ પાસે જવુ-આવવું પણ બંધ થશે; તેથી મારી સાથે તે દરરોજ લડ્યા કરે છે અને હું મારા નાથને સમજાવવા અને ઠેકાણે લાવવા યત્ન કરું છું તો તેમા વચ્ચે આવી મારા નાથને ચઢાવે છે અને આર્યાવર્ત્તમા કહેવાય છે કે—न नन्दते इति ननान्दा ભાઈના ભાભી સાથેના સુખ-વાર્તાલાપ-મેળાપ જોઇને રાજી ન થાય તે નણુંદ-તે શબ્દાર્થને બરાબર સાર્થક કરે છે. એ નણુંદને પ્રતાપે સવારે આ જીવ ઉઠે છે ત્યારે પણ પ્રભુનામનુ સ્તવન કરવાને બદલે ધનપ્રાપ્તિના અનેક સાધનો ઊભા કરવામા અને તેની વિચારણામા પડી જાય છે અને આખા દિવસમા પૈસા પૈસા સિવાય તેને બીજી ધૂન લાગતી નથી તેને પ્રાપ્ત કરવાના, રક્ષણ કરવાના અને સંચય કરવાના વિચારમા, સ્થૂળ પદાર્થો જરૂર વગરના હોય તો પણ તેને એકઠા કરવાની ધૂનમાં અને પૌદ્ગલિક પદાર્થોના નિરર્થક સંચયમા આ જીવ આનંદ માને છે અને તેથી મારે તો સવારથી તે મોડી રાત સુધી નણુંદ સાથે લડાઇ ચાલ્યા જ કરે છે. પતિવિરહકાળમા સાસુ તથા નણુદ સાથે કાઇ સારુ હોય તો કેટલીક ધીરજ રહે છે, પતિનો વિરહ ઓછો આકરો લાગે છે; પણ અહીં તો વિભાવદશાની પતિની મા અને બહેન સાથે મારે જરા પણ બનાવ થતો નથી અને ઉલટુ તેઓ મારી સાથે લડાઇ કરે છે અને મારા પતિનો પણ વિશ્વાસ કરતી નથી

'નગોરી' એ મારા ગુરુમહારાજના કહેવા પ્રમાણે લોકભાષાનો શબ્દ છે તેનો અર્થ લાજ વગરની અથવા ભાગ્યહીન એમ થાય છે. 'તુ નગોડી શુ સમજે?' એ દેશભાષાની ગાળ છે. આ અર્થમા તે શબ્દ બુદેલખડમા વપરાય છે. ટબાકાર કહે છે કે—'નગોરી' શબ્દ વ્રજ ભાષામા લાડકવાઇના અર્થમા વપરાય છે એક જગ્યાએ ગુરુ વગરની એવો તેનો અર્થ કરવા પ્રયત્ન થયો છે તે તો સ્વમતિકલ્પિત હોય એમ જણાય છે પ્રથમ અર્થ જે પ. ગંભીરવિજયજીએ બતાવ્યો છે તે વધારે સુદર લાગે છે અને સબધ જોતા તે બંધબેસતો પણ આવે છે

પતિ મંદિરે પધારે નહિ, સાસુ એક ક્ષણવાર પણ વિશ્વાસ કરે નહિ અને નણુદી નગોરી તો સવારના પહોરથી ઉઠીને લડ્યા જ કરે છે. આવા અનેક કારણોને લીધે મને

ગમે તે પ્રકારે હવે બાહ્ય ભાવ છોડી આંતર દૃષ્ટિ જાગ્રત કરો, તમારું મૂળ સ્વરૂપ સમજો, તેને પ્રગટ કરો અને આ શુદ્ધ ચેતનાનો અનાદિ વિરહકાળ દૂર કરો.

---

## ૫૬ અડતાલીસમું

રાગ—મારુ જંગલો

*मायडी मुने निरपख किणही न मूकी, निरपख किणही न मूकी; मायडी०
निरपख रहेवा घणुंइ झूरी,+ †धीमें निज मति फूंकी मायडी० १

"હે માડી ! મને કોઈએ નિષ્પક્ષ રહેવા દીધી નહિ. નિષ્પક્ષ રહેવા માટે મેં ઘણો પ્રયાસ કર્યો પણ ધીમે ધીમે મારી બુદ્ધિને (તેણે) ફૂંક મારી."

ભાવ—આ અતિ અદ્ભુત પદ છે, જેમાં પરમતસહિષ્ણુતા અને ચેતનાની વિભાવદશામાં થયેલી અને થતી અતિ વિરૂપ દશાનું બહુ સુંદર રીતે વર્ણન આપ્યું છે તેનો ટબો નથી. મારા ગુરુ પં. ગંભીરવિજયજીએ તેનો બહુ સુંદર ભાવ બતાવ્યો છે તે અનુસાર નીચે અર્થ કરવામાં આવ્યો છે. ચેતના તો નિરંતર શુદ્ધ જ છે, એને કર્મનો લેપ શુદ્ધ દશામાં લાગતો નથી, પરંતુ ચેતનમાં ચેતનતા ગુણ રહેલો છે તે સર્વદા તેની સાથે જ રહે છે, તેના પર કર્મનો લેપ લાગેલો દૂર થાય છે ત્યારે ચેતના શુદ્ધ થાય છે અને તે પછી તેને શુદ્ધ ચેતનાના નામથી ઓળખવામાં આવે છે. બહુ કર્મમળ દૂર થાય ત્યારે પણ ચેતનાને શુદ્ધ વિશેષણથી જોડવામાં આવે છે. ચેતન અને ચેતનાનો આ દૃષ્ટિથી જોતાં અભેદ છે. ઉપરનાં જુદાં જુદાં પદોમાં વિરહાલાપ બતાવવામાં આવ્યા છે તે શુદ્ધ ચેતનાના છે. એમાં રહેલો ચેતનાધર્મ તો ચેતનજી સાથે જ છે અને જે વિરહ બતાવ્યો છે તે તો શુદ્ધચેતનાનો અને ચેતનજીનો છે. આ ભાવ બરાબર સમજવાની ખાસ જરૂર છે. ચેતના તેની વિભાવ

---

* માયડીને બદલે બે પ્રતમાં 'માડી' પાઠ છે. રાગ સાથે 'માયડી' શબ્દ વધારે મળતો આવે છે અને 'માડી' કરતાં તે વધારે હેત–પ્રેમ બતાવે છે તેથી 'માયડી' પાઠ એકંદર વાંચી હોય વધારે સારો લાગે છે.

+ ઝૂરીને બદલે બે પ્રતમાં 'ઝુરું' એવો પાઠ છે. ભૂતને બદલે ભૂતથી અત્યાર સુધીની સ્થિતિ બતાવનાર 'ઝુરું' પાઠ વધારે યોગ્ય જણાય છે.

† ધીમેને બદલે એક પ્રતમાં 'ધીમે' એવો પાઠ છે. એનો અર્થ 'સખત' એવો થાય છે. જુઓ આ જ પછીની ગાથા, પરંતુ અત્ર તે પાઠ અશુદ્ધ જણાય છે. ધીમે નિજ પર કર ફૂંકી. આ પ્રમાણે પાઠ એક પ્રતમાં છે. એનો અર્થ, નિરપખ રહેવા પણ ઝૂરી પણ મને ધીમેથી પોતાના અને પારકા હાથમાં ફૂંકી દીધી એવો થાય છે. જુઓ વિવેચન.

૧ માયડી=મા, માતાજી, વહાલી મા. મુને=ચેતનાને. નિરપખ=નિ પક્ષ, કોઈ બાજુએ ઢળી ન જનાર. તેણી. કિણહી=કોઈએ, કોઈએ પણ. ન મૂકી=રહેવા ન દીધી. ઝુરી=પ્રયાસ કર્યો, ઝંખના કરી. ધીમે=ધીરેથી હળવે હળવે. નિજ મતિ=પોતાની બુદ્ધિ, વિચાર, મન. ફૂંકી=ફૂંક મારી.

દશામાં પણ ચેતનજી સાથે જ રહે છે, કારણ કે ચેતના અને ચેતનનો અભેદ છે. અહીં ચેતના જે ભાવ બતાવે છે તે તેની શુદ્ધ દશાની સાપેક્ષ વૃત્તિએ છે અને તેની અંદર જ વર્તમાન વિભાવદશામા તેની થયેલી સ્થિતિનું આબેહુબ વર્ણન છે. આ બહુ વિશાળ દૃષ્ટિથી લખાયલા પદનો ભાવ બહુ મધ્યસ્થ દૃષ્ટિથી વિચારવા અને સમજવા યોગ્ય છે.

ચેતના જ્યાં સુધી અશુદ્ધ દશામા હોય છે ત્યાં સુધી તેને સુમતિ માટે બહુ માન હોય છે. પોતે ગમે તેવી અશુદ્ધ હોય તો પણ પોતાની વાસ્તવિક સ્થિતિને તે સમજતી હોવાથી સુમતિને અત્ર તે માડી કહીને બોલાવે છે ચેતના અત્ર માડી શબ્દ વાપરે છે તે પ્રેમસૂચક છે. સાધારણ રીતે વિચાર કરતાં આપણા મુખમાથી મા-માડી એવો આલાપ નીકળી જાય છે અને ખાસ કરીને જ્યારે મનમાં કોઇ પણ કારણથી ખેદ કે દુઃખ થાય છે ત્યારે આ શબ્દનો ઉચ્ચાર બહુ સામાન્ય છે. માના કરતા માડી વધારે પ્રેમ સૂચવે છે અને માયડી તેથી પણ વધારે પ્રેમ સૂચવે છે. અતિ પ્રેમમા એકવચનનો ઉચ્ચાર થાય છે; માનાર્થમા વપરાતું બહુવચન બોલનાર અને સાભળનાર વચ્ચે અતર બતાવે છે. માતાને તું કહીને બોલાવવાનો વ્યવહાર વિશેષ પ્રેમ બતાવે છે, પિતાનું સન્માનાર્થ બહુવચન જરા આતરો અને વિવેકનો બાહ્ય દેખાવ બતાવે છે. અત્ર ચેતના સુમતિને જે વાત કહે છે તેની શરૂ-આત 'માયડી' શબ્દના સંબોધનપૂર્વક કરે છે તે બન્ને વચ્ચેનો પ્રેમ બતાવે છે. બાકી કોઈ પણ અર્થમા ચેતનાની મા સુમતિ થઇ શકતી નથી.* માત્ર શુદ્ધ ચેતનાનુ શુદ્ધત્વ પ્રગટ કરવાનુ કારણ સુમતિ હોઇ શુદ્ધત્વજનની તરીકે તેને શુદ્ધ ચેતના એક દૃષ્ટિએ જોતાં મા કહી શકે, પણ અત્ર તો ચેતના બોલે છે અને તેનુ શુદ્ધત્વ હજી હવે પ્રગટ કરવાનું છે, તેથી ઉપરના અર્થમા માયડી શબ્દ વપરાયો હશે એમ મારુ ધારવુ છે.

હે સુમતિ માતાજી! હું ચેતના મારા પતિ ચેતનજી સાથે ઘણી જગ્યાએ ગઇ, પણ તમે ત્યા હાજર નહિ, તેથી મને કોઇએ નિષ્પક્ષ રહેવા દીધી નહિ. મારા પતિ તો એવા છે કે એ તો જ્યા જાય છે ત્યા તદ્રૂપ થઈ જાય છે, કોઇ પ્રકારનો વિચાર કરતા નથી, નિર્ણય કરતા નથી અને તેવી અસ્વસ્થ અવસ્થામા મને પણ સાથે ઘસડે છે. વાસ્ત-વિક રીતે મારા પતિએ કોઇ બાજુએ પૂર્ણ વિચાર કર્યા વગર ઢળી જવું ન જોઇએ. કોઇ પણ પક્ષ એકદમ આદરવો ન જોઇએ, તેને બદલે એ તો વિપરીત રીતે તુરત એક બાબત

* માયડી શબ્દનો એક બીજો ભાવ મને સ્ફૂરે છે. એ અર્થમા માયડી અથવા માવડી શબ્દ કાઇક ભય અને તિરસ્કારના અર્થમા વપરાય છે દેવી વિગેરેને ઉદ્દેશીને કહેવામા આવે છે કે—'હે માવડી! હવે મને છોડ અથવા મારુ ઠેકાણુ પડવા દ' આ અર્થમા માવડી શબ્દ વાપર્યો હોય તો તે માયા, મમતાને ઉદ્દેશીને ચેતના બોલી હોય એમ ગણી શકાય. ચેતના માયા, મમતાને અથવા કુમતિને કહે છે કે—હે માવડી! મને તમે તો શું પણ કોઇએ નિરાતે બેસવા દીધી નથી આ પ્રમાણે ઉપોદ્ઘાત કર્યા પછી પોતાને કોણે કોણે કેવી રીતે હેરાન કરી તેનું વર્ણન ચેતના આપે છે વિ. ક.

આકરો વિરહજ્વર આવ્યો છે અને તેનો દાહ એવો થાય છે કે કોઈ બીજો વૈદ્ય તેની દવા કરીને તેને મટાડી શકે તેમ જણાતું નથી. દુનિયામાં સાધારણ વૈદ્યો તો બહારનો તાવ મટાડી શકે છે, પણ અંતરનો તાવ કોણ મટાડી શકે? વિરહજ્વરનો આકરો દાહ મટાડવાની દવા વૈદ્ય કે હકીમ પાસે લેવામાં કે જાણવામાં આવી નથી. વિરહાવસ્થામાં શરીરમાં ગરમી બહુ લાગે છે, આખું અંગ બળી-બળી થઈ જાય છે. ઉનાળામાં સખ્ત ગરમીથી શરીર પર અળાઈ કે ગુમડાં વિગેરેનો દાહ થાય તે જેમ વરસાદની ઝડી આવવાથી અને તેમાં ન્હાવાથી શાંત થાય છે, તેમ અહીં તો હવે આનંદઘન અમૃતનો વરસાદ વરસે અને મારા પતિના ઉપર તેનો પ્રવાહ ચાલે તો મારો વિરહાગ્નિ નાશ પામે અથવા મંદ થાય એમ છે. જેઠ માસમાં-જુનની આખરમાં જ્યારે સખ્ત ગરમીથી શરીર બળી જતું હોય છે તે વખતે વરસાદની ઝડી કેવો આનંદ આપે છે તે સર્વના અનુભવનો વિષય છે. એવા વખતમાં જ્યારે અમૃતરસનો વરસાદ આવે અને તે પણ સાધારણ રીતે નહિ, પણ ઝડીના આકારમાં-પૂરતા જોસમાં આવે ત્યારે કેવો આનંદ થાય તે સર્વત્ર સમજાય તેવું છે.

વાત એ પ્રમાણે છે કે-જ્યાં સુધી શુદ્ધ ચેતનાનો અને ચેતનજીનો સંયોગ બરાબર થાય નહિ અને સમભાવ આવે નહિ, શુદ્ધ સનાતન ચેતનજીનો વિરહકાળ પૂરો થઈ ચેતના સાથે એકાંત સુખ ભોગવવાનો તેના મનમાં દઢ નિશ્ચય થાય નહિ, ત્યાં સુધી તેની વર્તમાન વિભાવદશાનો અંત આવે નહિ; અને એમ બને નહિ ત્યાં સુધી ચેતનજીની વર્તમાન નિકૃષ્ટ દશાની પર્યાપ્તિ થાય નહિ. આવા સંયોગોમાં આપણી ખાસ ફરજ છે કે વાતો કરવાની મૂકી દઈ ચેતનજીની દશા ઉચ્ચ થાય, તેની વર્તમાનસ્થિતિ સુધરે અને તેનો સર્વથા શુદ્ધ દશામાં આધાર થાય તે માટે તેની પાસે આનંદઘનના અમૃતના વરસાદ વરસાવવાનાં સાધનો એકઠાં કરવાં. સાધારણ સમરસનો એકાદ બિંદુ આવી જાય તો તેથી કાંઈ લાભ થાય નહિ અથવા વાસ્તવિક રીતે જોઈએ તો જરા સરખો આનંદ થાય તે દીર્ઘ કાળ ટકી શકે નહિ. આટલા માટે સમરસના કુંડ કુંડા જોઈએ અને તેનો વરસાદ વરસાવવો જોઈએ. એ સમરસના વરસાદમાં ન્હાઈ-તરબોળ થઈ, ચેતનજી ચેતનાની વિરહદશાથી આવેલી તપ્તિને દૂર કરે એ ખાસ કર્તવ્ય છે અને તે કરવા માટે દઢ નિશ્ચય કરવાની ખાસ જરૂર છે. એ પ્રમાણે કરવાથી ચેતનજી શુદ્ધ દશામાં આવી જઈ યોગ્ય રીતે આગળ વધશે અને થોડા વખતમાં તેની દશા સુધરશે.

બીજો તબીબ આ વિરહાગ્નિને શમાવી શકતો નથી એમ વાત કહી તે બરાબર ઉચિત છે. તબીબ એટલે હકીમ, વૈદ્ય કે ડાક્ટર હોય તો તે વ્યાધિના બાહ્ય ચિહ્ન ઉપરથી દવા આપે છે, પણ તેથી મારો અગ્નિ શાંત થતો નથી. બહારનો તાવ દવાથી જાય પણ વિરહનો અગ્નિ તો જ્યારે વિરહદશા દૂર થાય ત્યારે જ શાંત થાય. તે કાંઈ બહારનો ઉપર ઉપરનો તાવ નથી કે ક્વીનાઈન કરિયાતાદિ દવાથી ચાલ્યો જાય. એ અગ્નિ ઉપર તો આનંદઘન રસનો વરસાદ પડે ત્યારે જ તેની શાંતિ થાય તેમ છે. જેમ ભયંકર અગ્નિ અમુક શહેરને

લાગ્યો હોય ત્યારે બાલદી કે ખેઢામાં પાણી લાવીને નાખવાથી અગ્નિ શાંત થઇ શકતો નથી, પરંતુ તેવા ભયંકર-દાવાનળ જેવા અગ્નિ ઉપર તો જળનો વરસાદ વરસાવવાની જરૂર રહે છે, તેમ આ વિરહાગ્નિરૂપ દાવાનળ શાંત કરવા માટે આનંદરસના પ્રવાહની જરૂર છે. સાધારણ તબીબ જેમ અંતરદાહ મટાડી શકતો નથી તેમ ચેતનાના વિરહાગ્નિને શાંત કરી શકતો નથી, તેની દવા તો આનંદઘન નામના વૈદ્ય કરે તો જ કરી શકે તેમ છે અને તે પણ પોતાની પાસે રહેલ ‘ આનંદરસ ’ નામની દવા મોટા પ્રમાણમા આપે તો જ તેનાથી લાભ થાય તેમ છે.

ટબાકાર આ ગાથાના અર્થમા કહે છે કે–ચેતનને આયુસ્થિતિ અલ્પ રહી છે અને હવે તેના ભવ પણ પૂરા થવા આવ્યા છે. તેની સુમતિ–ચેતનાના પતિ ચેતનની બહેન લાડકી નણદ છે તેનો પિતા શુદ્ધ ચેતનત્વ છે આ લાડકી નણદ કેવળજ્ઞાન સંબંધમા લડી એટલે હવે તમે કેવળજ્ઞાન જલદી પ્રાપ્ત કરો એવી એવી વાત કહી ગઇ અને વચનો સંભળાવી ગઇ. વળી તે એવુ પણ કહી ગઈ કે વિરહતાપ બુઝાવવાને અન્યભવ પરણિત અપરિપાકી તબીબ ઇલાજ જ જાણતો નથી માટે આ આનંદઘન પતિને મળ એટલું કહીને તે નણંદ ચેતનને મળી અને ચેતને કેવળજ્ઞાનરૂપ પીયૂષની વર્ષા કરી પોતાને મેળવી લીધી. આ અર્થ તદ્દન જૂદી દૃષ્ટિથી કર્યો છે એનો ભાવ સમજાવો મુશ્કેલ છે અહીં નણદ વિગેરે સાથે જે લડાઇ થાય છે તેમા તે ઔર તબીબ વિગેરેની વાત આવી રીતે જણાવે અને વળી પાછી પોતે મળી જાય એ આ ચેતનજીની જે ઉત્ક્રાન્તિ પ્રથમ બન્ને ગાથામા બતાવી છે, તેને અનુરૂપ લાગતી નથી ટબાકારનો ભાવ બરાબર સમજાતો નથી અથવા તેઓ સ્પષ્ટ રીતે તેઓના મનમા જે ભાવ ખીલ્યો છે તે બતાવી શક્યા નથી

આખા પદનુ રહસ્ય આનદઘન પીયૂષનો રસ વરસાવવામા આવી જાય છે. ભાવાત્મક કવિની આ છેલ્લા પદમા ભાવ બતાવવાની પદ્ધતિ એટલી સુદર છે કે આખા પદમા જે જિજ્ઞાસા વધતી જાય છે તે છેવટના પાદમા એકદમ બહું સુદર રીતે તૃપ્ત થઇ જાય છે. જ્યા આનદરસનો વરસાદ વરસે ત્યા પછી નણદના વિરૂપ સ્વરો, સાસુનો અવિશ્વાસ, લોકોની વાતો અને પટ ભૂષણની અવ્યવસ્થિતતા જરા પણ અસર કરનાર ન થાય એ સાધારણ રીતે સમજાય તેવી હકીકત છે હે ચેતનજી ! તમે હવે અમર ગતિના સુખો એટલે પૌદ્‌ગલિક ભાવોનો ત્યાગ કરી, સાસુ વહુની અવિશ્વાસ્ય સ્થિતિ દૂર કરી અને વહેલી પ્રભાતમા નણંદ સાથે લડાઇ થાય છે તે વાતને હાંકી કાઢી હવે આનદરસના વિશુદ્ધ વરસાદમા ન્હાઇ લો, તેમા તરબોળ થઇ જાઓ અને અમર થઇ જાઓ જ્યા સુધી તમે બાહ્ય ચેષ્ટાને આધીન થઇ, અગ્નિ શમાવવા બીજા તબીબની દવા લીધા કરશો ત્યા સુધી તમારું કાંઇ વળવાનુ નથી, તમારો વ્યાધિ ઘટવાનો નથી અને તમને કાંઇ સુખ થવાનું નથી. આનંદઘન વૈદ્ય પાસેથી આનંદરસ મેળવો અથવા આનંદરસના વરસાદમા ન્હાઓ–

ગમે તે પ્રકારે હવે બાહ્ય ભાવ છોડી આંતર દૃષ્ટિ જાગ્રત કરો, તમારું મૂળ સ્વરૂપ સમજો, તેને પ્રગટ કરો અને આ શુદ્ધ ચેતનાનો અનાદિ વિરહકાળ દૂર કરો

---

## ૫૬ અડતાલીસમું

રાગ—મારુ જંગલો.

***मायडी मुने निरपख किणही न मूकी, निरपख किणही न मूकी; मायडी०**
**निरपख रहेवा घणुंइ झूरी,+ †धीमें निज मति फूंकी मायडी० १**

"હે માડી ! મને કોઈએ નિષ્પક્ષ રહેવા દીધી નહિ. નિષ્પક્ષ રહેવા માટે મેં ઘણો પ્રયાસ કર્યો પણ ધીમે ધીમે મારી બુદ્ધિને (તેણે) ફુંક મારી."

ભાવ—આ અતિ અદ્ભુત પદ છે, જેમાં પરમતસહિષ્ણુતા અને ચેતનાની વિભાવદશામાં થયેલી અને થતી અતિ વિરૂપ દશાનું બહુ સુંદર રીતે વર્ણન આપ્યું છે તેનો ટકો નથી. મારા ગુરુ પં. ગંભીરવિજયજીએ તેનો બહુ સુંદર ભાવ બતાવ્યો છે તે અનુસાર નીચે અર્થ કરવામાં આવ્યો છે ચેતના તો નિરંતર શુદ્ધ જ છે, એને કર્મનો લેપ શુદ્ધ દશામાં લાગતો નથી, પરંતુ ચેતનમાં ચેતનતા ગુણ રહેલો છે તે સર્વદા તેની સાથે જ રહે છે, તેના પર કર્મનો લેપ લાગેલો દૂર થાય છે ત્યારે ચેતના શુદ્ધ થાય છે અને તે પછી તેને શુદ્ધ ચેતનાના નામથી ઓળખવામાં આવે છે બહુ કર્મમળ દૂર થાય ત્યારે પણ ચેતનાને શુદ્ધ વિશેષણથી જોડવામાં આવે છે ચેતન અને ચેતનાનો આ દૃષ્ટિથી જોતા અભેદ છે ઉપરના જુદા જુદા પદોમાં વિરહાલાપ બતાવવામાં આવ્યા છે તે શુદ્ધ ચેતનાના છે એમાં રહેલો ચેતનાધર્મ તો ચેતનજી સાથે જ છે અને જે વિરહ બતાવ્યો છે તે તો શુદ્ધચેતનાનો અને ચેતનજીનો છે આ ભાવ બરાબર સમજવાની ખાસ જરૂર છે ચેતના તેની વિભાવ

---

* માયડીને બદલે બે પ્રતમાં માડી પાઠ છે રાગ સાથે માયડી શબ્દ વધારે મળતો આવે છે અને માડી કરતાં તે વધારે હેત–પ્રેમ બતાવે છે તેથી માયડી પાઠ એકંદર વાંચી શોધ વધારે સારો લાગે છે

\+ ઝુરી ને બદલે બે પ્રતમાં ઝુરે એવો પાઠ છે ભૂતને બદલે ભૂતથી અત્યાર સુધીની સ્થિતિ બતાવનાર ઝુરે પાઠ વધારે યોગ્ય જણાય છે

† ધીમેને બદલે એક પ્રતમાં ધીંગે એવો પાઠ છે એનો અર્થ સબળ એવો થાય છે જુઓ આ જ પદની બીજી ગાથા, પરંતુ અત્ર તે પાઠ અશુદ્ધ જણાય છે ધીંગી નિજ પર કર મુકી આ પ્રમાણે પાઠ એક પ્રતમાં છે એનો અર્થ હું નિરપક્ષ રહેવા ઘણું ઝૂરી પણ મને ધમીને પોતાના અને પારકા હાથમાં ઠકી દીધી એવો થાય છે જુઓ વિવેચન.

૧ માયડી=મા માતાજી વહાલી મા. મુને=ચેતનાને. નિરપખ=નિષ્પક્ષ, એક બાજુએ ઢળી ન જનાર તેવી. કિણહી=કોઈન અપિ કોઈએ પણ. ન મૂકી=રહેવા ન દીધી. ઝુરી=પ્રયાસ કર્યો, કલ્પના કરી. ધીમે=ક્રમથી હળવે હળવે. નિજ મતિ=પોતાની બુદ્ધિ, વિચાર, મન. ફૂંકી=ફૂંક મારી.

દશામાં પણ ચેતનજી સાથે જ રહે છે, કારણ કે ચેતના અને ચેતનનો અભેદ છે. અહીં ચેતના જે ભાવ બતાવે છે તે તેની શુદ્ધ દશાની સાપેક્ષ વૃત્તિએ છે અને તેની અંદર જ વર્તમાન વિભાવદશામા તેની થયેલી સ્થિતિનું આબેહુબ વર્ણન છે. આ બહુ વિશાળ દૃષ્ટિથી લખાયલા પદનો ભાવ બહુ મધ્યસ્થ દૃષ્ટિથી વિચારવા અને સમજવા યોગ્ય છે.

ચેતના જ્યાં સુધી અશુદ્ધ દશામા હોય છે ત્યા સુધી તેને સુમતિ માટે બહુ માન હોય છે. પોતે ગમે તેવી અશુદ્ધ હોય તો પણ પોતાની વાસ્તવિક સ્થિતિને તે સમજતી હોવાથી સુમતિને અત્ર તે માડી કહીને બોલાવે છે ચેતના અત્ર માડી શબ્દ વાપરે છે તે પ્રેમસૂચક છે. સાધારણ રીતે વિચાર કરતાં આપણા મુખમાંથી મા-માડી એવો આલાપ નીકળી જાય છે અને ખાસ કરીને જ્યારે મનમાં કોઇ પણ કારણથી ખેદ કે દુઃખ થાય છે ત્યારે આ શબ્દનો ઉચ્ચાર બહુ સામાન્ય છે. માના કરતા માડી વધારે પ્રેમ સૂચવે છે અને માયડી તેથી પણ વધારે પ્રેમ સૂચવે છે અતિ પ્રેમમા એકવચનનો ઉચ્ચાર થાય છે, માનાર્થમા વપરાતું બહુવચન બોલનાર અને સાભળનાર વચ્ચે અંતર બતાવે છે. માતાને તું કહીને બોલાવવાનો વ્યવહાર વિશેષ પ્રેમ બતાવે છે, પિતાનું સન્માનાર્થ બહુવચન જરા આતરો અને વિવેકનો બાહ્ય દેખાવ બતાવે છે. અત્ર ચેતના સુમતિને જે વાત કહે છે તેની શરૂઆત 'માયડી' શબ્દના સંબોધનપૂર્વક કરે છે તે બન્ને વચ્ચેનો પ્રેમ બતાવે છે. બાકી કોઈ પણ અર્થમાં ચેતનાની મા સુમતિ થઇ શકતી નથી.* માત્ર શુદ્ધ ચેતનાનુ શુદ્ધત્વ પ્રગટ કરવાનું કારણ સુમતિ હોઇ શુદ્ધત્વજનની તરીકે તેને શુદ્ધ ચેતના એક દૃષ્ટિએ જોતા મા કહી શકે, પણ અત્ર તો ચેતના બોલે છે અને તેનુ શુદ્ધત્વ હજી હવે પ્રગટ કરવાનું છે, તેથી ઉપરના અર્થમા માયડી શબ્દ વપરાયો હશે એમ મારું ધારવુ છે.

હે સુમતિ માતાજી! હું ચેતના મારા પતિ ચેતનજી સાથે ઘણી જગ્યાએ ગઇ, પણ તમે ત્યા હાજર નહિ, તેથી મને કોઇએ નિષ્પક્ષ રહેવા દીધી નહિ. મારા પતિ તો એવા છે કે એ તો જ્યા જાય છે ત્યા તદ્રૂપ થઈ જાય છે, કોઇ પ્રકારનો વિચાર કરતા નથી, નિર્ણય કરતા નથી અને તેવી અસ્વસ્થ અવસ્થામા મને પણ સાથે ઘસડે છે. વાસ્તવિક રીતે મારા પતિએ કોઇ બાજુએ પૂર્ણ વિચાર કર્યા વગર ઢળી જવું ન જોઇએ. કોઇ પણ પક્ષ એકદમ આદરવો ન જોઇએ, તેને બદલે એ તો વિપરીત રીતે તુરત એક બાબત

---

* માયડી શબ્દનો એક બીજો ભાવ મને સ્ફુરે છે. એ અર્થમા માયડી અથવા માવડી શબ્દ કાઇક ભય અને તિરસ્કારના અર્થમા વપરાય છે દેવી વિગેરેને ઉદ્દેશીને કહેવામા આવે છે કે—'હે માવડી! હવે મને છોડ અથવા મારું ઠેકાણું પડવા દ ' આ અર્થમા માવડી શબ્દ વાપર્યો હોય તો તે માયા, મમતાને ઉદ્દેશીને ચેતના બોલી હોય એમ ગણી શકાય. ચેતના માયા, મમતાને અથવા કુમતિને કહે છે કે—હે માવડી! મને તમે તો શુ પણ કોઇએ નિરાતે બેસવા દીધી નથી આ પ્રમાણે ઉપોદ્‌ઘાત કર્યા પછી પોતાને કોણે કોણે કેવી રીતે હેરાન કરી તેનું વર્ણન ચેતના આપે છે વિ. ક.

ગ્રહણ કરી લઈ, દૃષ્ટિબિંદુ કે અપેક્ષાહેતુ વિચાર્યા વગર જુદી જુદી બાબતોને આદરી બેસે છે—તે કેવી રીતે આદરે છે તેનું સહજ વિવેચન હું હવે પછી કરી બતાવીશ. આવી રીતે પતિ જ્યારે એક પક્ષમાં ઘસડાઈ જાય છે ત્યારે મારો અને તેમનો અભેદ હોવાથી હું પણ સાથે ઘસડાઈ જાઉં છું અને જો કે હું નિષ્પક્ષ રહેવા માટે ઘણો પ્રયાસ કરું છું, અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે પતિ એવી રીતે એક પક્ષનો આદર ન કરે તો સારું; છતાં પણ પતિનો અને મારો અભેદ હોવાથી હું અંતે તેમના જેવી થઈ જાઉં છું અને તેમ થવાનું કારણ એ છે કે હું ગમે તેટલી ઝુરણા કરું છું પણ પતિ મારું સાંભળતા જ નથી. વળી હે સાહેલી! તમે ત્યાં હાજર નહિ તેથી મારું એકલીનું જોર પતિ ઉપર ચાલે પણ નહિ અને પતિ તો અજ્ઞાનદશાથી એવા આચ્છાદિત થઈ ગયેલા છે કે મારી વાત સાંભળવાને બદલે પોતાનો જે મત થયો હોય તેની છાપ મારા ઉપર મારે, મને તદ્રૂપ બનાવવા પાઠ ભણાવે અને તેમ કરીને છેવટે મને ફેરવી નાખે. હું તો જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં કોઈએ અત્યાર સુધી મને શુદ્ધ ચૈતન્યસ્વરૂપે સ્થાપન કરી નહિ, પણ હવે પછી બતાવવામાં આવશે તેવાં મારાં અનેક રૂપો પ્રગટ કરાવ્યાં, મેં તે સ્થિતિમાંથી બહાર નીકળી જવા અનેક પ્રકારની ઝુરણા કરી, પણ મારું કાંઈ ચાલ્યું નહિ અને મારી અનેક પ્રકારે ફજેતી થઈ.

ચેતના અસલ રૂપમાં શુદ્ધ હોવાથી શુદ્ધ ચેતના થવા અને એક મતમાં ઢળી ન જવા અનેક પ્રયત્ન કરે, પણ વિભાવદશાના જોરમાં અજ્ઞાનાવસ્થામાં વર્તતા ચેતનજી સાચી ખોટી દલીલથી, ઉપર ઉપરના મોહક દેખાવોથી અને કુતર્ક-વિતર્કની જાળથી એવા ફસાઈ જાય છે કે અમુક સત્યના અંશને સંપૂર્ણ સત્ય માની લેવાની અને તે સત્યના અંશ તરફ અથવા સત્યના આભાસ તરફ ઢળી જવાની પોતાની પદ્ધતિ કાયમ રાખે છે. મારા પતિને અપેક્ષાજ્ઞાન અને નયના સ્વરૂપનું જ્ઞાન ન હોવાથી તેમજ તેમની સત્યશોધક વૃત્તિ યથાસ્થિત જાગ્રત થયેલી ન હોવાથી તેઓ વારંવાર એક બાજુએ ઢળી જાય છે અને મારો અને તેમનો અભેદ હોવાથી મારી પણ એ જ સ્થિતિ થાય છે. આવે વખતે જો સુમતિનો યોગ અથવા હાજરી હોય તો સત્યસ્વરૂપનું માર્ગદર્શન પણ મારા પતિને થાય, પરંતુ સુમતિની ગેરહાજરી, અજ્ઞાનાવસ્થાનું બળ અને ચેતનજીનો મિથ્યાભાવમાં વર્તવાનો અનાદિ સ્વભાવ એટલું જોર કરે છે કે—હું ગમે તેટલું જોર કરું અને બહાર આવી પોતાનું શુદ્ધત્વ દાખવવા પ્રયત્ન કરું, તને માટે વલખાં મારું પણ ચેતનજી મારી તે સ્થિતિ પ્રગટ થવા દેતા નથી, મારી દરકાર કરતા નથી, મારી સામું દૃષ્ટિપાત પણ કરતા નથી અને પોતાનો જે મત થયો હોય જે પક્ષ તરફ પોતે ઢળી ગયા હોય તે તરફ મને પણ ઘસડે છે અને મને વધારે અશુદ્ધ બનાવે છે. પછી પતિ પાસે આવનારા સત્યના અંશો અથવા સત્યના આભાસો કપટયુક્ત હોય, અંતઃસ્ફુરિતએ તદ્દન જૂઠા હોય તો પણ તેઓ પોતાની વાત પતિને હેત્વાભાસોથી સમજાવે છે અને પતિ તેને આદરી મારી પાસે પણ તે કબૂલ કરાવે છે. મારા પતિને ? મઠધારીઓએ તેમને પોતાની જેવા બનાવ્યા અને મને પણ સાથે ઘસડી ગયા.

ચેતનાને કેવી રીતે એક પક્ષમાં તાણી જઇને તદ્રૂપ બનાવી તેનાં દૃષ્ટાન્તો હવે આપે છે તે આપણે હવે પછીની ગાથામા વિચારશું.

'ધમી નિજ પર કર ફુંકી' મને ધમકાવીને પોતાના અને પારકા હાથમા ફુકી દીધી એટલે મને પારકા હાથમા પણ ઘસડાવા દીધી અને પોતે પણ ઘસડી. મને આવી રીતે અસ્તવ્યસ્ત કરી નાખી અને મારું એક પણ રીતે યોગ્ય ઠેકાણું પડવા ન દીધું. 'ધીમે નિજ મતિ ફુંકી' એમ અસલ પાઠ છે તે એવો ભાવ બતાવે છે કે મે ગમે તેટલો પ્રયત્ન કર્યો તો પણ પોતાના વિચારની ફુંક મને મારી. યત્ર કે મંત્રથી જેમ ફૂંક મારીને સામા માણસને પોતાની અસર નીચે મૂકવામા આવે છે અને તે વખતે કબજામા આવનાર માણસનુ મન તેમ થવા રાજી હોય કે ન હોય તો પણ તેને તાબે થવું જ પડે છે, તેમ મને પતિએ એવી ફુંક મારી કે મારો શુદ્ધ સ્વભાવ વિસારી મારે ચેતનજી સાથે ઘસડાવું પડ્યુ. આ ભાવમા અને પાઠાતરના ભાવમા ઘણો ફેર છે. પાઠાતરનો ભાવ બળાત્કાર સૂચવે છે અને મૂળમા લખેલો પાઠ મંત્ર અથવા *Hypnotism*ની અસર બતાવે છે. બન્ને ભાવ બહુ સુદર છે.

ચેતનજીની અજ્ઞાનદશા એવા આવરણમા રહીને કામ કરે છે કે એને તે વખતે યથાસ્થિત વસ્તુદર્શન થાય તો પણ તે તેને સમજાતું નથી અને પોતાની જાતને તે એકદેશીય જ્ઞાનથી અને સ્વકલ્પનાજાળથી એવી તો નિકૃષ્ટ સ્થિતિમાં લાવી મૂકે છે કે પછી તેને વિશુદ્ધ સ્થિતિમા આવતા બહુ વખત લાગે છે સાધારણ વ્યવહારના પ્રસગને બાજુ ઉપર રાખીએ તો પણ ધાર્મિક પ્રસગોમા એ જ નિકૃષ્ટ સ્થિતિ સ્પષ્ટ જણાશે એનો સ્વભાવ જ અધોગામી થઈ ગયેલો હોવાથી જ્યા સુધી નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોવાની તેને ટેવ પડે નહિ ત્યાં સુધી તેની સ્થિતિમા ફેરફાર થવો સભવતો નથી. સત્યનો અશ લઇ, પોતાને પડિત સર્વજ્ઞ સમજી, કાઈક ભૂલથી, કાંઈક અભિમાનથી અને કાઇક મતિમદતાથી એક બાજુએ ઢળી જવાની ટેવને લીધે ઘણા પ્રાણીઓ વિના કારણ સંસારસમુદ્રમા અટવાયા કરે છે, ઘસડાયા કરે છે અને હેરાન થયા કરે છે એને કિનારો દેખાતો નથી, દેખાય છે તો તે તરફ સ્થિર દૃષ્ટિ રાખીને તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન થતો નથી અને સાધારણ ખડકોને કિનારા માની તે તરફ ખેચાઇ, જીવનજહાજ તેની સાથે અથડાવી સમુદ્રના વમળમા પડી ઘસડાયા કરે છે. આવી રીતે નિષ્પક્ષ રહેવાની ફુરણા કોઇ વખત થાય છે તે પણ ઉપર ઉપરની હોય છે, કિનારાને બદલે ખડકને કાઠા સમજી તે પ્રાપ્ત કરવાના પ્રયત્નને સાધ્ય પ્રાપ્ત કરવાનું લક્ષ્યબિંદુ સમજવામા આવે છે આવા સર્વ પ્રયત્નો નિષ્પક્ષ ન રાખતાં ચેતનજીને વધારે વધારે સમુદ્રમા ડુબાડતા જાય છે.

અમુક મત કે અમુક દર્શન ચેતનજીને નુકશાન કરનાર થાય કે લાભ કરનાર થાય તેનો મુખ્ય આધાર તેની સત્યગ્રાહી બુદ્ધિ ઉપર છે દરેક દર્શનમા સત્યના અશો તો રહેલા હોય

છે જ, તેને તેટલે અંશે સત્ય સમજવામાં આવે તો પછી વાંધો રહેતો નથી; પણ એ અંશને સંપૂર્ણ સત્ય માનવામાં આવે તો સત્યાગ્રહ રહેતો નથી. આ ભાવ હવે વિસ્તારથી વિચારવામાં આવશે. ચેતનાનું શુદ્ધત્વ હજુ પ્રગટ થયું નથી, તે સુમતિ પાસે ફરિયાદ કરવા માટે કહે છે કે—હે માડી! મારા કેવા કેવા હાલ કર્યાં તે સાંભળો.

આ આખું પદ નિરપખ શબ્દ પર રચાયું છે. ધાર્મિક દૃષ્ટિએ નિષ્પક્ષ રહેવાની બહુ જરૂર છે. અમુક મત કે દર્શન પોતાના છે તેથી તેનો પક્ષ કરવો ન જોઈએ, પરંતુ તેમાં જે સત્ય હોય તો તેને સત્યની ખાતર આદરવા જોઈએ. આ વિશાળ ને પક્ષપાતરહિત દૃષ્ટિથી પરમતસહિષ્ણુતા પ્રાપ્ત થાય છે. નિષ્પક્ષ શબ્દની આ વિવેચના મતદર્શનાનુસાર થઈ. આધ્યાત્મિક દૃષ્ટિએ મનની શાંતિ રાખવી, મનને સ્થિતિસ્થાપકતામાં રાખવું અને ગમે તેવા પ્રસંગે તેને ડોળાવા દેવું નહિ એ અર્થ નિરપખ શબ્દનો થઈ શકે છે. નૈતિક દૃષ્ટિએ શુદ્ધ નીતિસૂત્રોનું તેના શુદ્ધત્વ ખાતર અનુસરણ કરવું એ નિરપખ શબ્દનો ભાવ છે. ચિદાનંદજી મહારાજે નિરપક્ષ શબ્દનો આધ્યાત્મિક ભાવ બતાવતાં કહ્યું છે કે—આધ્યાત્મિક દૃષ્ટિએ આખા જગતની અવલોકના કરતાં કોઈ વિરલા પ્રાણી જ તેવા દેખાય છે. તેમણે આ ભાવ એક પદમાં બહુ સારી રીતે બતાવ્યો છે, તે તેઓના પોતાના શબ્દોમાં જ અત્ર ઉતારીએ.

અવધૂ નિરપક્ષ વિરલા કોઈ, દેખ્યા જગ સહુ જોઈ. અવધૂ
સમ રસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ* ન હોઈ;
‡અવિનાશીકે ઘરકી બાતાં× જાનેંગે નર સોઈ+ અવધૂ૦ ૧

□રાવરંકમેં ભેદ ન જાને, ¶કનક ઉપલ– સમ લેખે;
નારી **નાગણીકો નહિ પરિચય, તો શિવમંદિર દેખે. અવધૂ૦ ૨

નિંદા સ્તુતિ શ્રવણ‡‡ સુણીને હર્ષ શોક નવિ આણે;
તે જગમેં જોગીસર પૂરા, નિત્ય ××ચઢતે ગુણઠાણે. અવધૂ૦ ૩

ચંદ્ર સમાન સૌમ્યતા°° જાકી, =સાયર જેમ ગંભીરા;
¶¶અપ્રમત્ત ભારંડ÷ પરે નિત્ય ++સુરગિરિ સમ શુચિ ધીરા. અવધૂ૦ ૪

***પંકજ નામ ધરાય પંકશું, રહત કમલ જ્યું ન્યારા‡‡‡;
ચિદાનંદ××× ઐસા જન ઉત્તમ, સો સાહિબકા પ્યારા. અવધૂ૦ ૫

આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં નિષ્પક્ષ મનુષ્યની આવી સ્થિતિ હોય છે. એના મનમાં સમરસભાવ બહુ અસરકારક રીતે સ્થિત થયેલ હોય છે; એને એક વાત સ્થાપવી અને બીજી ઉથાપવી કે એવા ખોટા વાંધા એ જરા પણ પસંદ આવતું નથી; એના મનમાં રાજા અને ગરીબ, સુવર્ણ કે પથ્થર, મોક્ષ કે સંસાર સર્વ સરખા જ હોય છે; એને

* સ્થાપના અને ઉત્થાપના. ‡ નિત્ય, પરમાત્મા. × અવિનાશીના ઘરની વાતો એટલે સિદ્ધદશામાં થતી પરમાનંદમય સ્થિતિ. + તે. □ રાજા અને ગરીબ. ¶ સુવર્ણ – પથ્થર. ** સર્પિણી. ‡‡ કાન. ×× ગુણસ્થાનમાં ઉત્તરોત્તર પ્રગતિ કરતાં. °° શીતળતા. = સમુદ્ર. ¶¶ ઉદ્યોગી, આળસ-પ્રમાદ વગરના. ÷ અતિ ઉદ્યોગી પક્ષીવિશેષ. ++ મેરુપર્વત. *** કમળ. ‡‡‡ અલગ. ××× એવા.

પોતાની નિંદા સાંભળી ખેદ થતો નથી, સ્તુતિ સાંભળી આનંદ થતો નથી, એ પંકજ એટલે કાદવમાંથી ઉત્પન્ન થયેલ કમળ જેમ કાદવથી દૂર જ રહે છે તેમ વિષયમાંથી ઉત્પન્ન થયેલ છતાં વિષયથી દૂર રહે છે. આવા મનુષ્ય-નિષ્પક્ષ ચેતનો અવિનાશીના ઘરની વાતો જાણે છે અને તે સાહેબના પ્યારા છે, પરમાત્માને પગલે ચાલનારા છે અને નિરંતર ગુણસ્થાન પર આરોહણ કરી પ્રગતિ કરનારા છે. તેઓના સંબંધમા ચાર દૃષ્ટાંત બતાવ્યાં છે તે બહુ મનન કરવા યોગ્ય છે· એવા મહાત્માની શીતળતા ચન્દ્ર જેવી હોય છે, ગભીરતા સમુદ્ર જેવી હોય છે, ઉદ્યોગિતા ભારંડ પક્ષી જેવી હોય છે અને ધીરતા મેરુપર્વત જેવી હોય છે. એ ચારે મહાન્ સદ્ગુણો પર એક એક નિબંધ લખાય તેમ છે. આવા પ્રબળ તેજસ્વી પુરુષો મનની સ્થિતિસ્થાપકતા જાળવી નિંદા સ્તુતિની દરકાર કર્યા વગર પોતાના વિશુદ્ધ માર્ગ પર ચાલ્યા જાય છે અને ચિદાનંદજી મહારાજ કહે છે કે-આખી દુનિયા પર દૃષ્ટિ નાખતાં જણાય છે કે-આવા નિષ્પક્ષ મનુષ્યો બહુ વિરલ હોય છે. આ આધ્યાત્મિક દૃષ્ટિએ નિષ્પક્ષપાતપણું બતાવ્યું. ધાર્મિક વિષયના બે મોટા વિભાગ છે · એક Metaphysics દ્રવ્યાનુયોગ અને બીજો Ethics નીતિવિભાગ. પ્રથમ વિભાગ આત્મા અને અન્ય દ્રવ્યોનું સ્વરૂપ અનેક પ્રકારે બતાવે છે અને બીજો વિભાગ ચારિત્ર-વર્તનના અનેક વિભાગો, સાધનો અને મૂળતત્ત્વો બતાવે છે ચિદાનંદજી મહારાજે ethical દૃષ્ટિએ-દ્વિતીય વિભાગની અપેક્ષાએ નિષ્પક્ષપાતપણું બતાવ્યું છે. શ્રી આનંદઘનજી મહારાજે પ્રથમ વિભાગ-દ્રવ્યાનુયોગને અપેક્ષીને બતાવ્યું છે. તેના પર વિશેષ વિવેચન પ્રસગે પ્રસગે થતું જશે. ચેતનાના જૂદા જૂદા પ્રકારે કેવા હાલ કર્યા છે એ હવે આપણે શ્રી આનંદઘનજી મહારાજ સાથે વિચારીએ.

**जोगीए मिलीने जोगण कीधी, जतीएं कीधी* जतणी;**
**भगतें पकडी भगताणी कीधी, मतवासी† कीधी मतणी. मायडी० २**

"અતીત બાવાઓએ એકત્ર થઇને મને મહામાયા બનાવી, સન્યાસી પરિવ્રાજકોએ મને પરિવ્રાજિકા બનાવી; ભક્તિમાર્ગના ઉપાસકોએ મને ભગતડી બનાવી અને મસ્તાન યોગીઓએ મને તેઓના મતમા આસક્ત બનાવી."

**ભાવ**—કાનફટા જોગીઓ હાથમા ટોકરી રાખી દુકાને દુકાને માગવા નીકળે છે,

* બીજી, ત્રીજી તથા ચોથી પક્તિમા છાપેલી બુકમાં કીધીને બદલે કીનિ પાઠ છે, અર્થ એક જ છે, પણ એકે પ્રતમા તે પાઠ નથી

† છાપેલ બુકમા 'મતવાલે' એવો પાઠ છે, અર્થ એક જ છે

૨ જોગી=અતીત, પથ્થરની માળા પહેરવાવાળા મિલીને=એકત્ર થઇને જોગણ=મહામાઇ મહામાયા, યોગિણી કીધી=કરી, બનાવી જતિ=પરિવ્રાજકો, સન્યાસી જતણી=પરિવ્રાજિકા ભગતે=ભક્તિમાર્ગ રસિકે પકડી=ખેંચી લાવીને ભગતાણી=ભક્તિમાર્ગવાળી મતવાસી=મસ્તાન યોગી, અલખમા મગ્ન રહેનાર જોગી મતણી=તન્મતાસક્ત

છે જ, તેને તેટલે અંશે સત્ય સમજવામાં આવે તો પછી વાંધો રહેતો નથી; પણ એ અંશને સંપૂર્ણ સત્ય માનવામાં આવે તો સત્યાગ્રહ થતો નથી. આ ભાવ હવે વિસ્તારથી વિચારવામાં આવશે. ચેતનાનું શુદ્ધત્વ હજુ પ્રગટ થયું નથી, તે સુમતિ પાસે ફરિયાદ કરવા માટે કહે છે કે–હે માડી! મારા કેવા કેવા હાલ કર્યા તે સાંભળો.

આ આખું પદ નિરપખ શબ્દ પર રચાયું છે. ધાર્મિક દૃષ્ટિએ નિષ્પક્ષ રહેવાની બહુ જરૂર છે. અમુક મત કે દર્શન પોતાના છે તેથી તેનો પક્ષ કરવો ન જોઈએ, પરંતુ તેમાં જે સત્ય હોય તો તેને સત્યની ખાતર આદરવાં જોઈએ. આ વિશાળ ને પક્ષપાતરહિત દૃષ્ટિથી પરમતસહિષ્ણુતા પ્રાપ્ત થાય છે. નિષ્પક્ષ શબ્દની આ વિવેચના મતદર્શનાનુસાર થઈ. આધ્યાત્મિક દૃષ્ટિએ મનની શાંતિ રાખવી, મનને સ્થિતિસ્થાપકતામાં રાખવું અને ગમે તેવા પ્રસંગે તેને ડોળાવા દેવું નહિ એ અર્થ નિરપખ શબ્દનો થઈ શકે છે. નૈતિક દૃષ્ટિએ શુદ્ધ નીતિસૂત્રોનું તેના શુદ્ધત્વ ખાતર અનુકરણ કરવું એ નિરપખ શબ્દનો ભાવ છે. ચિદાનંદજી મહારાજે નિરપક્ષ શબ્દનો આધ્યાત્મિક ભાવ બતાવતાં કહ્યું છે કે–આધ્યાત્મિક દૃષ્ટિએ આખા જગતની અવલોકના કરતાં કોઈ વિરલા પ્રાણી જ તેવા દેખાય છે. તેમણે આ ભાવ એક પદમાં બહુ સારી રીતે બતાવ્યો છે તે તેઓના પોતાના શબ્દોમાં જ અત્ર ઉતારી લઈએ.

અવધૂ નિરપક્ષ વિરલા કોઈ, દેખ્યા જગ સહુ જોઈ. અવધૂ૦
સમરસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ* ન હોઈ;
‡અવિનાશીકે ઘરકી બાતાં× જાનેંગે નર સોઈ+. અવધૂ ૧
=રાવ રંકમેં ભેદ ન જાને ¶કનક ઉપલ÷ સમ લેખે;
નારી *નાગણીકો નહિ પરિચય, તો શિવમંદિર દેખે. અવધૂ ૨
નિંદા સ્તુતિ શ્રવણ‡‡ સુણીને, હર્ષ શોક નવિ આણે;
તે જગમેં જોગીસર પૂરા, નિત્ય ××ચઢતે ગુણઠાણે. અવધૂ ૩
ચંદ્ર સમાન સૌમ્યતા~ જાકી, ==સાયર જેમ ગંભીરા;
¶¶અપ્રમત્ત ભારંડ÷÷ પરે નિત્ય, ++સુરગિરિ સમ શુચિ ધીરા. અવધૂ ૪
***પંકજ નામ ધરાય પંકશું, રહત કમલ જિમ ન્યારા‡‡‡;
ચિદાનંદ ×××ઇસ્યા જન ઉત્તમ સો સાહેબકા પ્યારા. અવધૂ૦ ૫

આધ્યાત્મિક દૃષ્ટિએ જોતાં નિષ્પક્ષ મનુષ્યની આવી સ્થિતિ હોય છે. એના મનમાં સમરસભાવ બહુ અસરકારક રીતે સ્થિત થયેલ હોય છે; એને એક વાત થાપવી અને બીજી ઉથાપવી કે એવા ગોટા વાળવા એ જરા પણ પસંદ આવતું નથી; એના મનમાં રાજા અને ગરીબ, સુવર્ણ કે પત્થર, મોક્ષ કે સંસાર સર્વ સરખા જ હોય છે; એને

* સ્થાપના અને ઉથાપના. ‡ નિજ પરમાત્મા. × અવિનાશીના ઘરની વાતો એટલે શિવદશામાં થતી પરમાનંદસ્થિતિ + તે જ = રાજા અને ગરીબ ¶ સુવર્ણ ÷ પથ્થર * સર્પણી ‡‡ કાન. ×× ગુણસ્થાનમાં દરેક / પ્રગતિ કરતાં ~ શીતળતા == સમુદ્ર ¶¶ ઉદ્યોગી, આળસ-પ્રમાદ વગરના ÷÷ અતિ ઉદ્યોગી પક્ષિવિશેષ ++ મેરુપર્વત. *** કમળ ‡‡‡ અલગ ××× એવા

પોતાની નિંદા સાંભળી ખેદ થતો નથી, સ્તુતિ સાભળી આનંદ થતો નથી, એ પંકજ એટલે કાદવમાંથી ઉત્પન્ન થયેલ કમળ જેમ કાદવથી દૂર જ રહે છે તેમ વિષયમાંથી ઉત્પન્ન થયેલ છતાં વિષયથી દૂર રહે છે. આવા મનુષ્ય-નિષ્પક્ષ ચેતનો અવિનાશીના ઘરની વાતો જાણે છે અને તે સાહેબના પ્યારા છે, પરમાત્માને પગલે ચાલનારા છે અને નિરંતર ગુણસ્થાન પર આરોહણ કરી પ્રગતિ કરનારા છે. તેઓના સંબંધમા ચાર દૃષ્ટાંત બતાવ્યા છે તે બહુ મનન કરવા યોગ્ય છે· એવા મહાત્માની શીતળતા ચન્દ્ર જેવી હોય છે, ગભીરતા સમુદ્ર જેવી હોય છે, ઉદ્યોગિતા ભારંડ પક્ષી જેવી હોય છે અને ધીરતા મેરુપર્વત જેવી હોય છે. એ ચારે મહાન્ સદ્ગુણો પર એક એક નિબંધ લખાય તેમ છે. આવા પ્રબળ તેજસ્વી પુરુષો મનની સ્થિતિસ્થાપકતા જાળવી નિંદા સ્તુતિની દરકાર કર્યા વગર પોતાના વિશુદ્ધ માર્ગ પર ચાલ્યા જાય છે અને ચિદાનંદજી મહારાજ કહે છે કે-આખી દુનિયા પર દૃષ્ટિ નાખતા જણાય છે કે-આવા નિષ્પક્ષ મનુષ્યો બહુ વિરલ હોય છે. આ આધ્યાત્મિક દૃષ્ટિએ નિષ્પક્ષપાતપણુ બતાવ્યું. ધાર્મિક વિષયના બે મોટા વિભાગ છે· એક Metaphysics દ્રવ્યાનુયોગ અને બીજો Ethics નીતિવિભાગ. પ્રથમ વિભાગ આત્મા અને અન્ય દ્રવ્યોનું સ્વરૂપ અનેક પ્રકારે બતાવે છે અને બીજો વિભાગ ચારિત્ર-વર્તનના અનેક વિભાગો, સાધનો અને મૂળતત્ત્વો બતાવે છે. ચિદાનંદજી મહારાજે ethical દૃષ્ટિએ-દ્વિતીય વિભાગની અપેક્ષાએ નિષ્પક્ષપાતપણું બતાવ્યું છે. શ્રી આનદઘનજી મહારાજે પ્રથમ વિભાગ-દ્રવ્યાનુયોગને અપેક્ષીને બતાવ્યું છે. તેના પર વિશેષ વિવેચન પ્રસગે પ્રસગે થતુ જશે ચેતનાના જૂદા જૂદા પ્રકારે કેવા હાલ કર્યા છે એ હવે આપણે શ્રી આનંદઘનજી મહારાજ સાથે વિચારીએ.

**जोगीए मिलीने जोगण कीधी, जतीएं कीधी* जतणी;**
**भगतें पकडी भगताणी कीधी, मतवासी† कीधी मतणी. मायडी० २**

"અતીત બાવાઓએ એકત્ર થઇને મને મહામાયા બનાવી, સંન્યાસી પરિવ્રાજકોએ મને પરિવ્રાજિકા બનાવી, ભક્તિમાર્ગના ઉપાસકોએ મને ભગતડી બનાવી અને મસ્તાન યોગીઓએ મને તેઓના મતમા આસક્ત બનાવી."

**ભાવ**—કાનફટા જોગીઓ હાથમા ટોકરી રાખી દુકાને દુકાને માગવા નીકળે છે,

* બીજી, ત્રીજી તથા ચોથી પંક્તિમા છાપેલી બુકમાં કીધીને બદલે કીનિ પાઠ છે, અર્થ એક જ છે, પણ એકે પ્રતમા તે પાઠ નથી

† છાપેલ બુકમા 'મતવાલે' એવો પાઠ છે, અર્થ એક જ છે

૨ જોગી=અતીત, પથ્થરની માળા પહેરવાવાળા મિલીને=એકત્ર થઇને જોગણ=મહામાઇ મહામાયા, યોગિણી કીધી=કરી, બનાવી જતિ=પરિવ્રાજકો, સન્યાસી જતણી=પરિવ્રાજિકા ભગતે=ભક્તિમાર્ગ રસિક પકડી=ખેંચી લાવીને ભગતાણી=ભક્તિમાર્ગવાળી મતવાસી=મસ્તાન યોગી, અલખમા મગ્ન રહેનાર જોગી મતણી=તન્મતાસક્ત

કંઠમાં પથ્થરની માળા પહેરે છે અને અતીતના નામથી ઓળખાય છે, તેઓ હિંગળાજના ભક્ત હોય છે અને તેઓનો વેશ કાંઈક શંકર-શિવને મળતો હોય છે આવા જોગીઓ મને મળ્યા ત્યારે તેમણે મને જોગની મહામાઈ, મહામાયા બનાવી; એટલે કે ચેતના પોતે જાણે મહામાઈરૂપ હોય એમ સમજીને તેઓએ મહામાઈની આરાધના કરી તાત્પર્યાર્થ એ છે કે-આ સર્વ જગત્ માયારૂપ ભ્રમાત્મક છે, એમાં જે દેખાય છે તે વસ્તુત અજ્ઞાનને લઈને દેખાય છે, વાસ્તવિક રીતે કોઈ વસ્તુ છે જ નહિ. આપણે આ પુસ્તક હાથમાં લીધુ છે તે પણ માત્ર ભ્રમ જ છે વસ્તુતા પુસ્તક એવી કોઈ વસ્તુ હયાત છે જ નહિ. માયાવાદનુ આ પ્રાથમિક સ્વરૂપ છે, અદ્વૈતવાદીઓ એ સ્વરૂપને ભજનારા હોય છે, તેમા તેઓ પૌદ્ગલિક સ્થૂળ વસ્તુની હયાતી સ્વીકારતા જ નથી. આ માયાનો જે પારિભાષિક અર્થ થાય છે તેને રૂપક આપી તેની અતીત સન્યાસીઓ ઉપાસના કરે છે અને તે સ્વરૂપને મહામાઈ અથવા યોગિણી કહે છે એવી દેવીઓને બીજા અનેક નામ* આપવામાં આવે છે; જેવા કે મહાકાળી, મહામાયા ભદ્રેશ્વરી, હિંગળાજ વિગેરે. આ સર્વ મહામાઈઓ કહેવાય છે અને તે જ્યોતિસ્વરૂપની દેવીઓ છે અને ઉપર કહ્યું તેમ અતીત સન્યાસીઓ તેની ઉપાસના કરે છે આવા યોગીઓએ મળીને જાણે કે હુ મહામાઈ હોઉં એમ ધારી મારી ઉપાસના કરી અને મને મહામાઈ બનાવી દીધી. મતલબ એ છે કે-મહામાઈની પૂજાને શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાના સાધનરૂપ ગણી મારા પતિ મહામાઈને પૂજવા લાગ્યા અને તે માટે પોતે અતીત થઈ ગયા. વાત એમ છે કે-મને શુદ્ધ સ્વરૂપે પ્રાપ્ત કરવા માટે બીજા કોઈમાં સત્યનો અંશ હોઈ શકે જ નહિ એમ ધારી પોતાની અંધ માન્યતાનુસાર મને એક સ્વરૂપ આપી મારી આરાધના કરવા મંડી જાય છે તે વખતે પોતાની વિચારશક્તિને એવી દબાવી દે છે કે જાણે સત્ય સ્વરૂપ અન્યત્ર હોઈ શકે જ નહિ આવી રીતે પોતાના મનમા અયોગ્ય વિચાર અને નિર્ણય કરીને પછી એક બાજુ પર પતિ એવા ઢળી જાય છે કે પોતાના પક્ષ સિવાય અન્યત્ર સત્ય જોઈ શકતા નથી; પોતાથી અન્ય વિચારના માણસોને મહાપાતકી, નરકમા જનારા અધમ સમજે છે; કોઈ તેને કાફર કહે છે, કોઈ તેને નાસ્તિક કહે છે, કોઈ તેને મિથ્યામતિ કહે છે અને એવા એવાં અનેક ઉપનામો તિરસ્કારપૂર્વક પોતાથી જુદા વિચાર કરનારને આપી એક પક્ષમા ઢળી ગયા છે એમ સ્પષ્ટ બતાવી આપે છે આવી રીતે એક પક્ષને આદરી લેવો અને અન્ય પક્ષના સારાસારની વિચારણા બંધ કરી તેઓ તરફ તિરસ્કારની નજરે જોવુ એ વાત નીચેની દરેક હકીકતને લાગુ પડશે.

વળી યતિ એટલે સન્યાસીએ મળીને મને પરિવ્રાજિકા બતાવી. સન્યાસીને જતિ કહેવામા આવે છે સન્યાસીઓ એની આરાધના કરે છે જૈનના સાધુઓને અસલ યતિ કહેવામા આવતા હતા અને હાલ ગૃહસ્થ અને સાધુ બન્ને ધર્મથી ભ્રષ્ટ થયેલા, ધર્મને નામે આજીવિકા કરનારને જતિ કહેવામા આવે છે પણ તેઓ યતજીની સેવા કરતા નથી.

* આગાઉના પદના વિવેચનમાં શૈવ મત નીચે આ મતનુ વિવેચન લેવામાં આવશે. જુઓ પૃ૦ ૪૯૭

મને કે કમને તેઓ ઉપાસના તો શ્રીઅરિહંત દેવની જ કરે છે તેથી તેવા યતિઓ ચેતનાને જતણી બનાવી દે એ અર્થ બંધબેસતો થતો નથી. જે રૂપ પુરુષ ધારણ કરે અને તદનુસાર જેનું જે નામ પડે તદનુસાર તેવું રૂપ ધારણ કરનાર સ્ત્રીનું કહેવામા આવે છે. યતિનું રૂપ ધારણ કરનાર સ્ત્રીને યતણી કહેવામાં આવે છે અને અતીતનું રૂપ ધારણ કરનારને મહામાયા કહેવામા આવે છે. કહેવાનો ભાવ એ છે કે–અતીત તથા સંન્યાસીઓએ મારું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાને બદલે મને અશુદ્ધ ચેતનામય કરી દીધી. મારું ચૈતન્યરૂપ પ્રગટ કરવાનું તો બાજુ ઉપર રહ્યું પણ તેને બદલે મને એક તદ્દન અશુદ્ધ અથવા વિપરીત રૂપ આપી એક પક્ષમા બેસાડી દીધી. જોગી અને જતીમા ફેર એટલો હોય છે કે જોગી દેવીના ભક્ત હોય છે ત્યારે સંન્યાસીઓ અભેદ માર્ગને અનુસરનાર હોઇ બહુધા શિવભક્ત અથવા કોઈ કોઇ પરબ્રહ્મને માનનાર અભેદવાદી હોય છે. શ્રી આનંદઘનજીનો હેતુ કોઇ ધર્મ ઉપર આક્ષેપ કરવાનો નથી, કોઈ મતને નરમ પાડવાનો નથી. તેઓનો આશય એ છે કે–જેણે જે મત સ્વીકાર્યો તેણે આખો ઊઘાડીને મને જોઇ જ નથી, સ્વમતમા અંધ આસક્તિ અને પરમતની વિચાર વગરની નિંદા એ તદ્દન અગ્રાહ્ય મતનો સ્વીકાર ઘણાખરા આગ્રહી પ્રાણીઓએ અત્યાર સુધી કરી, એક પક્ષમા ઢળી જવાની સ્થિતિ વિના કારણે અને વિના લાભે પ્રાપ્ત કરેલી છે

કેટલાક પ્રાણીઓ ભક્તિમાર્ગને અનુસરનારા હોય છે ગાવુ, બજાવવુ અને પ્રભુના ચરણોમા સર્વ સમર્પણ કરી દેવુ, જ્ઞાન અને કર્મયોગને ગૌણ કરી નાખવા એ ભક્તિમાર્ગનો મત છે. તેઓ એમ માને છે કે મુક્તિ તો ભક્તિમાર્ગથી જ પ્રાપ્ત થઇ શકે છે. અન્ય સર્વ માર્ગના નિષેધપૂર્વક પ્રભુને સ્થૂળ રૂપ આપીને તેના ચરણોમાં આસક્ત રહેવું, તેના ગુણગ્રામ કરવા અને પોતાનું સર્વસ્વ તેમને અર્પણ કરવુ એ ભક્તિમાર્ગનો* સિદ્ધાન્ત છે વલ્લભાચાર્ય, રામાનુજ, સ્વામીનારાયણ વિગેરે અન્ય સર્વ માર્ગના નિષેધપૂર્વક ભક્તિમાર્ગને માનનારા હોય છે અને તેઓ ભક્તિમાર્ગને એટલું બધુ પ્રાધાન્ય આપે છે કે અન્ય કોઇ યોગદ્વારા મુક્તિ પ્રાપ્ત થઇ શકે એમ તેઓ સ્વીકારી પણ શકતા નથી. ભક્તિ અનેક પ્રકારની છે અને તેથી એકાગ્રતા કેટલીક વખત બહુ સારી થાય છે, પણ જો સાધનને સાધ્ય માની તેમાં જ એકાત હિત માનવામા આવે તો કાર્યકારણભાવનો વિનાશ થાય છે અને શુદ્ધ વસ્તુસ્થિતિ કદિ પ્રાપ્ત થતી નથી. ભક્તિયોગનુ એક યોગ તરીકે સ્વરૂપ બહુ વિસ્તારથી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા આપવામા આવ્યુ છે રાવણ વિગેરે જિનેશ્વરની પરાભક્તિ કરી મહાલાભ પ્રાપ્ત કરી ગયા છે તે વાતનો અહીં નિષેધ નથી, પરંતુ એકલી ભક્તિમા અન્યના નિષેધપૂર્વક સર્વસ્વ માનવુ એ પક્ષગ્રાહીપણુ બતાવે છે અને તે ચેતનાને શુદ્ધ બનાવવામા આડું આવે છે

* વૈષ્ણવ મતના સંપ્રદાયનુ વિવેચન ચાળીશમા પદની પ્રથમ ગાથાના વિવેચનમા થઇ ગયુ છે જુઓ પૃષ્ઠ ૪૧૬.

એ જ પ્રમાણે ૐ ૐ કરનારા, હાથમાં ચીપીઓ રાખી ફરનારા, અલખ મતના યોગીઓ ચેતનાને તે મતની બનાવે છે અને કહે છે કે અલખમાં મગ્ન રહેવું, ૐનો ઉચ્ચાર કરવો અને દુનિયાની જંજાળ છોડી દેવી. આવી રીતે જે જે સોબતીની સંગતમાં હું પડી, તેણે મને પોતાના જેવી બનાવી દીધી, તેના મતમાં ધર્મનું સર્વસ્વ મૂકી દીધું અને ઉઘાડી રીતે જાહેર કર્યું અથવા પોતાના વર્તનથી બતાવી આપ્યું કે પોતાના મત સિવાય અન્યત્ર સત્ય હોઈ શકે જ નહિ. દર્શનમોહ એવો આકરો છે કે મુગ્ધ જીવોને ખાસ તે ઊંધા પાટા બંધાવી છતી આંખે અંધત્વ લાવી આપે છે. મતનો આગ્રહ એટલો સજ્જડ ચોંટી જાય છે કે પછી અન્ય તરફ દૃષ્ટિપાત કરવાનો ખ્યાલ પણ રહેતો નથી, વિચાર પણ આવતો નથી અને મન પણ થતું નથી. આવા એકપક્ષી ધોરણથી કરેલા નિર્ણયો કેટલીક વખત એવી ધર્મની ખોટી લડાઈઓમાં પરિણામ પામે છે કે—જો ઇતિહાસ તપાસ્યો હોય તો તેમાં અંધપણાની અનેક લડાઈઓ થયેલી જોવામાં આવશે. સ્વમતઆગ્રહથી વિકળ થયેલા ચક્ષુને અન્યદર્શનના જ્ઞાનની ઇચ્છા પણ થતી નથી અને આવી રીતે સ્વમત આગ્રહમાં ચાલ્યા જ જવાય છે. શુદ્ધ ચેતના કહે છે કે—આવી રીતે હું જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં મારું એકાંત સ્વરૂપ થતું ગયું, મારા ઉપર મેલ વધતો ગયો અને મારું શુદ્ધ ચેતન સ્વરૂપ પ્રગટ થતું અટકતું ગયું. વ્યવહારમાં ચેતનની આવી જ સ્થિતિ થાય છે તે પુખ્ત વિચાર કરીને અવલોકન કરવાથી બરાબર સમજાશે.

*राम भणी रहमान ×भणावी, अरिहंत पाठ पढाई;+
घर घरने हुं धंधे विलगी, अलगी जीव सगाई. मायडी० ३

"હું રામ શબ્દ બોલી, મને રહેમાન શબ્દનો પાઠ કરાવ્યો અને અરિહંત શબ્દનો પાઠ કરાવ્યો—(આવી રીતે) હું ઘર ઘરના ધંધે લાગી પણ આત્માનું સગપણ દૂર રહ્યું."

ભાવ—જુદા જુદા મતમાં મને પકડી જઈને મારી પાસે પોતપોતાનો સ્વાર્થ સાધવા સારુ મતવાળાઓએ મારી પાસે અનેક નામો લેવરાવ્યાં. કોઈ વાર મારી પાસે રામ શબ્દનો ઉચ્ચાર કરાવ્યો. હું જ્યાં જઉં, હાલું ચાલું ત્યાં 'રામ રામ' એમ ઉચ્ચાર કરવા લાગી. વળી કોઈ મુસલમાન મતવાળા મળ્યા તો તેણે મારી પાસે 'રામ' શબ્દ મૂકાવી દઈ 'રહિમાન' શબ્દનો ઉચ્ચાર કરાવ્યો; એટલે હું ત્યારપછી 'રહિમાન' 'અલ્લાહો અકબર'

* છાપેલી બુકમાં ચોથી ગાથાને ત્રીજી મૂકી છે અને આ ગાથાને ચોથી મૂકી છે. સબંધ પ્રમાણે તે ખોટું છે અને સર્વ પ્રતમાં આ ગાથાને ત્રીજી ગાથા તરીકે મૂકી છે.

× રામ ભણાવી રહેમ ભણાવી એમ પાઠ એક પ્રતમાં લખ્યો છે.

+ પઢાઈને બદલે છાપેલી બુકમાં પઢાઈ પાઠ છે.

૩ રામ=રામ શબ્દ. ભણી=બોલતી હતી. રહેમાન=રહિમાન, અલ્લા શબ્દ. ભણાવી=પાઠ કરાવ્યો. અરિહંત=ભદંત, વીતરાગ. પાઠ=ઉચ્ચાર. પઢાઈ=બોલાવ્યો, કરાવ્યો. ઘર ઘરને=પોતપોતાનાં ઘરને. ધંધે=ધંધામાં કામમાં. વિલગી=લાગી, મને વળગી. અલગી=અળગી દૂર રહી. જીવસગાઈ=આત્માનું સગપણ.

એવો ઉચ્ચાર કરવા લાગી. વળી જૈન મતવાળા મળ્યા તો તેણે મારી પાસે 'અરિહંત અરિહંત' 'જિન જિન'નો ઉચ્ચાર કરાવ્યો; એ જ પ્રમાણે કોઇએ 'બજરંગ'નો પાઠ, કોઇએ 'હરિ'નો પાઠ, કોઇએ 'કૃષ્ણ'નો, કોઇએ 'બુદ્ધ'નો, કોઇએ 'બ્રહ્મ'નો અને કોઇએ અનેક દેવ દેવીનો મારી પાસે પાઠ કરાવ્યો. એમાં રામ કોણ હોઇ શકે? રામ શબ્દનો અર્થ શું? તેનામા દેવત્વનો સદ્ભાવ છે કે નહિ અને તેઓનો ઉચ્ચાર કરવાથી મારી પોતાની શુદ્ધ દશાને અંગે મને શું લાભ પ્રાપ્તવ્ય છે, તેનો વિચાર મારા પતિ ચેતનજીએ કદિ કર્યો નથી અને મને પાઠ પઢાવનારે કરાવ્યો નથી. લોકોને અનુસરવા સારુ જેમ ફાવ્યું તેમ ઉચ્ચાર કરાવ્યો છે અને મેં તે પ્રમાણે ઉચ્ચાર કર્યો છે. તે જ પ્રમાણે ક્યા ગુણની પ્રાપ્તિથી અરિહંત થવાય છે? તેમનામાં દેવપણું કેવા પ્રકારનું છે? એમના નામોચ્ચારથી મારા શુદ્ધત્વપણાના વ્યક્તીકરણને અંગે શું લાભ થવો સંભવિત છે? એ બાબતનો અત્યાર સુધી કોઇએ મારી પાસે વિચાર કરાવ્યો નથી. रमते इति रामः રમણ કરે તે રામ, પણ કોણ રમણ કરે? ક્યા રમણ કરે? શા માટે રમણ કરે? એના રમણને અને મારા ચેતનજીના રમણને લેવાદેવા શું? અથવા અરિ એટલે શત્રુને હણનાર તે 'અરિહંત.' શત્રુ કોણ? કોના? તેને હણવા શા માટે? કેવી રીતે હણવા? હણવામા દ્વેષનો સદ્ભાવ ખરો કે નહિ? શત્રુને હણીને શું કરવું? વિગેરે વિગેરે બાબતનો મારી પાસે વિચાર કદિ કોઇએ કરાવ્યો નથી. દરેક મતવાળા આજીવિકા ચલાવવા માટે વાડા બાંધી બેસી ગયા છે અને આંખો મીંચી રાખી મને તેમા ઘસડી લઇ જાય છે. જેવી રીતે પોપટ શબ્દોચ્ચાર કરી પોતાના માલેકને આનંદ આપે છે તેમ હું રામ રામનો અથવા ઉપર જણાવ્યા તેવા પાઠોનો ઉચ્ચાર કરી ગઇ, પણ તેનો હેતુ કે સાધ્ય સમજાવવા કોઇએ પ્રયત્ન કર્યો નથી. આ ચેતનજી પોતે જ અરિહંત છે અથવા થઇ શકે તેવા છે, સ્વયં ભગવાન્ સ્વરૂપ છે, સ્વરૂપ વ્યક્ત કરવા માટે તેમણે પુરુષાર્થ કરવાની જરૂર છે, આત્મા એ જ પરમાત્મા છે—એ વાત મને હજુ કોઇએ સમજાવી નહિ

વસ્તુસ્વરૂપ મને કોઇએ સમજાવ્યું નહિ પરંતુ સર્વેએ મારી પાસે પોતપોતાના ઘરના ધંધા કરાવ્યા મારી પાસે જે જે નામો લેવરાવ્યા તે પરમાર્થ માટે નહિ પણ સાંસારિક હેતુ માટે લેવરાવ્યા સ્થૂળ સુખ મેળવવા માટે, વ્યવહારમા પ્રથમ ખુરશી પ્રાપ્ત કરવા માટે, લોકોની પ્રીતિ સંપાદન કરવા માટે, પૈસા પેદા કરવા માટે અને એવા એવા બીજા અનેક સ્થૂળ વિચારથી મારી પાસે જૂદા જૂદા નામોચ્ચાર કરાવ્યા અને એમ કરીને મારો સંસાર વધારી મૂક્યો. પોતાના અનુયાયીઓની મોટી સંખ્યા દેખાડવા માટે મને તાણી ખેંચીને પોતાના મતમા લઇ જઈ સારા કપડા પહેરાવીને મને વરઘોડામા ફેરવી, મતની ખોટી લડાઇઓ લડાવી અને એવા એવા અનેક કામો કરાવ્યા, પણ રામ શબ્દની સાધ્યવાચ્યતા સમજાવી નહિ, બતાવી નહિ, જણાવી નહિ અને આત્માની સગાઇ તો

નિરંતર મારાથી દૂર જ રાખી, ચેતનનો અને મારો ખરો સંબંધ શું છે અને મારું વાસ્તવિક સ્વરૂપ વ્યક્ત કરવાનું શું કારણ છે અને તે કેમ થઈ શકે તે વાત દૂર ને દૂર રાખી; મને જુદા જુદા મતમાં લઈ જઈ પૃથક્ પૃથક્ નામો મારી પાસે લેવરાવ્યાં પણ ચેતનજીની સગાઈ તો તેમાં કોઈ જગ્યાએ જોવામાં આવી જ નહિ, શોધતાં માલૂમ પણ પડી નહિ, આવું એ નામોની સાથે ચેતનજીને કંઈ સંબંધ હોય એવું જણાયું પણ નહિ. બધી જગ્યાએ ઉપર ઉપરની ટાપટીપ, ધામધુમ અને સ્પષ્ટ રીતે કહું તો બાહ્ય ભાવ જોવામાં આવ્યો. ચેતનનું શુદ્ધ સ્વરૂપ કેમ પ્રગટે? તે વિભાવમાં જતો કેમ અટકે? તેની વિચારણા, તે પ્રમાણે વર્તન અને તદનુસાર કર્તવ્યપરાયણતા તો મારા જોવામાં આવી જ નહીં. જુદા જુદા વાડામાં જેમ મોટી સંખ્યામાં જનાવરો રહે છે અને ચારો ચરે છે તેમાંના એકની જેવી સ્થિતિ હોય તેવું સ્વરૂપ ચેતનજીનું પ્રત્યેક વાડામાં જતાં થયું છે એથી વિશેષ ઠીક થયું હોય એવું મારા જોવામાં આવ્યું નથી.

શ્રી આનંદઘનજી મહારાજે બરાબર આવો જ ભાવ ચૌદમા શ્રી અનંતનાથજીના સ્તવનમાં બતાવ્યો છે

> ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં તત્ત્વની વાત કરતાં ન લાજે;
> ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડીયા કલિકાલ રાજે

એ આખા સ્તવનનો ભાવ ખાસ વિચારવા યોગ્ય છે. ખુદ જૈન ધર્મના અનુયાયીઓ પણ વાડા વાડાના ભેદમાં એવા આસક્ત થઈ ગયા છે કે તેઓનાં મોઢામાં તત્ત્વની વાત શોભતી પણ નથી; તેઓ તત્ત્વની વાત કરે છે તે એક પ્રકારની તેઓની ધૃષ્ટતા જ છે, આનંદઘનજીની શુદ્ધ દૃષ્ટિએ તો તેઓ એક પ્રકારનું ઉદરભરણનું—આજીવિકા ચલાવવાનું જ કામ કરે છે આવો ઉગ્ર પ્રકારનો વિચાર લેવાનું કારણ એ જણાય છે કે—ગચ્છનો મમત કેટલીક વાર એટલો સજ્જડ મન પર ચોટી જાય છે કે પોતાથી અન્ય ગચ્છના સાધુઓને શુદ્ધ ગુણ પ્રગટવાનો સંભવ પણ હોઈ શકે એમ ગચ્છાગ્રહીઓને લાગતું નથી વાસ્તવિક રીતે ગચ્છના ભેદો નિયમભેદને લઈને થયેલા છે, પરંતુ વ્યવહારપરિણતિમાં આ ચેતન એટલો ઉતરી જાય છે કે પછી નિષ્પક્ષ રહી શકતો નથી. મતમતાંતરની વિચારણામાં અને એક મતના પેટા વિભાગોમાં એવી ખરાબ સ્થિતિ પ્રાપ્ત થાય છે કે તેનો વિચાર કરતાં ત્રાસ આવી જાય. દુનિયામાં ધર્મને નામે અનેક લડાઈઓ થઈ છે, કેટલીકવાર ઉપર ઉપરથી શાંત દેખાતા માણસો પણ ધર્મને નામે લોહીની નદીઓ ચલાવે છે, ધર્મને નામે અનેક પ્રકારના કપાપો કરે છે અને ધર્મને અને ચેતનજીને શું સંબંધ છે તેનો કદિ વિચાર કરતા નથી. આવા પ્રાણીઓ ધર્મને એક પ્રકારનો સંસાર બનાવી દે છે, ધમાધમી કામ કરાવી આપે છે અને તન્નિમિત્તે પોતાની આજીવિકા ચલાવે છે ધર્મનો રોજ ધારનારને માનસન્માન બહુ મળે છે, કારણ કે આર્યાવર્તના લોકોનું પ્રાથમિક શિક્ષણ ધર્મ તરફ રુચિ બતાવવાનું હોય છે આવી સ્થિતિનો લાભ લઈને ધર્મને નામે

અનેક ધતીંગો ચાલે છે. તે સર્વ ધતીંગોની વિગતો આપવાનો અત્ર અવકાશ તેમ જ જરૂર નથી, સર્વના અનુભવનો તે વિષય છે. વાત વિચારવાની એ છે કે-ધર્મને નામે એવા ગોટા ચાલે છે કે તે સંબંધમા આંખ ઉઘાડીને જોવાની ખાસ જરૂર છે. અમુક ધર્મની આચરણા કરવાથી જ સાધ્યપ્રાપ્તિ થતી નથી, ખાસ વિચારણા ચેતન અને ચેતનાનો સંબંધ વિચારવાની અને તેને શુદ્ધ સ્વરૂપે પ્રગટ કરવાની હોવી જોઇએ અને તેમાં ધર્મને નામે પણ જેટલા પ્રત્યવાયો આવે તે સર્વ ત્યાજ્ય સમજવા જોઇએ. ચેતનાની કેવી સ્થિતિ થઇ છે તે હજુ પણ વિચારીએ.

*कोईए मुंडी कोईए लोची, ×कोईए केश लपेटी;
+कोई जगावी कोई सुती छोडी, –वेदन किणही न मेटी. मायडी० ४

"કોઇએ મારું મસ્તક મુડાવ્યુ, કોઇએ લોચ કરાવ્યો, કોઇએ મવાળાવડે મને વિંટી દીધી, કોઇએ મને જગાડી, કોઇએ ઊંઘતી તજી દીધી, (પણ) મારી વેદના કોઇએ મટાડી નહિ."

**ભાવ**–માડી! મારા કેવા કેવા હાલ કર્યા તે તો તમે સાભળો. કોઇએ મારા પતિના દાઢી-મુછ અને માથું મુડાવ્યા અને કોઇએ બાલનો લોચ કરાવ્યો. કેટલાક પંથના સાધુઓ મુંડન કરાવે છે તે પ્રસિદ્ધ છે. જૈન ધર્મના સાધુઓ માથે તથા દાઢી-મુછે લોચ કરાવે છે ધર્મનુ યથાર્થ સ્વરૂપ સમજ્યા વગર માત્ર ઉપર ઉપરનો દેખાવ કરવા માટે અથવા પોતાની ધર્મી તરીકે છાપ પાડવા માટે માત્ર માથુ વિગેરે મુંડાવવામાં આવે અથવા તે તે સ્થાનો પરના બાલનો લોચ કરવામા આવે તો તે અપારમાર્થિક છે સ્થૂળ શરીરની દરકાર ન કરતા તેને દરેક પ્રકારે કષ્ટ આપી તેનામા ત્રણ પ્રકારની યોગસ્થિરતા લાવવી અને ખાસ કરીને રાગદ્વેષની પરિણુતિ ઓછી કરી ચિત્તને સ્થિર કરી દેવું એ લોચાદિ કષ્ટનો હેતુ છે તે ન કરતા માત્ર બાહ્ય ભાવ ધારણુ કરવા માટે અને લોકોમા ધર્મને નામે વહીવટ ચલાવવા માટે મુંડન કે લોચનો ઉપયોગ કરવામા આવે તો ચેતના

---

* 'કેણે' એવો પાઠ છાપેલી બુકમા છે 'કોઇ મુડી કોઇ લોચી' એવો પાઠ એક પ્રતમા છે એક પ્રતમા 'કોઇ મૂકી કોઇ લુચી' એવો પાઠ છે મૂકી એટલે મૂક કરી, બોલતી બંધ કરી

× 'કેણે કેસે લપેટી' એવો પાઠ છાપેલી બુકમા છે

+ છાપેલી બુકમા 'એક પખો મે કોઇ ન દેખ્યો' એ પ્રમાણે ત્રીજી પક્તિ આપી છે તે પ્રમાણે કોઇ પ્રતમા નથી એ પક્તિ પાચમી ગાથાની ત્રીજી પક્તિ તરીકે આવશે

– એક પ્રતમાં 'માહરી વેદના કિણહી ન મેટી' એવો પાઠ છે માહરી શબ્દની જરૂર નથી, ગાન કરતા તે પાઠ ઉતાવળ કરીને બોલવો પડે છે

૪ મુડી=મસ્તક મુડાવ્યુ લોચી=લોચ કરાવ્યો કેશ=મવાળા–બાલવડે લપેટી=વિંટાળી. જગાવી=જાગ્રત કરી મેટી=મટાડી

જાગ્રત થતી નથી, ઉલટી તે વધારે અશુદ્ધ થતી જાય છે અને માયાકપાયથી કર્માર્જિત વધારે થાય છે અને તેનો રસ પણ વધારે અને આકરો તીવ્ર થઈ પડે છે. શાસ્ત્રકાર તેટલા માટે કહે છે કે—આ જીવે મેરુ પર્વત જેટલો ઊંચો ઢગલો થાય તેટલા ઓઘા મુહપત્તિ કર્યા છે. મતલબ અનેક વાર બાહ્ય દૃષ્ટિએ ચારિત્ર લીધું અને મસ્તક મુંડન કરાવ્યું, પરંતુ તેથી કાંઈ વળ્યું નહિ. બાહ્ય દૃષ્ટિએ ગમે તેટલી ક્રિયા કરવામાં આવે તેમાં યથાર્થ દૃષ્ટિએ કાંઈ લાભ થતો નથી. એ તો એક પ્રકારનો બાહ્ય વેશ જ છે. શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાય એક સ્થળે કહે છે કે—

> મુંડ મુંડાવત સબહી ગડરીઆ, હરિણ રોઝ વન ધામ.
> જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ સહતુ હૈ ઘામ. જસ
> એતે પર નહિ યોગકી રચના, જો નહિ મન વિશ્રામ,
> ચિત અંતર પટ છલનેકું ચિંતવત, કહા જપત મુખ રામ.
> જબ લગ આવે નહિ મન ઠામ.

માથું મુંડાવવાથી, વનમાં રહેવાથી, જટા ધારણ કરવાથી, ભસ્મ લગાવવાથી અથવા મજૂરી કરવાથી લાભ થતો હોય તો ગાડર (ઘેટાં), હરણ, રોઝ અને ગધેડા એ સર્વ કરે છે, પરંતુ એ બાહ્ય ભાવ પર યોગની રચના થતી નથી, બાહ્ય ભાવથી રામનું નામ લેવામાં આવે પરંતુ મનોયોગની સ્થિરતા ન હોય તો સર્વ નકામું છે. એ જ પદમાં આગળ તેઓશ્રી કહે છે કે—

> વચન કાય ગોપે દૃઢ ન ધરે, ચિત્ત તુરગ લગામ,
> તામેં તુ ન લહે શિવસાધન, જ્યું કણ સૂને ગામ. જસ૦

માટે છેવટે કહે છે કે—

> પઢો જ્ઞાન ધરો સંજમ કિરિયા, ન ફિરાવે મન ઠામ
> ચિદાનંદઘન સુજસ વિલાસી, પ્રગટે આતમ રામ. જસ

આ વસ્તુસ્થિતિ છે એવો શુદ્ધ સાચો ઉપદેશ આપનારા અને તેને યથાર્થ સ્વરૂપે સમજનારા બહુ અલ્પ હોય છે. ચેતનાની અહીં જે ફરિયાદ છે તે માથું મુંડાવવાની કે લોચ કરાવવાની બાબત નથી, તેના કહેવાનો આશય એ છે કે—ચેતનજીએ મુંડન અને લોચમાં પરિપૂર્ણતા માની લીધી છે પણ મન વચન કાયાના યોગોની લગામ હાથ કરવા માટે એ તો શિવસાધન છે. સાધનને જે સાધ્ય માની લેવામાં આવે તો મહાઅનર્થ થઈ જાય અને કમનશીબે ચેતનજીના સંબંધમાં એમ વારંવાર બન્યું છે. તેથી ચેતનજીને કહે છે કે—તમે જો આત્મારામને પ્રગટ કરવા ઇચ્છતા હો તો સંયમક્રિયા કરો, જ્ઞાન ભણો અને તે ઉપરાંત ખાસ કરીને મનને ઠેકાણે ઠેકાણે રોલાવો નહિ, એને સ્થિર રાખો, એને અંકુશમાં રાખો. મનની ચંચળતા કેવી છે અને એને સ્થિર કરવાની કેટલી જરૂર છે તે સંબંધમાં શ્રી આનંદઘનજી મહારાજે 'મનડું કિમહી ન બાજે હો કુંથુજિન' એમ કહીને

સત્તરમા શ્રીકુંથુનાથજીને ઉદ્દેશીને બહુ સુંદર સ્તવન રચ્યું છે જેનો ભાવ પણ આ સાથે વિચારવા યોગ્ય છે.

પ્રથમ પંક્તિમા 'કેણે મૂકી કેણે લૂંચી' એવો પાઠ છાપેલી બુકમાં છે. મૂકી એટલે મુંગી કરી. મતલબ એ છે કે–કોઇએ મારા પતિને મૌન ધારણ કરાવ્યું. ભાવનગરમા મારા જોવામાં એક સંન્યાસી આવ્યો હતો. તે બોલતો નહિ, લખી આપતો હતો. સાથે સ્લેટ રાખતો અને લખીને વાત કરતો હતો. આવા પ્રકારના મૌનથી લાભ નથી. વચન ઉપર અંકુશ રાખવાની જરૂર છે. કારણ વગર અથવા વિચાર વગર નકામું બોલ્યા કરવું એ સર્વથા ત્યાજ્ય છે. પણ બાહ્ય દૃષ્ટિએ વચનનો ઉચ્ચાર ન કરવો અને તેને બદલે સાનથી કે લખાણથી બોલવાના વિચારો વ્યક્ત કરવા એ વખતનો નકામો વ્યય અને અન્ય ઉપર ઉપકાર કરવાના પ્રાપ્ત થયેલા પ્રસંગનો ગેરવાજબી રીતે નાશ છે. જો વચનનો ઉચ્ચાર ન કરવાથી જ લાભ હોય તો ચૌરેન્દ્રિય સુધીના સર્વ જીવોને સ્પષ્ટ ભાષા હોતી નથી તે જરૂર લાભ પ્રાપ્ત કરે જ, પરંતુ વાત એમ નથી. પ્રસગે બોલવું હોય ત્યારે વચનસમિતિ રાખવી અને કારણ ન હોય ત્યારે વચનગુપ્તિ રાખવી આ બન્ને યોગ માર્ગ છે પ્રભુભક્તિ, પ્રતિક્રમણાદિ ક્રિયા, અન્યને સદુપદેશ અને એવા બીજા યોગ્ય પ્રસંગે વિચાર કરીને પરને હિત કરનાર હોય તે પ્રિય રીતે વદવામા આવે તો તેમા કોઈ પ્રકારની અડચણ હોવી ન જોઇએ. સાધ્યને લક્ષ્યમાં રાખી ઉપયોગપૂર્વક વચનનો વિલાસ કરવામા આવે તો અનેક જીવો પર સીધી અને આડકતરી રીતે મહાઉપકાર થઈ શકે છે. સર્વ જીવને શાસનરસિક કરી મોક્ષમા લઇ જવાની જે ઇચ્છા તીર્થંકર મહારાજને પૂર્વ ભવમાં થઇ હોય છે અને તેને લઇને જ તેઓ તીર્થંકરનામકર્મના દળિયા એકઠા કરે છે તેની પરાકાષ્ઠા બાર પર્ષદા સમક્ષ ઉપદેશ દેવામા જ આવે છે અને તે વખતે તેઓ વચનનો વિલાસ કરે છે. બાહ્યદૃષ્ટિ જીવોને ફસાવવા ખાતર અથવા પોતાનું માન વધારવા સારુ ઉપર ઉપરથી બોલવું નહિ અને બોલવાનું પરિણામ જે અન્યને વિચાર બતાવવાનું હોય છે તે સંજ્ઞા અથવા લખાણ-થી બતાવવુ એ તો એક પ્રકારની ધૃષ્ટતા લાગે છે ચેતનાની ફરિયાદ એ છે કે–મને મુંગી કરી અને મારી પાસે ખાલી ડોળ કરાવ્યો, મતલબ ચેતનજી આવી રીતે મુંગા રહ્યા અને જાણે પોતે મૌન યોગી હોય એવો તેઓએ ડોળ ઘાલ્યો આના સંબંધમા શ્રી મુનિસુંદરસૂરિ મહારાજ શ્રી અધ્યાત્મકલ્પદ્રુમના ચૌદમા અધિકારમા કહે છે કે "વચનની અપ્રવૃત્તિ માત્રથી કોણ કોણ મૌન ધારણ કરતું નથી? પણ અમે તો વચનગુપ્તિવાળા પ્રાણીઓ નિરવદ્ય વચન બોલે છે તેઓની સ્તવના કરીએ છીએ *તું નિરવદ્ય (નિષ્પાપ) વચન બોલ, કારણ કે સાવદ્ય વચન બોલવાથી વસુ રાજા વિગેરે શીઘ્ર ઘોર નરકમા ગયા છે." આ પ્રમાણે હકીકત હોવાથી ડોળ ઘાલનારનો યોગમા પણ ઉપયોગ નથી એ હકીકત સ્પષ્ટ

* વસુ રાજાની કથા તથા સમિતિ ગુપ્તિના વિવેચન માટે અધ્યાત્મકલ્પદ્રુમ–અધિકાર ચૌદમાના શ્લોક ૬–૭ પરનુ વિવેચન જુઓ પૃ૪. ૪૪૧–૭ (દ્વિતીયાવૃત્તિ)

થઈ હશે; પરંતુ મારા પતિએ તો દંભની ખાતર મને મૂંગી કરી એટલે કે પોતે મુંગા રહ્યા અને એવા મૌનમાં પરિપૂર્ણતા માની એટલું જ નહિ પણ એથી બીજી રીતે પ્રાણીનો મોક્ષ થઈ શકે એ સ્વીકારવાની કે સમજવાની પણ ના પાડી

વળી કોઈએ મોટા મોટા કેશ-બાલ વધારીને જટામાં મને લપેટી દીધી, મતલબ કે પોતે જટાધારીનો વેશ ધારણ કર્યો. કોઈએ ઉપર જણાવ્યું તેમ લોચ કરાવ્યો, કોઈએ મુંડન કરાવ્યું અને કોઈએ માથે બાલની જટા વધારી. ઉપાધ્યાયજી મહારાજે ઉપરના પદમાં વટવૃક્ષ (વડ) જેમ જટા-વડવાઈઓ વધારે છે એમ જણાવ્યું છે એમ મેં પણ નવીન નવીન વેશ ધારણ કર્યાં આવા બાહ્ય વેશથી કોઈનું કાંઈ વળ્યું નથી અને વળવાનું નથી મહાયોગીઓનો પાઠ ભજવનાર નાટકી પડદાની અંદર જતા પાછો અસલ સ્થિતિમાં આવી જાય છે ભર્તૃહરિ જેવા યોગી કે હરિશ્ચંદ્ર જેવા સત્યપ્રિય રાજાનો પાઠ ભજવીને આવે છે ત્યારે હૃદયમાં તો તદ્દન કોરા જ હોય છે એ હકીકત સર્વ જુએ છે પણ સમજવા જેવી વાત એ છે કે-પાઠ ભજવતી વખત પણ તે પોતાના મનમાં સમજે છે કે હું તો પચ્ચીશ પચ્ચાસ રૂપિયાનો પગારદાર ભાડુતી વર છું આવી સ્થિતિને લઈને પાઠ ભજવ્યા પછી તો શું પણ પાઠ ભજવતી વખત પણ તેની સ્થિતિ જરા પણ ઉચ્ચ થતી નથી, તેના વિચાર વાતાવરણમાં જરા પણ ફેરફાર થતો નથી અને તેની ભાવનાસૃષ્ટિ જરા પણ ઉન્નત થતી નથી. માત્ર તેની ઉદરવૃત્તિનું નિમિત્ત નાટકનો પાઠ થાય છે; તેવી રીતે મુંડન, લોચ કે જટાધારણનો પાઠ ભજવતી વખત પણ તે બિલકુલ લાભનાં કારણ થતાં નથી, અને કેટલીક વાર ઉલટા દંભના નિમિત્તને લઈને કષાયદ્વારા વિશેષ હાનિ કરનાર, કર્મમળને સવિશેષ રસનો પુટ આપનાર થઈ પડે છે *'જટા જટાધર પટા પટાધર, છતા છતાધર તાતા' એ વાત બરાબર થઈ ગઈ છે એવી રીતે જટાધારીઓ જટામાં એટલા મગ્ન રહે છે કે જટાથી બહાર સત્યનો સમાવેશ કે સદ્ભાવ હોઈ શકે એ તેઓના ખ્યાલમાં પણ આવી શકતું નથી.

વળી કોઈએ મને જગાડી. અલખ જગાવવાને નામે, ધુણી ધખાવવાને નામે અથવા હઠયોગાદિ કરવા માટે મને જાગ્રત કરવાનો દેખાવ કર્યો અથવા દુઃખગર્ભિત વૈરાગ્યદ્વારા મને જાગ્રત કરી. મારી વસ્તુગત શુદ્ધ દશા જાગ્રત કરવા ખાતર અથવા મારા તરફના અવિચળ પ્રેમ ખાતર મને જાગ્રત કરી નહિ, પણ સંસારનાં દુઃખથી ડરી જઈને અથવા કષ્ટ સહન કરવાની પોતાની અશક્તિને લઈને પછી 'અશક્તિમાન્ ભવેત્ સાધુ' એ નિયમાનુસાર મને જાગ્રત કરવાનો દેખાવ કર્યો. દુઃખ કે મોહગર્ભિત વૈરાગ્ય ગમે તેટલો હોય તો પણ તે ઘણે દરજ્જે બીનઉપયોગી થાય છે તે અન્યત્ર આપણે વિસ્તારથી જોયું છે×

* પદ સત્તાવીશમું પ્રથમ ગાથા.

× જુઓ હરિભદ્રસૂરિકૃત અષ્ટક ૧ ૩

વસ્તુત: જ્યાં સુધી શુદ્ધ જ્ઞાનપૂર્વક વૈરાગ્ય ન થાય ત્યાં સુધી વાસ્તવિક લાભ થતો નથી એ સત્ય વારંવાર ઠસાવવાની જરૂર નથી. આથી અલખને નામે કે વૈરાગ્યને નામે કે એવા બીજાં અનેક ઉપનામે મને જાગ્રત કરી, પરંતુ તેની સાથે વસ્તુસ્વરૂપનું શુદ્ધ જ્ઞાન ન હોવાથી મને જાગ્રત કરવાને બદલે મારી શોકોને જ જાગ્રત કરી એવી કમનશીબ વાત બની ગઈ છે. વળી કેટલાક પ્રાણીઓ મને જાગ્રત કરવાના પ્રયાસમા જગાડી શક્યા નહિ ત્યારે કેટલાક તો ખુલ્લી રીતે મને સુવાડવા જ મંડી ગયા. તેઓ બોલે છે કે–' આ દુનિયામા ચેતના એવી વસ્તુ જ ક્યાં છે ? તે કેવી રીતે હોઈ શકે ? આ ભવનું છતું સુખ છોડી દઇ પરભવનું કાલ્પનિક સુખ લેવા દોડવું એના જેવી અજ્ઞતા કઇ હોઇ શકે ? માટે ખાઓ, પીઓ, એશઆરામ ભોગવો, અમનચમન ઉડાવો, એમાં જ સાર છે, બીજા બધા ફાંફા છે અને ફાંફા ખાતર મળેલ સુખ મૂકી દો નહિ. ભૂખ્યા રહેવામા, બ્રહ્મચર્ય પાળવામા કે બીજા ત્યાગમા સુખ છે જ નહિ, હોઇ શકે જ નહિ, તર્કથી તે બંધબેસતુ નથી, વિગેરે વિગેરે. આ પ્રમાણે બોલીને કેટલાકે મને સુવાડી દીધી. અથવા કેટલાક કબૂલ કરે કે ચેતના છે, તે કર્મઆવૃત છે અને ઉપાયથી તેનો મોક્ષ છે, છતાં પણ તેમણે મોહમા આસક્ત રહી મારી સંભાળ ન લેતા મને સુવાડી મૂકી, મારી ઉપેક્ષા કરી, મારા સબંધમાં વિચાર પણ ન કર્યો અને મને વિસારી દીધી.

આવી રીતે કોઇએ મુંડન કરાવ્યું, કોઇએ લોચ કરાવ્યો અને કોઇએ જટા વધારી, કોઇએ મને જગાડી અને કોઇએ સુવાડી દીધી, પણ અત્યાર સુધી મને પતિવિરહથી અનાદિ કાળથી વેદના થાય છે તે કોઇએ મટાડી નહિ, કોઇએ જરા પણ તે વેદનાને ઓછી કરી નહિ. વાત એવી બનતી કે મારા પતિને જરા વ્યવહારનુ સુખ મળે કે તે સસારમા લપટાઈ જતા, જો કોઈ વાર મને જાગ્રત કરવાનો પ્રસગ મળે તો તેઓ એક પક્ષમા તણાઇ જતા અને એક નુતન પ્રકારનો સસાર શરૂ કરી દેતા, આથી કરીને સારા અથવા ખરાબ સયોગોમા મારા પતિનો મારે વિરહ ભાગી જાય અને હુ તેઓને મળું એવુ કાઇ થયુ નહિ અને તેથી મારી વિરહવ્યથા હજી સુધી એવી ને એવી કાયમ રહી છે. મારા પતિ ઉપર ઉપરના સ્વરૂપસાધનમા એવા આસકત થઇ જાય છે અને તેમા તેઓને એટલો આનંદ આવે છે કે મારી સાથે મેળાપ કરવામા થતા અથવા થનારા આનંદનો તેઓને ખ્યાલ પણ આવતો નથી અને તેથી અમારો ઘાટ હતો તેવો ને તેવો ચાલ્યો જાય છે. માથા પર બાલ વધારીને કે મુડાવીને પણ પાછા મારા નાથ એવા કાર્યો કરવા મંડી જાય છે કે તેથી કર્મસમૂહ વધારે પ્રાપ્ત થાય છે, જે વિશિષ્ટ હેતુઓથી મુડનાદિ કરાવવામા આવે છે તે એકદમ તેઓના ખ્યાલ બહાર ચાલ્યા જાય છે અને તેથી મારી વિરહવેદના મટતી નથી. કહેવાની મતલબ એ છે કે–મુડનાદિ ક્રિયા કરવાથી જે ચેતનગુણો પ્રગટ થવા જોઇએ તે મારા નાથ એક પક્ષમા ઢળી જતા હોવાથી તેમાનું કાઇ પણ થતુ નથી, એક ગુણ પણ પ્રગટ થતો નથી અને ઉલટુ મુડનાદિ સાધન માન અને માયારૂપ કષાયપરિણતિ જેનો સર્વથા ત્યાગ

કરવાથી જ હું શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ થઈ શકું છું તે વધવાના કારણો તેથી બને છે મારા નાથ માયા, મમતાને મંદિરે આ મુંડનાદિ કાર્ય કરાવ્યા પછી પણ રમ્યા જ કરે છે અને એ વાતથી મને વિરહવ્યથા વધારે લાગે છે આથી લોચ, મુંડન, જટા વિગેરેથી મારી વેદના કોઈએ મટાડી નથી. હજુ પણ મારા કેવા હાલ કર્યાં તે માટે ! સાંભળો

> कोई* थापी कोई उथापी, कोई चलावी कोई राखी;
> +एक मनो में कोई न दीठो, ×कोईनो कोई नवि साखी मायडी० ५

" કોઈએ મને સ્થાપન કરી, કોઈએ મને ઉપાડી મૂકી, કોઈએ મને ઉપજાવીને વિનાશી, કોઈએ રાખી મૂકી—મેં કોઈને એક સરખા અભિપ્રાયવાળો જોયો નહિ અને કોઈ કોઈનો સાક્ષી થાય—ટેકો આપે એવું પણ મેં જોયું નહિ. "

ભાવ—મારા જૂદી જૂદી જગ્યાએ કેવા હાલ થયા તે માટે તમે જુઓ તો ખરાં ! કોઈએ મારી વિચિત્ર રીતે સ્થાપના કરી વલ્લભ અને રામાનુજ સંપ્રદાયવાળા શુદ્ધ દ્વૈત મત સ્વીકારનારા છે, તેઓ પુરુષ અને પ્રકૃતિનો ભેદ પાડી બન્નેને અલગ રાખે છે અને પુરુષ ઈશ્વરને ઈચ્છા થવાથી અણુમાં પ્રકૃતિયોગ થાય છે એમ કહી બન્નેનો ભેદ સ્વીકારે છે તેઓ ચેતનમાં ઈશ્વરનો અંશ છે એમ માની કોઈ વખત ચેતનમાં અને કોઈ વખત પ્રકૃતિમાં અસ્તિત્વનો સ્વીકાર કરે છે એક સરખી રીતે તો કોઈ બે મતવાળા મારો સ્વીકાર કરતા નથી, પરંતુ સામાન્ય રીતે ભેદમાર્ગ સ્વીકારનારા મારી એક અંશે સ્થાપના કરે છે અંશ ગ્રાહી સત્યને સર્વથા સત્ય સમજી લેવાની તેઓની લાલચને લીધે તેઓ મારું સત્ય સ્વરૂપ તો સમજી શક્યા નહિ પણ તેઓએ મારી સ્થાપના કરી ખરી. ચેતના ઈશ્વરકૃત શા માટે હોય ? તેને અને ઈશ્વરને શું સંબંધ હોઈ શકે ? અને શા માટે હોઈ શકે ? એ વાત તો કોઈ સમજી શક્યું નહિ; પરંતુ ચેતના વદન નથી એવો નકાર આ ભેદવાદીઓ ભણ્યા નહિ તેથી તેઓએ મારું સ્થાપન કર્યું એમ કહી શકાય.

વળી કેટલાક મતવાદીઓએ કહ્યું કે—પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતના સંયોગે ચેતના ઉત્પન્ન થઈ હોય એવો ભાસ થાય છે, વાસ્તવિક રીતે ચેતનની

---

* કેણે તે થાપી કેણે ઉથાપી, કેણે ચલાવી કિણ રાખી આ પ્રમાણે પાઠ એક જગ્યાએ છે

\+ ત્રીજી પંક્તિને સ્થાને કેણે જગાડી કેણે સુવાડી એ પંક્તિ છપેલી બુકમાં છે જેનું વાસ્તવિક સ્થાન ચોથી ગાથામાં ત્રીજી પંક્તિ પર છે તે ઉપર જુઓ. એક પખો એવો પાઠાંતર એક જગ્યાએ છે

× કોઈનું કોઈ નથી સાખી અથવા કોઈનું કો નવ સાખી એવા પાઠાંતરો છે અર્થ તો સર્વનો એકનો એક જ છે

૫ થાપી=સ્થાપન કરી. ઉથાપી=ઉત્થાપન કરી, ઉપાડી મૂકી. ચલાવી=ઉપજાવીને વિનાશી. રાખી=રાખી મૂકી પકડી મૂકી. એકમનો=એક અભિપ્રાયવાળો. સાખી=સાક્ષી, એક બીજાને બરાબર વાત કરી કરાવી આપે તેવો માણસ.

વ્યક્તિ જુદી છે જ નહિ. પંચ મહાભૂતનો સંયોગ મટી જાય એટલે પાછું જેમ હતું તેમ થઇ જાય છે એમ ભૂતવાદી કહે છે. ઇશ્વરનો અંશ જુદો પડ્યો છે તે જુદો માયાના આવરણથી લાગે છે, પ્રલયકાળે સર્વ એક થઇ જશે. નેતિ નેતિ વિગેરે અદ્વૈત, શુદ્ધાદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈતના પ્રણેતાઓએ મારું વ્યક્તિત્વ દૂર કર્યું, ફેંકી દીધુ અને તેથી સર્વથા મને ઉથાપી દીધી. બૌદ્ધ અનુયાયીઓએ ક્ષણિકવાદ સ્વીકાર્યો, મીમાસકોએ અદ્વૈતવાદ સ્વીકાર્યો, શંકરાચાર્યે શુદ્ધ અદ્વૈત સ્વીકાર્યો અને તેમ કરીને મારું વ્યક્તિત્વ દૂર કરી મને ઉપાડી મૂકી. એમા માયાવાદને અંગે ઇશ્વરનો ને જગત્‌નો સંબંધ અને ખાસ કરીને આવી રચનાની ઘટના કરવાના કારણ વિગેરેમા કોઇનો એકમત જોવામાં આવ્યો નહિ. અભિપ્રાયવશાત્ સ્વમત સ્થાપન કરવા માટે બુદ્ધિ પહોચી શકી ત્યાં સુધી ચાલ્યા ગયા, પરંતુ જ્યાં વાત અટકી પડી ત્યા વિચાર ન કરતાં સ્વમતસ્થાપનની ઝુંબેશમાં મારું તાત્ત્વિક સ્વરૂપ બહાર પાડવા કોઇએ પ્રયત્ન કર્યો નહિ.

વળી કોઇએ મને વ્યક્તિ તરીકે સ્વીકારી મારો વિનાશ કર્યો, એટલે મારું વ્યક્તિત્વ માની પ્રલય વખતે મારો નાશ માન્યો. આવી રીતે માનનારા ભેદવાદીઓ છે. તેઓ ચેતના છે એમ માને છે પણ પ્રલય વખતે સર્વનો નાશ માનીને પછી વિશુદ્ધ અશુદ્ધ કર્મફળનો જે ગોટાળો થાય છે તેનો ખુલાસો આપ્યા વગર રહેવા દે છે. આવી રીતે મને ચલાવી એટલે વ્યક્તિભેદે મારા અસ્તિત્વનો સ્વીકાર કર્યો. કારણ તેમ ન કરે તો કૃતનાશ અને અકૃતઅભ્યાગમ દૂષણો થાય, પરંતુ મારો સ્વીકાર કર્યા પછી પાછો કૃતનાશ થાય છે તે વાત વિસરી ગયા.

વળી કોઇએ કહ્યું કે-ચેતના અનાદિ છે, ઇશ્વરકૃત છે, તેનો અંશ છે અને પાછળથી તેમા મળી જાય છે આ પ્રમાણે મારા સબંધમા વાત કરી મને રાખી મૂકી, તદ્દન ઉપાડી મૂકી નહિ.

બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો મને સ્થાપન કરનાર રામાનુજ અને વલ્લભ સંપ્રદાયવાળા સમજવા, ઉત્થાપનાર નાસ્તિક મતવાળા સમજવા અને કોઇક અંશે અદ્વૈત, શુદ્ધાદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત મતવાળાને સમજવા ચલાવનાર અને રાખનાર વૈશેષિક મતવાળા અને વેદાન્તીઓ સમજવા. વૈશેષિક મતવાળા પુરુષ અને પ્રકૃતિનો ભેદ માને છે અને સૃષ્ટિને ઇશ્વરકૃત કહે છે, પરતુ તેઓના મત પ્રમાણે ઇશ્વરનું કાર્ય એટલું નામનું રહે છે અને તેઓ ન્યાયના વિષયને ખાસ અનુસરનાર હોવાથી ઇશ્વરકૃત સૃષ્ટિ માનવામા આવતા દોષો એવી સારી રીતે સમજી શકે છે કે બરાબર પૃથક્કરણ કરતા તેઓ સૃષ્ટિને ઇશ્વરકૃત માનતા જ નથી એમ કહેવામા કશો બાધ આવે તેમ નથી.

આવી રીતે અનેક જગ્યા પર હું ગઇ તો ત્યા એકમનવાળા મે જોયા નહિ. એક

મતમાં અને બીજા મતમાં ભેદ, એક મતની અંદર પણ વિચારઐક્યતાની ગેરહાજરી અને જ્યાં વાસ્તવિક ચર્ચા કરવાનો પ્રસંગ આવે ત્યાં મૂળ સવાલને વિસારી દઈ શબ્દની મારામારી જોવામાં આવી. એક સરખા વિચારવાળો, બાપપુર સર હરેક કોટિની તુલના કરનાર, અરસપરસ દલીલોનો સંબંધ વિચારી શાંત મગજે હકીકત સમજનારો કોઈ મારા જોવામાં આવ્યો નહિ. વાદવિવાદમાં મારામારી, સત્ય સમજવાની સ્થિરતાનો અભાવ, સ્વમતસ્થાપન માટે અનેક પ્રકારના વિચિત્ર પ્રયાસ અને પરમતસહિષ્ણુતાની અથવા તેનો સત્યાંશ સ્વીકારવાની પણ ગેરહાજરી મારા જોવામાં આવી. ચેતનજી પણ ઉપર ઉપરથી ભેદ કરે છે અને જુએ છે, વસ્તુધર્મનું સ્વરૂપ સમજવા ઊંડાણમાં પ્રવેશ કરતા નથી અને દંભ, માયા અને સંસાર આસક્ત પ્રાણીઓ ઉપર ઉપરથી ત્યાગી હોવાનો ડોળ ઘાલી મારા પતિને અનેક પ્રકારે ફસાવે છે તેમાંથી તેઓ સત્ય જોઈ શકતા નથી, તારવી શકતા નથી, સમજી શકતા નથી અને આવી રીતે હું તો ઘણી જગ્યાએ ગઈ પણ ત્યાં કોઈને એક સરખા અભિપ્રાય વાળા જોયા નહિ. એકમનોને બદલે ' એકમતો ' એક મતવાળો, ચોક્કસ અભિપ્રાયવાળો મે કોઈ જોયો નહિ એ પાઠ હોય તો વધારે બંધબેસતો આવે એમ લાગે છે; પરંતુ એવો પાઠાંતર કોઈ પણ પ્રતમાં નથી. એનો અર્થ એકસરખા અભિપ્રાયવાળો એમ થાય છે આત્મા સંબંધી જ્ઞાનમા હે સાહી ! અન્ય જગ્યાએ હજુ સુધી એવો એક પણ માણસ નથી જોયો કે જ્ઞાનમા આગળ પાછળ અથવા અરસપરસ વિરોધ ન આવતો હોય આત્મા જે જ્ઞાનથી વિશુદ્ધ થાય, તેનું સ્વરૂપ સ્પષ્ટ સમજાય અને તેમાં કોઈ પણ પ્રકારનો વિરોધ ન આવે તે સ્થાપન કરનારને 'મત કહેવો યુક્ત છે, બીજા કુમત કહેવાય. આવી રીતે જેને 'મત કહી શકાય, મતના નામને યોગ્ય હોય એવો કોઈ મારા જોવામાં આવ્યો નથી. મારા પતિ અનેક નાચ નાચ્યા, તેમણે અનેક વેશો ધારણ કર્યાં, તેમણે બહુ બહુ દર્શનોનો અભ્યાસ કર્યો, પરંતુ એ સર્વમાં સર્વ સત્યમય મત મારા જોવામા આવ્યો નહિ. અથવા પાઠાંતર વિચારીએ તો મે કોઈને નિષ્પક્ષ જોયો નહિ. જે જે મારા સંબંધમાં આવ્યા તે સર્વ પોતપોતાના મત ખેંચતા હોય એમ જોવામા આવ્યું છે. કદાગ્રહથી સ્વમતસ્થાપનાનો દૃઢ આગ્રહ અને સત્ય સમજવાની ઉપેક્ષા મેં તો સર્વત્ર જોઈ છે જ્યાં સુધી ચેતનજી ઉપર ઉપરના ભેદ કર્યા કરે ત્યાં સુધી તે નિષ્પક્ષ બને નહિ અને તેનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ થાય નહિ. પદના લખનારે આ પક્ષવાદમા સર્વ મતને લઈ લીધા છે તે તેઓનું નિષ્પક્ષપણું બતાવી આપે છે પૂદ જૈન મત જેના અનુયાયી કવિ છે તેના સંબંધમાં પણ તે કહે છે કે-જો ત્યા ચેતનાને જાગૃત કરવાનો પ્રકાર હોય તો સત્ય સ્વરૂપ પ્રાપ્ય છે પરંતુ જો ત્યાં પણ ચેતનાને ઘર ઘરને ધંધે વળગાડી દીધી તો પછી તેનું કાંઈ સ્હેતુ નથી અને તેને નિષ્પક્ષ થવાને પ્રાપ્ત થયેલો પ્રસંગ તે ગુમાવી બેસે છે જે વિશાળ દૃષ્ટિથી આ હકીકત શ્રીઆનંદઘનજી મહારાજે લખી છે તે બરાબર વિચારવા યોગ્ય છે

આવી રીતે જેનાં મનમા જેમ આવ્યું તેમ તેઓ મારી સાથે વર્ત્યા મતસ્થાપનાર,

ઉત્થાપનાર, ચલાવનાર કે રાખનાર સર્વ ઘરઘરના ધંધા કરે છે, પરંતુ એના સાક્ષી શોધીએ તો કોઇ મળે તેમ નથી. એક હકીકત સ્થાપન કરવા માટે જેમ ન્યાયાસન પાસે સાક્ષી રજૂ કરવા પડે છે અને સાક્ષીની તપાસ અને ઉલટપાલટ તપાસ ઉપરથી સત્ય શોધી કાઢવામા આવે છે તેવુ અત્રે કાંઈ નથી. અત્રે તો એકની વાત બીજો ઉપાડી મૂકે છે, સર્વ પોતપોતાને ઠીક લાગે તેમ હાકે છે અને કોઇ એક બીજાના સત્યના અંશને માટે થતી પ્રતીતિ પણ કબૂલ ન કરતાં પોતપોતાની વાત જ કર્યા કરે છે. આવા દુરાગ્રહને લીધે હે માડી ! હું નિષ્પક્ષ રહી શકો નથી.

સર્વ સત્યના અંશ સમજનાર અને નય તથા પ્રમાણુના જ્ઞાનની વાતો તર્કથી ગળે ઉતરી શકે તેવી દલીલ કરનાર શ્રીજિનેશ્વરના સર્વ સત્યગ્રાહી જ્ઞાનમાં પણ જો ઘરના ધંધા ખાતર ચેતનાને પ્રેરવામા આવે તો તે એકપક્ષી બની જાય છે. ઉપર ઉપરની ધામધુમ, ગચ્છના તકરારો અને મતમતની લડાઇઓથી ચેતનાની સ્થિતિ ત્યા પણ કેવી થઇ ગઇ છે તે અવલોકન કરીએ તો આપણે સમજી શકીએ તેમ છીએ. આવી રીતે હે માડી ! હું તો જ્યા ગઇ ત્યા મારે અનેક દુ ખ સહન કરવા પડ્યાં છે, કેટલીક વાર તો મારું અસ્તિત્વ પણ સુકાઈ ગયુ છે, કેટલીક વાર મારી હયાતી નકામા જેવી બની ગઈ છે, કેટલીક વાર મારું સ્વરૂપ છિન્નભિન્ન થઇ ગયું છે. આવી રીતે મારે માથે સમ્યગ્ જ્ઞાનને અભાવે મારા પતિએ અથવા મારા પતિના વિભાવમિત્રોએ એટલુ કર્યું છે કે–હુ તમને તેનું વર્ણન આપી શકતી નથી વાત એક જ કે–સત્ય સમજનો ગંભીર પ્રયાસ અત્યાર સુધી બહુ થોડાએ કર્યો છે અને તેને લઇને મારી વર્તમાન અતિ દુ ખદ સ્થિતિ પ્રાપ્ત થઇ છે. મેં નિષ્પક્ષ રહેવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ અત્યાર સુધી મારામા જે મતની ફૂંક મારવામા આવી તેને હું વળગી પડી છુ અને તેને લઇને એક પક્ષમા ઢળી ગઇ છું.

**धींगो* दुरबलनें ठेलीजें, ठींगे× ठींगो बाजे;**
**अबळा ते किम+ बोली शकीए, बड जोद्धाने÷ राजे. मायडी० ६**

"જબરો–બળવાન માણુસ નબળાને હરાવે છે, મજબૂતે મજબૂત માણુસ લડે છે (અને તેમની લડાઇ જામે છે). (પણ અમે તો) અબળા સ્ત્રી તે આવા મોટા યોદ્ધાના રાજમા બોલી પણ કેમ શકીએ ?"

---

* 'ધીંગઇ દુરબલનઇ ઠેલીજે' એવો પાઠાંતર એક પ્રતમા છે

× 'ઠીંગે ઠીંગો વાજે" એ પ્રમાણે પાઠાંતર તે જ પ્રતમા છે અર્થ એક જ છે

+ 'અબલા ઇમ કિમ બોલી શકી' એ પ્રમાણે પાઠાંતર છે

÷ 'એવડુ જોધાને રાજે' એ પ્રમાણે પાઠાંતર પ્રતમા છે 'એ' અક્ષર ત્રીજી પંક્તિ સાથે લેવાની રાગ પ્રમાણે જરૂર લાગે છે 'એવડુ' એ શબ્દ બેસતો નથી આ પાઠાંતર વિચારવા યોગ્ય છે.

૬ ધીંગો=જબરો દુરબળ=નબળા માણસને ઠેલીજે=હરાવે છે ઠીંગો=મજબૂત બાજે=લડે અબળા=સ્ત્રી બડ જોદ્ધા=મોટા યોદ્ધા, લડવૈયા રાજે=રાજમા, સત્તામા

ભાવ—દુનિયામા એવો નિયમ છે કે જબરો-વાચાળ અથવા બળવાન માણસ હોય તે લડાઇમા નિર્બળ મનુષ્યને હરાવી દે છે, એટલે લડાઇ થાય ત્યારે તે લડાઇના વિષયને અંગે જે બળવાન હોય તે જીતે છે અને બળહીન હોય છે તે હારે છે કેટલીક લડાઇ શબ્દની હોય છે, કેટલીક શસ્ત્રની હોય છે કેટલીક ભાલા બંદુકની હોય છે સ્થળ અને લડાઇના વિષયને અંગે જે જેમાં બહાદુર હોય છે તે તેમા વિજય પામે છે પણ લડાઇની જમાવટ તો સરખે સરખા મજબૂત હોય છે ત્યારે જ થાય છે એક પક્ષ ઘણો મજબૂત હોય ત્યારે તો લડાઇનુ પરિણામ શુ આવશે તે ધારી શકાય છે અને પહેલેથી કહી શકાય છે; પણ સરખે સરખા મજબૂત માણસો લડાઇમાં ઉતરે ત્યારે લડાઇ પણ જોવા જેવી થાય છે ને પરિણામની ખબર પડતી નથી કમનશીબે હાલની ચેતનજીની બાબતમાં લડાઈ છે તે પીંઆ અને દુબલની છે અને તેથી પરિણામ ધારી શકાય છે ઠીગે ઠીગાની લડાઇ હોય તો કાંઇ પણ આનંદ આવે તેમ નથી એક બાજુએ મોહરાજા તેના પ્રબળ પરિવાર અને મહારથી યોદ્ધાઓ સાથે બહાર આવે છે, પોતાની સાથે કષાય, નોકષાય, ઇંદ્રિયો અને યોગો જેવા પ્રબળ સેનાનીઓને લાવે છે વેદ જેવા તેના મહારથીઓ છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ પોતપોતાના પ્રબળ પરિવાર સાથે બહાર પડ્યા છે અને સમ્યક્ત્વ, મિશ્ર અને મિથ્યાત્વમોહની જેવી પ્રતિદ સ્રીઓને પણ લશ્કરમા સાથે લાવેલ છે આની સાથે ચેતનજી વિપરીત, માયા મમતાના દાસ થઇ ગયેલ, પોતાના પરિવારનાં નામો પણ ભૂલી ગયેલ છે એવા વિરુદ્ધ સંયોગોમા લડવુ તો બાજુ ઉપર રહ્યુ પણ એવા બડયોદ્ધાના રાજમાં માસ જેવી અબળા એક અક્ષરનો ઉચ્ચાર પણ કરી શકે નહિ એ સ્વાભાવિક છે પતિ જો હમણા જાગ્રત થઈ જાય, પોતાનુ સ્વરૂપ વિચારે અને તેને જાગ્રત કરવા નિશ્ચય કરે, પોતાના ખાસ પરિવારને યુદ્ધમાં ઉતરવા સારુ આમંત્રણ આપે તો તેમનામાં એટલુ અચિંત્ય વીર્ય છે કે સર્વેને એક સપાટામાં હરાવી દઈ, પોતાની પાસેથી તો શુ પણ તમામ જગ્યા પરથી તેને હસેલી શકે; પરંતુ હાલ તો તેઓ પોતાનુ બળ એકઠુ કરતા નથી અને મોહરાજાના સમીપવર્તીઆ પણ થતા નથી, ઉલટુ મોહરાજા વિરુદ્ધ કોઈ તેઓને વાત કરે છે ત્યારે મારા પતિ એવુ બોલનારની સાથે સામા છેડાઇ પડે છે અને મોહરાજા સાથે પોતાને યુદ્ધ કરવાનુ છે એ વાત જ વિસરી જાય છે આવાં કારણોને લઈને મારે તો ચુપચુપ બેસી રહેવુ પડે છે અને મારા પતિ મોહરાજાના રાજ્યમા એટલા આસક્ત બની ગયા છે કે તેઓ તે જેમ કહે તેમ હાજી હા કરે છે મારે—ચેતનાને પણ તેમની સાથે ઘસડાવુ પડે છે આપને સુવિદિત છે કે હું પતિથી જુદી નથી, પતિ જ્યાં જાય ત્યા મારે જરૂર જવુ તો પડે જ છે અને પતિ કહે તેમ કરવુ પડે છે. પતિ તો હાલ મોહરાજાના રાજ્યમા તેઓ કહે તેમ કરે છે, તેઓના નચાવ્યા નાચે છે અને તેના હુકમ ઉઠાવે છે નિજાશ ભૂલી જાય છે કે આ વિભાવમિત્રો તો પારકા છે અને તજી જનારા તથા તજવા યોગ્ય છે અને આ ભૂલને પરિણામે મારે પતિ સાથે મોહરાજા સામે

લડવાને બદલે તેઓના હુકમ માન્ય કરવા પડે છે અને તેને લઈને પતિ નિરન્તર દબાયલી સ્થિતિમા સંડોવાયલા જ રહે છે.

ચેતના એના શુદ્ધ સ્વરૂપમા હોય તો અતિ વિશુદ્ધ છે, નિર્મળ સ્ફટિક રત્ન જેવી છે, પરંતુ ચેતનજી જયારે વિભાવદશાના અંકુશમા હોય છે ત્યારે ચેતનાનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ થતું નથી. નિષ્પક્ષ રહેવા માટે વસ્તુસ્વરૂપના સમ્યગ્ જ્ઞાનની ખાસ આવશ્યકતા છે. જયા સુધી ચેતનજી મિથ્યાત્વની અસર નીચે હોય છે ત્યા સુધી એને તત્ત્વબોધ થતો નથી અને તેથી એકાત સ્વરૂપ શોધવા અને વિચારવામા પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે છે અને મતિકલ્પનાથી ચાલ્યો જાય છે. આવે પ્રસગે તે ઉપર જણાવ્યુ તેમ સત્યના અંશને પૂર્ણ સત્ય સમજી તેના ઉપર મક્કમ રહે છે અને સંસારસમુદ્રમા અટવાયા કરે છે. જ્યાં સુધી પ્રમાણજ્ઞાનયુકત સત્ય સ્વરૂપ સમજાય નહિ ત્યાં સુધી શુદ્ધ સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ થાય નહિ અને તેમ બને નહિ ત્યા સુધી ચેતના કદિ નિષ્પક્ષ થઈ શકે નહિ એ તો દરેક બાબતમા એવે પ્રસગે એક બાજુ પર ઢળી જાય છે અને મિથ્યાજ્ઞાન ચેતનજીને તે બાજુ પર એવા આગ્રહી બનાવી દે છે કે પછી તે શુદ્ધ વસ્તુજ્ઞાન પ્રાપ્ત કરવાની સ્થિતિમા પણ ઘણા કાળ સુધી આવી શકતો નથી અને તે વખતે મોહરાજા પોતાનુ જોર એવા પ્રબળપણે વાપરે છે કે ચેતના કાઇ બોલી પણ શકતી નથી અને ચેતનજી મિથ્યાજ્ઞાનની અસરમા રહીને વસ્તુ-સ્વરૂપ વિચારી શકતા નથી. ચેતનાને હાથે અથવા ચેતના પાસે તેવા પ્રસંગોમા( વિભાવ-દશામાં ) કેવા કેવાં કામો કરાવ્યા છે તેનું સ્વરૂપ ચેતના પોતે જ કહે છે તે નીચે વિચારીએ છીએ, પરંતુ અત્ર કહેવાનું તાત્પર્ય એ છે કે–ચેતના એ વખતે નિષ્પક્ષ રહી શકતી નથી મોહરાજા જેવા પ્રબળ સેનાની સાથે ચેતનજી લડવાનો વિચાર પણ કરે નહિ, કરે ત્યારે પોતાના સેનાનીઓને ઓળખે પણ નહિ એવી અણઘટતી લડાઇ થાય એમા કાઇ આનદ આવતો નથી ભાવ એ છે કે–કોઈ વાર ચેતનજી મોહરાજા સાથે લડવા નીકળ્યા હશે તો પણ તદ્દન નિર્માલ્ય રીતે બહાર પડ્યા હશે, પરિણામે ચેતના તો કાઇ બોલી પણ શકે નહિ અને ચેતનજી લડાઇમા માર ખાઇને ઘરે પાછા આવે એવું થાય છે પતિ હજુ જાણતા પણ નથી કે કોની સાથે લડવુ છે ? પોતાનુ બળ કેટલુ છે ? શત્રુસમૂહ કેવો બળવાન છે અને લડાઇને પરિણામે પોતાના ભવિષ્યમા કેટલો ફેરફાર થવાનો છે ચેતનાની વાત હવે સાભળી વિચાર કરીએ

> जे जे कीधुं जे जे कराव्युं, ते कहेतां* हुं लाजुं;
> थोडे कहे+ घणुं प्रीछी लेजो, ×घर सुतर नहि साजुं. मायडी० ७

* ' તે કહેતી ' એવો પાઠ છાપેલી બુકમા છે તે અશુદ્ધ જણાય છે

\+ કહેને બદલે એક પ્રતમા ' કહ્યુ ' પાઠ છે, અર્થ એક જ છે.

× આ પંક્તિના પાઠોમા ફેરફાર છે અત્રે પાઠ લખ્યો છે તે એક પ્રતમા છે બે પ્રતોમા પાઠ

"(એને વશ પડીને) મેં જે જે કર્યું અને મારી પાસે જે જે કરાવ્યું તે કહેતા–તેનું વર્ણન કરતા મને શરમ આવે છે: થોડું કહેવામાં બહુ સમજી જજો કે મારા ઘરનું બધારણ સાજું નથી–નિયમસર નથી "

ભાવ—એને વશ પડીને મેં જે જે કાર્યો કર્યાં છે, જે માન્યતા રાખી છે અને મારી પાસે એવું જે જે કામો કરાવ્યા છે તે સર્વ વર્ણવી બતાવતા મને લાજ આવે છે વિભાવ ને વશ પડી ધર્મબુદ્ધિએ મે સ્થૂળ કામો કેવાં કેવા કર્યાં છે તે સાંભળો. ધર્મને નામે મેં હિંસા કરી અસત્ય વચનોચ્ચાર કર્યો, ચોરી કરી, ધનના ઢગલા એકઠા કર્યા, કન્યાદાન દીધાં, પીપળે પાણી ઘાલ્યાં, બકરા પાડાનાં બળિદાન કર્યાં, અશ્વનો હોમ કર્યો, મહામાયાને તૃપ્ત કરવા મદિરાપાન કર્યું, શક્તિને સંતોષવા મદ્ય, માંસ, રસ અને રુધિરનું પાન કર્યું, કાળિકાને સંતોષવા બત્રીશો ચડાવ્યો, અંબિકાને આરાધવા બોકડાનું બળિદાન આપ્યું, પરભવમાં સારું ઇચ્છિત સ્થાન મેળવવા સારું કાશીએ કરવત મુકાવ્યું, ગિરનાર જઈ ભૈરવજવ ખાધો, દેહ સમર્પણ કરવાના બ્હાના નીચે આચાર્યો સાથે કુકર્મો કર્યાં, પ્રભુને નામે લાખો રૂપિયાની પેઢીઓ ચલાવી, કર્માદાનના વ્યાપાર કર્યા સેવક સેવિકા થઈ અનુયાયીઓ ને છેતર્યાં, લૂંટ્યા, હેરાન કર્યાં ગુરુની પદવી પ્રાપ્ત કરી તદ્દન વિપરીત ઉપદેશ કર્યો, કપટકળા શીખવી અનેકને ફસાવ્યા, અભિમાન કરી આડંબર વધાર્યો, યોગ્યતા વગર પદસ્થ મણીઓ કરાવી, ધર્મના અધ્યક્ષ થઈ આવકમાં હિસ્સો માગ્યો, પરભવમાં ઇચ્છિત વસ્તુઓ મળવાની ચીઠ્ઠીઓ લખી આપી, ધર્મિષ્ઠ હોવાને બ્હાને પોતાનો વ્યવહાર ચલાવ્યો, કામ-વાસના પૂરી કરી, અન્ય ધર્મનું સ્વરૂપ સમજ્યા વગર, તેમા રહેલા સત્યાશોનું અસ્તિત્વ જાણ્યા વિચાર્યા વગર પરધર્મની પરતીર્થની અને તેના અનુયાયીઓની નિંદા કરી, મિથ્યા ધર્મને નિમિત્તે ક્રોધ માન માયા લોભ કષાયો કરી તેમાં પ્રશસ્તપણું માન્યું અને ઘણી ખરી વાર તો તેમાં ધર્મ જ માન્યો–આવી રીતે મે અનેક પ્રકારનાં મલિન સ્થૂળ કર્મો ધર્મને નામે કર્યાં, મે અનેક પ્રકારની અધમતા સ્પષ્ટ રીતે કરી અને ધર્મને નામે દુકાન માંડી, એક નૂતન પ્રકારનો સંસાર શરૂ કરી દીધો. મારી પાસે એવાં સર્વ કામો વિભાવ દશાએ કરાવ્યાં મારા એ સર્વ કાર્યો એવાં અને એટલાં છે કે તેનું વર્ણન તમારી પાસે કરી બતાવતા હે માડી! હું શરમાઉં છું એવી જ રીતે માનસિક બાબતમાં પણ મારી પાસે એવી એવી માન્યતા મનાવી છે કે તેની વાત કહેતાં હું શરમાઉં છું ઉપર મે જણાવ્યું

---

આ પ્રમાણે છે થોડે કહે પણ પ્રીછતિ દોપર સતર નહિ સાચુ આ પ્રમાણે એક સરખો પાઠ બે પ્રતમાં છે પણ એને દોપર સતરનો અર્થ બેસતો નથી. આ પાઠાંતર બે પ્રતમાં સરખો છે તેથી ખાસ વિચારવા યોગ્ય ભભાવ. છપેલી બુકમાં ઘરશુ તીરથ નહિ બીજુ એમ પાઠ છે એનો અર્થ વિવેચન માં આપ્યો છે તે વિચારવો

૭ કીધુ=પોતે કર્યું કહેતાંકહેતાથી. પ્રીછીલ્યો=સમજી ઘરસૂતર=ઘરસૂત્ર ઘરનું બંધારણ સાજુ= ઓર્ડરમાં, નિયમમાં રીતસર

છે તેમ યોગીએ મને યોગણ કરી અને જતિએ જતણી કરી–આવાં આવા કામો કરતી હતી અને માન્યતા એમ રાખતી હતી કે જાણે સર્વ સત્ય તેમાં જ આવી રહ્યું હોય અને તે સિવાય અન્યત્ર કોઈ પણ જગ્યાએ સત્ય હોય જ નહિ, હોવાનો સંભવ પણ છે નહિ એમ માનીને મેં કામ લીધું અને સર્વેએ મારી પાસે એ નિયમાનુસાર જ કામ કરાવ્યુ. હું તો દરેક મતવાળાની પાસે ગઈ ત્યા મને નિષ્પક્ષ રાખવાને બદલે એવી મતચુસ્ત બનાવી દીધી કે જાણે હવે મારી એવી વિચિત્ર મૂર્ખતા પર હુ વિચાર કરુ છું ત્યારે મને પણ બહુ ખેદ થાય છે. વળી મારી પાસે ઉપર જણાવ્યા તે ઉપરાત બીજા અનેક એવા એવા કામો કરાવ્યા છે કે જેનું વર્ણન કરી બતાવતા મને પોતાને જ લાજ આવે છે.

હે માડી ! હું તમને કેટલી વાત કહું ? મારી એટલી બધી વિચિત્ર સ્થિતિ બનેલી છે કે તે સર્વનુ જો વર્ણન કરવા બેસું તો પાર આવે નહિ અને કહેતા કહેતા મારે પણ બહું શરમાવું પડે. હું તમને થોડી વાત ટૂંકામા કહી દઉં છુ, તમે વધારે તમારી મેળે સમજી લેશો. ‘થોડું લખ્યુ ઘણુ કરી વાચશો’ એ વાત તમે સારી રીતે જાણો છો હું થોડુ કહું છુ તે તમે સમજી જશો. ટૂંકામાં વાત એ છે કે–મારુ ઘર સાજુ નથી. બધી વાતનો સાર આ એક વાકયમા આવે છે. પુરુષની દૃષ્ટિએ **न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते** ઘર એ ઘર નથી, પણ સ્ત્રી એ ઘર છે, તેમજ સ્ત્રીની દૃષ્ટિથી પુરુષ–પતિ તેનુ સર્વસ્વ હોઇ તેને તે જ ઘર છે. ઘર *સાજું રાખવુ એટલે ઘરમા યોગ્ય સપ, સ્નેહ અને વિવેક તેમ જ પતિપત્ની ધર્મની યોગ્ય વહેચણી અને કાર્યકરણ. હે માડી ! મારું ઘર સાજુ નથી, મારા પતિ ઘર તરફનો, મારી તરફનો, પોતાની જાત તરફનો ધર્મ બરાબર સમજતા નથી અને સમજતા ન હોવાને લીધે ધર્મકાર્ય–પોતાની ફરજ બજાવતા નથી તેથી આ સર્વ ગોટાળો થયો છે. જ્યા ઘર સાજુ ન હોય ત્યા મારે કોની પાસે ફરિયાદ કરવી ? આપણે સમજી શકીએ છીએ તેવી હકીકત છે કે સ્ત્રી એટલે ઘર અને ઘર એટલે સંસાર. એટલે કે સસારમા પ્રગતિ કરવાનુ કારણ સ્ત્રી છે, સ્ત્રીના દૃષ્ટિબિંદુથી પુરુષ એ જ સ્થાન લે છે હવે જેમ સસારવ્યવહાર ચલાવવા માટે પતિ અને પત્નીએ પોતપોતાના ધર્મો યોગ્ય પ્રકારે પાળવા જોઇએ અને તે માટે ખાસ કરીને પતિએ સર્વ પ્રકારનો યોગ્ય વિચાર કરવો જોઇએ, સયુક્ત કુટુબ હોય તો કોઇને અન્યાય થવો ન જોઇએ, આળસુને વધારે મળે, બહુ બોલનાર કે વાધા પાડનારને ખાસ લાભ મળે વિગેરે ગેરવ્યવસ્થા થવી ન જોઇએ, એ જોવાની ફરજ કુટુબના કર્ત્તા–મેનેજરની છે અને તેમ કરનારનું ઘર સાજુ કહેવાય છે, જેનું ઘર સાજુ ન હોય તેને ત્યા નિરતર કલેશ, અન્યાય અને અશાતિ રહે છે, તે પ્રમાણે અહીં શુદ્ધ ચેતના કહે છે કે—હે માડી ! મારા દુખની વાત હુ શું કહુ ? મારુ ઘર જ સાજુ નથી, મારા પતિ ઘર સબંધી–મારા સંબધી કદિ વિચાર જ કરતા નથી, મને

* ઘર સાજુ કરવુ એટલે લાચ લેવી એવો ખરાબ અર્થ પણ ભાષામા થાય છે. અત્ર તે અર્થમા એ વાકય વપરાયેલ નથી

મારા શુદ્ધ સ્વરૂપમાં પોતાને મંદિરે તેડતા જ નથી, ત્યાર પછી મારે બીજે કોનો વાંક કાઢવો? મોહરાજા જેવા બહાદુર યોદ્ધા સાથે લડાઈ લડવાની અને પોતાનું ઘર જ સાજું નહિ, પોતાના લશ્કરમાં વ્યવસ્થા નહિ, પોતાનું બળ કેટલું છે તેનો ખ્યાલ નહિ, પોતાના લશ્કરને લડવાની સામગ્રી આપવી જોઈએ, તેઓ માટે સરસામાન તૈયાર જોઈએ–વિગેરે વિગેરે કોઈ પણ બાબતમાં ક્યાં ઠેકાણું જ મળે નહિ ત્યાં પછી મારા નાથનો વિજય કેવી રીતે થાય? સાહેલી! હું નિષ્પક્ષ રહેવા ઘણું ઝૂરું છું પણ ટૂંકામાં તમે સમજી લેજો કે મારું ઘર સાજું ન હોવાથી–મારા નાથની પૂર્ણ અનુકૂળતા ન હોવાથી હું તે કરી શકતી નથી અને એક બાજુએ ઢળી જાઉં છું.

'ધરશું તીરથ નહિ બીજું' એ પ્રમાણે ઉપયોગી પાઠાંતર છાપેલી બુકમાં આપ્યો છે તેનો અર્થ વિચારવા યોગ્ય છે. એ પાઠ એક પણ પ્રતમાં નથી તેથી પ્રતનો પાઠ મૂળમાં રાખ્યો છે પણ આ પાઠાંતર બહુ સુંદર છે એમ અર્થ વિચારવાથી જણાશે. આ સર્વ તીર્થિઓને વશ પડ્યા પછી મેં જે કર્યું અને મારી પાસે કરાવ્યું તેનો હેવાલ કહેતાં મને શરમ આવે છે. તેઓ મને શું કહેતા હતા તેનો સાર તમને ટૂંકામાં કહી દઉં તો એ છે કે–પોતાના ઘર સિવાય તરવાનો અન્ય માર્ગ નથી. જેનાથી તરીએ તે તીર્થ કહેવાય છે. અમારા તીર્થ સિવાય તમે બીજી કોઈ પણ જગ્યાએથી તરી શકશો નહિ–આ તેઓના ઉપદેશનો સાર છે. પોતાના મત ઉપર હઠ કદાગ્રહ રાખી અન્યધર્મના શુદ્ધ સત્યાંશોને પણ સ્વીકારવા તરફ ઉપેક્ષા રહે એ પ્રમાણે સર્વ તીર્થિઓ મને ઉપદેશ દેતા હતા. પોતાના તીર્થની પણ બારીકીથી શોધ ન કરું તેવા હેતુથી મને કહેતા હતા કે अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् અલૌકિક ભાવોમાં તર્ક–બુદ્ધિ ચાલી શકે નહિ, તેવા ભાવોમાં તો અમે કહીએ તે સત્ય–એમ કહી પોતાને આપ્ત પુરાવાનો મોભો રહે છે તે ઉડાવી દેતા હતા અથવા ઉડાવી દેવા પ્રયત્ન કરતા હતા. વળી કોઈક કહે છે કે हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरे હાથી શેરીમાં હણી દે તે કબૂલ કરવું પણ જૈન મંદિરનો આશ્રય ન લેવો. આમાં સત્ય અંશ સમજવાની તક મળે તો પણ તેને જતી કરવાનો માર્ગ બતાવ્યો છે. દરેક તીર્થવાળાએ પોતાના વાડા બાંધી તેની આજુબાજુ એવી વાડ મજબૂત બાંધી લેવા પ્રયત્ન કર્યો છે કે તેમાંથી એક પણ પ્રાણી બહાર નીકળી વિશાળ વસુધાનો પંથ જોઈ જાણી લોચવી શકે નહિ. અન્ય ધર્મપુસ્તક વાંચવાની ના કહેનાર, અન્ય ધર્મ-સ્વરૂપ સાંભળનારને અધમ પંક્તિ પર મૂકનાર સત્યને પોતાની પાસે હોવાનો દાવો કરે છે, અન્યને ફાંફાં મારનારા કરાવે છે અને પોતે જ સત્યસ્વરૂપજ્ઞ છે એમ ઉપદેશે છે અને તેનો અંધ અનુયાયીવર્ગ એ વાતને સ્વીકારી પણ લે છે. આ પ્રમાણે હે સાહેલી! મારી પાસે એવા એવા કામો કરાવ્યા છે અને મને એટલી રખડપટ્ટી કરાવી છે કે તેની વાત કહેતા મને શરમ થાય છે. અન્ય તીર્થિએ આ જીવ પાસે કેવા કેવા કામો કરાવ્યાં છે અને મોહરાજાએ આ જીવને અજ્ઞાનમાં રાખી કેવો રખડાવ્યો છે તેનો હેવાલ આખા ઉપમિતિ

ભવપ્રપંચા કથા ગ્રંથમા શ્રીમાન્ સિદ્ધર્ષિ ગણિએ બહુ સુંદર ચિત્તાકર્ષક રીતે આપ્યો છે, તે અવકાશે વાંચી વિચારવો. અત્ર ભાવ એ છે કે-આવી રીતે ઘર સિવાય અન્ય તીર્થ નથી એમ કહી મને નિષ્પક્ષ રહેવા દીધી નહિ અને તેને માટે તીર્થના ઉપદેશકો ખાસ જવાબદાર છે.

**आपवीती कहेतां रीसावे, *तेहसुं जोर न चाले;**
**आनंदघनप्रभु+ बांहडी झाले, बाजी× सघली पाले. मायडी० ८**

"પોતાની ઉપર વીતેલ હકીકત વર્ણવી બતાવતાં તે પતિ (મારા ઉપર) ગુસ્સો કરે છે તેથી તેની સાથે (મારું) જોર ચાલતું નથી; (હવે તો) આનંદઘન પરમાત્મા મારો હાથ ઝાલે તો સઘળી બાજી પળાઇ જાય, તેમા વિજય મળે."

**ભાવ**-વિવિધ તીર્થ(મત)મા મને કેવો ઉપદેશ આપવામા આવ્યો અને તેને પરિણામે મારી કેવી રખટપટ્ટી થઈ, દુર્ગતિમા મારે કેવી રીતે ભ્રમણ કરવું પડ્યુ, ત્યાં મારે કેવાં કેવા દુઃખો સહન કરવા પડ્યા વિગેરે વાત જો હું તે તીર્થના ચાલકોને- કહી બતાવું છું, જે વાત મને વિતી છે તેનો સવિસ્તર હેવાલ તેઓને સંભળાવું છું તો તેઓ મારા ઉપર રીસ કરે છે, ગુસ્સે થઇ મારા ઉપર ક્રોધ કરે છે અને મારી સાથે રુસણું લે છે તેથી તેઓ ઉપર મારું કાંઇ જોર ચાલતું નથી. દુનિયામા ઘણી વાર એવું બને છે કે-સાચી વાત કરીએ તે કોઇને ગમતી નથી. સાચી વાત ગમતી નથી એટલું જ નહિ પણ તે વાત કહેવાથી તો તેઓ મારી સાથે લડવા આવે છે અને ઉલટા મારા પતિને એવા ભંભેરી મૂકે છે કે કદાચ તે મારી સાથે જરા જરા અનુકૂળ થયા હોય તે પણ પરાઙ્મુખ થઈ જાય છે અને તદ્દન મિથ્યાત્વમા ચાલ્યા જાય છે. કજીઓ કરનારને કજીઆળો કહેવાથી, અંધને આધળો કહેવાથી, પાપ કરનારને પાપી કહેવાથી દુનિયાના લોકો ગુસ્સે થઈ સામા

---

* 'તેહસુ 'ને બદલે છાપેલી બુકમા 'તેથી' એવો પાઠ છે અર્થ તેથી સારો થાય છે પણ તેવો પાઠ કોઇ પણ પ્રતમા નથી.

+ છાપેલી બુકમા 'આનંદઘન વહાલો બાહડી જાલે' એવો પાઠ છે અર્થમા બહુ ફેર પડતો નથી

× 'તો બીજુ સઘળું પાલે' એવો પાઠ છાપેલી બુકમા છે પણ સર્વ પ્રતોમા પાઠ ઉપર લખ્યો તે પ્રમાણે છે અર્થ માટે વિવેચન જુઓ

૮ આપવીતી=મારા ઉપર પડેલી વિપત્તિનો હેવાલ કહેતા=વર્ણવતા રીસાવે=રીસાઇ જાય, ગુસ્સે થઈ જાય. તેહસુ=તેની સાથે બાહડી=બાહ બાજી=રમત. પાલે=પળી જાય, વહન થાય

– અહીં આપવીતી ચેતનને કહેવાથી તે તેમાથી સાર ગ્રહણ કરતા નથી પણ હુ તેના દોષ બતાવુ છુ એમ ધારી ઉલટા મારી સાથે રીસાઈ જાય છે. એમ કરે તેની સાથે જોર શું ચાલે? જો તે મારા કહેવામાથી કાઇ સાર ગ્રહણ કરે તો ચાલે મિથ્યામતિની સંગતથી તે રીસાળવા થઇ ગયા છે એટલે તેને આપવીતી પણ કહી શકાતી નથી આ પ્રમાણે અર્થ વધારે યોગ્ય લાગે છે (સ્વ૦) કુ. આ.

પડે છે અને ઉલટું સત્ય કહેનારને અને તેઓનું નુકશાન કરે છે અહીં તો તે વીર્યાંઓ મારા પતિને એવા ચઢાવી મૂકે છે કે મારું ઘર તદ્દન પતિશૂન્ય થઈ જાય અને પતિને અને મારે બોલ્યા વહેવાર પણ ન રહે એવું તેઓ કરી મૂકે છે આથી મારાથી સાચી વાત પણ કહી શકાતી નથી અને મારું જરા પણ જોર ચાલતું નથી.

આપવીતી એટલે આપનામાં રહેવાથી વીતેલી હકીકત અથવા મારે માથે વીતેલી હકીકત એ બન્ને અર્થ સુંદર છે છાયા ફેરફાર થાય છે પણ ભાવ લગભગ સરખો જ આવે છે આવી રીતે જ્યાં જાય ત્યાં ચેતનાને અનેક પ્રકારનાં રૂપો ધારણ કરવા પડે છે, તેની પાસે અનેક કામો એવાં કરાવવામાં આવે છે કે તેની વાત કહેતા પણ તે લાજે છે અને તેનું ઘર પણ સાલુ નથી. હવે ચેતના તે સર્વ હકીકત કહીને શું કરવું જોઈએ અથવા પોતાના સબંધમાં શું થવું જોઈએ તે બહુ ટૂંકામાં પણ મુદ્દાસર રીતે કહે છે તે વિચારવા યોગ્ય છે

હવે તો મારા નાથ આનંદઘન પ્રભુ જો મારી બાંહ ગ્રહે તો બીજા સમજાને તો હું સભાળી લઉં અત્યાર સુધી તો સર્વેએ મને એકાંત પક્ષનો આદર કરાવીને મારી પાસે અનેક વેશો ધરાવ્યા છે, અનેક કામો કરાવ્યા છે અને મારી અનેક રીતે અનેક જગ્યા પર રખડપટ્ટી કરાવી છે પરંતુ જો હવે આનંદઘન ભગવાન–મારા શુદ્ધ પ્રાણપતિ મારો હાથ ગ્રહે, મને એકાંત જ્ઞાનમાર્ગનો અથવા બાહ્ય ક્રિયાના એકાંત માર્ગનો વસ્તુ-સ્વરૂપના અંતરંગ રહસ્યને સમજ્યા આદર્યા વગર જે હઠ આગ્રહ થાય છે તેનો ત્યાગ કરાવી શુદ્ધ સ્યાદ્વાદમાર્ગમાં પ્રગતિ કરાવે અને તેથી છેવટે શુદ્ધ આચરણ થઈ શુદ્ધ જ્ઞાનનો ભાસ થાય, વિશુદ્ધ કેવલ્યજ્ઞાનથી લોકાલોકનું સ્વરૂપ સમજાય તો બીજા બધાને હું જાળવી લઉં અને મારી પીડા પતી જાય. હાલ તો કોઈને કાંઈ કહું છું તો તે રીસાઈ જાય છે, મારી પાસે હીન આચરણો કરાવે છે અને મને અનેક રીતે હેરાન કરે છે મારા પતિ બિચારા શુદ્ધાવબોધને પાત્ર થયા નથી તેથી સર્વ ચોટા ગળી જાય છે અને મને સાથે ઘસડે છે. આનંદઘનસ્વરૂપ પતિ શુદ્ધ સ્વરૂપ સમજી પ્રગટ કરી મારી બાંહ ગ્રહે એટલે પોતે શુદ્ધ સ્વરૂપી થાય તો અત્યારે જે એક પક્ષમાં તેઓને ઘસડાવાની ટેવ પડી ગઈ છે તે દૂર થાય અને ત્યારે જ તેઓ નિષ્પક્ષ રહે. તેઓ જ્યારે નિષ્પક્ષ થાય ત્યારે પછી હું પણ તેવી થઈ જાઉં એમાં કાંઈ નવાઈ નથી. આ પ્રમાણે થાય ત્યારે સઘળી બાજી બરાબર રમાઈ જાય, સર્વ જગ્યા પર વિજય મળે અને ચેતનની ભવભ્રમણા પૂરી થાય. બાજી કેવી રમવી જોઈએ અને કેવા દાવ નાખવાથી વિજય થાય તે માટે બારમા પદમાં વિસ્તારથી વિવેચન કરી ગયા છીએ પાસાવરમાં બાજીને બદલે બીજું એવો પાઠ છે તે પણ ઠીક છે જો આનંદઘન પ્રભુ હાથ પકડે તો બીજું તો સર્વ પળાઈ જાય તેમ છે તેને જાળવી લેવાય તેમ છે તેમાં કોઈ પણ પ્રકારનો વાંધો આવે તેમ નથી. પળાઈ શબ્દનો અર્થ નાશ પણ થાય છે અને તે અર્થ વધારે ઠીક છે

આનંદઘન પ્રભુ હાથ પકડે એ બાબત પર આખા પદનું રહસ્ય છે જ્યાં સુધી અનેક જગ્યા પર જઈ પક્ષધર્મ આદરવામાં આવે ત્યા સુધી આ ચેતનાનો ઉદ્ધાર થવાનો નથી જ્યારે શુદ્ધ દશાના ખપી થઈ આનંદઘનસ્વરૂપમા લય પામવા અડગ નિશ્ચય થશે ત્યારે જ સર્વ ક્રિયા અને જ્ઞાનનું ફળ પ્રાપ્ત થવાનું છે એ સ્પષ્ટ વાત છે. એમ થાય નહિ ત્યા સુધી ગમે તેવા રંગના વસ્ત્રો પહેરવામાં આવે, ગમે તેટલી આતાપના લેવામા આવે, ગમે તેટલી યાત્રાઓ કરવામા આવે, ગમે તેટલાં આસનો કરવામા આવે, ઉપર ઉપરની ટૂંકામા કહીએ તો ગમે તેટલી ક્રિયાઓ કરવામા આવે, પણ જ્યા સુધી શુદ્ધ ચૈતન્યભાવ પ્રગટ કરી તેમા લય પામવાની દશા ન થાય ત્યા સુધી તમે અભેદવાદી થાઓ કે ભેદવાદી થાઓ, બુદ્ધ થાઓ કે જૈન થાઓ, મીમાંસક થાઓ કે વેદાન્તી થાઓ, નૈયાયિક થાઓ કે વૈશેષિક થાઓ—એમા વસ્તુત કાઈ વળવાનું નથી. આ અતિ વિશુદ્ધ ભાવ શાત હૃદયે મનમા વિચારવા યોગ્ય છે. વસ્તુતત્ત્વના રહસ્યનો બોધ ન થયો હોય તેવા સ્થૂળ સંજ્ઞાવાળા પ્રાણીઓ અહીં પણ નિશ્ચયની પોષણા જોશે, પરતુ અત્ર એવું કાઈ પણ નથી. જો આવી સામાન્ય બાબતને પણ નિશ્ચયપોષણા તરીકે ગણીને વિસારવામા કે ઉવેખવામાં આવશે તો સમજવુ કે આપણુ પણ નિષ્પક્ષપણું હજુ પ્રગટ થયું નથી અને હજુ ઘણા ભવો સુધી આનંદઘન પ્રભુ હાથ પકડે એવી સ્થિતિમા મૂકાવાની આપણી તીવ્ર અભિલાષા થઈ નથી.

આનદઘન મહારાજે પ્રખર ભાષામા પ્રૌઢપણે અહીં વિચારો બતાવ્યા છે અને ઉદરભરણાદિ નિજ કાજ કરતા પ્રાણીને કળિકાળમા મોહ નડી રહેલ છે એમ ચૌદમા શ્રી અનતનાથજીના સ્તવનમા કહ્યુ છે, એવા મક્કમ વિચારના લેખકોને બરાબર સમજવાની ખાસ જરૂર છે જે ઊંચી હદના વિચારો તેઓ બતાવે છે તે કેટલીક વાર બાહ્ય દૃષ્ટિ જીવોના ગ્રાહ્યમા પણ આવી શકતા નથી અને તેથી તે વિચારો નિશ્ચય નયના છે એમ કહેવામા આવે છે. વસ્તુત આવા વિચારો જરા ઊચી દૃષ્ટિ થઈ હોય, એકાત બાહ્ય દૃષ્ટિથી જે કાઇક ઊંચા આવ્યા હોય તેને તદ્દન સામાન્ય છે. શાસ્ત્રકાર તેથી ઘણી જગ્યા પર કહે છે કે-આ જીવે બાહ્ય ક્રિયા તો બહુ વાર કરી પરતુ તેને મોહ—અજ્ઞાન ગયા નહિ તેથી ક્રિયાનો લાભ બરાબર મળ્યો નહિ. મેરુપર્વત જેટલો ઢગલો થાય એટલા ઓઘા તથા મુહપત્તિ કરીને તેટલી વાર સંયમ લીધા છતા આ જીવની મુક્તિ ન થવાનું કારણ બાહ્ય દૃષ્ટિ છે જરા અંતરાત્મપણુ પ્રાપ્ત થાય અને પક્ષવાદ છોડી દેવામા આવે તો પછી ઉન્નત દશાએ પહોચવામા વખત લાગતો નથી શ્રીઆનદઘનજીનો યોગ બહુ ઊચો હોવાથી તેમણે જે શબ્દો આ પદમા સ્પષ્ટ રીતે પ્રખર ભાષામા કહ્યા છે તેવા વિચારો જરા ફેરફાર સાથે અન્ય લેખકોએ પણ બતાવ્યા છે જે જે લેખકોને જેટલો વિકાસ થયો હોય તેટલી હદ સુધી જ તે વાત લખી શકે છે અને ખાસ કરીને આવા સ્પષ્ટ વક્તા થનાર લેખકો બહુ થોડા હોય છે તે વાત ખરી છે, પરતુ આવા જ વિચારો ખાસ આત્મોન્નતિ માટે કર્તવ્ય છે એ આખુ પદ વિચારવાથી જણાય તેમ છે બીજા યોગના વિષય પર લખનારા આ પદના

પડે છે અને ઉલટું સત્ય કહેનારને બને તેટલું નુકશાન કરે છે અહીં તો તે વીર્યાંગિઓ મારા પતિને એવા ચઢાવી મૂકે છે કે મારું ઘર તદ્દન પતિશૂન્ય થઈ જાય અને પતિને અને મારે બોલ્યા વહેવાર પણ ન રહે એવું તેઓ કરી મૂકે છે આથી મારાથી સાચી વાત પણ કહી શકાતી નથી અને મારું જરા પણ જોર ચાલતું નથી.

આપવીતી એટલે આપનામાં રહેવાથી વીતેલી હકીકત અથવા મારે માથે વીતેલી હકીકત એ બન્ને અર્થ સુંદર છે ભાષા ફેરફાર થાય છે પણ ભાવ લગભગ સરખો જ આવે છે આવી રીતે જ્યાં જાય ત્યાં ચેતનાને અનેક પ્રકારનાં રૂપો ધારણ કરવા પડે છે, તેની પાસે અનેક કામો એવાં કરાવવામાં આવે છે કે તેની વાત કહેતાં પણ તે લાજે છે અને તેનું ઘર પણ ચાલતું નથી. હવે ચેતના તે સર્વ હકીકત કહીને શું કરવું જોઈએ અથવા પોતાના સબંધમાં શું થવું જોઈએ તે બહુ ટૂંકામાં પણ સુવાસર રીતે કહે છે તે વિચારવા યોગ્ય છે

હવે તો મારા નાથ આનંદઘન પ્રભુ જો મારી બાહ્ય ગ્રહે તો બીજા સઘળાને તો હું સભાળી લઉં અત્યાર સુધી તો સર્વેએ મને એકાંત પક્ષનો આદર કરાવીને મારી પાસે અનેક વેશો ધરાવ્યા છે, અનેક કામો કરાવ્યા છે અને મારી અનેક રીતે અનેક જગ્યા પર રખડપટ્ટી કરાવી છે પરંતુ જો હવે આનંદઘન ભગવાન-મારા શુદ્ધ પ્રાણપતિ મારો હાથ ગ્રહે, મને એકાંત જ્ઞાનમાર્ગનો અથવા બાહ્ય ક્રિયાના એકાંત માર્ગનો વસ્તુ સ્વરૂપના અંતરંગ રહસ્યને સમજ્યા આદર્યા વગર જે હઠ આગ્રહ થાય છે તેનો ત્યાગ કરાવી શુદ્ધ સ્યાદ્વાદમાર્ગમાં પ્રગતિ કરાવે અને તેથી છેવટે શુદ્ધ આચરણ થઈ શુદ્ધ જ્ઞાનનો ભાસ થાય, વિશુદ્ધ કેવલ્યજ્ઞાનથી લોકાલોકનું સ્વરૂપ સમજાય તો બીજા બધાને હું જાણી લઉં અને મારી પીડા પતી જાય. હાલ તો કોઈને કાંઈ કહું છું તો તે રીસાઈ જાય છે, મારી પાસે હીન આચરણો કરાવે છે અને મને અનેક રીતે હેરાન કરે છે મારા પતિ બિચારા શુદ્ધાવબોધને પાત્ર થયા નથી તેથી સર્વ ખોટા બની જાય છે અને મને સામે ઘસડે છે આનંદઘનસ્વરૂપ પતિ શુદ્ધ સ્વરૂપ સમજી, પ્રગટ કરી મારી બાહ્ય ગ્રહે એટલે પોતે શુદ્ધ સ્વરૂપી થાય તો અત્યારે જે એક પક્ષમાં તેઓને ઘસડવાની ટેવ પડી ગઈ છે તે દૂર થાય અને ત્યારે જ તેઓ નિષ્પક્ષ રહે. તેઓ જ્યારે નિષ્પક્ષ થાય ત્યારે પછી હું પણ તેવી થઈ જાઉં એમાં કાંઈ નવાઈ નથી. આ પ્રમાણે થાય ત્યારે સઘળી બાજી બરાબર રમાઈ જાય, સર્વ જગ્યા પર વિજય મળે અને ચેતનની ભવભ્રમણા પૂરી થાય. બાજી કેવી રમવી જોઈએ અને કેવા દાવા નાખવાથી વિજય થાય તે માટે બારમા પદમાં વિસ્તારથી વિવેચન કરી ગયા છીએ પાઠાંતરમાં બાજીને બદલે 'બીજુ' એવો પાઠ છે તે પણ ઠીક છે એ આનંદઘન પ્રભુ હાથ પકડે તો બીજુ તો સર્વ પળાઈ જાય તેમ છે તેને જાણી લેવાય તેમ છે તેમાં કોઈ પણ પ્રકારનો વાંધો આવે તેમ નથી. પળાઈ શબ્દનો અર્થ નાશ પણ થાય છે અને તે અર્થ વધારે ઠીક છે

ચાર ચોર મિલ મુલકને લૂંટયો નહિ કોય નૃપ દિખલાય;
કિનકે આગળ જાય પુકારે, અંધોઅંધ પલાય જગગુરુ૦ ૩

આગમ દેખત જગ નવિ નિરખુ, મનગમતા પખ ભાય,
તિનતે મૂરખ ધર્મ ધર્મ રટે, મત ખૂંડે મત લાય જગગુરુ૦ ૪

ઇન કારણ જગમત પખ છાંડી, નિધિ ચારિત્ર લહાય;
જ્ઞાનાનંદ નિજ ભાવે નિરખત, જગ પાખંડ લહાય જગગુરુ૦ ૫

આ ભાવ બરાબર સમજવા યોગ્ય છે. અમુક મતમા આસકત થઇ પક્ષવાદ ઉપર ઉતરી જઇને જો સત્ય તરફ આખ મીંચવામા આવે તો કોઈ પ્રકારનો લાભ થતો નથી, ચેતનજીની ઉન્નતિ થતી નથી અને માત્ર સંસારપરિભ્રમણ થાય છે. આવી સ્થિતિ અધ્યાત્મ-જ્ઞાનીઓએ સ્પષ્ટ જોઇ છે એનુ કારણ એ છે કે-જ્યારે પક્ષમા ઢળી જવાનું થાય છે ત્યારે પછી પોતાની વાત સત્ય કરવાનો આગ્રહ બંધાઇ જાય છે અને સત્ય શોધવાની શુદ્ધ વૃત્તિ પર હડતાળ લાગે છે ચેતનજીનો વિકાસ કરવાની દૃઢ ભાવના થઇ હોય તો મત-તીર્થ અને ખૂદ ચેતનજીની બાબતમા પણ પક્ષપાત છોડી દેવાની જરુર છે આવો વિચાર કરવામા કેટલીક વાર વ્યવહારમાં હાનિ થાય છે, કારણ કે લોકોને પોતાના મતનો એવો આગ્રહ હોય છે કે અન્યત્ર સત્યનો કિંચિત્ સંભવ છે એવી વાત પણ તેઓ અંધોઅંધ પરંપરા અને માનમતગજ પર સ્વારીને લીધે કબૂલ કરી શકતા નથી. શુદ્ધ ચિદાનંદઘનસ્વરૂપ પ્રાપ્ત કરવાનું સાધ્ય હોય તો તેથી પ્રાકૃત જનપ્રવાદ બાજુ પર મૂકી સત્યનો ભેખ લેવો ઉચિત છે. તમે ગમે તેટલું કરશો તો પણ લોકો તો અનેક પ્રકારના છિદ્રો શોધી કાઢશે, કારણ કે ઘણાખરા મનુષ્યો સ્થૂળ સંસારદશામા જ હોય છે, તેઓને એથી ઊંચી હદની વાત ગળે ઉતરવી પણ અશક્ય છે અને આવી વિશુદ્ધ બાબતમા પ્રાકૃત લોકોના વિચારને અનુસરીને ચાલવામા તો પ્રત્યવાયો જ આવે છે, માટે આવી વિશુદ્ધ બાબતમા યોગીઓ અથવા યોગાભ્યાસીઓ કહે તે વિચારીને-સમજીને અનુકરણ કરવા યોગ્ય છે. આનંદઘનજી પ્રભુ હાથ પકડે એ માર્ગ આનંદઘન યોગીના કહેવા પ્રમાણે આદરવા યોગ્ય છે, આપનો સ્વામી શુદ્ધ ચેતન પોતાને ઓળખે એ માર્ગ આદરવાનો ઉપદેશ ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજી આપે છે, પંકજ નામ ધરાવી પંકથી ઉપર-નિર્લેપ રહેનાર કમળની પેઠે વિષયકર્દમમાથી ઉત્પન્ન થઇ તેનાથી દૂર રહેનાર પ્રાણી સાહેબને વહાલો લાગે છે તેથી તેવા થવાની જરુર ચિદાનંદજી બતાવે છે, અને જગતના મતોનો પક્ષ છોડી સ્વભાવે સર્વ વસ્તુ પર અવલોકન કરવાની આવશ્યકતા શ્રીજ્ઞાનવિમળસૂરિ બતાવે છે આ સર્વ હકીકત ધ્યાનમા લઇ મનને સત્ય સમજવા માટે ખુલ્લુ રાખી પ્રગતિ કરવી અને મતનો મદ અથવા પક્ષ તજી દેવા પ્રયત્ન કરવો એ ખાસ કર્તવ્ય છે. દુનિયામા ધર્મને નામે લોહીની નદીઓ રેલાઇ છે એ વાત ધ્યાનમા રાખવાની ખાસ જરુર છે અને તેના રહસ્ય તરીકે એ સમજવુ યોગ્ય છે કે તેવી લડાઈઓનું કારણ માત્ર પક્ષઅંધતા અને વિચારશક્તિની ગેરહાજરી છે પરમતનો અભ્યાસ કર્યા વગર ધર્મને નામે મોટા

ચાર ચોર મિલ મુલકને લૂંટયો નહિ કોય નૃપ દિખલાય,
કિનકે આગળ જાય પુકારે, અંધોઅંધ પલાય જગગુરુ૦ ૩
આગમ દેખત જગ નવિ નિરખુ, મનગમતા પખ ભાય;
તિનતે મૂરખ ધર્મ ધર્મ કહે, મત બૂડે મત લાય જગગુરુ૦ ૪
ઇન કારણ જગમત પખ છાંડી, નિધિ ચારિત્ર લહાય;
જ્ઞાનાનંદ નિજ ભાવે નિરખત, જગ પાખંડ લહાય જગગુરુ૦ ૫

આ ભાવ બરાબર સમજવા યોગ્ય છે. અમુક મતમા આસક્ત થઇ પક્ષવાદ ઉપર ઉતરી જઇને જો સત્ય તરફ આખ મીંચવામાં આવે તો કોઈ પ્રકારનો લાભ થતો નથી, ચેતનજીની ઉન્નતિ થતી નથી અને માત્ર સંસારપરિભ્રમણ થાય છે. આવી સ્થિતિ અધ્યાત્મજ્ઞાનીઓએ સ્પષ્ટ જોઇ છે એનું કારણ એ છે કે—જ્યારે પક્ષમા ઢળી જવાનું થાય છે ત્યારે પછી પોતાની વાત સત્ય કરવાનો આગ્રહ બંધાઇ જાય છે અને સત્ય શોધવાની શુદ્ધ વૃત્તિ પર હડતાળ લાગે છે. ચેતનજીનો વિકાસ કરવાની દૃઢ ભાવના થઇ હોય તો મત-તીર્થ અને ખુદ ચેતનજીની બાબતમા પણ પક્ષપાત છોડી દેવાની જરુર છે આવો વિચાર કરવામા કેટલીક વાર વ્યવહારમા હાનિ થાય છે, કારણ કે લોકોને પોતાના મતનો એવો આગ્રહ હોય છે કે અન્યત્ર સત્યનો કિંચિત્ સંભવ છે એવી વાત પણ તેઓ અંધોઅંધ પરંપરા અને માનમતગજ પર સ્વારીને લીધે કબૂલ કરી શકતા નથી. શુદ્ધ ચિદાનંદઘનસ્વરૂપ પ્રાપ્ત કરવાનું સાધ્ય હોય તો તેથી પ્રાકૃત જનપ્રવાદ બાજુ પર મૂકી સત્યનો ભેખ લેવો ઉચિત છે. તમે ગમે તેટલું કરશો તો પણ લોકો તો અનેક પ્રકારના છિદ્રો શોધી કાઢશે, કારણ કે ઘણાખરા મનુષ્યો સ્થૂળ સંસારદશામા જ હોય છે, તેઓને એથી ઊંચી હદની વાત ગળે ઉતરવી પણ અશક્ય છે અને આવી વિશુદ્ધ બાબતમા પ્રાકૃત લોકોના વિચારને અનુસરીને ચાલવામા તો પ્રત્યવાયો જ આવે છે; માટે આવી વિશુદ્ધ બાબતમા યોગીઓ અથવા યોગાભ્યાસીઓ કહે તે વિચારીને—સમજીને અનુકરણ કરવા યોગ્ય છે આનંદઘનજી પ્રભુ હાથ પકડે એ માર્ગ આનંદઘન યોગીના કહેવા પ્રમાણે આદરવા યોગ્ય છે, આપનો સ્વામી શુદ્ધ ચેતન પોતાને ઓળખે એ માર્ગ આદરવાનો ઉપદેશ ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજી આપે છે, પંકજ નામ ધરાવી પંકથી ઉપર—નિર્લેપ રહેનાર કમળની પેઠે વિષયકર્દમમાંથી ઉત્પન્ન થઇ તેનાથી દૂર રહેનાર પ્રાણી સાહેબને વહાલો લાગે છે તેથી તેવા થવાની જરુર ચિદાનંદજી બતાવે છે, અને જગતના મતોનો પક્ષ છોડી સ્વભાવે સર્વ વસ્તુ પર અવલોકન કરવાની આવશ્યકતા શ્રીજ્ઞાનવિમળસૂરિ બતાવે છે આ સર્વ હકીકત ધ્યાનમા લઇ મનને સત્ય સમજવા માટે ખુલ્લું રાખી પ્રગતિ કરવી અને મતનો મદ અથવા પક્ષ તજી દેવા પ્રયત્ન કરવો એ ખાસ કર્તવ્ય છે. દુનિયામા ધર્મને નામે લોહીની નદીઓ રેલાઇ છે એ વાત ધ્યાનમા રાખવાની ખાસ જરુર છે અને તેના રહસ્ય તરીકે એ સમજવું યોગ્ય છે કે તેવી લડાઈઓનું કારણ માત્ર પક્ષઅંધતા અને વિચારશક્તિની ગેરહાજરી છે પરમતનો અભ્યાસ કર્યા વગર ધર્મને નામે મોટા

મુદ્દો ઊભાં કરવા એ વદન અજ્ઞાનદશા અથવા અધદશા સૂચવે છે આ પદ શાંતિ રાખીને બહુ વિચારવા યોગ્ય છે એમાં કહેલો ભાવ સાર્વજનિક થઈ જાય તો બહુ મતભેદનો નિકાલ થઈ જવા સંભવ છે જરા ધ્યાનને ઉન્નત કરી વિચાર કરી આ પદનો ભાવ વિચારવા વિજ્ઞપ્તિ છે, બાહ્ય અથવા ઉપર ઉપરના વિચાર કરવાથી આ પદનું રહસ્ય કદિ પણ સમજવામાં આવે તેમ નથી એમ લાગે છે શ્રીઆનંદઘનજીનો આશય ઘણો જ વિપુળ, ઉન્નત અને ઉદાર છે એ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે અને તેની ઉદારતા વર્તમાન પરમત સહિષ્ણુતા( Toleration )ના વિચારોથી પણ ઘણી આગળ વધી જાય તે વિચારવાથી સમજી શકાશે વર્તમાન વિચારમાં પરમતને હોય તેમ રહેવા દેવાની જ ભાવના છે, પણ સર્વ જગ્યા પર જઈ, સત્ય શોધી, આગ્રહ છોડી સત્યને સત્યની ખાતર આદરવાની અને જ્યાં સત્યના અંશો હોય ત્યાં તેટલે દરજ્જે તે અંશોનું અસ્તિત્વ સ્વીકારવાની જે ભાવના આ પદમાં બતાવવામાં આવી છે તે વર્તમાન વિશાળ વિચાર-વાતાવરણમાં પણ જોવામાં આવતી નથી. વર્તમાન ભાવનામાં અન્ય ધર્મમાં હોય તે ભલે તેમ ને તેમ રહો એટલો જ ભાવ છે. આ સહિષ્ણુતા કરતાં શ્રીઆનંદઘનજીની સહિષ્ણુતા બહુ આગળ વધી જાય છે न मे पक्षपातो वीरे न द्वेषः कपिलादिषु એ ભાવનામાં અને हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरे એ બે વાક્ય વચ્ચે તફાવત સમજવાથી પૂર્વ કાળમાં વીર્યનો આગ્રહ પૂર્વ કાળના યોગીઓમાં કેટલો હતો તે જણાય છે, તેથી પણ આગળ વધીને અને વર્તમાન સહિષ્ણુતાના ભાવથી પણ આગળ વધીને સત્યશોધક બુદ્ધિની અને શુદ્ધ દશા પ્રાપ્ત કરવાની જે ભાવના આ પદમાં બતાવવામાં આવી છે તે ખાસ વિચાર કરવા યોગ્ય છે અને મનન કરીને સમજવા યોગ્ય છે.

---

## ૫૬ ઓગણપચાસમું

રાગ—સોરઠી*

+कंचन वरणो नाह रे, ×मोने कोई+ मेलावो;
अंजन रेख न †आंखडी ‡भावे, मंजन शिर पडो दाह रे मोने० १

---

* અહીં સર્વ પ્રતોમાં રાગ સોરઠી એમ લખ્યું છે સોરઠ અને સોરઠીમાં ફેર શું છે તે ગાયન-વિદ્યામાં કુશળ મનુષ્યને પૂછવા યોગ્ય છે છપેલી બુકમાં એને સોરઠ રાગ તરીકે આપેલ છે તે કોઈ પ્રતથી સિદ્ધ થતું નથી.

+ એક પ્રતમાં પાઠ આ પ્રમાણે આપ્યો છે મોને મિલાવો રે, કોઈ કંચન વરણો નાહ રે. આ પાઠ રાગમાં બરાબર બેસતો થતો નથી મૂળમાં પાઠ આપ્યો છે તે યોગ્ય લાગે છે

× મોનેને બદલે પ્રતમાં મને શબ્દ પાઠાંતરે છે એક ઠેકાણે મુને શબ્દ લખ્યો છે રાગમાં ગાન કરતાં મને શબ્દને બદલે મોને વધારે ઠીક લાગે છે અર્થ એક જ છે

+ કોઈને સ્થાને કોઈએ પાઠ એક પ્રતમાં છે અને એકમાં કોઈએ પાઠ છે તે પણ સાર્થ છે

† અંજન રેખન આંખન ભાવે એવો પાઠ માત્ર છપેલી બુકમાં છે એ પાઠ લેતાં રેખનો

"સુવર્ણ જેવા રંગવાળા (ડાઘ વગરના) મારા પતિ સાથે મારો કોઇ પણ મેળાપ કરાવો. આંજણરેખા આંખોને પસંદ આવતી નથી અથવા અંજન રેખાવાળી આંખો મને પસંદ આવતી નથી અને સ્નાનના માથા પર તો અગ્નિ પડો. (મને એ સર્વ કાંઇ ગમતું નથી, મારા પતિનો મેળાપ મને ઇષ્ટ છે.")

**ભાવ**—સુમતિને માયડી કહીને ચેતનાએ ઉપર જે વાત કરી તે સમતા તો સારી રીતે જાણે છે, પરંતુ ચેતનાના પક્ષધર્મની વાત સ્ફુટ રીતે સાભળ્યા પછી તેને મનમા વધારે ખેદ થવા લાગ્યો. તેમા જ્યારે સખી ચેતનાએ કહ્યુ કે 'આનંદઘન પ્રભુ બાહુડી ઝાલે, બાજી સઘળી પાલે' ત્યારે તો તેને પણ વિચાર કરવાથી ખાત્રી થઇ કે આનદઘન પતિ હવે કોઈપણ રીતે ચેતનાની બાહુ પકડે તો સારું. હવે તે સર્વને માટે પ્રથમ તો પોતાનો અને પોતાના પતિનો મેળાપ થવો જોઇએ. અહીં તેથી સુમતિ અથવા સમતા એ મેળાપ કરાવી આપવા વિજ્ઞપ્તિ કરે છે યોગો, અનુભવ, યતિધર્મ વિગેરેમાથી જે કોઈ મેળાપ બનાવી આપી શકે તેમ હોય તે સર્વને ઉદ્દેશીને આ પોતાની સ્થિતિ દર્શાવનાર આખું પદ સમતાના મુખમા મૂકવામા આવ્યુ છે. ચેતના આ પદ પૂર્વના પદના અનુસંધાનમા બોલે છે એવો ભાવ લેવામા આવશે તો પણ અર્થ બરાબર બેસશે. પદનો ભાવ પ્રથમ સ્થૂળ દૃષ્ટિએ અને પછી આધ્યાત્મિક દૃષ્ટિએ વિચારીએ. એ ભાવ વિચારવાથી બહુ આનંદ થાય તેવી કેટલીક હકીકત અત્ર બતાવી છે

સમતા કહે છે કે-મારા પતિ શુદ્ધ સુવર્ણ જેવા વર્ણના અથવા ડાઘ વગરના છે, એની સાથે હવે તો કોઇ મારો મેળાપ કરાવી આપો મારાથી પતિનો વિરહ સહન થતો નથી અને પતિવિરહમા મને આખોમા અજન આજવુ ગમતું નથી અથવા અજનની રેખાવાળી આખો મને ગમતી નથી અને સ્નાન, વિલેપનાદિ તો એવા અપ્રિય થઇ પડ્યા છે કે તેના ઉપર આગ લાગો, તે બળી જાઓ; પતિવિરહથી હુ એવી ઉદાસ થઈ ગઇ છુ કે મને કોઇ શણગાર સજવા ગમતા નથી શરીરે સ્નાન કરવુ, વિલેપન કરવું, વસ્ત્રો પહેરવા, આખમા આજણ આજવુ એ કાઇ મને પસંદ આવતું નથી. પતિવિરહઘેલી શરીરે અસ્વસ્થ રહી શરીરવિભૂષાની દરકાર ન કરતા પતિના મેળાપ માટે જે મળે તેને

---

અર્થ રેખા કરવી પડે છે એને બદલે ઉપર મૂળમા પાઠ આપ્યો છે તે ત્રણ પ્રતમા હોવા ઉપરાત સારો અર્થ આપે છે

‡ ભાવે શબ્દ પછી એક પ્રતમા 'મોને' એટલું વધારે છે તે રાગમા તો ચાલે તેમ છે પણ તેની જરૂર નથી તેનો અર્થ તો મને એમ જ રહે છે

૧ કચનવરણો=સુવર્ણ જેવા રંગવાળો, અડાઘ, મેલ-ડાઘ વગરનો નાહ=નાથ, પતિ મેલાવો=મેળવી આપો, (તેનો મારી સાથે) મેળાપ કરી આપો અજન=આજણ. રેખ=રેખા આખડી=આખો ભાવે=ગમે, પસદ આવે. મંજન=સ્નાન, ન્હાવુ તે. શિર=માથા પર દાહ=અગ્નિ

આની રીતે કહે છે તે વિક્રમોર્વશીય*ના વાંચનારે પુરુરવના સબંધમાં બીજી રીતે જોયું હશે. ત્યાં ઉર્વશીના વિરહથી મત્ત થયેલ પુરુરવ મધુકર, હરણ, વેલડી વિગેરે જે જે મળે તેને ઉર્વશીના સમાચાર પૂછે છે, તેવી જ રીતે વિરહઘેલી સ્ત્રી પણ તેવા જ આલાપ કરે છે. આવે પ્રસંગે ચેતનાના જે ઉદ્‌ગારો નીકળે છે તે આપણે અગાઉના પદોમાં +ઘણે ઠેકાણે જોઈ ગયા છીએ. ભાવ એ છે કે–પતિને મળવા માટે સુમતિના મનમાં હવે પ્રબળ આકાંક્ષા થઈ છે અને તેથી જ તે સ્નાન પર અગ્નિ પડવા જેવું વચન બોલી જાય છે.

આ પદનો આધ્યાત્મિક ભાવ હવે વિચારીએ. સુવર્ણવર્ણના નાથમાં કોઈ પણ પ્રકારનો લાગ ન હોય. જે કંચનત્વ શુદ્ધ સ્થિતિમાં સુવર્ણમાં હોય છે તે અન્યત્ર જોવામાં આવતું નથી. અત્યારે તો નાથ કંચનવર્ણવાળા છે પણ વસ્તુતઃ તે કંચનરૂપ જ છે, જાતે સુવર્ણ જ છે અને કોઈ પણ પ્રકારના મેલ વગરના છે. એમને અત્યારે જે મેલ લાગ્યો છે તે માત્ર માયા, મમતાદિકના પ્રસંગને લઈને છે, બાકી જેવો એ પ્રસંગ દૂર થશે, રાગ દ્વેષની પરિણતિ ઓછી થશે અને વસ્તુસ્વરૂપ પતિ ઓળખશે ત્યારે તેઓ કંચનવર્ણી મટી કંચન થઈ જશે. આવા પતિ સાથે હે અનુભવ! તું મારો મેળાપ કરાવી આપ, હે યતિધર્મો! મારા પતિ સાથે મને એકરૂપ કરી દો, હે ધર્મ તથા શુક્લધ્યાન! પતિને ધ્યાનમાં લઈ આવો, હે મહાવ્રતો! યમ નિયમાદિકથી પતિને વિશુદ્ધ કરી મને પતિ સામે બેસાડો, હે ક્ષાયિક સમ્યક્ત્વ! તું મારા પતિને અહીં વસતી લાવ વિગેરે વિગેરે જે જે મળે છે, તે સર્વને સુમતિ કહે છે કે–તમે મારા પતિનો અને મારો મેળાપ કરાવી આપો, મને એમના વગર જરા પણ ચેન પડતું નથી. પતિવિરહિણી સ્ત્રી પતિના વિરહદુઃખમાં જેમ કોઈ પણ પ્રકારના શણગાર સજતી નથી તેમ હું પણ કાંઈ કરતી નથી અને રાત્રી દિવસ પતિની ઝંખના કર્યા કરું છું. પતિવિરહી સ્ત્રીને જેમ અંજનની રેખા પણ ગમતી નથી તેમ પતિનો અને મારો વિરહ છે તે સંબંધી વાતનો કોઈ ઉપદેશ આપે એટલે ઉપદેશ દરમ્યાન કહે છે કે પતિનો અને મારો વિરહ છે તો તે વાત પણ મને ગમતી નથી, કારણ કે તેથી પતિ વધારે યાદ આવે છે અને વિરહવેદના વધારે તીવ્ર થાય છે. મને ગમતી નથી એટલે મારી જ્ઞાનદૃષ્ટિરૂપ આંખોને પસંદ આવતી નથી. આંખ એ જ્ઞાનદૃષ્ટિ, અંજન ઉપદેશ અને રેખા એટલે અંશમાત્ર એવો ભાવ અહીં સમજવો. આવા ઉપદેશમાં અથવા એવી વાતોમાં નાથનો મેળો થતો નથી, મારું કાંઈ કામ સુધરતું નથી, મારી સ્થિતિમાં જરા પણ ફેરફાર થતો નથી, તેથી એ ઉપદેશ જેમાં પતિનો વિરહ છે, જેમાં પતિને મળવા સંબંધી વાત આવતી નથી, જેમાં પતિની કાંઈ વાત આવે છે તો શુદ્ધ વાત નથી આવતી પણ પતિની લઘુતા–મૂર્ખતા બતાવવામાં આવે છે એવો ઉપદેશ મને પસંદ પડતો નથી.

---

* નાટક કાળિદાસ કૃત. જુઓ વિક્રમોર્વશીય નાટકનો અંક ચોથો

+ દાખલા તરીકે જુઓ પદ બત્રીશમું તથા એકત્રીશમું

વળી ગંગા નહાવું, ગોદાવરી નહાવું વિગેરે સ્નાનના માથા પર દાહ પડો, મારે એવું સ્નાન જોઈતું નથી. વિરહકાળમા સ્નાન, અંજનાદિ કાંઈ પસંદ આવતાં નથી. ઉપરના પદમાં કહ્યું છે કે-ચેતનાને કોઇ નિષ્પક્ષ રહેવા દેતા નથી. 'જાસુ જાઇ પૂછીએ તે તો, અપની અપની ગાવે, મારગ સાચા કોઉ બતાવે' એમ શ્રી ચિદાનંદજી મહારાજે કહ્યુ છે તે યથાર્થ છે. જેની પાસે જઇને ચેતના પોકાર કરે તે સર્વ તો પોતપોતાની વાત કરવા મંડી જાય છે, કોઈ ચેતનાનો વિચાર કરતું નથી, એને પરિણામે ચેતના અને ચેતનજીનો શુદ્ધ દશામાં સયોગ થવાના પ્રસંગો અલ્પ થતા જાય છે તે પણ આપણે ઉપરના પદમાં જોઈ ગયા છીએ. **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** એવા શુદ્ધ સૂત્રમા કહ્યું છે કે 'સ્વધર્મમા મરણ સારું, પરધર્મ ભયોત્પાદક છે' આનો અર્થ કરતાં કેટલાક મતવાળા તેનો પારમાર્થિક રહસ્યસૂચક અર્થ વિસારી મૂકી મતઆગ્રહના અર્થમા તેને સકોચી નાખે છે. આ વાક્ય પ્રથમ શ્રીમદ્ભગવદ્ગીતામા જોવામા આવ્યુ છે, તેનો ભાવ એવો છે કે-દરેક પ્રાણીએ પોતપોતાના ધર્મો અનુસરવા જોઇએ, પરધર્મ એટલે અન્ય સ્થિતિની ફરજો જો પોતે કરવા મંડી જાય તો તેનું પરિણામ સારુ આવે નહિ આવા સુદર ભાવવાળા સૂત્રનો અર્થ એ છે કે-રાજાએ રાજાની ફરજ બજાવવી જોઇએ, તેમ જ વિદ્યાર્થીએ, ગૃહસ્થે, શ્રાવકે, સાધુએ પોતપોતાની ફરજો બજાવવી ઉચિત છે અન્ય આશ્રમની ફરજો બજાવવા જતા જરુર હાનિ થાય છે. એની સાથે જ જ્યારે બે મોટી ફરજોની વચ્ચે પસદગી કરવાનો પ્રસંગ આવે ત્યારે વળી બહુ વિચાર કરવો પડે છે. જનસમૂહના લાભ ખાતર સ્વલાભનો ભોગ આપવો પડે તે પ્રસગે બે ફરજો વચ્ચેના લાભાલાભની તુલના થાય છે, તેવી જ રીતે સાસારિક સ્થૂળ લાભ અને આતરિક આધ્યાત્મિક લાભના પ્રસગે બે ફરજોમાથી કોને વધારે માન આપવું એવા પ્રશ્ન વખતે સ્વધર્મના ઉપરોક્ત સૂત્રની વિચારણા થાય છે. ભરત ચક્રવર્તીને તાત પ્રથમ પૂજ્ય કે ચક્રરત્ન પ્રથમ પૂજ્ય એ સવાલ ઊભો થયો હતો. 'તાત ચક્ર ધુર (પ્રથમ) પૂજ્ય, ચિતા એહ હુઈરી' એ પ્રમાણે શ્રીમલ્લિનાથજીના સ્તવનમા યશોવિજયજી મહારાજ પ્રશ્ન મૂકી લૌકિક ફરજ અને લોકોત્તર ફરજ વચ્ચેનો સવાલ ચર્ચી ભરત ચક્રવર્તીનો નિર્ણય બતાવે છે. ચક્રવર્તી તરીકેની લૌકિક ફરજ અને શ્રીઆદિનાથ તરફની આતરિક ફરજનો નિર્ણય લોકોત્તર રીઝના લાભમા ઉતરે છે તે સ્વધર્મમા કેટલો ઊંડો વિચાર બતાવે છે તે તપાસવા યોગ્ય છે આવા વિચારપૂર્વક મહાન્ સવાલનો નિર્ણય કરવાના વિશુદ્ધ સૂત્રને ધર્મ એટલે દર્શનના અર્થમા સમજાવી બાપદાદાના ધર્મમા મરણ થાય તે સારુ, પરધર્મ આદરવાથી ભય થાય છે એમ બતાવવા પ્રયત્ન કરવો એ સ્વમતનો દુરાગ્રહ, સત્ય સમજવા તથા જાણવા તરફ ઉપેક્ષા અને તેના પરિણામ તરીકે સંસારચક્રભ્રમણ બતાવી આપે છે જ્યા ધર્મના ઉપદેશકો આવો મતઆગ્રહ રાખે અને વિશુદ્ધ માર્ગ જાણવા કે બતાવવાના અખાડા કરી જાય ત્યા પછી તેઓએ કરેલુ અર્જન અથવા

બતાવેલ સ્નાનાદિ માર્ગો પર શુદ્ધ ચેતનાને કેવી રીતે પ્રેમ થાય? આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે પતિવિરહમાં આકુળ થયેલ શુદ્ધ ચેતના દરેકની પાસે જઈ પતિમેળાપ કરાવી આપવાની યાચના કરે તેને એ યોગ્ય જવાબ ન મળે તો પછી હજુ સંસારદશા ઓછી થઈ છે એમ કહી શકાય નહિ. કર્તવ્ય એ છે કે—રૂઢ વિચારો મૂકી દઈ, વિશુદ્ધ માર્ગ શોધી કાઢી આત્માની તે માર્ગે પ્રગતિ કરાવવી અને આંતરિક લાભ ખાતર બને તેવા સ્થૂળ લાભોનો ભોગ આપવો. એવા પ્રસંગમાં આપણાના ધર્મની દૃષ્ટિથી વિચાર કરવો યોગ્ય નથી, એવે પ્રસંગે તો ચેતનજીના વિશુદ્ધ માર્ગનો તેની એકાંત પ્રગતિ કરાવવાના હેતુથી વિચાર કરવો એ એના લાભ માટે ખાસ કરવા યોગ્ય છે, અને એ પ્રમાણે કરવાથી ચેતનાની અભ્યર્થના સ્વીકારાઈ જવા ઉપરાંત આત્મવિશુદ્ધિ એવી સારી અને જલદી થતી જાય છે કે તેનો ખ્યાલ વર્તમાન સ્થૂલ દશામાં આવવો પણ અશક્ય છે બાકી તેવા પ્રકારનો જે ઉપદેશમાં સાર ન હોય તેવો ઉપદેશ અને તેવા ઉપદેશના સ્નાનાદિ સર્વ વિષયો શુદ્ધ ચેતનાને પસંદ ન આવે એ તદ્દન સ્વાભાવિક અને સમજી શકાય તેવી બાબત છે. આટલા માટે ચેતના મજ્જનને માથે દાહ પડો એમ કહે છે, કારણ કે એવા ઉપર ઉપરના સ્નાનમાં કાંઈ લાભ નથી.

**कोई *सयण जाणे पर मनकी, वेदन विरह अथाह।**
**थरथर देहडी धूजे माहरी+, जिम वानर ×भरमाह रे मीने॰ २**

"પારકાના મનમાં જે અથાગ વિરહવેદના થતી હોય છે તે કોઈ સ્વજન હોય તો તે જાણે છે, ભર શિયાળામાં વાંદરાની પેઠે મારું શરીર તો થરથર (વિરહવેદનાને લીધે) ધ્રૂજે છે

ભાવ—મારા પતિના વિરહની મને એટલી સખ્ત પીડા થાય છે કે તે અપાર છે, પણ મારા મનની એ પીડા કોઈ સ્વજન હોય તે જ જાણી શકે છે તાત્પર્ય કે—અન્યને તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે અને મને પોતાને તો એ વિરહવેદના એટલી થાય છે કે—તેની પીડાને લીધે જેમ ટાઢી ઋતુમાં વાનર થરથર ધ્રૂજે છે તેમ મારું આખું શરીર ધ્રૂજે છે, માત્ર મારે મુખેથી તો હું તેનું યથાસ્થિત વર્ણન પણ કરી શકતી નથી.

આ પંક્તિનો આધ્યાત્મિક અર્થ વિચારતા નીચે પ્રમાણે ભાવ નીકળે છે. ઘણાખરા માણસો તો પારકા મનમાં શું ચાલે છે તે જાણતા નથી. એ પર પ્રાણીનું મન લક્ષ પર છે

* કોન સેન તને પર મનકી" એવો પાઠ છપેલી બુકમાં છે કોણ સજ્જન પારકા મનની વાત જાણે એ એનો અર્થ છે સેનનો અર્થ સજ્જન થાય છે

\+ થરથર ધ્રૂજે દેહડી માહરી એ પ્રમાણે પાઠ છપેલી પ્રતમાં છે દેહડીની જગ્યા દેહડીને પાઠ ઘણી પ્રતોમાં છે તેથી તે પાઠ સાચો જણાય છે

× ભરમાહને બદલે એક પ્રતમાં ભરમાહ શબ્દ વાપર્યો છે અર્થ એક જ હોય એમ લાગે છે

૨ સયણ=સ્વજન, સજ્જન. વેદન=પીડા, વેદના. અથાહ=અથાગ માપી ન શકાય તેટલી. દેહડી=શરીર. વાનર=વાંદરો. ભરમાહ=ભર શિયાળામાં સખ્ત ઠંડીમાં.

કે નહિ ? એનું વચન આદરવા યોગ્ય છે કે નહિ ? એના હૃદયમાં યથાર્થ
વાત છે કે નહિ ? એ સર્વ જાણવા-વિચારવાની કોણ તસ્દી લે છે ? ઘણાખરા
તો ઉપર ઉપરની વાતો ઉપર, બહારના હાવભાવ અને કૃત્રિમ ઢોંગ ઉપર
કોઇ ખરેખરો સ્વજન હોય તો તે જ મનના ઊંડાણમા શું ચાલે છે તેનો
પૃથક્કરણ કરી તેને સમજવા યત્ન કરે છે. આવા વિરલ સ્વજનો વસ્તુસ્વરૂપના
તેના રહસ્યમાં ઉતરવા, તેની નિરીક્ષા કરવા અને તેની પરીક્ષા કરવા યત્ન
એવો બરાબર યત્ન કરે ત્યારે જ આદરવા યોગ્ય શું છે અને તજવા યોગ્ય
સમજી શકાય છે. આવા સુજ્ઞ જ્ઞાની હોય છે તેમને સમજાય છે કે-ઘણાખરા
અને તીર્થના ઉપદેશકો તો તદ્દન બાહ્ય ભાવમા જ હોય છે, તેઓ અંતર
છે તે સમજતા નથી, વિચારતા નથી અને જાણતા પણ નથી. આવા
અંતરમા જે અથાગ વેદના થાય છે તે કદિ જાણી શકતા નથી. તે તો જપ
કરે, ધર્મને નામે ધમાધમ કરે, ધર્મિષ્ઠ હોવાનો દેખાવ કરે તેને કર્તવ્ય
પરિપૂર્ણતા સમજે છે. આવી બાહ્ય દશામા શુદ્ધ ચેતનાનો અને ચેતનજીનો
થતો નથી. ચેતનાને જે વિરહવ્યથા થાય છે તેમા ઘટાડો થતો નથી. વાન
એવી રીતે બાહ્ય દશામા વર્તતા જીવો ચેતના અને ચેતનનો સંબંધ સમજ
ચેતનાને પતિવિરહથી કેવી પીડા થાય છે તે તેઓના ખ્યાલમા પણ આવતું
જે કોઇ ખરેખરો ચેતનસ્વરૂપ સમજનાર લક્ષ્યાર્થવાળો ચેતનાનો હિતેચ્છુ
અપાર વેદનાને સમજી શકે છે. ચેતનાની પીડા જોઈને અંતઃકરણ
વિશુદ્ધ સ્નેહી જ ઓછા હોય છે, જેઓ તેના તરફ ઉપર ઉપરથી પ્રેમ
તે તેના ખરા સગા નથી, તે ખરા સ્વજન નથી અને તે ખરા સજ્જન
ત્રણે અર્થમા 'સયણ' શબ્દ વપરાયો છે

વર્તમાન કાળમા આવી હાળાહળ ઝેર જેવી મિથ્યાત્વ દશા વર્તે
કહે છે કે-જેમ ભર શિયાળામા વાનરનું શરીર ઠંડીથી થરથર ધ્રૂજે
શરીર કંપે છે મને વિચાર થાય છે કે આ ચેતનપતિ તો જ્યાં
ભરાતા જાય છે, એ સંસારમા આસક્ત હોય છે ત્યારે ધન, સ્ત્રી, પુત્ર
સબડ્યા કરે છે અને તેનાથી જરા ઊંચો આવી આતર દશામા આવવા
આગ્રહી ગુરુઓની બાહ્ય કપટજાળમાં ફસાઈ કુમાર્ગે ચાલ્યા જાય છે
રસ્તા પર ચઢી જાય છે કે તેનો પત્તો લાગતો નથી. આવી મારા પતિ
मकरे दारुणं शीतम् શિયાળામા સખ્ત ટાઢ હોય છે તેવા વખતમાં
ધ્રૂજે છે તેમ પતિવિચારથી અને તેમની ભવિષ્યત્ સ્થિતિના ખ્યાલથી
ધ્રૂજે છે કે જાણે મને કંપ થયો હોય ! મને વિચાર કરતા ત્રાસ
વિચક્ષણ હોવા છતા સાસારિક દશામા અથવા કોઇ વાર ધર્મને નામે

એવા વિચિત્ર રીતે વર્તે છે કે એમની સ્થિતિ શું થશે ? એઓ ક્યાં સુધી આવી રીતે સંસારમાં રખડ્યા કરશે અને એમનો અને મારો મેળાપ ક્યારે થશે ? તે સમજાતું નથી. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે અત્ર ચેતનજીનું જે ચિત્ર ચેતનાએ દોર્યું છે તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. જ્યાં સુધી ચેતનજીને યથાર્થ જ્ઞાન ન થાય અને ખાસ કરીને તેની ઉન્નતિના પગથીઆં અને માર્ગોનો યથાર્થ બોધ અને દર્શન ન થાય ત્યાં સુધી તે પોતાની શુદ્ધ દશા સમજી–વિચારી–જાણી શકે નહિ અને ત્યાં સુધી તેનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય નહિ. એ સ્થિતિ દૂર કરી શુદ્ધ સ્વરૂપી પતિ સાથે ચેતનાનો મેળાપ થાય અથવા સ્પષ્ટ રીતે કહીએ તો ચેતનજી પોતે વિશુદ્ધતર બની સ્વસ્વરૂપમાં આવે તેવો પ્રયત્ન કરવાની જરૂર અત્ર બતાવી છે

પંચતંત્રમાં વાંદરા માટે એક કથા છે તેમાં લખે છે કે–એક સુઘરી વરસાદના વખતમાં વાંદરાને ઝાડની નીચે ધ્રૂજતો જોઈને પોતાના માળામાંથી કહેવા લાગી કે–'હે ભાઈ ! તું આવો હાથે અને મનુષ્યની આકૃતિવાળો હાથ પગ સહિત દેખાવા છતાં વરસાદ આવવા અગાઉ ઘર શા માટે બાંધી રાખતો નથી કે ચોમાસામાં આ પ્રમાણે થરથર ધ્રૂજવું પડે નહિ.' વાંદરે જવાબ આપ્યો કે 'તારે અન્યની વાત કરી ઉપદેશક થવાની જરૂર નથી, ચૂપ બેસી રહે, નહિ તો તારો માળો જ વીંખી નાખીશ.' સુઘરી પોતાના સુંદર માળામાંથી બીજી વાર થોડા વખત પછી વળી વાંદરાને ધ્રૂજતો જોઈ તે જ પ્રમાણે ઉપદેશ આપવા લાગી અને વાંદરે ફરી વાર તેને એક બે ગાળો ચોપડાવી 'દુરાચારે, રંડે, પંડિતમાનિનિ ! ચૂપ રહે, નહિ તો તને ઘરબાર વગરની કરી મૂકીશ.' ઈત્યાદિ કહ્યું સુઘરીને વળી અનુકંપા આવતાં ત્રીજી વાર ઉપદેશ આપવા મંડી ગઈ એટલે વાનરે ઝડપ મારી તેનો માળો તોડી નાખ્યો અને બોલ્યો કે– હું ઘર બાંધવામાં તો અસમર્થ છું, પણ પારકાં ઘર ભાંગી નાખવામાં સમર્થ છું ' આમ બોલીને સુઘરીને ઘરબાર(માળા) વગરની કરી અને પોતે તો થરથર ધ્રૂજતો રહ્યો. ચેતનજીના સંબંધમાં આવું ઘણીવાર બને છે કોઈ વિશુદ્ધ ઉપદેશ આપવા આવે છે તો તેનો ઉપદેશ ન માનતાં ઊલટું બને તેટલું તેને નુકશાન કરવા યત્ન કરે છે, અને પોતે તો જે થરથર ધ્રૂજતી દશામાં હોય છે તેમાં જ રહે છે; પોતાને લાભ થતો નથી અને ઊલટું ઉપદેશ આપનારને નુકશાન કરે છે ચેતના થરથર ધ્રૂજે છે એવો અત્ર ભાવ બતાવ્યો છે તેનો વાસ્તવિક વિચાર તો ચેતન ઉપર જ સમજવાનો છે કારણ કે ચેતન અને ચેતનાનો અભેદ છે ચેતનનો સ્થૂળ ચેતનાદેહ વિરહથી ધ્રૂજે છે એટલે ચેતનજીને ચેતનાનો તેની શુદ્ધ દશામાં મેળાપ થતો નથી સુઘરી જેવા સુવિહિત પુરુષો કદાચ ચેતનજીને ઉપદેશ આપવા આવે તો ચેતન તે માનતો નથી અને તે ઉપદેશની અસર જેમ બને તેમ પોતા ઉપર ઓછી થાય એવું વર્તન બિચારા જોરને લીધે કરે છે અને પછી તેને લઈને તેની દશા જરા પણ સુધરતી નથી એટલું જ નહિ પણ તેનો વિરહકાળ લંબાયા જ કરે છે

*देह न †गेह न नेह न रेह न, भावे न दुहडा गाह;+
आनंदघन वहालो बांहडी साहि×, निशदिन धरुं उछाह रे.– मोने० २

"મને શરીર ગમતું નથી, ઘર ગમતું નથી, સ્નેહ ગમતો નથી અને તે જરા પણ ગમતા નથી અને દુઃખનો ભંડાર હોવાથી પણ ગમતા નથી. (હવે તો) વહાલો આનંદઘન બાહુ પકડે તો રાતદિવસ ઉત્સાહ ધારણ કરું."

**ભાવ**—પતિ વગર મને મારું શરીર ગમતુ નથી, ઘર ગમતું નથી, કોઇ મારા ઉપર સ્નેહ કરે તે પણ મને ગમતો નથી અને દુઃખનો ભંડાર મને થાય તે પણ ગમતો નથી અને એ સર્વ એક રેખા માત્ર પણ ગમતાં નથી. પતિવિરહે મને કોઇ પણ વસ્તુમા જરા પણ આનંદ આવતો નથી. પતિ વગરનું ઘર, પતિ વગરનો સ્નેહ અને ખૂદ મારું શરીર પણ ગમતું નથી. દુહડાગારનો બરાબર ભાવ અહીં આવતો નથી પણ એવો ભાવ જણાય છે કે-પતિવિરહે મને જે દુખ થાય છે તે દુખરૂપ ભંડાર પણ ગમતો નથી. હવે તો મારા આનંદઘન પ્રભુ બાહુ પકડે તો હું દરેક બાબતમા ઉત્સાહ લઈ શકુ. હાલ તો જાણે કોઇ બાબતમા મજા આવતી નથી, હોશ આવતી નથી, આનદ આવતો નથી. વિરહદશા મટે તો મને ઉત્સાહ આવે અને પછી પતિનો મેળાપ થતા આ ઘર, શરીરાદિ પદાર્થો જે હાલ અકારા થઇ પડ્યા છે તેમા પણ પ્રેમ આવે. દુહાગાહા પાઠ હોય તો તેના અર્થથી કોઇ પ્રેમના દુહા, સંદડા, ગાથા વિગેરે રાગમા લલકારે તે પણ મને ગમતા નથી એવો ભાવ નીકળે છે.

આ ગાથાનો આધ્યાત્મિક અર્થ વિચારતા સારો ભાવ પ્રાપ્ત થાય છે. પતિના વિરહે મને મારા સ્થૂળ શરીર ઉપર જરા પણ પ્રેમ આવતો નથી તેમજ પતિ વગરના મારા

---

* કોઇ શબ્દ આ ગાથાની શરૂઆતમા વધારે મૂક્યો છે તેથી પાઠ 'કોઇ દેહ ન' વિગેરે એમ થાય છે તે પ્રમાણે પાઠ બે પ્રતમા છે

† ગેહને બદલે એક પ્રતમા 'ગેહિ' શબ્દ છે

+ દુહડા ગાહને બદલે છાપેલી બુકમા 'દુહા ગાહા' પાઠ છે દુહા અને ગાથા એ તેનો અર્થ છે દોહરા અને અનુષ્ટુપ્ અસલ આ રાગોમા સમસ્યાદિક બનતા તથા ગવાતા હતા,

× સાહિને બદલે એક પ્રતમા 'સાહિબ' પાઠ છે તેનો અર્થ બેસતો નથી મારા વિચાર પ્રમાણે તે લહીઆએ ભૂલ કરી હોય કે કોઇએ સ્વમતિથી સુધારો કરવામા ભૂલ કરી હોય એમ જણાય છે

– ઉછાહ પાઠ સર્વ પ્રતોમા છે બુકમા ઉમાહા પાઠ છે તેનો અર્થ પણ તે જ છે એ બુકમા દુહાગાહા પાઠ બીજી પંક્તિમા લીધો છે તેથી અનુપ્રાસ મેળવવા માટે ઉમાહા પાઠ ઠીક છે

૨ દેહ=શરીર ન ભાવે શબ્દ બીજી પંક્તિમાથી સર્વત્ર લાગુ પાડવાનો છે, ન ભાવે એટલે ગમતુ નથી ગેહ=ગૃહ, ઘર નેહ=સ્નેહ રેહ=રેખા માત્ર, જરા પણ દુહડા ગાહ=દુખડાગાર, દુખનો ભંડાર સાહિ=પકડી બાહડી=બાહુ, હાથ ઉછાહ=ઉત્સાહ, હોશ.

મંદિરમાં પણ મને આનંદ આવતો નથી કોઇ ઉપર ઉપરથી મારા ઉપર સ્નેહ બતાવે છે, મારો ચેતનસ્વભાવ ઓળખી પતિને મારી પાસે લાવવાના ખોટા પ્રયત્ન કરે તેવો અંતરંગ સ્નેહ વગરનો ઉપરનો પ્રેમ પણ મને ગમતો નથી. જે પ્રેમમાં પતિ ન હોય અથવા પતિ મંદિરે આવવાનો સંભવ ન હોય તેવો બાહ્ય સ્નેહ મારે શું કામનો છે? મને તો જો પતિ મળે તેવા પ્રકારનો સ્નેહ હોય અથવા પતિ ઉપર સ્નેહ રાખનારા અને તેને ખરેખર આદરતા કરનારાઓ સાથે સ્નેહ-શુદ્ધ પ્રેમ થતો હોય તો તે પતિના નામ ખાતર પસંદ આવે. બાકી પતિનું નામ લઇ કોઇ મારી પાસે આવે અને તેના સ્નેહના પરિણામે મને પતિથી દૂર થવું પડે તેનો સ્નેહ મને કેવી રીતે પસંદ આવે? ધર્મને નામે જે અનેક પ્રકારની ધામધુમો આવે છે તેને અંગે બાહ્ય ક્રિયા કે વર્તનો અથવા કષાયો મારા ઉપર પ્રેમ કરવા આવે તો તે મને ઇષ્ટ નથી. આવી જાતની ધામધુમો કઈ છે તે વિચાર કરવાથી જણાશે, ધર્મને નામે અનેક ધામધુમો, લડાઇઓ છટકાઓ અને પેઢીઓ ચાલવી લેવામા આવશે જે સર્વ ચેતનને ચેતના સન્મુખ કરનારા નથી અને તેથી ચેતનાને તેના ઉપર પ્રેમ આવે નહિ એમ જે અત્ર શ્રી આનંદઘનજી મહારાજ બતાવતા હોય એમ જણાય છે તે યોગ્ય છે વળી એવી સાંસારિક ભાવનાઓ કરવાથી હું અનેક દુઃખના ભંડારરૂપ સંસારમા સરી જાઉં છુ, ધર્મને નામે કરેલા કષાયોથી હું દુહાગારમા પાત કરુ છુ તે પણ મને ગમતો નથી. દુઃખ સ્વાભાવિક રીતે કોઇને પસંદ આવે નહિ એ જાણીતી વાત છે અને ચેતનાને તો એ પસંદ ન જ આવે, કારણ કે તેથી તેને શુદ્ધ સ્વરૂપે પતિને મળવાનો સમય વિશેષ દૂર થતો જાય છે આવી રીતે દેહ ઉપર, ગેહ ઉપર, સ્નેહ ઉપર અને દુહાગાર ઉપર ચેતનાને રેખા માત્ર પણ પ્રેમ ઉપજતો નથી.

મારા ગુરુમહારાજ કહે છે કે-અહીં ભાવેને બદલે 'માવે' પાઠ બીજી પંક્તિમા લેઇએ અને જે બુકમાથી તેઓ પાસે પદ વાંચ્યા તેમાં 'દુહાગાહા પાઠ હતો. માવે પાઠ કોઇ પણ પ્રતમા નથી. તેમના કહેવા પ્રમાણે આ બે પંક્તિનો ભાવ નીચે પ્રમાણે થાય છે *જ્યાં સુધી પ્રાણી મિથ્યાત્વના મદમાં માચેલો હોય છે ત્યાં સુધી તે પોતાના શરીરમાં* પણ માતો નથી એટલો ફુલી રહે છે, અરે તે ફુલીને પોતાના ઘરમા પણ માતો નથી અને તેનો મિથ્યાત્વ પરનો પ્યાર એટલો અપાર છે કે તે પ્યાર પણ કોઇ સ્થળે માતો નથી. મિથ્યાત્વના પ્રેમમા આસક્ત પ્રાણીઓ સત્ય સ્વરૂપ સમજી શકતા નથી તેથી ઉપર ઉપરનુ જ્ઞાન થતા મદમાં ફુલાઇ જઇ પોતાના શરીરમા પણ માતા નથી. શરીર શું પણ પોતાના ઘરમા પણ સમાઇ શકતા નથી. મિથ્યાત્વના મદમા ચકચૂર થયેલાની આવી સ્થિતિ આપણે ઘણીવાર જોઇએ છીએ કોઇ પણ ધર્મના અનુયાયીને જોતા અને તેની વિચારણા વગરની ધર્મની વાતો તથા લડાઇઓ સાંભળતા મનમાં આ બાબતની ખાસ પ્રતીતિ થાય છે ધર્મની બાબતમા તેઓ એટલા મતાગ્રહી થઇ જાય છે કે પોતાથી અન્ય ધર્મના દુહ-ગાથા હોય તે પણ તેઓને સાંભળવા ગમતા નથી. 'માવડી મુને નિરપખ કિણહી ન મૂકી

એ વાત કરતાં ઉપરના અડતાળીશમા પદમાં આ વાત બતાવવા યત્ન કર્યો છે તેથી અત્ર વિશેષ વિવેચન કરવાની જરૂર રહેતી નથી. ‘ માવે ’ પાઠ લેવાથી પ્રથમ બે પંક્તિનો આ પ્રમાણે અર્થ થાય છે.

હવે તો આનંદઘન પ્રભુ–મારા નિર્લેપ શુદ્ધ પતિ મારો હાથ પકડે, મને આવી કફોડી સ્થિતિમાથી બચાવી લે એટલે મારા પતિ શુદ્ધ વસ્તુ સ્વરૂપ સમજી મિથ્યાત્વ દૂર કરી મારે મંદિરે પધારે, અથવા આનંદઘન પ્રભુ મારા પતિને સ્વરૂપ સમજાવી તેમનું મિથ્યાત્વ દૂર કરે અને પતિને અત્યારે માયા, મમતા ઉપર જે સ્નેહ છે તે દૂર કરાવી દે તો મને મારા કાર્યમા ઉત્સાહ આવે. હાલ તો મને મારા શરીર ઉપર કે ઘર ઉપર પણ પ્રેમ થતો નથી. મને મારાં કોઇ પણ કાર્યમાં રસ આવતો નથી અને મને ઉપર ઉપરના સ્નેહ તરફ પણ ભાવ થતો નથી. આનદઘન પ્રભુ આધ્યાત્મિક પ્રેમ લાવી મારો હાથ પકડે, મારા પતિને વર્તમાન વિભાવદશામાથી ઊંચા લાવે, તેઓની પરિણતિ સુધારે અને પછી જો મારો અને પતિનો મેળાપ કરાવી આપે તો મને મારા કાર્યમા હોંશ આવે અને પછી પતિવિરહકાળ પૂરો થવાથી પતિ–પરિચર્યામાં સદા તત્પર રહી તેઓ સાથે આધ્યાત્મિક આનંદ ભોગવુ આવી જ્યારે મારી સ્થિતિ થાય ત્યારે મને સ્વાભાવિક રીતે મારા દરેક કાર્યમા ઉત્સાહ આવે.

ચેતનજી જ્યા સુધી સાસારિક અથવા પૌદ્ગલિક દશામા હોય છે ત્યાં સુધી તે કોઈ ધર્મકાર્ય કરે છે તો તેમા પણ તેને રસ આવતો નથી. જેવો પ્રેમ તેને પૈસા કમાવામા કે ઇન્દ્રિયોના વિષયો ભોગવવામા આવે છે તેવો તેને દેવપૂજા, આવશ્યક ક્રિયા કે પૌષધાદિમા આવતો નથી ઓઘે તે સર્વ ક્રિયા કરે છે, પરતુ એમા રસની જમાવટ થતી નથી. જ્યારે એ આનદસ્વરૂપ થવાનું શુદ્ધ લક્ષ્ય કરે છે ત્યારે તેને પૌદ્ગલિક પદાર્થોની વિરસતા સમજાય છે અને પછી આધ્યાત્મિક રસ તેને સદ્વર્તનમા અને આત્મિક સહજ ગુણોમા આવે છે–ત્યારપછી એ વિશુદ્ધ માર્ગના સાધનધર્મો કરે છે તેમા પણ તેને એટલો ઉત્સાહ આવે છે કે તેનો ખ્યાલ સ્થૂલ દૃષ્ટિમા વર્તતા જીવોને આવવો લગભગ અશકય છે. આ દશાને આનદઘન ભગવાન્ બાહુ પકડે એવી દશા તરીકે વર્ણવી છે એવી દશા પ્રાપ્ત કરવાનું સાધ્ય નિરતર લક્ષ્યમા રાખવા અને તેને માટે દૃઢ મનથી યાચના અને વિચારણા કરવાનુ આ પદમા મક્કમ રીતે સૂચવન છે બાહ્ય દશાના ભાવોમા આ જીવ એટલો લપટાઈ ગયેલો રહે છે કે જ્યા સુધી તેવી દશાનું સ્વરૂપ બરાબર વિચારે નહિ અને તેની અને શુદ્ધ આતર દશાની વચ્ચેનો તફાવત સમજે નહિ ત્યા સુધી તેનું સાધનકાર્ય શુદ્ધ દશાપ્રાપ્તિની અપેક્ષાએ કાંઈ પણ ફળ આપે નહિ બાહ્ય ભાવ તજી નાથને મળવા પ્રયત્ન કરો અને દરેક વિશુદ્ધ સાધનધર્મમા પણ લક્ષ્ય ધ્યાનમા રાખી ઉત્સાહ લાવો.

---

# ૫૦ પચાસમું

રાગ ધન્યાશ્રી

अनुभव* प्रीतम कैसे मनासी ॥ अनु०
छिन निरधन सधन छिन निरमळ, समळ रूप बनासी + ॥ अनु० १

"હે અનુભવ ! તું પ્રાણપતિને કેવી રીતે મનાવીશ ? જરા વારમાં તે નિર્ધન થઈ જશે, જરામાં ધનવાન થઈ જશે, જરામાં તે મેલ વગરનો તદ્દન નિર્મળ થઈ જશે અને જરામાં મેલ યુક્ત થઈ જશે—એવાં એવાં રૂપ તે બનાવશે."

ભાવ—ચેતનજીની શું સ્થિતિ છે અને તે કેવી દશામાં વર્તે છે તે આપણે જુદા જુદાં દૃષ્ટિબિંદુથી જુદાં જુદા પદોમાં જોયું, એનો માયા, મમતા ઉપરનો રાગ, શુદ્ધ ચેતના તરફ ઉપેક્ષાભાવ, વસ્તુસ્વરૂપનું અજ્ઞાન, શુદ્ધ ચેતનાની તેને મળવાની આતુરતા, એને અભાવે તેના વિરહતાપ વિગેરે અનેક ભાવો આપણે નાના નાના પદોમાં વારંવાર જોઈ ગયા છીએ ખાસ કરીને ચેતના પતિને મળવા કેટલી આતુર છે અને તેને માટે પતિ તરફ તે કેટલા સંદેશા મોકલે છે અને બીજી અનેક રીતે પતિમેળાપના કેવાં કેવાં સાધનો યોજે છે તે આપણે આનંદના પદોમાં જોયું છે છેવટે ઉપરના પદમાં તો તે આવે આમ ત્યાગરૂપે, પોતાને કોઈ વસ્તુ પર રુચિ થતી નથી અને તેટલા માટે પોતાના શુદ્ધ પતિનો હવે તો કોઈ મેળાપ કરાવી આપો એમ તેને સૌને કહેતી સાંભળી છે આ બાબતમાં અનુભવ સાથે વિચાર કરતા ચેતના મિથ્યાત્વમાં ભૂલા પડેલા પતિ મનાશે કેવી રીતે અને તેમ થયા પછી નિજ મંદિરે કેમ પધારશે તે સંબંધી પોતાના વિચારો બતાવે છે તે ખાસ વિચાર કરવા લાયક છે

શુદ્ધ ચેતના અનુભવને કહે છે કે—હે અનુભવ મિત્ર ! તું જાણે છે કે મારા નાથ હાલ તો મિથ્યાત્વમાં ભૂલા પડી ગયા છે તેને યોગે હાલ તેઓ આત્માને કોઈ વાર ક્ષણિક માને છે વળી કોઈ વાર નિત્ય માને છે, કોઈ વાર ઈશ્વરનો અંશ માને છે અને વળી કોઈ વાર તેનું અસ્તિત્વ સ્વીકારવાની જ ના કહે છે આવા મારા નાથને હે અનુભવ ! તું કેવી રીતે મનાવીશ ? તેઓને હાલ તો માયામમતાને મંદિરે રમણ કરવું પસંદ આવે છે અને હઠે કરીને ઉદાસ થાય છે પરંતુ અનેક પ્રકારની પ્રાર્થના કરવા છતાં તેઓ મારે મંદિરે પધારતા નથી વળી તેઓ અનેક રંગો વારંવાર બનાવે છે કોઈ વખત તે નિર્ધન અને

* અનુભવ હે ... તે ... અનુભવી ... 
+ મનાવી ને ... જાપેથી ... મનાસી ... મનાસી ...
૧ ... મનાસી ... 
... ... ...

કોઈ વાર ધનાઢ્ય હોય તેવાં રૂપો બનાવે છે, કોઈ વાર તે શુદ્ધ સ્ફટિક જેવા નિર્મળ રૂપને અને કોઇ વાર અત્યંત મલિન રૂપને બનાવે છે. આવાં નવાં નવા રૂપ ધારણ કરનાર પતિને અનુભવ ! તું કેવી રીતે મનાવીશ ? ધન એટલે આત્મિક સંપત્તિ સમજવી અને નિર્મળ એટલે સામાન્ય દ્રવ્યમળથી રહિત અથવા જેટલો કર્મમળ ઉતરી જાય તેટલા પૂરતા નિર્મળ. આ પ્રમાણે નિર્મળ શબ્દનો અર્થ કરવાનું કારણ એ છે કે-સર્વથા નિર્મળ તો તે જ્યારે મોક્ષમાં જાય છે ત્યારે જ થાય છે. નિર્મળતાના અંશને અહીં ગ્રહણ કરીને નિર્મળત્વ દેખાડ્યું છે. વ્યવહારમા પણ બહુ મેલવાળા શરીરને જરા સાબુ લગાડવાથી નિર્મળ થયેલ માનવામાં આવે છે. આવી રીતે ધન અને મેલને અંગે જૂદા જૂદા રૂપો ચેતનજી બનાવ્યા કરે છે, તેનો એક સરખો નિયમ નથી અને તેનો એક ધડો પણ નથી. આવી રીતે વિચિત્ર વર્તન કરતા મારા નાથ કેવી રીતે મનાશે અને ઠેકાણે આવશે ? અનુભવ ! આવા પતિને તું કેમ સમજાવીશ તે મને કહે. તું ઘણો પ્રયાસ કરે છે પણ તારો પ્રયાસ કેવી રીતે સફળ થશે તે તું મને જણાવ. મારા પતિનું વર્તમાન ગાઢ મિથ્યાત્વ અને તેના અસ રંગો જોતા તારા માર્ગમા બહુ મુશ્કેલી મને તો જણાય છે અને પતિનુ વર્તમાન સ્વરૂપ વિચારતા તારો પ્રયાસ મને લગભગ અશકય જેવો લાગે છે, માટે હવે તુ એ સબંધમા કેવી રીતે કામ લેવાનું ધારે છે તે મને બરાબર જણાવ.

આ પદનો ટબો મને મળી ગયો છે. તેનો ભાવ લગભગ ઉપર કહ્યો તે જ પ્રમાણે છે. ટબાકાર આ ગાથાનો અર્થ કરતાં લખે છે કે-આત્માને પુદ્ગળમા લોલીભૂત જોઇને અનુભવ એટલે સ્વરૂપજ્ઞાનને શુદ્ધ ચેતના કહે છે કે-હે અનુભવ ! તમે કહો તો ખરા કે ભર્તાર કેમ માની જશે ? એની વર્તમાન રીતભાત જોતા એ આપણા કથનમા કેવી રીતે આવશે ? એ ક્ષણવારમા જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ધનથી રહિત અને ક્ષણવારમાં તે જ ધનથી યુક્ત સધન થઇ જાય છે, વળી તે જ આત્મા ક્ષણવારમા નિર્મળ સ્વરૂપજ્ઞાની અને તે જ ક્ષણને અંતે અનંતાનુબંધી કષાયની ચોકડીના ઉદયથી મહામેલવાળો દેખાય છે. આવા અસરંગી* આત્માને તુ કેમ મનાવીશ એટલે રહસ્યાર્થે એને મનાવવા એ ઘણી મુશ્કેલ બાબત છે

ચેતનજીના વિચિત્ર ઢંગો કેવા પ્રકારના છે તે જરા વિવેકદૃષ્ટિપૂર્વક અવલોકન કરવાથી જણાઇ જાય તેવું છે શુભ ઉપદેશનું શ્રવણ મનન કરી તે કાંઇ નિશ્ચયો અથવા નિર્ણયો કરે છે અને પાછો વ્યવહારમા પડતા સર્વ ભૂલી જાય છે, વાતો કરે છે ત્યારે ડાહ્યો લાગે છે અને વર્તન કરે છે ત્યારે ગાંડો જણાય છે, ભાષણ આપે છે ત્યારે દુનિયાનુ મોટું ડહાપણ તેનામા હોય તેવો દેખાવ બતાવે છે અને વ્યવહાર કરે છે ત્યારે ટૂંકી

* ટબાકાર તેને માટે અફતરંગી શબ્દ વાપરે છે તે અસતુ પ્રાકૃતરૂપ સંભવે છે.

અનેક ગતિઓમાં ભમે છે અને તેથી શાસ્ત્રકાર કહે છે કે–એવી કોઇ જાતિ નથી અને એવી કોઈ યોનિ નથી, એવું કોઇ સ્થાન નથી અને એવું કોઇ કુળ નથી કે જ્યા આ જીવ અનંત વાર ઉત્પન્ન થયો ન હોય. ચેતનજી કર્મવશ પડી અનેક પ્રકારના શરીરો ધારણ કરે છે અને પ્રત્યેક ભવમાં તેનું રૂપ ફરતું જાય છે.

ટબાકાર અહીં લખે છે કે ' આત્મા ફરી ક્ષણવારમાં ઇંદ્રની જેમ ઇશ્વરતા ધારણ કરશે અને કહેશે કે ષડ્ દ્રવ્યમા મારા જેવો કોણ છે અને વળી પછી છાશની જેમ પાતળો થઈ જશે એટલે નિર્મંદી થઈ જશે ' આ ભાવ પણ સારો છે. કહેવાનો આશય એ છે કે–ચેતનજી નવાં નવા રૂપો ધારણ કરશે.* તેનું એક ઠેકાણું નથી, તેની એક સરખી ગતિ નથી, તેની એક સરખી કૃતિ નથી, તેની એક સરખી વૃત્તિ નથી; અને હે મિત્ર ! તું તો કહે છે કે–તે અવિનાશી છે તું મને વારંવાર કહે છે કે–મારા નાથ અવિનાશી છે ચેતનજી અવિનાશી હોય તો પછી જૂદા જૂદા ભવમા નવીન નવીન રૂપ ધારણ કરે છે, અરે ! એક ને એક ભવમા પણ સધન, નિર્ધનાદિ થઇ જાય છે એમ હું દેખું છું ત્યારે હવે મારે ધારવું શુ ? આવી વિચિત્ર રીતે વિહાર કરતો નવીન રૂપ ધારણ કરતો દેખાતો અને તમારાવડે અવિનાશી તરીકે સંબોધાતો ચેતન કેવી રીતે માની જશે અને કેવી રીતે મારે મંદિરે પધારશે એ હે મિત્ર ! તું મને જરૂર સમજાવ

ચેતનજી નામ અને ગોત્ર કર્મને વશ પડી જૂદી જૂદી ગતિ, જાતિ તથા ગોત્રમા ઉત્પન્ન થાય છે, મોહનીયને વશ પડી સસારમા આસક્ત રહે છે, આયુષ્ય કર્મને લીધે ત્યા ટકી રહે છે, વેદનીય કર્મને લીધે ત્યા સુખદુખ ભોગવે છે અને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય તથા અંતરાય કર્મોને લીધે ત્યા તેના અનેક ગુણો હાનિ પામે છે–આવી તેની વિચિત્ર સ્થિતિ પર ટીકા કરતા ચેતના કહે છે કે–આવા કર્મને પરવશ પતિ નવા નવા રૂપો ધારણ

* અહીં સુધી માત્ર એક પક્તિનો અર્થ લખીને પછી ટબાકાર નીચે પ્રમાણે નોટ લખે છે, બાકીની ગાથાનો અર્થ મુશ્કેલ હોવાથી તેમણે તે લખ્યો નથી તે મારા ગુરુમહારાજે મને જે પ્રમાણે અર્થ બતાવ્યો તે અહીં લખ્યો છે ટબાકાર લખે છે કે " આ ગાથાના બાકીના ત્રણ પદોનો અર્થ જરા જરા ભાસે છે તો ખરો, પણ બરાબર રહસ્યાર્થ સહિત ભાસતો નથી એટલે એ લખતો નથી એવી ઉક્તિ છે કે शतं वद एक मा लिख ( સો વાત બોલ પણ એક લખ નહિ ) મતલબ કોઇ વાત લખવા પહેલા ઘણો વિચાર કરવો જોઇએ કવિરાજનો આશય ઘણો ગભીર છે તેથી તે તે જ જાણે મારા મનમા આવે છે તેમ નિર્વિવેકી થઇને લખ્યો જાઉં છું, પરતુ આ પદનો આશય પરિપૂર્ણ જાણ્યા વિના શુદ્ધાશુદ્ધની ખબર પડતી નથી શુદ્ધ અશુદ્ધ અક્ષરોની બરાબર ઘટના થઇ શકતી ન હોવાથી અર્થ શેનો કરવો ? એ બંને અન્યોઅન્ય અસંબદ્ધ છે, પણ એ પદોમા પ્રાણાતિપાત માયાનુ વર્ણન છે " આ પ્રમાણે ટબાકારે નોટ કરી છે તેનો છેવટનો ભાગ સમજાયો નથી પ્રાણાતિપાત અને માયાનું વર્ણન આ પદમા ક્યા છે તે સમજાતુ નથી કવિનો આશય ગભીર હોવા ઉપરાત આ પદમા શુદ્ધાશુદ્ધતા જણાય છે તેથી અર્થ દુર્ઘટ તો છે જ. ઉપર અર્થ કર્યો છે તે મારા ગુરુમહારાજે બતાવ્યો તદનુસાર છે. વિ૦ ક૦

કરે છે તેને તું તો અવિનાશી કહે છે તારી વાત સાચી છે એમ માનવામાં પણ અડચણ નથી, પણ અત્યારે આનું વર્તન જોતાં મને તો તેને માટે બહુ ખેદ આવે છે આવા પરવશ પતિને તું મારે મંદિરે કેવી રીતે લાવીશ અને મારુ વિરહદુઃખ કેમ ભાંગીશ એ વાતનો વિચાર કરતાં મારી અક્કલ બહુ મુંઝાય છે

ઉપરોક્ત કર્મો જે ચેતનને અનેક વેશો ધારણ કરાવે છે તેનું સ્થવું અને વળી તે કર્મોનો વિનાશ કરવો એટલે ભોગવીને અથવા બીજી રીતે કર્મોને ખપાવી દેવા—એ સર્વ કરનાર આત્મા પોતે જ છે અને પોતાને હિતનો કરનાર પણ પોતે જ છે. સારી ગતિમાં જઇને સુખ ભોગવવા યોગ્ય કર્મોનો સ્થનાર અને ખરાબ ગતિમાં જઇ દુઃખ ભોગવવા યોગ્ય કર્મોનો સ્થનાર અને વળી એ સર્વ કર્મોનો નાશ કરનાર ચેતનજી પોતે જ છે એને એમ જણાય કે સુખ પણ સોનાની બેડી છે એટલે એ સર્વનો ત્યાગ કરી દઇ કર્મોને હઠાવવા મંડી જાય છે આવી રીતે શુભ અશુભ સર્વ કર્મોનો સંગ્રહ અને ત્યાગ કરનાર તે પોતે જ છે અને પોતાનું વાસ્તવિક હિત શેમાં છે તે શોધી તે પ્રાપ્ત કરનાર પણ તે પોતે જ છે

આ પ્રમાણે હકીકત છે છતા અત્યારે તો એ જ્ઞાનધનથી રહિત હોવાથી અથવા તેની પાસે જ્ઞાનધન બહુ અલ્પ હોવાથી તે ખોટાં ખાતાં ખતવે છે, કરજ વધારતો જાય છે અને દેવાદાર થતો જાય છે કર્મોનો કરનાર, કર્મોનો વિનાશ કરનાર અને પોતાને હિત થાય તેવા કાર્યો કરનાર તે પોતે જ છે, અત્યારે તે માયા, મમતાના પ્રસંગમાં પડી જઇ પાપકાર્ય કરવારૂપ ખોટાં ખાતાઓ ખતવે છે અને સંસાર વધારી મૂકે છે વળી એમ કરવાથી એ નિર્ધનીયા પાસે થોડું દ્રવ્ય હોય છે તે ઉધરાણીમાં તણાઇ જાય છે અને અંતે તેનો વ્યવહાર કાચો પડે છે આવા મારા ચેતનરાજ પતિને હે અનુભવ! તું કેવી રીતે મનાવીશ?

આ ગાથાનો ભાવાર્થ વિષમ છે એમ ગુરુમહારાજ પણ કહેતા હતા. એનો એક આશય તો સ્પષ્ટ રીતે બહાર આવે છે અને તે સંબંધથી પણ બરાબર ઘટે તેવો છે એ ચેતનજીને અવિનાશી કહેવામાં આવે છે છતાં એ ઘણાં વિચિત્ર રૂપો ધારણ કરે છે તેથી અનુભવને ચેતના બતાવી આપે છે કે—એ ચેતનને ઠેકાણે લાવવામાં ઘણી મુશ્કેલી જણાય છે એ સ્પષ્ટ ભાવને બતાવવા ઉપર પ્રયત્ન કર્યો છે અને બનતાં સુધી દરેકે દરેક શબ્દનો અર્થ કરી વચ્ચે શબ્દો અધ્યાહાર બતાવી તે અર્થ કર્યો છે કવિનો આશય એ જ હશે એમ તો કહી શકાય નહિ, પણ સંબંધ ઉપરથી એને મળતો આશય હોવો જોઇએ એમ ધારી શકાય છે આત્માને હિતકારી કાર્ય આત્માએ જ કરવું જોઇએ તે સંબંધમાં શ્રી ધર્મદાસ ગણિ લખે છે કે—

> अप्पा जाणइ अप्पा जहट्ठीओ अप्पसक्खिओ धम्मो।
> अप्पा करेइ तं तह जह अप्प सुहावहं होइ *

* ઉપદેશમાળા—ગાથા ૨૩ મી

'આત્મા જ યથાસ્થિત રીતે પોતાના આત્માને જાણે છે તેથી આત્મસાક્ષીએ કરેલો ધર્મ પ્રમાણ છે, તેથી આત્માએ જે ક્રિયા અનુષ્ઠાન આત્માને સુખકારક હોય તે તેવા પ્રકારે જ કરવાં કે જે આત્માને સુખ આપનાર હોય.' આવી રીતે ચેતનને હિતકારી કાર્યો કરવાની ઇચ્છા રાખવી ઉચિત છે અને તે હિત શું છે તે આત્માને બરાબર જાણવાથી અને પુદ્ગળ અને ચેતન વચ્ચેનો તફાવત સમજવાથી જ ગ્રાહ્યમાં આવે છે. આ પ્રમાણે હોવાથી લોકરંજન કરવા માટે ધાર્મિક કાર્ય કરવાની પ્રચલિત રીત છોડી દઈને આત્માને વાસ્તવિક હિત જેથી થાય તે કાર્ય શોધી સમજી તેવા કાર્યો કરવામા ઉદ્યત થવાની ખાસ જરુરીઆત અત્ર બતાવી છે ખોટાં ખાતા ખતવવાની અત્ર વાત કરી છે તે એકલા માયા, મમતાના જાણીતા પ્રસંગોમાં જ બને છે એમ ન સમજવું, ઉપયોગ વગર આત્મસાક્ષિક ધર્મક્રિયા કરવામા આવે નહિ તો શુભ સાધનક્રિયાઓમા પણ ઘણીવાર ખોટા ખાતાઓ ખતવવામા આવે છે એ જરા બારિક અવલોકન કરીને જોવાથી સમજાઈ જશે. અમુક શુભ ક્રિયા પણ બરાબર કરવામા ન આવે અથવા તે કરતી વખત સાધ્યનો નાશ થઇ જતો હોય તો તે શુભ ક્રિયા છે તેટલા ખાતર જ સાચું ખાતુ ખતવી આપે એટલે આત્મિક ગુણમા વધારો કરે એમ સમજવું નહિ દરેક વાતનો આધાર વિવેકદૃષ્ટિ ઉપર રહે છે અને તે ખાસ લક્ષ્યમા રાખવાની બહુ જરૂર છે. સામાન્ય પ્રાકૃત પ્રવાહ સાથે ઘસડાઇ જવાની જરા પણ જરૂર નથી. જ્યારે આત્માનું ઉત્થાન થવાનું હોય છે ત્યારે તે વિચાર કરવાથી જ થાય છે અને તે પ્રસંગે આત્માને હિત કરવાની દૃષ્ટિ જ લક્ષ્યમા રાખવાની હોય છે; લોકો શું ધારશે વિગેરે વિચાર તો દેખાવ કરવાની દૃષ્ટિ હોય ત્યા સુધી જ ઘટે છે અને એવા દેખાવ કરવાના ધર્મો તો આ જીવે ઘણા કર્યા છે, હવે એ બાહ્ય દૃષ્ટિનો છેડો લાવવો જોઈએ. એક ઉપવાસ કર્યો હોય કે સાધારણ રીતે મહોત્સવાદિ કર્યા હોય તો ઘણાની પાસે તેની વાત કરી નાખીએ તો ઠીક, ઘણા તે જાણે તો ઠીક, બહુ માણસો વાહવાહ બોલે તો ઠીક આવી વૃત્તિ જ્યા સુધી રહે ત્યા સુધી હજુ ચેતનાના મંદિરમા પ્રવેશ પણ થયો નથી અને અનુભવે ચેતનજીને મનાવવાની ખરેખરી શરૂઆત પણ કરી નથી એમ સમજવુ.

**तुं* हितु मेरो में हितु तेरी, अतर काहि+ जनासी;**
**आनंदघन प्रभु आन मिलावो, नहितर करो धनासी×. अनुभव० ३**

---

* "તો હિતુ" એવો પાઠ છાપેલી બુકમા છે અર્થ એક જ છે હિતુ શબ્દમા એક જગ્યાએ તુ અક્ષર દીર્ઘ આપવામા આવ્યો છે 'તો' પાઠ અશુદ્ધ જણાય છે

+ કાહિને બદલે 'કાહે' પાઠ છે અર્થમા ફેર જણાતો નથી

× ધનાસીને બદલે બે જગ્યા પર 'ધન્યાસી' શબ્દ છે અર્થ એક જ છે ધનાશ્રી રાગનુ નામ છે તે શબ્દ ભાષામા જૂદી જૂદી રીતે લખાય છે.

૩ હિતુ=મિત્ર, હિત કરનાર અંતર=આંતરો કાહિ=શુ છે ? જનાસી=જણાવી આન=લાવીને મિલાવો=મેળવો કરો ધનાસી=ધનાશ્રી રાગ બોલો, ઉપડી જાઓ, ચાલવા માંડો

" તુ મારો હિત કરનાર મિત્ર છે અને હુ તને હિત કરનાર છુ, ( આપણા વચ્ચે ) આંતરો શુ છે જે તુ જણાવે છે ? માટે આનંદઘન પ્રભુને લાવીને મારો મેળાપ કરાવી આપો, નહિ તો ( તમે પણ ) ચાલવા માંડો. "

ભાવ—હે અનુભવ ! તુ મારો હિત કરનારો છે, મારો ઇષ્ટ મિત્ર છે અને હુ તને હિત કરનારી છુ મારા અને તારા વચ્ચે અંતર શુ છે ? તે તુ જણાવ. હવે પતિને મારે મંદિરે લઇ આવવા માટે તેને મનાવવા હુ તને આટલી વિજ્ઞપ્તિ કરુ છુ તે પણ ખરી મિત્રતામા કરવાની જરૂર હોય જ નહિ જ્યાં સ્નેહ હોય ત્યાં તો અરસપરસ એક બીજાનુ કામ કરવું એ મિત્રની ફરજ છે, એમા પછી કાંઇ આંતરો રાખવો જોઇએ નહિ અને મિત્ર તરફથી વિજ્ઞપ્તિ થવાની અપેક્ષા પણ રાખવી જોઇએ નહિ અને ત્યાં સુધી કામ કરવાની વાટ પણ જોવી જોઇએ નહિ તુ સારી રીતે જાણે છે કે અનુભવજ્ઞાન થયા પછી ચેતનજી સુમતિ અથવા સમતાને મંદિરે પધારે છે, સમતા તેની પૂર બહારમાં પ્રકાશે છે અને ચેતના પણ વિશુદ્ધ થવા માંડે છે અને ચેતના વિશુદ્ધ થવા માંડે એટલે અનુભવ બન્યો રહે છે આવી રીતે એક બાજુએ સમતા અથવા ચેતના અને બીજી બાજુએ અનુભવ એક બીજાને બહુ હિત કરનાર અને લાભ કરનાર થાય છે અને તેથી ચેતના અનુભવને અહીં કહે છે કે-તુ મને હિત કરનાર અને હુ તને હિત કરનાર છુ છતાં હુ કેટલા વખતથી તારી પાસે વિજ્ઞપ્તિ કરુ છુ કે પતિને તુ મારી પાસે લઇ આવ અને મારે મંદિરે તેમને સ્થાપન કર, તેમાં તુ ભાવ કેમ ખાય છે ? વિલબ કેમ કરે છે ? તારી ફરજ છે કે મારી વિજ્ઞપ્તિ વગર પણ તારે મારુ કામ કરી આપવુ જોઇએ, કારણ કે એમ કરવુ એ મિત્રધર્મ છે તુ જાણે છે કે પતિ હાલ જે વિભાવ દશામા વર્તે છે તે સર્વ રીતે નુકશાન કરનાર છે, તને પોતાને પણ તેથી ખેદ થાય તેવી એ બાબત છે અને સર્વથી વધારે કમનશીબ વાત તો એ છે કે—વિભાવદશામાં ચેતનજી માયામમતાને મંદિરે પડ્યા રહે છે અને મારી હાંસી કરાવે છે આ પ્રમાણે સ્થિતિ છે એ તુ જાણે છે માટે હે અનુભવ ! તુ આનંદઘન પ્રભુ-મારા સચ્ચિદાનંદસ્વરૂપી ચેતનપતિ જેઓ અત્યારે તો સર્વ રીતે મહાદુ ખકારક સ્થિતિ અનુભવે છે, પરતુ જેઓ સ્વરૂપે આનંદના સમૂહ છે જેઓ આત્મિક સુખના ભોગી છે અને જેઓને વર્તમાન ઉપાધિ ન વળગી હોય તો મારી સાથે વિલાસ કરનારા છે તેમને લઇ આવીને મારો મેળાપ કરાવી આપ મારો વિરહ દૂર કર અને મને વર્તમાન યાતનામાથી છોડાવ અને નહિ તો પછી તુ પલાયન કર, ચાલતો થા, રસ્તો પકડ. મારે કાંઈ તારુ બીજુ કામ નથી. હુ મિત્ર હોવા છતાં તને આટલી વિજ્ઞપ્તિ કરુ છુ અને તુ મિત્ર છતાં મારુ એટલુ પણ કામ કરતો નથી તો પછી મારે તારુ કામ નથી, તારે જોઇએ ત્યાં જા, આપણો સંબંધ જોતાં તારે એમ કરવુ ઉચિત નથી, છતા તુ જો એમ જ વર્તવાનો હો તો તારી ઇચ્છા, તારે જોઇએ ત્યાં જા.

આત્માને અનુભવજ્ઞાન થાય ત્યારે તે સમતા નજીક જઈ શકે છે અને સમતાની

નજીક જાય ત્યારે તેની ચેતના વિશુદ્ધ, વિશુદ્ધતર થતી જાય છે. વળી અનુભવ હોય તો સમતા બની રહે છે, નહિ તો ચાલી જતાં વખત લાગતો નથી. આવી રીતે અનુભવ અને સમતાને બહુ નજીકનો અને અરસપરસ એક બીજા ઉપર કાર્યકારણરૂપ સ્નેહસંબંધ છે. આ ગાથાનો ભાવ એ છે કે–અનુભવ દ્વારા સમતા પ્રાપ્ત કરવી અને ચેતનજીએ પોતાનું સહજ સ્વરૂપ પ્રગટ કરવું.

જ્યારે ગવૈયાની ટોળી ગાવા બેઠી હોય છે ત્યારે એવો રિવાજ છે કે ગાન બંધ કરવું હોય ત્યારે એમ કહે કે 'હવે ધનાશ્રી કરો' એટલે હવે છેલ્લો ધનાશ્રી રાગ બોલી ગાવાનું કામ આટોપી લો. આપણા દેવમંદિરમાં રાત્રે જે પ્રમાણે વધાઇ બોલવાનો રિવાજ છે (જે વધાઈ પણ ઘણુખરું ધનાશ્રી રાગમા જ હોય છે) તેવી રીતે ગવૈયાઓ પણ છેવટે ધનાશ્રી બોલે છે. એ God Save the King નેશનલ એન્થમ જેવું છેવટનું ગીત સમજવું શ્રીયશોવિજયજીકૃત સાડાત્રણસો ગાથાના સ્તવનની છેલ્લી ઢાલ જેમ સંપૂર્ણતા-સૂચક ધનાશ્રી રાગમા છે તેવી રીતે બીજા પણ રાગના ગ્રંથમા છેલ્લો ધનાશ્રી રાગ આવે છે, પૂજાઓમા બહુધા તેમ જ હોય છે. અહીં ચેતના ધનાશ્રી રાગમાં ગાન ગાતા અનુભવને કહે છે કે–તમે ગમે તેમ કરીને પતિને લઇ આવી મારો મેળાપ કરાવો અને નહિ તો પછી ધનાશ્રી કરો એટલે તમે વિદાય થઇ જાઓ, હાલ તુરતને માટે એ વાત પડતી મૂકો. જો મહેનત કરવાથી પતિ મારે મદિરે પધારે નહિ અને તમે પણ મોઘા થતા હો તો પછી હાલ એ વાત જવા દેવી એ જ ઠીક છે.

ટબાકાર આ ગાથાનો ભાવ બતાવતા કહે છે તેનો આશય આ પ્રમાણે છે. અત્યાર સુધી જે આત્માનુ વર્ણન કર્યું છે તે તો બહિરાત્મા છે એટલે એ પરપરિણતિને પોતાની માને છે, પૌદ્ગલિક ભાવોમા લોલુપતા રાખે છે અને ઉપર ઉપરની બાહ્ય ક્રિયામા ઘેલો થઇ જાય છે આવા બહિરાત્માને સમજાવવું તો કઠન પડે, ઘણુ મુશ્કેલ પડે, તેથી તેને મૂકી દઇને અતરાત્માને જાગ્રત કરી પરમાત્મભાવને વિચારવાની ખાસ જરુર છે એમા અનુભવને ભજવાની ખાસ જરુર એટલા માટે છે કે એને લઇ આવીને મેળવી શકે એવો અનુભવ મિત્ર જ છે. એ જ્યારે હોય છે ત્યારે તે ચેતનના બહિરાત્મભાવને દૂર કરી અતરાત્મભાવમા તેની સ્થિતિ કરાવી, પરમાત્મભાવ તેની પાસે ભજાવી તેને આનંદઘનની સ્થિતિ મેળવી આપે છે એ પ્રમાણે હોવાથી અહીં ચેતના અનુભવને કહે છે કે–તું મારો મિત્ર છો અને હું તારી મિત્ર છું તેથી આપણા વચ્ચે અતર શુ કરવા જણાવે છે, એવો આતરો હોય જ શા માટે ? છે જ ક્યા ? ખરેખર એવો આતરો આપણા વચ્ચે હોય જ નહિ, માટે હે અનુભવ ! જો તમે મારું હિત વિચારતા હો તો હવે ક્ષણ માત્ર વિલબ ન કરો, હવે મારાથી પતિવિરહ ખમાતો નથી, તેથી આનદના ઘન સઘન મારા સામર્થ્યવાન્ આત્મારામ ભર્તારને લાવીને મને મેળવી આપો, જો ન મેળવી આપો તો તમે પણ ધન્યાસી કરો, એટલે કળાવત ગાનારને શીખ દેવી હોય તો તેને કહેવામા આવે

છે કે પન્યાસી કરો, એટલે તમને શીખ છે એ પ્રમાણે તમે પણ પન્યાસી કરો, હવે અમે પોતે જ તેને મનાવી લેશું અમે પણ બીજા ઘરના નથી (અમે પણ બીજા ઘરના નથી એમ છેવટે ટબાકારે શામાટે લખ્યું છે તે બરાબર સમજાતું નથી. મને એનો ભાવ એમ લાગે છે કે તમે નહિ મનાવો તો તમને પણ શીખ છે, અમે અમારા પતિ સાથે સમજી લેશું, અમે ગમે તેમ કરીને આજ નહિ તો અમુક મુદતમાં વહાલાને મનાવી લેશું, અમે પણ પારકા ઘરના નથી. મતલબ પતિને સમજાવવા તમે પ્રયત્ન કરો તો પણ સારું, નહિ તો તમને પણ શીખ છે આ ભાવ બતાવવામાં ચેતનાની કાંઈક મહત્વતા અને નરમાશ બન્ને સાથે બતાવવા પ્રયત્ન કર્યો છે)

આ પદની બીજી ગાથાનો ભાવ સમજવો જરા મુશ્કેલ લાગે છે, પરંતુ આખા પદનો આશય બરાબર ઝળકતો હોય એમ તો જણાય છે કર્માવૃત સ્થિતિમાં ચેતનજી અનેક પ્રકારના વેશો ધારણ કરે છે, અનેક ગતિમાં જાય આવે છે અને અનેક રૂપો ધારણ કરે છે; કોઈ વાર એ પાણી માગે ત્યાં એને દૂધ મળે છે અને કોઈ વાર દિવસો સુધી અન્ન વિના એને લાંઘણ કરવી પડે છે; કોઈ વાર એના દર્શન કરવા હોય તો અનેક પહેરેગીરની રજા લેવી પડે છે અને કોઈ વાર એ ટકાનો ત્રણ શેર વેચાય છે અને ઉપર મફત પણ અપાય છે (શાક ભાજીમાં ઉત્પન્ન થયો હોય ત્યારે); કોઈ વાર એ મોટા મલ્લને પણ ભારે પડે છે અને કોઈ વાર વ્યાધિગ્રસ્ત શરીરવાળો હોવાથી તદ્દન નિર્બળ રહે છે; કોઈ વાર હજારોને ભારે પડે છે અને કોઈ વાર હજારોથી ધકેલા ખાય છે આવી સ્થિતિમાથી તેને ઊંચા આવવાનો માર્ગ શોધતા ચેતના વિચારે છે કે-પ્રથમ પતિનો બહિરાત્મભાવ છોડાવવો જોઈએ અને તેનો ખરો માર્ગ એ છે કે-એને અનુભવજ્ઞાન આપવું અને તે થયા પછી તે બન્યું રહે તેવા ઉપાયો યોજવા. એ અનુભવજ્ઞાન માટે આ પદોમાં બહુ લખાયું છે; કારણ કે એનો ઉપયોગ અંતરાત્મ ભાવમાં લય થઈ પરમાત્મભાવ પ્રગટ કરવા માટે બહુ સારો થાય છે બનારસીદાસ સમયસાર નાટકમાં કહે છે કે —

અનુભવ ચિંતામણિ રતન, અનુભવ હૈ રસ કૂપ,
અનુભવ મારગ મોખકો અનુભવ મોખ સરૂપ.
અનુભવકે રસકો રસાયન કહત જગ,
અનુભવ અભ્યાસ યહે તીરથકી ઠૌર હૈ;
અનુભવકી જો રસા કહાવે સોઈ પોરસાસુ,
અનુભવ અધોરસાસો ઊરધકી દૌર હૈ;
અનુભવ કેલી યહૈ કામધેનુ ચિત્રાવેલી
અનુભવકો સ્વાદ પંચ અમૃતકો કૌર હૈ;
અનુભવ કરમ તોરે, પરમસુ પ્રીતિ જોરે,
અનુભવ સમાન ન ધરમ કોઉ ઔર હૈ.

એવા અનુભવને બરાબર સમજવાની ખાસ જરૂર છે. અનુભવનું શિક્ષણ એ છે કે-વસ્તુસ્વરૂપનો બરાબર તોલ કરી તમારું પોતાનું હોય તે વિચારો અને તેને આદરો

સંસાર વધવાનાં સાધનો દૂર કરો અને પરિણતિની નિર્મળતા કરો. એ અનુભવ ખાસ કરીને ચેતનજીને સમજાવે છે કે–આત્માએ પોતાનું સ્વરૂપ સમજી વારંવાર વિચારવું જોઇએ, એનો મોક્ષ કાંઈ બહારથી આવવાનો નથી, કોઇ એને મોક્ષ આપનાર નથી અને એ કોઇ પાસે યાચના કરવાથી મળતો નથી. અંતરાત્મભાવમાં સ્થિર થવાથી એ સર્વ વાત બની આવશે એમ અનુભવનું શિક્ષણ છે. ' આત્મા પોતે જ આત્માને જાણે છે ' એ સુપ્રસિદ્ધ સૂત્ર છે. શ્રીચિદાનંદજી મહારાજ સવૈયામાં આ જ ભાવનુ ગાન કરે છે તે નીચે પ્રમાણેઃ—

આપકું આપ કરે ઉપદેશ જ્યુ, આપકુ આપ સુમારગ આણે,
આપકુ આપ કરે સ્થિર ધ્યાનમે, આપકુ આપ સમાધિમે તાણે;
આપકું આપ લખાવે સ્વરૂપશુ, ભોજનકી મમતા નવિ ઠાણે,
આપકુ આપ સંભારત યા વિધ, આપણો ભેદ તો આપહી જાણે.
આપ થઇ જગ જાળથી ન્યારો જ્યું, આપ સ્વરૂપમે આપ સમાવે;
આપ તજે મમતા સમતા ધર, શીલસુ સાચો સનેહ જગાવે;
આપ અલેખ અભેખ નિરંજન, પરિજન અંજન દૂર બહાવે,
યા વિધ આપ અપૂરવ ભાવથી, આપણો મારગ આપહી પાવે.

આવી રીતે ચેતનજીને જે કરવાનુ છે, જે રળવાનું છે અને જે મળવાનું છે તે સર્વ સ્વમા જ છે, સ્વથી જ છે, સ્વદ્વારા જ છે. આવી જાતનું શિક્ષણ એને અનુભવ આપે છે અને એક વખત સહજ ઝળકાટ થઈ જાય તો પણ તેથી બહુ લાભ થતો નથી, પરંતુ કાયમ તેવો ભાવ ટકી રહેવાનું કારણ પણ અનુભવથી જ બની આવે છે એક ભાવ સાધારણ રીતે ઝળકી જાય એમાં જરા વખત તો આનંદ થાય છે, પણ જો એ ટકી રહે તો એની મીઠાશ બહુ આવે છે; તેવી રીતે અતરાત્મભાવ બની રહેવાનુ અને તેની મીઠાશ સતત આવવાનુ કારણ અનુભવથી બને છે આ કારણથી આ પદોમા અનુભવને ઉદ્દેશીને વારંવાર લેખ લખવામા આવ્યા છે. ચેતના કહે છે કે–અનુભવથી જેમ ચેતનજીની અંતરાત્મદશા બની રહે છે એમ અનુભવ પ્રાપ્ત કરવાનો માર્ગ સમતા અને તેટલા પૂરતી શુદ્ધ ચેતના છે અને તેથી અરસ્પરસ બને એક બીજાને હિત કરનાર છે, મદદગાર છે. સમતાથી અનુભવ આવે છે અને અનુભવથી સમતા બની રહે છે આ ભાવ બરાબર સમજી માયા-મમતાનો ત્યાગ કરી, અનુભવરસનું પાન કરી, ચેતનજી અને ચેતનાનો વિરહ મટાડવા બનતો પ્રયત્ન કરવો. જો તેમ ન કરતા અનુભવને ધનાશ્રી કરવાનુ કહેવામાં આવશે તો વળી કેટલાએ ભવો સુધી પાછો પત્તો ખાશે નહિ. જેની ચેતના એટલી પ્રબળ થઈ ગઈ હોય કે એને પછી અનુભવનો પણ ખપ રહે નહિ, એ તો અનુભવને ધનાશ્રી કરવાનુ કહે, આપણે તો તેને અહીં ધનાશ્રી કરવાનું કહેવા જતાં અંતરાત્મભાવનો જરા ઝળકાટ કદાચ થઈ ગયો હોય તો તેને પણ ધનાશ્રી કરાવવા જેવુ થઈ જાય તેમ છે. આ સર્વ ભાવ વિચારી ચેતનજીને વિશુદ્ધ કરી તેનો અંતરાત્મભાવ પ્રગટ કરો, તેના જ્ઞાનાદિ ગુણો વિશેષ નિર્મળ કરો,

માયા, મમતાદિક વિભાવો પર વિજય મેળવો અને એને વિષયકષાયની વિષમતા અને આત્મગુણની મહત્ત્વતાનો ખ્યાલ કરાવી એના અનુભવને જાગ્રત કરાવો અત્યારે એને જે વિશૃંખલ વર્તે છે અને જેને લઈને એ અત્યારે સ્થૂળ સંસારમાં સબ્યોમાસ્યો રહે છે તે દૂર કરી એનું અખંડ સચ્ચિદાનંદમય આનંદઘન સ્વરૂપ પ્રાપ્ત કરાવો. એ પ્રાર્થના છે, એ વિજ્ઞપ્તિ છે, એ કર્તવ્ય છે એ પ્રાર્થના જેણે સાંભળી છે, એ વિજ્ઞપ્તિ જેમણે સ્વીકારી છે, એ કર્તવ્ય જેણે આદર્યું છે તે સર્વ ઇંદ્રિયાતીત અતિ વિસ્તૃત આત્મિક સુખ પ્રાપ્ત કરી નિરંતર આનંદના ભોક્તા થયા છે અને અખંડ પુરુષાર્થ અને દૃઢ ભાવનાથી એ સુખ આપ સર્વને સુપ્રાપ્ય છે એટલું ધ્યાનમાં રાખી એ આનંદઘનરસ પીવા કટિબદ્ધ થાઓ, એને માટે દીર્ઘ પ્રયાસ કરો અને એ મેળવી અનંત સુખસાગરમાં આત્મનિમજ્જન કરી આનંદઊર્મિઓમાં કલ્લોલ કરો.

શ્રી આનંદઘનવિહિત પ્રથમ પચાસ પદ પરનું
વિવેચન અર્થ ભાવ પાઠાંતર વિચારણાયુક્ત સમાપ્ત



# આનંદઘન પદ્ય રત્નાવલી-મૂળ



### પદ પહેલુ-વેલાવલ. પૃ. ૧૧૩

ક્યા સોવે ઉઠ જાગ બાઉરે,
અંજલિ જલ જ્યું આયુ ઘટત હે, દેત પહોરિયાં ઘરિય ઘાઉ રે. ક્યા૦ ૧
ઇંદ ચંદ નાગિંદ મુનિ ચલે, કોણ રાજા પતિ સાહ રાઉ રે;
ભમત ભમત ભવજલધિ પાયકે, ભગવંત ભજન વિન ભાઉ નાઉ રે. ક્યા૦ ૨
કહા વિલંબ કરે અબ બાઉરે, તરી ભવજલનિધિ પાર પાઉ રે;
આનંદઘન ચેતનમય મૂરતિ, શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉ રે. ક્યા૦ ૩

### પદ બીજુ-વેલાવલ, એકતાલી. પૃ ૧૧૭

રે ઘરિયારી બાઉરે, મત ઘરિય બજાવે;
નર શીર બાંધત પાઘરી, તું ક્યા ઘરીય બજાવે. રે ઘરિ૦ ૧
કેવલ કાલ કલા કલે, વૈ તું અકલ ન પાવે,
અકલ કલા ઘટમેં ઘરિ, મુજ સો ઘરિ ભાવે. રે ઘરિ૦ ૨
આતમ અનુભવ રસ ભરી, યામે ઔર ન માવે,
આનંદઘન અવિચલ કલા, વિરલા કોઇ પાવે. રે ઘરિ૦ ૩

### પદ ત્રીજુ-વેલાવલ, તાલ જાતી. પૃ ૧૨૧

જીય જાને મેરી સફલ ઘરીરી. જીય૦
સુત વનિતા યૌવન ધન માતો, ગર્ભતણી વેદન વિસરીરી જીય૦ ૧
સુપનકો રાજ સાચ કરી માનત, રાહત છાંહ ગગન બદરીરી,
આઇ અચાનક કાલ તોપચી, ગહેગો જ્યું નાહર બકરીરી. જીય૦ ૨
અજહુ ચેત કછુ ચેતત નાહિ, પકરી ટેક હારિલ લકરીરી,
આનંદઘન હીરો જન છારત, નર મોહ્યો માયા કકરીરી. જીય૦ ૩

### પદ ચોથુ-વેલાવલ. પૃ ૧૨૫

સુહાગણ ! જાગી અનુભવ પ્રીત. સુહા૦
નિન્દ અનાદિ અજ્ઞાનકી, મિટ ગઈ નિજ રીત સુહા૦ ૧
ઘટમંદિર દીપક કીયો, સહજ સુજ્યોતિ સરૂપ,
આપ પરાઇ આપહી, ઠાનત વસ્તુ અનૂપ સુહા૦ ૨

કહાં દિખાવું ઓરકું, કહાં સમજાઉં ભોર;
તીર અચૂક હૈ પ્રેમકા, લાગે સો રહે ઠોર. સુહા૦ ૩
નાદ વિલુદ્ધો પ્રાણકું, ગિને ન તૃણ મૃગ લોય;
આનંદઘન પ્રભુ પ્રેમકી, અકથ કહાની કોય. સુહા૦ ૪

પદ પાંચમુ—આશાવરી. પૃ ૧૩

અવધૂ નટ નાગરકી બાજી, જાણે ન બાંભણ કાજી. અવધૂ૦
થિરતા એક સમયમેં ઠાને, ઉપજે વિણસે તબહી;
ઉલટપલટ ધ્રુવ સત્તા રાખે, યા હમ સુની ન કબહી. અવધૂ૦ ૧
એક અનેક અનેક એક ફુની, કુંડળ કનક સુભાવે;
જલતરંગ ઘટમાટી રવિકર, અગનિત તાહી સમાવે. અવધૂ૦ ૨
હૈ નાંહિ હૈ વચન અગોચર, નય પ્રમાણ સતભંગી;
નિરપખ હોય લખે કોઈ વિરલા, ક્યા દેખે મત જંગી. અવધૂ૦ ૩
સર્વમયી સરવંગી માને, ન્યારી સત્તા ભાવે;
આનંદઘન પ્રભુ વચન સુધારસ, પરમારથ સો પાવે. અવધૂ૦ ૪

પદ છઠું—સાખી પૃ ૧૪

આતમ અનુભવ રસિક કો, અજબ સુન્યો વિરતંત.
નિર્વેદી વેદન કરે, વેદન કરે અનંત.

રાગ રામગ્રી.

માહારો બાલુડો સંન્યાસી, દેહ દેવળ મઠવાસી. માહારો૦
ઈડા પિંગલા મારગ તજી જોગી, સુષમના ઘરવાસી;
બ્રહ્મરંધ્ર મધી આસન પૂરી બાબુ, અનહદ તાન બજાસી માહારો૦ ૧
યમ નિયમ આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસી;
પ્રત્યાહાર ધારણા ધારી, ધ્યાન સમાધિ સમાસી માહારો૦ ૨
મૂલ ઉત્તર ગુણ મુદ્રા ધારી, પર્યંકાસન ચારી;
રેચક પૂરક કુંભક સારી મન ઈંદ્રી જયકારી. માહારો૦ ૩
થિરતા જોગજુગતિ અનુકારી આપોઆપ વિમાસી;
આતમ પરમાતમ અનુસારી, સીઝે કાજ સમાસી. માહારો૦ ૪

પદ સાતમુ—સાખી—પૃ ૧૧૪

જગ આશા જંજીરકી ગતિ ઉલટી કુલ મોર;
ઝકર્યો ધાવત જગતમેં, રહે છૂટો ઈક ઠોર.

રાગ આશાવરી.

અવધૂ કયા સોવે તન મઠમેં, જાગ વિલોકન ઘટમેં. અવધૂ૦
તન મઠકી પરતીત ન કીજે, ઢહિ પરે એક પલમે,
હલચલ મેટિ ખબર લે ઘટકી, ચિન્હે રમતા જલમેં અવધૂ૦ ૧
મઠમેં પંચ ભૂતકા વાસા, સાસા ધૂત ખવીસા,
છિન છિન તોહી છલનકું ચાહે, સમજે ન બૌરા સીસા. અવધૂ૦ ૨
શિર પર પંચ વસે પરમેસર, ઘટમેં સૂછમ બારી,
આપ અભ્યાસ લખે કોઈ વિરલા, નિરખે ધ્રૂકી તારી. અવધૂ૦ ૩
આશા મારી આસન ધરી ઘટમેં, અજપાજાપ જગાવે,
આનંદઘન ચેતનમય મૂરતિ, નાથ નિરંજન પાવે. અવધૂ૦ ૪

પદ આઠમું-સાખી. પૃ. ૧૭૪

આતમ અનુભવ ફૂલકી, નવલી કોઉ રીત,
નાક ન પકરે વાસના, કાન ગહે પરતીત.

રાગ ધનાશ્રી અથવા સારંગ.

અનુભવ નાથકું ક્યું ન જગાવે.
મમતા સંગ સો પાય અજાગલ, થનતેં દૂધ કહાવે. અનુભવ૦ ૧
મેરે કહેતેં ખીજ ન કીજે, તું ઐસી હી શિખાવે;
બહોત કહેતેં લાગત ઐસી, અંગુલી સરપ દિખાવે. અનુભવ૦ ૨
ઔરનકે સંગ રાતે ચેતન, ચેતન આપ બતાવે,
આનંદઘનકી સુમતિ આનંદા, સિદ્ધ સરૂપ કહાવે અનુભવ૦ ૩

પદ નવમું-સારંગ. પૃ. ૧૮૦

નાથ નિહારો આપમતાસી
વંચક શઠ સંચકસી રીતે, ખોટો ખાતો ખતાસી. નાથ૦ ૧
આપ વિગુવણ જગકી હાસી, સિયાનપ કૌણુ બતાસી,
નિજજન સૂરિજન મેલા ઐસા, જૈસા દૂધ પતાસી. નાથ૦ ૨
મમતા દાસી અહિતકરી હરવિધિ, વિવિધ ભાતી સંતાસી,
આનંદઘન પ્રભુ વિનતી માનો, ઔર ન હિતુ સમતાસી નાથ૦ ૩

પદ દશમું-ટોડી. પૃ ૧૮૬

પરમ નરમમતિ ઔરન આવે પરમ૦
મોહન ગુન રોહન ગતિ સોહન, મેરી વૈર ઐસે નિઠુર લિખાવે પરમ૦ ૧

ચેતન ભાવ મનાવ ન એતે, મૂલ વસાવ જગાત બઢાવે;
કોઈ ન દુવી દલાલ વિસીઠી, પારખી પ્રેમખરીદ બનાવે. પરમ૦ ૨
જાપ ઉધારી અપની કહા એતે, વિરહજાર નિસ મોહી સતાવે;
એતી સુની આનંદઘન નાવત, ઔર કહા કોઉ ડુંડ બજાવે. પરમ૦ ૩

પદ અગિયારમું–માલકોશ, વેલાવલ ટોડી પૃ ૧૯૧

આતમ અનુભવ રીત વરીરી. આતમ૦
મોર બનાએ નિજ રૂપ નિરૂપમ, તિક્ષ્ણ રુચિ કર તેગ ધરીરી. આતમ૦ ૧
ટોપ સન્નાહ શૂરકો બાનો, એકતારી ચોરી પહિરીરી;
સત્તા થલમેં મોહ વિદારત, એ એ સુરિજન મુહ નીસરીરી. આતમ૦ ૨
કેવલ કમલા અપછર સુંદર, ગાન કરે રસરંગ ભરીરી;
જીત નિશાન બજાઈ વિરાજે, આનંદઘન સર્વંગ ધરીરી. આતમ૦ ૩

પદ બારમું–સાખી પૃ ૧૯૭

કુબુદ્ધિ કુબજા કુટિલ ગતિ, સુબુદ્ધિ રાધિકા નારી;
ચોપર ખેલે રાધિકા, જીતે કુબજા હારી.

રાગ રામગ્રી.

ખેલે ચતુરગતિ ચોપર, પ્રાણી મેરો ખેલે.
નરદ ગંજીફા કોન ગીનત હૈ, માને ન લેખે બુદ્ધિવર. પ્રાણી મેરો૦ ૧
રાગ દોષ મોહકે પાસે આપ બનાયે હિતધર;
જૈસા દાવ પરે પાસેકા સારી ચલાવે ખીલકર. પ્રાણી મેરો૦ ૨
પાંચ તલે હૈ દુઆ ભાઈ, છક્કા તલે હૈ એક;
સબ મીલ હોત બરાબર લેખા, યહ વિવેક ગિનવેક. પ્રાણી મેરો૦ ૩
ચઉરાશીમાંહે ફિરે નીલી, સ્યાહ ન તોરી જોરી;
લાલ જરદ ફિર આવે ઘરમેં, કબહુક જોરી વિછોરી. પ્રાણી મેરો૦ ૪
ભાવ વિવેકકે પાઉ ન આવત, તબ લગ કાચી બાજી;
આનંદઘન પ્રભુ પાઉ દેખાવત, તો જીતે જીય ગાજી. પ્રાણી મેરો૦ ૫

પદ તેરમું–સારંગ. પૃ ૨૧

અનુભવ હમ તો રાવરી દાસી; અનુ૦
આઈ કહાતે માયા મમતા, જાનુ ન કહાકી વાસી. અનુ૦ ૧
રીજ પરે વાકે સંગ ચેતન, તુમ ક્યું રહત ઉદાસી?
વરન્યો ન જાય એકાંત કંતકો, લોકમેં હોવત હાંસી. અનુ૦ ૨

સમજત નાહિ નિઠુર પતિ એતિ, પલ એક જાત છમાસી;
આનંદઘન પ્રભુ ઘરકી સમતા, અટકલી ઔર લબાસી. અનુ૦ ૩

પદ ચૌદમું-સારંગ. પૃ ૨૧૫

અનુભવ તુ હૈ હેતુ હમારો. અનુ૦
આય ઉપાય કરો ચતુરાઈ, ઔરકો સંગ નિવારો. અનુ૦ ૧
તૃષ્ણા રાંડ ભાંડકી જાઈ, કહા ઘર કરે સવારો;
શઠ ઠગ કપટ કુટુંબહી પોખે, મનમે કયું ન વિચારો. અનુ૦ ૨
કુલટા કુટિલ કુબુદ્ધિ સંગ ખેલકે, અપની પત કયું હારો?
આનંદઘન સમતા ઘર આવે, બાજે જીત નગારો. અનુ૦ ૩

પદ પંદરમું-સારંગ. પૃ ૨૧૯

મેરે ઘટ ગ્યાન ભાનુ ભયો ભોર. મેરે૦
ચેતન ચકવા ચેતના ચકવી, ભાગો વિરહકો સોર. મેરે૦ ૧
ફૈલી ચિહુ દિસ ચતુરા ભાવરુચિ, મિટ્યો ભરમ તમ જોર;
આપકી ચોરી આપહી જાનત, ઔર કહત ન ચોર. મેરે૦ ૨
અમલ કમલ વિકચ ભયે ભૂતલ, મંદ વિષય શશિ કોર,
આનંદઘન એક વલ્લભ લાગત, ઔર ન લાખ કિરોર. મેરે૦ ૩

પદ સોળમુ-મારુ. પૃ ૨૨૩

નિશદિન જોઉં તારી વાટડી, ઘરે આવોને ઢોલા, નિશ૦
મુજ સરિખી તુજ લાખ હૈ, મેરે તુહી મમોલા નિશ૦ ૧
જવહરી મોલ કરે લાલકા, મેરા લાલ અમોલા;
જીસકે પટતર કો નહિ, ઉસકા ક્યા મોલા? નિશ૦ ૨
પંથ નિહારત લોયણે, દ્રગ લાગી અડોલા,
જોગી સુરત સમાધિમે, મુનિ ધ્યાન ઝકોલા. નિશ૦ ૩
કૌન સુને કિનકુ કહું, કિમ માંડું મેં ખોલા?
તેરે મુખ દીઠે ટલે, મેરે મનકા ચોલા. નિશ૦ ૪
મિત્ત 'વિવેક વાતેં' કહે, સુમતા સુનિ બોલા,
આનંદઘન પ્રભુ આવશે, સેજડી રંગ રોલા. નિશ૦ ૫

પદ સત્તરમુ-સોરઠ ગિરનારી પૃ ૨૨૯

છોકરાને કયુ મારે છે રે, જાયે કાઢ્યા ડેણ;
છોરો છે મારો બાલો ભોળો, બોલે છે અમૃત વેણ. છોરાને૦ ૧

દેવ ઢઢુકિયા આલણુ લાગ્યો, અબ કાંઇ દુઃખ છે નેણુ;
તુ તો મરણ સિરાણે સુતો, રોટી દેસી કોણુ? છોરાને૦ ૨
પાંચ પચીસ પચાસા ઉપર, બોલે છે સુધા વેણુ;
આનંદઘન પ્રભુ દાસ તુમારો, જનમ જનમકે સેણુ. છોરાને૦ ૩

પદ અઢારમુ-માલકોશ, ગોડી રામગ્રી. પૃ ૨૩૫

રિસાની આપ મનાવો રે, પ્યારે બીચ્ચ વસીઠ ન ફેર રિસાની૦
સોદા અગમ હે પ્રેમકા રે, પરખ ન બૂઝે કોય;
લે દે વાહી ગમ પડે પ્યારે, ઓર દલાલ ન હોય. રિસાની૦ ૧
દો બાતાં જીયકી કરો રે, મેટો મનકી આંટ;
તનકી તપત બૂઝાઇએ પ્યારે, વચન સુધારસ છાંટ. રિસાની૦ ૨
નેક નજર નિહાલીએ રે, ઉજર ન કીજે નાથ;
તનક નજર મુજરે મિલે પ્યારે, અજર અમર સુખ સાથ. રિસાની૦ ૩
નિશિ અંધિયારી ઘન ઘટા રે, પાઉં ન વાટકો ફંદ;
કરુણા કરો તો નિરવહું પ્યારે, દેખુ તુમ મુખચંદ. રિસાની૦ ૪
પ્રેમ જહાં દુવિધા નહિ રે, નહિ ઠકુરાઇત રેજ;
આનંદઘન પ્રભુ આઇ બિરાજે, આપહી સમતા સેજ રિસાની૦ ૫

પદ ઓગણીસમુ-વેલાવલ. પૃ ૨૪૨

દુલહ નારી તુ બડી બાવરી, પિયા જાગે તુ સોવે;
પિયા ચતુર હમ નિપટ અગ્યાની, ન જાનુ ક્યા હોવે! દુલહ૦ ૧
આનંદઘન પિયા દરસ પિયાસે, ખોલ ઘુંઘટ મુખ જોવે. દુલહ૦ ૨

પદ વીસમુ-ટોડી આશાવરી. પૃ ૨૪૫

આજ સુહાગન નારી, અવધૂ આજ સુહાગન નારી;
મેરે નાથ આપ સુધ લીની, કીની નિજ અંગચારી. અવધૂ૦ ૧
પ્રેમ પ્રતીત રાગ રુચિ રંગત, પહિરે ઝીની સારી;
મહિંદી ભક્તિ રંગકી રાચી, ભાવ અંજન સુખકારી. અવધૂ૦ ૨
સહજ સુભાવ ચૂરી મેં પેની, થિરતા કંકન ભારી;
ધ્યાન ઉરવશી ઉરમેં રાખી, પિયુ ગુનમાલ આધારી. અવધૂ૦ ૩
સુરત સિંદૂર માંગ રંગ રાતી, નિરતે વેની સમારી;
ઉપજી જ્યોત ઉદ્યોત ઘટ ત્રિભુવન, આરસી કેવલ કારી. અવધૂ૦ ૪
ઉપજી ધુની અજપાકી અનહદ, જિત નગારે વારી;
ઝડી સદા આનંદઘન બરખત, વનમોર એકનતારી. અવધૂ૦ ૫

પદ એકવીસમુ-ટોડી. પૃ. ૨૫૪

નિશાની કહા બતાવું રે, તેરો અગમ અગોચર રૂપ. નિશાની૦
રૂપી કહું તો કછુ નહિ રે, બંધે કૈસે અરૂપ ?
રૂપારૂપી જો કહું પ્યારે, ઐસે ન સિદ્ધ અનૂપ. નિશાની૦ ૧
સિદ્ધ સરૂપી જો કહું રે, બંધ ન મોક્ષ વિચાર;
ન ઘટે સંસારી દશા પ્યારે, પુન્ય પાપ અવતાર. નિશાની૦ ૨
સિદ્ધ સનાતન જો કહું રે, ઉપજે વિણુસે કૌણુ;
ઉપજે વિણુસે જો કહું પ્યારે, નિત્ય અબાધિત ગૌન. નિશાની૦ ૩
સર્વાંગી સબ નય ધણી રે, માચે સબ પરમાન;
નયવાદી પલ્લો ગ્રહી પ્યારે, કરે લરાઇ ઠાન. નિશાની૦ ૪
અનુભવગોચર વસ્તુકો રે, જાણુવો યહ ઇલાજ,
કહન સુનનકો કછુ નહિ પ્યારે, આનંદઘન મહારાજ. નિશાની૦ ૫

પદ બાવીસમું-ગોડી. પૃ. ૨૬૩

વિચારી કહા વિચારે રે, તેરો આગમ અગમ અથાહ વિચારી૦
બિનુ આધે આધા નહિ રે, બિન આધેય આધાર,
મુરગી બીનું ઇંડા નહિ પ્યારે, યા બીન મુરગકી નાર. વિચારી૦ ૧
ભુરટા બીજ વિના નહિ રે, બીજ ન ભુરટા ટાર,
નિસિ બીન દિવસ ઘટે નહિ પ્યારે, દિન બિન નિસિ નિરધાર. વિચારી૦ ૨
સિદ્ધ સંસારી બિનુ નહિ રે, સિદ્ધ બિના સંસાર,
કરતા બિન કરણી નહિ પ્યારે, બિન કરની કરતાર વિચારી૦ ૩
જામન મરણુ વિના નહિ રે, મરણુ ન જનમ વિનાસ,
દિપક બીનું પરકાશતા પ્યારે, બિન દીપક પરકાશ. વિચારી૦ ૪
આનદઘન પ્રભુ વચનકી રે, પરિણુતિ ધરી રુચિવંત,
શાશ્વત ભાવ વિચારતે પ્યારે, ખેલો અનાદિ અનંત વિચારી૦ ૫

પદ ત્રેવીસમુ-આશાવરી. પૃ ૨૭૦

અવધૂ અનુભવકલિકા જાગી, મતિ મેરી આતમશું મીલન લાગી અવધૂ૦
જાયે ન કબહુ ઔર ઢિગ નેરી, તોરી વનિતા વેરી,
માયા ચેડી કુટુંબ કરી હાથે, એક ડેઢ દીન ઘેરી. અવધૂ૦ ૧
જનમ જરા મરન વસી સારી, અસર ન દુનિયા જેતી,
દે ઢવકાય નવા ગમે મીંયા, કિસ પર મમતા એતી. અવધૂ૦ ૨

અનુભવરસમેં રોગ ન સોગા, લોકવાદ સબ મેટા,
કેવલ અચલ અનાદિ અબાધિત, શિવ શંકરકા ભેટા. અવધૂ૦ ૩
વર્ષા બુંદ સમુંદ સમાની, ખબર ન પાવે કોઈ;
આનંદઘન હ્વૈ જ્યોતિ સમાવે, અલખ કહાવે સોઈ અવધૂ૦ ૪

પદ ચોવીસમું–રાગ—, પૃ ૨૭૮

મુને માશ કબ મિલશે મનમેલુ. મુને૦
મનમેલુ વિણુ કેલિ ન કલીએ, વાલે કવલ કોઈ વેલુ. મુને૦ ૧
આપ મિલ્યાથી અંતર રાખે, સુમનુષ્ય નહિ તે લેલુ;
આનંદઘન પ્રભુ મન મિલીઆ વિણુ, કો નવિ વિલગે ચેલુ. મુને૦ ૨

પદ પચીસમું–રાગ—, પૃ ૨૮૧

ક્યારે મુને મિલશે માહરો સંત સનેહી. ક્યારે૦
સંત સનેહી સુરિજન પાખે, રાખે ન ધીરજ દેહી. ક્યારે૦ ૧
જન જન આગલ અંતરગતની, વાતલડી કહું કેહી ?
આનંદઘન પ્રભુ વૈદ વિયોગે, કિમ જીવે મધુમેહી ? ક્યારે૦ ૨

પદ છવીસમું–આશાવરી, પૃ ૨૮૪

અવધૂ ક્યા માગું ગુનહીના, વે ગુનગનન પ્રવીના. અવધૂ૦
ગાય ન જાનું બજાય ન જાનું, ન જાનું સુરભેવા;
રીઝ ન જાનું રીઝાય ન જાનું ન જાનું પદસેવા. અવધૂ૦ ૧
વેદ ન જાનું કિતાબ ન જાનું, જાનું ન લક્ષણ છંદા;
તરકવાદ વિવાદ ન જાનું ન જાનું કવિફંદા. અવધૂ૦ ૨
જાપ ન જાનું જુવાબ ન જાનું, ન જાનું કથવાતા;
ભાવ ન જાનું ભગતી ન જાનું, જાનું ન સીરા તાતા. અવધૂ૦ ૩
ગ્યાન ન જાનું વિગ્યાન ન જાનું ન જાનું ભજનામા (પદનામા);
આનંદઘન પ્રભુકે પરવારે, રટન કરું ગુણધામા. અવધૂ૦ ૪

પદ સતાવીસમું–આશાવરી, પૃ ૨૮૭

અવધૂ રામ રામ જગ ગાવે વિરલા અલખ લખાવે. અવધૂ૦
મતવાલા તો મતમેં માતા, મઠવાલા મઠરાતા;
જટા જટાધર પટા પટાધર, છતા છતાધર તાતા અવધૂ૦ ૧
આગમ પઢિ આગમધર થાકે, માયાધારી છાકે;
દુનિયાદાર દુનિસે લાગે, દાસા સબ આશાકે અવધૂ૦ ૨

બહિરાતમ મૂઢા જગ જેતા, માયાકે ફંદ રહેતા;
ઘટઅંતર પરમાતમ ભાવે, દુરલભ પ્રાણી તેતા. અવધૂ૦ ૩
ખગ પદ ગગન મીન પદ જલમેં, જો ખોજે સો બૌરા;
ચિત્ત પંકજ ખોજે સો ચિન્હે, રમતા આનંદ ભૌરા. અવધૂ૦ ૪

પદ અઠ્ઠાવીસમું-આશાવરી. પૃ ૩૦૩

આશા ઓરનકી કયા કીજે, ગ્યાન સુધારસ પીજે. આશા૦
ભટકે દ્વાર દ્વાર લોકનકે, કૂકર આશાધારી,
આતમ અનુભવ રસકે રસીયા, ઉતરે ન કબહુ ખુમારી. આશા૦ ૧
આશા દાસી કે જે જાએ, તે જન જગકે દાસા,
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા. આશા૦ ૨
મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી,
તન ભાઠી અવટાઈ પીએ કસ, જાગે અનુભવ લાલી. આશા૦ ૩
અગમ પીઆલા પીઓ મતવાલા, ચીન્હે અધ્યાતમ વાસા,
આનદઘન ચેતન વ્હૈ ખેલે, દેખે લોક તમાસા. આશા૦ ૪

પદ ઓગણત્રીસમુ-આશાવરી. પૃ ૩૧૪

અવધૂ નામ હમારા રાખે, સોઇ પરમ મહારસ ચાખે. અવધૂ૦
ના હમ પુરુષા ના હમ નારી, વરન ન ભાતિ હમારી,
જાતિ ન પાતિ ન સાધન સાધક, ના હમ લઘુ નહિ ભારી. અવધૂ૦ ૧
ના હમ તાતે ના હમ શિરે, ના હમ દીરઘ ન છોટા;
ના હમ ભાઇ ના હમ ભગિની, ના હમ બાપ ન ધોટા. અવધૂ૦ ૨
ના હમ મનસા ના હમ શબદા, ના હમ તનકી ધરણી;
ના હમ ભેખ ભેખધર નાહિ, ના હમ કરતા કરણી અવધૂ૦ ૩
ના હમ દરસન ના હમ પરસન, રસ ન ગંધ કછુ નાહિ,
આનંદઘન ચેતનમય મૂરતિ, સેવક જન બલીજાહી. અવધૂ૦ ૪

પદ ત્રીસમુ-આશાવરી. પૃ ૩૨૪

સાધો ભાઇ! સમતા રંગ રમીજે, અવધૂ મમતા સંગ ન કીજે. સાધો૦
સપત્તિ નાહિ નાહિ મમતામે, મમતામા મિસ મેટે,
ખાટ પાટ તજી લાખ ખટાઉ, અંત ખાખમે લેટે. સાધો૦ ૧
ધન ધરતીમે ગાડે બૌરે, ધૂર આપ મુખ લ્યાવે,
મૂષક સાપ હોયગો આખર, તાતે અલચ્છિ કહાવે સાધો૦ ૨

સમતા રતનાકરકી જાઇ, અનુભવ ચંદ સુભાઇ;
કાલકૂટ તજી ભાવમેં એણી આપ અમૃત લે આઇ સાધો૦ ૩
લોચન અસ્યુ સહસ ચતુરાનન, ઇનતે બહુત ડરાઈ;
આનંદઘન પુરુષોત્તમ નાયક, હિત કરી કંઠ લગાઈ સાધો૦ ૪

પદ એકત્રીસમું—શ્રીરાગ પૃ ૩૩૩

કિત જાનમતે હો પ્રાણનાથ, ઇત આય નિહારો ઘરકો સાથ કિત૦ ૧
ઉત માયા કાયા કબન જાત, યહુ જડ તુમ ચેતન જગવિખ્યાત;
ઉત કરમ ભરમ વિષવેલિ સંગ, ઇત પરમ નરમ મતિ મેલિ રંગ. કિત૦ ૨
ઉત કામ કપટ મદ મોહ માન, ઇત કેવલ અનુભવ અમૃતપાન;
આલી કહે સમતા ઉત દુ:ખ અનંત, ઇત ખેલહુ આનંદઘન વસંત. કિત૦ ૩

પદ બત્રીસમું—ધામેરી. પૃ ૩૪૧

પીયા તુમ, નિઠુર ભયે કયું ઐસે. નિઠુર૦
મૈ તો મન વચ ક્રમ કરી રાઉરી, રાઉરી રીત અનૈસે. પીયા તુમ૦ ૧
ફૂલ ફૂલ ભવર કીસી ભાઉંરી ભરત હુ નિવહે પ્રીત કયું એસે;
મૈ તો પીયુતે એસી મીલિ આલી, કુસુમ વાસ સંગ જૈસે. પીયા તુમ૦ ૨
એઠી જાન કહાપર એતી, નીર નિવહિયે જૈસે;
ગુન અવગુન ન વિચારો આનંદઘન, કીજિયે તુમહો તૈસે. પીયા તુમ૦ ૩

પદ તેત્રીસમું—ગોડી. પૃ ૩૪૭

મિલાપી આન મિલાઓ રે મેરે અનુભવ મીઠડે મિત્ત. મિલાપી૦
ચાતક પીઉ પીઉ પીઉ રટે રે પીઉ મિલાવે ન આન;
જીવ પીવન પીઉ પીઉ કરે પ્યારે જીઉ નીઉ આન એ આન. મિલાપી૦ ૧
દુખીઆરી નિશદિન રહુ રે, ફિરુ સબ સુધબુધ ખોય;
તનકી મનકી કવન લહે પ્યારે કીસે દેખાઉં રોય ? મિલાપી૦ ૨
નિસિ અંધિઆરી મોહી હસે રે તારે દાંત દિખાઇ;
ભાદુ કદુ મૈં કિયો પ્યારે, અસૂઅન ધાર વહાઇ મિલાપી૦ ૩
ચિત્ત ચારી ચિહુ દિસે ફીરે પ્રાણમે હો કરે પીસ;
અબલાસે જોરાવરી પ્યારે, એતી ન કીજે રીસ. મિલાપી૦ ૪
આતુર ચાતુરતા નહિ રે, સુનિ સમતા ટુક બાત;
આનંદઘન પ્રભુ આય મિલે પ્યારે આજ ઘરે હર ભાત. મિલાપી૦ ૫

પદ ચોત્રીસમું—ગોડી. પૃ ૩૫૧

દેખો આલી નટ નાગરકો સાંગ.
ઓર હી ઓર રંગ ખેલત તાતે, ફીકા લાગત અંગ. દેખો૦ ૧

ઔરહાનો કહા દિજે બહુત કર, જીવિત હૈ ઇહ ઢંગ;
મેરા ઔર વિચ અંતર એતો, જેતો રૂપોઈ રાગ. દેખો૦ ૨
તનુ શુધ ખોય ઘૂમત મન એસેં, માનું કુછ ખાઇ ભાગ,
એતે પર આનંદઘન નાવત, કહા ઔર દીજે બાગ. દેખો૦ ૩

પદ પાંત્રીસમું-માલસિરિ. પૃ ૩૬૭

કરે જારે જારે જારે જા.
સજિ શિણગાર બણાઇ આભૂષણ, ગઈ તબ સૂની સેજા. કરે૦ ૧
વિરહવ્યથા કછું એસી વ્યાપતી, માનુ કોઇ મારતી બેજા;
અતક અંત કહાલુ લેગો પ્યારે, ચાહે જીવ તું લે જા. કરે૦ ૨
કોકિલ કામ ચન્દ્ર ચૂતાદિ, ચેતન મત હૈ જેજા;
નવલ નાગર આનંદઘન પ્યારે, આઇ અમિત સુખ દેજા કરે૦ ૩

પદ છત્રીસમુ-માલસિરિ. પૃ ૩૬૨

વારે નાહ સંગ મેરા, યુંહીં જોવન જાય;
એ દિન હસન ખેલનકે સજની, રોતે રેન વિહાય. વારે૦ ૧
નગ ભૂષણસેં જરીજાતરી, મોતન કછુ ન સુહાય,
ઇક બુદ્ધિ જીયમેં ઐસી આવત હૈ, લીજેરી વિષ ખાય. વારે૦ ૨
ના સોવત હે, લેત ઉસાસન, મનહીમે પીછતાય,
યોગિની હુયકેં નિકસૂં ઘરતેં, આનદઘન સમજાય. વારે૦ ૩

પદ સાડત્રીસમુ-વેલાવલ. પૃ ૩૭૪

તા જોગે ચિત્ત લ્હાઓ રે, વહાલા તા જોગે૦
સમકિત દોરી શીલ લગોટી, ઘુલઘુલ ગાઠ ઘુલાઉં,
તત્ત્વગુફામે દીપક જોઉં, ચેતન રતન જગાઉં રે વહાલા. તા જોગે૦ ૧
અષ્ટ કરમ કંડેકી ધૂની, ધ્યાના અગન જગાઉં,
ઉપશમ છનને ભસમ છણાઉં, મલી મલી અંગ લગાઉંરે વ૦ તા૦ ૨
આદિ ગુરુકા ચેલા હોકર, મોહકે કાન ફરાઉં;
ધરમ શુકલ દોય મુદ્રા સોહે, કરૂણાનાદ બજાઉં રે, વહાલા. તા જોગે૦ ૩
ઇહ વિધ યોગસિંહાસન બેઠા, મુગતિપુરીકુ ધ્યાઉં,
આનદઘન દેવેંદ્રસે યોગી, બહુર ન કલિમે આઉં રે, વહાલા. તા જોગે૦ ૪

પદ આડત્રીસમું-મારુ. પૃ ૩૮૩

મનસા નટનાગરસૂ જોરી હો, મનસા નટનાગરસૂં જોરી હો,
નટનાગરસૂ જોરી સખી હમ, ઔર સબનસૈં તોરી હો. મ૦ ૧

લોક લાજ નાહિ કાજ, કુલ મરજાદા છોરી;
લોક બટાઉ હસો વિરાનો, અપનો કહત ન કોરી. મ૦ ૨
માત તાત સજ્જન જાત, વાત કરત હૈ ભોરી;
ચાખે રસકી કયું કરી છૂટે, સુરિજન સુરિજન ટોરી હો. મ૦ ૩
ઓરાહનો કહા કહાવત ઓરપે, નાહિ ન કીનિ ચોરી;
કાછ કછ્યો સો નાચત નિવહેઇ, ઓર ચાચરી ચરી ફોરી. મ૦ ૪
જ્ઞાનસિંધૂ મથિત પાઈ, પ્રેમપીયૂષ કટોરી હો;
મોદત આનંદઘન પ્રભુ શશિધર, દેખત દૃષ્ટિ ચકોરી. મ૦ ૫

પદ ઓગણચાલીસમું–જેવતી વા જયજયવતી. પૃ ૪૬૧

તરસકી જઈ દઈ કો દઈકી સવારીરી,
તીક્ષ્ણ કટાક્ષ છટા લાગત કટારીરી. તરસ૦ ૧
સાયક લાયક નાયક પ્રાનકો પહારીરી,
કાજર કા જનલાજ વાજ ન કહું વારીરી. તરસ૦ ૨
મોહની મોહન ઠગ્યો જગત ઠગારીરી,
દીજીએ આનંદઘન દાહ હમારીરી. તરસ૦ ૩

પદ ચાલીસમું–આશાવરી. પૃ ૪ ૨

મીઠડો લાગે કતડો ને, ખાટો લાગે લોક;
કત વિહૂણી ગોઠડી તે રણમાંહિ પોક. મીઠડો૦ ૧
કતયમેં પ્રમણ, લોકયમે શોક;
એક ઠામે કિમ રહે દૂધ કંજી થોક. મીઠડો૦ ૨
કત વિણ ચૌ ગતિ, આણુ માનુ ફોક;
ઉઘરાણી સિરફેરડ, નાણું ખરું રોક. મીઠડો૦ ૩
કત વિણુ મતિ માહરી, અવાહડાની બોક;
ઘોક ઘુ આનંદઘન, અવરને ટોક. મીઠડો૦ ૪

પદ એકતાળીસમુ–વેલાવલ વા મારુ. પૃ ૪૩

પીયા બિન સુધ બુધ ભૂલી હો;
આખ લગાઈ દુઃખમહેલકે, જરૂખે ઝૂલી હો. પીયા૦ ૧
હસતી તબ હુ વિરાનીયા, દેખી તન મન છીજ્યો હો;
સમજી તબ એતી કહી, કોઈ નેહ ન કીજ્યો હો. પીયા૦ ૨
પ્રીતમ પ્રાનપતિ વિના પિયા કૈસે જીવે હો!
પ્રાન પવન બિરહા દશા ભુયઅંગિ પીવે હો. પીયા૦ ૩

